# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।



તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક

પ્રકાશક : ગૂજરાત સાહિત્ય મંદિર

ાર્ષિક રૂ. ૫-૦-૦
[illegible]

૭ માસના રૂ. ૩-૦-૦
છુટક રૂ. ૦-૮-૦

'પ્રસ્થાન' નો વધારો

# "પ્રસ્થાન"

## લેખકોની અનુક્રમણિકા

( સં. ૧૯૮૨ કારતક થી ચૈત્ર )

પુસ્તક ૧ — અંક ૧ થી ૬

---

# "પ્રસ્થાન"

## લેખકોની અનુક્રમણિકા

(સં ૧૯૮૨ : કારતક થી ચૈત્ર)

પુસ્તક ૧. અં ૧ થી ૬.

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૧ | કારતક, ૧૯૮૨ | અંક ૧

## હેતુઓ અને આશયો

કોઇ પણ કાર્યના હેતુઓ અને આશયોનું ખરેખરૂં સ્ફુટ દર્શન તો એ કાર્યમાં જ થઇ શકે. કાર્ય પહેલાં તો તેના કલ્પકો પણ તે આશયો અને હેતુઓનું માત્ર ઝાંખું સ્વરૂપ જ જોઇ શકે-સમજી શકે. પણ માસિકના આશયો કોઇ એક જ વ્યક્તિ કે એક જ મંડળ સિદ્ધ કરી શકે નહિ. તેની સિદ્ધિ માટે બહોળા લેખકવર્ગનો અને વાચકવર્ગનો સહકાર આવશ્યક છે; અને એ સહકારને માટે તેના હેતુઓ, આશયો બને તેટલા સ્ફુટ કરી પ્રથમ રજુ કરવા જોઇએ.

આપણી અત્યારની સ્થિતિ વિશે એક બાબત સર્વને પ્રતીત થઇ હશે જ કે આપણે આગળ ચાલી શકતા નથી. ચાલવું-ચાલતાં રહેવું એ જગતનો અર્થ છે, સ્વભાવ છે, નિયમ છે એમ આપણે જાણીએ છીએ છતાં આપણે આગળ જઇ શકતા નથી. વૈદિક સાહિત્યના, શક્તિ વીર્ય અને ઉત્સાહના દેવ ઇન્દ્રે કહ્યું છે કે માણસ ઊંઘે એ જ કલિયુગ અને ચાલે એ જ સત્યયુગ; "ઇન્દ્ર ચાલતાનો સખા છે" માટે "ચાલવા માંડ, ચાલવા માંડ." અને છતાં આપણે ઊભા છીએ ત્યાંથી એક ડગલું આગળ વધી શકતા નથી. શાક્યપુત્ર ગૌતમ મહાભિનિષ્ક્રમણ× કરી બુદ્ધ થયા; કોઇ પણ બે ભિક્ષુઓએ એક દિશામાં ન જવું, દરેકે જુદી જુદી દિશામાં ઉપડી જવું એવો એમનો ઉપદેશ છે. છતાં આપણે કોઇ પણ દિશામાં જઇ શકતા નથી. પ્રસ્થાનત્રયીમાં સ્થાન પામેલ ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને કર્મક્ષેત્ર એ જ યુદ્ધક્ષેત્ર અને યુદ્ધક્ષેત્ર એ જ ધર્મક્ષેત્ર એવો ઉપદેશ આપ્યો છે અને છતાં જીવન-વિગ્રહના એક પણ યુદ્ધ માટે આપણે તૈયાર થઇ શકતા નથી. સારા જગતમાં જેની મહત્તા સ્વીકારાઇ છે, જેની ઘોષણાનો પડઘો પડે છે, જેના કર્મયજ્ઞે રૂઢિ અને કાયદાથી પ્રતિષ્ઠિત થયેલાં કંઇક આસનો ડગે છે, એવો કર્મવીર પુરુષ આપણા દેશમાં, આપણા પ્રાન્તમાં

× નિષ્ક્રમણ એટલે નિકળવું તે. ભગવાન ગૌતમ સંસારનો ત્યાગ કરી ચાલી નીકળ્યા એ મહાન પ્રસંગને બૌદ્ધો મહાભિનિષ્ક્રમણ કહે છે. તે પછી તપ કરીને-તેઓ બુદ્ધ થયા-જ્ઞાન પામ્યા.

વિદ્યમાન છે અને છતા આપણે એમણે બનાવેલે માર્ગે કે આપણે મનમાન્યે કોઇ અન્ય માર્ગે જઇ શક્તા નથી

આનું કારણ સમજવા આપણે આપણી પરિસ્થતિ જોવી જોઇએ આપણી પરિસ્થિતિ બરાબર સમજવાની જરૂરિયત, છેલ્લા કેટલાક વરસોમા નહોતી તેટલી વિકટ અત્યારે છે. આપણી પરિસ્થિતિમા અનેક પ્રશ્નો, પાણીમા છુપાઇ રહેલા આહોની માફક ગૂઢ પડેલા છે તે પાણી હલાવી જોઇશુ ત્યારે જ બરાબર જણાશે આપણું પ્રજાશરીર અનેક રૂઢિઓ અને રાજપ્રકરણી બંધનોમા જકડાઈ ગયુ છે તે અગો હલાવીશુ ત્યારે જ માલુમ પડશે. જે દેખતો નથી તે ચાલતો નથી, આપણે આપણી પરિસ્થિતિ બરાબર જોવી જોઇએ.

પરિસ્થિતિ એટલે શુ ? માનવની પરિસ્થિતિ દેશ અને કાલમા અનત સુધી ગયેલી છે. તેમાથી આપણી નજર પહોચે તેટલી આપણી પરિસ્થિતિ આમ નજર કરવામા, પાર્થિવ દ્દષ્ટિની પેઠે, નિકટની વસ્તુઓ વધારે સ્પષ્ટ દેખાય, પરદેશ કરતા સ્વદેશની, સ્વપ્રાન્તની વસ્તુઓ, દૂરના ભવિષ્ય કરતા વર્તમાનની અને નિકટના ભવિષ્યની વસ્તુઓ વધારે સ્પષ્ટ દેખાય આમ જોવાથી અયથાર્થ દર્શન થાય છે એમ બીરુ બની ઊભા ન રહેવુ જોઇએ દ્દષ્ટિની આ ઘટના કોઇ વિષમ અવસ્થા નથી પણ પ્રસ્થાનનો સ્વાભાવિક ક્રમ છે આપણે ઊભા હોઇએ ત્યાથી ચાલવુ છે અને નજીકની ભૂમિ આપણને સ્પષ્ટ દેખાય એ ઇષ્ટ છે, એ બસ છે. માણસ જોઇને ચાલે એથી વધારે શુ કરી શકે ? दृष्टिपूत न्यसेत्पादम्*

આ ક્રમે 'પ્રસ્થાન'ની પ્રસ્થાનભૂમિ ગૂજરાત, ગૂજરાતીઓની સ્થિતિ અને ગૂજરાતી ભાષા છે. તેની દ્દષ્ટિનું કેન્દ્રસ્થાન ગૂજરાત રહેશે, ગૂજરાતના પ્રશ્નો ઉકેલવા અને તેની ચર્ચા કરવી એ તેનો મૂળ ઉદ્દેશ છે. ગૂજરાતમાથી નીકળી તે પહોચે તેટલે નજર કરવા પ્રયત્ન કરશે.

જોઇને ભરેલુ પગલુ પવિત્ર થાય છે તો એ જોનારી દ્દષ્ટિ પણ સસ્કારી હોવી જોઇએ બૌદ્ધ સાહિત્યમા જેને 'દિટ્ઠિ' એટલે મિથ્યાદ્દષ્ટિ કહે છે એવી નહિ પણ સસ્કૃત સાહિત્યમા જેને દર્શન કહે છે એવી એ હોવી જોઇએ કોઇ પણ અભિમાનથી મતાગ્રહથી કે સ્વાર્થથી એ વાળી કે કલુષિત થવી ન જોઇએ વળી એ દ્દષ્ટિ હાલના શાસ્ત્રોથી સસ્કૃત થયેલી હોવી જોઇએ હાલના ઘણાખરા શાસ્ત્રો પશ્ચિમમા વિકાસ પામ્યા છે, એના વિચારો પશ્ચિમની સસ્કૃતિથી રગાઇને આવે છે એ ખરૂ પશ્ચિમની સસ્કૃતિના વિચારો અત્યારે ઘણા વેગથી આવી આપણને સ્થિર પગે જોવા કે વિચાર કરવા દેતા નથી એ ખરૂં છતા વિજ્ઞાનના વિચારો કોઇ પણ એક દેશના ગણાવા ન જોઇએ આપણે વિજ્ઞાનથી આપણી દ્દષ્ટિને સંસ્કારી કરવી જોઇએ વિજ્ઞાનના પ્રકાશથી ઇતિહાસની ભોયપર આપણી પરિસ્થિતિને આપણે બરાબર નિરીક્ષવી જોઇએ અને તેમાથી ઉત્પન્ન થતા જીવનના જુદા જુદા પ્રદેશના પ્રશ્નો, કલાના અને તત્ત્વજ્ઞાનના, ગૃહિણીકરણીના, સપત્તિના, સમાજના, નાતના, કુટુબ સસ્થાના, કોમોના, ધર્મોના, રાષ્ટ્રોના, રાજ્યકારણના સર્વ પ્રશ્નો સમજવા જોઇએ અને બુદ્ધિ ગ્રહણ કરી શકે તેવો તેમનો નિકાલ લાવવો જોઇએ

* દ્દષ્ટિથી પવિત્ર થયેલુ પગલુ ભરવુ

સમાજનાં ઘણાંખરાં અનિષ્ટો તો માત્ર સમજવાથીજ નાબુદ થાય છે. સમાજનો મોટો ભાગ અમુક પ્રશ્નોનો વિચાર કરતો થઇ જાય તો તેનો નિકાલ એની મેળે આવી જાય છે. છતાં જ્ઞાનને કાર્યપર, કાર્યોન્મુખ, કાર્યપર્યવસાયી કરવા પ્રયત્ન કરવો જોઇએ. ક્રિયા એ જ્ઞાનનું સ્વાભાવિક પ્રકટીકરણ છે અને ક્રિયાથી પરાઙ્મુખ થયેલું જ્ઞાન કેવળ ભારરૂપ છે. જ્ઞાનની નિષ્ક્રિયતા એ ચૈતન્યની ઊણપનું ચિહ્ન છે. એ ચૈતન્ય ઇશ્વર પાસેથી કે ધર્મથી આવે; કર્મવીર પુરુષોના પ્રત્યક્ષ અને પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ સત્સંગથી આવે; કલાથી જાગૃત થાય; કે જ્ઞાનના પુનઃપુનઃ પરામર્શથી પ્રાપ્ત થાય.

આ પ્રમાણે સમસ્ત ગૂજરાતની સમક્ષ અત્યારે એક ઘણો મોટો કાર્યપ્રદેશ ખુલ્લો પડયો છે. તેમાં સાહિત્યથી જે શક્ય હોય તે જેટલું થઇ શકે તેટલું કરવા ‘પ્રસ્થાન’ ઉમેદ રાખે છે. ‘પ્રસ્થાન’ માં પ્રામાણિક રીતે, હેતુપુરઃસર કરેલી કોઇ પણ વિષયની ચર્ચાને સ્થાન છે. તેની ભાષા ગૂજરાતી છે અને અમને શ્રદ્ધા છે કે ગૂજરાતી ભાષા ગમે તેવા ભવ્ય ગંભીર ઉચ્ચ ઉદાર અને સૂક્ષ્મ વિચારોનું વાહન બની શકે છે અને તેવા વિષયોનો ગૂજરાતીમાં વિચાર કરવાથી જ એ શક્તિ માલુમ પડે છે અને વિકાસ પામે છે. તેના વાંચનારા મુખ્યત્વે ગૂજરાતીઓ છે અને અમને શ્રદ્ધા છે કે ગમે તેવા ભવ્ય ગંભીર ઉચ્ચ ઉદાર અને સૂક્ષ્મ વિચારો ગ્રહણ કરવા ગૂજરાતીઓ સમર્થ છે અને એવા વિચારો ગૂજરાત આગળ રજુ કરવાથી જ એમની એ શક્તિ માલુમ પડી આવશે અને વિકાસ પામશે. આવી શ્રદ્ધા ઉપર અમે પ્રસ્થાન કરીએ છીએ અને આશા છે કે ગૂજરાતનો લેખકવર્ગ અને વાચકવર્ગ અમારી શ્રદ્ધામાં સહભાગી થઇ અમને સહકાર આપશે.

રા૦

---

# કાવ્યમાં વર્ણનું મહત્ત્વ*

મથાળું પૂરેપૂરો વિષયનિર્દેશ કરે છે એ વિશે મને ઘણો સંશય છે. વળી કેટલાકને વર્ણ શબ્દની અનેકાર્થતા પણ ભ્રામક નીવડી છે. વર્ણ એટલે નાત નહિ. વર્ણ એટલે રંગ નહિ. વર્ણ એટલે અક્ષરો; સ્વર અને વ્યંજનોનું સામાન્યવાચક નામ. વર્ણો અને કાવ્યનો શો સંબંધ છે એ સ્ફુટ કરવા માટે અને વિષયપ્રદેશ આંકવા માટે કાવ્ય સંબંધી કેટલીક પ્રાસ્તાવિક ચર્ચા આવશ્યક છે.

કાવ્યનું લક્ષણ બાંધવું મુશ્કેલ છે, કહો કે લગભગ અશક્ય છે. ખરી રીતે જીવનની સર્વ ચૈતન્યપ્રવૃત્તિઓ અને જીવન પોતે એમ લક્ષણમાં બાંધીજ શકાતું નથી. જેનો સ્વભાવજ ઊગવાનો છે તેને કથામાં શી રીતે બંધાય?

* ગુજરાત સાહિત્ય સભામાં આપેલું ભાષણ. સમય ઓછો હોવાથી ભાષણ વાંચ્યું નહોતું.

કાવ્ય એ કલા છે. કલા એ જીવનનું પ્રગટીકરણ છે. જો જીવન બંધાય તો કાવ્ય બંધાય.

એટલે કાવ્ય શું છે તેનું અંતિમ લક્ષણ બાંધવાનો પ્રયત્ન નહિ કરૂં. સર્વ ચૈતન્ય પ્રવૃત્તિઓને એટલા માટે ઇતિહાસદૃષ્ટિએ જોવી ઠીક છે. સદ્ભાગ્યે મારો વિષય એટલો ચોક્કસ મર્યાદાવાળો છે કે ઉપસ્થિત થયેલી કાવ્યચર્ચામા સમસ્ત ઇતિહાસની સમીક્ષા કરવાની જરૂર નથી. કેટલાક મુખ્ય મુખ્ય લક્ષણો–ચિહ્નો મારે માટે બસ થશે, તેથી ચર્ચા અતિ સાધારણ રૂપ લે તે આપ નિભાવી લેશો એવી આશા છે.

કાવ્ય એ કલા છે. કલાનું પ્રયોજન નિરતિશય આનંદ ઉત્પન્ન કરવા ભાવોને સાકાર કરવાનું છે. આ ભાવને સાકાર કરવાનો વ્યાપાર કલાવિધાયક અમુક ઉપાદાનદ્વારા કરે છે. જેમ કે ચિત્રકાર રંગોદ્વારા, મૂર્તિવિધાયક પત્થર કે માટીદ્વારા, ગાયક સ્વરો–સૂરોદ્વારાઃ કલા-વિધાયક પોતાના ઉપાદાનને ભાવાનુકૂલ આકાર આપી તેને માનવજાતિને ગોચર કરે છે. ઘણે ભાગે આ રીતે કલાત્મક આકાર ગ્રહણ કરનાર બે ઇન્દ્રિઓ છે, આંખ અને કાન. ચિત્ર દૃષ્ટિગોચર છે, સંગીત શ્રુતિગોચર છે. નૃત્ય દૃગગોચર અને તેમા રહેલો તાલ કંઇક શ્રુતિગોચર પણ છે.

ત્યારે કાવ્ય સંબંધી આપણે આ જ બે પ્રશ્ન પૂછવાના છે; તેનું ઉપાદાન શું છે, અર્થાત્ તે કયા ઉપાદાનદ્વારા ભાવને સાકાર કરે છે? અને તે ઉપાદાન માનવની કઇ ઇન્દ્રિયને ગોચર થાય છે?

અહીં કાવ્ય સંબંધી થોડી વ્યાખ્યાઓ તપાસીએ. મમ્મટ કહે છે કે કાવ્ય એ દોષ વિનાના, ગુણવાળા, ક્વચિત સ્ફુટ અલંકાર વિનાના શબ્દ અને અર્થ છે. સાહિત્યદર્પણકાર વિશ્વનાથ રસાત્મક વાક્યને કાવ્ય કહે છે. વિચક્ષણ પંડિત જગન્નાથ રમણીય અર્થનો પ્રતિપાદક શબ્દ તે કાવ્ય એમ કહે છે આ ત્રણ વ્યાખ્યામા હું ચોથી બ્રૅડલીની વ્યાખ્યા ઉમેરૂં છું તે કહે છે કોઇ હસતા માણસના ચિત્રમા મ્હો પરની રેખાઓ અને હાસ્ય બે જુદી વસ્તુઓ નથી પણ રેખા હાસ્ય વ્યક્ત કરે છે એવીજ રીતે કાવ્યમા શબ્દ અને અર્થ બે ભિન્ન નથી પણ કાવ્ય એ અર્થપ્રતિપાદક શબ્દ છે અથવા શબ્દપ્રતિપાદ્ય અર્થ છે.

આ સર્વ વ્યાખ્યાઓ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે કાવ્યનું ઉપાદાન વાઙ્મય છે, વાણી છે, શબ્દ અને શબ્દપ્રતિપાદ્ય અર્થ છે. કવિ વાણી અને તેના અર્થને પોતાના ભાવને અનુકૂળ આકાર આપે છે.

હવે બીજો પ્રશ્ન વિચારવાનો રહે છે. વાણીને જે આકાર કવિ આપે છે તે કઇ ઇન્દ્રિ-યને ગોચર થાય છે? કઇ ઇન્દ્રિયદ્વારા માનવજાતિ કવિએ આપેલું વાઙ્મય સ્વરૂપ ગ્રહણ કરે છે? કાન, શ્રવણ એ આનો વાસ્તવિક જવાબ છે.

વાણી એ સામાન્ય રીતે એક પક્ષથી જેમ બોલાય છે તેમ બીજાથી સંભળાય છે. બોલાય છે તે પણ બીજો સાંભળે એટલા માટે, તેથી વાણી શ્રુતિગ્રાહ્ય જ ગણવી જોઇએ. આ ઉપરથી નિષ્પન્ન થાય છે કે કાવ્યકલાનું ઉપાદાન વાણી છે અને તે શ્રુતિગ્રાહ્ય છે.

આ તો સર્વમાન્ય સિદ્ધાન્ત છે છતા આમા કંઇક શંકા થવા સંભવ છે. શું કવિતા વાંચી શકાતી નથી? શું સાહિત્ય એ વાચનનો વિષય નથી? ત્યારે કાવ્ય માત્ર શ્રુતિગ્રાહ્ય શા

માટે ગણવું ? સાથે સાથે ચક્ષુર્ગ્રાહ્ય કેમ ન ગણવું ? છેવટ વાંચનગ્રાહ્ય કેમ ન ગણવું ? હાલ આપણે કાવ્યો એટલાં બધાં વાંચીએ છીએ કે આપણને એમજ લાગે કે કાવ્ય વાંચવા યોગ્ય હોઇ શકે, પણ એ યથાર્થ મત નથી. હરિગીતની બે લીટીઓમાં સરખી સંખ્યાના અક્ષરો વાંચવામાં આવે એ સૌંદર્યનું કારણ નથી પણ સાંભળવામાં સરખી માત્રાઓ આવે છે એ છે. શ્રી ખબરદારના કે ન્હાનાલાલના ખંડ હરિગીતો વાંચવામાં પિરામિડના આકારના છે એ એની ખૂબી નથી પણ સાંભળવામાં હરિગીતના બીજનાં સંવાદી સંખ્યાનાં પરિવર્તનો થાય છે એ એની ખૂબી છે. અને આ જોતાં આપ જોઇ શકશો કે કાવ્યના કપાટપ્રબંધો કે કટાર કે ગરુડ કે સર્પ જેવા આકારો કરવા એ શ્રુતિગોચર કાવ્યકલા ઉપર જુલમીમાં જુલમી અત્યાચાર છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રકારોએ શ્રાવ્ય અને દૃશ્ય એવાજ ભાગો કાવ્યના પાડ્યા છે ક્યાંઇ વાચનોચિત એવો પ્રકાર કહ્યો નથી છતાં આવી વાંચવાની ચમત્કૃતિઓને કાવ્યની ચમત્કૃતિ ગણી છે એ તે સમયની કાવ્યમાં ઘૂસી ગયેલી કેટલીક અધમતાનો જ પુરાવો છે. ગૂજરાતીમાં આ શૈલીનું થોડું અનુકરણ થઇ તરત બંધ પડ્યું એ સારો યોગ સમજવો જોઇએ.

આજ ચર્ચાને અંગે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે સંસ્કૃત આલંકારિકોએ દૃશ્ય એવો પ્રકાર સ્વીકાર્યો તો વાંચનગ્રાહ્ય એવો પ્રકાર સ્વીકારવામાં શું ખોટું છે. હું માનું છું આ વાક્છલ આપણને નહિ છેતરી શકે. કાવ્યકલા પોતાનું વ્યક્તિત્વ સાચવીને બીજી દૃશ્યકલા સાથે સંલગ્ન થઇ શકે. જેમ શ્રુતિગોચર સંગીત, દૃશ્ય નૃત્ય સાથે સંલગ્ન થાય છે, તેમ કાવ્ય પણ શ્રુતિગોચર સંગીત સાથે સંલગ્ન થાય અને દૃગ્ગોચર અભિનયકલા સાથે પણ સંલગ્ન થાય. બન્ને પ્રસંગે કાવ્યનું વ્યક્તિત્વ પુષ્ટ થાય છે, છેવટ હણાતું તો નથી જ. वंदे मातरम्નું પઠન સાંભળીયે ત્યારે માતૃભૂમિ તરફ જે ભાવ થાય છે તે ભાવ તેના સંગીતથી પુષ્ટ થાય છે. નાટકનું એક પાત્ર બીજા પાત્રને કહે 'ચૂપ' અને તે સાથે નાક પર આંગળી મૂકવાનો અભિનય કરે તેથી ચૂપનો અર્થ પુષ્ટ થાય છે. આવી રીતે સંગીત અને અભિનય બન્ને ઘણીવાર કાવ્યના દોષોને પણ નિર્વાહ્ય બનાવે છે. પણ सरला बहुलारंभ तरलालि बलारवा એ શરદ્વર્ણનની પંક્તિ તમે સાંભળો ત્યારે તેના વર્ણોને અમુક રીતે ગોઠવીને વાંચતાં મુરજ થાય છે એ વિચારથી તેના અર્થને જરા પણ પુષ્ટિ મળતી નથી. ઉલટું મુરજ થાય છે એ જોતી વખતે અર્થને એક બાજુ રાખવો પડે છે. એટલે કાવ્ય એ વાંચનગ્રાહ્ય નથી જ. શ્રુતિગ્રાહ્ય છે. સંગીતને પણ સારેગમમાં લખી શકાય છે પણ તે તો માત્ર એક સાચવી રાખવાને માટે યોજેલી યુક્તિ છે; તેમ વાઙ્મય લખી શકાય છે એ પણ કાવ્યકલાના ઉપભોગનો વિચાર કરતાં અપ્રસ્તુત ગણવું જોઇએ.

આટલું લાંબું વિવેચન કરવું પડ્યું તેનું કારણ એ કે અત્યારે વર્ણ એટલે જે લખીએ છીએ તે વર્ણ એવો અર્થ થઇ ગયો છે. કોઇ क च ट त प કહે ત્યારે આપણી કલ્પના આગળ લખેલા અક્ષરો આવે છે. આ ટેવ કાવ્યોપભોગને હાનિકારક છે. કાવ્યોપભોગ માટે શ્રુતિપરીક્ષા એ ખરી પરીક્ષા છે. વાંચતી વખતે પણ કલ્પનાથી આપણે કાવ્ય સાંભળીએ તોજ કાવ્યનો ઉપભોગ કરી શકીએ. અને જેના કાન જુદા જુદા વર્ણોના ઉચ્ચારોની અસર બરાબર પારખી શક્તા હોય તેજ કાવ્યનો ખરો મર્મ સમજે. આ તત્ત્વ નહિ સમજાયું હોવાથી કવિતાશિક્ષણમાં, કવિતાવાંચનમાં, કવિતાપરીક્ષામાં તથા કવિતાની છૂટ ક્યાં લેવાય

અને ક્યાં ન લેવાય ને સમ્બન્ધી ચર્ચામાં ઘણા ખોટા વિચારો પ્રવર્તવા પામે છે. જે માણસ ળ લ ડ ર નો ભેદ ન સમજે, તેમજ જે માણસ એ વર્ણોને જુદા સમજે પણ તેમની સમાનતા ન સમજે તે કાવ્યની ખરી ખૂબી ન સમજી શકે. વર્ણ શબ્દની દ્વિઅર્થતાનો લાભ લઇ કહી શકું કે જુદા જુદા વર્ણોની અસર જો આંખ ન સમજી શકે તો ચિત્ર ન ભોગવાય અને તેવીજ રીતે વર્ણોની અસર જો કાન ન પારખી શકે તો કાવ્ય ન પરખાય.

મારો વિષયપ્રદેશ હવે સ્પષ્ટ થયો છે. કાવ્યનું ઉપાદાન શબ્દ અને શબ્દપ્રતિપાદ્ય અર્થ છે. અને તેને ગ્રહણ કરનારી ઇન્દ્રિય શ્રોત્ર છે. શબ્દો વર્ણોના બનેલા છે અને વર્ણો શ્રુતિગોચર હોવાથી કાવ્ય ઉપભોગ્ય બને છે. એ વર્ણ અને કાવ્યનો સંબંધ. દૃશ્ય કાવ્ય આજના વિષયને હવે અપ્રસ્તુત છે.

કાવ્ય શબ્દનું બનેલું છે અને શબ્દ વર્ણોના ઉચ્ચારનો બનેલો છે. પણ માણસના કંઠમાંથી જેટલા ઉચ્ચાર નીકળે છે તે બધા વર્ણો નથી અને બધા શબ્દો પણ નથી. મારૂં વક્તવ્ય સ્પષ્ટ કરવા હું એક દૃષ્ટાન્ત આપીશ જે કદાચ કાવ્યના ઇતિહાસમાં વિચિત્ર તો ગણાશે જ. અમારી નાતના—પ્રશ્નોરા નાગર—ભોરના જગન્નાથ પંડિત સંસ્કૃતમાં શીઘ્ર કવિતા કરી શકતા. તેઓ પેશ્વાના દરબારમાં ગયા હતા ત્યાં તેમને એક લહીઆ સાથે સરત થઇ. કવિ સંસ્કૃતમાં શીઘ્ર કવિતા કરે અને લહીઓ એટલા જ વેગથી તે લખી નાંખે. ઘણા પ્રયત્ને પણ લહીઓ હાર્યો નહિ ત્યારે પંડિતે એક યુક્તિ કરી. તેમણે એક સ્રગ્ધરા રચ્યો અને તેમાં ગોવાળીઆનાં બાળકો અને ગોપાલ પ્રાકૃતભાષાથી ઢોરને બોલાવતા હતા એવું વર્ણન કર્યું. અને ઢોરને હાંકતાં જે ડચાચ......જેવો અવાજ થાય છે તે સ્રગ્ધરાના લઘુવર્ણોના બીજા ખંડમાં મૂકયો. શ્લોક નીચે પ્રમાણે છે.

> भाषाभिः प्राकृताभिः......घचनाच्छब्दमुच्चैर्गृणन्तो ।
> नूनं गोपालबालाः कृतरत्तिकगिरस्तत्पशूनाह्वयंति ।
> श्रीमद्गोपालबालो निजसकलजनैर्वेष्टितैस्तैः समंतात्
> क्रीडासक्तोचिरक्तोऽधरधृतमुरलिः पातु सर्वान् मुरारिः ॥

કહેવાની જરૂર નથી કે લહીઓ હાર્યો અને પંડિત જીત્યા. પંડિતને તેમની તરતબુદ્ધિ માટે અને વિચક્ષણ યુક્તિ માટે ઇનામ મળવું જોઇએ અને દરબારમાં મળ્યું હતું એવી વાત છે પણ આપણે એ વિચારવાનું છે કે એ યુક્તિનું રહસ્ય શું છે. ......એ ઉચ્ચારને કાવ્યમાં સ્થાન છે ? એ ઉચ્ચાર કોઇ વ્યક્ત વર્ણ નથી,......એ ભાષાનો શબ્દ નથી ભલે તેનો અર્થ છે અને એ અર્થ ઢોર પણ સમજે છે પણ એ ભાષા નથી. અને આવા વર્ણોથી કાવ્ય ન બની શકે. પણ આ વર્ણોની ઘણીજ નિકટ રહી એજ અર્થ બતાવવા આપણે ભાષાના શબ્દો બનાવ્યા છે અને હજી બનાવીએ છીએ.......એ ઉચ્ચાર ઉપરથી આપણે ડચકારો શબ્દ કરીએ તે ભાષા છે. આવા શબ્દોને અંગ્રેજીમાં onomatopoeic અર્થાનુકારી શબ્દો કહે છે. એવા શબ્દોનું સ્થાન પણ કાવ્યમાં વિરલ હોવું જોઇએ એમ હું માનું છું. એ ભાષાના શબ્દો છે ખરા પણ ભાષા અને અવ્યક્ત અવાજની સીમા ઉપરના છે, તેમાં ઉચ્ચારથી ભિન્ન કોઇ ઊંડો અર્થ નથી અને કાવ્યમાં તેનું સ્થાન પણ વિરલ છે. અંગ્રેજી શિષ્ટગ્રંથમાં અવાજ અર્થને અનુસરવાની પંક્તિઓના ઉત્તમ નમૂનામાં પણ આવા અર્થાનુકારી શબ્દોથી અર્થ વ્યક્ત થતો નથી. આવા વર્ણકૌશલનો એક દાખલો મિલ્ટનમાંથી લઇએ.

શયતાન અવ્યક્ત પંચભૂતમાં સફરે નીકળે છે ત્યાં એક વાદળાના પ્રચંડ આઘાતથી તે પડવા માંડે છે એવું વર્ણન, એ કલાનિપુણ કવિ નીચેની પંક્તિથી કરે છે

plumb down he dropped
Ten thousand fathom deep.

અહીં ઉચ્ચારથી જ સમજાય છે કે જાણે કંઇક ઊંડું ઊંડું અથડાતું અથડાતું પડે છે. પણ આમાંનો કોઇ શબ્દ ડચૂ ડચૂ જેવો અર્થાનુકારી નથી. આવું વર્ણન હું એમ કરૂં કે "માણસ ભફાંગ્ દેતોને પડયો," તો 'ભફાંગ્' એ શબ્દથી કાવ્ય ન બની શકે. એ શબ્દ છે, તેમાં અર્થ પણ છે પણ એ શબ્દમાં વાચ્ય, અને તે પણ માત્ર ઉચ્ચારાત્મક વાચ્ય ઉપરાંત વ્યંગ્યને રહેવા જેટલો અવકાશ જ નથી. અને કાવ્યનો આત્મા તેનો વ્યંગ્યાર્થ છે. જૂની ચારણી કવિતા ઉચ્ચાર અને અર્થ બન્ને માટે આવા શબ્દો ઉપર ઘણો આધાર રાખતી તે તેનો દોષ છે. ધડધડાટ, ગડગડાટ, સરસરાટ વગેરે શબ્દોને કાવ્યમાં ઘણું ઓછું સ્થાન છે. દાખલાથી સમજાશે. ઇડરના સૂરજમલજીએ અંગ્રેજો સામે જે ધિંગાણું કર્યું તેનો આ ત્રકટબંધ પવાડો છે. કેટલુંક વર્ણન સારૂં અને બલિષ્ઠ છે. પણ આપણે નીચેનું વર્ણન જોઇએ.

હવે ઝણણ શિર ઝલમાણ જયમ જયમ
ઘણણ તોપણ ગોળ ધમધમ
રાણણ બાણણ શોક શમશમં
ખણણ ખોપર ઉડણ ખમખમ
ધણણ પખરણ બાજ ધમગ્રમ
થટણ બીરણ નયણ થમથમ
કલમ ભાજત જાત કમકમ
પઠત કવ કણ બરમ ઓપમ
જીતિયો ઘણ જંગ
તો દળહલક ભાવ સમંદરા
અસુરાણ ગોતાં ઉપરા... ... ...

આ રીતે ગમે તે માણસ કાવ્ય કરી શકે, અને યમક ગમે તેટલી સંખ્યાના મેળવાય. પણ આ કાવ્ય નથી. કાવ્યમાં ઉચ્ચાર આવા અનુકરણથી થતો નથી. દાખલાથી જોઇએઃ—

या कुन्देन्दुतुषारहारधवला या श्वेतपद्मासना
या वीणावरदण्डमंडितकरा या शुभ्रवस्त्रावृता।

બીજી પંક્તિમાં વીણાનો રણકાર સ્પષ્ટ સંભળાય છે. કાલિદાસ મેઘ પાસે અલકાના મહેલોનું વર્ણન કરે છે. સાંભળીએઃ—

विद्युद्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः
संगीताय प्रहतमुरजाः स्निग्धगंभीरघोषम् ।

મુરજ વર્ણન અક્ષરોની મહેનતથી મુરજબન્ધ કરવાથી નથી થતું, 'ભેમણા ભપંગ્ લાગે છે' એ ભાષા છે, તેથી વર્ણન થાય છે પણ કાવ્ય નથી થતું, પણ संगीताय प्रहत

मुरजाः स्निग्धगंभीरघोषम् કહેવાથી કાવ્ય થાય છે. प्रहतमुरजाः મા દ્રુત અને ધીમા તાલો પડી स्निग्धगंभीरघोषम् માં થાપી સંભળાય છે. આ રીતે કાવ્યમાં ઉચ્ચાર અર્થને ઉપકારક છે.

આધુનિક ગૂજરાતી કાવ્યે આ બન્ને પ્રકારોનો પ્રયોગ કર્યો છે. શબ્દચમત્કૃતિ માટે વખણાએલા સદ્‌ગત હરિલાલ હર્ષદરાય ધ્રુવના બે જ દૃષ્ટાન્તો લઉં.

છનચ્છનિત વીજળી ભ્રુકુટિ મેઘજાળે ઢળે,
અતિ ત્વરિત વાદળી જળભરી વિલાસે લળે,
ઘટામુદિત કો કળા થનથને કરી મોરલો,
છટાઘટિત કો ઘટી ઝરમરે કંઇ મેહુલો.
લટો વિખરિ વાદળી વરસિ ખેરવે મોતિડાં
ઘડી તડુકી આ ઘને ઝડિથિ બાણ માર્યાં શું આ
શું સિંહ વનરાજ કો ગરજિ ઘૂઘવે ઘોર આ
ગિરિ શિખરના ચુરા કડડડાટ કર્તો અહા.
ભુજંગનિ ગતિ થકી ઝરણ ઝૂલના શાં વહે!
તરંગવતી કો નદી ઉછળિ અશ્વફાળો લહે
ઉછંગ ગિરિને રમે ધુ ધુ ધુ ઘોષ ફેદી ધસે
સુરંગ ભરિ ફેલતી ફરફરે પ્રદેશો રસે.

અણ કદીમા ગણો—છનચ્છનિત, થનથને, ઝરમરે (?) ઘૂઘવે, કડડડાટ, ધુ ધુ ધુ. આ કાવ્યની શક્તિ નથી. કલા એ અનુકરણ નથી અને અહીં કાવ્ય વિષયનું અનુકરણ કરે છે માટે કલા નથી. પણ એમનું જ

ધુ ધ્રૂ ધૂ ધૂ ધુધવ્તી, ગહનગિરિ ગુહા, કાનને ગાજી ઊઠે
પ્હાડોએ ઝાડ તોડી ગગન ધુમિ જતી આભના ગાભ છૂટે.
ઊભી છે પિંગળાશી ચટપટિત સટા પુચ્છ શું વીજ વીંઝે
સ્વારી એ કેસરીની ત્રિભુવનવિજયા ચંડિકા એથી રીઝે.

આમા માત્ર ધુ ધ્રૂ ધૂ ધૂ ધુધવ્તી એટલા ઉચ્ચારો જ અર્થાનુકારી છે અને તે સમગ્ર કાવ્યના ભાવના બલથી સુનિર્વાહ્ય બને છે.

ગંભીર ઘર્ઘર રવે સરિતા રુવે છે

એ પંક્તિમાં ઘર્ઘર શબ્દ એવી જ રીતે સુનિર્વાહ્ય છે.

ઘણાઓને લાગતું હશે કે આ વર્ણોની ઝીણવટ એ તો પંડિતોએ પોતાનો ઇજારો ચાલુ રાખવાને કરેલું ધતિંગ છે. આવા આક્ષેપનો જવાબ દેવા કાવ્યશાસ્ત્ર શરૂ થયું તે પહેલાંનાં કાવ્યોમાંથી હું પ્રથમ દાખલા ચૂંટવા ધારું છું. સર્વને વિદિત છે કે કાવ્ય શું એ વિશેની રીતસર ચર્ચા શરૂ થઇ તે પહેલાં ઘણા જૂના સમયથી કાવ્યો લખાયાં છે. માટે વર્ણોની અસર બતાવવા વેદમાંથી થોડાં દૃષ્ટાંતો પ્રથમ લઇશ. ઇન્દ્રના મહિમાની આ બે ઋચાઓ જોઇએ.

इंद्रस्य नु वीर्याणि प्रवोचम् यानि चकार प्रथमानि वज्री ।
अहन्नहिं अन्वपस्ततर्द प्रवक्षणा अभिनत्पर्वतानाम् ॥

વૈદિક ભાષામાં સ્વરો, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એમ ત્રણ જુદી જુદી pitch, સ્વરની ઉચ્ચતાથી બોલાતા તે પ્રમાણે બોલતાં મને આવડતું નથી. એટલે ઉચ્ચારની એ વિશિષ્ટ અસર તો હું નહિ બતાવી શકું. એટલું કાવ્યનું ઉપાદાન તો જૂના સમયથી જ આપણી ભાષાઓએ ખોઇ દીધું છે. પણ તે સિવાય પણ प्रवक्षणा अभिनत्पर्वतानाम् એટલા ચરણમાં પર્વતની છાતી તોડી નાંખવાનો ઉચ્ચાર સ્પષ્ટ છે.
ઇન્દ્રે પર્વત ઉપર સૂતેલા અહિને માર્યો. અને પાણીને છૂટું કર્યું તે ભાંભરતી ગાયોની પેઠે દોડતું જઇ સમુદ્રમાં મળી ગયું.

वाश्रा इव धेनवः स्यन्दमानाः अंजः समुद्रं परिजग्मुरापः

वाश्रा इव धेनवः स्यन्दमानाः એ ભાંભરતી ગાયોનું વર્ણન છે. અને अंजः समुद्रं परिजग्मुरापः એ એકદમ પાણી દોડીને સમુદ્રને મળી ગયાનું વર્ણન છે.
ઇન્દ્રના બલના વર્ણનની પંક્તિ—

यस्य शुष्माद्रोदसी अभ्यसेतां नृम्णस्य मन्हा स जनास इन्द्रः

માં ખાસ કરીને शुष्माद्रोदसी માં ઇન્દ્રના બળનું, મહાપ્રાણતાનું પ્રત્યક્ષ દર્શન થાય છે.

सदाधार पृथिवीं द्यामुतेमां તેમાં પૃથ્વીને ધારણ કરવાની શક્તિ અને વિશાળતા છે. दूरंगमं ज्योतिषां ज्योतिरेकं તેમાં દૂર દૂર જનારા મનનું ચિત્ર છે. वक्ष्यन्ती वेदा गनीगन्ति कर्णम् એમાં કાન પાસે ગણગણતી ધનુષ્યની પણછનું વર્ણન છે. त्रिधा-बद्धो वृषभो रोरवीति, અને आशुः शिशानो वृषभो न भीमो घनाघनः क्षोभणश्चर्षणीनाम् એમાં ગર્જના કરતા વૃષભના ધ્વનિને સાંભળીએ છીએ.

હવે કાવ્યમાં વર્ણનો ઉચ્ચાર કઇ કઇ રીતે ઉપકારક થાય છે તે જોઇએ. હું આ વિષયને ત્રણ દૃષ્ટિબિન્દુથી ચર્ચવા માગું છું.

૧ વર્ણો કાવ્યના પદ્યબંધને* સુદૃઢ કરે છે તથા સંગીતથી શોભા વધારે છે.
૨ વર્ણો કાવ્યના વસ્તુને–અર્થને પુષ્ટ કરે છે.
૩ વર્ણો ભાવને અનુકૂળ થઇ રસને પોષે છે.

કલાની એક વ્યાખ્યા એવી પણ છે કે કલા એટલે અનેક વિવિધતામાં એક સમગ્રનું દર્શન કરવું તે. કાવ્યમાં અનેક વિવિધ વર્ણો શબ્દો, વાક્યો, વૃત્તો, ભાવ, વિભાવ, અનુભાવ, વ્યભિચારી ભાવ વગેરે આવી એક રસને પુષ્ટ કરે છે. આમ કરવા માટે, કાવ્ય એક સમગ્ર એકતાને પોષવા માટે, તેના બાહ્ય ધ્વન્યાત્મક સ્વરૂપને પણ એકતાવાળું કરે છે. અનેક અધ્યાય કે કડવાંથી એક આખું કાવ્ય બની રહે છે. તેવી જ રીતે અનેક કડીઓથી એક અધ્યાય કે કડવું બને છે અને તેજ રીતે એક કડીની લીટીઓ પણ એક જેવીજ દેખાય છે. સામાન્ય વાતચીતમાં જેમ વર્ણો છૂટા ન સંભળાતાં શબ્દો અને વાક્યો આખાં સંભળાય છે તેમ કાવ્યમાં પણ વર્ણો કે શબ્દો છૂટા ન સંભળાતાં પંક્તિ કે ચરણ કે કડી કે ટૂંક કાનને આખી સમગ્ર અખંડ લાગવી જોઇએ. આમ કરવામાં ખાસ કરીને વર્ણો જ મહત્ત્વનું કામ કરે છે. સંસ્કૃતમાં આને શ્લેષ કહે છે. એક શબ્દમાંથી અનેકાર્થ થઇ કાવ્યમાં વિચિત્રતા આવે છે તે અર્થમાં શ્લેષ નહિ પણ શ્લેષ એટલે કાવ્યનો દૃઢબંધ. જેમ સારા વણાયલા

* કાવ્ય ગદ્યમાં પણ હોઇ શકે પણ આ નિબંધમાં માત્ર પદ્યને લગતીજ ચર્ચા કરી છે.

કપડામાં દોરા જુદા નથી દેખાતા પણ કપડું આખું દેખાય છે તેમ સારા કાવ્યમાં શબ્દો છૂટા નથી દેખાતા પણ પંક્તિ કે ચરણ, સાંભળવામાં, આખું એક દેખાય છે. આને સંસ્કૃતમાં આલંકારિકોએ શ્લેષ કહેલો છે. પ્રાચીનોએ આની કાવ્યના ગુણમાં ગણના કરી છે પણ નવીનો એને સ્વતન્ત્ર ગુણ માનતા નથી. એ સંબંધી ચર્ચામાં હું અહીં ઉતરવા માગતો નથી માત્ર મારો અભિપ્રાય જ રજુ કરું છું કે વર્ણો રસને અનુકૂળ થઇ રસને પુષ્ટ કરે એ, ઉચ્ચારથી અર્થને વ્યક્ત કરે એ અને ઉચ્ચારથી પદ્યની શોભા વધારે-તેમાં એકત્વ લાવે એ ત્રણેય ભિન્ન ભિન્ન પ્રયોજનો છે અને તેમને ભિન્ન ચર્ચવાં હું ઉચિત માનુંછું.

વર્ણની શોભાનો એક સામાન્ય પ્રકાર આપણે અંગ્રેજીમાં શીખીએ છીએ તે alliteration એટલે એક સાથે આવતા શબ્દોનો આદ્ય વર્ણ એક જ હોય તે. આનું ગૂજરાતી નામ વર્ણસગાઇ અથવા અક્ષરસગાઇ છે. આ બન્ને શબ્દો જોડી કાઢેલા હોય તેવા દેખાય છે અને alliteration નો અર્થ સૂચવવા ઘડાયા હશે એમ હું માનું છું. આ અલંકારનું નામ નવું કેમ પાડવું પડ્યું, આપણા કાવ્યશાસ્ત્ર પ્રમાણે આ અલંકારને શું નામ અપાય એ ચર્ચા કર્યા પહેલાં હું વર્ણસગાઇના કેટલાક દાખલા આપીશ.

પરિપેદો છે પુરાણી પ્રથા આપણી
ભાઇઓ ને બ્હેનો, પધારો.

અનેકવાર વપરાયેલા "ભાઇઓ અને બહેનો" એ શબ્દો "પરિપેદો છે પુરાણી પ્રથા આપણી" એ પુરાણકાલથી ભવ્ય બનતા વિચાર અને અનુકૂળ વાણીથી સહજ કાવ્યતા પામે છે. એજ કવિની આ વર્ણલાલિત્યથી દરેકને જિહ્વાગ્રે થઇ ગયેલી પંક્તિઓ લઇએ.

શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિન ઉરોનો લ્હાવ જો.
* * * *
સુરભિઓની સાથે સંસારે સરી.
અંતરદ્વારે ગીતા શી અથડાય જો.
* * * *
સાડી સજો સખિ સ્નેહ સુરંગી વારિ પરસ્પર દઇએ રે;
ચાલોને સહિયર ઉન્નત જીવન જલ ઝિલવાને જઇએ રે.

અને આ કવિ એક વર્ણની વર્ણસગાઇમાંથી બીજા વર્ણની વર્ણસગાઇમાં અદ્ભુત કૌશલથી સરી જાય છે.

હેત હયાનાં વહતી વાજે વાસળી

પ્રથમ બે શબ્દોમાં હ આદ્ય છે અને પછી હ બીજે સ્થાને રહી વ ને આદ્ય સ્થાન આપે છે. એમની વર્ણસગાઇ પણ

તરલ તરણી સમી સરલ સરતી

જણાય છે.

આપણામાં વર્ણસગાઇને સ્વીકારેલ નથી પણ એના કરતા વધારે વિશાલ અર્થવાળો અનુપ્રાસ સ્વીકારેલો છે. અનુપ્રાસોના પ્રકારો બહુ ઝીણવટથી પાડેલા છે પણ તેમાં હું ઉતરવા માગતો નથી. એક વર્ણના ધ્યાન ખેંચે એટલાં પરિવર્તનો એક કડીમાં કે ચરણમાં કે ચરણના કોઇ ખંડમાં થયાં હોય તેને આપણે અનુપ્રાસનું સામાન્ય નામ આપીશું પછી તે

વર્ણ શબ્દમાં પહેલો હોય કે ગમે ત્યાં હોય. અંગ્રેજીમાં આ વર્ણચમત્કૃતિ સ્વીકારી છે અને ટેનિસન, મિલ્ટન વગેરે તેને માટે મશહૂર છે. આ વર્ણચમત્કૃતિથી કાવ્યમાં શોભા વધે છે તે ઉપરાંત ચરણમાં એકતા, સમગ્રતા આવે છે.

આજ અલબેલડી વિમલ રસવેલડી,

એમાં લકાર, શબ્દના આદિમાં નથી છતાં પંક્તિનો અલંકાર બને છે.

સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગનમાંહીં ઉત્કર્ષ પામે

એમાં પણ નકાર ઘણી ખરી જગાએ અંત્ય છે. અને અનુપ્રાસાત્મક વર્ણ કોઇ વાર શબ્દના આદિમાં રહી પ્રાધાન્યથી ચમત્કાર કરે છે તો કોઇ વાર અનાદિ રહી સંભળાતાં છતાં જાણે હાથ ન આવતો હોય એમ સંતાકુકડી રમી વધારે ચમત્કાર કરે છે.

આના ચમત્કારને માટે સંભાળ ન રાખી હોય એવા કલાપીની બે પંક્તિઓ લઉં.

કિન્તુ વસન્ત સમયે સઉ પુષ્પ ખીલે
તોફાન સિન્ધુ જલનાં શરદે શમે છે.

'કિન્તુ' અને 'વસન્ત' તેમાં ગુપ્ત રહેલો 'ન્ત'નો અનુપ્રાસ, 'સમયે' અને 'સઉ' માં રહેલો 'સ' અને 'શરદે' અને 'શમે છે' માં રહેલો 'શ' એ પંક્તિઓને એક કરે છે.

ને બીડેલાં કમલ મહીં બધાઇ સૌંદર્યઘેલો
ડોલે લોટે અતિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

આ બને પંક્તિઓનો વર્ણચમત્કાર સ્પષ્ટ છે પણ વિશેષ એ છે કે 'બધાઇ' અને 'સૌંદર્ય' માં રહેલા સમાન અનુનાસિકથી બંધ સુદૃઢ થાય છે અને 'બ' પછી થતો યતિભંગ (જો કે લેખકને ઇષ્ટ છે) ઢંકાઇ જાય છે.

આ શોભા માત્ર વ્યંજનોથી આવે છે એમ સમજવાનું નથી. સ્વરો પણ આ પ્રયોજન એટલુંજ સિદ્ધ કરે છે. અહીં કહેવું જોઇએ કે काव्यमार्गे स्वरा न गण्यते કહી વેદના ઉદાત્ત અનુદાત્તાદિ સ્વરો કાવ્યશાસ્ત્રે છોડી દીધા તે સાથે આ વ્યાકરણના સ્વરોની પણ કંઇક અવગણના કરી જણાય છે. યમક સિવાય સ્વરોની શોભા કાવ્યશાસ્ત્રે વિચારી લાગતી નથી. વર્ણસગાઇમાં આદ્ય સ્વરથી પણ શોભા આવે છે.

આકાશમાંથી ઉડુમંડલ સંચર્યુંતું
આતિથ્ય અર્ઘ્ય રવિ એકજ અર્પતો તો

અહીં શબ્દના આદિમાં અનેક સ્વરો આવી પંક્તિઓને અલંકૃત કરે છે. અલબત્ત આ શોભા સંસ્કૃતમાં અશક્ય હતી કારણ કે સંસ્કૃતમાં સ્વરો આમ આવ્યા હોય તો તેમને આગલા સ્વરો કે વ્યંજનો સાથે જોડાઇ જવું પડે. સ્વરસંધિની આવશ્યકતાથી સંસ્કૃત કાવ્યે ચરણનો શ્લેષ સુદૃઢ કર્યો છે અને સંધિ વિના સ્વરો ઉભા રહે તેને બંધની શિથિલતા ગણી છે. પણ આ સિવાય પણ સ્વરોની શોભા હોઇ શકે.

(અપૂર્ણ)

રામનારાયણ વિ. પાઠક

# બગાડ

આપણો દેશ એટલો બધો ગરીબ ગણાય છે કે પ્રજાના કરોડો માણસોને દિવસમાં બે વખત જમવાનું મળતું નથી. બીજા બધા મોટા દેશોની સરખામણીમાં આપણી હિંદી પ્રજા ગરીબમાં ગરીબ, કંગાલ હાલતમાં જીવન ગાળે છે. આ કંગાલ સ્થિતિનાં કારણો અનેક છે. આપણે ત્યાંથી પુષ્કળ પૈસો વિદેશી સરકાર ઘસડી જાય છે, આપણાં છોકરાંનો રોટલો વિદેશી છોકરાંઓ આવીને ઝડપી જાય છે. આ બધી હકીકત ખરી છે, પણ આપણા દેશોમાં જે આંધળો બગાડ થાય છે તેનો જો વિચાર કરવામાં આવે અને તેને અટકાવવા માટે યોગ્ય ઉપાયો લેવાય તો આખા દેશની સ્થિતિ દશ વર્ષની અંદર બદલાઇ જાય.

બગાડ એટલે શું તે આપણે તપાસીએ. આપણે ત્યાં યૂરોપની માફક બારે માસ વરસાદ પડતો નથી પણ ચારેક માસની અંદર આખા વર્ષનું પાણી પડી જાય છે. પાણી પડે છે તેનો ઘણો મોટો ભાગ નદીઓ માર્ફત દરીઆમાં ચાલ્યો જાય છે. સાથે સાથે સારી માટી પણ ઘસડાઇ જાય છે. જો આ પાણીનો સંચય થાય તો ઘણા મહીનાઓ સુધી જમીનમાં ભેજ ટકી શકે, યોગ્ય ખેતીને માટે પાણીનો વપરાશ પણ થઇ શકે, અથવા નદીઓમાંથી નહેરો કાઢી હોય તો સરોવર કર્યા સિવાય પાણી અને સાથે ઘસડાઇ આવતી માટીનો વપરાશ થાય. નવી માટી પથરાય તેને લીધે જમીન ફળદ્રુપ બની જાય. પંજાબ, સંયુક્ત પ્રાંત તથા દક્ષિણ હિંદુસ્તાનમાં હજારો, બલ્કે લાખો, વિઘાં જમીનમાં નહેરોને લીધે ઉત્તમમાં ઉત્તમ પાક ઉગે છે, અને દેશને કરોડો રૂપીઆનો ફાયદો થાય છે. જો આપણે અગમચેતી વાપરીને સારી યોજના કરીએ તો જે પાણી અને માટી દરીયામાં ઘસડાઇ જાય છે અને નદીઓનાં બારાં પૂરવામાં મદદરૂપ થઇ પડે છે તેમાંથી કરોડો રૂપીઆનો માલ પકવી શકીએ છીએ.

બીજો દાખલો લઇએ આપણાં જંગલોનો. આપણાં જંગલોમાં કરોડો રૂપીઆની વનસ્પતિ અને ઔષધિઓ ઉગે છે પણ તેને યોગ્ય મોસમમાં તોડવાની, તેને સાફ કરીને છુટી પાડવાની, અને મોટા જથામાં સાચવી રાખવાની સારી યોજના નથી. દરેક વર્ષે આપણે લાખો રૂપીઆની દવા યૂરોપથી મગાવીએ છીએ, અને કરોડો રૂપીઆ મળી શકે એટલી વનસ્પતિ હિમાલયના પર્વતો ઉપર દર વર્ષે સડી જાય છે. હું આને બગાડ કહું છું. આવો બગાડ અનહદ થઇ રહ્યો છે અને તે અટકાવવા માટે આપણે ટચલી આંગળી પણ હલાવતા નથી. જે પ્રજામાં જ્ઞાન નથી, જેમાં ઉદ્યમ નથી, જેમાં પોતાની સ્થિતિ સુધારવા માટે તત્પરતા નથી તેનાં નસીબ ફુટેલાં હોય તેમાં શી નવાઇ?

આપણે દર વર્ષે ૬૦ થી ૮૦ કરોડ રૂપીયાનું કાપડ પરદેશથી ખરીદીએ છીએ અને લગભગ ૨૦ કરોડ રૂપીયાની ખાંડ પરદેશથી આવે છે, આ બન્ને ચીજ આપણને અત્યંત

ખુંચે છે. સાચું છે કે કાપડનું બજાર હાથમાં રાખવા માટે લેંકેશાયર હિંદ સ્વરાજ્યની યોજનાની સામે લડશે. કાપડ અને ખાંડ આપણા દેશમાં ઉત્પન્ન કરવાં જ જોઇએ, અને જ્યાં સુધી ન થાય ત્યાં સુધી આપણે જે કાપડ અને ગોળ સ્વદેશમાં તૈયાર કરી શકીએ તેના ઉપર જ પ્રજાએ નભાવી લેવું જોઇએ. પણ દેશમાં જે ભયંકર ગરીબાઇ ફેલાઇ રહી છે તેનું નિવારણ આપણા હાથમાં છે. ઘણાએ સુધારા એવા છે કે જેને લીધે દેશને કરોડો રૂપીઆનો ફાયદો થાય પણ આપણે સુધરવાને માટે પ્રયત્ન કરતા નથી; આપણામાં તે કરવા માટે ઉત્સાહ, ધીરજ અને કાર્યદક્ષતા નથી. જે પ્રજામાં આ ગુણો નથી તે સ્વરાજ્ય પણ શી રીતે લઇ શકશે અને એમ ધારો કે ઓચિંતું તે હાથમાં આવ્યું તો તેને રાખી શી રીતે શકશે ?

દરેક પ્રજાની તેમજ વ્યક્તિની ચાર અગત્યની જરૂરીઆત છે. ખોરાક, કપડાં, ઘર અને આરોગ્ય. આપણો મુખ્ય ઉદ્યમ પણ ખોરાક એટલે ખેતીનો છે. નહેરનાં પાણી, સુધરેલી દળનાં તથા આપણને અનુકૂળ પડે એવાં હળ તથા ઓજારો, રસાયણિક ખાતરો વિગેરેના પ્રશ્નો હું એકદમ બાજુ ઉપર મુકી દઉં છું. તે બાબતની ઉપયોગીતા વિષે વખતે મતભેદ હશે. યંત્રોના ઉપયોગ વિષે પણ બે મત હોઇ શકે, પણ આપણે ત્યાં ઢોરના ખાતરનું જેવું જોઇએ તેવું રક્ષણ થાય છે ? અને મનુષ્યના ખાતરનું શું ? જાપાન દેશમાં ઢોરની સંખ્યા ઘણીજ થોડી છે અને કુદરતી ખાતર ઘણું થોડું મળી શકે છે તેથી મનુષ્યના મળના ખાતરની ખરી કીંમત જાપાની લોકો સમજી ગયા છે. જાપાની ખેડુત મનુષ્યના મળને સોનાની માફક જાળવે છે ત્યારે આપણા દેશમાં તે બધાનો બગાડ થાય છે. આ ખાતરનો યોગ્ય વપરાશ થાય તો ખેતીમાં ઘણોજ ફાયદો થાય છે તે વિષે શંકા નથી. એક સુરત વૈષ્ણવ મિત્ર જેમણે પુનાની ખેતીવાડીની કૅાલેજમાં એક વર્ષનો ટુંકો અભ્યાસ કર્યો હતો તેમણે પોતાની વાડીમાં મનુષ્યના ખાતરનો ઉપયોગ કર્યો તેથી પરિણામ એવું સારૂં આવ્યું કે આસપાસના ખેડુતોએ પણ તેનો ઉપયોગ શરૂ કરી દીધો. આપણા શહેરોની મ્યુનીસીપાલીટી કરોડો રૂપીઆનું ખાતર બનાવી શકે. એ હકીકત તો જગજાહેર છે કે સારી રીતે બનાવેલાં ખાતરમાં ગંધ, ગંદવાડ કે ચેપ જરા પણ રહેતાં નથી. દરેક ગામડું પોતાના ગામમાંથી નીકળતા મળનું ખાતર બનાવી શકે. આ ખાતર ઘણું ગરમ હોવાને લીધે થોડાજ પ્રમાણમાં વાપરી શકાય છે. આપણા ખેડુતો બકરી, ગાય, ભેંસને પોતાના ખેતરોમાં ચરાવે છે ત્યારે મનુષ્યના મળનું ખાતર કેમ ન વાપરે ? અને જો તેનો યોગ્ય ઉપયોગ થાય તો આપણા ગામડાંના આરોગ્યને વધારેમાં વધારે નુકશાનકારક રિવાજ, ગમે ત્યાં ગંદવાડ કરવાની ખરાબ ટેવ, નાબુદ થઇ જાય, અને પ્રજાને બેવડો ફાયદો થાય.

એક મારા પાટીદાર મિત્ર કહેતા હતા કે તેમણે રાખેલી જમીનમાં સુવર તથા રોઝનો એટલો બધો ત્રાસ હતો કે હજારો રૂપીયાનું નુકશાન દર વર્ષે થતું હતું, પણ લોકલાજને લીધે તેમનાથી તેનો શીકાર થઇ શકતો નહીં. આવી નરમ પોચી બાયલી પ્રજાને શું કહેવું ?

આપણાં ઢોરોની ઓલાદ સુધારવા માટે આપણા ખેડુતો, ભરવાડ, રબારીઓ ઘણા પ્રયત્નો સફળતાથી કરતા હતા. જ્યારે બધા માલનો વ્યાપાર વણઝારાઓની માર્ફત થતો હતો ત્યારે ઢોરની ઓલાદ સુધારવા તરફ આપણું લક્ષ હતું. હાલમાં આપણે તદ્દન બેપરવા

થઇ ગયા છીએ, અને આપણી સરકારે બળદ તથા ગાયોની ઓલાદ સુધારવા માટે જે અખતરાઓ કરેલા તેનું ફળ જોવાની કે મેળવવાની આપણી આળસુ પ્રજાએ દરકાર કરી નહોતી. પરિણામ એ આવ્યું કે આપણાં સારાં ઢોર દક્ષિણ અમેરિકા અને મેકસીકો તરફ ઘસડાઇ ગયાં.

ઇશ્વરની કૃપાથી આપણે ત્યાં અનેક પ્રકારનાં ફળ જુદી જુદી મોસમમાં પાકે છે. તેને સુધારવાને માટે શો પ્રયત્ન થયો છે? સાદા ગામઠી આંબામાંથી કલમ કરીને કીંમતી ફળ મેળવી શકાય છે તે સુરતની આસપાસ કોઇ પણ માણસ જોઇ શકશે. મહી નદીનાં કોતરડાંમાં સારાં સારાં મોટાં બોર થાય છે. જો જરા અક્કલ અને મહેનત વાપરવામાં આવે તો આપણાં બધાં ફળો મોટાં થાય, તેનાં બી અથવા ઠળીઆ નાનાં કરી શકાય અને કમોસમમા પકવી શકાય, અને તેવી કીમ્મતમાં કેટલો બધો ફેર પડે?

જ્યારે અમુક ફળ મળે છે ત્યારે ખુબ સોંઘાં થઇ જાય છે, સડી જાય છે, પણ તેને જુદી જુદી રીતે સાચવવાનો શો પ્રયત્ન છે? કેરીનાં અથાણાં અને મુરબ્બા થાય છે, પણ જામફળ, કમરખ, જાંબુ, ફાળસાં, નારંગી, લીંબુ અને બીજાં ઘણાં ફળોને એક અગર બીજી રીતે આપણે સાચવી શકીએ, પણ તે હુન્નર આપણે ખીલવવાની તસ્દી લીધી નથી.

નારંગીનાં છોડાં આપણે ફેંકી દઇએ છીએ તેનો મુરબ્બો યુરોપમાં લગભગ દરેક ઘરમાં વપરાય છે. જે ચીજનો ઉપયોગ થઇ શકે તે છતાં આપણે કરતા નથી તેને બગાડ કહેવાય. નવસારી અને સુરત તરફ ફણસના મોટા ફળ થાય છે. તેમાં ગોટલીઓ હોય છે. તે પણ શેકીને અથવા તળીને ખાવામાં આવે છે. જો તેને ખાઇએ નહીં તો દુરૂપયોગ કર્યો કહેવાય. કેરીની ગોટલીને આપણે ખાતા નથી તેથી તેને ફેંકી દેવામાં બગાડ થતો નથી. તે છતાં જયારે ભવિષ્યમાં તેનો ઉપયોગ કોઇ બતાવી આપશે એટલે તે દિવસથી કેરીની ગોટલી ફેંકી દેવામાં બગાડ ગણાશે.

આપણા દેશમાં માણસોનું સરેરાશ જીવન ૨૩ વર્ષનું ગણાય છે. આપણા આગેવાન પુરૂષો પચાશ વર્ષની અંદર મરણ પામે છે. યુરોપના રાજદ્વારી નેતાઓ ૬૫-૭૦ વર્ષ સુધી લોકશોર કામ કરે છે. જાહેરજીવનનો અનુભવ મળ્યા પછી, અને પ્રતિષ્ઠા મેળવ્યા પછી, જ્યારે ખરેખરો કામ કરવાનો વખત આવે છે ત્યારે આપણા આગેવાનો અશક્ત થઇ જાય છે અથવા મરી જાય છે. તેને લીધે દેશને કેટલું બધું નુકશાન થાય છે. આવા નુકશાનની કિંમત રૂપીઆ આના પાઇમાં આપી ન શકાય.

મેલેરીયા અથવા તાવને લીધે દરેક વર્ષે બાવન લાખ માણસો મરી જાય છે એવું સરકારી રિપોર્ટો ઉપરથી માલમ પડે છે. દાક્તરોમાં એવી ગણત્રી થાય છે કે દરેક વર્ષે ઓછામાં ઓછા પાંચ કરોડ માણસો તાવથી થોડા ઘણા વખત માટે પીડાય છે. સામાન્ય અનુભવ પણ એવોજ છે કે તાવની મોસમમાં લગભગ દરેક માણસ થોડા દિવસ માટે એ રોગનો ભોગ થાય છે. મેલેરીયાનો તાવ અટકાવી શકાય એવો રોગ છે તે છતાં આપણી બેદરકારીને લીધે બેહદ ફેલાઇ રહ્યો છે. તાવને લીધે ત્રણ ચાર દિવસનું કામ ન થાય,

દવા પાછળ ખર્ચ થાય, મરણ પાછળ ખર્ચ થાય એ બધાનો જો હિસાબ કરીએ તો ક-રોડો રૂપીયા જેટલો થઇ જાય. તે પ્રમાણે બીજા ચેપી રોગોનું છે.

આ પ્રમાણે આપણી આસપાસ જ્યાં જોઇએ ત્યાં બગાડ થયેજ જાય છે. એ બધાનું વિવેચન કરી શકાય નહીં અને તેની કીંમત આપી શકાય નહીં. જે ટીકા પાણીને માટે કરી તે પવનને લાગુ પડે છે. કરાંચીથી કલકત્તા સુધીનો દરીયા કીનારો છે ત્યાં પવનચક્કીઓથી ઘણું કામ થઇ શકે, પણ કુદરતી શક્તિનો ઉપયોગ કરી લેવાનું હજી આપણે પુરૂં શીખ્યા નથી. આપણી મનુષ્ય શક્તિનો પણ ઘણોજ દુરૂપયોગ થઇ રહ્યો છે. અને બગાડ પણ થાય છે. સંયુક્ત કુટુંબોમાં અનેક માણસો આળસુ થઇને પડી રહે છે, આપણે ત્યાં લાખો સ્ત્રીઓ વિધવા છે તેમને પુરૂં કામ મળતું નથી અને તેમની શક્તિ નકામી જાય છે. આપણે ત્યાં છોકરાંઓમાં મરણ પ્રમાણ એટલું ભયંકર છે કે છોકરાં બાર મહીનાનાં થવા પામે ત્યાર પહેલાં ૨૫ ટકા જેટલાં મરી જાય છે અને પાંચ વર્ષનાં થાય ત્યાર પહેલાં લગભગ ૪૦ ટકા મરી જાય છે. સ્ત્રીઓની કેટલી બધી શક્તિનો ગેરૂપયોગ થાય છે ! તેમને દુઃખ પડે, માંદગીમાં પૈસાનો ખર્ચ થાય અને તેમનું સુવાવડમાં મરણ પણ થાય. આપણે ત્યાં બાલકોમાં, સુવાવડી સ્ત્રીઓમાં, ભણતા વિદ્યાર્થીઓમાં અને શહેરી પ્રજામાં મરણ પ્રમાણ ઘણું મોટું છે, અને તેથી કરીને પ્રજાને દુઃખ અને ખર્ચ સહન કરવાં પડે છે.

જે દેશહિતચિંતકો આ બાબતનો ઉંડો વિચાર કરશે તેમને આવાં અનેક દૃષ્ટાંતો જડી આવશે. તેમની ફરજ છે કે આ બાબત ફરી ફરીને પ્રજા આગળ રજુ કરવી. ઘણી વાર ટોકટોક કર્યું હશે તો કોઇ દિવસ પ્રજા જાગ્રત થયા વિના નહીં રહે.

આપણો દેશ બહુ ગરીબ છે. ઉપર જેટલી બાબતોની ચર્ચા કરી છે તેમાં યોગ્ય દરકાર રખાય તો મારી ખાત્રી છે કે દર વર્ષે એક અબજ રૂપીયાનો ફાયદો થાય. ૩૨ કરોડ માણસની વસ્તીને માટે તે રકમ બહુ મોટી નથી, પણ જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે તેમ જો દરેક બાબતમાં આપણે કાંઇ સુધારો કરીએ અને કમાણીમાં વધારો કરીએ, જો ખોટા ખર્ચોમાં ઘટાડો કરીએ, આરોગ્ય સુધારવા અને શક્તિ વધારવા માટે જરૂરી ખર્ચ કરી શકીએ તો આપણી પ્રજા શક્તિવાન, ઉદ્યમી, તંદુરસ્ત, સુખી અને આનંદી થાય અને તેવી પ્રજા સ્વરાજ્ય મેળવ્યા વિના બેસી ન રહે. પરતંત્રતાને લીધે આપણા હુન્નર, ઉદ્યોગો અને વેપારને ઉત્તેજન મળતું નથી. સરકાર આડકતરી રીતે નુકશાન કરે છે તે છતાં જો આપણે બગાડનો બચાવ કરતાં શીખીએ તો પ્રજા સતેજ થશે અને પોતાની સ્થિતિ સુધારવાને માટે વધારે સંગીન કામ કરી શકશે. આવા સુધારાનું કામ સમાજનું છે તેમજ વ્યક્તિનું છે. જો દરેક વ્યક્તિ પોતે બગાડનો અટકાવ કરશે અને પોતાનાં આડોશી-પાડોશી તથા સગાંવહાલાંમાં સારો દાખલો બેસાડશે તો થોડા વખતમાં આખી પ્રજામાં તે તરફ લક્ષ દોરાશે. સમાજ પણ કાયદા માર્ફત અગર બીજી રીતે સગવડો કરી આપીને બગાડનો બચાવ કરી શકશે.

ડૉ. ડૉ. સુમન્ત મહેતા.

# કવિની મસ્તી

[ સ્થળ અને સમય સાંજે અંધારૂ થવા લાગ્યુ છે આકાશ તરફ જોતા કવિ રસ્તા વચ્ચોવચ્ચ આડા ચત્તા પડયા છે. એક વટેમાર્ગુ પ્રવેશ કરે છે ]

વટેમાર્ગુ: ( કવિને જોઇને ઓચિંતાં અટકીને )—કોણ એ ?

કવિ: ( એજ સ્થિતિમાં રહ્યા રહ્યા )—હું.

વટેમાર્ગુ: પણ અહીં શું કરો છો ?

કવિ: ( એજ સ્થિતિમાં રહ્યા રહ્યા )—જગતની પાર, સંસારથી ઊર્ધ્વ ઊડું છું; ગગનમાં વિહરૂં છું, સ્વર્ગમાં વિચરૂં છું. સંસારની કોઇ પણ ચીજ મારી દૃષ્ટિને કે ગતિને રોકી શકતી નથી.

વટેમાર્ગુ: પણ અહીં ગાડી ગાડા ચાલતા પીલાઇ જશો.

કવિ: ( તિરસ્કારથી હાથ તરછોડતા )—નથી જોઇતું મારે એ તમારા જગતનું ડહાપણ. હું તો મારા વિહારમાં મસ્ત છું. જગતના જુલ્મોનો જવાબ હું મારા મૃતથી આપીશ. ધિક્કાર છે એ જગત અને એ જગતના કર્તાને !

( વટેમાર્ગુ કવિ તરફ જોતા જોતા ચાલ્યા જાય છે. )

( વર્તમાન )

# અનુપમ અને ગૌરી

( એકાંકી નાટક )

પાત્રો:

ડૉ. અનુપમ — શ્રીલક્ષ્મી
દીનેશ્વર — મિસ કાન્તાબાઇ
અંબા

ચાકરડી નર્સ વગેરે.—

સૂચિત પાત્રઃ મિસીસ ઉષાબાઈ ભટ્ટ

પ્રવેશ પહેલો

[ સમયઃ સાંજનો. સ્થળઃ ડૉ. અનુપમ મહેતાનું દીવાનખાનું. ]

( ડૉક્ટર અનુપમ મહેતા પોતાના દીવાનખાનામાં એક માસિક વાંચતો ખુરશી ઉપર બેઠો ર ટીપાઇ ઉપર ચાની કીટલી પ્યાલો રકાબી વગેરે પડયાં છે. પાસે ટેબલ ઉપર થોડી ચોપ- છે. ખૂણામાં કબાટમાં વાઢકાપનાં ઓજારો છે. )

અનુ: ( એકલો ) આ તે આમાં શું લખ્યું છે? વિજ્ઞાન ક્યાં સુધી આગળ જશે કંઇ સમજી શકાતું નથી. ખરેખર આવી શોધ તે થઇ શકે ખરી? તો તો પછી ગમે માણસ—હું એ રસીનું ઇન્જેક્શન માણસને આપીએ એટલે એને ભૂખ ન લાગે, શ્વાસોચ્છ્વાસ દીર્ઘ થાય અને ઇશ્વર સમક્ષ જાણે—

( અનુપમના વૃદ્ધ પિતા દીનેશ્વર આવે છે. પગમાં ચાખડીઓ છે. કપાળે ભસ્મ છે. હાથમાંનું મ' પાથરી તેના પર બેસે છે. )

અનુ: ( ઉભાં થતાં ) કેમ બાપુ? તમે શું કામ તસ્દી લીધી? મને કહેવું હતું ને હું આવત.

દીનઃ કંઇ નહિ, પુત્ર મોટો થાય ત્યારે તો મારે જ આવવું ને!

અનુ: આમ ઓછું લાગ્યાની જેમ શું બોલો છો? બાપુ હું ગમે તેટલો મોટો હોઉં તમારી પાસે તો છોકરૂં જ છું ને!

દીનઃ ના, તું હવે મોટો થયો છે, અને એટલે હું તને કહેવા આવ્યો છું.

અનુ: શું?

દીનઃ હવે હું વૃદ્ધ થયો છું. મને કંઇ ખાસ કોઇ ઇચ્છા તૃપ્ત કરવાની રહી નથી. તમે બધાં રજા આપો એટલે મારે હવે આ સંસાર છોડી દેવો છે.

અનુ: ( ગંભીર થતાં ) બાપુ એટલે?

દીનેઃ અનુ, આપણાં ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઇ માણસનો ગૃહસ્થાશ્રમ પૂર્ણ થાય, અને પછી થોડાંએક વર્ષો વીતી જાય, ત્યાર બાદ એણે સન્યસ્ત લેવું જોઇએ.

અનુઃ પણ, બાપુ, મારાં બા—

દીનેઃ હા, એમને મેં પૂછી જોયું છે, અને એમણે પણ હા પાડી છે. કહ્યું કે તમને રુચે એમ કરો.

અનુઃ આ તો તમે એની એ વાત કાઢી. છ માસ પહેલાં પણ તમે કહેતા હતા કે—

દીનેઃ હા, અને હજી મારો એ વિચાર મેં છોડયો નથી.

અનુઃ પણ, બાપુ, હવે કયાં કોઇ સંન્યસ્ત લે છે? અને જે લોકો સન્યાસીઓ થઇ ફરે છે, તેઓ પણ કયાં કોઇ સારા હોય છે?

દીનેઃ સન્યાસીઓ સારા ન હોય એટલે શું સન્યસ્તનું ધોરણ ખરાબ થઇ ગયું? માણસે છેવટે એટલું તો કરવું જ જોઇએ.

અનુઃ પણ આપણે જરા વિચાર તો કરીએ, કે હું જ કયાં કોઇ દિવસ કોઇ સન્યાસીને ભીક્ષા આપુ છું? અને પછી અન્નસત્રોમાં ખાવું, ગમે ત્યાં પડી રહેવું, અને એમની જમાત પણ—એવો બધું જ ધંધા રોજગાર જેવું છે, જે પહેલેથી સંન્યાસી થાય, તે જ ફાવે!

દીનેઃ એ ભલે ગમે તેમ હોય—

અનુઃ અને આ બીજી દૃષ્ટિએ પણ આપણે શું વિચાર ન કરવો? આટલા વૃદ્ધ થયા પછી શરીરની જે ટેવો પડી ગઇ હોય, જે રીતે રહેવાની ટેવો પડી હોય, એને એકદમ તે કેમ બદલી શકાય? જુવાનીમા જોર હોય ત્યારે પણ પડેલી ટેવ ટાળતાં બહુ મુશ્કેલ પડે છે. તો પછી વૃદ્ધાવસ્થામા, જ્યારે જીવનનું તેજ ક્ષીણ થતું હોય, ત્યારે—

દીનેઃ હા, અમુક ટેવો પડી હોય તેથી શું થયું, એ છતાં પણ સન્યસ્ત દશામાં માણસ પોતે પોતાને મુક્ત કરી શકે છે.

અનુઃ બાપુ, આપણું જીવન કંઇ એટલું સાદું નથી કે એકદમ એને બદલી શકાય. એક સાદો વિચાર મનમા આવી ગયો હોય એને પણ આપણે મરજીમાં આવે ત્યારે કાઢી શકતા નથી.

દીનેઃ એ તમે શું જાણો?

અનુઃ આ તમારો સન્યસ્ત લેવાનો જ વિચાર, એ જ શું એવો નથી? એ પણ એક મોહ જ છે ને? (વૃદ્ધ દીનેશ્વરની મુખમુદ્રા ગંભીર થાય છે.) ના, આ હું કંઇ તમને માઠું લગાડવા કહેતો નથી. પણ ઘણી વાર એમ નથી બનતું કે કોઇ અશક્ય, અસાધારણ વિચાર આપણા મનમાં માત્ર એક ક્ષણવાર આવી જાય, અને એ એટલો ઊંડો પેસી જાય, કે આપણાથી એને કાઢી શકાય નહિ.

દીનેઃ એટલે શું મને પણ એમજ છે?

અનુઃ અને મને તો એટલે સુધી એમ લાગે છે, કે દુષ્ટ વિચારો તરફ લોકો ખેંચાતાં હશે એ પણ આવી જ અસહાય રીતે ખેંચાતાં હશે.

દીનેઃ એ બને એમ હોય; પણ સારો વિચાર મનમાથી ન ખસે, અને ખરાબ વિચાર

અનુ: માત્ર વિચારોનો ફરક, પણ મનની સ્થિતિ તો બન્નેની સરખી જ ને?

દીનેઃ ના, નહિ જ. સારા વિચારમાં જે મનની મુક્તિ છે તે બીજે ક્યાંઇ નથી. જે વસ્તુ ખરાબ છે તે તો પરિહાર્ય જ છે. આપણે આપણા જીવનમાં બધા દિવસો કંઇ સારું ખોટું પસંદ કરવાને સ્વતંત્ર હોતા નથી. પણ જો કોઇ માણસ સદાચારની ટેવ માત્ર પાડે તો તે મુક્ત જ છે. પણ તમે પશ્ચિમની વિદ્યામાં માનનારાઓ, એક વાર એક વાત સમજાઇ જાય, એટલે એ સારી કે ખોટી કંઇ જ નથી એમ માનો છો. ગુન્હેગારે એક ગુન્હો કર્યો અને એ શામાટે કર્યો છે એ સમજાઇ જાય એટલે શું એ ગુન્હેગાર નહિ? પણ તમે તો એક દરદીની માફક એની સાથે વર્તો. સારું અને ખોટું સમજ્યા પછી પણ રહેવું જ જોઇએ. સારું અને ખોટું તમે એકબીજાથી નીરાળાં કરતાં શીખો એનું નામ જ ખરી સમજણ છે.

અનુ: પણ ખરા જ્ઞાન વગર સારા ખોટાની સમજણ જ નથી આવતી. આપણે જેને સારું કે ખોટું કહેતા હોઇએ એ કેમ જાણ્યું સારું કે ખોટું હશે જ? અને એટલે જ મેં કહ્યું કે લોકો ખોટા વિચારો તરફ પણ આ જ મનોદશામાં ખેંચાતા હશે!

દીનેઃ ઠીક, જ્યારે વિચારમાં જ આટલી ભિન્નતા છે ત્યારે મારે કંઇ કહેવું એ અયોગ્ય છે.

અનુ: ના બાપુ, તમારે જે કહેવું હોય તે કહો. તમારી આગળ તો હું કણ જેવડો જ છું.–પણ–

(થોડી વાર કોઇ બોલતું નથી.)

દીનેઃ તેં મનમાં જે વિચાર ખૂલી જાય છે તેને વિશે કહ્યું તે તારામાં પણ નહિ પરણવાનો વિચાર એવી જ રીતે દૃઢ થયો છે ને?

અનુ: બાપુ–!

દીનેઃ નહિ તો બીજું શું? સાત સાત વર્ષ વીતી ગયાં, અને હજી પણ તને કેમ એટલો મોહ છે? મને તેં મોહ કહ્યો, પણ તે ત્યાગનો મોહ, અને આ તો કેવળ એક સ્ત્રી તરફની મૂર્ચ્છા છે.

અનુ: બાપુ બહુ થયું હું તમને કાંઇ કહી શકતો નથી.

દીનેઃ જેમ ત્યાં વિચારો જુદા તેમ અહીં મોહ પણ જુદા છે. કોણ કહેશે કે ઈશ્વર તરફનો પ્રેમ અને દુનિયા તરફનો પ્રેમ એ બધો પ્રેમ જ કહેવાય એટલે એક જ છે? ના, ના, વળી આ તમારી પશ્ચિમની કેળવણી આવી, એક વાર તમે નામ આપ્યું એટલે પછી વસ્તુ તરફ જોવું જ નહિ, કે સત્ય શું છે!–અને (થોડીવાર રહીને) તું જેટલો ગૌરીને હજી પૂજે છે, એટલો જો તેં ઈશ્વરને–

અનુ: બાપુ, બાપુ, હું તમને કંઇ કહી શકતો નથી. તમે હવે રહેવા દો. હું એ બધું સમજું છું, અને એક વાર આ બધાં જ્યારે જતાં રહેશે ત્યારે કદાચ હું પ્રભુ પાસે–

દીનેઃ એ જ છે તો, કે તમે સમજો છો બહુ; કદાચ મારા કરતાં પણ વધારે,–પણ તમે કર્યું શું?

અનુ: શું માણસ ક રે તો જ પામે?

દીનેઃ (લલવાયી) હા, જેટલું કરે તેટલું જ પામે.

અનુઃ એમ કેમ નહિ, કે બધું સમજી લે, અને પૂર્ણ જ્ઞાની થાય, અને પછી એક દિવસ જ્ઞાનથી જ બધો મોહ ટળે—એવા જ્ઞાનથી પણ શું મન મુક્ત ન થાય?

દીનેઃ હા થાય; પણ એને માટે નિષ્પક્ષપાતી ચિત્ત જોઇએ. જ્ઞાન કેવળ એક જ દિશામાંથી વહેતું નથી. જ્ઞાનીને મન બધા સંજોગો કે સંબંધો સરખા હોવા જોઇએ. એક જ પક્ષમાંથી બધું જ્ઞાન મેળવવાની આશા રાખવી એ એક અવિદ્યા છે, મોહ છે; અને જો તને જ્ઞાન જ જોઇએ છીએ, તો તું પરણતો કેમ નથી? માણસને એમાંથી પણ અનુભવ મળે છે જે એ બીજી રીતે નથી મેળવી શકતો. અનુભવ વગર જ્ઞાન મળતું નથી અને તમે નહિ પરણીને એ બધા અનુભવોની પાર જવા મથો છો એ કેવળ ફેશન છે.

અનુઃ પણ બાપુ, શું એ અનુભવોમાંથી બધાને પસાર થવાની જરૂર છે?

દીનેઃ (થોડી વાર રહીને) ના, બધાને નહિ, પણ તે તો કોઇ વિરલાને જ. પરિણિત જીવનને હું કંઇ બહુ મહત્ત્વ આપતો નથી. લગ્ન એ એક સાધારણ સ્વાભાવિક સ્થિતિ છે, અને એટલે જ બધાએ પરણવું જોઇએ એમ હું માનું છું. તમે નહિ પરણીને લગ્નનું અને સ્ત્રીનું મહત્ત્વ જીવનમાં ઉલટું વધારી દો છો. (થોડી વાર રહીને) મારે મન તો પુરુષો જેમ સ્ત્રી પણ મનુષ્ય જ છે, અને એક રીતે બધી સ્ત્રીઓ એની એ દેખાય છે! કદાચ આપણે પણ એવા જ હઇશું. પણ સ્ત્રીઓને દૂર રાખીને તમે દેવીઓ કરો છો. આ તો પશ્ચિમની સંસ્કૃતિનું ફળ છે. અમે અંગ્રેજી ભણતા પણ અંગ્રેજી વિચાર કરવાની ઢબ અમારામાં નહોતી આવી.

અનુઃ પણ બાપુ, બધું કંઇ હંમેશ એનું એ રહે છે? અને આવા સંક્રાન્તિકાળમાં નવા વિચારો ન આવે તો પછી ક્યારે આવે? હું નથી કહેતો કે તદ્દન વિલાયતી જ થઇ જવું, પણ આ બધી ભાંગફોડમાંથી જ કંઇક નવું ઉત્પન્ન નહિ થઇ રહે?

દીનેઃ નવું થશે કે નહિ તે તો કોણ જાણે? પ્રત્યેક નવીનતા કંઇ ઇચ્છવા જોગ નથી હોતી. અને હું સ્પષ્ટ જોઉં છું કે પશ્ચિમના લોકોમાં કશી શાન્તિ નથી. (થોડી વાર અટકીને) એમનામાં હજી ઊંડા અનુભવો આવવાને બહુ વાર છે.

અનુઃ ના, ના. ઉલટા એ લોકો અનુભવમાંથી જેટલું તત્ત્વ ખેંચે છે, એટલું આપણે નથી ખેંચી શકતા. અનુભવ ઉપર જ એમના બધા જ્ઞાનનો પાયો છે. હમણાં જ મેં વાંચ્યું કે શરીરમાં એક જાતની રસી મૂકીએ એટલે માણસને ભૂખ નથી લાગતી, એના શ્વાસોચ્છ્વાસ લાંબા થાય છે, અને એને ઇશ્વરાનુભવ થાય છે.

(દીનેશ્વર જરા હસે છે, પછી નિશ્વાસ મૂકે છે.)

દીનેઃ બેટા અનુ, એ જ એમના અનુભવનું દૌર્બલ્ય છે, એ જ એમની નિર્ધનતા છે. ઇશ્વરનો અનુભવ તે શું કોઇ બાહ્ય ઉપાધિથી થઇ શકે ખરો? ખરી શાન્તિ મેળવ્યા વગર એ અનુભવ જ અશક્ય છે.

અનુઃ પણ ત્યારે આપણા યોગમાં પણ મને તો કંઈ સત્ય લાગતું નથી. જુઓને, મોટા કાકાને યોગનો અભ્યાસ હતો, પણ એમની વૃદ્ધાવસ્થામાં એ કેટલા નિર્બલ થઇ ગયા હતા?

દીનેઃ એટલે?

અનુ: જુઓને, બેઠા હોય તો ઉભા ન થવાય, ઉભા હોય તો બેસાય નહિ, અને ચાલતા હોય ને અટકવું હોય તો ચાર પગલાં દૂર જઈને અટકતા. યોગના અભ્યાસ પછી પણ શરીર જો આટલું જડ અને યંત્રવત્ થઇ જાય તો પછી એ યોગ શા કામનો?

દીને: એટલે શું શરીર શિથિલ થાય જ નહિ? જડ થઇ રહેવું એ તો શરીરનો ધર્મ છે. એ જડતામાંથી અંતે છુટવાનું છે, અને બને તો—. એ જડતાનો તને કેમ ખ્યાલ આવતો નથી?

અનુ: પણ શરીર એટલું દુર્બલ હોય તેમાં પછી સશક્ત મન કેમ વસી શકે? શરીર અને આત્મા એમ બન્નેને આપણે જુદાં કરીએ છીએ એ પણ આપણી ભૂલ ન હોય? પણ તમે બને તો કહીને શું અટકી ગયા?

( થોડી વાર કોઇ બોલતું નથી. )

દીને: હું શું બોલું? આટલા ભિન્ન વાતાવરણમાં મારે રહેવું યોગ્ય નથી. મને ઘણા વખતથી થયા કરે છે કે આ ઘરનું વાતાવરણ અશુદ્ધ થયું છે, અને એથી હવે હું અહીં વૃદ્ધાવસ્થામાં રહેવા માગતો નથી.

અનુ: અશુદ્ધ?

દીને: અશુદ્ધ નહિ તો બીજું શું? તારૂં આખું ઘર જોઇ વળ, ક્યાંઇ શાન્તિ છે? તારૂં આખું મન તપાસી જો ત્યાં શું ઉના દાહ નથી? અશ્રદ્ધા, નાસ્તિકપણું, આત્મામાં પણ માનવું નહિ, અને એ બધું તો ઠીક પણ—(થોડી વાર અટકીને) એ ઉપરાંત એક પરસ્ત્રીને મનમાં રાખીને તું પરણવા ના કહે છે, તે મને સૌથી વધારે સાલે છે?

અનુ: પરસ્ત્રી?

દીને: ગૌરી. એ તો આઇ. સી. એસ. ને પરણી પછી પરસ્ત્રી જ ને? અમારા મનમાં એવો ખ્યાલ સુદ્ધાં વસી શકતો નથી અને એનું તું રટણ કરે છે.

અનુ: બાપુ, મારા ને તમારા જમાનામાં કેટલો બધો ફેર. આખી દુનિયા ફરી ગઇ અને તમે—.

દીને: એટલે ફરી જઇને શું આમ? તો જો તે ખરાબ થઇ હોય તો એમાં રહેવું નહિ.—એટલે જ હું અહીંથી ગોદાવરી તીરે પંચવટીમાં સ્વામી શ્રીધરાશ્રમજી પાસે જઇશ. (થોડી વારે) શ્રીલક્ષ્મી, શ્રીલક્ષ્મી.

( શ્રીલક્ષ્મી આવે છે, અનુપમ માથે હાથ દઇ નીચું જોઇ બેઠો છે )

શ્રીલક્ષ્મી: કેમ બાપુ?

દીને: (અગમ્ય અવાજથી) તારી બાની કાંસકી લાવ.

(શ્રીલક્ષ્મી જાય છે.)

અનુ: બાપુ—

( દીનેશ્વર સામે પોતાના પિતાની છબી છે તેની સામે લાકડાની મૂર્તિ સમાન, અનિમેષ નેત્રે તેનાથી દૂરની કોઇ વસ્તુ જોતા હોય તેમ બેઠા છે. અનુપમ એમના સામું જોઇ પોતાની આંખો પાછી વાળી લે છે. શ્રીલક્ષ્મી કાંસકી લઇ આવે છે; દીનેશ્વર યંત્રવત્ પોતાનો હાથ લંબાવે છે, અને શ્રીલક્ષ્મીના હાથમાંથી કાંસકી લે છે. પછી એકદમ જાગ્રત થાય છે.)

દીને: (શ્રીલક્ષ્મીને) આ લે, તારી બાને આપજે, અને કહેજે કે જ્યાં સુધી આ કાંસકીનો એક પણ દાંતો રહે ત્યાં સુધી મારો દેહ કાયમ છે એમ માને.

(શ્રીલક્ષ્મી કાંસકી હાથમાં લે છે. ચાકરડી આવે છે.)

ચાકરડીઃ સાહેબ, બહાર ડૉ. કાન્તાબાઇ આવ્યાં છે.

દીનઃ એને અંદર મોકલ. (અનુપમને) હું જાઉં છું.

(દીનેશ્વર જાય છે.)

શ્રીલક્ષ્મીઃ બાઇ, શું છે?

અનુઃ બેન, હું પછી તને બધું કહીશ. જો જોઇએ બાપુ શું કરે છે?

(શ્રીલક્ષ્મી જાય છે. મિસ કાન્તાબાઇ અંદર આવે છે. અનુપમ પ્રયાસથી પોતાનું મન સંકેલી લે છે, અને ખુરશી પર બેસે છે.)

મિ. કાન્તાઃ કેમ ડૉક્ટર–?

અનુઃ (ભારે અવાજે) આવો, બેસો.

મિ કાન્તાઃ (ચારે બાજુ નજર કરતાં) કેમ ડોક્ટર આજે આમ કેમ? મહિને એ મહિને એક વાર તો તમે ઉદાસ અને ગંભીર થવાના જ કેમ?

અનુઃ તમારે શું કામ છે?

મિ. કાન્તાઃ કેમ? કામ તો છે જ ને? પણ તમે આજે કાંઇ—હં મારા વૉર્ડની મારે કેટલીક હકીકત કહેવી હતી, અને કેટલાક દરદીઓ વિશે તમારો અભિપ્રાય પુછવો હતો.

અનુઃ તમને એ કહેતાં કેટલી વાર લાગશે?

મિ. કાન્તાઃ તમે મારી સાથે ચાલો એટલી. કારણ એક બાઇને સુવાવડ આવે તેમ છે, અને હમણાં જ એને દુઃખ શરૂ થયું છે, અને બાઇની તબીયત એટલી નબળી છે કે મારે તેમાં આપની મદદની જરૂર પડશે એમ લાગે છે.

અનુઃ હું અત્યારે નહિ આવી શકું.

મિ. કાન્તાઃ પણ ડૉક્ટર એ કેમ બને? એ અહીંઆના ડેપ્યુટી કલેક્ટરનાં પત્ની છે, અને—

અનુઃ એ ગમે તેમ હોય–

મિ. કાન્તાઃ પણ તમારી ફરજ–

અનુઃ મારે બીજી ફરજો છે.—

(એક નર્સ આવે છે.)

નર્સઃ સાહેબ, મિસીસ ઉધાબાઇને બચ્ચું આવ્યું છે, અને બચ્ચાની તંદુરસ્તી ઠીક છે, પણ મિસીસ ઉધાબાઇને બહુ નબળાઇ છે, હજી આંખો ઉઘાડી નથી, તેમ બચ્ચાને હાથમાં પણ લીધું નથી.

મિ. કાન્તાઃ હવે ત્યારે ડોક્ટર સાહેબની કાંઇ જરૂર નથી. હું હમણાં આવું છું, અને પેલું લોશન તૈયાર રખાવજો; અને સુમીબાઇને કહેજો કે ઇન્જેક્શનની ટ્યૂબ પણ તૈયાર રાખે.

નર્સઃ વારૂ બાઇ સાહેબ. (નમન કરી જાય છે.)

મિ. કાન્તાઃ ડોક્ટર અનુપમ! આ તમને તે શું થયું છે? મિસીસ ઉધાબાઇને અહીં આવ્યાં ત્રણ દિવસ થયા, અને એમને જો કંઇ થાત તો આપણે માથે–

અનુઃ જે થવાનું હોય છે તે થાય છે. આપણે ડોક્ટરો શું કરવાના હતા? અને હવે તેનું શું?

મિ. કાન્તા: (થોડી વાર રહીને) તમે શામાં આટલા બધા પરોવાયા છો ?

અનુ: (માસિક દેખાડતો) જુઓ મિસ કાન્તાબાઇ, આ શક્ય છે કે નહિ ? આ રસીની હમણાં નવી જ શોધ થઇ છે. જુઓ આ વર્લ્ડ ડૉક્ટરનું માસિક.

(મિ. કાન્તા વાંચે છે અને જરા હસે છે.)

મિ. કાન્તા: ડૉક્ટર મને સમજ નથી પડતી કે કોઇ વાર તમારો બધો તર્ક તમને મૂકીને ક્યાંઇ નાસી જાય છે, અને તમે ગમે તે વાતમાં શ્રદ્ધા મૂકો છો.

અનુ: (વિચારમાં) હા, ખરી વાત, બુદ્ધિના તર્ક અને શ્રદ્ધા મારામાં વારાફરતી આવી વસે છે. કદાચ બુદ્ધિના તંગ બંધોથી આપણે થાકી જતા હઇશું. ગમે તેમ પણ માત્ર બુદ્ધિથી સમજી શકાય તેના કરતાં ઘણી વિગતો આ દુનિયામાં ઉકેલાયા વગરની રહી જાય છે. જુઓ—એ ઇન્જેક્શનના બનાવનારનો મારા પર કાગળ છે. લખે છે કે પાંચેક દિવસમાં વાપરવાની વિગત સહિત મારા પર એ રસી મોકલી આપશે. હું પછી એનાથી એક પ્રયોગ કરવા માગું છું.

મિ. કાન્તા: શો ? કોના ઉપર ?

અનુ: કોઇ બીજા ઉપર નહિ જ. અને એ અનુભવો જો પછી મને યાદ રહેશે અને એમાં હું સફળ થઇશ તો હું એને જાહેર કરીશ. મારા પિતાએ પણ એવી એક વનસ્પતિ વિશે મને વાત કરી હતી. એ બન્નેનું હું મિશ્રણ કરવા માગું છું.

મિ. કાન્તા: પણ ડૉક્ટર જો જો. પછી પેલા હેવલોક એલિસના મિત્ર જેમ ન થાય !

અનુ: કોની જેમ ?

મિ. કાન્તા: કેમ, એના એક મિત્રે નાઇટ્રસ ઑક્સાઇડ લીધો, અને એને એમ લાગ્યું કે ઇશ્વર પોતે એની પાસે આવ્યો છે, એને જવાબ મળ્યો કે સ્ત્રી-પુરુષનો ભેદ એ જ વિશ્વનું અંતિમ સત્ય છે.

અનુ: એ તો નાઇટ્રસ ઓક્સાઇડ–લાફિંગ ગ્યાસ હતો, એટલે એને એવો જ જવાબ મળે ને ?

મિ. કાન્તા: હં–પણ મારે બીજું કહેવાનું છે. ઇન્ફ્લુએન્ઝા હજી અહીં આવ્યો નથી, પણ મારા વૉર્ડમાં એક લકવાનો દરદી છે. તેને ત્રણ દિવસથી તાવ આવ્યા કરે છે, અને મને લાગે છે, કે એ ઇન્ફ્લુએન્ઝા જ હશે. તો તો ડૉક્ટર આ બધા પ્રયોગોને તમારે પડતા મૂકવા પડશે. વારુ સાહેબજી.

અનુ: સાહેબજી.

(મિસ કાન્તાબાઇ જાય છે. અનુપમ ઊભો થાય છે, જરા આમ તેમ ફરે છે. ચાકરડી બત્તી મૂકી જાય છે.)

અનુ: ( પ્રકાશને જોઇને પ્રણામ કરે છે ) ગૌરી, ગૌરી.

[ પડદો પડે છે. ]

( જુઓ અનુસંધાન પૃષ્ટ ૩૪ )

# બેકારીનું એક ઓસડ

આજકાલ કરતાં કરતાં લગભગ બે ત્રણ વરસ થવા આવ્યાં પણ બેકારીની ચર્ચા જે છાપાઓ અને માસિકોમા, ઘેર ઘેર અને દુકાને દુકાને, ચૌટે ચૌટે અને શેરીએ શેરીએ, લાંબા વખત થયાં, ચાલી રહી છે, તેનો અંત જ આવતો નથી બલકે હમણાં હમણાં તો બેકારીનો પ્રશ્ન નાનાથી મોટા, ગરીબથી અમીર, સર્વ માણસોને મુંઝવી નાખે એવી રીતે આપણી સમક્ષ ધુરકી રહ્યો છે.

મુબઇમાં ૧૨ લાખની વસ્તીવાળા શહેરમાં દોઢ પોણાબે લાખ મીલમજૂરો રોજી વિના ઘણા દહાડા થયા ટળવળી રહ્યા છે. એ વાત તો છાપાં વાંચનાર સામાન્ય માણસની નજરે ચડયા વિના પણ નહિ રહી હોય.

પણ આ મીલમજૂરો કરતાં યે વધારે તો ભણેલગણેલ મધ્યમવર્ગના પ્રતિષ્ઠિત માણસો રોજગાર વગરના થઇ જવાથી, સંકટમાં, સંકડામણમાં આવી પડયા છે, તે સામાન્ય વાચક જાણતા નથી.

મદ્રાસ સરકારને બેચાર ખાલી જગ્યા પૂરવા ૪૦, ૫૦ રૂ. ના પગારવાળા કારકૂન જોઇતા હતા ત્યારે કારકૂની લેવા બી. એ. અને એમ. એ. થયેલ લગભગ હજાર જુવાનીઆઓએ અરજી કરીહતી. મુબઇ મ્યુનિસિપાલિટિને કેળવણીખાતામાં એક શિક્ષક કે નિરીક્ષક જોઇતા હતા ત્યારે પણ સેંકડો વિદ્યાપીઠની ઉપાધિ ધરાવનારાઓએ નોકરી લેવા ઉમેદવારી કરી હતી. પણ આવા દાખલા તો થોકબંધ ચોમેર બને છે. તેથી એવા વધારે દાખલાની જરૂર નથી.

પરંતુ આવી ખબરો ઉપરથી આપણને એટલી ખાત્રી તો થઇ જાય છે કે દેશમાં બેકારી બેહદ વધી પડી છે.

પણ એ બેકારી વધવાનાં કારણો કદી આપણે શાંતચિત્તે વિચાર્યાં છે? કારણો તો સ્પષ્ટ છે. ભણેલા હો કે અભણ, તમામ જુવાનીઆઓનો કામ પ્રત્યે રાગ ઘટયો છે. અને અણગમો વધ્યો છે. સાચા પરસેવાનો રોટલો તેમને કમાવો ગમતો નથી. એટલું જ નહિ પણ હાલનો આપણો જુવાનવર્ગ પોતાના ખોટા શોખથી ચાલુ ધંધાઓને પણ ઘણો ધક્કો પહોંચાડે છે, આપણા સુતાર, લુહાર, કંસારા, સોની, મોચી, કુંભાર, વણકર કમાય છે ખરા–પણ એવા સામાન્ય ધંધા દિનપ્રતિદિન ક્ષીણ થતા જાય છે.

સુતારનું મુખ્ય કામ ઘર બનાવવાનું હોય છે. પણ કમભાગ્યે, ગૂજરાત જેવા ગરમ પ્રદેશના ગામડાંઓમાં પણ છાપરાં લાકડાંને બદલે વિલાયતી પતરાંના થવા લાગ્યાં છે. શહેરમાં જો કોઇ આલેશાન ભવ્ય બંગલાઓ કે મેન્શનો બંધાય છે. તો તેમાં પણ લાકડાનાં

આવે છે. સુનારની બધી કમાઇ સીન્ધી વિલાયતના મુડીદાર કારખાનદારોને તથા અંગ્રેજ મજૂરોને પહોંચી જાય આવી સ્થિતિના આપણા ગામડીઆ સુતારો ભૂખે મરે એમાં શી નવાઇ! આજકાલના લોઢાના જમાનામાં ગામડા કે શહેરના લુહારની રોજી તો સાવ તૂટી જ ગઇ છે. આજે ક્યાંય ખંભાતી કે જામનગરી તાળાં વપરાતાં નથી. લોઢાની સાણસી કે કડછી, લોઢાની કઢાઇ કે વાડકાનું સ્થાન વિલાયતી કલઇના નાના મોટા ચમચાઓ કે એલ્યુમીનમના કે વિલાયતી લોઢાનાં સફેદ વાસણોએ લઇ લીધું છે. ઘર બાંધવા તો દેશી લુહારની કારીગરીનો ઉપયોગ જ આપણે રહેવા દીધો નથી. સ્ક્રુ, નકુચા, સાંકળ, સળીયા વિગેરે વિલાયતી જ વાપરતા આપણે થઇ ગયા છીએ.

ઘર બાંધવામાં કુંભારને રોજી મળી શકે પણ હવે આપણે દેશી નળીઆંને બદલે વિલાયતી નળીઆં વાપરતા થઇ ગયા છીએ. માટીના ચુલા, ને માટીનાં વાસણને બદલે વિલાયતી પ્રાઇમસ લોઢાની સગડી, અને ચીનાઇ માટીનાં વાસણો વાપરવા લાગ્યા છીએ.

કંસારા તાંબા પિત્તળનાં વાસણ બનાવીને કમાય, તે કરતાં જર્મનીથી આવતાં સસ્તાં એલ્યુમીનમનાં વાસણો વાપરીને પરદેશ નાણાં મોકલવાનું આપણને ગમવા લાગ્યું છે. તપેલીઓ પર રસોઇ કરવા કરતાં કૂકર પર, રસોઇ કરવાનો આપણને શોખ લાગ્યો છે.

ચાંદી સોનાના દાગીના પહેરીયે, તો આપણા સોનીઓ કે ઝવેરીઓ કમાય પણ તે યોગ્ય ન લાગવાથી પરદેશથી આયાત થતા હીરા માણેક મોતીના દાગીના ફેશનમાં ગણાતાં હોવાથી આપણા રાજા મહારાજા, કે શેઠ સાહુકારો પણ વિલાયતી દાગીનાના શણગાર સજવા લાગ્યા છે.

વણકરનો ધંધો આપણે કેવી મોહજાળમાં ફસાઇને પાડી નાખ્યો છે એ હવે નાનો છોકરો પણ જાણે છે.

ગુજરાત કાઠિયાવાડનો મોચી જોડા બનાવે તે કરતાં ચીના ગોચી કે જોડીયા પ્રાંત કે મ્હૈસૂરનો મોચી સારા જોડા બનાવે છે. માટે જોડા આપણા જાતભાઇઓના બનાવેલા ન પહેરતાં ચીનાના બનાવેલા જોડા વાપરવામાં આપણે આનંદ માનવા લાગ્યા છીએ.

આપણા દરજીને કપડાં સારાં વેતરતાંજ નથી આવડતાં બસ ફીરંગી પાસેજ આપણે તો કપડાં સીવડાવવાં જોઇએ.

આમ આપણા જાતભાઇઓની મનોદશાજ પલટાઇ ગઇ છે, પોતાના મનસ્વીપણાથી આખું રાષ્ટ્ર પાયમાલ થાય છે. એ ખ્યાલ જ્યાં સુધી સર્વવ્યાપ નહિ થાય, જ્યાં સુધી સાચો સ્વદેશીધર્મનું પાલન આપણા દેશમાં પગ઼ંડ સ્વરૂપ નહિ પકડે ત્યાં સુધી આપણે બેકારીનો પ્રશ્ન કદી નહિ છેડી શકીએ.

હા–હજુ કેટલાક ધંધાઓમાં–મજૂરી પ્રધાન કારીગરોના કામમાં ધીકતી કમાણી રહી છે ત્યાં આપણને દુર્ભાગ્યે મોટી ધર્મભાવના આડે આવે છે.

માટીનું કામ તો ખાનદાન માણસથી ન જ થાય એતો કોળીનું કે મુસલમાનનું જ કામ.

જંગલમાં વસી જંગલની પેદાશ પર નભાય નહિ એ તો ભીલોનું કે પહાડીઓનું કામ.

દરિયો ખેડવાનું, અને વહાણો ચલાવવાનું ખારવાથી માંડીને તે માલમ × સુધીનું કામ અરરર હિંદુ ભાઈઓથી થાય જ કેમ? આવા વિચારો જ્યાં સુધી હશે ત્યાં સુધી બેકારી વધશે જ પણ હિંદુસ્તાન સ્વતંત્ર પણ કદી નહિ થઇ શકે. હિંદુઓ દરિયામાર્ગે જઇ નહિ શકે તો દરિયાથી આવતા હુમલા સામે પોતાનું રક્ષણ શી રીતે કરશે? કે ના, પોતાના રક્ષણનું કામ બીજાઓને સોંપશે.

દર વરસે માછલાના વ્યાપારમાંથી ૨ કરોડ રૂ., જંગલખાતામાંથી ૨૦ કરોડ રૂ. અને દરિયો ખેડવાથી ૧ કરોડ રૂ. ઉત્પન્ન થાય છે. પણ એ કમાણીનો સોમો ભાગ પણ ઉચ્ચ વર્ણના, કે ભણેલા હિંદુઓને પણ મળતો નથી.

જ્યાં આવા વ્હેમો આપણા જીવનમાં ઘર કરીને બેસી ગયા હોય ત્યાં મહાત્મા ગાંધીજી કહેવા લાગ્યા છે કે ગોરક્ષાનું કામ સંપૂર્ણ રીતે કરવું હોય, તો ગાયને માતા સમાન માનનાર હિંદુઓએજ ગાયના ચામડા કેળવવાનો ધંધો હસ્તગત કરવો પડશે. તેઓ કહે છે કેઃ–

"જેમ જેમ હું ઊંડો ઉતરતો જાઉં છું તેમ તેમ જોઉં છું કે મૂએલી ગાયોનાં ચામડાં ઇ. નો ઉપયોગ ગોશાળાની મારફત ન કરવાથી આપણે ગોવધને ઉત્તેજન આપીએ છીએ, ને ગોરક્ષા કરવાની આપણી શક્તિ ઓછી કરીએ છીએ. ગોસેવકોનું એક મહાન કાર્ય તો આ છે જ કે તેઓ મૂએલાં જાનવરોનો ચામડાનો વ્યાપાર ન કરવા વિષેનો વહેમ દૂર કરે. એક મુએલું જાનવર એક જીવતી ગાયને લગભગ બચાવે છે."

ચામડીઆનું કે મોચીનું કામ કરવાથી હિંદુ હિંદુ મટી જતો નથી. એટલું જ નહિ પણ ગોરક્ષાના કાર્યમાં મદદ કરી હિંદુધર્મને દીપાવે છે.

આ વાત મને એટલી સાદી અને સચોટ લાગે છે કે એના નિરૂપણ કે શાસ્ત્રાર્થમાં હું નહિ પડું.

જો આપણા જુવાનીઆઓને ખરી દેશ સેવા કરવી હોય, અને આનંદથી પોતાનો રોટલો કમાવો હોય તો અનેક નૌજુવાનોએ આ ચામડીઆના કામમાં ઝંપલાવવું જ જોઇએ.

ક્ષેત્ર અણખેડાયેલ છે. હાથ ચાલાકીવાળો કુશળ કારીગર ઓછી મહેનતે સારૂં કમાઇ શકે એવો આ ધંધો છે.

ચામડીઆના ધંધા ધારા ગોરક્ષાના કામ ઉપરાંત, અસ્પૃશ્યતા નિવારણનું કામ થઇ શકે તેમ છે–આ ધંધો કેટલી બધી શકયતાથી ભરેલો છે તે સમજવા માટે નીચેના આંકડા બરાબર મનન કરવા જોઇએ.

હિંદી સરકાર તરફથી ખેતીવાડીને લગતા પ્રસિદ્ધ થતા હેવાલો પરથી નીચેના આંકડાઓ ઉતારવામાં આવ્યા છે. ૧૯૨૦–૨૧માં હિંદુસ્તાનમાં એકંદર ઢોરની વસ્તી ૧૭ કરોડ અને ૬૦ લાખની હતી. જ્યારે બકરા ઘેટાંની વસ્તી ૬ કરોડ ૫૦ લાખ જેટલી હતી.

હિંદુસ્તાનના સર્વ કસાઇખાનાઓની ગણત્રી પરથી એમ ચોક્કસ થયું છે કે સામાન્ય રીતે દર વરસે ૧ કરોડ ૨૦ લાખ ઢોર, અને ૯૭ લાખ બકરાં અને ઘેટાં કસાઇખાનામાં કપાય છે.*

દર વરસે સવા કરોડ ઢોર ખેતી પ્રધાન હિંદ દેશમાં, ગોરક્ષાને જ્યાં મહાન્ ધર્મનું સ્વરૂપ આપવામાં આવ્યું છે એવા દેશમાં કમકમાટી ઉપજાવે એવી રીતે કાપી નાખવામાં આવે છે. એ માનવા આપણું હૃદય સાર ના પાડે છે. પણ સાબીતી કરવી હોય તો નીચેના શહેરોમાં કોઇપણ કતલખાનામાં એક વાર જઇ આવવું જોઇએ.

૧૯૨૩ એપ્રીલ પહેલીથી ૧૯૨૪ માર્ચ ૩૧ સુધીમાં નીચે પ્રમાણે જુદે જુદે સ્થળે ઢોરો કપાયાં હતાં.

| શહેરનું નામ | ઢોર. | ઘેટાં બકરા |
|---|---|---|
| ગોપાલ કૃષ્ણના ધામમાં— | | |
| મથુરા | ૫ હજાર, | ૮ હજાર |
| કલકત્તા | ૯૦ હજાર, | ૨૬૨ હજાર |
| મુંબઇ (વાંદરા, કુર્લા) | ૬૫ ,, | ૭૮૬ ,, |
| દીલ્હી | ૨૯ | ૧૯૦ |
| અમદાવાદ | ૧૪ | ૮૦ |
| ભરૂચ | ૨ | ૧૫ |
| ગોધરા | ૫ | |
| સુરત | ૩ | ૯ |
| નડિયાદ | ૨ | ૨ |
| દાહોદ | ૨ | ૫ |

આટલાં બધાં ઢોર શા માટે કપાતાં હશે. તેનો આપણે સ્થિર બુદ્ધિથી વિચાર કરવો ઘટે છે.

મને તો લાગે છે કે મરેલાં ઢોરના પણ જો પૈસા મળતા હોય તો ગરીબ માણસો સ્વેચ્છાએ પોતાનાં ઢોર કતલખાનામાં મોકલે નહિ.

દાહોદ, ગોધરા, અને ભાલ પ્રદેશમાં ભૂખે મરતા ખેડુતો, પોતાનું પેટ પૂરૂં કરવા સ્વેચ્છાએ ઢોરને કતલખાનામાં મોકલે છે. કારણ કે જો તેમનાં ઢોર મરી જાય તો ઢોરમાંથી એક પાઇ તો મળે જ નહિ પણ ઉલટું કેટલાંક શહેરોમાં તો મ્યુનિસિપાલિટિએ નીમેલ કર ભરવો પડે છે. છેવટે તો પેટની ભૂખ ધર્મને તથા ભૂતદયાને પણ ભૂલવી નાખે છે.

ચામડાના વેપાર પ્રત્યે આપણે ઘૃણા રાખતા હોવાથી ચામડાના વેપાર પર નભનારને ભારે નફો મળે છે. સાંભળ્યું છે કે, કાઠિયાવાડમાં મૂએલાં ઢોર મફત મળતાં હોવાથી કેટલાક રાજ્યોમાં મરેલાં ઢોરનો ઇજારો આપવામાં આવે છે. અને ઢોર મરે તો ઇજારદારને ખાસા દશ બાર રૂપિયા મળે તેથી કેટલીક જગ્યાએ ઇજારદારો ઝેરી પદાર્થ ખવરાવી ઢોરને મારી નંખાવવાનાં પણ પગલાં ભરતાં અચકાતા નથી. સવા કરોડ ઢોર અને કરોડ ઘેટાં બકરાંના ચામડાનો વેપાર એટલે લગભગ ૨૦ થી ૨૫ કરોડ રૂપીઆ જેટલો થવા જાય છે.

૧૯૧૯–૨૦ માં હિંદુસ્તાનથી ૨૩ કરોડ રૂપીઆની કિંમતનાં ચામડાં પરદેશ ચડયાં હતાં.

૧૯૨૧–૨૨ માં ૧૪૪ ટન કાચાં ચામડાં હિંદુસ્તાનમાંથી મળી શકે તેમ હતાં. અને ૧૪૪ હજાર ટન કાચાં ચામડાંની કિંમત જે લડાઇ પછી એકદમ ઘટી ગઇ છે તો પણ તે લગભગ ૨૦ કરોડ રૂ. થતી હતી,

આ ૨૦ કરોડના કાચા માલ પર મહેનત કરવામાં આવે તો સ્હેજે ૧૦ કરોડ રૂપીઆ હિંદુસ્તાનમાં દર વરસે વહેંચાય. અને ભૂખમરાની બૂમ ઘટવા લાગે. પણ શોકની વાત તો એ છે કે રેંટીઓ ગમતો નથી. અને હિંમતનાં સાહસનાં કામો દીર્ઘદ્રષ્ટિ રાખી કરવાની આપણા નૌજુવાનો હિંમત જ કરી શકતા નથી. ૧૯૨૦ માં કાચા ચામડાની નીકાસ પર ૧૫ ટકા જકાત હિંદી સરકારે નાખી, કારણ કે અત્યાર સુધી ચામડાના વેપારનો મોટો ભાગ જર્મની પચાવી બેઠેલ હતું. જર્મનીના ઉદ્યોગોને તોડવા હિંદી સરકાર આ બાજી રમી હતી પણ એમાં આડકતરી રીતે હિંદને લાભ થયો છે. હિંદુસ્તાનમાંથી પરદેશ ઓછાં ચામડાં જવા લાગ્યાં છે. અને હિંદમાં જ ચામડાંઓ કેળવવાનાં તથા જોડા કે ઘોડાસામાન, પેટીઓ વગેરે બનાવવાનાં ચામડાનાં કારખાનાઓ ખુલાવા લાગ્યાં છે.

અત્યાર સુધીમા હિંદુસ્તાનમા ૧૪૬ ચામડાં કેળવવાનાં, અને ૩૦ ચામડાની ચીજો બનાવવાનાં કારખાનાં અસ્તિત્વમાં આવ્યાં છે. પણ સાચે જ આ પાશેરામાં પહેલી જ પૂણી છે. હજી પણ દર વરસે લગભગ ૬ કરોડ રૂ. નાં કાચાં ચામડાં પરદેશ ચડે છે. અને ૧૨ કરોડ રૂ. ના ચામડાં હિંદુસ્તાનમાં જ રહે છે, પણ આ ૧૨ કરોડનો યે વેપાર આપણે હિંદુઓએ વેડફી નાખેલ છે.

કેટલાંક ગામડાઓમાં આજે પણ પોતાની ગાય કે બળદ મરી જાય, ત્યારે તેનું અર્ધું ચામડું ચામડીઆ પાસેથી મેળવી ખેડૂતો તે ચામડાના કોસ, જોડા, ગોફણ, વિગેરે બનાવે છે. પણ આપણા ચામડીઆઓને ચામડાં કેળવતાં આવડતાં ન હોવાથી ચામડાની જાત ઉતરી જાય છે, જો આ ચામડાંને સારી રીતે કેળવી તેનો ઉપયોગ હિંદુસ્તાનના ભાઇઓના લાભ માટે કરવામાં આવે તો ઘણા હિંદીઓને ધંધો મળે, અને લોકો સુખી પણ થાય.

ઘણા ખરા ગૃહસ્થો પોતાના નાનાં બચ્ચાંઓની પથારીમાં ચામડાના કટકા, પથારી ગંદી ન થાય તે માટે રાખે છે, ચુસ્ત વૈષ્ણવોને પણ ચામડાની હાથ પેટી વાપરવામાં, કે હાથે ચામડાનો ઘડીઆળનો પટો ઘાલવામાં, કે ટોપીમાં ચામડાની પટી રાખવામાં કશી આંચ લાગતી નથી. સ્વદેશ સેવા કરવા નીકળી પડનાર ખાદીભકતો વરસાદના ઝાપટામાંથી બચવા, ઘેટા કે ઉનના સફાઇદાર ચામડીઓ ખુશીથી વાપરી શકે છે, મોટા મોટા ઋષિ બ્રાહ્મણો પણ હરણ વાઘ કે સિંહના ચર્મનું આસન મળે તો પોતાને ધનભાગ્ય સમજે છે.

પણ કોઇ શુદ્ધ હિંદુ ચામડાનો ધંધો કરવા નીકળી પડશે, તો હમણાં જ કેટલાક હિંદુભાઇઓ નાક મરડવા માંડશે, અને કેમ જાણે ચામડીઆ થવા ઇચ્છા બતાવનાર હિંદુએ રૌરવ નરકમાં સોંસરવો ચાલ્યો જાય એવું ભયંકર પાપ કર્યું હોયને એમ સમસ્ત હિંદુ કોમ તેના પર તૂટી પડશે.

આવા વહેમોમાંથી હિંદુઓએ વહેલા મોડા છૂટ્યા વિના ચાલે એમ નથી.

મહાત્માજીએ રોજીના સાર્વત્રિક સાધન તરીકે અનેક યુવકો મમત વણાટનો ધંધો મહેલ છે. પણ એકલવાયો માણસ વણાટ કામ કરવામાં બહુ ફાવતો નથી. આખા કુટુંબની સહાય હોય તો ઘરબેઠા વણાટ કામ આપણે કરી શકીએ તેમ છીએ.

પણ મોચીનું કામ એકલા ઘરબેઠા મોજ કરતા થઇ શકે છે. કલકત્તામાં મોચીના ધંધાનો ઇજારો ચીના લોકો લઇ બેઠા છે. મુંબઇમાં ભૈયાઓ લઇ બેઠા છે. સારા જોડા બનાવનાર રોજ સ્હેજે ચાર પાંચ રૂપીઆ કમાઇ શકે છે.

મહાત્માજી પણ આફ્રિકામાં થોડો વખત ચંપલ બનાવવાનું શિખ્યા હતા. સાચે જ કોઇ પણ ધંધો હલકો નથી. ધંધો માત્ર પવિત્ર જ છે.

દુઃખીઆને, ભૂલા પડેલને, રસ્તે ચડાવવાનું કામ ઉઠાવનાર મુક્તિફોજ પોતાના આશ્રમમાં નાના મોટા કેટલાક ઉદ્યોગો શિખવે છે. પણ આ ઉદ્યોગોમાં પણ વણાટ, અને મોચીના ખાસ ઉદ્યોગો શિખવવામાં આવે છે. મુક્તિફોજની ફટકા શાળ; અને મુક્તિફોજના બકલ પેટન્ટવાળા જોડાથી આજે હિંદમાં કોણ અજાણ છે?

સાચેજ બેકારીનો પ્રશ્ન સર્વવ્યાપ્ત છે, તેનો ઉકેલ સંપૂર્ણ રીતે કરવા વિધ વિધ દિશામાં, વિચારવાન ત્યાગીઓએ ઉંડા ઉતરવું પડશે. પણ આ લેખમાં એ સર્વ તરંગોનો ઉદ્દેશ રાખવામાં આવ્યો નથી.

ઠીક ઠીક વિચાર કરીને, મહાત્માજીએ અહિંસાનું પાલન કરવા માટે તનતોડ મહેનત કરનારે–ચામડાંનો ધંધો હિંદુની ઉંચી કોમે હાથ કરવો જોઇએ, એવી સલાહ આપી છે.

ગૂજરાતના થોડાક નૌજુવાનો પણ ચામડીઆ થવા કમર કસશે! શું ચુસ્ત ધર્મિષ્ઠ મોટેરાઓ; પોતાનાં બચ્ચાંને ગૌરક્ષાના કામમાં જોડતાં પાછી પાની કરશે?

છગનલાલ નથુભાઇ જોષી

---

# કમળા?

હું દવાખાનામાં બેઠો હતો. સડક ઉપરથી સોળેક વરસની એક સ્ત્રી પસાર થઇ. તેના ખભા ઉપર છોકરૂં હતું. હું ઓળખતો હોઉં એમ લાગ્યું. તે સ્ત્રીએ અમારા તરફ જોયું. તે મને ઓળખતી હોય એમ તેની આંખ ઉપરથી જરા જણાયું. પણ તુરત જ, જાણે સ્હેજ જ જોયું હોય એમ નજર ખેંચી લીધી. તેનું ચાલવાનું જારી હતું. અથવા તેનો ઇરાદો ઓળખાણ ન હોય એમ બતાવાનો હશે? "દાક્તર આ કોણ ગયું? કમળા ખરૂંને? રમણિકની બાયડી?" દાક્તરે કેસ લખવાનો પૂરો કરી "મારા કાંઇ જોવામાં ન આવી;" ઉભા થઇ ડોકું લંબાવી "હા એ જ જણાય છે." દાક્તરે બીજો કેસ લઇ બીજા દરદી સાથે વાત કરવી શરૂ કરી.

'એ કમળા જ હશે. એને જોઇ હું જરા ચમક્યો, દુઃખી થયો–કમકમી આવી. હૃદયમાં ઊંડી વ્યથા થઇ; ગ્લાનિ થઇ. કોઇ ભુંડું સત્ય નીહાળ્યું હોય અને થાય એમ થયું.

રમણિકની બાણીને હું સારી રીતે ઓળખતો હતો. એ મને પણ મામા કહેતી. પણ મેં એને છેલ્લી રમણિકને ઘેર જોઇ ત્યારે તે કેવી હસમુખી હતી! તેના નાજુક અને ઘાટીલા મુખના અવયવો જોઇ હું કેવો પ્રસન્ન થતો! અને મારી સાથે કેટલી સરળતાથી હસી હસીને વાતો કરતી! પણ અત્યારે એની મુખચ્છવિ કેવી લાગી? તેના મ્હોંઢા ઉપર ક્લેશની છાયા હતી? તેના મુખના નાજુક અવયવો લાંબા દેખાયા–એટલે ઘાટીલા ન જ લાગ્યા. તેનું મ્હોંડું ઉતરી ગયું હતું?–પણ જાણે ઉપેક્ષા મ્હેણાં અપમાન સહન કરવાને ટેવાઇ ગયું હોય એવું ન હતું? કમળાનું મુખ ફૂમળું અને ફીકકું હતું. તેના ભવા જરા વ્યગ્ર હતા–કોઇ અસહ્ય મ્હેણાનો જવાબ શોધતા હતા? ખભે નાખેલા છોકરા ઉપર તો તેનું ધ્યાન હોય એમ જણાયુ જ નહિ. કમળાની આ ગ્લાન છબિએ મંગલમુખી કમળાને મારા ચિત્તમા જાગૃત કરી, અને ન સમજાય એવું મર્મવેધી દુખ થયુ. કમળાના જીવન સાથે મારે કશો અંગત સબધ ન હતો. એને સુદર જોઇને હું પ્રસન્ન થતો–એને ગ્લાન જોઇને વિષાદ પામ્યો!

કમળાની હકીકત હું જાણતો હતો. મારા મિત્ર રમણિકે કહી હતી તેને માટે વર ખોળવા–નાતમા વર ખોળવા–તેના માતપિતાએ સારો પ્રયત્ન કર્યો હતો. રમણિક પણ કરતો હતો; અને મને પણ કોઇ ધ્યાનમા રાખવાની તેણે સૂચના કરી હતી. એક સારી કમાણીવાળા વકીલના બી. એ કલાસમા ભણતો છોકરો તેના માબાપે શોધી કાઢ્યો હતો; અને તેઓ સંતુષ્ટ હતા. સગાઇ કર્યા પછી ચોથે મહિને તેનું લગ્ન થયુ હતું. મારા સૂક્ષ્મ નિરીક્ષક મિત્રે મને કહ્યું હતું કે સગાઇ કર્યા પછી કમળાનું મુખ એકદમ સ્ત્રીભાવમા પરિણામ પામતું હતું–અને જાણે એ પરિણામમાથી તેની જલદી લગ્ન કરવાની ઉત્કણ્ઠા સૂચવતી હતી આ સાભળીને મને દુખ થયુ. આના બીજા કેટલાક દાખલાઓ યાદ આવ્યા. કમળાને લગ્ન કર્યા પછી તીજે મહિને ટાઇફોઇડ તાવ આવ્યો હતો અને તેને પિયર લાવવા બાબત કમળાની મા અને સાસુ વચ્ચે જરા બોલાચાલી થઇ હતી, બારેક મહિના પછી કમળાને સીમંત આવ્યાનુ સાભળ્યુ ત્યારે પણ મને કમકમાટી થઇ હતી, પણ મારા કુટુમ્બમા જ એવી બાળમાતાઓનું સ્મરણ થવાથી હિંદુ સમાજ ઉપર થોડો આવેશ ભર્યો વિચાર કરી ચિત્ત બીજી બાબતોમા પડી ગયુ. કમળાના ખભા ઉપર છોકરૂં હતું તે કેવડું હશે?

મેં રમણિકને એકવાર કમળાની ખબર પૂછી હતી. રમણિકે કમળાના પતિ વિષે પોતાનો સંતોષ જાહેર કરી ખુશખબર આપી હતી કોઇ વાર તેની સાસુ ઉપર ટીકા કરતો. એક વાર તે કમળાના પતિને મારા ઘેર જમવા પણ બોલાવી લાવ્યો હતો. મને તે નવીન ગ્રેજ્યુએટ સારો લાગ્યો હતો પણ એના કપાળમાની બે લાબી લીટીઓ–સપ્રદાયનો ટ્રેડમાર્ક–મને ગમી ન હતી. અને છોકરાના મનના સ્વાસ્થ્ય વિષે મારા મનમા શંકા ઉત્પન્ન કરી હતી પણ આ શકાને તો મારા ચિતના પૂર્વગ્રહનું પરિણામ માની મે દૂર કરી હતી, અને કમળાબાઇનું ગાડું ઠીક ચાલશે એ રીતે મેં પણ મારો સંતોષ રમણિક આગળ જાહેર કર્યો હતો.

કમળા માતા થઇ ત્યારે–(અને આ વિચાર જ જાણે મને કેવો વિલક્ષણ લાગે છે! હસતી રમતી કમળા એ બાળક ધવડાવતી ગંભીર માતા! જગતમા કેવા રૂપાન્તરો થાય છે!) તેનો પતિ મુબાઇ એલ. એલ. બી થવા રહેતો હતો. તેના પિતાએ, નવા પરણેલાઓના મનના પોતાને અનુભવી માનતા હોવાથી, તે એલ એલ. બી. થાય નહિ ત્યા સુધી તેને ઘેર બોલાવવો નહીં એવો વિચાર કર્યો હતો, અને કમળાને તેના બાકી ઘરસંસાર માટે

બરાબર નાથવાની વિધિ તેની સાસુએ શરૂ કરી હતી. એ વિધિમાં સૌથી પ્હેલી ક્રિયા પોતાના ઉપરનો ઘરના કામનો બોજો છોકરાની વહૂ ઉપર ધકેલી દેવો એ હતી. શરૂઆતમાં કમળા ઉત્સાહથી અને આનંદથી એ કરતી. તેને સાસરે રહેવાનો શોખ હતો. કોણ જાણે કેમ-તેની સાસુને તેના આનંદી અને રમતીઆળ વર્તનમાં ઉદ્ધતાઇ અથવા મર્યાદાનો ભંગ લાગ્યો હશે કે સાસુઓની પરંપરામાં ઉતરી આવેલા કોઈ અગમ્ય સંસ્કારથી તેને વહુનું નિખાલસ વર્તન અસહ્ય લાગતું હશે-તે કમળાને ઘડીએ ઘડીએ ટોકતી; કમળાને સમજાતું નહિ કે જે સાસુને માના સ્થાને ગણવાનું તેને શીખવવામાં આવ્યું હતું તે તેને કેમ આમ કરતી હતી. રમણિકની સ્ત્રીએ મને એક વાર મજાકમાં કહેલું કે "અમારાં ભાણીબા તો વરસેલાં થઇ ગયાં છે." કમળા સાસની ટીકાટિપ્પણો રાત્રિનાં પ્રતીક્ષામાં પૂરાં સાંભળતીએ નહિ હોય; જોકે કોઈવાર પોતાના માબાપ ભાઇ કે મામા વિષે મારેલું મ્હેણું તેના કોમળ હૃદયને શૂળની જેમ વીંધતું હશે એમ તેની મામીએ વર્ણવેલા એક પ્રસંગ ઉપરથી મને લાગ્યું હતું. પણ નાથવાનો વિધિ પોતાના કામનો બોજો વહૂ ઉપર નાખી દેવાથી કે ટોકી અને મ્હેણા આપી તેના હૃદયને બુઠ્ઠું કરવાના પ્રયાસથી પૂરો થાય એમ ન હતો; એમાં એક નવીન અણધાર્યો ઉમેરો થયો હતો. હમણાં હમણાંમાં કમળાના સસરા વકીલાતમાં સારી રીતે કમાયા પછી જીવનને સાદુ કરવા તરફ વળ્યા હતા; તેમાંએ ખાસ કરી આજકાલની છોકરીઓ ઘરનું કામકાજ ન કરવાથી નમાલી થઇ જાય છે એ દૂષણ તરફ એમનું ધ્યાન ખાસ ખેંચાયું હતું; અને તેનું કારણ તેમને નોકરોની સંસ્થા લાગ્યું હતું; રસોઈઆને તો તેમણે રજા આપી દીધી હતી. પૈસાના લાભથી સંતુષ્ટ થવાનો ઘણા દિવસનો તેમના વકીલચિત્તને અભ્યાસ પડયો હોવાથી માસિક પચીસેક રૂપીઆનો લાભ પણ તેમના સાદાઇ માટેના સુધારાને પોષણ આપતો હશે-મારા મિત્ર રમણિકે આ બાબત મને જણાવતાં ટકોર કરી હતી. તેના બોલવામાં જરા કડવાઇ અને ગુસ્સો હતાં; પણ હું તો હસી પડયો હતો. ના એમ નહિ-આ ટકોર તો એણે, જ્યારે કમળાના સસરાએ નોકરને પણ રજા આપી, ત્યારે કરી હતી. અલબત વકીલ સસરાનો અભિપ્રાય એવો તો ન હતો કે ઘરનું બધું કામ કમળાએ જ કરવું. સાદાઇના સિદ્ધાંતને આચારમાં મૂકવાનું પગલું ભરતી વેળાએ તેમના મન આગળ તેમની પુત્રી રમા, તેમનાં પત્ની અને પુત્રવધૂ કમળા એ ત્રણે હતાં. અને એટલું જ નહિ, નોકરોને રજા આપવામાં તેમનો હેતુ કરકસર ન હતો પણ સ્ત્રીઓની તંદુરસ્તી સાચવવી એ હતો એમ તેમણે જમતાં જમતાં એકવાર બધાંને જણાવેલું; અને કમળાની મામીએ કમળા આગળ નોકરોને રજા આપવા વિષે ઉપહાસ કરેલો ત્યારે કમળાએ ઉપરની વાત જણાવી પોતાના વકીલ સસરાનો બચાવ કર્યો હતો. પણ આ વસ્તુસ્થિતિનો ફાયદો તેની નણંદ રમા ઉઠાવે એ તો અશક્ય હતું. સાસૂ પોતે ઘરનું બધું કામ કરવાનો ઉત્સાહ બતાવતાં પણ ધાર્મિક અને નાતજાતના પ્રસંગોમાં તેમનો ઘણો સમય રોકાઇ જતો, અને અવશેષ રહેતો તે પતિની સેવામાં જતો. અને તેથી આ નવા સુધારાનો લાભ ખાસ કરી કમળા વહૂને મળતો હતો. કમળા ટાઇફોઇડ પછી નબળી તો ઘણી થઇ હશે-તે બધું કામ શી રીતે કરતી હશે-એનો ઉદ્વેગ મેં જ્યારે આ હકીકત સાંભળી ત્યારે થએલો.

કમળાને પરણે બહુ વખત નહિ થયો હોય-ટાઇફોઇડ ઉતર્યા પછી બારેક મહિને એક વાર

રમણિક ચીડાઇને બોલેલો. "એ છોકરી જ મુરખી છે. પરણી ત્યારથી બસ વર વર વર! હવે બાઇજીમા મુબાઇ બની બેઠી છે. રજાઓમા પણ ઘેર આવતો નથી. મેં વકીલને પૂછ્યું ત્યારે એ ઘરડા બુઢ્ઢે, કામસૂત્રનો પૂગલો ટાકી, કહ્યુ કે "आविद्याग्रहणाद् ब्रह्मचर्यमेव. એ ઠીક છે." પણ એનો વર કેવો માણસ છે?" મને કમળાના પતિના કપાળ ઉપર સંપ્રદાયનો ટ્રેડમાર્ક જોએલો તે યાદ આવ્યો મેં રમણિકને એનું સ્મરણ કરાવી કહ્યુ "આ આર્યસંસ્કૃતિના પુનરુત્થાનનો સમય છે. પુત્ર પિતાને આજ્ઞાનુવર્તી ન રહે?" તે જરા હસ્યો. મેં રમણિકને એક ઘરડા પ્રોફેસરે એક જુવાન ગ્રેજ્યુએટની મશ્કરી કરેલી તે જણાવી "આ'ના પરણ્યો તો હમણા છુ અને આમ વેપાર કાજે પૈસા માટે કરાચી અને કરાચીથી મુબાઇ અને મુબઇથી અમદાવાદ ને દીલ્હી રખડતા શુ કરે છે? જરા ભાવનગર તો જઇ આવ." તે નવજુવાન બીચારો તદ્દન શરમાઇ ગએલો, અને મે પ્રોફેસરને જરા ચીડાઇને કહેલું કે "તમારા ઘડપણનો તો વિચાર કરો." 'પણ રમણિક! પરણવું અને પછી આપ પરણનારી ઉપર પિતાની ઇચ્છાને આધીન થઇ વૈરાગ્ય લાવવો એમા તો મને આપણી પ્રજાની લાક્ષણિક નમરાઇ—બીનજવાબદારી—જ જણાય છે. કમળા બીચારી મોસાળ જતી હશે." રમણિક ભભૂકી ઉઠેલો "મોસાળ જતી હશે? કમળાને જોઇ મને એ ખુની વકીલને ફાંસીએ લટકાવુ એમ થઇ આવે છે. પાચ સાત લાખ રૂપીઆ કેટલાનુંએ સત્યાનાશ વાળી એ ગોઠે ભેગા કર્યા છે. આજે મારી ભાણેજ પાસે આખા ઘરનું વૈતરુ કરાવે છે બધીઆરાનું અને નોકરનું બધુ એ કમળાને માથે. એની પેલી માસૂ ગોળી માંદી પડે છે અને સાજી થાય છે એટલે જાત્રાએ જાય છે. અરે હું હમણા કમળાના ઘેર—અરે કમળાનુ વર શાનું એને રીબાવવાના કેદખાને—ગયો હતો. બીચારી ઓટલા ઉપર બેસી મરચા ખાડતી હતી મને જોઇ તેની આખમા આસુ આવી ગયા. મે એની માસુને મારા ઘેર થોડા દિવસ મોકલવા કહ્યુ મને કહે છે કે "લઇ જાઓ, એ રહી તમારી કમળા. હું ક્યા ના પાડુ છુ' કમળાને બોલાવી "આ તારા મામા આવ્યા જા તારે જવું હોય તો" કમળા કશુ બોલ્યા વિના ઓરડામા ગઇ અને બીજા મરચા લાવી ઓટલે બેસી ખાડવા માંડી મેં કમળાને ઘાટો પાડી કહ્યુ "ચાલ કમળી થા ઉભી ફેંકી દે એના મરચા" કમળી ધ્રુજી પડી, અને ચીસ પાડી બોલી "ઓ મામા બાપસાબ જતા રહો મારે નથી આવવુ." હું ગુસ્સામા ઓટલા ઉપરથી કૂદકો મારી ચાલવા લાગ્યો. મારી પછવાડે અવાજ આવ્યો "જોયો ના હોય તો મોટા બાદશાહના ઘરનો દીકરો અહીં શેનો મિજાજ કરે છે? ખબરદાર છે કમળી એ મુવરેલા વઠેલા વાણીઆને ઘેર ગઇ છુ તો" આ પછી મે કમળીનુ મોઢુ ન જોવાનો નિશ્ચય કર્યો છે." રમણિકના આખમાથી આસુનું ટીપુ પડ્યુ. હું મુઝાઇ ગયો.

કમળાનુ સીમંત છે એની ખબર કોણે કહેલી? રમણિકે તો કમળા વિષે ઘણા મહીના સુધી મને કાંઇ કહ્યુ જ નથી. હા હા! રમણિકની સ્ત્રીએ. રમણિકના બ્હેન, રમણિક સીમંતવિધિ વખતે હાજર ન રહેતો એથી રીસાણા છે એમ એણે કહેલું. મને મનાવા જવા કહેતી હતી... અને એ આ કમળા? ભદ્રમુખી કમળા ક્યા લુપ્ત થઇ ગઇ? હિંદુ સંસારસાગરમા! અને એ મહાસાગર આવા કેટલાએ આત્માઓ કેટલીએ વિભૂતિઓ ગળી

વેગથી પાછી ખેંચી લીધી! મારી ઓળખાણ કહાડવી એને ન ગમી! એના મામાનો, ભાઇ સમો મિત્ર-મને એ કમળા મામા નહોતી કહેતી! ઓહો! એ દૃષ્ટિપાતની પછવાડે અનન્ત અસહાય દુઃખ દેખાય છે. અસહાય દુઃખ! મામો કાંઇ ન કરી શકે તો મામાનો મિત્ર શું કરી શકે? હિંદુસંસારમાં પરણેલી સ્ત્રી નિરાધાર છે. પિતા હોય-ભાઇ હોય-મા હોય-બ્હેન હોય-મામા હોય-મારા જેવા મામાના મિત્ર હોય તે શું કરે! તે કોઇની મદદ લઇ શકે નહિ. ક્યાંતો દુષ્ટ થાય-ક્યાંતો ચિમળાઇ જાય! કમળાની આંખે ઓળખાણ ભૂલી જવા પ્રયત્ન કર્યો! શા માટે ન કરે-કમળા! કમળા!' કમળ ચીમળાઇ ગયું? . . . . . .

દાક્તરે ખુરશીને અઢેલી કહ્યું-"કાંઇ વિચારમાં પડી ગયા છો! અને શેર બજારના દેવાળીઆની જેમ આમ હોઠ શું ફફડાવો છો?" વિચારસ્વપ્નમાંથી જાગી રૂમાલવતી આંખના ખૂણા લૂછી મેં હસવાનો પ્રયત્ન કરી કહ્યું "અરે ના ના. વિચાર શાનો? પણ દાક્તર કેટલા વાગ્યા." "તમારા સામી જ ઘડીઆળ છે." "અરે અગીઆર થઇ ગયા." છત્રી લઇ ઉભો થઇ ચાલવા લાગ્યો; થોડેક દૂર જતાં વિચાર આવ્યો-કૌમુદી માટે દ્રાક્ષ લાવવાની છે. અરે પણ કૌમુદીની દવા? દવા હું દવાખાનામાં જ ભૂલી ગયો હતો. લેવા ગયો ત્યારે દાક્તર મારી મુરખાઇ ઉપર હસી પડયા. હું એ શીશી લેતાં લેતાં હસવા લાગ્યોઃ અને ચાલ્યો. 'અરે પણ કમળાનું આટલું શું દુઃખ? આ મારી ગોમતી બ્હેનને એનાથી એ ખરાબ છે. અને બીજા એવા કેટલાએ દાખલા છે.' મને પ્રમાણશાસ્ત્રનો બહુ શોખ છે, એટલે મારૂં ચિત્ત આવા અનેક દાખલાઓ શોધી તે ઉપર એક સિદ્ધાંત તારવી તેની તત્ત્વમીમાંસામાં પડી ગયું. અને મારો પુણ્યપ્રકોપ એ તત્ત્વમીમાંસામાં શમી ગયો.

"એ ભાઇ દ્રાક્ષ કેમ પાશેર આપી?"

સંજય.

---

# અનુપમ અને ગૌરી

## ( એકાંકી નાટક )

( જુઓ અનુસંધાન પૃષ્ટ ૨૩ )

### પ્રવેશ બીજો

[સમયઃ મોડી સાંજ. લગભગ રાત પડવા આવી છે. સ્થળઃ એ જ.]

(ઝીણો દીવો બળે છે. ખૂણામાં દેખાય નહિ એમ અનુપમ આરામ ખુરશીમાં બેઠો છે.)

ચાકરડીઃ (આવતાં) આ તે શું કહેવાય? ત્રણ ત્રણ દિવસથી કોઇ કોઇની જોડે બોલતું નથી. આ ઘરમાં તે શે રહેવાય?

(બીજે બારણેથી જાય છે. પહેલે બારણેથી શ્રીલક્ષ્મી આવે છે, આવીને દીવો મોટો કરવા જાય છે.)

અનુઃ બેન રહેવા દેને. દીવો એટલો જ ભલે રહ્યો.

શ્રીલક્ષ્મીઃ ઓ, તમે અહીં છો?

અનુઃ હા, અહીં આવને. બા ક્યાં છે?

શ્રીલક્ષ્મીઃ બા નીચે છે. પૂજામાં બેઠાં છે. તમે કેમ હમણાં કંઇ બોલતા નથી?

અનુઃ હું શું બોલું? બાપુએ મારે લીધે સંન્યસ્ત લીધું એમ મને લાગે છે.

શ્રીલક્ષ્મીઃ ના, ના. બાએ મને કહ્યું કે એમને પરણ્યા પછી તરતજ એમણે એમ કહ્યું હતું કે હું તારો નથી, અને સંન્યસ્ત લેવાનો છું.

અનુઃ હં. પણ હું એમને સમજી જ નથી શકતો, અને એ મને નથી સમજતા. હરી! ઘણી વાર તો એમ લાગે છે કે આખા જમાનાઓનો ફરક થઇ ગયો, પછી એક બીજાને કેવી રીતે સમજી શકે!

શ્રીલક્ષ્મીઃ એટલે?

અનુઃ જો પાસે આવ. મારે તને બધું કહેવું છે. (ધીરે ધીરે) એ ગયા એની રાતે એ મારા ઓરડામાં આવ્યા, અને કહ્યું કે કુળને છાજે એવું વર્તન રાખજે. મેં જવાબ આપ્યો કે કુળમાં હું માનતો નથી, પણ સત્યને છાજે એવું વર્તન રાખીશ. એમને થોડો સંતોષ તો થયો, પણ નિશ્વાસ નાંખતાં કહ્યું કે એ માર્ગ બહુ કઠિન છે; સાધારણ માણસ માટે નથી. મેં કહ્યું કે આપણે ધારીએ તેવા આપણે થઇ શકીએ છીએ. પછી છેવટે એ એટલું કહેતા ગયા કે એમનો દેહ કાંતો સાત પ્રહરમાં, કાંતો સાત દિવસ, સાત માસ કે સાત વર્ષમાં પડશે. તને યાદ છે પેલી કાંસળીને એ આકર્યા, અને એમનું મેં કેવું લાગતું હતું? એવા ૮૮ એ વખતે પણ થઇ ગયા! દૂર સહેવાય નહિ એવી કરડી નજરથી જોઇ રહ્યા અને હું

કંઇ પણ પૂછું તેના પહેલાં એ પોતાના ઓરડામાં ગયા. હું ત્યાં ગયો ત્યાં બારણું બંધ હતું અને એમના માત્ર દીર્ઘ શ્વાસોચ્છ્વાસ સંભળાતા હતા. મને ખબર પણ નહિ કે એ જ સવારે એ ચાલ્યા જશે.

**શ્રીલક્ષ્મી:** એ તો જવાના હતા તે ગયા. મને ઘણી વાર હમણાં હમણાં સદ્‌વૃત્તિની ને એવી એવી વાતો કહેતા હતા, કેમ જાણે કે એમને એમ લાગ્યું હોય કે પછી મને કોઇ કહેનાર જ નહિ મળે.

**અનુ:** ખરી વાત છે. હવે ક્યાં કોઇ રહ્યું છે?

**શ્રીલક્ષ્મી:** કેમ મારે તો તમે છો ને!

**અનુ:** ના, ના. તોય એમની જેમ નહિ. ( અકળાય છે )

**શ્રીલક્ષ્મી:** પણ તમે એમાં એટલું બધું શા માટે દુઃખ લગાડો છો!

**અનુ:** કારણ હું એમનું ધોરણ સમજી શકતો નથી. એ એમ માનતા કે અહીંનું વાતાવરણ મેં અશુદ્ધ કર્યું છે.

**શ્રીલક્ષ્મી:** અશુદ્ધ!

**અનુ:** હા. હું તને બધું કહું છું. તને ગૌરી યાદ આવે છે?

**શ્રીલક્ષ્મી:** હા.

**અનુ:** એને હું વિસારી શકતો નથી. બાપુએ મને કહ્યું કે હું પરસ્ત્રીનું રટણ કરું છું તેથી અહીંનું વાતાવરણ અશુદ્ધ થયું છે. પણ હું એમને શી રીતે સમજાવી શકું? એમની દૃષ્ટિ જ જુદી છે. અને કોણ જાણે કેટલીક વાત તો એ સમજી જ શકતા નથી, અને નિર્દય થઇને આપણને ઉતારી પાડે છે. પણ આથી હું દુષ્ટ કેવી રીતે છું એ હું નથી સમજતો. અમે એવી રીતે કદી એકલાં બેઠાં નહોતાં. પણ હું એને મળ્યો, ત્યાર પહેલાં હું એના વગર કેમ જીવી શક્યો એમજ મને લાગતું.

**શ્રીલક્ષ્મી:** પણ હવે તમે આટલા બધા—હું તો એટલું સમજું છું કે વર અને વહુ એ બન્ને થોડી વાર સાથે રહીને સૌ પોતપોતાને રસ્તે ચાલ્યાં જાય છે, અને કોઇ કોઇને માટે રાહ જોતું નથી.

**અનુ:** તારી ભૂલ છે. પૂર્વ જન્મનાં કોઇ સંભારણાં લઇને એ આવી હોય એમ મને લાગતું. અને હવે પણ મન એ બાજુ સતત રીતે પોતાના વેગથી મને અસહાય કરીને વહી જાય છે, અને મને નવાઇ લાગે છે કે હું જીવું છું કેમ! હું મારા આ ઓરડામાં એકલો બેઠો હોઉં છું ત્યારે ઊંડાણમાંથી એ ઉપર તરી આવે છે. મૂળથી જ અમે બન્ને કાળના વદનમાં સાથે ઉછર્યાં હોઇએ એમ મને લાગે છે. પણ જેમ કાળ બધાને ગ્રસી લે છે, તેમ મારા જીવનને પણ તેણે ગ્રસી લીધું.

**શ્રીલક્ષ્મી:** હા, પણ બાપુ હોત તો કહેત કે આ બધું માત્ર મનની એક લીલા છે, અને—

**અનુ:** હા, એમણે મને કહેલું કે સમાધિભ્રષ્ટ યોગીની માફક આ બધી આત્માની લાગણીઓ તું પ્રકૃતિમાં પરોવે છે, અને ઉમેર્યું કે આત્માના ઢંગ જ્યારે ચિત્ત પોતે પોતા પર ઓઢી લે છે ત્યારે તેના ફંદમાંથી મુક્ત થવું એ સૌથી અઘરું છે.

શ્રીલક્ષ્મીઃ હા. મેં એમને એક વાર યોગ વિશે પૂછ્યું હતું, ત્યારે પણ એમણે કહ્યું હતું, કે આત્માના અમુક અનુભવો પછી જો કોઇ યોગી પોતાની પ્રકૃતિમાં ડૂબે તો તે મોટો અધઃપાત ગણાય છે.

અનુઃ પછી ?

શ્રીલક્ષ્મીઃ પછી કંઇ વધારે એમણે કહ્યું નહિ.

અનુઃ એ જ છે તો એમના ગૂઢ અનુભવોમાંથી આપણે તો કશું જાણવાનું જ નહિ માત્ર એમનો નિષ્ઠુર કુહાડો જ આપણે માથે ઉતરી પડે છે. અને એ જ હું સહી નથી શકતો. કોઇ માણસનો ખયાલ આપણે એની કક્ષા પર રહીને જ બાંધવો જોઇએ. પણ અહીં તો–( અટકી પડે છે ) મને એમની પાસે જવાનું મન થાય છે, પણ એટલી હિંમત ચાલતી નથી. બાની અને તારી સંભાળ લેવાનું મારે માથે મૂકતા ગયા છે, અને કહેતા ગયા છે કે એટલો બાર પણ હું જો સહીશ તો હું એમની નજીક જ છું.

શ્રીલક્ષ્મીઃ ( થોડી વાર રહીને ) હમણાં એ ગૌરી ક્યાં છે ?

અનુઃ પહેલાં તો એ લોકો બિહારમાં હતાં, પણ હવે મને ખબર નથી.

શ્રીલક્ષ્મીઃ હા. થોડુંક અંગ્રેજી ભણાવ્યું એટલે એના બાપને થયું કે મારે તો ગૌરી માટે સાહેબ લોક જોઇએ. પણ પુરુષોને ક્યાં ખબર છે કે અમારે હૃદય જોઇએ છીએ. મને યાદ છે, પરણ્યા પછી એક કાગળ એના દુઃખનો એણે લખેલો.

અનુઃ શું ?

શ્રીલક્ષ્મીઃ પણ હવે તેનું શું ?

અનુઃ પછી કોઇ બીજો એણે લખેલો ?

શ્રીલક્ષ્મીઃ ના.

અનુઃ શું લખે ? ( આડું જુએ છે )

શ્રીલક્ષ્મીઃ પણ પહેલેથી જો મને આવી ખબર હોત, તો બીજાંઓને કહીને પણ હું આમ થવા ન દેત. ( થોડી વાર રહીને ) પણ આ જોતા તો તમે કુંવારા રહો એમાં મને કંઇ ખોટું લાગતું નથી. ( થોડી વારે ) પણ બહારની દુનિયાને, લોકોને જોઇએ ત્યારે એમ થાય છે કે એમને દેખાડી આપવાની ખાતર પણ તમારે પરણવું.

અનુઃ પોતાની જાતને જુદી પાડીને લોકોને બતાવી આપવામાં શો લાભ ?

શ્રીલક્ષ્મીઃ એ જ ઝગડો છે તો !

અનુઃ એ બે ધોરણો જ જુદાં છે. લોકોનું બહારનું ધોરણ સ્વીકારીને જ ઘણા મોટા પુરુષોએ પોતાની જાત ગુમાવી છે.

શ્રીલક્ષ્મીઃ ( થોડી વારે ) પણ હવે તેનું શું ? થયું તે તો થયું. અને તમે આમ ઉદાસી રહો છો એ મને નથી ગમતું. ઊંડા અનુભવો પછી ખુબ હસી શકાય એટલી શાન્તિ ન મળે, તો બધું નકામું છે. જુઓને આ તમારાં સેંટી ડૉક્ટર મિસ કાન્તાબાઇ કેટલાં આનંદી છે.

અનુઃ શાન્તિ અને આનંદ એ બે બહુ જુદાં છે. અનુભવનાં છીછરાં હોય તે જ આનંદી રહી શકે છે, પણ જેમણે ઊંડાં નીર નીરખ્યાં છે–અને બીજું એ મને લાગતું જ એમ રહે છે.

**શ્રીલક્ષ્મી:** ( અર્થસૂચક દૃષ્ટિથી જોતાં ) એમ-તો તમે બન્ને—

**અનુ:** ( કઠોર થતાં ) કેમ શ્રીલક્ષ્મી—? આ તું શું બકે છે ?

**શ્રીલક્ષ્મી:** ( ભાવલીની થતાં ) ભાઇ! બાની ખાતર,–મારી ખાતર. મારે તો હવે દુનિયામાં સુખ જોવાનું જ નથી. નાનેથી વિધવા થઇ હું તમારે ઘેર રહી છું, અને તમને બન્નેને જોઇને મારી આંખો, મારી જીંદગી......

**અનુ:** ગૌરી, ગૌરી— ( થોડી વાર રહીને ) શ્રીલક્ષ્મી, હું સમજું છું ત્યાં સુધી એક વાર ઉચ્છિષ્ટ થએલી પ્રીતિ સ્ત્રીઓને કડવી લાગે છે. મેં જોયું છે કે એક સ્ત્રી મરી ગયાં પછી જે બીજાઓ પરણે છે તેમની સ્ત્રીઓ પોતાને જાણે અન્યાય થયો હોય એમ માને છે. ઉત્તટ એમ તો વિચારે જ કે દસ વરસ પહેલાં જ સંબંધ બંધાયો હોત તો કેવું સારૂં ? મને તો આખી દુનિયાએ એક ગૌરી આપી તે બસ લાગે છે. ( થોડી વાર અટકીને ) એક પ્રસંગ હજી ગઇ કાલે જ બન્યો હોય એમ મને યાદ આવે છે. મેં ગૌરીને પહેલવહેલું જે પુસ્તક આપ્યું અને છેલ્લું તે શાકુન્તલ. એ વાંચ્યા પછી એણે મને કહ્યું, કે દુષ્યન્તની માફક મને તો નહિ વિસરી જાઓને ? આ એક જ ઘડી માત્ર અમારા વચ્ચેનો પડદો ખસી ગયો. મેં એ વખતે તો કહ્યું કે કદાચ કોઇનો શ્રાપ મારા પર ઉતરે તો ભુલી પણ જાઉં. ગૌરીનું એ વખતનું મુખ હજી મારી સામે તરે છે, અને હું એને નથી ભૂલી શકતો. વર્ષો પહેલાં એ પુસ્તક પાછું મળ્યું તેને બીજે દિવસે મેં ઉપવાસ કર્યો હતો.

**શ્રીલક્ષ્મી:** કેટલુંક ન ભૂલાય તોય ભૂલવું જોઇએ.

**અનુ:** શ્રીલક્ષ્મી, તમે જાઓ, બા એકલાં છે.

**શ્રીલક્ષ્મી:** હમણાં તો જાઉં છું, પણ તમને પરણાવીશ ત્યારે જ હું રહીશ.

( શ્રીલક્ષ્મી જાય છે. અનુપમ આરામખુરશી પરથી ઉઠીને આમ તેમ ફરે છે, પછી પોતાના ટેબલના ખાનામાંથી એક સ્ત્રીની છબી કાઢે છે, અને તેને ટેબલ પર મૂકે છે. )

**અનુ:** ( છબીને પ્રણામ કરતાં ) ગૌરી, ગૌરી—

[ પડદો પડે છે ]

---

## પ્રવેશ ત્રીજો

( સમય: સવારનો સ્થળ: એ જ )

( અનુપમની વૃદ્ધ માતા અંબા શેતરંજી પર બેઠી છે. શ્રીલક્ષ્મી ચાકરડી પાસે બધું સાફ કરાવે છે. )

**અંબા:** બેટા, હવે તો અનુપમને આવવાનો વખત થયો હશે. કેટલા વાગ્યા છે ? ગઇ રાતનો ત્યાં જ રહ્યો છે, આવી તે કઇ નોકરી ?

**શ્રીલક્ષ્મી:** બા, એમને ગઇ કાલે કંઇ રસી તૈયાર કરવાની હતી, તે હમણાં આવશે.

**અંબા:** હજી એણે ચા પણ નહિ પીધી હોય.

**શ્રીલક્ષ્મી:** ભાઇ અને મીસ કાન્તાબાઇ બન્ને અહીં જ ચા પીવાનાં છે.

**અંબા:** હા, પણ ગઇ કાલનો એ જમ્યો પણ નથી.

( મિસ કાન્તાબાઇ આવે છે. આવતાં જરા ખચકાય છે. )

શ્રીલક્ષ્મીઃ કેમ આવોને, આવો, આવો. એ તો મારાં બા જ છે.

અંબાઃ આવો, આવો. બેસો. ક્યો હું જાઉં છું. અમે જુના જમાનાનાં એટલે તમને અતડાં લાગીએ.

મિ. કાન્તાઃ જુનું અને નવું બધું સરખું જ છે.

શ્રીલક્ષ્મીઃ વાહ, આ તો મારા ભાઇની જેમ તમે બોલ્યાં!

( ટેબલ પરથી કાંસકી અને તેલ લઇને અંબા જાય છે )

મિ. કાન્તાઃ મારે તમારી સાથે કંઇ વાત કરવી છે.

શ્રીલક્ષ્મીઃ રેવા, જા નીચે જઇને ચા મૂક.

મિ. કાન્તાઃ હમણાં રહેવા દોને. તું તારે જા. ( રેવા જાય છે ) હું તમને એક માઠા સમાચાર આપવા આવી છું.

શ્રીલક્ષ્મીઃ શું ? શા સમાચાર ?

મિ. કાન્તાઃ તમે સ્વસ્થ થઇને બેસો. એમાં ગભરાવાની જરૂર નથી. પહેલાં તો મારી વાત સાંભળો.

શ્રીલક્ષ્મીઃ બોલો.

મિ. કાન્તાઃ અમારા વૉર્ડમાં મીસીસ ઉપાધ્યાય ભટ્ટ કરીને એક દરદી છે–હતાં.

શ્રીલક્ષ્મીઃ હા, પણ તેનું શું ?

મિ. કાન્તાઃ તે અહીંના નવા ડેપ્યુટી કલેકટરનાં પત્ની થાય.

શ્રીલક્ષ્મીઃ હા, પણ તમારે શા સમાચાર આપવાના છે ?

મિ. કાન્તાઃ મારી વાત એમ જલદી પૂરી થાય એમ નથી. આજે મને તમારા ભાઇ–ડૉક્ટર વિશે કંઇ નવું જાણવાનું મળ્યું છે.

શ્રીલક્ષ્મીઃ એવું શું નવું જાણવાનું તમને મળ્યું છે ?

મિ. કાન્તાઃ એ જ હું કહું છું. એ મિસ્તર ભટ્ટ આઇ. સી. એસ. એમની વહુને સુવાવડ આવવાની હતી, તો પણ એમની બદલી થવાને સબબે તેઓ એમને અતિશય ગંભીર સ્થિતિમાં અહીં લઈ આવ્યા, અને અમારા વૉર્ડમાં એમને મોકલી આપ્યાં.

શ્રીલક્ષ્મીઃ કેવો નિર્દય માણસ ? પછી ?

મિ. કાન્તાઃ એ મીસીસ ઉપાધ્યાયને બચ્ચું આવ્યાંને આજે સાત દિવસ થઇ ગયા, પણ હજી સુધી એમણે કંઇ અન્ન ખાધું નહોતું, અને એમની આંખો પણ બંધ જ રહેતી. અમે એમની આંખો ઉઘાડવાનો પ્રયત્ન કર્યો, પણ કેમ જાણે પોપચાં જ ઢીલાં થઇ ગયાં હોય તેમ, એમની આંખો ઉઘાડયા બાદ પાછાં એ બંધ થઇ જતાં.

શ્રીલક્ષ્મીઃ પણ મિસ કાન્તાબાઇ, તમે મને કંઇ માઠા સમાચાર કહેવાનાં હતાં તે–મારા ભાઇ ક્યાં છે !

મિ. કાન્તાઃ એ બધું હું તમને કહું છું.

શ્રીલક્ષ્મીઃ તમારા વૉર્ડના કોઇ દરદીની આંખો ઉઘડતી નહોતી, કે કાન ઉઘડતા નહોતા, તેની મને કશી પરવા નથી.

મિ. કાન્તાઃ તમે સ્ત્રી જાત થઇને વૉર્ડના એક દરદીની વાત પણ ન સાંભળો એ કેવું કહેવાય ?-પણ આ વાત તો આપણી આંખો ઉઘાડી નાંખે તેવી છે. ધારો કે એ તમારાં ઓળખીતાં હતાં, અને ધારો કે તમારા ભાઇ—

શ્રીલક્ષ્મીઃ હં-શું મારા ભાઇ—

મિ. કાન્તાઃ તે પછી એ દરદી વિશે હું તમારા ભાઇનો અભિપ્રાય પૂછવા ગઇ. તમારા ભાઇ એ વખતે પોતાની ખાનગી ઑફિસમાં બેઠા હતા.

શ્રીલક્ષ્મીઃ હં પછી ?

મિ. કાન્તાઃ હું એમની પાસે ગઇ ત્યારે એ તદ્દન સ્વસ્થ રીતે બેઠા હતા. માથું નમાવી મને આવવા કહ્યું. હું ગઇ, અને મીસીસ ઉષાબાઇની દાક્તરી તપાસ કરવાનું મેં એમને સૂચવ્યું. કંઇ પણ બોલ્યા વગર એ ઉઠયા, અને તેઓ મારી પાછળ ચાલ્યા. અમે બન્ને જે હૉલમાં મીસીસ ઉષાબાઇને સુવાર્યાં હતાં ત્યાં જઇ પહોંચ્યાં. એ વખતે કોઇ નર્સ ત્યાં હાજર નહોતી. પહેલેથી બધું તૈયાર હતું. મેં ઓરડીનું બારણું બંધ કર્યું, અને તમારા ભાઇ સામું જોયું તો એમના મોં પર કંઇ અગમ્ય ભાવો ચીતરાઇ રહ્યા હતા. એમની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. મેં પૂછ્યું ડૉક્ટર-આ શું ? એમણે માત્ર પોતાની બે આંગળીઓ ઉંચી કરી કહ્યું—ગૌરી, ગૌરી! આ વિશ્વમાં માત્ર બે જ વસ્તુઓ છે. ( શ્રી લક્ષ્મીની આંખમાં આંસુ આવે છે. તે બોલવા જાય છે, તેને અટકાવતાં ) અને એમ કહેતાં જે ટેબલ પર મીસીસ ઉષાબાઇને સુવાર્યાં હતાં તેના પર તે બેઠા, અને દરદીનું માથું પોતાના ખોળામાં લીધું. આ બેઅદબી અટકાવવા......

શ્રીલક્ષ્મીઃ આને તમે બેઅદબી કહો છો ? હાસ્તો, અજાણ્યું અને આંધળું......

મિ. કાન્તાઃ માફ કરજો, મને કશી ખબર નથી,—મને ઘંટડી મારી કોઇને બોલાવવાનું મન થયું, પણ હું તેમ કરી શકી નહિ. પછી અત્યંત દયાર્દ્ર રીતે મીસીસ ઉષાબાઇનાં બંધ પોપચાં પર એમણે બે ચુમ્બન કર્યાં; અને મીસીસ ઉષાબાઇએ પોયણા જેવી પોતાની બે આંખો ઉઘાડી, કંઇ બબડયાં, પોતાના હાથ ડૉક્ટરની ડોક પર નાંખ્યા, અને એમના પ્રાણ ઉડી ગયા !

શ્રીલક્ષ્મીઃ એ તો સુખી થઇ ગઇ!

મિ. કાન્તાઃ અને તમારે હવે અહીંથી હોસ્પીટલ છોડવી પડશે વગેરે ઘડી વારમાં કંઇ કંઇ વિચારો મને આવી લાગ્યા !

શ્રીલક્ષ્મીઃ પણ મારા ભાઇ કયાં છે ?

મિ. કાન્તાઃ હા, બરાબર, પછી તરત જ તમારા ભાઇ ત્યાંથી ઉઠયા. એ વખતે એમની આંખમાં આંસુ નહોતાં. તે બોલ્યા,—માતા, ગૌરી, આ વિશ્વમાં માત્ર ગૌરી અને તેની લીલા એ બે જ વસ્તુઓ છે. આ બધી ઘટનામાંથી હું સ્વસ્થ થાઉં તે પહેલાં તે સીધા પોતાની ઓરડીમાં ચાલ્યા ગયા. પછી હોંશીઆર થઇ મેં નર્સોને બોલાવી, કહ્યું કે મીસીસ ઉષાબાઇ મરી ગયાં છે. ટેલીફોનથી બધે ખબર અપાઇ. મીસ્તર ભટ્ટ તો ડીસ્ટ્રીક્ટમાં ગયા છે, એટલે કંઇ વધુ બાંજગડ થાય તેમ નથી.

શ્રીલક્ષ્મીઃ મારા ભાઇ કયાં છે ?

મિ. કાન્તાઃ કેમ શું છે?

શ્રીલક્ષ્મીઃ મારે એમને અહીં લાવવા છે.

મિ. કાન્તાઃ હા, પણ રહો. બીજી કંઇ મુશ્કેલી ઉભી ન થવા પામે એટલા માટે મેં એમને એમના ઓરડામા પૂર્યા છે.

શ્રીલક્ષ્મીઃ શું? તમે મારા ભાઇને –? એ તમારાં હોસ્પીટલનાં બારણાં તોડી નાખશે.

મિ. કાન્તાઃ તમને ખરી વસ્તુસ્થિતિની હજી ખબર નથી. એમણે એક રસી પોતાના શરીરમા લીધી છે, અને એમનુ એમ માનવુ હતું કે એ રસી મૂકવાથી માણસને ઇશ્વિરાનુભવ થાય છે.

શ્રીલક્ષ્મીઃ એમ હોય નહિ, એ ખરેખર ગાંડા જ થઇ ગયા છે!

મિ. કાન્તાઃ જુઓ હું તમને કહું–પહેલાં એક વિજ્ઞાનશાસ્ત્રીએ પણ પોતા પર આવો એક પ્રયોગ કરી જોયો હતો, અને એ તદ્દન સંભવિત વાત લાગે છે, કે પ્રયોગ કરતાં પહેલાં માણસના મનમા જે વિચાર રહી ગયો હોય તે જ વિચાર એને ઇશ્વરરૂપ ભાસે, એમ જ આ તમારા ભાઇને બધું ગૌરીમય લાગે છે.

શ્રીલક્ષ્મી ના, ના. મારા ભાઇને તમે ઓળખતા નથી. એ ઉવાબાઇ એ જ એ ગૌરી, મીસ્તર ભટ્ટને પરણાવેલી તે.

મિ. કાન્તાઃ એ સાચું હશે, પણ એ રસીની અસર ઉતરી જશે એટલે તમારા ભાઇ હતા તેવા જ થઇ રહેશે. પણ આ રસી કઇ જાતની છે, અને એમા એમણે શું ઉમેર્યું, અને એની અસર કેટલી વખત રહે છે તેની મને ખબર નથી. દરમીઆન આપણે એમને અહીં લાવીશું. આ બધું તમારે માથે આવી પડે છે તે મને લાગી આવે છે. તમને જરૂર હોય ને મને કહેશો, તો હું ખુશીથી તમારી સાથે થોડા દિવસ રહીશ.

શ્રીલક્ષ્મીઃ ના, ના. જો એમ હશે તો જરૂર કહીશ.

મિ. કાન્તાઃ આ હું કઇ વિવેકમા બોલતી નથી. તમે ધારો છો એટલી હું વિલાયતી નથી.

શ્રીલક્ષ્મી· ના, એમ કંઇ નહિ, પણ જરૂર પડશે તો કહાવીશ.

( અંદરથી રોવાનો અવાજ સભળાય છે શ્રીલક્ષ્મી સફાળી અંદર જાય છે )

શ્રીલક્ષ્મીઃ ( અંદરથી ) બા, ઓ બા, રડ મા ને! એમા શું? ઓ બા--

( શ્રીલક્ષ્મી બહાર આવે છે. રડવાનો અવાજ મોટો થાય છે. )

શ્રીલક્ષ્મીઃ ( સજળ નયને ને ગદ્ગદિત કંઠે ) મારા બાપુનો દેહ પડી ગયો!

મિ. કાન્તા શાથી? કોણે--?

શ્રીલક્ષ્મી મારા બા માથું ઓરડાના હા ને કાસળના બધા દાનાનો એકદમ ઢગલો થયો. ઓ મા, ઓ બાપુ--

મિ. કાન્તાઃ તમારે જ બધાને આશ્વાસન આપવાનુ છે એમા તમે શી હિંમત હારી જાઓ છો!

શ્રીલક્ષ્મી· મારૂ દરજ્જે-પણ તમે અહીં મારી સાથે રહેશો? મારે તમારી બહુ જરૂર પડશે.

મિ. કાન્તાઃ હું અહીં બેઠી છું તમે તમારાં બા પાસે જાઓ.

( શ્રીલક્ષ્મી અંદર જાય છે )

મિ. કાન્તાઃ ( એકલી ) આ ઘર તે કેવું વિચિત્ર છે ? !

[ અનુપમ બહારને બારણેથી ધીમે પગલે અંદર આવે છે. એની આંખમાંથી જ્વાળા વહે છે. ]

અનુઃ સત્ય એક છે, વિશ્વ એક છે ! બાપુ, ગૌરી, અંબા, શ્રી, હું બધાં એક છીએ,–ગૌરી, ગૌરી–

( મિસ કાન્તા આશ્ચર્યચકિત થઇ અનુપમને જોઇ રહે છે. )

મિ. કાન્તાઃ ડૉક્ટર– ( શ્રીલક્ષ્મી આવે છે. )

અનુઃ ગૌરી, ગૌરી,–માતા–!

[ પડદો પડે છે. ]

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

---

# હિંદની સાંપત્તિક તપાસ.

મહાયુદ્ધ પૂરૂં થયું અને મૉન્ટેગુ–ચેમ્સફર્ડ સુધારા હિંદના રાજતંત્રમાં દાખલ થયા. મહાયુદ્ધના અંગે દુનિયાના સર્વ દેશોની સાંપત્તિક સ્થિતિમાં અલૌકિક પરિવર્તન થયું, હિંદુસ્થાન પણ એ પરિવર્તનમાંથી બચી શક્યું નથી. મૉન્ટેગુ–ચેમ્સફર્ડ સુધારાના અંગે હિંદની નાણા વિષયક સ્થિતિ વધારે કફોડી થઇ. દ્વિમુખી રાજતંત્રના ગમે તેટલા ગેરલાભો ગણાવવામાં આવે, તેમાંથી મુખ્ય તો રાજતંત્રના નિભાવ માટે થયેલો ખર્ચનો વધારો છે, જે રાજતંત્ર ગવર્નર ફક્ત બે કારભારીની મદદથી ચલાવતો, તે હવે સાત સાત કારભારીની મદદ વડે ચલાવવાનું નક્કી થયું. કારભારીના મોટા મોટા પગાર ઉપરાંત તેમની નીચે કામ કરનાર માણસોનું ખર્ચ વધ્યું તે એટલું બધું કે મુંબાઇ જેવા પ્રાંતમાં સુધારાથી લોકને સોંપાયેલાં ખાતાઓમાં સુધારા પહેલાં ખર્ચવા માટે જેટલાં નાણાં મળતાં હતાં તે સુધારા પછી ન મળ્યાં.

મૂળથી જ હિંદુસ્થાનની સાંપત્તિક નીતિ ઇંગ્લાંડની અનુકૂળતાએ ઘડાતી. લોકમત એ પ્રથાની સામે થતો, અને હિંદુસ્થાનની સાંપત્તિક પરિસ્થિતિનો વિચાર કરવા સરકારને વિનવતો, પણ સરકાર તો પોતાના જ માર્ગે ધપ્યા કરતી. લડાઇ અને સુધારાના અંગે સરકારને નાણાં સંબંધી તંગી પડી એટલે નાણાં મેળવવાના નવા માર્ગોની શોધ થવા લાગી. કેટલાક પ્રાંતોમાં પ્રધાનોની મદદથી નવા કર પણ નંખાયા અને પ્રજા ઉપર બોજો વધારે પડ્યો, લોકનાયકોએ નવા બોજા સામે અવાજ ઉઠાવ્યો, પણ એમની નજરે. પાશ્ચાત્ય

દેશોના દાખલા અપાયા કે ત્યા લડાઇના લીધે કર કેટલા ગણા વધ્યા છે, જ્યારે હિંદુસ્થાનના સદ્‌ભાગ્ય છે કે નજીવા કરવધારાથી જ એનો છૂટકો થયો છે. પણ પાશ્ચાત્ય દેશો અને હિંદુસ્થાનની સપત્તિમા કેવડો મોટો તફાવત છે એ તરફ સરકારનું દુર્લક્ષ જ રહેતું.

છેવટે સરકારે ૧૯૨૪ ની સાલમા એક કરસમિતિ નીમી. કર શાસ્ત્રીય પદ્ધતિએ નખાયેલા છે કે કેમ અને પ્રજા ઉપર એનો બોજો સમતાપૂર્વક પડે છે કે કેમ એ નક્કી કરવાનું એ સમિતિને સોંપાયુ છે. પણ આ સમિતિની નીમણૂકમા સરકારની રમત જોવામા આવી છે. સરકાર આવી રીતે કેરો વધારવા માગે છે એમ વ્હેમ લઇ જનાને અત્યાર સુધીનુ એમનું વર્તન પૂરાવો આપે છે. હિંદુસ્થાન બહુજ ગરીબ દેશ છે. લૉર્ડ કર્ઝનના સમયમા માથાદીઠ વાર્ષિક આવક ૩૨ રૂ ગણવામા આવી હતી, આજે ખાનગી વ્યક્તિઓના પ્રયાસથી એનો અડસટ્ટો ૪૫ રૂ. થાય છે. આટની આવકવાળા પ્રજાજનોમા વધારે કરનો બોજો ઉપાડવાની ગુંજાશ રહી નથી, અત્યારે જ તેઓ કચડાઇ ગયેલા છે

એટલે સને ૧૯૨૪ ના સપ્ટેબર માસની બેઠકમા વડી ધારાસભાએ કરસમિતિને બરખાસ્ત કરવાનો અને તેની જગ્યાએ સાપત્તિક સ્થિતિનો વિચાર કરવા, કરનો આકાર શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર પડયો છે કે કેમ તે નક્કી કરવા, પ્રજાના જૂના જૂના વર્ગો ઉપર પડતો કરનો બોજો જણાવવા, અને અત્યારે બોજો છે તે વધાર્યા સિવાય કરના સુધારા સબધી સૂચનાઓ કરવા સમિતિ નીમવાનો ઠરાવ સરકારના વિરોધ સામે પસાર કર્યો આ ઠરાવ કરવામા લોકપક્ષનો વિજય સ્પષ્ટ હતો પણ નોકરશાહી હમ્મેશના રિવાજ પ્રમાણે પોતાના અભિપ્રાયમા મક્કમ રહી ન તો કરસમિતિ વિખેરાઇ—કે ન તો સાપત્તિક સ્થિતિનું અવલોકન કરવાનું કામ હાથ ધરવામા આવ્યુ એની જગ્યાએ એવી તપાસ કેવી રીતે ચલાવવી, એના વિષે કયા કયા સાધનો ઉપલબ્ધ છે, અને આ તપાસ ચલાવતા કેટલો ખર્ચ થવાનો સભવ છે વિગેરે બાબતો જણાવવા સરકારે સને ૧૯૨૫ના જાન્યુઆરી માસમા એક સમિતિ નીમી. સર મોક્ષગુંદમ્ વિશ્વેશ્વરય્યા એ સમિતિના પ્રમુખ, રાય બહાદુર પડિત હરિકિશન કોલ એ સભ્ય અને અધ્યાપક બર્નેટ હર્સ્ટ એ સભ્ય અને મત્રી હતા

આ સમિતિનો હેવાલ હમણા જ પ્રસિદ્ધ થયેલ છે અધ્યાપક બર્નેટ હર્સ્ટે હેવાલ ઉપર સહી આપી છે, પણ પોતાનો મતભેદ એક જૂદી નોધમા દર્શાવ્યો છે હેવાલ સાથે સ્વરાજ ભોગવતા સસ્થાનો અને બીજા દેશોમા સાપત્તિક સ્થિતિને અગે પ્રસિદ્ધ કરાતી માહિતી સબધી ઉપયોગી સાહિત્ય પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે. સમિતિ જણાવે છે કે—

સ્વરાજ ભોગવતા બ્રિટીશ સસ્થાનોમા આવા આકડા અને વિગતો એકઠા કરવા એ રાજ્ય પોતાનું નિયત કાર્ય સમજે છે, અને એમને ભેગા કરી નિયમિત પ્રસિદ્ધ કરવામા આવે છે. ભારતવર્ષમા આજે એ સમય આવી લાગ્યો છે કે જ્યારે દેશની સાપત્તિક નીતિ ઘડવામા અને દેશના સાપત્તિક વિકાસના અગે ઉભા થતા પ્રશ્નના ઉકેલમા આવી માહિતીનો ઉપયોગ ખાસ જરૂરી છે, માટે આવી તપાસ આજે અનિવાર્ય છે આવા અવલોકનનો મુખ્ય હેતુ લોકની સાપત્તિક સ્થિતિ સબંધી આકડા અને વિગતો મેળવવાનો છે અને આ જાતની માહિતીના અભાવે નિર્ણય થયા સિવાયના ઘણા સાપત્તિક પ્રશ્નો હિંદુસ્થાનમા પડી રહ્યા છે એ નિર્વિવાદ છે. આવી તપાસના અતે દેશમા સપત્તિની ઉત્પત્તિ અને મૂડીવધારાને પમાડી યોજી શકાય છે, કૃષિકર્મને ઔદ્યોગિક સ્વરૂપ અપાય છે, વેપાર ઉદ્યોગ

ખીલવવાની યોજનાઓ વિચારી શકાય છે, જમીનની ફળદ્રુપતા પ્રમાણે લોકોનો વસવાટ ફરીથી નક્કી કરાય છે, શ્રમની કાર્યશક્તિ વધારવાના, દેશમાં રહેલાં બહોળાં કુદરતી સાધનોનો લાભ લેવા યંત્ર અને વિજ્ઞાનની મદદ લેવાનાં અને જોઇતી મૂડી ઉભી કરવાનાં અને અસંખ્ય લોકદળને વ્યવસ્થિત શ્રમ આપવાનાં પગલાં યોજી શકાય તેમ છે."

આવી માહિતી મેળવતાં જે મુશ્કેલી પડે છે તેની તરફ સમિતિ બેધ્યાન નથી રહી; પણ આ જાતની તપાસ માટે લોકો આતુર છે એમ સમિતિને માલુમ થયું છે અને માટેજ સામાન્ય રીતે જે મુશ્કેલી પડે છે તેનો સંભવ આજે ઓછો છે. સમિતિના અભિપ્રાય પ્રમાણે દેશની સાંપત્તિક સ્થિતિનો આધાર મુખ્યત્વે ત્રણ વસ્તુઓ ઉપર રહેલો છે.

(૧) આવક જેમાં સંપત્તિની ઉત્પત્તિનો સમાવેશ થાય છે,
(૨) નિર્વાહ ખર્ચ સાથે વ્યય,
(૩) મૂડી.

હિંદુસ્થાનમાં આજે નીચે પ્રમાણે વિગતો મળી શકે એમ છેઃ-

(૧) ઉત્પત્તિ સિવાયના બીજા સામાન્ય આંકડાઓ જેવા કે નાણું, લોકસંખ્યા, વ્યાપાર ઉદ્યોગ, અવરજવરનાં સાધનો, કેળવણી, જન્મ મરણ અને પરદેશ ગમન સંબંધી.
(૨) ઉત્પત્તિના આંકડા–જેવા કે–ખેતી, ગોચર, પશુપાલન, જંગલ, ખનીજ, મોટા ઉદ્યોગો, ઘરઉદ્યોગો સંબંધી.
(૩) મજુરી, બજાર ભાવ, કરજ વિગેરે સાથે આવક અને મૂડીના આડસટ્ટા.

પહેલા વર્ગના આંકડાઓ કેટલાક સંપૂર્ણ છે અને બીજા અપૂર્ણ છે કે મુદ્દલ લીધેલા નથી. જ્યારે ત્રીજા વર્ગના ભેગા કરવા મોટા ભાગે પ્રયાસ થયો નથી.

સમિતિનો એવો અભિપ્રાય થયો છે કે સાંપત્તિક નીતિ નક્કી કરવા અર્થે પહેલા વર્ગના આંકડાઓ ભેગા કરેલા નથી જો કે જે હેતુના માટે એ ભેગા કરેલા છે તે હેતુ તેનાથી સરે છે; માટે આંકડાશાસ્ત્રીઓની મદદથી તે કરવા સમિતિએ હાલની પ્રથામાં યોગ્ય સુધારા વધારા સૂચવ્યા છે; ઉત્પત્તિના આંકડા ઉત્પત્તિના મૂલ્ય સાથે એકઠા કરવાનું સૂચવ્યું છે.

દેશના જુદા જુદા ભાગમાં ગામડાઓનો સાંપત્તિક દૃષ્ટિએ અભ્યાસ થયેલો છે, તેમજ ઘણા કુટુંબોના જમાખર્ચનો વિચાર થયો છે, એની સમિતિએ નોંધ લીધી છે. પણ આ વિગતો એટલી છૂટી છવાઇ જણાઇ છે કે સાંપત્તિક સ્થિતિ સંબંધી એના ઉપરથી કાંઇપણ અનુમાન દોરી શકાય નહિ. એટલે સમિતિએ દર વર્ષે દરેક જીલ્લાના અમુક નક્કી કરેલા ભાગમાં લોકની આવક, મૂડી, ખર્ચ, કરજ વિગેરે નક્કી કરવા માટે સંપૂર્ણ તપાસ કરી ઊંડા અભ્યાસની જરૂર બતાવી છે. તપાસ દરમ્યાન સંભવિત હોય તો વ્યક્તિગત સંપત્તિ બતાવવાની સમિતિએ ભલામણ કરી છે. પણ ગામડાં કે શહેરની સામુદાયિક સંપત્તિના આંકડા તૈયાર કરવાના જ છે. મુખ્ય મુખ્ય ઔદ્યોગિક મથકોના નિર્વાહ ખર્ચની સૂચક સંખ્યાઓ તૈયાર કરવાની ભલામણ કરેલી છે. વસ્તુઓના બજારભાવ–સામટા તેમજ પરચુરણ–નોંધવાના છે. અને લોકોની ધંધા અને આવક પ્રમાણે એમ બે વર્ગણીઓ કરવાની છે.

આંકડાઓ કોની મારફત અને કેવી રીતે ભેગા કરવા એ સમિતિએ બતાવ્યું છે. હાલ જે રીતે આંકડાઓ ભેગા કરવામાં આવે છે તેમાં અમુક સુધારોવધારો સૂચવી દરેક પ્રાંત

વાર આકડાખાતું ખોલવાની સમિતિએ ભલામણ કરી છે, અને પ્રાતિક આકડાખાતાઓનું કામ એક જ ધોરણે ચાલે એ જોવાનું કામ હિંદી સરકારના આકડાખાતાને સોપેલું છે. સસ્થાનોમા ચાલે છે તેમ અહિંઆ પણ જ્યા પૂરેપૂરા યથાર્થ આકડા મળી શકે નહિ ત્યા અનુમાન દ્વારા બનતી ચોક્કસાઇથી આકડા તૈયાર કરવા સમિતિએ ભલામણ કરી છે, કારણ સમિતિ માને છે કે સંપૂર્ણ આકડા મેળવવા લાબા સમય સુધી પૂરેપૂરો ખર્ચ થઇ ન શકે તો આ રીતે મેળવેલા આકડાઓ પણ વ્યવહારમા ખૂબ જ ઉપયોગી છે.

સમિતિનું એમ માનવું છે કે આવી તપાસ સફળતાથી ચલાવવા માટે એને કાયદાનુ સમર્થન હોવું જોઇએ. આ સમર્થન બે રીતે ઇષ્ટ છે. એક તો અધિકારીમંડળ અને તેમનુ કાર્ય નક્કી કરી શકાશે, અને વ્યક્તિઓ તેમજ મંડળોને જોઇતી માહિતી આપવા ફરજ પાડી શકાશે.

આકડા ભેગા કરવા કેટલા અધિકારીઓ રાખવા, પ્રજાજનની કેવી રીતે મદદ લેવી વિગેરે સમિતિએ વિસ્તારથી વર્ણવ્યું છે. સમિતિ એમ પણ આશા રાખે છે કે જતે દિવસે મ્યુનિસિપાલીટી પંચાયત વિગેરે જેવી સ્થાનિક સંસ્થાઓ આ કામ હાથમા લે. સમિતિના પ્રબધ પ્રમાણે શહેરોની ૪ ટકા જેટલી વસ્તીના અને ગામડાઓની ૨½ ટકા જેટલી વસ્તીના આવા આકડા દરવર્ષે ભેગા કરી શકાશે, વર્ષોવર્ષ જેમ જેમ આ તપાસ ચાલુ રહેશે તેમ તેમ એમાથી દોરેલા અનુમાનો વધારે અને વધારે યથાર્થ નીવડશે.

આવી જાતની તપાસ પોતાને ત્યા ચલાવવા અને તેનું એકીકરણ મધ્યસ્થ ખાતા મારફત કરાવવાને દેશી રાજ્યોને આમંત્રણ કરવા સૂચવાયું છે.

સપત્તિશાસ્ત્રના તત્ત્વોથી વિરુદ્ધ એવી કેટલીક જનસમાજમા ઘર કરી બેઠેલી રૂઢિઓને દૂર કરવાના પ્રચાર કાર્ય તરફ સમિતિનું લક્ષ ગયુ છે. દરેક ગામડામા ખેતીની પેદાશના આકડા સાથે બીજી સપત્તિની ઉત્પત્તિના આકડા તેજ ગામમા પ્રસિદ્ધ કરવા માટે સૂચવાયું છે અને મહેસુલી અધિકારી તેમજ આકડાખાતાના અમલદારોને ગામડાઓની મુલાકાતના પ્રસગે આકડા તરફ લોકોનું ખાસ ધ્યાન ખેચવા અને એમનુ પૂરેપરૂ નિરૂપણ કરવા કહેવામા આવ્યુ છે.

બ્રિટીશ હિંદુસ્થાન માટે તપાસ ખર્ચનો અદસટ્ટો આપેલો છે. શરૂઆતનુ કુલ ખર્ચ ૩૧·૮૬ લાખ રૂપીઆ પહેલા બે વર્ષમા સાધનો, શિક્ષણ વગેરેમાં કરવાનુ છે, અને દર વર્ષે ચાલુ ખર્ચ ૫૭·૫૪ લાખ રૂપિઆ થવાનું છે પ્રાતિક અને હિંદી સરકારની સાપત્તિક સ્થિતિ ધ્યાનમા લઇ સમિતિએ ખર્ચ વ્હેંચી આપ્યુ છે, પણ ધીમે ધીમે એ ખર્ચનો બોજો સ્થાનિક સસ્થાઓ ઉપાડી લે એમ ઇચ્છ્યુ છે.

અધ્યાપક બર્નેટ હર્સ્ટે આકડાશાસ્ત્ર અને સપત્તિશાસ્ત્રના તજ્જ્ઞ તરીકે પોતાના જોડીદારોથી ક્યાક ક્યાક સિદ્ધાન્તમા અને વધારે તો પદ્ધતિમા પોતાનો મતભેદ જણાવ્યો છે.

એમણે આવા આકડા ભેગા કરવામા નડતી મુશ્કેલી અને ખાસ કરીને હિંદુસ્થાનમા અજ્ઞાનથી ઉભો થનાર લોકવિરોધનુ દિગ્દર્શન કરાવ્યુ છે કોઇ પણ કુટુંબની સાપત્તિક સ્થિતિનું વર્ણન એમના જીવનનુ ધોરણ જાણ્યા સિવાય નક્કી ન થઇ શકે એમ તેમનું કહેવું છે. કુટુંબની આવક જાણવી એટલુંજ પૂરતું નથી અને શકા અને વ્હેમના કારણે વ્યક્તિગત સંપત્તિની તપાસ ચલાવવી હાલની પરિસ્થિતિમા ઇષ્ટ નથી.

પાશ્ચાત્ય દેશો સાથે હિંદુસ્થાનની સરખામણી રાષ્ટ્રીય સંપત્તિ અને આવકના આધારે કરવી એ ભૂલ ભરેલું એમને લાગે છે કારણ કે આ દેશોની સાંપત્તિક પરિસ્થિતિ નિરાળી છે. કૌટુંબિક જમાખર્ચના અભ્યાસ અને પૃથક્કરણ ઉપરાંત કાર્યશક્તિ ઉપર થતી રોગોની અસર, બેકારી વિગેરે જાણવાની એમને જરૂર લાગે છે. અને આંકડાઓ ભેગા કરવા હાલ જે પ્રથા ચાલે છે, એમાં સહેજ સાજ સુધારોવધારો ખર્ચના કારણે સૂચવ્યો છે.

કોઇ પણ દેશ આબાદ થાય છે કે ગરીબ થાય છે એ દેશની સાંપત્તિક સ્થિતિ જાણ્યા સિવાય નક્કી થઇ શકતું નથી. અંગ્રેજોના રાજ્ય દરમ્યાન હિંદની આબાદી વર્ષોવર્ષ વધતી જાય છે એમ રાજના પક્ષકારોએ અનેક વખત કહ્યું છે, બીજી બાજુથી હિંદુસ્થાનનો આર્થિક ઝરો ઇગ્લાંડ તરફ વહે જાય છે. એ સાલમાં ઘટાડો થતો નથી. પણ ચોક્કસ આંકડા સિવાય આ વસ્તુ સિદ્ધ થઇ શકે નહિ. હિંદુસ્થાનની પ્રજા કરભાર તળે કચરાએલી છે, એક વખતનું પણ પૂરેપૂરૂં અન્ન હિંદી પ્રજાને ખાવા મળતું નથી, લોકની કાર્યશક્તિ ક્ષીણ થતી જાય છે, રોગોના હુમલા સામે લોક ટક્કર ઝીલી શકતા નથી, અને બીજા દેશના પ્રમાણમાં બહુજ ટુંકી ઉમ્મરમાં લોકો મરણ પામે છે એ સર્વનું કારણ હિંદ દેશની ગરીબી છે એમ દેશનાયકોએ પોકારી પોકારી કહ્યું છે, અને ખાનગી પ્રયાસથી આંકડાઓ ભેગા થઇ શકે તેટલાથી બતાવી આપ્યું છે. પણ નોકરશાહીને આ આક્ષેપોની યથાર્થતા જણાઇ નથી અને હિંદી પ્રજાના માબાપ તરીકે એ પ્રજા આબાદ થતી જાય છે એમ કહી એણે સંતોષ પકડ્યો છે. વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન કરવા માટે સાંપત્તિક સ્થિતિનું અવલોકન હિંદુસ્થાન માટે આજે ખાસ જરૂરી છે. કુદરતી સંપત્તિ વિપુલ હોવા છતાં આજે એની સ્થિતિ લાચાર છે. એ લાચારીનો પૂરેપૂરો ખ્યાલ કર્યા સિવાય એમાંથી બચવાના ઉપાયો ગોઠી શકાય એમ નથી.

પ્રસંગ પડે એંગ્લો ઇન્ડિઅન છાપાંઓ જૂદા જૂદા વેશ ભજવી શકે છે. મુડીમેન સમિતિના હેવાલમાં લઘુમતીના અવાજને ધ્યાનમાં લેવાને એમને કાંઇ કારણ નહોતું, આ હેવાલમાં સર્વ ભાર તેઓ લઘુમતી એટલે કે અધ્યાપક બર્નેટ હર્સ્ટની નોંધ ઉપર મૂકે છે, અને દુનિયાનું સર્વ ડહાપણ લઘુમતમાં આવી રહેવાનો દાવો કરે છે. 'લી લુટ' નામે પ્રસિદ્ધ થયેલો વધારો સનંદી નોકરોને આપવામાં ખર્ચના વધારાની એમને ગંધ પણ આવી નહોતી, આજે આવી ઉપયોગી માહિતી મેળવવા સમયે પ્રાંતિક તેમજ હિંદી સરકારની નાણા વિષયક કફોડી સ્થિતિ આગળ ધરી ખર્ચનો સવાલ ઉઠાવે છે; અને સાથે સાથે ભૂલી જાય છે કે એવી માહિતીનો ઉપયોગ સંપત્તિ અને રાજ્યની આવક વધારવામાં થઇ શકે છે. પણ એમને કદાચ ભય હશે કે માબાપ હોવાનો દાવો સરકાર આજસુધી કરી શકી છે, તે આવા આંકડા પ્રસિદ્ધ થયે ટકી શકશે નહિ, અને એટલે હિંદી રાજતંત્ર બ્રિટીશો મારફત ચલાવવાની એક મોટી દલીલ તૂટી પડશે.

સમિતિએ ભારે જહેમત ઉઠાવી હેવાલ પ્રકટ કર્યો છે; ધારાસભામાં ગયેલા લોકના પ્રતિનિધિઓએ જોવાનું છે કે અમલ કર્યા સિવાય એને અભરાઇ ઉપર ચઢાવી દેવામાં આવે નહિ. એના અમલમાં હિંદની આબાદીનો માર્ગ છે. લોકનિયુક્ત સભ્યો શું પોતાની ફરજમાંથી ડગશે?

હ૦

---

# લોકચર્ચા

[ આ માસિકના વાચકોને અને ગૂજરાતના જીવનમા રસ લેનાર સ્ત્રી પુરૂષોને અમે વિનતી કરીએ છીએ કે તેઓ અમને પોતપોતાના સ્થાનના લોકજીવનની સપ્રમાણ માહિતી આપી અમારા પ્રયત્નમા તેમનો સહકાર આપે અમાથી જાણવા યોગ્ય અને ચોક્કસ લાગશે એવી માહિતી આ વિભાગમા આપવા પ્રયત્ન કરીશું તત્રી ]

## નડિયાદ તાલુકાના અંત્યજો.

ગૂજરાત પ્રાતિક સમિતિની મદદ વડે ચાલતા અંત્યજ સેવામંડળે અંત્યજોની ધાર્મિક, સામાજિક અને આર્થિક સ્થિતિનો ઊંડો અભ્યાસ કરવાનુ માથે લીધુ છે, અને એના માટે પૂરતી માહિતી મેળવવાનું શરૂ કર્યું છે. પોતાની સેવા યોગ્ય દિશામા વાળી એને વધારે ફળદાયી બનાવવા આ માહિતીનો ઉપયોગ કરવો મડળે ધાર્યો છે. નડિયાદ તાલુકા સંબધી મંડળે બહાર પાડેલી વિગતોમાથી કેટલીક વાનગી અમે અહિઆ આપીએ છીએ.

પૂરતી માહિતી મેળવવી એ કેટલુ મુશ્કેલ છે તે આપણને નીચેના હેવાલથી પૂરૂં સમજાય છે —

"અત્યજો જેવી અભણ કોમ પાસેથી બરાબર ચોક્કસ આકડાવાળી માહિતી મેળવવી એ મુશ્કેલ હતું. તેમા વળી ખેડા જીલ્લા જેવા પ્રદેશમા લશ્કરની ભરતી જેવા બનાવને લઇને ખાસ કરીને અજ્ઞાન કોમમા અવિશ્વાસ પણ પેદા થાય, આ બધી બાબતોને લીધે કોઇ ઠેકાણે મૂકેલા આકડામા સહેજ ભૂલ હોવાનો સંભવ છે. પણ પ્રમાણની દૃષ્ટિએ બને તેટલી ચોકસાઇ જાળવવા પ્રયાસ કર્યો છે

વસ્તી સબધી આકડા નીચે આપ્યા છે. પુરૂષો કરતા સ્ત્રીઓની વધારે સખ્યા સમાજશાસ્ત્રના અભ્યાસીના ધ્યાને ખાસ ચઢે તેવી છે

"નડિયાદ તાલુકામા કુલ ૯૫ ગામ છે તેમા અત્યજોની વસ્તીવાળા કુલ ૯૩ ગામ છે નડિયાદ તાલુકાની કુલ વસ્તી ૪૪,૨૭૩ ઘરમા ૧,૫૦,૬૭૧ માણસની છે, તેમાથી ૩૩,૩૪ ઘરમા,

| પુરૂષો | સ્ત્રીઓ | બાળકો |
|---|---|---|
| ૩૮૯૧ | ૪૦૪૩ | ૫૮૫૬ મળી કુલ ૧૩,૭૯૦ |

અત્યજો વસે છે, એટલે કે અત્યજો કુલ વસ્તીના ૯ ટકા જેટલા છે "

"અંત્યજોની ધર્મવાર સખ્યા નીચે પ્રમાણે છે —

| | પુરૂષો | સ્ત્રીઓ | બાળકો |
|---|---|---|---|
| હિંદુ | ૨,૦૯૦ | ૨,૨૦૯ | ૩,૧૦૨ |
| ખ્રીસ્તી | ૧,૭૦૫ | ૧,૭૪૪ | ૨,૬૫૦ |
| મુસલમાન | ૯૬ | ૯૦ | ૧૦૪ |
| કુલ | ૩,૮૯૧ | ૪,૦૪૩ | ૫,૮૫૬ |

હિંદુ અંત્યજોને ધર્મની શું સવડ છે તે આપણે જોઇએ :

" હિંદુ ધર્મમાંથી બીજા ધર્મમાં જતાં બચાવવાને ખાસ કોઇ જીવતી સંસ્થા નથી. વડતાલ અને ડભાણ એ બે ગામમાં સ્વામિનારાયણ પંથનાં અંત્યજનાં ખાસ મંદિરો છે. આ સિવાય રામાનંદી સાધુઓનાં થાણાં કોઇ કોઇ જગ્યાએ છે, ફરતી ભજન મંડળીઓ ખાસ કરીને નથી. સંતરામના અંત્યજ ભકતો ફક્ત નડિયાદ શહેરમાં છે, તેઓને દર્શન કરવાને માટે સંતરામના હિંદુ મંદિરમાં સગવડ છે. કબીરપંથી સાધુઓ કોઇ વાર ઉત્તર હિંદુસ્તાનમાંથી આવી ચઢે છે. તેવી જ રીતે સ્વામિનારાયણ પંથના અંત્યજ સાધુઓ ક્વચિત માલમ પડે છે. ભંગીઓ દેવી ભકતો છે, જંત્ર મંત્રમાં માને છે, અને નવરાત્રમાં બકરાં મરઘાંનો ભોગ આપે છે."

નીચેના હેવાલપરથી આપણે જોઇ શકીએ છીએ કે અંત્યજોનાં ધર્માન્તરનાં મુખ્ય કારણો સમાજ તરફથી પડતો ત્રાસ અને નડતી વ્યાવહારિક મુસ્કેલીઓ છે. ધર્માન્તર નામબાદલામાં જ દેખાય છે; નવા ધર્મની કોઇ વિશિષ્ટ છાપ પડતી હોય એમ દેખાતું નથી.

"આ તાલુકામાં ચાર ખ્રીસ્તી મિશનો કામ કરી રહ્યાં છે, મિશનો શાળાઓ અને ઉપદેશથી પોતપોતાના ધાર્મિક પ્રચારનું કામ વધારે છે."

"ખ્રીસ્તી ધર્મના પ્રચારના પ્રથમ સ્વરૂપે મિશન તરફથી શાળા ઉઘાડવામાં આવે છે, અંત્યજોને ભણાવી પછી ખ્રીસ્તી બનાવવામાં આવે છે, અને તેમાંથી જ કેટલાકને ખ્રીસ્તી ધર્મના ઉપદેશકો અને પ્રચારકો બનાવવામાં આવે છે.

એક ગામમાં એક કુટુંબ ખ્રીસ્તી બન્યા પછી તેની ખાસ સંભાળ રાખવામાં આવતી હોય એમ લાગતું નથી. છતાં હાલની આપણી રાજકીય અને સામાજિક સ્થિતિમાં ખ્રીસ્તી બનવામાં અંત્યજોને હુંફ રહેલી છે. તેઓ ખ્રીસ્તી બન્યાથી કેટલેક દરજ્જે ગામના પટેલ, મુખી, અને બીજા ગામ નોકરોની સામે થઇ શકે છે, કારણ કે ગોરી ચામડીવાળા પાદરી સાહેબ કોઇ કોઇવાર આ સ્થળની અને તેમની મુલાકાત લે છે, આથી તેમના ધાક ગામના બધા લોકમાં પેસી જાય છે.

"ખ્રિસ્તી થવાથી અમને વેઠની માથાકુટ રહેતી નથી એટલે ખ્રીસ્તી થઇએ જ તો! એમ ઉત્તરસંડામાં એક જવાબ મળેલો.

"ખ્રીસ્તી થવાથી ગામ લોકો અમને મરેલાં ઢોર ખેંચવાનું કહી શકનાર નથી, અને ગામલોક અમને છેડતા જ નથી" એમ ભાનેરમાં ખ્રીસ્તી અંત્યજોએ કહ્યું."

દારૂની બદી એવી ને એવી જ ચાલુ આપણે જોઇ શકીએ છીએ:—

"અંત્યજોએ ખ્રીસ્તી થયા પછી દારૂ અને માંસનો ત્યાગ કર્યો હોય તેમ જણાતું નથી. બલ્કે હિંદુ રહેલા અંત્યજો કરતાં ખ્રીસ્તી અંત્યજોએ આચરણમાં દારૂ માંસને જરાએ વિશેષ છોડયાં હોય એમ જણાતું નથી. વળી ખ્રીસ્તી પ્રચારકો તરફથી પણ દારૂ સુદ્ધાં છોડાવવાનો ખાસ પ્રયાસ થયો હોય તેવું પણ જણાતું નથી. તેમ છતાં મુડદાલ માંસનો ઉપયોગ ખ્રીસ્તી કરતાં હિંદુ અંત્યજો વધારે કરે છે એમ જાણવામાં આવ્યું છે. તેનું કારણ એ છે કે હિંદુ અંત્યજોને તેમની અનિચ્છા હોવા છતાં બળજોરીથી પણ મરેલું ઢોર ખેંચી જવાને લઇ જવામાં આવે છે. તે માંસ મફત મળે એટલે તેનો ઉપયોગ થાય."

સામાજિક રીતરિવાજ અને વટાળમા ખ્રીસ્તી ધર્મની કાંઇ અસર દેખાતી નથી.

"ખ્રીસ્તી થયા પછી અંત્યજોના સામાજિક રીતરિવાજોમા કાંઇ ખાસ ફેરફાર થતો હોય એમ જણાયુ નથી દાખલા તરીકે બાળલગ્નની પ્રથા અને લગ્નના તેમના પુરાણા હિંદુ રિવાજો ચાલુજ છે. ગરોડાઓ લગ્ન કરાવે છે દેવળમા જઇ વીટી બદલી લગ્ન થયેલા જાહેર કરવાનો રિવાજ હજુ શરૂ થયો નથી મરણ પ્રસગે ખ્રીસ્તી રિવાજ મુજબ દફનાવવાનો રિવાજ હજુ અંત્યજ ખ્રીસ્તીઓમા દાખલ થયો હોય તેમ પણ જણાયુ નથી. તેમજ ગીતો વિગેરે હજુ હિંદુસંસ્કૃતિનાજ ચાલુ રહ્યા છે અને ખ્રીસ્તી થયા પછી પણ ઢેડ અને ચમારોની હિંદુ ભગી તરફની છીટ ખાસ ઓછી થઇ જણાઇ નથી એટલે કે, ખ્રીસ્તી ઢેડ લોકોએ ભગી લોકોને ભ્રાતૃભાવે પોતાને કુવે પાણી ભરવા દીધુ હોય એવા કિસ્સા નડિયાદ સિવાય કોઈ ગામડામા બન્યા નથી.

મિશનની શાળાઓમા પણ ભંગી બાળકોને અન્ય અંત્યજ બાળકોની સાથે સરખું સ્થાન આપવામા આવતુ નથી, મહુધા અને નરસડામા ભગીઓ માટે મિશન તરફથી ખાસ કેળવણીની વ્યવસ્થા છે. માધરોલી અને અલીણામા ખ્રીસ્તી અંત્યજ શાળાઓમા ભંગી બાળકો જાય છે ત્યા તેઓને માટે બેસવાની અલગ વ્યવસ્થા છે. સામાન્ય રીતે ખ્રીસ્તી મિશનોએ પણ ભંગીનુ પ્રકરણ મન દઇ હાથમા લીધુ નથી, કારણ કે તેમ કરતા, અન્ય અંત્યજોની, ખાસ કરીને ઢેડની સહાનુભૂતિ ખોઇ બેસવાનો તેમને ભય રહે છે."

મુસલમાન અંત્યજો પીરાણા અને આગાખાની પથના છે –

"પીરાણા પથની વસ્તી એકજ ગામ કંજરીમા છે. એક ગરોડા કુટુંબ સિવાય સર્વ પીરાણા પથી થયેલા ઢેડ છે. તેઓ લાલકાકાની ગાદીના ચેલા છે. વર્ષમા એક વાર નઝુમીઓ ઉઘરાણુ કરવા આવે છે. તેઓ ઓરસમા હાજરી આપે છે, એ સિવાય તેમનુ કાંઇ ભલુ થયુ હોય એમ જણાયુ નથી.

સલુણમા નકલકી આગાખાનની છબી પૂજાય છે. ત્યાના મુસલમાન અંત્યજો સુન્નત કરાવે છે."

લોકવિરોધના કારણે સ્થાનિક સસ્થા તરફથી ચાલતી શાળાઓમા અંત્યજો દાખલ નથી થતા જે કેળવણી અંત્યજોમા જોવામા આવે છે તે મોટા ભાગે ખ્રીસ્તી મિશનોને આભારી છે –

"નડિયાદ તાલુકામા લોકલબોર્ડની ૭૦ ગૂજરાતી શાળાઓ ગામડામા છે. તેમાની એકેમા હજુ સુધી એક પણ અંત્યજવિદ્યાર્થી જઈ શક્યો નથી ગામલોકોનો અને શિક્ષકોનો વિરોધ પૂરતો છે આ સ્થિતિમા અંત્યજો પોતાના બાળકોને માર પડવાની બીકે સરકારી શાળા આગળ પણ મોકલતા અચકાય છે. સરકારી નિરીક્ષકે આ બાબતમા ખાસ પગલુ લીધુ હોય એમ જણાયુ નથી, એટલે કે અંત્યજોને સરકારી શાળામા બેસવા દેવાનો સરકારી હુકમ સાચવીને ટોડલે મૂકાયો છે."

તાલુકામા જૂદી જૂદી નીચે પ્રમાણે શાળાઓ આવે છે:—

| મિશન તરફથી | નકલક | પીરાણા | અંત્યજ સેવામંડળ |
|---|---|---|---|
| ૫૯ | ૧ | ૩ | ૩ |

આમાંની લગભગ બધી શાળાઓ કેળવણીની દૃષ્ટિએ હલકી ગણાય એમ છે."

ભણતરના આંકડાઓ આના સૂચક છેઃ—

| કુલ ( ૧૨ વર્ષ ઉપરના ) | હિંદુ | ખ્રીસ્તી | મુસલમાન |
|---|---|---|---|
| સ્ત્રી પુરૂષોમાંથી | ૪૨૯૯. | ૩,૪૯૯ | ૧૮૬ |
| ભણેલા સ્ત્રી પુરૂષો | ૩૪૧ | ૫૮૩ | ૧૭ |
| ભણતરનું પ્રમાણ | ૯,૫ ટકા | ૨૬ ટકા | ૯ ટકા |

કુલ ૫૮૫૬ બાળકોમાંથી શાળામાં જઇ શકે એવાં ૫ થી ૧૨ ઉમરનાળાં બાળકો ૨૯૧૫ ગણાય તેમાંથી ૨૧૨૯ બાળકો શાળામાં જાય છે. એટલે આશરે ૭૫ ટકા બાળકો શાળાએ જાય છે, અને તેનો જશ મોટા ભાગે મિશનની શાળાઓને જ જાય છે."

અંત્યજોમાં મુખ્યત્વે કરીને ઢેડ અને ચમાર લોકો કેળવણીની કિંમત સમજ્યા હોય તેમ જણાય છે, અને તેથી તેમનાં બાળકોની સંખ્યા શાળાઓમાં ઘણી મોટી છે. વળી હિંદુ ઢેડ કરતાં ખ્રીસ્તી ઢેડનાં બાળકો વધારે પ્રમાણમાં કેળવણી લે છે, કારણ કે ખ્રીસ્તી ઉપદેશકોએ તેમનામાં કેળવણીની જીજ્ઞાસા ઉત્પન્ન કરી છે."

બાળકોને ભણાવવાની ઇચ્છા છતાં, માબાપોની આર્થિક નિર્બળતાને લીધે બાળકોની ધંધામાં મદદ લેવી પડે છે અને કેળવણીપ્રચારમાં આ તત્ત્વ મોટું બાધક છે, આ કારણને લીધે બાળકોની હાજરીની સરેરાસ શાળાઓમાં ઓછી રહે છે, અને આથી જ શાળા શિક્ષણની દૃષ્ટિએ નબળી દેખાય છે."

ભંગીઓમાં કેળવણી થોડી જ છે એમ કહેવાય. ભંગીઓને પોતાનાં બાળકોની કેળવણીમાં હજુ કાંઇ રસ પડયો હોય તેમ જણાતું નથી. તેનું કારણ એ જણાય છે કે ઢેડ, ચમારને ગામના વેપારીઓ સાથે લેવડ દેવડનો વધારે સંબંધ હોવાથી, પોતાની અજ્ઞાનતા જેટલી સાલી હશે, તેટલી ભંગીઓને સાલી નથી. ભંગીઓ બીજા અંત્યજોને અસ્પૃશ્ય છે તે પણ ભંગીઓની કેળવણીમાં મોટું બાધક છે. વળી શિક્ષણની ઉપયોગિતા બતાવનાર પ્રચારકો પણ ભંગીઓ પાસે દેખીતી રીતે જ ઓછા પહોંચ્યા છે."

"ચકલાસીના અંત્યજો વધારે શિક્ષિત છે. તેમાંના કેટલાક તો દૂર પરદેશ પણ જઇ આવેલા છે અને અંગ્રેજી ભણનારા પણ સારી સંખ્યામાં છે." ધંધા અને આર્થિક સ્થિતિની હકીકત નીચે આપેલી છેઃ—

ઢેડ લોકો વણકર નામથી જ ઓળખાય છે, એટલે તેમનો મૂળ ધંધો વણાટનો. હજુ પણ તેઓ સુતર હાથશાળો વડે વણે છે, કેટલાક ખેતી અને ખેતીની મજુરી કરે છે અને નડિયાદ આસપાસના ગામડાંમાંથી નડિયાદ મીલમાં મજુરીએ જાય છે.

શહેરના ભંગીઓ મોટા ભાગે મ્યુનિસિપાલીટીની નોકરી કરે છે, ગામડાના ખેતીની મજુરી કરે છે, તેમજ ટોપલા, સૂપડાં બનાવવાનું કરે છે, વળી કેટલાક પસાયતાની જમીન ભાગે ખેડે છે, છતાં ભંગી પ્રમાણમાં વધારે દરિદ્રી છે અને તેનું કારણ ધીકતા ધંધાની ખામી, તથા હિંદુ સમાજમાં તેમજ બધી અંત્યજ કોમોમાં પણ તેમનો દરજ્જો સૌથી નીચો છે તે છે.

ચમારનો ધંધો ચામડાં કેળવવાનો છે; પણ તે હવે કમતી થતો જાય છે કારણ કે:-

(૧) અસલમાં મરેલાં ઢોર ચમારોને મફત મળતાં અને એ ઉપરાંત ઢોર ઘેરથી ખેંચી જવા માટે દાણા મળતા, પણ હવે ખેડુતો મુવેલા ઢોરની કિમ્મતના પૈસા લે છે કે ચામડામાં ભાગ પડાવે છે.

(૨) તૈયાર ચામડાંના માલીક તરીકે ચમારો ચામડાંના વેપારીઓને બજારમાં ચામડાં સીધાં વેચતા, હવે તો ચામડાની પરચુરણ ખરીદીની દુકાનો ઉચ્ચ વર્ણના લોકોએ ખોલી છે. આ વેપારીઓ જથ્થાબંધ ખરીદે છે અને મોટા ભાગે નફો તેઓ લે છે.

(૩) નડિયાદમાં તો ચમારો પાસેથી દરેક ચામડાં કેળવવાના કુંડ દીઠ કર મ્યુનિસિપાલીટી લે છે,

આવાં આવાં કારણોથી ચમારો ધંધે અને પૈસેટકે ઘસાતા જાય છે, નડિયાદ જેવા શહેરમાંથી પુરાવા મળ્યા છે કે ચમારો કુંડ, ઘરો વિગેરે છોડી ગામડામાં ખેતીની મજુરી કરવા જાય છે, અને મીલોમાં પણ મજુરી કરે છે.

અન્ય પરચુરણ કોમોના બાપુડા ધંધા ચાલુ છે, પણ અત્યારે તે સર્વ કસહીન છે, કારણકે તેઓ પરાવલંબી છે.

નડિયાદના ચમારોમાં અને ચકલાસીના ઢેડોમાં સહકારી મંડળીઓની શરૂઆત થઇ છે.

પાણી મારેની હાડમારીનું વર્ણન કરણ છે:

"અંત્યજોને ગામડામાં પીવાના પાણી માટેજ પૂરતી હાડમારી છે. એટલે તેમની પાસે શારીરિક સ્વચ્છતા, સ્વચ્છ કપડાં વિ. ની આશા શી રીતે રખાય?

આખા તાલુકામાં અંત્યજોની વસ્તીવાળાં ૯૩ ગામડામાં ઢેડ ચમારને માટે ફક્ત ૩૦ સારા કુવા છે, આનો લાભ ભંગીઓ તો લઇ શકેજ•નહિ, આ ઉપરાંત ઢેડ ચમારના ૨૩ કુવાઓ ગળાવી અને દુરસ્ત કરાવવાની જરૂરવાળા છે, ભાનેરમાં ઢેડ ચમારોએ પોતાના ખર્ચે બે કુવાઓ ગળાવ્યા છે, ત્યાંના ભંગીના કુવામાં પાણી નથી.

ભંગીઓની દશા તો જીંદગીની જરૂરીઆતની આ બાબતમાં વધારે ખરાબ હોય છે, તેમને ઢેડ, ચમારને કુવે તો ચઢવાનો અધિકાર હોતો નથી, એટલે તેમને તો ઢેડના કે અન્ય હિંદુ વર્ગના કુવા આગળ બેસીને અને દયાળુ બ્હેનોના પાણીના દાન પરજ આધાર રાખવાનો હોય છે, આવી જગ્યાઓથી પૂરતું પાણી મળવાનો સંભવ ન જણાય તો ગામને પાદર નદી કે નાળું હોય તેમાંથી ખાડા ખોદીને કે તળાવમાંથી અને અંતે તો ગ્રામના પાદર આવેલા ઢોરને પાણી પીવાના અવેડામાંથી પાણી લાવવાનું હોય છે, આ સ્થિતિમાં તેમની શારીરિક સુખાકારી શી રીતે જળવાય? આખા તાલુકામાં, નડિયાદ બાદ કરતાં ભંગીઓના સારી હાલતવાળા ફક્ત ૧૪ કુવાઓ છે. અને ૨૧ કુવાઓ ગળાવીને દુરસ્ત કરવા જેવા છે. નરસંડામાં લોકલબોર્ડ તરફથી ભંગીઓનો કુવો સમરાય છે."

દારૂ અને માંસ પ્રચાર.

"નડિઆદ સહિત આખા તાલુકામાં દારૂનાં પીઠાં નવ છે. આ ઉપરાંત નડિયાદ તાલુકાની સરહદ પર નજદીકનાં બીજાં ચાર પીઠાં છે."

આબકારી ખાતા તરફથી તાલુકામાં દારૂનાં પીઠાનાં સ્થળો એવી સરસ રીતે પસંદ કરવામાં આવ્યાં છે કે નડિયાદ તાલુકાના ભાગ્યેજ કોઇ ગામમાં થોડીવારમાં દારૂ મેળવવો મુશ્કેલ થઇ પડે.

ઢેડ અને ચમાર લોકો સાધારણ રીતે દારૂ પીવે છે. આવી બાબતમાં કુટુંબવાર કે વ્યક્તિવાર માહિતી મેળવવી મુશ્કેલ છે. છતાં છેક ત્યાગ કરેલું હોવાનું કહેનાર ભાગ્યેજ મળે છે. વાર તહેવારે વાપરીએ છીએ એમ કહેનાર તો સૌ હોય છે. એટલે કે આર્થિક શક્તિ હોય તો રોજ પીઇએ એવો ધ્વનિ થાય છે.

ભંગીઓ સામાન્ય રીતે ઓછો દારૂ પીવે છે એમ સંભળાય છે પણ આ વાત ખાત્રીથી કહી શકાતી નથી.

માંસ પણ સાધારણ રીતે બધાજ વાપરે છે. અને મુડદાલ માંસનો ઉપયોગ પણ કરે છે. મરેલ ઢોર ખેંચનાર અંત્યજો હિંદુ ધર્મી હોવાથી મુડદાલ માંસનો ઉપયોગ વધારે કરે છે. ચમારો પણ તેનો ઉપયોગ કરે છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના અંત્યજોએ દારૂ માંસ તજ્યાં છે, પણ તેમની સંખ્યા બહુજ જુજ છે.

દારૂની જેમ માંસ પણ ભંગીઓ ઓછું ખાય છે એવી હકીકત ઉપરથી વિશેષ તપાસ કરતાં માલુમ પડયું કે ગામડાંમાં ભંગીઓનો વાસ અન્ય અત્યંજોના વાસથી અલગ હોય છે, ત્યાં જો તેમને મુડદાલ માંસ મફત મળે તો તેનો જરૂર ઉપયોગ તેઓ કરે પણ ગરીબાઇને લીધે તેઓ પૈસા ખર્ચી માંસ ખરીદી શકતા નથી અને મુડદાલ માંસ તેમના ભાગે આવતું નથી તેથીજ ખાતા જણાતા નથી.

મરણ પ્રસંગે દારૂ પીવાનો ખરાબ રિવાજ ચમારોમાં નાબુદ થયો હોય એમ જણાય છે.

ગોમાંસનો ઉપયોગ કોઇ કરતું નથી. ઘણા ખરા ચમારો ગાયને ચીરતાં અચકાય છે, એટલે ઘણે ભાગે તેના મુડદાને દાટીજ દે છે. એટલે ચામડું કાઢયા વિના મીઠું અને કપડાં સહિત તેને ભોંયમાં દાટે છે.

વેઠવારાના ત્રાસ ચાલુ છેઃ સરકારી વેઠ ભંગી અને ઢેડને હોય છે. ભંગીઓને સરકારી અમલદાર આવે તો રસ્તો બતાવવાનું તેમના કાગળો લઇ જવાનું વિગેરે કામ કરવાનું હોય છે. તે બદલ પસાયતામાં તેમને થોડી જમીન મળેલી હોય છે. ઢેડ લોકોને તાલુકાની કચેરીએ સરકારી મહેસુલના પૈસા ભરવા જવું પડે છે. તે બદલ તેમને કાંઇ મળતું નથી. ચમારોને ગામના જાહેર કુવા માટે ( હવાડો ભરવા ) કોસ અને વરત મફત કરી આપવા પડે છે.

આ ઉપરાંત ઘણે ઠેકાણે ગામ લોકોનો જાતજાતનો ત્રાસ હોય છે, દાખલા તરીકે, ગામમાં કોઈ ઢોર મરી જાય અને તેમને બોલાવામાં આવે તો સ્હેજ વાર લાગતાં ગાળોનો વરસાદ વરસે અને કોઇ વાર માર પડે, મુખી પટેલનો પણ આવી જાતનો જુલ્મ હોય છે. પણ આ હેરાનગતિ પામનાર મોટા ભાગે હિંદુ અંત્યજો હોય છે. હિંદુ મટી ખ્રીસ્તી થનાર આમાંથી મુક્ત થાય છે.

પાટીદાર અને ધારાળાના ગામોમાં ભંગી પિત્તળના વાસણોથી પાણી ભરી શકે નહિ અને પોતાના લગ્નમાં ઢોલ પણ વગાડી શકે નહિ. પાટીદારોની ખાનગી વેઠ બદલ તેમને

અનાજ મળે છે. અને (પાટીદારોને ત્યાં ) શુભ પ્રસંગે ખ્રીસ્તી બીનખ્રીસ્તી સર્વે રાંધેલું અનાજ લેવા જાય છે.

દવાખાનાની પણ સવડ અંત્યજોને મળતી નથી.

" આ તાલુકામાં નડિયાદ મહુધા અને અલીણામાં સરકારી જાહેર દવાખાનાં છે. ત્યાં અસ્પૃશ્યતા સામાન્ય રીતે પળાય છે. નડિયાદ જેવા શહેરના દવાખાનામાં જરાએ ઓછી પળાતી નથી. "

ઉપરનો હેવાલ વાંચી સર્વ કોઇ શ્રી. અમૃતલાલ ઠક્કરના નીચેના અભિપ્રાય સાથે સંમત થશેઃ—

" ખેડા જીલ્લામા ખ્રિસ્તી મિશનરીઓને અંત્યજોમાં જેવું ક્ષેત્ર મળ્યુ છે તેવું ગુજરાત કાઠિઆવાડમાં બીજે ક્યાંએ મળ્યું નથી. નડિયાદ તાલુકાના આંકડાઓ તારવી કાઢતાં જણાયું છે કે કુલ ૧૩,૭૯૦ ની અંત્યજ વસ્તી પૈકી ૬૦૯૯ અથવા સેંકડે ૪૪ ટકા ખ્રિસ્તીધર્મમાં ગયા છે, તે ઉપરાંત ૨ ટકા મુસલમાન થયા છે, એટલે કુલ દર સેંકડે ૪૬ માણસો હિન્દુ ધર્મમાંથી ગયા છે, આવી રીતે હજારો માણસો હિન્દુધર્મમાંથી અન્ય ધર્મમાં આપણી નજર આગળ ચાલ્યા જાય છે.

પણ આવી રીતે તેમને પરધર્મમાં જવાનું કારણ શું? કોઇ કહે છે કે ખ્રીસ્તી થવાથી અમારે માથેથી વેઠનો ભાર જતો રહે છે. કોઇ કહે છે કે અમને શાળા, કુવા, બીજા ધંધા વિગેરેની સગવડ ખ્રિસ્તી કે મુસલમાન થવાથી મળે છે. કોઇ કહે છે કે અમને પટેલ મુખી વિગેરેની તથા બીજા ઉચ્ચવર્ણના હિંદુઓની, ખાસ કરીને પાટીદારોની ગાળો ખાવાની મટી જાય છે. કોઇ કહે છે કે મુએલાં ઢોર ઉઠાવી લઇ જવાનું અમારે માથે ફરજીયાત નાંખ્યું છે, તેમાથી અમે મુક્ત થઇએ છીએ- આ બધી વાત સત્ય હોય તો તેઓ પરધર્મમાં જાય છે તેમાં દોષ કોનો **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** એ સૂત્રને વળગી રહેવામાં જે આત્મભોગ આપવો જોઇએ, તે ગરીબ બિચારા અંત્યજો ક્યાંથી આપી શકે? હજુ અરધા ભાગના બાકી રહ્યા છે, તેની પણ હિન્દુ સમાજ ભાળ નહિ લેશે તો તે પણ હવે પછી ચાલ્યા જાય તો તેમાં શું આશ્ચર્ય?

ખેડા જીલ્લાના અંત્યજોમાં ખાસ વિશેષ પરધર્મ ગમન કેમ થયું એ પ્રશ્ન ઉભો થાય છે. તેનો જવાબ એટલો જ કે જેમ મદ્રાસ ઇલાકાના અંત્યજો હજારો અને લાખોની સંખ્યામાં ખ્રીસ્તી થયા કારણ કે તેમને માથે ઉંચ વર્ગના હિન્દુઓનો જુલમ બેહદ છે. અંત્યજોથી તેમને અડકાય તો નહિ, પણ તેમને રસ્તે પણ ચલાય નહિ તેમને પડછાયે પણ જવાય નહિ. તેમનાથી પચાસ કદમ સો કદમ દુરજ ચલાય, તેમને મોટેથી બુમ પાડીને કહેવું પડશે " મારા મહેરબાન દુર ખસજો મારે–પાપી અસ્પૃશ્યને ચાલવું છે. " આવી સ્થિતિના માણસો પોતાના માથેથી આ કલંક દુર કરવાને અન્ય ધર્મનો આશરો કેમ ન શોધે! ખેડા જીલ્લામાં પાટીદાર કોમનો વાળંદ, ધોબી, ઢેડ, ભંગી વિગેરે તમામ તેમનાથી દબાયલી કોમો ઉપરનો જુલમ જાણીતો છે. તેમનાથી ત્રાસેલા માણસો ખ્રીસ્તી ખુશીથી બનવા જાય છે. ભ્રાતૃભાવના જમાનામાં અંત્યજો પ્રત્યે ખરાબાઇની દૃષ્ટિથી જોઇશું ત્યારે તેમને હિન્દુ મટી અહિન્દુ થવાની ઇચ્છા નહિ થાય. "

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**રેખાચિત્રો અને બીજા લેખો**—લેખકઃ લીલાવતી શેઠ. પ્રકાશક શ્રી સાહિત્ય પ્રકાશક કંપની લી. ૧૦–૧૪ એક હાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ નં. ૧ મૂલ્ય રૂ. ૩–૦–૦ સંસદ્–ગ્રંથાવલિ પુસ્તક ૮.

આ પુસ્તકને અમે હૃદયપૂર્વક આવકાર આપીએ છીએ, અથવા તેને મળેલા આવકારમાં અમે સહભાગી થઇએ છીએ. તેમનાં રેખાચિત્રો પ્રથમ પ્રગટ થયાં ત્યારે તે તરફ સાક્ષરોનું ધ્યાન ખેંચાયું હતું–ખાસ કરીને પહેલે હપતે પ્રસિદ્ધ થયેલાં તરફ. રેખાચિત્રો આપણી ભાષામાં આ સ્વરૂપે આ પહેલાં બહુ અપાયાં નહોતાં જો કે કવિ નર્મદે કલ્પનાથી ઉપજાવ્યાં હતાં અને કવિ ન્હાનાલાલે કેટલાંક ચિત્રો–માત્ર રેખાચિત્રો નહિ પણ તેજ છાયાનાં ચિત્રો સુંદર નિડર અને ઊંડી દૃષ્ટિથી દોર્યાં હતાં. તે પછી રેખાચિત્રો હવે પુષ્કળ લખાય છે. સાક્ષરશ્રી નરસિંહરાવ પોતાના સ્મરણમુકુરમાંથી અનેક ચિત્રો આપવા માંડયા છે અને આ રેખાચિત્રોથી અને કદાચ વિશેષ તો અજબ ચિત્રકાર એ. જી. ગાર્ડિનરનાં ચિત્રોથી પ્રેરાઇને આપણા સાહિત્યમાં ઘણાં રેખાચિત્રો દોરાવા માંડયાં છે. તેમાં આ લેખકનાં ચિત્રોનું સ્થાન અગત્યનું છે. તેમણે પસંદ કરેલી વ્યક્તિઓ ઉપરથી સઉ કોઈ કહી શકશે કે તે પોતાની આસપાસ વહેતા જીવનપ્રવાહમાં રસ લે છે. તેમનાં ચિત્રોમાં નિખાલસપણું એ અમને ખાસ ગુણ લાગ્યો છે. અમુક વ્યક્તિ પ્રસિદ્ધ છે માટે તેનું ચિત્ર આપવું એમ નહિ પણ પોતાના ચિત્તમાં જેની છાપ પડી હોય તેમનું જ ચિત્ર આપવા તેમણે સંભાળ રાખી છે અને એ ચિત્ર નિખાલસપણે આપ્યું છે. અલબત્ત આપણા જીવનમાં મળવાના પ્રસંગો ઓછા છે, મળીને વાતચીત કરવાનો રિવાજ હજી જોઇએ તેવો રૂઢ થયો નથી, વ્યક્તિઓ વિશેના ટુચકામાંથી તેમનો સ્વભાવ પારખી લેવાની અને એવા ટુચકા પ્રસિદ્ધ કરવાની આવડત કેળવાઇ નથી ત્યાં સુધી આવાં ચિત્રો ઝાંખાંજ રહેવાનાં.

પ્રકીર્ણ રેખાચિત્રોમાં ( કેવળ કાલ્પનિક વ્યક્તિનું રેખાચિત્ર કહેવું એ અમને ભ્રામક પ્રયોગ લાગે છે ) પ્રથમ પાર્વતીનું છે. પાર્વતીમાં આર્યસ્ત્રીની ભાવના કેવી રીતે મૂર્તિમતી થાય છે તે તેમણે સુંદર ભાષામાં દર્શાવ્યું છે. ચિત્રની સામગ્રીમાં તેમણે કાળિદાસના કુમારસંભવનો પણ ઉપયોગ કર્યો છે. કાળિદાસની ઉમા તે મહિષાસુરમર્દિની ચંડી નથી એ ખરૂં છે. " પણ યોગીની અર્ધાંગનાને યોગ્ય કકણાશ એનામાં નથી " એ મત અમને યથાર્થ લાગતો નથી. ઇપ્સિત વર ન મળ્યો ત્યારે તપથી તેને સાધ્ય કરવાની ઉમાની ઇચ્છાને મેના પણ રોકી શકતી નથી. મનસ્વીઓના સંકલ્પને કોઇ રોકી શકતું નથી,

क ईप्सितार्थस्थिरनिश्चयं मनः पयश्च निम्नाभिमुखं प्रतीपयेत्

એ અમરપંક્તિ કાળિદાસ આ પ્રસંગે લખે છે. ઉમામાં સોના જેટલું સૌંદર્ય છે અને તે સાથે સોના જેટલોજ તાપ સહન કરવાની શક્તિ છે.

ध्रुवं वपुः कांचनपद्मनिर्मितं मृदु प्रकृत्या च ससारमेव च

**સ્વ. કાન્તનાં બે નાટકો—રોમન સ્વરાજ્ય અને ગુરુ ગોવિંદસિંહ. સં. મુનિકુમાર.** મ. ભટ્ટ. પ્રકાશક સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુર કાઠીઆવાડ. મૂલ્ય. રૂ. ૧-૦-૦. ૧૯૨૪.

સ્વ. કાન્તની અથવા વસન્તવિજય અને ચક્રવાક મિથુનના અમર કવિની સાહિત્યકૃતિને ગૂજરાત આદરપૂર્વક આવકાર આપે એ સહજ છે; એ કવિમાં પ્રતિભા હતી અને તે જ્ઞાનથી સંસ્કારી થએલી હતી. એમનું જ્ઞાન વિશાળ, અને મનન ઊંડુ અને સૂક્ષ્મ હતાં; અને તે સાથે તે જ્ઞાન અને મનનના અનુભવોને તત્ક્ષમ સાહિત્યનું સ્વરૂપ આપે એવી નિર્માણશક્તિ હતી. આ બન્ને પ્રકારની શક્તિના-દર્શનશક્તિ અને નિર્માણશક્તિના યોગથી લેખક કવિના નામને પાત્ર થાય છે-અને તે બન્નેનો સુયોગ-જે ગુજરાતી સાહિત્યમાં વિરલ છે તે તેમની કૃતિઓમાં દેખાઇ આવે છે. અને એ એક દુર્ભાગ્યની વાત છે કે તે યોગનું પૂરતું ફળ ગૂજરાતી સાહિત્યને મળ્યું નથી. આથી એમની કોઇપણ નવી કૃતિ પ્રકટ થતાં તે તરફ આદરપૂર્વક ધ્યાન ખેંચાય એ સ્વાભાવિક છે.

આ બે નાટકોનો અત્યારે નવો પરિચય કરાવાનો હોય નહિ; પોતાના સાહિત્યમાં રસ ધરાવતા ઘણાખરા ગૂજરાતીઓએ તે વાંચ્યાં હશે; જેને વાંચવાનો યોગ પ્રાપ્ત ન થયો હોય તો તે વાંચી લે-ખાસ કરીને ગુરુ ગોવિન્દસિંહ. રાષ્ટ્રની દૃષ્ટિએ વિચાર કરતા હિન્દુ મુસલમાનોએ તે નાટક ધ્યાનપૂર્વક વાંચવા યોગ્ય છે. ધર્માન્ધ અથવા સંપ્રદાયાન્ધ થઇ ઇતિહાસ તરફ જોનાર હિન્દુમુસલમાનને તેમાં કદાચિત્ કાંઇક અરુચિકર જણાય, પણ ભાવીનો વિચાર કરનારને તેમાં ઊંડુ તત્ત્વદર્શન થશે. ઉદાહરણ તરીકે ઔરંગઝેબનો નીચેનો ઉદ્‌ગાર-ઐતિહાસિક દૃષ્ટિએ તે આવું બોલ્યો હતો કે બોલે એવો હતો એ બાબત બાજુ ઉપર મૂકી વિચાર કરીએ તો-કેટલો સાચો છે—

" એ કાફરો એટલા બેવકુફ છે કે એ રીતે ઝબરદસ્તીથી મુસલમાન કરાયેલા પોતાના ભાઇઓનો પણ ત્યાગ કરશે, અને એવી દુષ્ટતા અને હૃદયહીનતા જોશો ત્યારે એ નવા બનેલા મુસલમાનો આપણા દીન તરફ વળી જશે. દુનિયા તમામ બેવકુફીનો અચ્છો ભંડાર છે, પણ આ કાફર હિન્દુઓની બેવકુફીથી તો તોબાહ !" (પૃ. ૬૩).
આ વાત, ઔરંગઝેબનું વક્તવ્ય બાજુ ઉપર મૂકી વિચાર કરીએ તો ઐતિહાસિક દૃષ્ટિએ કેટલી સાચી છે! સ્પર્શાસ્પર્શ અને અભડાવાના અને વટલાવાના વ્હેમોને પેદા કરી તેમાં ધાર્મિકતા જોનાર હિન્દુઓ વિષે બીજું શું કહી શકાય !

અથવા તો કવિની સાચી રાષ્ટ્રીય દૃષ્ટિના નમુના તરીકે અંક ત્રીજાનો બીજો પ્રવેશ લ્યો-જેમાં પીર અને ગુરુનો છેલ્લો મેલાપ થાય છે. આ પ્રવેશ ગૂજરાતી સાહિત્યમાં અમર પદને યોગ્ય છે.

**પીર** : આ હિન્દને હું મારો સ્વદેશ કહી શકું ? તને કેમ લાગે છે ?

**ગુરૂ** : બેશક આપ કહી શકો. જે દેશમાં આપ વસો છો અને જે દેશને ચાહો છો તે આપનો જ છે.

**પીર** : બચ્ચા, મારી જ માફક લાખો મુસલમાનોએ આ દેશને પોતાનો કર્યો છે. તો હવે એ બધાને પારકા ગણવા તમને પરવડશે નહીં.

**ગુરૂ** : આપ ખરૂં કહો છો. હવે તો હિન્દુ અને મુસલમાન બંને સંપીને સાથે રહે એવી જ કંઇ યોજના થવી જોઇએ.

પીર : એવી યોજના જો નહીં થાય, તો દેશની પાદશાહી–ન–હિન્દુ કે ન–મુસલમાન એવા કોઇ ત્રીજાના હાથમાં જશે.

ગુરૂ : મારા પિતાનો આગમ આપે સાભળ્યો હશે ?

પીર : સાંભળ્યો છે. પણ હું એથીએ આગળના વખતનો વિચાર કરૂં છું. જ્યાં સુધી હિન્દુ અને મુસલમાન વચ્ચે પરસ્પર સદ્ભાવ નહીં થાય, ત્યા સુધી ભવિષ્યના ઉદયમાં અનેક અંતરાય આવશે.

ગુરૂ : તો એ બાબતમા આપ શું ફરમાવો છો ?

પીર : તારા ગ્રન્થ સાહેબમાં હું દશેક વાતો કહું તે લખ.

( ગુરૂ હાથમા નોટબુક અને કલમ લે છે. )

પીર : પ્રથમ તો બચ્ચા એમ લખ કે પ્રભુ એક છે. હિન્દુઓ જેને ઇશ્વર કહે છે અને ઇસ્લામ જેને અલ્લાહ કહે છે તે એક જ છે. હિન્દુ અને મુસલમાન તેના સંતાન છે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : બીજું એમ લખ કે હિન્દુએ મુસલમાન ધર્મનો દ્વેષ ન કરવો અને મુસલમાને હિન્દુ ધર્મનો. દ્વેષ દુષ્ટતાનો કરવો ધર્મનો નહીં.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : ત્રીજું એમ લખ કે હિન્દુ દેશ હિન્દુ અને મુસલમાન બંનેનો છે. દેશની અવદશા થશે તો આલમનો ન્યાયાધીશ બંનેની પાસેથી જવાબ માગશે, માટે દેશની સેવામાં બંનેએ એકત્ર થવું.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : ચોથું એમ લખ કે દુનિયાના પહાડોમા જે હિમાલયનું સ્થાન છે, તે પ્રજાઓની પંક્તિમાં હિન્દનું થવું જાઇએ.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : પાંચમું એમ લખ કે દેશને એ સ્થાન અપાવવાને દરેક હિન્દુએ અને દરેક મુસલમાને કટિબદ્ધ થવું જોઇએ. માણસ જે પગથિયે હોય તે પગથિયાની ફરજ અદા કરવી એ દેશના ઉદયનો પહેલો અને સહેલો અને અકસીર ઉપાય છે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : છઠ્ઠું એમ લખ કે બહારની તમામ ક્રિયાઓ ધર્મના માત્ર આચ્છાદાન છે. ધર્મનું જીવન સ્નેહના સત્કર્મમાં છે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : સાતમું એમ લખ કે સારાધર્મમા હિન્દુ અને મુસલમાનનો ભેદ રહેશે નહીં. માત્ર સારા અને ખરાબનો રહેશે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : આઠમું એમ લખ કે ભેદ જવાથી વર્ણસંકર નહીં, પણ વર્ણસમુચ્ચય અને વર્ણવિશોધન થશે. માણસ જાતની ચામડીના રંગ જુજવા રહેશે. પણ પ્રાણનો રંગ કોઇક દિવસ એક–ધવલ–નિર્મળ–થશે; સત્યયુગ ફરીને આવશે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : નવમુ એમ લખ કે માણસો સ્વદેશી માત્ર રહેશે ત્યાંસુધી ટંટા ફિસાદ અને લડાઇઓ રહેશે, સર્વદેશી થશે ત્યારે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે.

ગુરૂ : લખ્યું, હઝરત.

પીર : છેલ્લું એમ લખ કે શીખોએ આ સત્યો પોતાના હૃદય પર લખવાં; અને જે શીખવા ચાહે તે તમામને શીખવવાં ! બ્રહ્મદાનની કોઇને પણ ના પાડવી નહિ.

ગુરૂ : એ પણ લખ્યું, હઝરત. હવે ?

પીર : હવે બચ્ચા, મારો પ્રાણ છેલ્લી સફર માટે તૈયાર છે. પાક પરવરદિગારના દિવ્ય દરબારનું તેડું મને આવી ગયું છે; અને હું આનંદમાં ઉડું છું ! એક ચટાઇ અંદર બિછાવ. હું પદ્માસનસ્થ થઇ પ્રાણનું વિસર્જન કરૂં! કલ્યાણ !

( અંદર ચટાઇ બિછાવાય છે. મુશ્રાંશાહ આસનસ્થ થઇ પ્રાણ ત્યાગે છે. )

આ નાટકોની સાહિત્યદૃષ્ટિએ બે સમર્થ વિદ્વાનોએ–અ. રામનારાયણ પાઠકે ગ્રંથના પરિચયમાં અને યુગધર્મમાં અને રા. બ. રમણભાઇએ કૌમુદીમાં–સમાલોચના કરી છે. અમારા વાચકોને એ બન્ને સમાલોચનાઓ ધ્યાનપૂર્વક વાંચી જવાની ભલામણ કરીએ છીએ. અ. પાઠકના નીચેના અભિપ્રાય સાથે અમે સંમત છીએ.

" કાન્તનાં ભાષણો સાંભળવાનો જેમને પ્રસંગ મળ્યો હશે, તેમને તો ગુરુની ઉક્તિઓમાં તેમનો રણકાર સંભળાશે.

" આ નાટકો જો કે કાન્તની સર્વ કૃતિઓમાં શ્રેષ્ઠ નહિ ગણી શકાય પણ તેમાં કાન્તની ઉત્કૃષ્ટતાના સર્વ ગુણો છે. અને તે ઉપરાંત એવાં કેટલાંક તત્ત્વો છે જે તેમની અન્ય કૃતિઓમાં એટલાં સ્ફુટ નહિ દેખાય. આપણા ભજવી શકાય તેવા અલ્પ નાટક સાહિત્યમાં આ નાટકોનું સ્થાન મહત્ત્વનું છે તેમાં કશો સંદેહ નથી."

૨.

---

# જ્ઞાનગોચરી.

### દુનિયાનાં સાત પાપો.

સિદ્ધાંત વિનાની રાજનીતિ·
મહેનત વિનાનો પૈસો
હૃદય વિનાનો આનંદ
ચારિત્ર્ય વિનાનું જ્ઞાન
નીતિ વિનાનો વેપાર
માનુષતા વિનાનું વિજ્ઞાન
આત્મભોગ વિનાની સેવા

(યંગઇન્ડીયા.)

ન.

### સ્વીડનનું લોકશિક્ષણ.

એક સમયના ક્રાન્તિકાર લાલા હરદયાળ આજે સ્વીડનમાં ઠરી ઠામ થયા છે અને ત્યાં વ્યાખ્યાનો દ્વારા પોતાનું ગુજરાન ચલાવે છે, તેઓ લજપતરાયના **પીપલ** પત્રમાં સ્વીડનના લોકશિક્ષણ વિષે નીચે પ્રમાણે લખે છે:

સ્વીડન એ સ્વતંત્રતા અને સૌન્દર્યની ભૂમિ છે, શાન્તિ અને સંસ્કૃતિની ભૂમિ છે. ત્યાંના રહેવાસીઓ જ્ઞાનના ખૂબ તરસ્યા છે. અને ત્યાંની શાળાઓ અને કોલેજોની વ્યવસ્થા અદ્ભુત છે. તેઓ

છે તે બહુજ ઓછા, ભાગ્યેજ બધા મળીને ૬૦ લાખ થતા હશે, પણ આજે દુનિયાની સુધરેલી પ્રજાઓમાં તેઓ મોખરે છે અને દર વરસે આગળ ને આગળ ધપતા જાય છે, કારણ કે તેમને ત્યાં નથી ગુલામી કે નથી લડાઇ ટંટા. તેમને ત્યાં તો સ્વતંત્રતાની આણ વર્તે છે અને શાન્તિનું સામ્રાજ્ય છે.

એક એવો પણ સમય હતો જ્યારે આ લોકો ચાંચીયા અને લૂંટારુનુ કામ કરતા, પણ એ વાઈકીંગોના શૌર્ય અને નિર્દયતાને આજે પણ યુરોપ ભૂલ્યુ નથી. એવું તેમનું શૌર્ય હતું, એવી તેમની નિર્દયતા હતી. આજે એ ચાંચીયાઓના વંશજમાં એજ સાહસ અને હિંમત ભર્યા છે, પણ તેનુ વહેણ બદલાયું છે. આજે તેઓ જ્ઞાનની પાછળ દેશ પરદેશ ઘૂમે છે આજે હરેક સ્વીડનને ઘેર વિદ્વાન્ પરદેશીને સામા હૃદયનો પ્રેમભીનો આવકાર મળે છે અને તેનો પાસેથી તેઓ દરિયાપારના મુલકોની વાતો જાણી લે છે.

લોકશિક્ષણમાં સ્વીડનના રહેવાસીઓને અતિશય રસ પડે છે અને તેની પાછળ તેઓ પૈસો પાણીની માફક ખરચે છે " ગામડામા રહેનાર લોકોને શી રીતે વધારે ને વધારે જ્ઞાન આપવું !" એની જ ચર્ચા ત્યા રાતદિવસ થાય છે અને આ માટે તેમણે વ્યાખ્યાનોની યોજના યોજી છે. છેલ્લા વીસ વર્ષમા જ આ યોજનાનો વિસ્તાર થયો છે છતા આજે એ યોજનાનો જોટો આખા યુરોપમાં નથી

ન્હાનામા ન્હાના ગામોમા વસતા લોકોને ઘેર બેઠા શિક્ષણ કેમ રીતે આપવું એ આ યોજનાના હેતુ છે આને માટે દરેક ગામમા એક વ્યાખ્યાન-મંડળી સ્થપાઇ છે, અને તેમા વાર્ષિક બે રૂપીઆ ભરીને માણસ સભાસદ થાય છે. આ મંડળીમા દર વરસે ઓછામાં ઓછા બાર વ્યાખ્યાનો અપાય છે અને તે જુદા જુદા વિષયો પર હોય છે. આવી મંડળીઓને સરકાર તરફથી મદદ (ગ્રાન્ટ) આપવામા આવે છે અને આ મદદ બદલ સરકારના ઇન્સ્પેકટરો આ મંડળીઓ પર અંકુશ રાખે છે. તેમને ચર્ચાસ્પદ ધર્મના અને રાજનીતિના વિષયો પર વ્યાખ્યાનો આપતા તેઓ રોકે છે અને ન રોકાય તો તેમની મદદ બંધ કરે છે આવી ત્યા બધી મળી ૬૦૦ મંડળીઓ છે.

જે માણસો વ્યાખ્યાનો આપવા ચાહે છે તેમને સ્ટોક હોમની એસોસિયેશનમાં દાખલ થવું પડે છે. અને દાખલ થતાં પહેલા તેમની પરીક્ષા લેવાય છે. તેઓ સૌથી પહેલાં પોતાના વિષય પરનાં વ્યાખ્યાનો આ એસોસિયેશનના અધિકારીઓ સમક્ષ જ આપે છે અને તેમાં જો તેઓ પાર ઉતરે તોજ તેમને આ એસોસિયેશનમાં દાખલ કરવામાં આવે છે. ગામડાની વ્યાખ્યાન મંડળીઓ આવી એસોસિયેશન મારફતે જ પોતાના વ્યાખ્યાતાને નિમંત્રે છે. અને તેનું વ્યાખ્યાન ગોઠવે છે. આ માટે તેઓ વ્યાખ્યાતાને આવતાજતાનું સેકન્ડ ક્લાસ રેલ ભાડું, દરરોજનો હોટલ ખર્ચ અને બે પાઉન્ડ (ત્રીસ રૂપીયા) વ્યાખ્યાન દીઠ ફીના આપે છે. આથી ત્યા આવા વ્યાખ્યાતાઓનુ એક લશ્કર જામ્યુ છે અને તેઓ દૂર દૂર ગામડાઓમાં જઇ મેજીક લૅન્ટર્ન વડે લોકોને રસ પડે એમ આ લોક અને પરલોકની ખગોળ અને ભૂગોળની, ટાગોર અને તુતનખામનની તમામ વાતો તેમને સમજાવે છે વિદ્યાપીઠોના પ્રોફેસરો પણ રજાના દિવસોમાં આવા વ્યાખ્યાતા બની ગામગામડે ફરે છે અને લોકોને પોતાના વિષયની જાણવાજોગ માહિતી આપે છે. પણ તેમના વ્યાખ્યાનની ફી સામાન્ય વ્યાખ્યાતા કરતા ભારે હોય છે અને એથી મોટાં ગામોની મંડળીઓ અથવા તો ન્હાના ગામોની મંડળીઓ ભેગી મળીનેજ તેમનો લાભ લેઇ શકે છે.

સાધારણ રીતે વ્યાખ્યાન છોકરાઓની શાળાના મકાનમા જ થાય છે અને મોટા મોટાં સ્ત્રીપુરુષો સારી જગ્યા મેળવવા કલાક કલાક વહેલા આવીને પાટલીઓ પાછળ ગોઠવાઇ જાય છે. સભાસદ નથી હોતા તેઓ બબ્બે આનાની ટીકીટ ખરીદીને દાખલ થાય છે અને ભાષણકર્ત્તા આવે છે ત્યારે તો આખો હોલ ચીકાર ભરાઇ ગયો હોય છે અને દરવાજા પાસે લોકોનું ટોળું ઉભરાય છે. આવો તે લોકોને રસ છે

હિંદુસ્તાન, ચીન અને આફ્રિકા વિષે જો કાંઇ ભાષણ હોય તો તે સાભળવા લોકો કલાકો પહેલા બારણાં પાસે આવી ઉભા રહે છે અને એટલા બધા લોકો ભાષણ સાંભળ્યા વિના રહી જાય છે કે એનું એજ ભાષણ સાજે ફરીથી આપવું પડે છે. ત્યાના લોકો હિંદુસ્તાનને પરીઓની અને જાદુની ભૂમિ માને છે. તેમનું હિંદુસ્તાન વિષેનું

જ્ઞાન બહુજ અલ્પ હોય છે અને એથી તેમની નજરમાં તો ધૂમસ અને બરફથી ઘેરાયેલા હિમાલય જેવો હિંદુસ્તાન લાગે છે. અત્યાર સુધીમાં પાદરીઓએ જ હિંદુસ્થાન વિષે જ્ઞાન ફેલાવવાનો ઇજારો રાખેલો અને તેમણે તો આપણા દેશની પત્થરની મૂર્તિઓ અને વિધવાઓની જ ત્યાં વાતો કરેલી + પણ જ્યારે ત્યાંના લોકો ભગવાન્ બુદ્ધની વાતો સાંભળે છે, આપણા કવિઓ અને કળાકારોની હકીકત જાણે છે, તાજ અને અજંટાની ગુફાઓનાં વર્ણનો સાંભળે છે ત્યારે તેઓ આશ્ચર્યથી દિગ્મૂઢ બની જાય છે અને એક બીજાને કહે છે: "માળો આ હિંદુ કહે છે એ બુદ્ધ તો આપણા ઇશુ જેવો જ છે શું ને?" પણ કોઇ અભિમાની જીવ બોલી ઉઠે છે: "હશે, હશે. પણ એ થયો આપણા ઇશુ પછી તો." આનું આ લોકોનું તારીખ વિષેનું જ્ઞાન છે. પણ હિંદુસ્તાન પણ એક સુધરેલો દેશ છે અને પાદરીઓ ફંડ ભેગુ કરવા વર્ણવે છે એવો જંગલી દેશ નથી એવી તેમની ધીમે ધીમે ખાતરી થતી જાય છે.

આમ આ આખા દેશમાં જ્ઞાનનાં બીજ વવાય છે અને તેનાં ફળ ભવિષ્યની પ્રજા જરૂર ચાખશે.

ન.

---

# નોંધ.

**શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલ.**

આજુ ઋતુના મહાન્ પુરુષ તે શ્રીયુત વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ. એસમ્બ્લીના પ્રમુખ ચુંટાયા પછી એમની વિજયી સવારીને ગૂજરાતના શહેરોએ જયજયકારથી વધાવી છે; (અને અસહકારની ખાદી જેવી નીરસ ચળવળમાં વિરલ થઇ ગએલી મીજબાનીઓનો ગૂજરાતના મોભાદાર શહેરીઓને પાછો મધુર પરિચય થવા માંડયો છે,–) અને ખરેખર એ વિજેતા અભિનંદનને યોગ્ય છે. દેશના જાહેર કાર્યોમાં એમનો ખંત, મહેનત અને નીડરતા સુપ્રસિદ્ધ છે; દેશનું કાર્ય હમેશાં ચાલતું રહે એ એમનું પરમ ધ્યેય છે. કોઇ પણ જાતના સિદ્ધાન્તના બંધનોથી દેશનું કાર્ય અટકે તે એમને પસંદ નથી. અસહકારથી દેશમાં રાષ્ટ્રની ઉન્નતિ થવાનો સંભવ છે–?–તો ગાંધીજીના ચેલા થતાં એમને વાર ન લાગી. અસહકાર ઠંડો પડી ગયો–?–તો ગાંધીજીને મંદિરમાંના દેવોનું સ્થાન અને માન આપી પાછી પોતાની જૂની બાજી શરૂ કરતાં વાર ન લાગી. વાયસરોયને નહિ મળવાથી ઠંડા પડી ગએલા રાષ્ટ્ર દેહમાં જરા ઝણઝણાટ આવવાનો સંભવ છે–તો ભીમની નીડરતાથી મુંબાઇ કોર્પોરેશનના પ્રમુખે કહી દીધું કે પોતે વાયસરોયની દાઢીમાં હાથ ઘાલવા નહિ જાય; એસમ્બ્લીના પ્રમુખ થયા પછી એવી તોફાની વૃત્તિ કામમાં નહિ આવે એમ સમજાતાં વાયસરોયને દિવસમાં દશ વાર–અને એમના માનપત્રોના જવાબમાં દશ ઉપર મીંડા વધતાં જાય છે–મળવાને પણ એમને વાંધો નથી એમ જણાવી દેતાં પણ એમને વાર ન લાગી. ટુંકામાં એ વિચારોનું બંધન–અથવા આ યુગની ભાષામાં વિચારોની ગુલામગીરી–સ્વીકારવા તૈયાર નથી; તેઓ વિચારોનો ઉપયોગ કરવાના પક્ષના છે. ફળ તરફજ દૃષ્ટિ રાખનાર એમનામાં ખેડૂતની વ્હેવ્હાર બુદ્ધિ છે.

સુભાગ્યે સાહિત્ય અને કલાનું સેવન કરી એમણે એમના મનને નબળું પડવા દીધું નથી. તત્ત્વજ્ઞાન તરફ તો એ એમના લાક્ષણિક કટા-

---

+ ચીન જઇ આવેલા બાબુ ક્ષિતિમોહન સેને તે દેશની વાતો કરતાં કહેલું કે ત્યાંના પાદરીઓ ચીનાઓને એમ સમજાવે છે કે હિંદુસ્તાનના લોકો પોતાનાં બાળકોને ગંગાના મગરોને ખવડાવે છે અને વિધવાઓને તો તેઓ રોકીને ખાઇ જાય છે.

ક્ષથીજ જોતા હશે. છતાં એમને કોઇ નીરસ કે ચિન્તન વિનાના ન કહી શકે. હાસ્ય એ એમને સુસાધ્ય રસ છે–અને રસશાસ્ત્રીઓએ એમના આઠ નવ રસોમાં હાસ્યને ગણાવ્યો છે, આજના જમાનામાં હાસ્ય એ રસરાજ છે અને તે જે સાધી શકે તે લોકપ્રિય થઇ શકે –અને વિઠ્ઠલભાઇ જ્યારે બોલે છે ત્યારે તે લોકપ્રિય થાય છે જ. એમનું ચિન્તન પણ એ જે રીતે વિચારોના બંધનમાંથી છૂટી જાય છે એમાં વ્યક્ત થાય છે. ખરેખર આ દાઢીવાળો પાઘડીદાર એક આકર્ષક વ્યક્તિ છે–ગુજરાત અભિમાન લઈ શકે એવી વ્યક્તિ છે, અને એસેમ્બ્લીના ભવ્ય મંદિરમાં આસન ઉપર ઝગ્મો અને વીગ પ્હેરી આરૂઢ થએલા, કોઇ કોઇવાર એની કુટિલ દૃષ્ટિથી હિંદના મહાન્ રાજપુરુષ ચાણક્ય કૌટિલ્યનું સ્મરણ કરાવતા ગૂજરાતીને કલ્પનાથી જોઇ ગૂજરાતીઓ રાચે છે! વિઠ્ઠલભાઇને અભિનંદન! વિઠ્ઠલભાઇને કોઇવાર શાસ્ત્રના પુરાવાની જરૂર પડે તો તે મહાભારતનો નીચેનો શ્લોક ટાંકી શકશે.

यत्यधर्मोधर्मो हि धर्मोऽधर्मो भवत्युत
ारणाद्देशकालस्य देशः कालः स तादृश ×॥

વિઠ્ઠલભાઇને અભિનંદન–પણ તેમને અભિનંદન આપનાર બધાને અભિનંદન આપી શકાશે? એક વ્યક્તિની વિજયશાલી શક્તિને વ્યક્તિ તરીકે, તેનાથી ગમે તેટલા ભિન્ન વિચારો હોય તો પણ તેને અભિનંદન આપવામાં ઉદારતા છે–સુજનતા છે; જે લોકો એમ માનતા હોય કે તેમણે એસમ્બ્લીનું પ્રમુખપદ પ્રાપ્ત કર્યું તેમાં રાષ્ટ્રહિત પ્રાપ્ત થયું છે તેઓ તેમને જાહેર રીતે અભિનંદન આપે તેમાં ઔચિત્ય છે, પણ શું પંજાબના અત્યાચારોથી સરકારનું સ્વરૂપ સમજાયું હતું તે ફરી ગયું કે ભૂલ ભરેલું લાગ્યું, કાઉન્સીલોમાં તે સમયમાં રાષ્ટ્રહિત સાધવાની જે અશક્તિ જણાઇ હતી તેમાં કાંઇ એવા ફેરફારો થઇ ગયા છે કે તે અત્યારે રાષ્ટ્રહિત સાધવાને શક્તિવાળી જણાય છે કે પોતાને નાફેરવાદી ચુસ્ત અસહકારી કહેવડાવતા સજ્જનો પણ તેમને જાહેર રીતે અભિનંદન આપવાની સ્પર્ધા કરે છે. લોકોમાં આજે રાષ્ટ્રદૃષ્ટિ વિષે ઘણો વ્યામોહ છે; જે વ્યક્તિઓને તેઓએ અમુક સમય પ્હેલાં કાઉન્સીલોનો આવેશ ભર્યો તિરસ્કાર કરતાં સાંભળેલા તેમને આજે એસેમ્બ્લીના પ્રમુખને અભિનંદન આપતાં સાંભળીને તેઓને સમજાતું નથી કે આ બધું શું છે? શું સ્વરાજ્ય પ્રાપ્ત થઇ ગયું અને વિઠ્ઠલભાઇ તેના પ્હેલા પ્રમુખ થયા છે કે તે માટે આ બધા ખાદીધારી સજ્જનો તેમને માન આપે છે? આ ગૃહસ્થો સ્પષ્ટ રીતે હવે કાઉન્સીલોમાં માનતા થયા છે એમ લોકોને જણાવી માન આપે તો નીખાલસતા માટે લોકોમાં તેમની પ્રતિષ્ઠા વધે!

સ્વરાજવાદીઓમાં પણ ઝઘડો પેદા થયો છે. શ્રીયુત જયકર અને શ્રીયુત કેલકરની ઘોષણાઓ જાહેર થઇ ગઇ છે. શ્રીયુત તામ્બેએ એક્ઝીક્યુટીવ કાઉન્સીલમાં સ્થાન લીધું અને શ્રીયુત પટેલને લેજિસ્લેટીવ એસેમ્બલીનું પ્રમુખ પદ મળ્યું એ બન્નેમાં આ બન્ને મહારાષ્ટ્રી ગૃહસ્થોને સમાનતા દેખાય છે. પંડિત મોતીલાલજી આ બધાનો રદીઓ આપે છે; પણ લાલાજી એમના ધી પીપલમાં (ઓક્ટો. ૨૫ ૧૯૨૫) પંડીતજીના રદીઆ વિષે અભિપ્રાય આપે છે કે એમણે કરેલો ફોડ ફક્ત પારિભાષિક છે. સ્વરાજવાદીઓની નીતિ વિષે લાલાજીનો નીચેનો અભિપ્રાય કાઉન્સીલોમાં શ્રદ્ધાવાળા માટે માન્ય નહિ તો મનનીય છે જ

" + + + અમારો હજી પણ અભિપ્રાય છે કે કાં તો આ પક્ષે પગારવાળી

× દેશકાળના કારણથી અધર્મ ધર્મ થાય છે, અને વળી ધર્મ 'અધર્મ' થાય છે. તે દેશકાળ એવાં છે (એટલે કે દેશકાળ બળવાન છે).

જગ્યાઓ ન સ્વીકારવાના પોતાના મૂળ સિદ્ધાન્ત ઉપર પાછા જવું અથવા તો બધી જગ્યાઓ સ્વીકારવાને પોતાનાં બારણાં ઉઘાડાં મૂકવાં. પ્રધાનો અને એક્ઝીક્યુટીવ કાઉન્સીલરો—જો સંકલ્પબળ અને તક હોય તો—લેજીસ્લેટીવ એસમ્બ્લીના પ્રમુખો કરતાં કદાચ વધારે હિત સાધી શકે." (ઓ. ૨૫. ૧૯૨૫.)

૨.

### મહાસભાનું અધ્યક્ષ સ્થાનઃ

શ્રીમતી સરોજીની નાયડુ મહાસભાની આવતી બેઠકના અધ્યક્ષસ્થાને ચૂંટાયાં છે, તેમને અમે અંતઃકરણપૂર્વક અભિનંદીએ છીએ. મહાસભાના ઇતિહાસમાં એક હિંદી સન્નારીને પ્રમુખપદે ચૂંટવાનો આ પહેલોજ પ્રસંગ છે અને સ્વાગતસમિતિએ એમને ચૂંટી હિંદની સ્ત્રીજનતાને સન્માની છે. શ્રીમતી સરોજીની દૈવી પ્રતિભાશાળી કવિયિત્રી છે અને પોતાના પ્રદેશ સાહિત્ય દ્વારા એમણે ભારત માતાની સારી સેવા ઉઠાવી છે. એમની વક્તૃત્વશક્તિથી દેશમાં તેમજ બહાર તેઓ લોકોનાં મન હરી શકે છે અને માટેજ જાહેરમાં હિંદી પ્રશ્નોની ચર્ચા સફળતાથી કરી શકે છે. દેશ માટે તેમનો પ્રેમ અગાધ છે, ત્યાગ પણ તેટલોજ અસીમ છે. કવિ અને સાહિત્યસેવકના શુદ્ધ વાતાવરણમાંથી ખસી જઇને ધાંધળીયા રાજકારણને તેઓ પોતાનો સારો સમય આજે આપી રહ્યા છે. પ્રેમ અને ઐક્યના દૂત તરીકેની તેમની ખ્યાતિ સૌથી વધારે છે. અમે ઇચ્છીએ છીએ કે એમના અધિકારવર્ષ દરમ્યાન ન્હાના ન્હાના મનભેદોથી ઝઘડતી હિંદી પ્રજા એકત્ર મળો અને સામાન્ય ધ્યેય સ્વરાજ તરફ સાથેજ કુચ કરો.

૩.

### વ્હોરા કોમની કેળવણીઃ

વ્હોરા કોમ બીજી મુસ્લીમ કોમો સાથે સરખાવતા નાની છે, પણ ધનાઢ્ય અને વિશાળ ભ્રાતૃભાવથી સંગઠિત છે. વ્હોરાઓ સાહસ ખેડવા માટે જાણીતા છે, અને વ્યાપારના લગભગ દરેક ક્ષેત્રમાં મોટા વ્યાપારીઓ તરીકે એમની ખ્યાતિ છે. કોઇ વોરા બાળકને બીજી કોમના લોકો પાસે નોકરી શોધવા નથી જવી પડતી. રોગ, દુકાળ જેવા સામાજિક આફતને પ્રસંગે કોમી સેવા સર્વ કોઇ–ગરીબ કે તવંગર–કરે છે અને સ્વીકારે છે. પણ દિલગીરીની વાત એટલીજ છે કે આ કોમના માણસો કેળવણીમાં આગળ વધતા હોય એમ નથી જણાયું. સ્વરાજ વિગેરે જેવી રાષ્ટ્રીય ચળવળોથી પણ તેઓ અલિપ્ત રહે છે. હિંદુસ્થાનનાં ઉદ્ધાર માટે કેળવણીની જરૂરિયાત અમે ખાસ જોઇએ છીએ, અને કેળવણી કોઇ એક કોમની નહિ–પણ હલકી કે ઉચ્ચ મનાતી સર્વ કોમની. મુસલમાનો કેળવણીમાં પછાત છે અને તેમાં પણ વ્હોરા જેવો અગત્યનો ભાગ સર્વથી વધારે. કેળવણી અને અનુભવથી વધતા જ્ઞાનનેજ પરિણામે કોઇ પણ પ્રજા સમય સાથે રહી શકે છે. અમે જાણીને દિલગીર થઇએ છીએ કે બુરહાનપુરમાં આવેલી હકીમીઆ કોરોનેશન હાઇસ્કૂલના. વડા મુલ્લાજીના કોપનું પાત્ર બની છે. આ સંસ્થા વીસેક વર્ષ પહેલાં ધાર્મિક શિક્ષણ માટે નાના પાયા ઉપર શરૂ થઈ હતી. ધીમે ધીમે એના વિકાસ સાથે બીજા અંગો ઉમેરાતાં ગયાં. આ સંસ્થા તરફ નાં. વડા મુલ્લાજીનું ધ્યાન બહુજ વહેલાં ખેંચાયું હોય એમ દેખાય છે. સને ૧૯૧૨માં દિવસમાં ત્રણ કલાક ધાર્મિક શિક્ષણ અને ત્રણ કલાક વ્યાવહારિક શિક્ષણ આપવાનો, ઉચ્ચતર કેળવણી માટે જતા કોઇ પણ છાત્રને કાંઇ પણ વૃત્તિ નહિ આપવાનો, અને પોતાની સંમતિ સિવાય શાળા માટે કાંઇ પણ દાન ન સ્વીકારવાનો પ્રતિબંધો તેમણે મૂક્યા. હમણાં તેમની ખફગી વધારે ઉતરી દેખાય છે. વિદ્યાર્થીઓને એ શાળામાં કેળવણી નહિ લેવાનો, અને માબાપોને પોતાના બાળકોને ત્યાં નહિ મોકલવાનો નવો ફતવો તુર્તજમાં તેમણે બહાર પાડ્યો છે. અમે ઇચ્છીએ

છીએ. કે પોતાના અનુયાયીઓને અજ્ઞાનમાં સબડતા રાખી એમની અંધશ્રદ્ધા ઉપર પોતાનું સ્થાન ટકાવી રાખવાનો ના. વડા મુલ્લાજીનો આમ કરવામાં ઇરાદો નહિ હોય. સાચી કેળવણી અંધશ્રદ્ધાની વિનાશક છે અને તેની સામે બંડ ઉઠાવે છે. અમે ઇચ્છીએ છીએ કે ના. વડા મુલ્લાજી પોતાની ધાર્મિક ઇમારતના પાયા વધારે સંગીન બનાવે.

૯.

**મહાસમિતિની પટણાની બેઠક:-**

પટણામાં મળેલી મહાસમિતિએ કરેલા ફેરફારો મહાસભાના બંધારણની દૃષ્ટિએ વિપ્લવકારી છે. અધિકાર વિનાની મહાસમિતિએ મહાસભાના મતાધિકારમાં ફેરફાર કરવામાં જોખમી પગલું લીધું છે અને નવોજ શિરસ્તો પાડયો છે. આ શિરસ્તાને આજે વસ્તુસ્થિતિનું સમર્થન છે. પણ અમારે કહેવું પડે છે કે **महाजनो येन गतः स पन्थाः** એ સૂત્રને સ્થાને

અમને નવો ઠરાવ સર્વથા માન્ય છે. જેઓને ખાદીમાં થોડીજ શ્રદ્ધા છે. કે મુદ્દલ શ્રદ્ધા નથી તેમને માટે મહાસભાનાં દ્વાર ખુલ્લાં મૂકાય છે અને જુદા જુદા રાજકીય પક્ષોને મહાસભામાં લાવવાના પ્રયાસને આ રીતે સક્રિય પુષ્ટિ મળે છે. પણ આટલાથીજ બીજાઓનો વિરોધ શમે એમ નથી. જાહેર પ્રસંગે ખાદીપરિધાન બધા સ્વીકારી શકે એમ નથી. મી. ઝીણાએ એની સામે પોતાનો વિરોધ પ્રકટ કર્યો છે અને મહારાષ્ટ્ર પક્ષ પણ એ જાહેર કરવા પાછળ રહ્યો નથી. સર્વ પ્રસંગે ખાદી પહેરવી એવો ઠરાવ પટણામાં મૂકાયો હતો, પણ સ્વરાજ પક્ષની સ્થિતિ વિચારી મહાત્માજીએ કરેલી વિનંતિ ઉપરથી જાહેર પ્રસંગે એવો ફેરફાર સ્વીકારાયો છે અને આશા રાખવામાં આવી છે કે બધાજ પ્રસંગે મહાસભાવાદીઓ ખાદીજ પહેરે; કોઇ પણ સભાસદ કોઇપણ પ્રસંગે વિદેશી વસ્ત્ર તો નજ વાપરે એમ પણ નક્કી થયું છે

નીતિની સફળતાની દૃષ્ટિએ નિયમોમાં જરૂરી જણાય તેવા સુધારા વધારા મહાસભા કરશે.'

સ્વતંત્ર પક્ષ વાદી મિ. જીન્નાહે સ્વરાજ પક્ષને મહાસભાની કુલ રાજકીય સત્તા સોંપાવા સામે વિરોધ જાહેર કર્યો છે. મહારાષ્ટ્ર પક્ષ પણ આથી કાંઇ ખુશી થયો હોય એમ જણાયું નથી. શ્રી. નરસિંહ ચિંતામણ કેલકરે પટણા ઉપરના જાહેર વ્યાખ્યાનમાં એનો વિરોધ કર્યો છે અને તેમના તરફથી પ્રસિદ્ધ થતા કેસરી પત્રનો નીચેનો ઉતારો મનન કરવા જેવો છે.

"હાલ સુધી સ્વરાજ પક્ષના હાથમાં કોંગ્રેસના રાજકારણનાં સૂત્રો હતાં તે હવે થી કોંગ્રેસે પોતાના હાથમાં લઇ પોતાની મરજી પ્રમાણે તેમાં ફેરફાર કરવો' એટલું જ સ્વરાજ પક્ષની બાબતમાં પટણાની સભાના ઠરાવમાં જણાવાયું છે, પણ હવે બધા પક્ષો માટે ખુલ્લી મુકાયેલી કાનપુરની કોંગ્રેસે રાજકારણ હાથમાં લીધું એટલે આ ઉલ્લેખની એ જરૂર ન રહેતાં બહુ મતાનુસાર કોંગ્રેસનો રાજકીય કાર્યક્રમ ઠરાવવામાં આવશે. અમારા મત મુજબ તો આ વાત પણ પટનામાં જ થઇને સ્વરાજ પક્ષ જૂના સ્વરાજ સંઘ પ્રમાણે કોંગ્રેસથી જૂદો રહ્યો હોત તો સારૂં થયું હોત."

મહારાષ્ટ્ર પક્ષ આવી રીતે સર્વ પક્ષોને મહાસભામાં દાખલ કરવા ઉત્સુક દેખાય છે. સ્વરાજ પક્ષમાં આજે જેટલું ઐક્ય કહેવાય એટલું નથી એ જાહેર વાત છે. સ્વરાજ પક્ષની જાહેર નીતિ આજે અન્તર્વિરોધ રૂપે અસહકાર કરવાની છે. અસહકાર નામથી જ બીજા પક્ષોને વિરોધ છે, સ્વરાજ પક્ષની નીતિ તેમને માન્ય નથી. અને આવી સ્થિતિમાં જો મહાસભા સ્વરાજ પક્ષની નીતિ અનુસાર ચાલવા માગતી હોય તો તેમાં જોડાય કેમ એ સવાલ છે. મહારાષ્ટ્ર પક્ષનું પોતાનું ધ્યેય પ્રતિયોગી સહકાર તરફ જોવામાં આવે છે, અને આજે નક્કી કરેલી સ્વરાજ નીતિથી તેઓ પૂરેપૂરા સંતુષ્ટ તો નથી. બિહારવાળા સ્વરાજવાદી શ્રી. તાંબેએ હમણાં જ મધ્યપ્રાંતની કાર્યવાહક સભાનું સભ્ય પદ સ્વીકાર્યું છે. આ પરિસ્થિતિમાં બીજા પક્ષોના મહાસભામાં આવવા પછી બહુમતીએ રાજકીય કાર્યક્રમ ઠરાવવામાં આજની સ્વરાજ પક્ષની નીતિ દૂર કરાવવાની મહારાષ્ટ્ર પક્ષની ઇચ્છા અમને પ્રબળ દેખાય છે.

બાકી તો જૂદા જૂદા પક્ષોની કાર્યપદ્ધતિ આજે જૂદી જૂદી છે. એ કાર્યપદ્ધતિ સંબંધી જ્યાં સુધી જૂદાં મંતવ્યો એક થાય નહિ ત્યાં સુધી ધ્યેયની એકતા હોવા છતાં કાર્યક્રમની એકતા સાધી શકાય એમ નથી. અને જો આવી એકતા આણી શકાય એમ ન હોય તો બધા પક્ષનું મહાસભામાં જોડાવું એનો અર્થ મહાસભાને મોટી ચર્ચા પરિષદ બનાવી મૂકવી એ છે, જે ચર્ચા અમે માનીએ છીએ કે સર્વ પક્ષો અંદર અંદર અને સરકાર સાથે વધારે સુખ સગવડથી દિલ્હી તેમ જ સીમલામાં ચલાવી શકે એમ છે. અમને ડર રહે છે કે આમ કરવા જતાં મહાસભાએ અમલી કામ કરવાની પ્રથા છેલ્લાં પાંચ છ વર્ષ થયાં પાડી છે એનો લોપ થશે. પણ મહાત્માજીએ ધારાસભા સંબંધી વિચારવાનું સર્વ કાંઇ સ્વરાજવાદીઓ ઉપર છોડયું છે માટે આમાં પણ તેઓ સ્વરાજ પક્ષના મતને માન આપનાર છે, એટલે એનો નિવેડો સ્વરાજ પક્ષ એકલો જ કરી શકશે. ઉ.

## અખિલ ભારત કાંતનાર મંડળ:

ત્રીજો મહત્વનો ફેરફાર અખિલ ભારત કાંતનાર સંઘની સ્થાપનાનો છે. એ સંઘ મહાસભાથી સ્વતંત્ર પણ એના આશરા નીચે કામ કરશે. આ સંઘને એ હજાર વાર સૂતર આપી તેની પહોંચ મહાસભામાં દેખાડી મહાસભાના સભ્ય થઇ શકાશે. મહાત્માજીએ આ

સવની સ્વાત્ર હસ્તી ઉપર ભાર મૂક્યો છે અને મહાસભા સાથે ફક્ત એનો સાપત્તિક સબધ હોઇ અસહકારી તેમ જ સહકારી સર્વ કોઇને એમા જોડાઇ દેશની સાપત્તિક સ્થિતિ ઉંદાગવા આગ્રહ પૂર્વક નિમત્રણ આપ્યુ છે. રેટિયા અને ખાદીની સાપત્તિક સિદ્ધિમા માનનારો વર્ગ વધતો જાય છે સાપત્તિક પ્રશ્નોમા દરેક વ્યક્તિ ભાગ લે અને દેશની સાપત્તિક ઉનતિમા પોતાનો ફાળો આપે એમ ઇચ્છતા હોઇ અમે મડળની મહાસભાથી સ્વતંત્ર હસ્તી વધાવી લઇએ છીએ હિદુસ્થાનમા આયર્લેડનો ધડો લેવાનો રિવાજ જુનો છે ખાદીની ચળવળ મહાસભાથી અલગ રાખી એને સબળ બનાવવા આયર્લેન્ડની સહકારી પ્રવૃત્તિ અને એના ચાલક સર હોરેશ પ્લન્કેટના દાખલા અપાયા છે અમે આશા રાખીએ છીએ કે આ દાખલા આપનાર લોકો આગળ આવી રેટિયા અને ખાદી પ્રચારને સાપત્તિક સફળતા અપાવશે. સવનો મહાસભા સાથેનો થોડોક સબંધ પણ અમને ઇષ્ટ છે. કોઇ પણ દેશની સાપત્તિક ઉન્નતિ રાજકીય સત્તાના પ્રબળ સમર્થન સિવાય સાધ્ય નથી. જો મહાસભાને આપણે એવી રાજકીય સંસ્થા માનતા હોઇએ તો એ સભાનુ બને તેટલુ ઉત્તેજન દેશના સાપત્તિક કાર્યક્રમને મળવું જોઇએ. દેશમા કેટલાક સમય પહેલા ઔદ્યોગિક મહાસભાઓ ભરવાનો રિવાજ હતો, પણ આવુ કોઇ અમલી કામ તેમની મારફત થયુ હોય એમ અમારા જાણવામા નથી અમુક રીતે આજે મીલ ઉદ્યોગને હિદુસ્થાનને રાષ્ટ્ર ઉદ્યોગ કહી શકાય. આજે તે ભારે સકડામણમા છે, પણ વિદેશી સરકારને એની શી ચિંતા પડી છે? એ સરકારે અત્યાર સુધી અતર્જકાત નહિ કાઢીને એને થોડીશી મદદ પણ કરી નથી જે સરકારના જ જાનભાઇઓ દર અઠવાડિએ લાખો પાઉડના ખર્ચે વિલાયતમા બેકારીઓને નિભાવી રહ્યા છે તે સરકારની, દોઢ દોઢ લાખ મજૂરીતે વરસાદની તંગીના આ કાળમા બેકાર થયેલા જોઇને આખ પણ ફરકી હોય એમ જણાયુ નથી આવી પરિસ્થિતિમા દેશની સાપત્તિક ઉન્નતિ માટે સરકાર તરફ નજર ન નાખતા મહાસભા તરફ જોવામા આવે તો કાંઇ નવાઇ છે?

મહારાષ્ટ્ર પક્ષ ખાદીને માનતો નથી, રેટિયો એ આ વૈજ્ઞાનિક યુગમા તેમને હાસ્યપાત્ર લાગે છે, પણ મુબાઇના મીલમજૂરો જેમનો મોટો ભાગ મહારાષ્ટ્ર એટલે કે કોકણમાથી આવે છે એમની પરિસ્થિતિનો એમણે કદી વિચાર કર્યો છે? જે રેટિયો એમને આટલો હસવા જેવો લાગ્યો છે તે જ આવા સજોગોમા કાઇક મદદ કરવાનું એક જ સાધન અત્યાર સુધી લાધ્યુ હોય એમ અમને લાગે છે, રેટિયા પ્રવૃત્તિ સહકારી ઢબે ચાલે એમ મહાત્માજીએ માગ્યુ છે. સહકારી પ્રવૃત્તિનો પક્ષ આ દેશમા મોટો થતો ચાલ્યો છે એ યોગ્ય જ છે. સહકારના પક્ષકારોને અમે પૂછીએ છીએ કે ખાદીપ્રચારમા તમારી શાસ્ત્રીય પદ્ધતિને કેટલુ મોટુ સ્થાન છે એનો તમે વિચાર કર્યો છે? રેટિયા જેવા નજીવા દેખાતા શસ્ત્રને પણ નવી શાસ્ત્રીય ઢબે પ્રબળ કરી શકાય એમ છે. મૂળે દૈવવાદી અને બ્રિટીશ રાજતત્રથી પરાવલબી બનેલી હિદી જનતાને હવે કેટલો સમય આળસુ રહેવા દેવી છે? પણ મહારાષ્ટ્ર પક્ષને કાતનાર મધનો મહાસભા સાથેનો સબધ અનિષ્ટ ભાસ્યો છે, એ સબધમા એમને રાજકીય ચાલની ગધ આવે છે, અને કાતનારની સખ્યામા વોટાળાનો સભર માલ એના તરફથી પોતાની રાજકીય પ્રવૃત્તિમા દખલગીરીનો ભય જુએ છે

પણ લોકમાન્ય ટિળકના 'મળે તે લઇલો અને બાકીના માટે લડતા રહો' એ સુત્રના અનુયાયી તરીકે પોતાને ઓળખાવી વિરોધ જાહેર કર્યા સિવાય એને માટે લડવાનુ પણ તેમણે રાખ્યુ છે સરકાર સામે નિષ્ફળ જતી

સ્વરાજ પક્ષની અન્તર્વિરોધની પદ્ધતિ તેમને મહાસભામાં મહાત્માજી સામે સફળ થતી લાગી છે અને એ સફળતા માટે એમના આનંદ માનવામાં અમે સામેલ થઇએ છીએ ! ! મહાત્માજીએ તો પ્રેમને વશ થઇ વિરોધને જતો કરવા પોતાના મંતવ્યોનો આગ્રહ તજ્યો છે. અમે એમને આ આગ્રહ પણ મૂકી દેવા નમ્ર ભાવે વિનવીએ છીએ. કારણ કે મહારાષ્ટ્ર પક્ષે લડાઇ જાહેર કર્યા પછી કાંઇ પણ કામ થવાને બદલે વિખવાદમાં કાળક્ષેપ થવાનો અમને ભય છે. ખાદી પહેરવાની બંધી દૂર થયે, સૂતર મંડળ મહાસભાથી અલગ પડયે બીજા પક્ષો મહાસભામાં દાખલ થાય એ જોવા અમે માગીએ છીએ, અને નાગપુર મહાસભાના સમયથી અસહકાર અને રાષ્ટ્રીય ચળવળ સંબંધી પોતે ભાખેલાં ભવિષ્યકથનો સાચાં ઠરતાં જોઇ ખુશી થતાં વિનીતો સાથે, મહારાષ્ટ્ર પક્ષ સાથે જોડાયા તેમ અમે જોડાવા માગીએ છીએ ! ! !

### વિદેશી થાપણ:

હિંદુસ્થાનના ઉદ્યોગધંધાને સંરક્ષણ આપવાનું પ્રથમ પગલું સરકારે તાતા કંપનીના પોલાદના કારખાનાને મદદ આપી લીધું ત્યારે સંરક્ષણનો લાભ વિદેશી લોકો હિંદુસ્થાનમાં કારખાનાં કાઢી ન લઇ જાય એ જોવાનું પ્રાપ્ત થયું. આ ઉપરથી સરકારે પરદેશી મૂડી કેવી સરતોએ કેટલી આવવા દેવી એનો વિચાર કરવા એક સમિતિ નીમી. આ સમિતિનો હેવાલ હમણાં જ પ્રસિદ્ધ થયો છે, અને એ હેવાલમાં વિદેશી થાપણના સાંપત્તિક સિદ્ધાન્તની શાસ્ત્રીય ચર્ચા ઉપરાંત કાંઇ નથી. કારણ કે સમિતિએ પોતાના તરફથી તૈયાર થયેલી પ્રશ્નાવલિના ઉત્તરો તપાસી, નહિ કે પ્રત્યક્ષ પુરાવો મેળવી, હેવાલ લખી કાઢયો છે.

હેવાલના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે આપી શકાય:

(૧) દેશમાંને દેશમાં બની શકે તો થાપણ ઉભી કરવી.

(૨) દેશની થાપણના અભાવે પરદેશી થાપણ લાવવામાં (અમુક અપવાદ સિવાય) કાંઇ વાંધો નથી.

(૩) પરદેશી થાપણ પર કોઇ વાર અંકુશ ઇષ્ટ હોય તોપણ એનો સર્વથા અટકાવ અનિષ્ટ છે.

(૪) હિંદુસ્થાનમાં કેટલી મૂડી નકામી પડી રહી છે, તે કેવી રીતે બહાર કાઢવી અને શરાફીનો વહિવટ કેવી રીતે વધારવો તે નક્કી કરવા એક સમિતિ નીમવી.

(૫) જે ઉદ્યોગધંધાને સરકાર અનુગ્રહ રૂપી પ્રત્યક્ષ મદદ કરે તે ધંધો જો પરદેશી થાપણથી ચાલતો હોય તો એવી થાપણ અને એના વહિવટદારોમાં હિંદનો કેટલો હિસ્સો હોય તે સરકારે નક્કી કરવું, અને હિંદી ઉમેદવારોને એ ધંધાનું શિક્ષણ અપાવવા તજવીજ કરવી.

(૬) પરદેશીઓને થાપણ પેટે વ્યાજ અથવા લખી આપેલી મિલ્કતના કબજા ઉપરાંત કોઇ બીજી સગવડ ન મળતી હોય ત્યાં સુધી પરદેશી થાપણ ઉપર કોઇ અંકુશ ન મૂકવો.

(૭) દેશની નૈસર્ગિક સંપત્તિ અવિકસિત સ્થિતિમાં પડી હોય તેને પરદેશી થાપણથી વિકસાવવી કે કેમ એ અપવાદ સિવાય જે ધંધાને સરકાર તરફથી પ્રત્યક્ષ મદદ મળતી નથી એ ધંધામાં પરદેશી થાપણ રોકવામાં હરકત હોવી જોઇએ નહિ.

(૮) પરદેશી માલ ઉપર આયાત જકાત નાખવામાં આવે તો આ દેશમાં થાપણ લાવી પરદેશીઓ કારખાનાં કાઢે તો તેના પર અંકુશ મૂકવાની જરૂર નથી.

ઉપલા સર્વ સિદ્ધાન્તો સાંપત્તિક છે અને સંપત્તિશાસ્ત્રના કોઇ પણ પાઠ્ય પુસ્તકમાં

જોવામાં આવે; પણ સંપત્તિશાસ્ત્રના નિયમો ત્રિકાલાબાધિત નથી, દેશ અને કાલની પરિસ્થિતિ પ્રમાણે તેમાં મોટા ફેરફાર કરવાની જરૂર પડે છે. કોઇ પણ સ્વતંત્ર દેશને પારકી મૂડીથી કાંઇ નુકસાન નથી, કારણ કે પારકી મૂડીને ફક્ત વ્યાજ મળે છે. પણ હિંદુસ્થાન જેવા દેશમાં વ્યાજ સાથે ધંધાનો નફો પણ મળે છે; બેકારી પરદેશીઓને ધંધો મળે છે અને વધારેમાં રાજકીય સત્તા મળે છે. હિંદુસ્થાનમાં આજે પરદેશી મૂડીવાળાઓનો એક વર્ગ છે કે જે પોતાની મૂડીના જ કારણે હિંદુસ્થાનની રાજકીય સ્વાતંત્ર્ય તરફની પ્રગતિનો વિરોધ કરે છે. અમને અત્યારની સ્થિતિમાં હિંદુસ્થાનમાં વિદેશી થાપણ એ મોટું અનિષ્ટ ભાસે છે, કારણ કે વિદેશી થાપણની સાથે થાપણદારો આવે છે, વિદેશી કારીગરો આવે છે એટલે દેશના સંતાનોને એ ધંધાઓમાંથી નજીવો જ ફાયદો થાય છે. વિદેશી માલ ઉપર જકાત નાખી માલ મોંઘો કરવામાં આવે, અને એનો લાભ વિદેશી થાપણદારોને આ દેશમાં આવી માલ ઉત્પન્ન કરવા દઇ, લેવા દેવામાં આવે એનો અર્થ સમજાતો જ નથી. સંરક્ષણ માટે નખાયેલી જકાતનો ઉદ્દેશ દેશી ધંધાઓને પરદેશી હરિફાઇથી બચાવવાનો હોય છે, પણ જો વિદેશી ધંધાદારીઓ અહિંઆંજ એવો ધંધો નિરંકુશ ચલાવી શકે, તો આપવા ધારેલા ઉત્તેજનનું શું પ્રયોજન છે?

આ સંબંધમાં 'મોડર્ન રીવ્યુ' નો નીચેનો ઉતારો મનનીય છે.

"દેશમાં વધારે ખાદ્યો ઉત્પન્ન કરવાનું અને પરદેશમાં બની શકે તેટલી વધારે મૂડી રોકવાનું ધોરણ ઇંગ્લાંડ સ્વીકારતું હોય એમ હમણાં હમણાંમાં દેખાય છે. આની પાછળ જલાન્તર નૌકા અને હવાઇ વિમાનોનો ભય દેખાઇ આવે છે, વિલાયતે હિંદુસ્થાનના ઉદ્યોગો ખીલવવા ઔત્સુક્ય એકદમ દાખવવા માંડયું છે આનો અર્થ એટલો જ છે કે વિલાયતમાં કાંઇ પણ માલ તૈયાર કરી હિંદુસ્થાન લઇ જવાને બદલે હવે હિંદુસ્થાનમાં જ અંગ્રેજો માલ તૈયાર કરશે. લશ્કરી તેમજ વ્યાપારી હરીફાઇથી એમની મૂડી અને ધંધો આ રીતે રક્ષાશે. અલબત્ત લોકમતની લાગણી અનુસાર હિંદુસ્થાનમાં સંરક્ષણ પદ્ધતિ દાખલ થઇ છે એમ ઇંગ્લાંડ દેખાવ કરે છે, પણ ઝીણવટથી જોતાં માલુમ પડશે કે સંરક્ષણ દાખલ થયા પછી ઇંગ્લાંડની થાપણે હિંદુસ્થાનમાં વધારે પેસારો કર્યો છે. સંરક્ષણ અંગ્રેજોને જર્મન હરિફાઇથી હિંદુસ્થાનની બજારમાં તો બચાવશે"

સમિતિના એક સભ્ય શ્રી. ગોસ્વામીએ નોંધ લખી તપાસનું પોકળપણું સૂચવ્યું છે. વિદેશી થાપણ સંબંધી કાંઇ પણ નિર્ણય ઉપર આવતા પહેલાં ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆ તરફથી વિદેશીઓ માટે નાણાંની ધીરધારમાં બતાવાતો પક્ષપાત, ખાણ, જંગલ વિગેરેના ભાડામા સરકારે બતાવેલો પક્ષપાત રાજકીય અને કોમી દૃષ્ટિએ રહેલો છે એની તપાસ કરવાની જરૂર જણાવી છે.

હ.

## દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ:

પટણાના ઠરાવથી મહાસભાએ રાજપ્રકરણી કામકાજ પાછું હાથ ધર્યું છે અને એ નિશ્ચયના પરિણામે દક્ષિણ આફ્રિકા દિવસ ૧૧ મી ઑક્ટોબરે પાળવા નક્કી કર્યું. દક્ષિણ આફ્રિકાની હિંદી મહાસભાના પ્રમુખ તરીકે શ્રી સરોજીની નાયડુએ એવીજ સૂચના આફ્રિકાવાસી હિંદીઓને આપી હતી જે તેઓએ વધાવી લીધી છે. કલકત્તાના મેટ્રોપોલિટને (ખ્રિસ્તી ધર્મના વડા આચાર્યે) આજ કારણે એ દિવસે ખ્રિસ્તી દેવળોમાં પ્રાર્થના રખાવી હિંદુસ્થાનમાં વસતી સર્વ કોમેએ આ પ્રશ્ન ઉપરનું ઐક્ય દર્શાવ્યું છે. એટલે ૧૧ મી ઓકટોબરે હિંદુસ્થાનમાં તેમ જ આફ્રિકામાં વસતા હિં-

દીઓએ આફ્રિકા સરકારે હિંદીઓ તરફ અ-ખત્યાર કરેલા વલણ સામે વિરોધ ઉઠાવ્યો છે.

દક્ષિણ આફ્રિકાની ખીલવણીમાં હિંદીઓએ શું ભાગ ભજવ્યો છે,' હિંદીઓની પજવણી એ બોઅર વિગ્રહનું એક કારણ હતું, સ્વરાજ મળ્યા પછી આફ્રિકાવાસી ગોરાઓએ હિંદુ-ઓને કેવા ત્રાસ આપ્યા છે, અને ૭ ૭ વર્ષ સુધી સત્યાગ્રહની લડત લડી હિંદીઓએ પોતાનું સ્થાન કેવી રીતે સાચવ્યું છે એ આજે પુરાણો ઇતિહાસ છે. સને ૧૯૧૪ માં થયેલા સ્મટસ–ગાંધી કરાર પ્રમાણે નવા હિંદીઓનું આફ્રિકા ગમન બંધ થયું, પણ ત્યાં વસતા હિંદીઓના હક્કો પાળવાનું અને જતા દિવસે બીજા આ-ફ્રિકાવાસીઓની સમાન પાયરીએ હિંદીઓને મૂકવાના વચન અપાયાં. પણ ૧૯૧૪ પછીનો ઇતિહાસ વર્ણસુગના કારણે થયેલા વચનભંગના દાખલાઓથી ભરપુર છે. ભાગ્યેજ એકાદ વર્ષ એવું પસાર થયું હશે કે જ્યારે આફ્રિકામાં હિંદીઓ ઉપર કોઈ આફત ઝઝુમી ન હોય, અને હિંદુસ્થાન અને આફ્રિકા વચ્ચે આ પ્રશ્નનો ઉહાપોહ ન થઇ રહ્યો હોય.

મહાયુદ્ધ પછી મળતી બ્રિટીશ સામ્રાજ્ય પરિષદ્ ઉપર હિંદી સરકારને સ્થાન મળ્યું છે. અને સરકારી પ્રતિનિધિઓએ આ પ્રશ્ન વખતો વખત પરિષદમાં છેડયો છે પણ એવું સંતોષ-કારક સમાધાન થયું નથી. સંસ્થાનોએ હિંદુ-સ્થાનને સામાં પગલાં લેવાની છૂટ આપી છે. હિંદુસ્થાન સરકારના એલચી થઇ સંસ્થાનોમાં ફરી આવનાર ના. શાસ્ત્રી પણ આફ્રિકાની પરિસ્થિતિ જોઇ નાસીપાસ થયા છે અને એમની અાગ સામ્રાજ્ય ભક્તિ પણ શિથિલ થઇ છે.

આજે " ક્લાસ ઍરીઆઝ બીલ " નામે પ્રસિદ્ધ થયેલો કાયદો આફ્રિકા સરકાર પોતાની ધારાસભામાં પસાર કરાવી રહેલ છે. એ કાયદા પ્રમાણે હિંદીઓથી ભોગાવાતા થોડાક હક્કો ઉપર પણ કાપ પડે છે; એ કાયદાથી શહેર કે ગામના અમુક નક્કી કરી આપેલા લતાઓમાં તેમને ફરજીયાત રહેવું પડશે એટલે બીજા લ-તાઓમાં આવેલી તેમની માલમિલકત દંડાશે. સ્મટ્સ પક્ષનું આજે પ્રધાનમંડળ નથી, અને નવા પ્રધાનમંડળે આણેલા આ કાયદાનો સબળ વિરોધ સ્મટ્સ પક્ષ તરફથી થયો છે, પણ પ્રધાનમંડળે એ કાયદો મંજુર કરાવવા ફરીને રજુ કર્યો છે એટલે સ્મટ્સ પક્ષને નમવું પડશે.

આ સંબંધમાં હિંદી સરકાર આફ્રિકાની સરકાર સાથે સંદેશા ચલાવે છે, પણ સંદેશા ચાલુ હોય ત્યારે સંદેશાના વિષયમાં કોઇ નવાં પગલાં ન ભરવાં એવું સામાન્ય ધોરણ પણ આફ્રિકા સરકારે જતું કર્યું છે. બ્રિટીશ સરકાર સ્વરાજ ભોગવતા સંસ્થાનોનાં મન ન દુભવ-વાને કારણે દૂર રહે છે, જ્યારે હિંદી સરકાર બ્રિટિશ સરકારના એક અંગના પણ ઉપાંગની પરાધીન સ્થિતિ સ્વીકારી લઇ યોગ્ય દબાણ કરી શકતી નથી. સામાં પગલાં લેવાનો સા-મ્રાજ્ય પરિષદનો નિર્ણય તે વડી ધારાસભાનો ઠરાવ હોવા છતાં અમલમાં મૂકતી નથી. આશા ઉપર આશા હિંદી સરકાર આપતી જ રહે છે પણ આફ્રિકામાં હિંદીઓની સ્થિતિ વધારે અને વધારે વિકટ થતી જાય છે, અને સરકાર લોકોને ભરોસો પડી શકે એવું કાંઇ કરતી નથી.

આ દિવસ નક્કી કરીને હિંદુસ્થાને આફ્રિકા સરકારની નીતિ સામે વિરોધ જાહેર કર્યો છે, અને આફ્રિકાવાસી હિંદુઓ માટે સહાનુભૂતિ દાખવી છે. વધારેમાં તો લોકમત એક હોવા છતાં લોકો પોતાની નિર્બળતાથી કશું કરી શકતા નથી અને સરકાર એને થોડું જ વજન આપે છે એમ સારી પેઠે બતાવી આપ્યું છે.

હિંદી પ્રજા આજે નિર્બળ છે. પણ એ નિર્બળતામાં બળનો સંચાર ત્યારેજ થાય કે જ્યારે એ નિર્બળતાના અંગે ઉભી થતી હાડ-મારીઓ લોકનજરે હમ્મેશાં રહે, આ કારણે

આવી ચળવળને અમે આવકાર આપીએ છીએ. હિંદી પ્રજા મોટા ભાગે અજ્ઞાન છે, અને આવી ચળવળ થોડીવાર પણ ઢીલી પડે છે કે આળસ કે આત્મસંતોષના કારણે બેદરકાર બની જાય છે. એ અજ્ઞાન દૂર કરવા દેશાભિમાન જાગૃત કરવા, અને જાગૃત થયે એની જ્યોત સતત જલવંત ગખવા પરાધીનતાની બેડીઓ નજર સામે હરહમ્મેશ ખખડાવવાની જરૂર છે, ખાદી એ ફક્ત બસ નથી, કારણ કે ખાદી એ અજ્ઞાન દૂર કરનાર નથી; અજ્ઞાન દૂર થયે અન્તર્બળ માટે ખાદી જરૂરી છે, પણ હિંદી જનતા અજ્ઞાનથી ગાઢતમ ઘેરાયેલી છે, અને અંગારા ઉપર ફરી ફરી રાખ વળે અને ફુંકથી જ દૂર થાય છે તેમ હિંદી જનતાને આવરી લેતા અજ્ઞાનને દૂર કરવા ચાલુ ચળવળની જરૂર રહે છે.

હ.

## હિંદુસ્તાનનો મીલ ઉદ્યોગ.

હિંદુસ્થાનમાં જો કોઈ પણ ઉદ્યોગ મોટા ભાગે દેશી થાપણ અને દેશી વહિવટદારો અને કારીગરોથી ચાલતો હોય તો તે સુતર અને કાપડની મીલોનો ઉદ્યોગ આ દૃષ્ટિએ એને રાષ્ટ્રીય ઉદ્યોગ પણ કહી શકાય છે પણ આ રાષ્ટ્રીય ઉદ્યોગને હમ્મેશાં ખમવું પડ્યું છે. જ્યારથી મહેસુલના કારણે લેન્કેશાયરના કાપડ ઉપર જકાત પડી ત્યાથી આ ધંધાની શરૂઆત કરવા છતાં એના ઉપર અન્તર્જકાત નાખી હિંદીઓના હિત તરફની નિષ્પક્ષપાત વૃત્તિ હિંદી સરકારે જાહેર કરી.વર્ષોવર્ષ આ જકાતસામે હિંદી લોકમતે અવાજ ઉઠાવ્યો છે. છેવટે એનો અન્યાય બ્રિટીશ નોકરશાહીએ સ્વીકાર્યો છે છતાં અન્યાય હજુ ચાલુ છે સરકારની બેદરકારી છતાં આ ઉદ્યોગ પગભર થયો અને મહાયુદ્ધના પ્રસંગે એનું ભવિષ્ય બહુ ઉજળું જણાયું. પણ મહાયુદ્ધ પછી આવેલી ઉદ્યોગ ધંધાની મંદીમાંથી એ બચી જવા પામ્યો નથી. અન્તર્જકાત, જાપાનની હરિફાઇ, અને હરિફાઇની દૃષ્ટિથી વિદેશીઓએ સોંઘા વેચવા કાઢેલા માલની ભરતીએ મીલ ઉદ્યોગની સ્થિતિ વધારે વિકટ બનાવી છે. આમાથી આ ઉદ્યોગને બચાવી લેવાનો ૫ક્ત એકજ ઉપાય, સરકાર, મીલમાલેકો અને પ્રજા વચ્ચેનો સહકાર છે. કોઇ પણ દેશની સરકાર પોતાને ત્યાં ચાલતા હુન્નર ઉદ્યોગની પરિસ્થિતિ તરફ બેદરકાર રહી શકતી નથી, એટલુંજ નહિ પણ એમને દેશમાં તેમજ બહાર આગળ ધપાવવાનાં પગલાં યોજે છે. હિંદુસ્થાનની વિદેશી સરકારે આવી કોઇ પણ ચિંતા આ ઉદ્યોગ માટે બતાવેલી જણાતી નથી. લોકમતની ઉપરા ઉપરી માગણી છતાં અન્તર્જકાત દૂર થઇ નથી; રેલ્વેનુર પણ વિદેશી માલને ઉત્તેજન આપવા ગોઠવાયું હોય એમ લાગે છે. વિદેશી હરિફાઇ દેશના ધંધાને કેવી રીતે કચડી નાખે છે એની તપાસ થઇ નથી. મીલમાલેકોએ આ ઉદ્યોગ ચલાવવામાં પોતાના જ સ્વાર્થ તરફ દૃષ્ટિ રાખી છે નહિ કે રાષ્ટ્રિહિત તરફ એ મોટો આક્ષેપ એમની સામે છે. એમના વહિવટમાં કેટલીક ખામીઓ બતાવવામાં આવે છે જે જલદીથી દૂર થવાની જરૂર છે. લોકમતે પોતાનો અવાજ મીલ-ઉદ્યોગ માટે ઉઠાવ્યો છે પણ એને સક્રિય સમર્થન તો સ્વદેશી વ્રત ગ્રહણ કરીનેજ આપી શકાય. આજે હિંદી સરકાર અને મીલ માલેકો એક બીજાના દોષ બતાવી વાગ્યુદ્ધ ચલાવી રહ્યા છે, અમે ઇચ્છીએ છીએ તેઓ નકામો કાળક્ષેપ આવી રીતે નહિ કરતા ઉદ્યોગને જીવતો રાખવાના વિચારો કરે.

હ.

## મુંબાઇની મીલ હડતાળ.

મુબાઇના મીલ માલેકોએ ધંધાની મંદીને લીધે મજૂરીના દરમાં ૧૧$\frac{1}{2}$ ટકાનો ઘટાડો ૧ લી સપ્ટેંબર ૧૯૨૫થી જાહેર કર્યો છે. ઘટાડો જાહેર કર્યા પહેલા મજૂરીનો દર ઘટાડવો કે કામ કરવાના કલાકો કમી કરવા એ સંબંધી મજૂરોનો મત જાણવાની મીલમાલેકોએ તત્પરતા બતાવી હતી. મજૂર મત વીઅ જાનનું

કોઇ પણ પગલું લેવાની વિરૂદ્ધ હતો. હિંદુસ્થાનમાં ઉદ્યોગયુગ નવોજ શરૂ થાય છે. લોકોનો મોટો ભાગ અભણ છે, એટલે યુરોપમાં મોટા પાયા ઉપર ચાલતી મજુરોની હિલચાલ આપણે ત્યાં જુજ છે. મુંબાઇના મજુરોમાં સંગઠન નથી. થોડાંક મજુર મહાજનો હયાત છે, પણ તેના સભ્યોની સંખ્યા બહુજ નાની છે ને તે એટલી નાની છે કે મહાજનોને મજુરોનું પ્રતિનિધિત્વ મળ્યું કહેવાય નહિ. લોકદાઝથી કામ કરનારા કેટલાક સજ્જનો છે, તેઓ મજુરોનું હિત જાળવવા તૈયાર રહે છે, પણ તેમનોય કાબુ મજુરો ઉપર નામનોજ છે. હડતાળના સર્વ કાંઇ ગેરલાભો મજુરોનેજ સહન કરવા પડે છે એમ આ હિતેચ્છુઓ જાણતા હોવાથી એમનો હડતાળ વિરૂદ્ધ મત હતો. પણ પગારની કાપકુપથી મજુરોની સ્થિતિ એટલી વિકટ બનતી હતી કે સંગઠન અને સંઘબળની મદદ સિવાયના આ મજુરોએ હડતાળ પાડવાનું પસંદ કર્યું છે અને એમને કરવામાં આવેલો અન્યાય લોકદષ્ટિએ આણ્યો છે. દોઢ લાખ મજુરો આજે નવરા પડયા છે, અને અનેક કષ્ટો વેઠી ન્યાય માગી રહ્યા છે. હડતાળ અત્યારે તો એક માસથી પણ વધુ લંબાઈ છે અને એનો અંત કળી શકાતો નથી છતાં મજુરોએ અજબ શાંતિ જાળવી લોકોની સહાનુભૂતિ પોતાની તરફ વાળી લીધી છે. મજુરોનો મોટો ભાગ ગામડાઓમાં ચાલી ગયો છે.

મહાયુદ્ધના સમયે મીલ ઉદ્યોગ ધીકતો ચાલતો હતો અને નફો પણ મોટા પ્રમાણમાં થતો હતો. એ નફાનો લાભ ઉઠાવવા મજુરોને હડતાળ પાડવી પડી હતી, આજે મંદીમાંથી બચી જવા એમને જ સહન કરવું પડે છે, મીલોએ સંકટ સંરક્ષણ માટે અમુક ભાગ રાખી મૂકી નફાનો વધારે સારો ઉપયોગ કર્યો હોત, પણ એ નફો તો ભાગીદારોને વ્હેંચી આપવામાં આવ્યો અને આજે સંકટ સમયે મજુરો પાસેથી ભોગ લેવાનો પ્રયાસ થાય છે. આંકડાઓ ટાંકી એમ સિદ્ધ કરી આપવામાં આવ્યું છે કે આ કાપથી મજુરોની જરૂરિયાતો ઉપર ત્રાપ પડે છે. જ્યારે મીલ ઉદ્યોગને કાંઇજ રાહત મળતી નથી, છતાં મીલ માલેકો પોતાના અભિપ્રાયમાં મક્કમ રહ્યા છે. મીલ માલેકોની અન્તર્જકાત કાપી નાખવાની માગણીને સર્વ પક્ષનો ટેકો છે, પણ મજુરો તરફનું તેમનું વર્તન શોકકારક છે. મુંબાઇના મીલ વહિવટમાં કેટલીય ખામીઓ છે એ દૂર કરવાની જરૂર છે કારણકે એ દૂર થયે અમદાવાદની મીલો માફક મુંબાઇની મીલોને મજૂરીના દર કાપવાની જરૂર નહિ પડે.

પણ વધારે શોકજનક તો સરકારનું વર્તન છે. પોલીસ બંદોબસ્ત કર્યા સિવાય વધારે કાંઇ એણે કર્યું નથી, લોકહિત જોવાની સરકારની પહેલી ફરજ છે. પણ દોઢ લાખ માણસની બેકારીથી સરકાર મુંઝાતી નથી. સ્વતંત્ર દેશોમાં માલેકો અને મજુરો વચ્ચેના ઝઘડાઓ ગંભીર સ્વરૂપ પકડે કે સરકાર વચ્ચે પડી યોગ્ય રસ્તો કાઢવાની પોતાની ફરજ માને છે. પણ અહિંઆં તો વિદેશી સરકારે તટસ્થ વૃત્તિ પકડી છે કારણ કે એની હયાતી લોકમતના લીધે નથી. મુંબાઇના ગવર્નર વારા ફરતી મજુરો અને માલેકોને મળે છે અને એમની કફોડી સ્થિતિમાં શબ્દોથી જેટલી સહાનુભૂતિ બતાવી શકાય તેટલી બતાવે છે હિંદી સરકારતો મિલ માલેકોનો દોષો બતાવવામાંજ પોતાનો સર્વ સમય રોકી રહી છે. મજુરો સર્વ દુઃખ સહન કરી રહ્યા છે.

હડતાળ પડયા પછી વખારમાં ભેગો થયેલો માલ ખાલી થતો જાય છે અને કાપડના ભાવમાં તેજી પણ દેખાય છે પણ આથી મીલ માલેકો પોતાનો નિશ્ચય ફેરવવા માગતા હોય એમ દેખાતું નથી. મજૂરોએ સપ્ટેંબર માસનો પગાર કાપેલા દર પ્રમાણે લેવાની પહેલાં તો ના પાડેલી પણ તંગીના માર્યા એમને નવા દરે પૈસા લેવા પડયા છે. છતાં કામે નહિ ચઢવાનો એમનો નિશ્ચય અડગ દેખાય છે.

જેઓ યંત્રો અને ઉદ્યોગવાદમાં જ હિંદુસ્થાનની ઉન્નતિ જુએ છે એમનું ધ્યાન ફરી ફરી ઉભી થતી આવી પરિસ્થિતિ તરફ અમે ખેંચવા માગીએ છીએ. યુરોપના ઉદ્યોગવાદનો ઇતિહાસ આવી લડતોથી ભરપૂર છે મુડીવાદનું સામ્રાજ્ય મજૂરોને કેવી રીતે કચડી નાખે છે અને એમાંથી મજૂરચળવળ ઉત્પન્ન થઇ સામ્યવાદ (communism) અને બોલ્શેવીઝમ માં કેમ પરિણામે છે અને વર્ગો વર્ગો વચ્ચેના કલહને લીધે સમાજ કેમ છિન્નભિન્ન થાય છે વિગેરે તરફ આપણે ખાસ લક્ષ આપવાની જરૂર છે. ઇતિહાસનો ધડો લઇ બીજા સ્થળે થયેલી ભૂલોથી બચી જવા ઉપદેશ અપાય છે પણ એજ ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એવી ભૂલોમાથી કોઇ પણ બચી જવા પામતું નથી. અમે ઇચ્છીએ છીએ હિંદુસ્થાન આનો ગંભીર રીતે વિચાર કરે.

### જાહેર ફાળાઓ અને એમની વ્યવસ્થા

જે કોઇ કાર્ય વૈયક્તિક નથી પણ સાર્વજનિક છે, જે એક માણસ પોતે નિભાવવા ધારે તો પણ નિભાવી શકે એમ નથી એવા કામો માટે જાહેર ફાળાની જરૂર પડે છે અને તે ઉભા કરવામાં આવે છે. સરકારી મહેસુલ, ધર્મક્ષેત્રોની આવક એ જાહેર ફાળાના જૂદા જુદા પ્રકાર જ છે. સરકાર કાયદાની રૂએ મહેસુલ ફરજિયાત ઉઘરાવી શકે છે. ખાનગી સંસ્થાના સભ્યો મરજીયાત બંધન સ્વીકારી ફાળો આપે છે અને કાર્ય પરત્વે લોકની સહાનુભૂતિ જગાડી એમની પાસેથી મરજીયાત ફાળો મેળવે છે. જાહેર ફાળાઓની વ્યવસ્થા પ્રામાણિક અને વિશ્વાસુ વહિવટદારોના હાથમાં હોવી જોઇએ, એના જમા ખર્ચનો હિસાબ વખતો વખત પ્રકટ થવો જોઇએ એ ફાળાના અંગે મહત્વના સિદ્ધાન્તો છે. કોઇ સરકારી ખાતામાં ગોટાળો થવાથી સરકારની જરૂર નથી એમ આપણે કહેતા નથી; ધર્મક્ષેત્રની આવક વેડફાઈ જતાં ધર્મનો વિરોધ આપણે કરતા નથી પણ ગોટાળો કરનાર અમલદાર કે ઉડાઉ મહંત ઉપર આપણો રોષ ઉતરે છે, તેમજ ફાળાઓની ગેરવ્યવસ્થાના પ્રસંગે આપણે ફાળાના ઉદ્દેશોની શંકા ઉઠાવવાની જરૂર નથી. પણ અપ્રામાણિક વહિવટદારને શિક્ષા કરવાની જરૂર છે. વહિવટદારો એ સમાજના પ્રતિનિધિ છે અને સમાજના ગુણ–દોષ સામાન્યરીતે એમનામાં પ્રતિબિંબિત થયા હોય છે. માટે ગેરવ્યવસ્થાના પ્રસંગે વહિવટદારોના વર્તન માટે સમાજ કેટલો જવાબદાર છે એ પણ કેટલીક વખતે જોવું જરૂરી છે. ગેરવ્યવસ્થાના કારણે ફાળાના ઉદ્દેશો સ્વીકાર્યા પછી એમાં પોતાનો હિસ્સો નહિ આપ્યા કરતાં યોગ્ય વહિવટદારો નીમવા તરફ લોકોનું લક્ષ જાય એમ અમે ઇચ્છીએ છીએ.

ટીળક સ્વરાજ ફાળો, અખિલ ભારત દેશબંધુ સ્મારક ફંડ વિગેરેના ઉદ્દેશો બહાર પડેલા છે. એ ઉદ્દેશો દેશહિતને ઉપકારક છે એમ સર્વ કોઇ જોઇ શકશે. આ ફાળાઓ તરફ અવગણના ઉત્પન્ન કરાવવાની વૃત્તિ અમે જોઇએ છીએ માટે અમે લોકોને દેશહિતની દૃષ્ટિએ ચેતવીએ છીએ. એમાં જેટલી રકમ ભરવામાં આવે તેટલી ઓછી છે માટે અમે લોકોને બને (?) સાથે સાથે એના વહિવટમાં રસપૂર્વક ભાગ લઇ એના ઉદ્દેશો સફળ કરવા વિનવીએ છીએ.

### જ્ઞાતિ સંબંધી માસિકોને થોડીક સુચનાઓ

ગુજરાતમાં જ્ઞાતિની ઉન્નતિ માટે અને તે સંબંધી માહિતી આપવા માટે અનેક માસિકો કે નિયતકાલિકો હાલ ચાલે છે. પણ દરેક પોતપોતાની મરજી પ્રમાણે અને કેટલાંક તો કોઇ પણ ચોક્કસ યોજના વિના ચાલે છે. બધાં માસિકોને લાગુ પડે તેવી કોઇ યોજના બતાવવાનો અહીં ઉદ્દેશ નથી પણ સર્વ માસિકોને લાગુ પડે તેવી કંઇક સૂચનાઓ કરવાનો અહીં ઉદ્દેશ છે,

પ્રથમ તો એ કે દરેક જ્ઞાતિના માસિકે પ્રામાણિક ગ્રંથોમાંથી ઉતારા લઇ પોતાની જ્ઞાતિના ઇતિહાસ વિશે ચર્ચા કરવી જોઇએ. ઘરડા માણસો પાસેથી જે કાંઇ જૂની વાતો મળી જાય તે પણ તે કહેનારનાં નામ ઠામ સાથે પ્રસિદ્ધ કરવી જોઇએ. આમ કરવામાં ખોટા જ્ઞાતિ અભિમાનથી તણાઇને કેવળ કપોળકલ્પિત ગપાટા મારવા ન દોરાતાં, બુદ્ધિ, પરીક્ષા કરી ગ્રહણ કરી શકે તેવો ઇતિહાસ તારવીને આપવા પ્રયત્ન કરવો જોઇએ. જૂના રીતરિવાજો જે હવે ઘસાતા જાય છે તેને ઐતિહાસિક અને સામાજિક દષ્ટિએ લખવા જોઇએ.

આ શોધખોળને ઉપકારક થાય તેવી રીતે નાતના જે જે કુટુંબોમાંથી મળી શકે ત્યાંથી જૂનાં સાતસો હજાર વરસનાં પેઢીનામાં પ્રસિદ્ધ કરવાં જોઇએ. જો કોઇ કુળ કે જ્ઞાતિનો વિભાગ એક ગામથી બીજે ગામ ગયાની કે દેશાન્તર કર્યાની હકીકત પણ પેઢીનામાથી મળી આવે તો તે પણ પ્રસિદ્ધ કરવી જોઇએ. આમ કરવાથી માત્ર જ્ઞાતિનાજ નહિ પણ દેશના ઇતિહાસ ઉપર અને સામાજિક સ્થિતિ ઉપર પુષ્કળ પ્રકાશ પડવા સંભવ છે.

દરેક જ્ઞાતિના માસિકે પોતાની જ્ઞાતિનું વસ્તીપત્રક પાંચ કે દશ વરસે કરવા યોજના કરવી જોઇએ. તેમાં સરકારી વસ્તીપત્રકમાં આવતી સર્વ હકીકત ઉપરાંત ગોત્ર, કુળ વગેરે પણ આપવી જોઇએ. અને તે હકીકત ઉપરથી મળી આવતી સ્થિતિ ઉપર નિષ્પક્ષપાતપણે વિચાર કરીને જ્ઞાતિ સમક્ષ મૂકવા જોઇએ. કોઇ જ્ઞાતિમાં સ્ત્રી પુરૂષોની સંખ્યા ઘણી વિષમ હોય છે પણ તે સંબંધી નાતો રીતસર કે જવાબદારીથી કશો વિચાર કરતી નથી અને જ્ઞાતિની વ્યક્તિઓ ગમે તેવી છૂટ લે છે તે ઉપર નાતના પ્રશ્નો ઊભા થતાં, લોકો ખાનગી દ્વેષ કે કેવળ પ્રપંચની બુદ્ધિથી તાણાતાણ કરે છે અને છેવટે તડ કે થોળ પડે છે. આનું કારણ માત્ર નાતની બેદરકારી અને બિનજવાબદારી તથા પ્રશ્નોનો ઉકેલ કરવાની બીરુતા છે. અને તે સર્વનો દોષ, ખાનગી રીતે પગલે લેતી વ્યક્તિઓને માથે નહિ પણ સમસ્ત જ્ઞાતિ ઉપર મૂકાવો જોઇએ.

જ્ઞાતિમાં વસ્તીપત્રક કરવાની ગોઠવણ થઇ શકે તો સરકારી વસ્તીપત્રકમાંથી આંક લઇને પણ રજુ કરવા જોઇએ. વળી દરે માસિકે સરકારી વસ્તીપત્રકો બહાર પડે ત્યા ખાસ અંકો કાઢી તેમાંથી જ્ઞાતિને ઉપયોગ હકીકત તારવી ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવી જે ઇએ. તેમાં માત્ર પોતાની જ્ઞાતિની જ નાં પણ બીજી જ્ઞાતિની પણ જાણવા જોગ સ હકીકત મૂકવી જોઇએ જેથી જ્ઞાતિઓની સિ તિની સરખામણી થઇ શકે.

તે ઉપરાંત દરેક માસિકમાં બીજી જ્ઞાતિ ઓની હકીકત પ્રસિદ્ધ કરવા માટે એક ખા વિભાગ રાખવો જોઇએ. તેમાં બીજી જ્ઞાતિ માસિકોમાં કે તેમની જાહેરસભામાં કે મંડળ ઓમાં જે જે જ્ઞાતિ-વિષયક ઠરાવો, અહેવાલ સર્વ જ્ઞાતિઓને જાણવા જોગ બહાર પડ હોય તે રજુ કરવા જોઇએ. આ બરાબર થ શકે તે માટે, સાહિત્યનાં માસિકોના તંત્રીઓ જેમ એક બીજાનાં માસિકો બદલામાં મોકલા છે તે પ્રમાણે મોકલવાં જોઇએ. એમ કરવા જ્ઞાતિનું અભિમાન કે માસિકની સ્થિતિ બાધ નીવડવી જોઇએ નહિ. બધી જ્ઞાતિઓ એક સમાજનાં અંગો છે અને તેમણે સહકાર ક વાનો છે અને હજી પણ અણધારેલા અને પ્રદેશોમાં સહકાર કરવો પડશે એ યાદ રા સર્વ તરફ સમભાવ રાખી એક બીજાનો સ હકાર સાધવો જોઇએ.

દરેક સમાજ કે સમાજનું અંગ જેટ અંશે નવી પરિસ્થિતિને અનુકૂળ થઇ કાર્યકા બને તેટલે અંશે જ તે જીવતી રહી શકે. ચ

રીતે જો જ્ઞાતિ સંસ્થાએ જીવતી રહેવું હોય તો હાલના સઘળા સામાજિક પ્રશ્નો—અને રાજપ્રકરણી પ્રશ્નો પણ સામાજિક પ્રશ્નો જ જ છે—ઉપર ગંભીરતાથી ઊહાપોહ કરી પોતાના વિચારો મતો અને અભિપ્રાયો બાધવા જોઇએ અને તે પ્રમાણે કાર્ય આદરવું જોઇએ.

જ્ઞાતિનાં માસિકો માત્ર જ્ઞાતિઓના જ પ્રશ્નો ચર્ચી શકે એમ અમારૂં માનવું છે. ઉગતા લેખકો કે સાહિત્યકારોને તક આપવા કે કેળવવા કે આગળ પાડવાનું તેનું કામ નથી. એ માટે તો સાહિત્યનાં માસિકોમાં પ્રસિદ્ધ રીતે સ્પર્ધા કરીને જ દરેક વ્યક્તિએ આગળ પડવું જોઇએ. માસિકને વિવિધતા માટે કોઇ સાહિત્ય વિષયક લેખો જોઇએ તો તેના ઉતારા કરી લેવા એ જ વાજબી છે. નહિતો જ્ઞાતિનાં માસિકોમાં અન્ય લેખકોને સ્થાન ન હોવાથી અને વાંચનારાને પોતાની જ્ઞાતિના લેખકો તરફ સ્વાભાવિક પક્ષપાત હોવાથી, જ્ઞાતિનાં માસિકોનું ધોરણ ઘણું નીચું ઉતારી જવાનો સંભવ છે અને અત્યારે એ સ્થિતિ થઇ પણ ગઇ છે.

રા.

### અમદાવાદમાં વ્યયામ પ્રચાર.

પ્રજાના શરીરનો ઘસારો અને એના અંગે આવતી કમતાકાત સર્વત્ર જોવાય છે, જૂનાં રમખાણો બંધ થયાં એની સાથે શૌર્યની અભિરૂચિ પણ નષ્ટ થઇ, બ્રિટીશ સલ્તનતથી સુલેહશાંતિ અને હથિયારબંધીના કાયદાએ નામર્દાઇ આણી, કેળવણીની ગેરસમજથી ઉભા થયેલા શરીરશ્રમ પ્રત્યેના અણગમાએ એને પોષી. પણ સદ્‌ભાગ્યની વાત છે કે વસ્તુસ્થિતિ ખરા સ્વરૂપમાં સમજાઇ અને પાછા વળવાનો અવાજ ઉઠયો છે.

ગૂજરાતને વ્યાયામ પ્રચાર માટે પુરાણી ભાઇઓના હમ્મેશાં ઋણી રહેવું પડશે એ ભાઇઓના પ્રયાસથી ગૂજરાતના કેટલાક ગામોને અખાડાનો લાભ મળ્યો છે, એમાં હજારો વિદ્યાર્થીઓ તૈયાર થયા છે, અને અખાડાની અસર એમના જીવનમાં સર્વવ્યાપી થઇ છે. કેટલાક વિદ્યાર્થીઓ તો વ્યાયામ પ્રચારને પોતાનું લુવનકાર્ય સમજી એનો ઝુંડો ગામે ગામ ફરકાવવાની આશાથી એના માટે મહેનત કરી રહ્યા છે.

અમદાવાદમાં છેલ્લા પાંચેક વર્ષથી આ કાર્ય સારી રીતે ચાલી રહ્યુ છે; અને એના ફળ રૂપે આપણે 'અમદાવાદ વ્યાયામ મંડળ' ની સ્થાપના જોઇએ છીએ. ઉદ્દેશો સંબંધી અમારે કાઇ કહેવાનું ન હોય. અમે અમદાવાદીઓ પાસે માગી લઇએ છીએ કે આવા પ્રયાસને નાણાંની તંગી ન પડવા દે એટલું જ નહિ પણ તેઓ પોતાના બાળકોને એનો લાભ આપી એના ઉદ્દેશો સફળ કરવામાં સહાયભૂત થાય.

અમે તો આખા ગૂજરાત માટે આવા એક મંડળની જરૂરિયાત જોઇએ છીએ, અમે ઇચ્છીએ છીએ કે જુદા જુદા ગામોમાં કામ કરતી સંસ્થાઓનો વિકાસ ગૂજરાત વ્યાયામ મંડળની સ્થાપનામાં થાય.

૯.

# ॐ પ્રસ્થાન ॐ

પુસ્તક ૧ માગશર, ૧૯૮૨ અંક ૨

## પ્રભુ જીવન દે*

પ્રભુ, જીવન દે, હજી જીવન દે.
લિપદો નિતનિત્ય નવીન નડે,
ડગલું ભરતાં કુહરે જ પડે,
કંઈ ગુપ્ત ભયો મહીંથી ઉઘડે,
વનકંટકથી તન રક્ત ઝરે,
પણ તો ય ન અશ્રુ કદાપિ ખરે
દગ, એ પડીને ફરીથી ઉપડે
પગ, એટલું હે પ્રભુ જીવન દે;
પ્રભુ, જીવન દે, નવજીવન દે.

* રાગ સારંગ, તાલ ત્રિતાલ અગર કેરવા.

પ્રભુ, બંધનમાં જકડાઈ ગયો,
મુજ દેહ બધો અકડાઈ ગયો,
અવ ચેતન દે,
નવ ચેતન દે.
સઉ એક જ ધાર્યો હું તોડી દઉં,
તલ ગાઢ અહંત્વનું ફોડી દઉં,
તુજ વારિ વિશાલ મહીંથી ઉડે,
લઘુ પામરતા બધી માંહીં બુડે,
જલ એ ઉભરી અભર્યું જ ભરે,
પ્રભુ, એ જલમાં ઝીલવાનુ જ દે,
પછી દર્દુર દીર્ઘ રવે જ ભલે,
દિનરાત ડરાઉં ડરાઉં કરે,
પણ નિર્ભય મુક્ત અસીમ જલે
ઝીલતાં જનશું મળવાનુ જ દે;
પ્રભુ, ચેતન દે, નવચેતન દે.

યદિ એ નવ દે,—  
પણ જીવનઓટ ન ખાળી શકું,  
મુજ જીવનખોટ ન વાળી શકું,  
હળવે મુજ જીવનહ્રાસ થતો,  
અમ નિર્બળનો ઉપહાસ થતો  
જગ ટાળી શકું  
નહિ, એવું ન દે. પ્રભુ, એ કરતાં,  
મુજ આયુષશેષ ય સંહરતાં,  
ઘડી યૌવન જીરણ અંગ તું દે,—  
પ્રભુ, જીંદગી પુણ્યવિના ગઈ છે,  
પણ ક્યાં તુજ એ કરુણા ગઈ છે ?—  
ખોજું ના કંઈ તો બસ આટલું દે,  
જગપાપશું કે લડવાનું જ દે,  
તરી પાર અને પડવાનું જ દે,  
હસી મૃત્યુમુખે ધસવાનું જ દે,  
ધસી મૃત્યુમુખે હસવાનું જ દે,  
જીવવા નહિ તો  
મરવા કોઈ ભવ્ય પ્રસંગ તું દે;  
ધરી એ બસ એટલું યૌવન દે;  
પ્રભુ, યૌવન દે, નવયૌવન દે.

શેષ

---

# ભાવ અને રૂઢિ

અત્યારે આપણા સમાજમાં અનેક હાનિકારક રૂઢિઓ જડ ઘાલી ગયેલી જોવામાં આવે છે. સમાજની કોઇ કોઇ વ્યક્તિઓ તેનાથી મુક્ત થવા પ્રયત્ન કરે છે છતાં મુક્ત થઇ શકતી નથી, અથવા તે રૂઢિથી મુક્ત થવાને માટે જેટલું સહન કરવાની જરૂર હોય છે તેટલું સહન કરવાની શક્તિ સામાન્ય રીતે ધરાવતી નથી. તેથી એક એવો મત ફેલાવા પામ્યો છે કે સમાજમાં રૂઢિ જ ન હોવી જોઇએ. રૂઢિનું બંધન એ જંગલીપણાનું ચિહ્ન છે. સંસ્કૃત સમાજમાં રૂઢિનું બંધન ન હોય અને તેથી, એવી અવસ્થા માટે દરેકે પ્રયત્ન કરવો જોઇએ. આપણે રૂઢિઓને તોડી નાંખીએ એટલે થયું, કૃતકૃત્ય થયા, પછી કશું કરવાનું રહેતું નથી. રૂઢિનો સ્વીકાર એ જ ગુલામી છે અને રૂઢિને તોડવી એ જ ખરેખરી મુક્ત દશા છે.

આ બધા વિચારો ઉતાવળથી અને કંઇક અધીરાઇથી કંઇક કાયરતાથી બાંધેલા હોય છે. આપણે આ વિચારો સ્વીકાર્યા પહેલાં માનવજીવનમાં, સમાજજીવનમાં રૂઢિનું સ્થાન અને રહસ્ય શું છે તે સમજવા પ્રયત્ન કરીએ.

સમજુ માણસ જે કાંઇ કર્મ કરે છે તે કર્મ એક બાજુ જેમ બાહ્યચેષ્ટાત્મક હોય છે તેમ તેને બીજી ચેતસિક બાજુ પણ હોય છે. કોઇ માણસ બીજાને મારતો હોય તો તે કર્મની એક બાજુ લાકડી મારવાની બાહ્ય ક્રિયા છે અને બીજી બાજુ મારનારનો ગુસ્સો કે દ્વેષ છે. ગુસ્સો કે દ્વેષ એ એ કર્મનો ચેતસિક અંશ છે. શિક્ષક શિષ્યને સજા કરતો હોય તો તેમાં પણ બાહ્ય ક્રિયા એની એ જ છે પણ તેની ચેતસિક બાજુમાં શિક્ષકનો શિષ્ય પ્રત્યેનો પ્રેમ, ફરજ બજાવવાની વૃત્તિ, શિષ્ય તરફનો ક્ષણિક ગુસ્સો કે કંટાળો વગેરે છે. માણસના દરેક કર્મને આવી ચેતસિક બાજુ કે અંશ હોય છે. તેને આપણે ભાવ કે વૃત્તિ કહીશું.

આવા ભાવ કે વૃત્તિઓ દરેક વ્યક્તિને લગભગ અસંખ્ય હોય છે. એક વ્યક્તિની બધી વૃત્તિઓ બીજી વ્યક્તિની વૃત્તિઓ જેવી જ અવશ્ય હોતી નથી. છતાં કેટલીક વૃત્તિઓ લગભગ બધી વ્યક્તિને સમાન હોય છે. જેમ દરેક માણસનો આકાર જુદો જ હોય છે છતાં માણસપણું દરેક માણસમાં સમાન હોય છે તેમ એવી કેટલીક વૃત્તિઓ છે જે દરેક વ્યક્તિમાં વિશિષ્ટ હોવા છતાં આપણે વ્યવહારમાં એમ કહી શકીએ કે એ વૃત્તિઓ બધા માણસમાં સમાન છે.

માણસની બધી વૃત્તિઓ શુભ કે હિતકર હોતી નથી. કેટલીક હિતકર હોય છે કેટલીક અહિતકર હોય છે. વૃત્તિઓ હિતકર કે અહિતકર બે રીતે હોય છે. એક વ્યક્તિને હિત કે અહિત કરી એ રીતે પરોક્ષ રીતે સમાજનું પણ હિત કે અહિત કરે. અને બીજી સમાજનું હિત કે અહિત કરી પરોક્ષ રીતે વ્યક્તિનું હિત કે અહિત કરે. આ ભેદ એટલો બધો ચોક્કસ ન સમજવો જોઇએ. વ્યક્તિને હિત કે અહિત કરનાર ઘણી ખરી વૃત્તિઓ સમાજનું પ્રત્યક્ષ રીતે પણ હિત કે અહિત કરે છે. પોતે ગંદાં રહેવાની વૃત્તિ ગંદાં રહેનાર

વ્યક્તિને તેમજ સમાજને બન્નેને પ્રત્યક્ષ રીતે નુકસાન કરે છે. પણ અંધશ્રદ્ધાથી દાન કરવાની વૃત્તિ સમાજને પ્રત્યક્ષ હાનિ કરે છે અને વ્યક્તિઓને પરોક્ષ રીતે હાનિ કરે છે. બ્હીક કોઇવાર બ્હીનાર વ્યક્તિને પ્રત્યક્ષ હાનિ કરે છે અને ઘણીવાર તે વ્યક્તિને પ્રત્યક્ષ હાનિ ન કરતાં સમાજને નિર્બળ બનાવી પરોક્ષ રીતે તેની બધી વ્યક્તિઓને હાનિ કરે છે.

ટેવ પડવી એ માણસનો સ્વભાવ છે. બીજાં પ્રાણીઓને પણ ક્રિયાના અભ્યાસથી ટેવ પડે છે પણ માણસમાં આ શક્તિ વિશેષ છે. કોઇ પણ ક્રિયાના અમુક અભ્યાસથી, પછી તે તે ક્રિયા ખાસ પ્રયત્ન વિના એમ ને એમ કર્યે જાય છે. આ સ્વભાવનો, વ્યક્તિ ઘણીવાર બુદ્ધિપૂર્વક લાભ લે છે અને ઘણીવાર આ સ્વભાવની સંભાળ નહિ રાખવાથી માણસને ખરાબ ટેવો પડી હાનિ થાય છે. શાંતિથી વાંચવા માટે કે તંદુરસ્તી માટે કે એવા કોઇ પણ પ્રયોજન માટે માણસ વહેલાં ઊઠવાની ટેવ પાડી શકે છે, એ ટેવ પાડતાં પ્રયત્ન કરવો પડે છે ઘણીવાર ક્લેશ પણ થાય છે પણ ટેવ પડયા પછી એ ક્રિયાને માટે પ્રયત્ન કરવો પડતો નથી. જેમ સ્વાભાવિક ક્રિયાઓ એની મેળે થયે જાય છે તેમ જ આ ટેવથી પણ ક્રિયાઓ એની મેળે થયે જાય છે. તેથી ઉલટું આ સ્વભાવ ધ્યાનમાં ન રહે અને માણસ રાત્રે નાટક તમાશા જોવાનો કે દારૂ પીવાનો અભ્યાસ અમુક વખત કરે તો તે ક્રિયાઓ તે તે વખતે હમેશાં કરવાની તેને ટેવ પડે છે, અને પછી તેમાંથી મુક્ત થતાં ઘણી મુશ્કેલી પડે છે.

આજ સ્વભાવને લઇને જેમ વ્યક્તિ પોતાને માટે ટેવ પાડે છે તેમ સમાજ પોતાને માટે રૂઢિ ઘડે છે. વ્યક્તિની જે વૃત્તિ સમાજને હિતકર હોય અને તે સાથે સાથે તે વૃત્તિ, ઉપર બતાવ્યું તેમ, સમાજની વ્યક્તિઓને સમાન હોય તો તે વૃત્તિને કાર્યમાં મૂકવા માટે તે રૂઢિ ઘડે છે. આ રૂઢિ ઘડવાનું કામ કાંઇ દરેક વખત બુદ્ધિની સ્પષ્ટ પ્રતિજ્ઞાથી થતું નથી. જેમ આપણે ફરવા ગયા હોઇએ અને કોઇ જગાએ બેસવાનો વિચાર કરીએ ત્યારે, બધાએ એક બીજાનું મોઢું જોવાય તેમ, વાતચીત કરી શકાય તેમ, સગવડથી બેસાય તેમ બેસવું એવું કોઇ સ્પષ્ટ રીતે કહેતું નથી પણ સ્વાભાવિક રીતે જ સર્વ આટલી સગવડો સાચવીને બેસે છે તેમજ ઘણી રૂઢિઓ સમાજમાં એની મેળે ઘડાય છે. ચેતનનો એ સ્વભાવ છે કે પોતે પોતાની મેળે સ્થિતિને અનુકૂળ થાય અને આ રૂઢિ બાંધવામાં પણ ચેતન પોતાનો માર્ગ સ્વાભાવિક રીતે જ શોધી લે છે. ઘણીવાર આવી રૂઢિઓ કોઇ એક વિભાગમાં સ્વાભાવિક રીતે બંધાઇ ગઇ હોય તો પછી બુદ્ધિપૂર્વક તેનો પ્રચાર પણ થાય છે. ઘણીવાર અમુક રૂઢિ હિતાવહ લાગતાં તેવી રૂઢિ ઘડવા માટે કાયદાનું બંધન પણ કરવામાં આવે અને એ રીતે સમાજમાં એ રૂઢિ બંધાય. ચોખ્ખાં રહેવું એ સ્વાભાવિક વૃત્તિ છે, દાંત સાફ કરવા એ એનું એક સ્વાભાવિક પ્રકટીકરણ છે અને એ વૃત્તિ હિતકર હોવાથી આપણા સમાજે એની રૂઢિ કરી તેથી દરેક માણસ કોઇ પણ ખાસ માનસિક પ્રયત્ન વિના સવારે દાતણ કરે છે. આ રિવાજ આખા હિંદી સમાજમાં કદાચ એક સાથે અસ્તિત્વમાં નહિ આવ્યો હોય, કોઇ જગાએ તે સ્વાભાવિક રીતે અસ્તિત્વમાં આવ્યો હશે અને બાકીના સમાજે પછી બુદ્ધિપૂર્વક તેને ગ્રહણ કર્યો હશે, પછી સ્મૃતિઓએ એનો વિધિ કર્યો હશે અને અત્યારે આપણે આપણાં બાળકોને તે નાનપણથી જ ગ્રહણ કરાવીએ છીએ. પોતાના શરીરનું રક્ષણ કરવું એ વ્યક્તિની સ્વાભાવિક વૃત્તિ છે, તે વૃત્તિથી, મોટાં વાહનો ચાલતાં

હોય તેવા રસ્તા પર કોઇ અગડાય નહિ એવી રીતે માણસોએ ચાલવું અને વાહનો ચલાવવાં જોઇએ અને એમ થવા આવશ્યક, અમુક બાજુ ચાલવું અને અમુક બાજુ હાંકવું, એવી રૂઢિ કાયદાથી આપણે લાવીએ છીએ. પણ કાયદો ઘણી ઓછી રૂઢિઓ દાખલ કરી શકે છે અને કેટલીક રૂઢિઓ જે સમાજે પોતે ઘડવી જોઇએ તેનો કાયદો ઘડાવાથી સમાજ ચેતનરહિત અને જડ બને છે.

રૂઢિ ઘડાવાનું એક બીજું પણ મહત્ત્વનું કારણ છે. માણસના ઘણા ભાવો માત્ર પ્રકટ થવાથી કૃતાર્થ નથી થતા પણ તે ભાવો બીજી કોઇ વ્યક્તિને પ્રકાશિત કરવાના પણ હોય છે. હવે આ ભાવોના પ્રકટીકરણનું જો કોઇ પણ સર્વજ્ઞાત રૂઢ સ્વરૂપ ન હોય તો એક વ્યક્તિ બીજાને દર્શાવવાના ભાવો દર્શાવી ન શકે. આવી રીતે જેમ ભાવ દર્શાવવાને ભાષા એક વાહન છે તેમ જ રૂઢિએ નિર્માણ કરેલું સ્વરૂપ પણ એક વાહન છે. એક માણસ બીજાને મળે અને 'જય જય' શબ્દો ઉચ્ચારે તેથી તે બીજાનો ઉત્કર્ષ ચાહે છે એ ભાવ પ્રગટ થાય છે અને રૂઢિ વિના એ ભાવ વ્યવહાર્ય થઇ પણ ન શકત. એ જ ભાવ જેમ શબ્દથી વ્યક્ત થાય છે તેમ એ હાથની અંજલિ કરવાથી કે એવી નિશાનીથી પણ વ્યક્ત થઇ શકે છે અને ત્યાં પણ રૂઢિ જ, ભાવ પ્રદર્શિત કરવાનું સાધન બને છે. કોઇ આપણને કંઇક પણ સગવડ આપે ત્યારે તેનો ઉપકાર માનવાને આપણા વ્યવહારમાં કોઇ રૂઢિ નહોતી, ત્યારે માણસો અનેક પ્રકારે ઉપકાર માનતા હશે પણ આ ઉપકારપ્રદર્શનની વૃત્તિ એટલી સામાન્ય છે કે તેને માટે એક જ રૂઢ સ્વરૂપની જરૂર હતી અને તેવું સ્વરૂપ અંગ્રેજી ભાષામાં Thank you શબ્દોમાં મળી જતાં વ્યવહારમાં તે એકદમ સ્વીકારાયું અને તેનાં સમાનાર્થ વાક્યો ગૂજરાતીમાં પણ વપરાવા લાગ્યાં.

એક પ્રશ્ન કદાચ અહીં ઊઠશે. જે રૂઢિથી વ્યક્તિને પોતાને પ્રત્યક્ષ ફાયદો ન હોય એવી રૂઢિ વ્યક્તિ શા માટે સ્વીકારતી હશે? આનું કારણ એ છે કે વ્યક્તિને લાંબા અભ્યાસથી સમજાઇ ગયું હોય છે, કે સમાજનું હિત એ પણ પોતાનું જ હિત છે, એટલું જ નહિ પણ પોતાનું હિત એક બાજુ રાખી સમાજનું હિત સાધવાની પણ વ્યક્તિમાં વૃત્તિ હોય છે, સમાજની દરેક વ્યક્તિ જે કરે તે પ્રમાણે કરવાની પણ એક વૃત્તિ હોય છે અને રૂઢિઓ વંશપરંપરા વારસામાં ઉતરતી જાય છે; આવાં કારણોથી સમાજમાં રૂઢિઓ સહેલાઇથી બંધાય છે.

રૂઢિની સામે સૌથી મોટો આક્ષેપ એ છે કે રૂઢિથી વ્યક્તિનું સ્વાતન્ત્ર્ય કચરાઇ જાય છે. ઘણી વ્યક્તિઓની વૃત્તિ એવી વિશેષ પ્રકારની હોય છે કે ચાલતી રૂઢિમાં પ્રગટ થવું તેને અશક્ય બને છે અને પછી પ્રગટ નહિ થવાથી એ વૃત્તિ રૂંધાઇ જાય વ્યક્તિનો વિકાસ અટકે છે. આ દલીલમાં ગર્ભિત રીતે એમ પણ માની લીધેલું હોય છે કે આવી વિશેષ પ્રકારની વૃત્તિવાળી વ્યક્તિ સમાજની સામાન્ય વ્યક્તિઓથી ઉત્કૃષ્ટ અને વધારે પ્રગતિશાળી હોય છે. આ દલીલનું એક પરિણામ એ આવે છે કે દરેક માણસ પોતે વધારે પ્રગતિશાળી છે એમ માનવા અને મનાવવા પોતાને રૂઢિ ફાવતી નથી એમ પણ માનવા લાગે છે અને રૂઢિનિંદા અને રૂઢિભંગ એ એક પ્રકારની ફૅશન બને છે. માટે આ દલીલની પરીક્ષા કરવાની જરૂર છે.

પ્રથમ તો એ કે રૂઢિથી વ્યક્તિની સ્વતન્ત્રતા ઓછી થાય છે એ ખરૂં નથી. ઉલટું રૂઢિથી વૃત્તિને રક્ષણ મળે છે. માણસમાં અનેક વૃત્તિઓનું યુદ્ધ ચાલે છે. તેમાં ઘણી વૃત્તિઓ હિતકારક વૃત્તિઓને આડી આવી પ્રવૃત્ત થવા દેતી નથી. સવારમાં ઊઠી દાતણ કરવાની ટેવ ન હોય તો ઘણીવાર માત્ર પ્રમાદ આડો આવી એ સારૂં કાર્ય પણ ન કરવા દે. નાનાં છોકરાંમાં ખાવાની વૃત્તિ એટલી પ્રબળ હોય છે કે તેને લીધે દાતણ કરવા જેટલી પણ ધીરજ તેઓ રાખી શકતાં નથી. પણ રૂઢિ આ વખતે આવી એ વૃત્તિનું રક્ષણ કરે છે. તળાવના પાણીનું જેમ તેની પાળથી રક્ષણ થાય છે તેમ રૂઢિથી જીવનની વૃત્તિનું રક્ષણ થાય છે. તળાવનું પાણી જેમ કિનારા સામે અથડાતું દેખાય છે તેમ જીવન ઘણીવાર રૂઢિ સાથે અથડાતું દેખાય છતાં એકંદર એ રૂઢિ એ જીવનની વૃત્તિનું રક્ષણ કરતી હોય છે. લગ્નસંસ્થા અર્થાત્ એક પુરુષે એકજ સ્ત્રી સાથે જન્મભરના સંબંધથી જોડાવું એ બધા સુધરેલા દેશોની રૂઢિ મનાય છે. તેનાથી દાંપત્યપ્રેમ, પુત્રવાત્સલ્ય અને કુટુંબપ્રેમના ભાવો પ્રગટ થાય છે. હવે આ ભાવોને પાશવ કામવૃત્તિનો સખ્ત ભય છે. કામવૃત્તિનો આવેશ એવો જબરો છે કે આ બધા ભાવોને તે ઘડીમાં બુઝાવી નાંખે અને એકલો નિરંકુશ થઇ પ્રવર્તે પણ લગ્નરૂઢિ આ સમયે એ ભાવોનું કામવૃત્તિથી રક્ષણ કરે છે. કામવૃત્તિથી રક્ષણ કરે છે એટલું જ નહિ પણ લગ્નરૂઢિ સાથે સાથે કામવૃત્તિને પણ નિયમિત રીતે અવકાશ આપે છે. કામવૃત્તિથી એ રક્ષણ ન મળે તો દાંપત્યપ્રેમ વગેરે ઉન્નત ભાવોને અવકાશ જ ન મળે કારણ કે કામવૃત્તિ ઉચ્છૃંખલ થઇ વ્યક્તિવિવેક વિના ફેલાય છે અને એક વ્યક્તિના અનન્ય સંબંધ વિના દંપત્ય પ્રેમ અસ્તિત્વમાં આવી શકતો નથી. આ રીતે એક જ રૂઢિ વિરોધી ભાવ કે વૃત્તિઓને અવકાશ આપે છે અને તે સાથે એક ભાવનું બીજાથી રક્ષણ કરે છે. કવિએ બરાબર કહ્યું છે કે—

ઓ ! રસતરસ્યાં બાલ ! રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.

દાંપત્ય પ્રેમમાં આ પાળ તે લગ્નરૂઢિની છે. એ પાળની અંદર જ 'રસસાગર' રહી શકે. એ પાળ તૂટે તો એ રસ જ ન રહે !

એક વિશેષ રૂપક કે દૃષ્ટાંતથી મારૂં વક્તવ્ય સ્ફુટ કરૂં. આપણે જાણીએ છીએ કે કાવ્યમાં શબ્દ અર્થને વ્યક્ત કરે છે. વળી શબ્દ જ અર્થનું રક્ષણ કરે છે કારણ કે વાણી વિના વિચારો થઇ શકતા નથી અને યાદ રાખી શકાતા નથી. તેમ જ વળી અર્થનું વ્યવહાર્ય સ્વરૂપ તે શબ્દ જ છે. આજ રીતે રૂઢિ અને ભાવોનો સંબંધ છે. રૂઢિ ભાવને વ્યક્ત કરે છે–કાર્યમાં પ્રગટ કરે છે, રૂઢિ એ ભાવનું રક્ષણ કરે છે અને રૂઢિ એ ભાવનું વ્યવહાર્ય સ્વરૂપ છે. જેમ શબ્દ રૂઢ હોવા છતાં વ્યક્તિને પોતાના વિવિધ ભાવો દર્શાવવાની છૂટ અને સગવડ શબ્દોમાં રહેલી છે તેમ રૂઢિ ચોક્કસ હોવા છતાં વ્યક્તિને તેમાં રહીને પોતાના ભાવો બતાવવાની છૂટ રહેલી હોય છે.

અને છતાં રૂઢિઓને બદલવી ન પડે એમ મારૂં કહેવું નથી. જેમ શબ્દ અર્થનો વ્યંજક હોવા છતાં અમુક શૈલી પ્રબળ થઇ જતાં શબ્દ અર્થ ઉપર અત્યાચાર કરે છે અને અર્થને પ્રસન્ન રીતે વ્યક્ત થવા દેતો નથી તેમ રૂઢિ પણ કોઇવાર ભાવને પ્રસન્ન રીતે વ્યક્ત થવા દેતી નથી. આવે પ્રસંગે શૈલી અને રૂઢિ બન્ને બદલાય છે–બદલાવી જોઇએ.

આનું કારણ સ્પષ્ટ છે. ભાવ કાવ્યમાં પ્રગટ થવા બહારની વસ્તુસ્થિતિનો આધાર લે છે. વીરરસ વ્યક્ત કરવા મધ્યકાલીન કવિતા પોતાના સમયની વસ્તુસ્થિતિનું આલંબન કરી બે રજપુત રાજાના કે એક હિંદુ અને એક મ્લેચ્છ રાજાના યુદ્ધનું વર્ણન વગેરે કરે. આવાં વર્ણનોથી ધીમે ધીમે એક વીરરસની શૈલી બંધાય. પણ એ જમાનો ચાલ્યો જાય વસ્તુસ્થિતિ બદલાઈ જતાં એ શૈલી કેવળ અર્થહીન નીવડે. એજ રીતે પ્રજા કે સમાજ પોતાનો ભાવ વ્યક્ત કરવાને બાહ્ય વસ્તુસ્થિતિનું આલંબન કરે છે અને તે વસ્તુસ્થિતિમાંથી નીપજાવેલા અમુક સ્વરૂપથી પોતાનો ભાવ વ્યક્ત કરે છે અને જ્યાં સુધી વસ્તુસ્થિતિ એજ રહે છે ત્યાં સુધી એ રૂઢિ એ ભાવને વ્યક્ત કરે છે અને તેનું રક્ષણ પણ કરે છે. પણ વસ્તુસ્થિતિ બદલાતાં એ રૂઢિ એ ભાવને પ્રતિકૂળ થાય છે અને જો નવી રૂઢિ ન ઘડાય તો વારંવાર થતા પ્રતિબંધથી એ ભાવનું બળ ઘટતું જાય છે અને એટલે અંશે જીવન ઓસરતું જાય છે. આ રીતે જ્યારે વિવિધ સંસ્કૃતિઓવાળી અને સંસ્કૃતિની અનેક પ્રકારની કોટિઓવાળી જુદી જુદી જાતો હિંદમાં હશે ત્યારે સંસ્કૃતિના રક્ષણ માટે અને કદાચ દાંપત્યપ્રેમના પણ રક્ષણ માટે અમુક એકજ સરખી કોટિના માણસોમાં લગ્ન કરવાનો પ્રચાર થઇ નાતો બંધાઇ હશે પણ અત્યારે એજ નાતના બધાં માણસો સંસ્કૃતિની એક જ કોટિનાં નથી અને જુદી જુદી નાતની અનેક વ્યક્તિઓ એકજ કોટિએ છે તેમા લગ્ન થઇ શકતાં નથી તેથી એ રૂઢિ અત્યારે લગ્નભાવને પ્રતિબંધક થઇ છે અને જૂની લગ્નરૂઢિમાં ખરો દાંપત્યપ્રેમ પ્રગટ થઇ શકતો નથી.

આ સ્થિતિનો અર્થ એવો નથી કે હવે લગ્નની રૂઢિજ નહિ જોઇએ. રૂઢિ તો જોઇશે જ પણ નવી રૂઢિ કરવી પડશે. અને તે પ્રજાએ પોતે ઘડવી પડશે. રૂઢિ પ્રજામાંથી ઊગે છે બહારથી લવાતી નથી અને જેમ નવું પાદડું ઊગી જૂનું ખરી પડે છે તેમ નવી રૂઢિ આવતા જૂની ખરી પડે છે; જૂની રૂઢિની સામે કાંઇ કટક લઈ ચડવું પડતું નથી પણ નવી રૂઢિની શરૂઆત કરવાની હોય છે.

અને આ બે રૂઢિઓનો સંધિકાળ બહુ સાચવવા જેવો હોય છે. આપણે જોઇ ગયા કે રૂઢિ એ હલકી વૃત્તિઓથી ઉચ્ચ અને હિતકર વૃત્તિઓનુ રક્ષણ કરે છે. આ સંધિકાળમાં રૂઢિનું અસ્તિત્વ જ હોતું નથી અને તેથી એ કાળમા હલકી વૃત્તિઓ વધારે વ્યાપારમાં આવવાનો સંભવ વિશેષ છે.

જૂની લગ્નરૂઢિથી માબાપો પોતાની પ્રજાને પરણાવી દેતાં હતાં ત્યારે કામવૃત્તિનું નિયમન એક રીતે થઇ રહેતું હતું, પણ હવે સંવનનપૂર્વક લગ્ન કરવા તરફ પ્રજાની વૃત્તિ વળે તો પ્રથમ અનવસ્થા થવાનો સંભવ છે. સંવનન કેમ કરવું, સંવનનમા પણ પશ્ચિમના દેશો જે વિવેક અને મર્યાદા રાખે છે તેને માટે આપણા પાસે પરપરા નથી, આપણામાં એવી જૂની પરંપરા હશે તે તૂટી ગઇ છે અને ભૂલાઇ ગઇ છે તેથી અત્યારે સંવનન સમયે જીવનને નિયામત કરવાને કશું સાધન નથી. તેથી આ પરિસ્થિતિમાં અમુક વૃત્તિઓ ઉચ્છૃંખલ થવા ઘણો સંભવ છે. માટે જ આવા સંધિકાલમાં ઘણા જ સંયમની અને સહનશીલતાની જરૂર છે. અને નવા પગલાની પહેલ સંયમીએ જ કરવી જોઈએ. એમ ન થાય અને પ્રજામાં ઉચ્છૃંખલતા આવે તો તેથી માબાપો ભડકીને બેવડા આગ્રહથી જૂની રૂઢિનો આશ્રય લેતાં

થઇ જાય, અને ઘણાં સુધરેલાં મંડળોમાં એમ બનવા પામ્યું છે. જેમ કાવ્યમાં જૂની શૈલીમાંથી નવી શૈલીની પહેલ કરનાર વાઙ્મય ઉપર અદ્ભુત પ્રભુત્વ ધરાવનાર કોઇ સમર્થ મહાકવિ હોય છે તેમ નવી પ્રથા પાડનારને પણ આત્મા ઉપર ઘણું પ્રભુત્વ હોવું જોઇએ. નહિ તો બન્નેમાં અનવસ્થા થાય અને હીન રસવૃત્તિનું સામ્રાજ્ય ચાલે.

માનવ જાતમાં જ્યાં સુધી ઉચ્ચ અને નીચ વૃત્તિઓ છે અને જ્યાં સુધી નીચવૃત્તિઓથી ઉચ્ચનું રક્ષણ કરવાની જરૂર છે ત્યાં સુધી રૂઢિ રહેશે. રૂઢિ એ કોઇ પ્રજાજીવનમાં બહારથી આણેલી ચીજ નથી. રૂઢિ એ જીવનથી ભિન્ન કોઇ વસ્તુ નથી. રૂઢિ ખરાબ હોય તો તેનો એટલોજ અર્થ છે કે એ સમાજ ખરાબ છે. સમાજ એ વસ્તુ છે રૂઢિ એ વિચારની સગવડ માટે કરેલ 'વસ્તુશૂન્ય વિકલ્પ' abstract notion છે. અને રૂઢિ ખરાબ હોય તો સમાજ સુધારવાથી જ રૂઢિ સુધરે તે સિવાય કોઇ અન્ય ઉપાયથી રૂઢિનો વિરોધ થઇ શકતો નથી. જેમ અમુક ભાવ પ્રથમ અમુક શૈલીમાં વ્યક્ત થવા પ્રયત્ન કરે છે, તેમાં ઘણા પ્રયત્નો નિષ્ફળ જાય છે અને એકાદ પ્રયત્ન એવો થાય છે કે એ ભાવ બરાબર એ શૈલીમાં વ્યક્ત થઇ રહે છે, પછી વસ્તુસ્થિતિ બદલાતાં પણ જૂની શૈલીનાં રસહીન અનુકરણો એ ભાવને ક્લેશ આપે છે, છેવટે એ શૈલી તૂટી બદલાયેલી વસ્તુસ્થિતિને અનુકૂળ બીજી શૈલી ઘડાય છે તેમ જ અમુક ભાવ અમુક વસ્તુસ્થિતિમાં વ્યક્ત થવા પ્રયત્ન કરે છે, તેમાં સંપૂર્ણ વ્યક્ત થઇ એ સિદ્ધ થાય છે અને પછી વસ્તુસ્થિતિ બદલાતાં પણ તેનો મોહ ચાલુ રહે તો એ ભાવને હાનિ કરે છે, અને ત્યારે નવી રૂઢિ ધીમે ધીમે બંધાયે છે.

શૈલી અને રૂઢિ બન્નેમાં આ સામ્ય છે તે માત્ર દૃષ્ટાંતનું કે રૂપકનું નથી પણ એક જ જીવને બન્નેમાં પ્રગટ થતું હોવાથી થયેલું છે. જીવનના રહસ્યની દૃષ્ટિએ એ શૈલી અને આ રૂઢિમાં ઝાઝો ભેદ નથી પણ આ નિબંધમાં એ વસ્તુ પ્રસ્તુત નથી.

રામનારાયણ વિ. પાઠક

# વેપાર વધ્યો, પણ હિંદ તવંગર બન્યું ?

નીચે ૧૮૬૪થી ૧૯૦૬ સુધીના હિંદના આયાત નિકાશના વેપારના આંકડા આપ્યા છે.×

| સાલ. | | ( લાખ રૂપિયામાં ) | | |
| --- | --- | --- | --- | --- |
| | | આયાત. | નિકાશ. | ચોકખી નિકાશ |
| ૧૮૬૪-૬૫ થી ૧૮૬૮-૬૯ | નો સરેરાશ. | ૩૧,૭૦ | ૫૫,૮૬ | ૨૪,૧૬ |
| ૧૮૬૯-૭૦ થી ૧૮૭૩-૭૪ | ,, | ૩૩,૦૪ | ૫૬,૨૫ | ૨૩,૨૧ |
| ૧૮૭૪-૭૫ થી ૧૮૭૮-૭૯ | ,, | ૩૮,૩૬ | ૬૦,૩૨ | ૨૧,૯૬ |
| ૧૮૭૯-૮૦ થી ૧૮૮૩-૮૪ | ,, | ૫૦,૧૬ | ૭૯,૦૮ | ૨૮,૯૨ |
| ૧૮૮૪-૮૫ થી ૧૮૮૮-૮૯ | ,, | ૬૧,૫૧ | ૮૮,૬૪ | ૨૭,૧૩ |
| ૧૮૮૯-૯૦ થી ૧૮૯૩-૯૪ | ,, | ૭૦,૭૮ | ૧,૦૪,૯૯ | ૩૪,૨૧ |
| ૧૮૯૪-૯૫ થી ૧૮૯૮-૯૯ | ,, | ૭૩,૬૭ | ૧,૦૭,૫૩ | ૩૩,૮૬ |
| ૧૮૯૯-૧૯૦૦થી ૧૯૦૩-૦૪ | ,, | ૮૬,૬૮ | ૧,૨૪,૯૨ | ૪૦,૨૪ |
| ૧૯૦૪-૦૫ | | ૧,૦૪,૪૧ | ૧,૫૭,૭૨ | ૫૩,૩૧ |
| ૧૯૦૫-૦૬ | | ૧,૧૨,૧૧ | ૧,૬૧,૮૪ | ૪૯,૭૩ |
| ૧૯૦૬-૦૭ | | ૧,૧૭,૨૯ | ૧,૭૭,૦૩ | ૫૯,૭૨ |
| ૧૯૦૭-૦૮ | | ૧,૩૬,૬૫ | ૧,૭૭,૪૮ | ૪૦,૮૩ |
| ૧૯૦૮-૦૯ | | ૧,૨૮,૭૯ | ૧,૫૩,૧૪ | ૨૪,૩૫ |
| ૧૯૦૯-૧૦ | | ૧,૨૨,૬૫ | ૧,૮૭,૯૮ | ૬૫,૩૩ |
| ૧૯૧૦-૧૧ | | ૧ ૩૩,૭૦ | ૨,૦૯,૯૬ | ૭૬,૨૬ |
| ૧૯૧૧-૧૨ | | ૧,૪૪,૦૫ | ૨,૨૭,૯૯ | ૮૩,૯૪ |
| ૧૯૧૨-૧૩ | | ૧,૬૬,૬૩ | ૨,૪૬,૨૨ | ૭૯,૬૯ |
| ૧૯૧૩-૧૪ | | ૧,૯૧,૩૧ | ૨,૪૯,૦૧ | ૫૭,૭૦ |
| ૧૯૧૪-૧૫ | | ૧,૪૪,૯૩ | ૧,૮૨,૧૭ | ૩૭,૨૪ |
| ૧૯૧૫-૧૬ | | ૧,૩૮,૧૭ | ૧,૯૯,૪૮ | ૬૧,૩૧ |
| ૧૯૧૬-૧૭ | | ૧ ૬૦,૨૫ | ૨,૪૭,૩૬ | ૮૭,૧૧ |
| ૧૯૧૭-૧૮ | | ૧,૬૪,૩૫ | ૨,૪૪,૯૦ | ૮૦,૫૫ |
| ૧૯૧૮-૧૯ | | ૧,૮૮,૫૬ | ૨,૫૫,૩૨ | ૬૬,૭૬ |
| ૧૯૧૯-૨૦ | | ૨,૨૧,૭૦ | ૩,૩૬,૦૨ | ૧,૧૪,૩૨ |
| ૧૯૨૦-૨૧ | | ૩,૪૭,૧૪ | ૨,૬૭,૭૭ | -૭૯,૩૭ |
| ૧૯૨૧-૨૨ | | ૨,૮૨,૬૦ | ૨,૪૮,૬૬ | -૩૩,૯૪ |
| ૧૯૨૨-૨૩ | | ૨,૪૬,૧૯ | ૩,૧૬,૦૭ | ૬૯,૮૮ |
| ૧૯૨૩-૨૪ | | ૨,૩૭,૧૮ | ૩,૬૩,૩૮ | ૧,૨૬,૨૦ |

× આમાં સરકાર હસ્તક અને વેપારી હસ્તક થયેલી વસ્તુઓની જ આયાત અને નિકાશની કિંમતોના આંકડા આપ્યા છે. નિકાશમાં આયાત-નિકાશ(re-exports)આવી જાય છે. ઘણાખરા આંકડા અંગ્રેજ ખુશાલ ત શાહના Trade Tariff and Transport માંથી લીધા છે.

લોકોમાં એવી માન્યતા સામાન્ય હોય છે કે વેપારીનો વેપાર જેમ મોટો તેમ તેની સ્થિતિ વધારે સમૃદ્ધ અને એ રીતે હિંદના આંકડાથી કોઇ માને કે હિંદની સ્થિતિ વેપારથી સુધરતી જાય છે. આ આંકડામાં કંપની સરકારના સમયના આંકડા તો નથી પણ આંકડા જે સાલથી આપ્યા છે ત્યારથી અત્યાર સુધીનાં આંકડા જોતાં વેપાર બમણોં ત્રણ ગણો તેથી પણ વધારે વધ્યો છે. સ્વાભાવિક સ્થિતિમાં આ વધારાથી સ્થિતિ સુધરે, પણ આપણો વેપાર અસ્વભાવિક રીતે વધે છે અને તેથી વેપારના વધવા સાથે આપણી સ્થિતિ ઉલટી બગડતી જાય છે.

આટલો બધો વેપાર આગળ કોઇ દિવસે ન હતો. કંપની સરકાર આવી તે પહેલાં વેપાર બહુ જ નિયમસર અને કુદરતી પાયા પર રચાયેલો હતો. આ દેશ, પોતાની જરૂરિયાત કરતાં જો વધુ માલ હોય તો જ અગર તો પોતાની ખાસ બનાવટ હોય તો જ તે વસ્તુની નિકાશ કરતો અને જે વસ્તુ પોતાને ત્યાં ન બની શકે તેમ હોય તેની જ આયાત કરતો. એટલે વેપાર મોટે ભાગે કિંમતી વસ્તુઓમાં થતો હતો. અને આ વેપાર બહુ મોટા પ્રમાણમાં હોઇ શકે નહિ.

આ પ્રકારનો આપણો વેપાર છેક જૂના જમાનાથી વાયવ્ય દિશા તરફના દેશો સાથે તેમ જ પૂર્વ દેશો સાથે જમીનમાર્ગે તેમ જ જળમાર્ગે હતો. અલબત જળમાર્ગ તે ભરદરિયાનો માર્ગ ન હતો, પરંતુ કિનારે કિનારે હોડકાંઓ માલ લાવતાં, અને લઇ જતાં. માટે જ યુરોપ સાથેનો વેપાર મોટે ભાગે પહેલાં તો જમીનમાર્ગે જ ચાલતો હતો. આમાં માલ લાવનાર અને લઇ જનાર તરીકે આરબ લોકો જ આગળ પડતો ભાગ લેતા. આપણો ઘણોખરો યુરોપ સાથેનો વેપાર જમીનમાર્ગે અને આ લોકોની મારફતે જ ચાલતો હતો. પણ પાછળથી યુરોપના ખ્રિસ્તી લોકો અને આ મુસલમાન લોકો વચ્ચે ધાર્મિક ઝઘડાઓ શરૂ થયા અને તેને પરિણામે યુરોપમાં હિન્દની વસ્તુઓ મેળવવાની મુશ્કેલી પડવા લાગી. જમીનમાર્ગ નવો ખોળવો અશક્ય અને ભય ભરેલો લાગ્યો. અને તેથી જળમાર્ગની શોધની યુરોપની ખ્રિસ્તી પ્રજા તરફથી શરૂઆત થઇ.

તેમાં પોર્ચુગીઝ લોકો સફળ નિવડ્યા. તેમનો રસ્તો કેઇપ ઑફ ગુડહોપ મારફતે હતો. ડચ, ફ્રેંચ અને ઇંગ્રેજ પાછળથી આવ્યા. તે સઘળાને હિન્દ સાથે વેપારી વહેવાર બાંધતા પહેલાં અરબી સમુદ્રમાં વહાણવટું કરનારા મુસલમાન લોકો સાથે લડવું પડ્યું અને તેમને હરાવી તેમનું વહાણવટું તેમણે છીનવી લીધું, ત્યાં સુધી આ બધા ભેગા રહ્યા હતા. પાછળથી તે અંદર અંદર પણ લડયા અને તે બધામાં છેવટે ઇંગ્લંડ સર્વોપરી નિવડયું. તેમની મુખ્ય વેપારી સંસ્થા ઇસ્ટ ઇંડિયા કંપની જ હતી. પણ તેણે ધીમે ધીમે વેપાર તરફ બેદરકારી બતાવી, હિન્દની તે વખતની રાજકીય પરિસ્થિતિ સમજી જઇ, દંડ ભેદની નીતિ આદરી ધીમે ધીમે રાજ્ય સ્થાપવા માંડયું. અને ઇ. સ. ૧૮૧૪ માં તો તેણે પોતાનામાંથી વેપારી તત્વ જ કાઢી નાખ્યું. તે એક વેપારી પેઢી નહિ પણ એક રાજકીય પેઢી બની ગઇ. ઇ. સ. ૧૮૫૭ પછી તેની બધી રાજકીય સત્તા ઇંગ્લંડના રાજાના હાથમાં આવી.

આમ આ વેપારી પેઢીનો અંત આવ્યો. પણ એનો અર્થ એ નથી કે હિન્દનો પરદેશો સાથેનો અને ખાસ કરીને યુરોપ સાથેનો વેપાર પણ તેની સાથે બંધ થઇ ગયો.

ઉલટો તે તો વધતો જ રહ્યો છે. પેઢીએ પોતે વેપાર કરવો બંધ કર્યો હતો પરંતુ તેના ગુમાસ્તાઓએ તે વેપાર ચાલુ રાખ્યો હતો અને તે ઉપરાંત બીજા ઘણા વેપારીઓ અહીં આવ્યા હતા જેમણે પોતાનો વેપાર બહુ સારા પાયા પર વધાર્યો હતો.

છતાં ત્યારે પણ હાલના જેટલા મોટા પ્રમાણમાં તો તે વેપાર ન જ હતો. આનાં ઘણાં કારણો હતાં. તેઓ આવીને કિનારે જ વસ્યા હતા. દેશની અંદરની સ્થિતિથી શરૂઆતમાં તેઓ વાકેફ ન હતા. માલ લાવવા લઇ જવાનાં સાધનો અને માર્ગો વિષે તેમને પૂરતી માહિતી ન હતી. અને તેથી જેટલી વસ્તુઓ કિનારા પર આવતી તેટલી જ તેઓને મળી શકતી. દેશની અંદરનાં રાજ્યો તે વખતે એટલાં સંગઠિત હતાં કે ઇંગ્રેજ અગર તો બીજા કોઇ પણ પરદેશીની આગળી સરખી પણ તેમાં ખુંચી શકતી નહિ. રાજાઓની દયા ઉપર વેપારી તરીકે જ રહેવા તેઓ બંધાયેલા હતા. અને તેથી શરૂઆતમાં તો તેઓને જે કાંઇ મળતું તેટલેથી જ સંતોષાવું પડતું.

પણ પાછળથી જ્યારે દેશી રાજ્યોમાં અંદર અંદર ખટપટ શરૂ થઇ ત્યારે તો જે વેપાર હતો તે પણ તૂટવા માંડયો. જે વસ્તુઓ આ ઇંગ્રેજ વેપારીઓને કિનારા પર રહ્યાં રહ્યાં મળતી તે મળતી બંધ થતી ગઈ. માલ ક્યાંથી મેળવવો તે સવાલ તેમને માટે ઊભો થયો. એટલે દેશીરાજ્યોને સહાય આપવાના બાના હેઠળ ઇંગ્રેજ વેપારીઓ કિનારાનો પ્રદેશ વટાવી અંદર ઘુસ્યા. તેમની સાથે ફ્રેંચ અને બીજી યુરોપની પ્રજાઓ પણ ઘુસવા ગઇ. પણ ઇંગ્રેજોની નીતિ આગળ તેઓ ન ફાવ્યા.

એક વખત ઘુસ્યા એટલે પછી તેમણે તેમનો વેપારી પ્રદેશ ખૂબ વધારવા માંડયો. અલબત શરૂઆતમાં તેમને મુશ્કેલીઓ તો નડી જ હતી. તેમનાં વહાણોને હિન્દ આવવા આખો આફ્રિકા ખંડ ફરવો પડતો. આ રસ્તો ઘણો જ લાંબો છે અને વળી તે આગળના દિવસોમાં તો ચાંચીયા તથા બીજા હરિફ વેપારીઓના પંજામાંથી છટકવું મુશ્કેલ હતું. પણ આ અંતર ઇ. સ. ૧૮૬૯ માં સુએઝની નહેર ખોદાવાથી એકદમ ઘટી ગયું છે. અને તેથી વખતનો પણ ઘણો જ બચાવ થયો છે. સાથે સાથે રેલ્વેના આગમનને લીધે પણ આપણા વેપારનું પ્રમાણ ખૂબ વધી ગયું છે. રેલ્વે જો કે આવી હતી તો લશ્કરી કારણોનર પણ શાંતિના સમયમા માલ લાવવા લઇ જવા માટે તેનો ઉપયોગ કરી શકાય છે. અને તેનો ઉપયોગ તેમ કરવામાં આવ્યો એટલે આપણા વેપારનું પ્રમાણ પુષ્કળ વધ્યું.

આમ વેપાર વધ્યો. પણ હિન્દ તવંગર બન્યું? તે બાબત હવે આપણે તપાસીએ. વેપાર વધ્યો છે–ને ઠીક છે. પણ તે કેવી રીતે વધ્યો છે અને કઇ દિશામાં વધ્યો છે તે જાણ્યા વિના આપણી સ્થિતિ સુધરી છે કે કેમ તે આપણે કહી શકીએ નહિ. અલબત વેપાર વધ્યો છે, પણ તે એવી રીતે વધ્યો છે અગર તો વધારવામાં આવ્યો છે કે જેથી છેવટે સરવાળે હિન્દને જ નુકસાન આવે અને ઇંગ્લંડ તથા બીજા પરદેશીઓને ફાયદો થાય. તેમની આખી નીતિ છેક, અત્યાર સુધી આ વેપાર વધારીને હિન્દને ચુસવાની જ છે. આગળનાં પાનાં પરથી આ બાબત વધુ ચોકખી થશે. અત્યારે તો આપણે તેનો એક જ દાખલો લઇએ.

"વેપાર વધે એ દરેક દેશ માટે બહુ સારી વાત છે. વેપાર વધવાથી દરેક દેશ બહુ સમૃદ્ધિવાન બને છે" વગેરે વગેરે બાને તેમણે હિન્દનો વેપાર અપ્રતિબદ્ધ બનાવી દીધો. "વેપાર તો વધારવો જ છે. અને જો વધારવો હોય તો તે તદ્દન અપ્રતિબદ્ધ હોવો જોઈએ." એ સત્તરમી સદીનો સડેલો સિદ્ધાન્ત ઓગણીસમી સદીમાં હિન્દમાં બહુ જ ગંભીરતાથી એમણે પોકાર્યો. એ સિદ્ધાન્તે યુરોપને પાયમાલ કર્યું હતું. તે જાણવા છતાં એ જ સિદ્ધાન્ત અનુસાર અહીં પણ કામ લેવામાં આવ્યું. વેપાર પર કશું જ નિયમન ન રાખ્યું. હિન્દમાં આવતી ચીજો પરની જકાત જે ઇ. સ. ૧૮૫૭ માં ૨૦ ટકા હતી, તે ત્યાર પછીથી તેમણે ઘટાડવા માંડી. ૨૦ ના ૧૦, ૧૦ ના ૭½, ૭½ ના ૫ ટકા રહ્યા, અને છેવટે આયાત જકાત ઇ. સ. ૧૮૮૨ માં સમૂળગી કાઢી નાખી, બાનું હિન્દનો વેપાર વધારવાનું હતું, પણ ખરો હેતુ તો ઇંગ્લંડના કારખાનાઓમાં બનેલો માલ ઘુસાડવાનો હતો:—

હવે થોડાંક છેલ્લાં વર્ષોના આંકડા આપણે જરા વધુ ઝીણવટથી તપાસીએ. નીચેના કોષ્ટકમાં આપણે ક્યાંથી માલ મંગાવીએ છીએ, અને ક્યાં મોકલીએ છીએ, તથા કેટલા પ્રમાણમાં તે બતાવેલું છે.

### આયાત ટકા.

| દેશ. | ૧૯૧૩–૧૪ | ૧૯૧૮–૧૯ | ૧૯૨૦–૨૧ | ૧૯૨૧–૨૨ | ૧૯૨૨–૨૩ | ૧૯૨૩–૨૪ |
|---|---|---|---|---|---|---|
| યુનાઇટેડ કિંગડમ. | ૬૪·૧ | ૪૫·૫ | ૬૬·૦ | ૫૬·૮ | ૬૦·૦ | ૫૭·૮ |
| જાવા. | ૫·૮ | ૬·૬ | ૪·૮ | ૯·૦ | ૫·૬ | ૬·૨ |
| જાપાન. | ૨·૬ | ૧૯·૮ | ૭·૯ | ૫·૩ | ૬·૦ | ૬·૧ |
| યુ. સ્ટે. અ. | ૨·૬ | ૯·૫ | ૧૦·૫ | ૮·૩ | ૫·૬ | ૫·૬ |
| જર્મની. | ૬·૯ | — | ૧·૫ | ૨·૬ | ૫·૨ | ૫·૨ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૭૦·૦ | — | ૬૬·૦ | ૬૬·૫ | ૬૬·૯ | — |

નિકાશના ટકા.

| દેશ. | ૧૯૧૩-૧૪ | ૧૯૧૮-૧૯ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૨-૨૩ | ૧૯૨૩-૨૪ |
|---|---|---|---|---|---|---|
| યુનાઇટેડ કિંગ્ડમ. | ૨૩.૪ | ૨૯.૨ | ૨૧.૯ | ૨૦.૦ | ૨૨.૧ | ૨૫.૦ |
| જાપાન. | ૯.૨ | ૧૨.૧ | ૯.૫ | ૧૪.૦ | ૧૩.૪ | ૧૪.૧ |
| યુ. સ્ટે. અ. | ૮.૯ | ૧૩.૮ | ૧૫.૦ | ૧૦.૯ | ૧૧.૪ | ૯.૪ |
| જર્મની. | ૧૦.૬ | — | ૩.૭ | ૬.૯ | ૭.૭ | ૬.૯ |
| મીસર. | .૯ | ૬.૧ | — | — | — | — |
| ઇટલી. | — | — | — | — | — | ૬.૦ |
| બ્રિટિશ સામ્રાજ્ય | ૩૮.૦ | — | ૪૨.૫ | ૩૯.૪ | ૩૫.૦ | — |

આ કોષ્ટકથી સમજાશે કે આપણે લગભગ દરેક દેશ સાથે વેપાર કરીએ છીએ. આફ્રિકાની મધ્યમાં કોઇ દેશ હોય, અગર દૂરના દક્ષિણ અમેરિકાનો કોઇ દેશ હોય—બધાની સાથે આપણો વ્યવહાર ચાલુ છે. છતાં એ તો છે જ કે ઑસ્ટ્રેલિયામાં સારા ઘોડા અને તાંબુ ન થતું હોત, અમેરિકામા આટલા મોટા પ્રમાણમાં ખનીજ તેલ ન નીકળતું હોત, અને આફ્રિકાના મોરિશિયસમાં આટલી બધી ખાંડ ન બનતી હોત તો આ ત્રણેની સાથે આપણો વ્યવહાર બહુ જ થોડા પ્રમાણમાં હોત. તેમનાથી કાંઇક વિશેષ પ્રમાણમાં એશિયા સાથે વેપાર છે. હિન્દ એશિયામાં આવેલું છે એટલે આપણા નજીકના અને દૂરના પાડોશિઓ સાથે વ્યવહાર હોય તેમાં કાંઇ નવાઇ જેવું નથી. પણ નવાઇ જેવું તો એ છે કે *એશિયા કરતાં પણ વધારે પ્રમાણમાં વ્યવહાર યુરોપ સાથે છે. જેટલા પ્રમાણમાં યુરોપ સાથે* આપણો વ્યવહાર છે તેટલા પ્રમાણમાં બીજા કોઇ સાથે નથી એકલા યુરોપમાંથી જ આપણે આપણી કુલ આયાતના ૮૦ ટકા જેટલી વસ્તુઓ મગાવીએ છીએ, અને આપણી કુલ નિકાશના ૫૦ ટકા જેટલી વસ્તુઓની આપણે ત્યાં જ નિકાશ કરીએ છીએ.

અને યુરોપમાં યે આપણો વ્યવહાર મોટામાં મોટા પ્રમાણમાં તો યુનાઇટેડ કિંગ્ડમ સાથે જ છે. બીજા દેશો તેની પછી આવે છે. આનું કારણ શું?

આનું કારણ એ નથી કે દુનિયામાં આના જેટલા ઔદ્યોગિક અને વેપારી બાબતમાં આગળ વધેલા દેશોનો અભાવ છે. તેના જેટલા જ બલ્કે તેનાથી પણ ચડીયાતા દેશો છે. ઇંગ્લંડ કરતાં પણ વધુ સસ્તા ભાવે આપણને માલ પૂરો પાડી શકે તેવા દેશો છે. તો પછી શા માટે આપણો વેપાર તે લોકોની સાથે મોટા પ્રમાણમાં નથી અને યુનાઇટેડ કિંગ્ડમની સાથે છે?

એનું કારણ એ છે કે હિન્દ, ઇંગ્લંડના કબજામાં છે. બહારથી તો એમ જ જણાવવામાં આવે છે કે હિન્દને ગમે તે દેશ સાથે વેપાર કરવાની છૂટ છે. પણ અંદરખાને એવી જાતની જાળ પાથરેલી છે કે જેથી હિન્દનો વેપાર ઘણે મોટે ભાગે યુનાઇટેડ કિંગડમ સાથે જ હોય. તેનો માલ બીજા દેશો કરતાં મોંઘો પડતો હોય તોપણ તે માલ અહીં ખપાવવા માટે આપણી સરકાર બહુ કાળજી લે છે. બીજા દેશોનાં એન્જીનો સસ્તાં પડતાં હોય તો પણ ઇંગ્લંડનાં મોંઘાં એન્જીનો ખરીદવાની આપણા હાઇ કમિશ્નરની ફરજ છે એમ ઇંગ્રેજો માને છે! અને જે હાઇ કમિશ્નર તેવું ન કરે તેને પોતાના હોદ્દાનું રાજીનામું આપવું પડે છે. આવી સ્થિતિ આપણી છે. અને તેથી જ મને કે કમને આપણો વેપાર એક જ દેશ સાથે આટલા મોટા પ્રમાણમાં સંધાયેલો છે.

મતલબ કે આપણી પરાધીન સ્થિતિને લીધે જ એક જ દેશ સાથે આપણો આટલો બધો વેપાર છે. બીજાં પણ બે કારણો છે. એક તો એ છે કે શરૂઆતમાં જ્યારે બીજા દેશો ઉદ્યોગમાં બહુ આગળ વધેલા ન હતા ત્યારે ઇંગ્લંડ બધાથી આગળ હતું અને તેથી તેમના કરતાં પૈસાદાર પણ ઇંગ્લંડ જ પહેલું બન્યું હતું. એટલે પાછળથી ઉદ્યોગો વગેરેની ખીલવણી માટે જ્યાં જ્યાં મુડી જોઇએ ત્યાં ત્યાં ઇંગ્લંડ તે ધીરી શકતું; અને ત્યાં ત્યાં પોતાના જ દેશમાં બનતો માલ ખપાવવાની તેઓ કાળજી રાખતા. આમ જ હિન્દમાં પણ જે ઇંગ્રેજોએ પોતાની મુડી રોકેલી તેમણે પોતાના દેશનો માલ હિન્દમાં ઘુસાડવા પુષ્કળ પ્રયત્નો કર્યા હતા. અને તેને પરિણામે જ અત્યારે આપણો વેપાર યુનાઇટેડ કિંગડમ સાથે આટલા મોટા પ્રમાણમાં છે.

બીજું કારણ એ છે કે લડાઇ પ્હેલાં દુનિયાનું વહાણવટું ઇંગ્લંડ જ મોટા પ્રમાણમાં કરતું. એટલે પોતાના દેશમાં માલ લાવવો હોય અગર ત્યાંથી લઇ જવો હોય તો તેનાં નૂર ઓછાં રાખી પોતાના દેશનો વેપાર તેઓ વધારી શકયા હતા. આમ પણ યુનાઇટેડ કિંગડમ સાથે મોટા પ્રમાણમાં આપણો વેપાર સ્થપાયો.

એક વખત એવો હતો કે જ્યારે દુનિયાનું બધું વહાણવટું યુનાઇટેડ કિંગડમ જ કરતું, અને યુરોપને જેટલો માલ જોઇએ તેટલો તે પોતાના વહાણો વડે જ પૂરો પાડતું. પૂર્વ એશિયા અને યુરોપ વચ્ચે પણ વંહેવારીયાનું તે કામ કરતું. પણ સુએઝની નંહેર ખોદાઇ ત્યાર પછી તેના આ વેપારને જબ્બર ફટકો પડયો છે. દુનિયાના બધા દેશોને અને ખાસ કરીને ફ્રાંસ, સ્પેન, જર્મની, ઇટલી, મીસર વગેરે દેશોને આ નહેરથી પુષ્કળ ફાયદો થયો. પણ ઇંગ્લંડને ઘણું જ નુકસાન થયું. અને બીજું આ જ નંહેર ખોદાવાને લીધે યુનાઇટેડ કિંગડમ સાથેનો આપણો વેપાર ધીમે ધીમે ઓછો થતો ગયો અને તેના ભોગે બીજા દેશો સાથે વધવા લાગ્યો.

યુનાઇટેડ કિંગડમ સાથેના વેપારના આંકડાઓ જોતાં જણાશે કે તે દેશમાં આપણે નિકાસ કરીએ છીએ તેના કરતાં ત્યાંથી આયાત વધુ પ્રમાણમાં કરીએ છીએ. એકલા તે જ દેશની બાબતમાં આવી સ્થિતિ છે. તેનું કારણ શું છે તે આપણે હમણાં જ જોઇ ગયા. બીજા દેશોમાં સસ્તો માલ બનતો હોય છતાં તે ખરીદવાની હિન્દને છૂટ નથી. છેક છેવટની જાતનું આ બન્ધન "સામ્રાજ્યે પક્ષપાત"ના સ્વરૂપે આવ્યું છે. જ્યારે ઇંગ્લંડને એમ લાગ્યું કે મારો વેપાર હવે ઘટતો જાય છે ત્યારે તેણે આ નવી તદબીર શોધી કાઢી.

ઇંગ્લંડમાંથી આપણી આયાત મુખ્યત્વે સુતરાઉ કાપડ, લોખંડી સામાન, સંચાકામ વગેરે છે. આમાં સુતરાઉ કાપડની બાબતમાં એટલું જ કહેવું પૂરતું છે કે જો હિન્દના આ ઉદ્યોગને પૂરતા પ્રમાણમાં ઉછરવા દેવામાં આવ્યો હોત તો ઇંગ્લંડનો આ ઉદ્યોગ ક્યારનોયે અર્ધો થઇ ગયો હોત. તેના આ ઉદ્યોગમાં અત્યારે પુષ્કળ હરિફાઇ છે અગર ભવિષ્યમાં થવાનો સંભવ છે. એક બાજુથી જાપાન આ ઉદ્યોગ ધમધોકાર વધારતું જાય છે. તે પોતે પગભર થઇ ગયું છે અને હિન્દમાં હિન્દના કાપડ સામે ટક્કર ઝીલી રહ્યું છે અને ટુંક સમયમાં ઇંગ્લંડના કાપડ સામે પણ ટક્કર ઝીલવા માંડશે. અને બીજી બાજુથી હિન્દ પોતે પણ આ બાબતમાં સ્વતંત્ર થવા અથાગ પ્રયત્નો કરી રહ્યું છે. આપણી રાષ્ટ્રીય મહાસભા પણ આ બાબતમાં લાખો રૂપિયાના ભોગ આપી રહી છે, અને કોઇ પણ રીતે કોઇ પણ જાતની વૈરવૃત્તિ જગાડયા વિના કાપડની બાબતમાં સ્વતંત્ર થવાના પ્રયત્નો કરી રહી છે. લોખંડી સામાન અને સંચાકામમાં જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા અને બેલ્જીયમ તેના સજ્જડ પ્રતિસ્પર્ધી છે.

યુનાઇટેડ કિંગ્ડમની ઔદ્યોગિક જુવાની જતી જાય છે અને તેની વૃદ્ધાવસ્થા ધીમે ધીમે આવતી જાય છે. તેની નિશાનીઓ ક્યારનીયે જણાય છે. તેના પડઘા હિન્દના વેપારમાં પણ પડયા છે. તેના ભોગે જાપાન અને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા એ બન્ને ફાવી ગયા છે. લડાઇ પહેલા તે બન્નેમાથી કોઇ આટલા મોટા પ્રમાણમાં આગળ વધેલું ન હતું. પણ લડાઇ દરમ્યાન ઇંગ્લંડ લડાઇમા ગુંથાયું એટલે આ બન્નેએ હિન્દમાં ઠીક પગપેસારો કર્યો. પણ આ બન્નેની સાથેના વેપારમા ફેર છે.

જાપાન સાથેનો વેપાર ઘણુંખરૂં આપણી રોજની ઉપયોગી વસ્તુઓમાં છે. અને તેથી ભવિષ્યમાં આપણી પોતાની અને જાપાનની વચ્ચે જબ્બર હરિફાઇ થવાનો સંભવ છે. આપણી રોજની જરૂરની વસ્તુઓ માટે કેટલો વખત પરદેશ પર આધાર રાખવાના? એટલે ટુંક સમયમાં આપોઆપ આ પ્રકારના ઉદ્યોગો તો અહીં જ ખીલવાના. ઉપરાંત બીજી કેટલીક જાતના માલમાં પણ જાપાનને બીજાની હરિફાઇ વેઠવી પડી છે. તે જેટલાં રમકડાં અને લોખંડી સામાન હિન્દમાં મોકલતું હતું તે બધી બાબતોમાં જર્મની આગળ આવ્યું છે અને જાપાનનો આ વેપાર તેણે હાથ કરી લીધો છે. બાકીનાનું શું થશે તે કાંઇ કહી શકાય નહિ. છતાં જાપાની પ્રજાનો આપણને અનુભવ છે કે બનતાં સુધી પોતાની સ્થિતિ તે તદ્દન ખરાબ નહિ થવા દે.

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા સાથેનો વેપાર જાપાન સાથેના વેપારથી તદ્દન જુદા પ્રકારનો છે. તેનો વેપાર તેની ખાસ બનાવટોમાં છે; અને તેથી તેમાં બહુ હરિફાઇ થવાનો સંભવ નથી. ઘણું ખરૂં, જ્યારે જ્યારે તે નિકાશ કરે છે ત્યારે તે નિકાશ તેની વધારાની વસ્તુઓની જ હોય છે.

જાવામાંથી ખાસ કરીને આપણે ખાંડની આયાત કરીએ છીએ. અને તે આયાત આપણે ક્યાં સુધી કર્યા કરીશું તેનો આધાર આપણા પોતાના પર રહેલો છે. જો આપણો ખાંડનો ઉદ્યોગ આપણે મોટા અને સબળ પાયાપર સ્થાપીએ તો આ આયાત ઘટી જાય. જર્મનીના વેપારનું ભવિષ્ય હજી પણ અચોક્કસ જ કહી શકાય. તોપણ એ તો દેખીતું જ છે કે તે પોતાનો વેપાર બહુ જ ઝડપે હાથ કરતું જાય છે. અને ભવિષ્યમાં કેટલા પ્રમાણમાં હાથ કરશે તે કાંઇ કહેવાય નહિ.

એટલે ભવિષ્યમાં યુનાઇટેડ કિંગ્ડમના આમાંથી ત્રણ જબરા હરિફો નિવડવાના—જાપાન, યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ્ અમેરિકા અને જર્મની, અને એ પણ ચોક્કસ છે કે હિન્દનો ઇંગ્લંડ સાથેનો વેપાર વર્ષપ્રતિવર્ષ ઘટતો જાય છે અને ઘટતો જશે. બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો પણ વેપાર ઘટતો જાય છે. આખા બ્રિટિશ સામ્રાજ્યમાંથી એક યુનાઇટેડ કિંગ્ડમ બાદ કરીએ તો આપણા વેપારની બાબતમાં બીજે નંબરે સિલોન અને સામુદ્રધુનીનાં સંસ્થાનો છે. પણ આ તો આપણા પાડોશીયો જ છે; એટલે તેમની સાથે તો બ્રિટિશ સામ્રાજ્ય હોય કે નહોય તો પણ વેપાર રહેવાનો. એટલે તેમના વેપાર પર કાંઇ ખાસ અસર નહિ થાય. પણ બાકી તો બ્રિટિશ સામ્રાજ્ય સાથેનો વેપાર ઘટતોજ જવાનો. જોવાનું એ છે કે આ વેપાર જેટલો ઘટશે—એટલે કે જેટલા પ્રમાણમાં યુનાઇટેડ કિંગ્ડમમાંથી આપણે ઓછો માલ આયાત કરીશું તેટલા પ્રમાણમાં હિન્દ પોતે પોતાના ઉદ્યોગો સ્થાપીને તે વસ્તુઓ બનાવશે? કે એકના પંજામાંથી છૂટીને બીજાના પંજામાં ફસાશે?

પણ એતો, ભવિષ્યમાં શું થશે તેની વાત થઇ. હાલની વાત પરથી તો એટલું જ સમજાય છે કે આપણો વેપાર મોટે ભાગે યુનાઇટેડ કિંગ્ડમ સાથે છે, ત્યાંથી આપણે ખૂબ આયાત કરીએ છીએ, અને પરીણામે આપણે ગરીબ બનતા જઇએ છીએ.

*અને વળી તે ઉપરાંત આપણી આયાત મુખ્યત્વે પાકા પદાર્થોની છે.* આ સ્થિતિ એકલા યુનાઇટેડ કિંગ્ડમ સાથેના જ વેપારની નથી પરંતુ આપણો આખો વેપાર તપાસીશું તોપણ તેજ સ્થિતિ માલુમ પડે છે.

તે સ્થિતિ સમજવા માટે અમુક વર્ગોનો વેપાર લઇ, તેમના આંકડા અને બધી વિગતો છૂટી પાડીને જોઇશું કે આ વેપાર કેટલા પ્રમાણમાં આપણા લાભમાં છે. નીચેના કોષ્ટકમાં હિન્દની આયાત તથા નિકાશ કયા પ્રકારની વસ્તુઓની કેટલા પ્રમાણમાં થઇ હતી તે બતાવેલી છે.x

| વસ્તુઓ. | આયાત. | | | | નિકાશ. | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૦૮–૦૯ થી૧૯૧૩·૧૪ નો સરેરાશ (કરોડ રૂ.) | કુલ આયાતના ટકા | ૧૯૨૨–૨૩ (કરોડ રૂ.) | કુલ આયાતના ટકા | ૧૯૦૮–૦૯ થી૧૯૧૩·૧૪ નો સરેરાશ (કરોડ રૂ.) | કુલ નિકાશના ટકા | ૧૯૨૨–૨૩ (કરોડ રૂ.) | કુલ નિકાશના ટકા |
| ખોરાક, પીણાં અને તમાકુ | ૨૨ | ૧૫·૦ | ૩૧ | ૧૩·૪ | ૬૩ | ૨૮·૭ | ૬૯ | ૨૩·૨ |
| કાચા પદાર્થો | ૧૦ | ૬·૯ | ૧૮ | ૭·૮ | ૧,૦૩ | ૪૬·૭ | ૧,૫૭ | ૫૨·૭ |
| પાકા પદાર્થો | ૧,૧૨ | ૭૬·૫ | ૧,૭૯ | ૭૭·૨ | ૫૨ | ૨૩·૬ | ૭૦ | ૨૩·૫ |
| પરચુરણ | ૨ | ૧·૬ | ૪ | ૧·૭ | ૨ | ૧·૦ | ૨ | ·૭ |
| કુલ. | ૧,૪૬ | ૧૦૦·૦ | ૨,૩૨ | ૧૦૦·૦ | ૨,૨૦ | ૧૦૦·૦ | ૨,૯૮ | ૧૦ ·૦ |

+ આ કોષ્ટકમાં ફક્ત વેપારીઓ હસ્તક થયેલી આયાત અને નિકાશના આંકડા આપ્યા છે. નિકાશમાં આયાતનિકાશ નથી આવી જતી.

આ ઉપરથી જણાશે કે આપણી આયાત મુખ્યત્વે પાકા પદાર્થોની અને નિકાશ મુખ્યત્વે કાચા પદાર્થોની તથા ખોરાક વગેરેની છે આ જ આપણી હાલની પછાત સ્થિતિ બતાવે છે. પાકા પદાર્થો, જે કાચા પદાર્થોમાથી બનાવવામા આવે છે તે જ કાચા પદાર્થો મોકલી પાકા પદાર્થોની આપણે આયાત કરીએ છીએ આગળના વખતની સ્થિતિ સાથે સરખાવતા હાલની સ્થિતિ તદ્દન ઉલટી છે આગળ આપણે પાકા પદાર્થોની નિકાશ કરતા દા. ત. રેશમ, મસાલા, ગળી, સુતરાઉ કાપડ, હાથીદાત વગેરે તેમની નિકાશ અત્યારે લગભગ બધ થયા જેવી છે ઉપરાત ખાડ, કેસુડા, લાખ વગેરે વસ્તુઓની, નિકાશની દૃષ્ટિએ ઉપયોગિતા ઘણી ઘટી ગઇ છે. અને તેને બદલે જે વસ્તુઓની નિકાશ વિષે આગળ કોઇને ખ્યાલ પણ ન આવી શકે તેવી વસ્તુઓની આપણે નિકાશ કરીએ છીએ દા. ત અનાજ, રૂ, સુતર, પાટ, તેલીબીયા, કાચા ચામડા અને ચામડીઓ, રબર, વગેરે વગેરે. આ બધી વસ્તુઓ અનાજ તથા કાચા પદાર્થો છે. અને તેમની આપણે નિકાશ કરીએ છીએ, નહિ કે આપણે ત્યા તે વધારે પ્રમાણમા થાય છે. ખરી વાત તો એ છે કે હિન્દનો વેપાર તદ્દન અપ્રતિબદ્ધ બનાવી દીધાથી, પરદેશમા આ વસ્તુઓના ઉચા ભાવ મળતા હોવાથી, તથા હિન્દીઓની ગરીબાઇને લીધે, આપણે તેમની નિકાશ કરીએ છીએ આપણા લોકો ઘઉ ને બદલે જુવાર બકાઇથી ચલાવે છે. એટલે છેવટે એનો એ જ અર્થ નીકળી શકે છે કે આપણે ઔદ્યોગિક દૃષ્ટિએ ઘણા જ પછાત છીએ અને તેથી કાચા પદાર્થોની નિકાશ કરીએ છીએ.

આ તો આપણે જુદા જુદા પ્રકારની વસ્તુઓ વિષે વાત કરી પણ બધા જ પ્રકારની વસ્તુઓના ભેગા આકડા લઇએ તો આપણને જણાશે કે લગભગ હમેશા આપણી આયાત કરતા નિકાશ વધુ હોય છે પણ આ બાબત વિષે આપણે વધુ ઉડાણમા ઉતરીએ તે પહેલા એ જણાવી દેવુ જોઇએ કે આયાત અગર નિકાશની કિમતના આકડાઓ પરથી કોઇપણ પ્રકારનો ખ્યાલ બાધીએ તે વખતે યાદ રાખવાની જરૂર છે કે હિન્દી સરકારની નાણા અને હુડીયામણની નીતિ કોઇ દિન સ્થિર ન હોવાને લીધે તથા હમેશા ઇગ્લડના જ લાભો જળવાય એ રીતે એ નીતિ ફેરવાતી હોવાને લીધે આ આકડાઓ આપણને પૂરો ખ્યાલ આપી શકતા નથી તોપણ આગળ આપેલા કોષ્ટક પરથી જણાશે કે દર વર્ષે આપણી આયાત કરતા નિકાશ વધુ હોય છે અને જે વર્ષે તેમ ન હતુ તે વર્ષે સ્થિતિ અપવાદરૂપે હતી

અલબત્ત બ્રિટિશ અમલ શરૂ થયો તે પહેલા પણ માલની આયાત અને નિકાશના આકડા આવા જ હતા. અર્થાત્ હિદ આયાત કરતા વધારે માલની નિકાશ કરતુ, પણ તે બે સ્થિતિ વચ્ચે આસમાન જમીનનું અતર છે પહેલા આપણે નિકાશ કરતા તે વધારાના માલની કરતા અને બીજાઓને ગરજ હતી માટે લઇ જતા, અને તેની કિંમત આપણે સોનામા લઇ શકતા, અને દેશ એ રીતે સમૃદ્ધ થતો અત્યારે માલની વધારે નિકાશ કરીએ છીએ એ માન આપણે વધારાનો નથી, આપણી કારીગરી કે હોશિયારીનો નથી પણ આપણી અનિવાર્ય જરૂરિયાતનો છે છતા આપણે તે નિકાશ કરીએ છીએ, આપણે જાર ખાઇને ઘઉ નિકાશ કરીએ છીએ, આપણે રૂનુ સુતર નથી બનાવી શક્તા, આપણું રૂ વગેરે દુનિયાના બજારના ભાવે આપણો દેશ ખરીદી નથી શકતો, એટલે તે માલ પરદેશ વેચવાની આપણને ગરજ પડે છે, એને એ જ કાચા માલની બનાવટ પાછી આયાત કરવાની પણ આપણને ગરજ પડે છે. એટલે નિકાશમા અને આયાતમા બન્નેમા આપણે ગરજાઉ

હોઇએ છીએ અને બન્ને વેપારમાં નુકશાન આપણને જાય છે. આપણી પરાધીન સ્થિતિને લીધે સામાવાળો આપણી પાસેથી વધારે છીનવી શકે છે. આપણે એક પ્રકારની પરદેશને ખંડણી ભરીએ છીએ.

આ ખંડણીમાં ઘણી બાબતોનો સમાવેશ થઇ જાય છે. તેમાં વિલાયતમાં આપણે માટે થતું ખર્ચ[1] અને આપણા માટેની તેમની મહેનતનો બદલો એ બે બાબતો મુખ્ય છે. નીચેના કોષ્ટકમાં આ જાતના તેમના લેણા પેટે ઇ. સ. ૧૯૨૧–૨૨માં આપણે કેટલું મોકલી આપ્યું તે બતાવ્યું છે.

| ખાતું | ૧૯૨૧–૨૨ (હજાર પાઉંડ) |
|---|---|
| રેલ્વે ખાતે | ૧,૦૧,૪૨ |
| પેન્શન વગેરે ખાતે. | ૨૧,૭૮ |
| આપણા દેવા ખાતે. | ૩૩,૨૬ |
| લશ્કર ખાતે. | ૭૩,૧૭ |
| ટપાલ, તાર ખાતે. | ૮૦,૧ |
| પગાર વગેરે ખાતે[2] | ૭,૭૦ |
| | ૨,૬૬,૩૪ |
| બાદ પરચુરણ આવક | ૧,૨૦ |
| આપણું ચોખ્ખું દેવું. | ૨,૬૫,૧૪ |

ઉપર બતાવ્યા પ્રમાણે જુદા જુદા ખાતાઓ હેઠળ ઇંગ્લંડને આપણે ઇ. સ. ૧૯૨૧–૨૨માં ૨,૬૫,૧૪,૦૦૦ પાઉંડ અગર તો લગભગ ૪૦ કરોડ રૂપિયા આપ્યા હતા, અને આવું તો દર વર્ષે બને છે. હિન્દના માણસ દીઠ લગભગ સવા રૂપિયો પરદેશ જાય છે.

આપણે આ ખાતાંઓ જરાક વધુ ઝીણવટથી તપાસીએ. પહેલું રેલ્વે ખાતું. આ ખાતા હેઠળ હિન્દી સરકાર ઇંગ્લંડમાં દેવું કરે છે; અને આ દેવું દરેક વર્ષે કરવામાં આવે છે. તેમજ આપણે જે આગળના વખતોમાં દેવું કરેલું છે તેનું વ્યાજ આપવાનું હોય છે. એટલે દરેક વર્ષે તેના બદલામાં તેટલા પ્રમાણમાં આપણે, વધુ નિકાશ કરવી પડે છે. પણ આ દેવાની વાત આગળ ઉપર.

પેન્શનો, હિન્દી સરકારના જેટલા જેટલા વિલાયતી અમલદારો અહીં આવી નોકરી કરી પાછા જાય છે તે બધાને આપવામાં આવે છે

લશ્કરી ખાતું પણ જાણવા જેવું છે. હિન્દના લાભાર્થે ઇંગ્લંડમાં લશ્કર અને નૌકાબળ રાખવામાં આવે છે ! તેનું ખર્ચ આપણે અહીંયાંથી આપવું પડે છે. તેમજ હિન્દી મહાસાગરમાં તથા અન્ય સ્થળોમાં સામ્રાજ્યના રક્ષણ માટે બ્રિટન જે નૌકાબળ રાખે છે તેના ખર્ચનો કેટલોક ભાગ આપણા માથે પડે છે. આને પેટે આપણે વધારાની નિકાશ કરવી પડે છે. ટપાલ અને તાર ખાતાં પણ આવાં જ છે.

---

1. Home Charges.
૨. Civil Administration.

છેલ્લા ખાતા હેઠળ ઈ. સ. ૧૯૧૯ સુધી હિન્દી વજીરના અને ત્યાર પછીથી હાઇ-કમિશ્નરના કાર્યાલયોના ખર્ચો હિન્દની તિજોરીમાથી અપાય છે ઇ. સ. ૧૯૧૯ પહેલા હિન્દી વજીરના કાર્યાલયને લગતુ બધુ ખર્ચ આપણે આપવું પડતુ, અને ત્યાર પછી હાઇ-કમિશ્નરનું આપવું પડે છે.

આમ, આ બધા હિન્દી સરકારને આપવામા આવતા પૈસાના આકડા છે. પણ તે ઉપરાત પ્રાન્તિક સરકારને પણ વિલાયતમા થતા આવા ખર્ચ પેટે કેટલાક પૈસા મોકલવા પડે છે.

ઉપર જણાવેલી બાબતો સિવાય બીજી કેટલીક બાબતો માટે પણ આપણે વધુ નિકાશ કરવી પડે છે. જે પરદેશી અહીંયા આવે છે અને ધધ રોજગારમા પડે છે અગર તો નોકરી કરે છે તે પોતાની બચત પોતાના દેશમા પોતાના કુટુબકબીલા માટે મોકલી આપે છે એટલે તેટલા પ્રમાણમા પણ હિન્દમાથી વધુ નિકાશ થાય છે.

વળી હિન્દી સરકાર આપણા માટે પૈસા ઇગ્લડમા ઉછીના લે છે અને હિન્દને માથે દેવુ વધાર્યા કરે છે તે ઉપરાત પરદેશીઓ પોતેજ પોતાની મુડી સહિત અહીં આવીને રહે છે, ને મુડી અહીંયા રોકે છે. અને તેમાથી જે નફો અગર તો વ્યાજ મળે છે તે બધુ અહીંયાથી પોતાને દેશ મોકલે છે. આ માટે પણ આપણે વધુ નિકાશ કરવાની હોય છે.

અને તે ઉપરાત જે પરદેશી વહાણો આપણું વહાણવટું કરે છે તેમને પણ નૂર પેટે આપણે કાઇક આપવુ પડે છે. પરદેશીઓ હિન્દની સફર અર્થે આવે ત્યારે તેટલા પ્રમાણમા આપણી આયાત વધે અને હિન્દીઓ પરદેશોની સફરે જાય તેટલા પ્રમાણમા આપણી નિકાશ વધે.

વળી આ બધા ઉપરાત આપણા દેવાના પેટે જે વ્યાજ આપવું પડે છે તે દર વર્ષે વધતુ જ જાય છે. હિન્દી સરકાર હિન્દના લાભના બાને દરેક વર્ષે ઇગ્લંડના બજારમા નાણા ઉછીના કર્યાજ કરે છે, તેમનુ વ્યાજ ભરવા માટે પણ આપણે વધુ નિકાશ કરવી પડે છે તે આપણે જોઇ ગયા છીએ સાધારણ સ્થિતિમા આની સામે કાઇ કહેવાનું ન હોઇ શકે. લડાઇ પહેલા તો યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ એમેરિકા આ જ સ્થિતિમા હતું. પરદેશોની ઘણી મુડી ત્યા રોકાયેલી હતી અને તેનું વ્યાજ અને તેનો નફો બધો પરદેશ ઘસડાઇ જતો. પણ હિન્દની સ્થિતિ તેનાથી જુદા પ્રકારની છે. આ મુડી માટે જે પૈસા પરદેશથી ઉછીના કરીને લાવવામા આવે છે, તે, હિન્દમાથી મુડી મળી શકશે કે કેમ તેની તપાસ કર્યા વિના લાવવામા આવે છે ધધમા છે કે નહિ તે જોયા વિના દેવું થયા કરે છે. પરિણામે જે નફો વગેરે રહે છે તે પરદેશીઓને મળે છે. અને વળી પરદેશીઓની જે મુડી હિન્દમા રોકાયેલી છે તે બધી કાઇ હિન્દના લાભ માટે નથી એટલે, આ પ્રકારની મુડીની આયાતથી આપણને નુકશાન જ છે.

આ બધા સ્પષ્ટીકરણ ઉપરથી સમજાશે કે ફક્ત વસ્તુઓની આયાત અને નિકાશ ઉપરથી જ આપણો દેશ સમૃદ્ધિવાન બનતો જાય છે એમ માનવુ એ ભૂલ છે. આગળ આપેલા કોષ્ટક અને તેની ટીકા ઉપરથી સમજાયું હશે કે આપણે ઘણી વસ્તુઓની અઢળક આયાત કરીએ છીએ. તેમાથી બહુ બહુ તો પહેલી અને બીજી બાબતના પૈસા હિન્દ પા-

મેથી લઇ શકાય-રેલ્વે ખાતાના અને પેન્શનના. બાકી તે સિવાય બીજા બાને જેટલા પૈસા ઇંગ્લંડ હિન્દમાંથી ખેંચી લઇ જાય છે તે, ઢાંક પીછોડો કરીને આપણી પાસેથી લેવાતી ખંડણી જ છે.

દુનિયાના કોઇ દેશની આ બાબતમાં હિન્દ સાથે સરખામણી થઇ શકશે નહિ. હિન્દ જેવી વિચિત્ર સ્થિતિ તો કોઇની નથી. દેખીતી રીતે વધુ નિકાશથી દેશ સમૃદ્ધિવાન બનતો હોવો જોઇએ અને છતાં તે જ વધારાની નિકાશ હિન્દમાંથી કેટલું અને શું ચૂસાય છે તે બતાવે છે.

. . આટલેથી જાણે હજી પત્યું ન હોય તેમ વચલા વહેવારીઆ તરીકેનું કામ પણ તેમના હાથમાં છે; અને તેને અંગે મળતો બધો નફો તેમના જ હાથમાં જાય છે. આનું કારણ એ છે કે આપણા ઘણા ઉદ્યોગો પરદેશીઓના હાથમાં છે-ગુણપાટનાં કારખાનાં; કોફી અને રબરનાં વાવેતરો; સિંધ અને પંજાબની કેટલાક પ્રમાણમાં ખેતી; ચામડાં કેળવવાનાં અને તેમની વસ્તુઓ બનાવવાનાં કારખાનાં; કેટલેક અંશે લોખંડ અને પોલાદનાં કારખાનાં; ખનીજ પદાર્થોની ખાણો વગેરે વગેરે પ્રકારના ઉદ્યોગો તેમના હાથમાં છે. એટલે આ કારખાનાં વગેરેના માલીકોને આ વસ્તુઓની નિકાશ કરવી હોય ત્યારે પરદેશી નિકાશ કરનારાઓને જ તે કામ સોંપે. આવું મોટે ભાગે બંગાળામાં બનેલું છે, અને તેથી ત્યાંના નિકાશ કરનારા, આયાત કરનારા, દલાલો, આડતીયા વગેરે સઘળા મોટે ભાગે પરદેશીઓ જ છે. મુંબઇ બાજુ પરદેશીઓ આ વેપારમાં બહુ મોટા પાયાપર ઘુસી શક્યા નથી, તોપણ ત્યાંયે થોડોક વેપાર તો તેમણે હાથ કર્યો જ છે.

ઉપરાંત આપણે જે માલ પરદેશ મોકલીએ તેનો વીમો ઉતારનાર, માલ લઇ જનાર, આપણી હુંડીયો વાટનાર એ સઘળા પણ મોટે ભાગે બધે પરદેશીઓ જ છે. પરદેશો સાથેનો હુંડિયામણનો ધંધો કરનાર દેશીઓ જવલ્લેજ મળી આવે છે.

આ ઉપરથી સમજાયું હશે કે વેપાર વધ્યો છે, પણ હિંદ તવંગર નથી બન્યું. ઉલટું તે તો ગરીબ બન્યું છે. સિક્કાની ગણતરીએ લોકોની આવક વધી હશે પણ તે સિક્કાને બદલે મળતી વસ્તુઓનાં પ્રમાણ ખૂબ ઘટયાં છે. એટલે, એમાંથી આપણને કાંઇ લાભ થયો નથી. ઉપરાંત હિંદના જૂના ઉદ્યોગો નાશ પામ્યા છે; તેની જગ્યા લેનાર નવા ઉદ્યોગો હજી થોડા પ્રમાણમાં જ ખીલ્યા છે. રાજ્ય ઉદ્યોગો ઉછેરવાની બાબતમાં બેદરકાર છે; અને દર વર્ષે તેને જોઇતા પૈસા તો કરવેરા નાખીને લીધાજ કરે છે. આખા દેશની દૃષ્ટિએ આ આપણો વેપાર આપણી ગારબાઇનું પ્રતિબિમ્બ છે. અને વેપાર વધે એટલે દેશ તવંગર બને એ સામાન્ય સિદ્ધાન્તનો હિન્દ, એ એક જ અપવાદ છે-તેની પરતંત્રતાને લીધે.

ચંદુલાલ દલાલ.

# હિંદુસ્તાનના બાંકા.

ગૂજરાતીમાં 'બાંકા' 'બંકા' શબ્દ વપરાય છે અને તેનો અર્થ આપણે મિજાજી, મિજાજથી વાંકો–વક્ર એવો કરીએ છીએ. આત્મવિકત્થનામા હલકા લોકો પોતાને બાંકા–બંકા કહેવરાવે છે. તે ઉપરાત જૂની ગૂજરાતીમાં 'રૂવાબી' 'શેખી' 'ફાંકડેરાવ' ના અર્થમા પણ તે વપરાય છે. 'રણબંકા રાઠોડ' અને 'બળાહક બંકા દેવડા' વગેરે રજપુતોનાં બીરુદોમાં પણ એ શબ્દ વપરાયેલો નજરે પડે છે. પણ મોગલ શહેનશાહની પડતી અને અયોધ્યાની ક્ષણિક જાહોજલાલીના ઇતિહાસના વિસારે પડેલા એક પાનામાં બાંકાની એક વિચિત્ર–સંસ્થા પણ માલુમ પડે છે. આ વર્ગ કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો અને કયારે આવ્યો તેની માહિતી મળતી નથી પણ જેટલી મળે છે તેટલી આશ્ચર્યજનક અને રમૂજી તો છેજ.

આ સંસ્થાને પ્રકાશમાં લાવવાનું માન ઉર્દૂ ભાષાના પ્રખ્યાત ઐતિહાસિક નવલકથાકાર લખનૌના મોલવી અબ્દુલ હલીમ શરરને ઘટે છે. તેઓ દિલગુદાઝ નામનું એક માસિક કાઢતા અને તેમા તેમણે ઇતિહાસની ઘણી હકીકતો પ્રકાશમાં આણેલી છે. આ લેખ તેમના એક લેખને + આધારે લખેલો છે.

આ વર્ગ પોતાનું આખું જીવન સીપાહીના ધોરણપર ઘડતો અને તેના નિયમો બહુ જ ઝીણવટથી અને આગ્રહથી પાળતો. હરતા ફરતાં ઊઠતાં બેસતાં ઊંઘતાં ગમે તે વખતે પણ તેઓ પોતાનાં હથિયારો સાથે રાખતા. કોઇ એકજ જાત કે રંગ કે ઢબ કે રિવાજને બાંકા પોતાને માટે પસંદ કરતા અને પછી તેને જીંદગીભર એક સિદ્ધાંત તરીકે વળગી રહેતા. તેઓ એકજ જાતનુ હથિયાર રાખતા પણ તે ઉપરાત દરેક વ્યક્તિ પોતાને માટે એક ચિહ્ન પસંદ કરતી અને પછી તેનો કદી ત્યાગ કરતી નહિ. એકનું ચિહ્ન બીજો રાખી શકતો નહિ અને કોઇએ રાખ્યું હોય તો સાંખી શકતો નહિ. એકજ ચિહ્નવાળા બે બાંકા ભેગા થાય તો બેઉ લડીને એક મરે ત્યારેજ એ પ્રશ્નનો નિવેડો આવે.

ઇતિહાસમા આ વર્ગનું પ્રથમ દર્શન મહમ્મુદશાહ રંગીલાના સમયમાં થાય છે. કેટલાક બાદશાહોને લશ્કરમા વિચિત્ર ટુકડીઓ રાખવાનો શોખ હોય છે. જર્મનીના ફ્રેડરિક ધ. ગ્રેટ પાસે ઊંચા કદાવર પુષ્ટ બળવાન પુરૂષોની એક ટુકડી હતી અને આ ટુકડીનો તેને એટલો શોખ હતો કે તેને તે લડાઇમાં પણ ધીરતો નહિ. રુશિયાના છેલ્લા ઝાર પાસે એક ચીબાં નાકવાળાઓનીજ આખી ટુકડી હતી. મહમ્મુદશાહ રંગીલા પાસે આવી રીતે એક હીજડાઓની ટુકડી હતી અને એક આ બાંકાઓની હતી. હીજડાઓ લડતી વખતે પણ સ્ત્રીઓની પેઠે "ઓ હે" કહીને ઘા કરતા. ઇતિહાસની વિચિત્ર ઘટના એવી છે કે નાદિર-

+ ૧૯૧૪ સપ્ટેંબર દિલગુદાઝ. "હિંદુસ્તાનકે બાંકે."

શાહ ચડી આવ્યો ત્યારે તેની સામે થનારી માત્ર બેજ ટુકડીઓ હતી—એક આ હીજડાઓની અને બીજી બાંકાઓની ! આ હકીકત ઉપર તે આપણે હસવું કે શરમાવું કે દિલગીર થવું તે કાંઇ સમજી શકાતું નથી.

દિલ્હીની શહેનશાહત છેક નબળી પડી અને કોઇની કદર કરી શકે એવી પણ ન રહી ત્યારે રાજ્યના આશ્રિત કલાકૌશલવાળા માણસો લખનૌની ઉગતી જાહોજલાલી તરફ વળ્યા. અને ત્યાં તેમનો સત્કાર થયો. આ સમય પછી બાંકાઓ આપણને ફૈઝાબાદ અને લખનૌની સડકો ઉપર ફરતાં નજરે પડે છે. અને ત્યાં તેમની સંખ્યામાં પણ દિવસે દિવસે વધારો થતો જણાય છે.

દરેક બાંકો પોતાના વ્યક્તિત્વને નવી રીત અને નવા રંગઢંગથી વ્યક્ત કરતો. બાંકાઓ શરૂઆતમાં તો માથાના વચલા ભાગ સુધી મુડાવતા અને બંને તરફ વાળના ગુચ્છા લટકતા રાખતા. એમાં એક તરફનો ગુચ્છો કાન સુધી આવતો અને બીજી તરફનો ખાંધ સુધી જતો. કોઇ કોઇ વખત આ ગુચ્છાઓને ગુંથી છાતી પર લટકતા રાખતા. વખત જતાં નવી નવી ફેશનો ઉત્પન્ન થવા લાગી. દરેક બાંકા પોતપોતાના માટે નવી નવી નિશાનીઓ શોધી કાઢવા લાગ્યા. કોઇ બાંકો પોતાની એક તરફની મુછ એટલી બધી વધારતો કે ગુચ્છાની ચોટલીને ચુંબન કરતી. કોઇ ફેંટાનો છેડો પીઠ ઉપર નાંખવાને બદલે ખભા પર નાંખતો. કોઇ બાંકો સુરવાળનો એક પાઇચો જમીન સાથે ઘસડાય તેટલો નીચો રાખતો, તો બીજી બાજુનો ઢીંચણ સુધી ઉંચો રાખતો, કોઇ બાંકો પગમાં, કોઇ બાંકો કમરમાં અવાજ કરતી લોઢાની સાંકળ બાંધી ફરતો, કોઇ એથી પણ આગળ જઇને રૂપીયાની સાંકળ બનાવી પહેરતો. એટલે કે જેટલા બાંકા હતા તેટલી ઢબો હતી. આજ પ્રમાણે તેમના હથીયારોમાં પણ નવી નવી ઢબો હતી કોઇ હંમેશાં બેધારી નાગી તલવાર પકડતો અને તેનાથી હંમેશાં હવા સાથે લડતો રહેતો. કોઇ બાંકો હનુમાનની ગદા જેવી ભારે ગદા રાખતો, તો કોઇ ખાંધા ઉપર તબર રાખતો.

આ લોકોમાં અભિમાન પણ અપાર હતું. દરેક બાંકા આખી આલમને પોતાની આગળ નજીવી સમજતા અને દરેક ઉપર કડવી નજર રાખતા હતા. તેમનાજ જેવું ચિહ્ન ધારણ કરેલું હોય તેવો કોઇ માણસ તેમને મળતો તો તરતજ તે તેને રોકતો અને કહેતો " આવો આપણે બંને હાથ મીલાવી લઇએ, કે જેથી આ ચિહ્ન કાંતો આપનું રહેશે કાંતો મારૂં રહેશે. " આથી પણ વધારે જુલ્મ એ હતો કે, આ બાંકાભાઇઓની ચાલવાની રીત, વિચિત્ર રંગઢંગ, અને એમની ખાસ નિશાનીઓ વગેરે વિચિત્રતાઓ જોતાંજ માણસને હસવું આવી જાય. તોપણ કોઇની એવી શક્તિ નહોતી કે તેમની સામે જોઇને હસી શકે, જો કોઇને હસતો જોયો તો તરતજ તલવાર પર હાથ નાંખ્યોજ છે. જો આવે વખતે કોઇ સહનશીલ બાંકો હોય તો માફી માગવાનો જાણે અવસર મળે, નહિ તો તે સામાના પેટમાં તલવાર મારી પોતાને રસ્તે ચાલ્યો જાય.

બાંકાઓની લોકો ઉપર એટલી બધી ધાક બેઠેલી હતી કે કોઇ બાંકા સાહેબ કોઇ મંડળમાં બેસી ગમે તે ગપ્પાં માર્યા કરે તો પણ કોઇની મગદુર નહિ કે તેને ટોકી શકે અથવા તેના પર આક્ષેપ મૂકી શકે. તેઓ ગમે ત્યાં ગમે તેવાં ગપ્પાં હાંકતા, અસત્ય બોલતા અને ખોટી બડાશના પુલ બાંધ્યા જ કરતા. તેમનાં ગપ્પાં સાંભળતાં કોઇનાથી હસાય નહિ કે કંઇ

બોલાય નહિ આ વાત પ્રખ્યાત છે કે, એક વખત એક બાકા સાહેબ કેટલાક સારા લોકોની મહેફીલમા કહેવા લાગ્યા કે,–જ્યારે ફલાણા રાજા ઉપર અમોએ સો માણસો સહિત હુમલો કર્યો ત્યારે અમારા દરેક સીપાઇના ગળામા પાચ પાચ તો ઢોલ હતા આ પ્રમાણે પાચસો ઢોલ વગાડતા વગાડતા અમે ચઢાઇ કરી હતી " કોઇએ આ વાતની ના પાડી નહિ, પણ આખર એક નવજુવાનથી બોલાઇ જવાયુ કે—આ વાત તો ઠીક છે કે દરેકના ગળામા પાચ પાચ ઢોલ લટકાવેલા હતા, પરતુ દરેક માણસ પાચ પાચ ઢોલ ક્યા હાથોથી વગાડતો હતો ? " આ સાભળતાજ બાકા સાહેબ લાલપીળા થઇ ગયા, તલવાર ખેચી ધમધમી ઉઠયા કે શુ અમારા ઉપર આક્ષેપ ! શુ અમે જુઠા છીએ ? " ત્યા બેઠેલા માણસો તેને શાત કરતા કહેવા લાગ્યા, સાહેબ આપને જુઠો કહેનાર પોતે જ જુઠો છે. આ તો નાનો અણસમજુ છોકરો છે, એ વડીલોની શુ કદર કરી શકે ? આપ અમારી જ સાથે વાત કરો આમ કહી તેને શાત પાડયો.

કેટલાક ઉચા દરજ્જાના બાકાઓ પોતાની ધૂન ઉપર એટલા મક્કમ રહેતા કે કોઇનાયે ફરમાણને ગણકારતા નહિ, તે એટલે સુધી કે ભલભલા બાદશાહ કે મોટા અમલદારનો હુકમ ભલે ને હોય નવાબ સઆદતઅલીના જમાનામા દિલ્હીથી આવનાર બાકાઓમા એક મીરજા જહાગીર બેગ નામનો પ્રખ્યાત બાકો હતો. આ વખતે મીરજાબેગ ભરજુવાનીમા હતો તેનો પિતા નવાબના દરબારમા નોકર હતો. નવાબ સઆદતઅલીખાન મીરજા જહાગીર બેગના તોફાનોની હકીકત ઘણીવાર સાભળતો, પણ તેને ગણકારતો નહિ આખરે તેના ભયકર તોફાનોએ નવાબની શાતિ તોડી છેવટે તેના પિતાને નવાબે ઘણા ગુસ્સાથી કહ્યુ "આપના સાહેબઝાદાના તોફાનોએ હવે તો હદ વટાવી દીધી છે એણે આખા શહેરમા કોળાહળ મચાવી મુકયો છે આપ એને કહેજો કે જો તુ તારૂ બાકપણ ( knight mood ) નહિ ભુલે તો તારે ભયકર શિક્ષા સહન કરવી પડશે, તે એટલે સુધી કે વખત આવે જો તારૂ નાક ન કપાવી દઉ તો મારૂ નામ સઆદતઅલીખાન નહિ ' બાપ પણ પોતાના દીકરાના કામોથી કટાળી ગયો હતો. તેણે કહ્યુ " એના તોફાનોથી ગુલામ પણ અકળાઇ ગયો છે. તેને હજારો વખત સમજાવ્યો છતા સમજતોજ નથી. કદાચ હજુરની આ ધમકી સાભળી સુધરી જાય ' આ પછી તે ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને કહ્યુ. "તમારા સાહેબઝાદાના કામોના લીધે મને ઉમરવામા પણ કટાળો આવે છે, શી ખબર તે નાલાયકના કુકર્મોથી આપણી શી વલે થશે ? ઇચ્છા તો એવી થાય છે કે નોકરી છોડીને કોઇ જગ્યાએ ચુપચુપ ચાલ્યો જાઉ " આ સાભળી એની સ્ત્રી બોલી ઉઠી કહો તો ખરા થયુ છે શુ ? એણે કહ્યુ કે આજ બાદશાહ સઆદતઅલીખાન ઘણા ગુસ્સામા બેઠા હતા, મને જોઇ બોલ્યા કે તમારા દીકરાને કહેજો કે વખત આવે જો નાક ન કપાવી દઉ તો મારૂ નામ સઆદતઅલીખાન નહિ એટલામા તો બહાર ગયેલ મીરજા જહાગીર બેગ આવી પહોચ્યો એની માતાએ તેને કહ્યુ કે, બેટા ખુદા માટે તું તારા તોફાનો છોડી દે, તારા પિતા તારા આવા કામોથી ઘણા પરેશાન છે. મીરજા જહાગીર બેગે જવાબ આપ્યો 'મારી ભૂલ દેખાડશો કે એમને એમ તહોમત મૂકયાજ કરશો." આ સાભળી તેની માતાએ કહ્યુ કોઇ એક ભુલ હોય તો હુ દેખાડુને, ત્હે તો આખા શહેરમા તોફાન મચાવી મૂક્યુ છે આજે તારા પિતાને નવાબ સાહેબે કહ્યુ કે, તમારા દીકરાને કહેજો કે તમારૂ

નાક કપાવી ન દઉં તો મારૂં નામ સઆદતઅલીખાન નહિ. આ સાંભળતાં જ મીરજાને ગુસ્સો ચઢ્યો. તરત જ પોતાનું નાક કાપી પોતાના બાપ તરફ ફેંકી દીધું અને કહ્યું આ જ નાક કપાવી લેવાની નવાબ સાહેબ ધમકી આપતા હતાને! લો આ નાક એમને આપી દેજો. આ બનાવ જોઇ માબાપ બંને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયાં. જ્યારે તેના પિતાએ નવાબ સાહેબ આગળ આ નાક ભેટ તરીકે મૂક્યું ત્યારે તે નવાબ પણ હેરત પામી ગયો અને માફી માગતો કહેવા લાગ્યો "ભાઇ આ મારી મરજી નહોતી. હું તો સમજતો હતો કે આ ધમકીથી તે સીધો થઇ જશે." બાપે જવાબ આપ્યો, હજુર. તે એવો નાલાયક અને ધૂતી છે કે એના ઉપર કોઇનું કાંઇ ચાલતું નથી. જેને જીંદગી અને આબરૂનો વિચાર જ હોતો નથી એવા માણસને કોણ કાંઇ કહી શકે? આ બનાવ પછી મીરજા જહાંગીર બેગ 'નકટા' તરીકે મશહુર થયો. આગળ જતાં તે એટલા ઉંચા દરજ્જાવાળો અને સનંદવાળો બાંકો થયો કે શહેરના બધા બાંકા તેનાથી દબાતા રહેતા. સેંકડો બાંકાઓ તેમના શાગરીદ, હુકુમના તાબેદાર અને તેના ટોળામાં સામેલ રહેતા. આ ટોળાથી આખું શહેર ધ્રુજતું હતું.

એક વખત એક પ્રખ્યાત ભાંડે નવાબ સાહેબની આગળ તેમની બેઅદબી ભરેલી મશ્કરી કરી. નવાબ સાહેબે કહ્યું, જો કે, મને તું જે ઇચ્છે છે તે કહી શકે છે. પણ જો તું મીરજા જહાંગીર બેગની મશ્કરી કરે તો હું તને ખરો જાણું. ભાંડે જવાબમાં કહ્યું, હજુર હું મશ્કરી કરૂં પણ મને બચાવી લેવાનું જો વચન આપો તો. નવાબ સાહેબે વચન આપ્યું. બે ચાર દિવસ પછી નદી કાંઠે મીર જહાંગીર બેગ બધાં હથીયારો સાથે બેઠો હતો. એટલામાં પેલો ભાંડ નદીમાંથી બહાર આવ્યો. તેને જોતાં જ મીરજાએ કહ્યું તમે કોણ છો? સારા તો છો ને? આ સાંભળી ભાંડ સલામ કરી તેની સામે જમીન પર બેઠો. ધીરે રહી મીરજાના મુખ તરફ હાથ ઉઠાવી કહેવા લાગ્યો "ખુદાવંદ, આટલું તો કપાઇ ગયું છે અને જે આ બાકી છે તે પણ કપાઇ જશે." આ સાંભળતાં જ મીરજાને એટલો ગુસ્સો ચઢી આવ્યો કે તે દિગ્મૂઢ બની ગયો, હાથમાંથી તલવાર સરી પડી. ભાંડ તો તેનું આવું સ્વરૂપ જોતાં જ પાણીમાં કુદી પડ્યો અને ડુબકીઓ મારતો મારતો અલોપ થઇ ગયો. પરંતુ મીરજાના માણસોએ તેનો કેડો લીધો અને જો જડી આવે તો તેને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. એક દિવસ નવાબ સઆદતઅલીખાને તે ભાંડને બોલાવી મીરજાના પગોમાં નમાવ્યો અને મીરજાને કહ્યું, "ભાઇ ભાંડની વાતમાં શું ખોટું લાગવું. આ તો મને પણ ન કહેવાનું કહી નાખે છે" એમ કહી તેને માફી અપાવી. આ પ્રમાણે શાહીના છેવટના જમાના સુધી આ લોકોનું ઘણું જોર હતું.

પરંતુ એ જમાનામાં બાંકપણુની આબરૂ પણ વિશેષ હતી. ઘણા ઉંચા કુટુંબોના નબીરાઓ કે જેમને સીપાહીગીરીનો શોખ હોય તેઓ બાંકા બની જતા હતા. રાજ્યવ્યવસ્થા અને રાજશક્તિ સાથે જો તેમનો મેળ થઇ શક્યો હોત તો આ લોકો રાજશક્તિને મજબુત કરત અને તેમનાથી કોમ અને દેશને ઘણો ફાયદો થાત. પરંતુ દુર્ભાગ્યની વાત છે કે જ્યારે બાંકાઓનો વર્ગ ખરેખરો અસ્તિત્વમાં આવ્યો ત્યારે દિલ્હી અને અયોધ્યાની સલ્તનતો ઘણી શક્તિહીન અને અવ્યવસ્થિત થઇ ગઇ હતી. અને જે બાંકાઓ ચઢતી અને

ઉન્નતિનું સાધન થઇ શકત તે હવે પડતીનું સાધન થતા ગયા. રાજ્ય તેમને દાબમાં રાખી શકતું નહોતું ને એમનાં તોફાનોથી શહેરના જાહેર રસ્તાઓ પર લડાઇ ટંટા થયા કરતા હતા. આ લોકોથી જે લોકોને નુકસાન થતું તેમને સલ્તનત પણ ઇન્સાફ આપી શકતી નહોતી. એમણે પોતાનાં ટોળાં એવા મોટાં મોટાં બનાવી દીધાં હતાં કે રીસાલદારોને પણ તેમનાથી ડરવું પડતું હતું. એમનામાં જો કે ગાંડું અભિમાન હતું, તો પણ તેઓ લગભગ કેવળ હિંદુસ્તાન માં જ નહિ પરંતુ આખી પ્રાચીન દુનિયાના સીપાહીઓ (Knights) માં વધારે સુધરેલા અને ખાનદાન સીપાહીઓ હતા. બે સાચા મિત્રો વચ્ચે જે ઉમદા નીતિની વર્તણુંક હોય છે, એવીજ વર્તણુંક આ લોકો પોતાના દુશ્મનો સાથે રાખતા હતા. કોઇ હલકા કે નિર્બળ માણસ સાથે લડવામા પોતાને હીણપત જેવું સમજતા. તેઓ શરીફ અને ઉંચ ખાનદાન દુશ્મનો સાથે જ પ્રસંગ આવે લડતા છતાં તેમની સાથે વર્તણુંક તો ખાનદાની ભરેલી રાખતા. ઘણીયે વાર બાંકાઓને પરસ્પર લડાઇ થતી, પરંતુ તે લડાઇ સમયે દરેકને આ વાતનો પૂર્ણ વિચાર રહેતો કે, કોઇ કાર્ય દુશ્મનની ઇજ્જત આબરૂને બટ્ટો લાગે તેવું થાય નહિ. લડાઇ કરતા શરૂઆતમાં એક કહેતો કે "આપ ઘા કરો" બીજો કહેતો, એમ ન બની શકે, પહેલાં આપ ઘા કરો" આ પછી જો એમાંથી કોઇ એક કમજોર માલમ પડે તો બીજો લડાઇમાંથી તરત જ હાથ પાછો ખેંચી લેતો અને પછી તે ઘાયલની દુનિયામાં કોઇ નફરે તેટલી બરદાસ કરતો. તેના ઘણા સાચા મિત્ર થઇ જતા અને તેને ઘેર પહોંચાડવા માટે મદદ કરતા. ઘણીયે વાર રસ્તામાં ચાલતાં ચાલતાં એવા બનાવ બનતા કે એક કહેતો "આપ આગળ ચાલો" બીજો કહે તો નહિ નહિ આપ આગળ ચાલો." બાંકાઓમાં કેટલાક એવા બનાવ પ્રખ્યાત છે કે, એક બાંકો લડાઇ પછી ઝખમી દુશ્મનને તેના ઘર સુધી પહોંચાડવા ગયો. ત્યાંથી પાછા ફરતાં ઝખમી બાંકાએ કહ્યું "શું આપ એકલા જશો, એમ ન બને" એમ કહી તે પેલા બીજા બાંકાને ઘર સુધી પહોંચાડવા ગયો. તેને ઘેર સુધી પહોંચાડી પાછો ફરતાં, ફરી પેલો બાંકો ઘર સુધી વળાવવા પાછો આવે છે. આમ એક બીજાને ઘેર પહોંચાડવાના વિવેકમાં સવાર થઇ ગયું.

કેટલાક બાંકાઓ એક અંગરખા પર બીજું કાંઇ પહેરતા નહોતા. લડાઇમાં બખ્તર પહેરવું અને ઢાલ રાખવી તે તેઓ બાયલાપણું અને નિર્બળતા સમજતા હતા. લડાઇમાં દુશ્મનના ખુલ્લી છાતી પર ઘા ઉપર ઘા ઝીલ્યા જતા પરંતુ મ્હોડેથી જરાયે ચીસ પાડતા નહિ. ઠંડી શરદી એક પાતળા અંગરખા ઉપર પસાર કરતા હતા. ને ઠંડીથી આપણી માફક તેઓ ધ્રુજતા કે સી સી અવાજ કરતા નહિ. કેટલાક બાંકાઓ તો જેમ જેમ ઠંડી વધારે પડતી તેમ તેઓ વધારે અક્કડ ચાલતા અને પોતે પાતળા પહેરેલા એક અંગરખા પર વાસી ઠંડું પાણી રેડાવતા.

એમની છેવટના વખતની ફેશન ને રીતરિવાજ દેખાડવા માટે અમે એક બાંકા સાહેબનું અમારા વાચકોને દર્શન કરાવીએ છીએ. જેમને મારી બાલ્યાવસ્થામાં બંડ પછી ૧૩ કે ૧૪ મે વરસે મુટીયાબુરજ ( કલકત્તા )માં સદ્ભાગ્યે પ્રત્યક્ષ જોયા હતા. આ બાંકા સાહેબ, શાહીકાળના સુઅવશેષો પૈકી એક હતા અને બંડમાં ઘણી જગ્યાએ લડયા હતા. જ્યારે અંગ્રેજોએ દેશ પર સંપૂર્ણ કબજો મેળવ્યો ત્યારે તેઓ પોતાનાં હથીઆરો તજી સંતાતા ફરતા હતા. છેવટે તેઓ થાકીને બાકીનું જીવન વાજીદઅલીની શરણમાં ગાળવા

મારે ફક્ત આવ્યા. જો કે તેમના સ્વરૂપમાં, તેમની ફેશનમાં ફેર પડ્યો નહોતો. તેઓ એક પાતંગા ઉંચા ગોરા રંગના માણસ હતા. કપાળથી ચોટલી સુધીનો માથાનો મધ્ય ભાગ મુંડાવેલો રહેતો. અને બાજુના વાળના ઝુમખામાં એક ઝુમખું મોટું ને એક નાનું હતું. આ ઝુમખાં બે બાજુ લટકતાં રાખી માથે ટોપી કે પાઘડી પહેરતા. લાંબી દાઢી અને ઉંચી મુંછો રાખતા. શરીર પર ઢીલી નીકળે તેવું લાંબું અંગરખું અને સ્ત્રીઓની માફક લાંબો કલીદાર પાયજામો પહેરતા. ખભે એક રૂમાલ અને હાથમાં હમેશાં એક પંખો રાખતા. તેમની મસ્તીનો સૌથી મોટો પુરાવો એ હતો કે બધાંય કપડાં એકજ રંગની છીંટનાં હતાં. જે છીંટનું અંગરખું હતું તે જ છીંટની પાઘડી, ટોપી, રૂમાલ, પાયજામો અને પંખો પણ તે જ છીંટનો હતો. અરે જોડા પર પણ તેવીજ છીંટ મઢેલી હતી. અમે નથી કહી શકતા કે તે વખતે બધા બાંકાઓની આવીજ ફેશન હોય. એ શક્ય છે કે આ બુઝર્ગેજ આવી ફેશન રાખી હોય. આ બાંકા નાહેબ મુદીયા બુરજમાં જ્યાં જ્યાં આવા સ્વરૂપમાં ફરવા નીકળે ત્યાં આંગળીઓ ચીંધાતી અને લોકો આશ્ચર્ય પામી ટીખળ કરતા એમને તાકી તાકીને નિહાળતા અને હસતા. અંગ્રેજી રાજ્યમાં તો બાંકા સાહેબની તાકાદ નહોતી કે કોઈનું હાસ્ય અટકાવી શકે. "દમાએલી બીલાડીનો ઉંદર પણ કાન વીંધે" એ અનુસાર બાંકા સાહેબ પોતેજ આંખો નીચી રાખી પસાર થતા. લોકો ભલે તે બોલે કે કરે તે ગણકાર્યા વગર ચાલ્યા જતા. આ જ્યાં પણ અકડાઈ અને રોફ તો પહેલાં જેવાંજ હતાં. કોઈ મહેફીલમાં ગપ્પાં મારતા હોય ત્યારે એમ જણાતું કે બધા ઉપર તે હુકમ ચલાવી રહ્યા છે અને જાણે પોતાની આગળ કોઈ કંઈ સમજતો જ નથી એમ વર્તતા. એક વખત વાજીદઅલીખાને કહ્યું "છોટખાન (તેમનું નામ હતું) હવે જમાનો બદલાયો છે. દુનિયામાં બહુ પરિવર્તન થઈ ગયું છે. જુઓને અમે પણ પહેલા જેવા રહ્યા નથી અને તમે પણ તેવા રહ્યા નથી, તેથી જેમ અમારી ફેશન અમોએ બદલી નાંખી તે પ્રમાણે તમે પણ બદલી નાંખો." તેમણે અરજ કરી ખુદાવંદ, હવે થોડીજ જીંદગી રહી છે, એટલે તેને આજ રીતે પસાર થવા દો. પરંતુ બાદશાહે સોગંદ આપી આગ્રહ પૂર્વક કહ્યું "જે થવાનું હતું તે થઈ ગયું પણ હવે તો નવા જમાના પ્રમાણે ફેરફાર કરવો જોઈએ" તે પછી બાદશાહે એક ખવાસને ઈસારો કર્યો એટલે તેણે એક સુંદર દુશાલો બાંકા ઉપર ઓઢાડી દીધો. બાંકા સાહેબને આમ બીજી જાતનું કપડું ઓઢાડવામાં આવ્યું તે તેને રૂચ્યું નહીં. તેઓ લાચાર થઈ ગયા અને અદબ બજાવીને દુશાલો લઈ ઘેર આવ્યા. પરંતુ આ પછી જ્યારે ઘરથી બહાર નીકળતા ત્યારે તેમના શરીરપર સફેદ કપડાં દેખાતાં હતાં. થોડા સમય પછી મુદીયાબુરજમાં તેમણે પ્રાણ છોડ્યો હું સમજું છું કે એમના મૃત્યુ સાથે નહિ પણ તેમની ફેશનના બદલાવા સાથેજ જુના બાંકાઓનો અંત આવ્યો.

એમાં શંકા નથી કે જ્યારે બાંકા બનવાનો શોખ વધ્યા જતો હતો ત્યારે ઉંચ અને નીચ બધાય વર્ગોમાંથી બાંકા ઉત્પન્ન થવા લાગ્યા. શહેરમાં બાંકાઓની સંખ્યા જ્યારે વધી ગઈ ત્યારે તેમાં એવા પણ કેટલાક નજરે પડતા હતા કે જેઓમાં અસલ બાંકાઓ માફક ખાનદાની અને બહાદુરી નહોતી નજરે પડતી અને પ્રસંગ આવે તેમની નિર્બળતા જાહેર થઈ જતી. પરંતુ અસલ બાંકપણ (Knighthoo) એ તો દેશ અને કોમના એક ઘણા જ ઉંચા દરજ્જાની ખાનદાનીનો અંશ હતો: જે છેલ્લા દિવસોમાં મુસલમાનો ઉપરાંત ઘણા

હિંદુઓથી પણ જાહેર થયું હતું. આવા એક ઉંચી કોટીના ભાવનો હિંદુસ્તાનમાં નાશ પામવો એ તેના ઇતિહાસનું એક શોકદર્શક પાનું છે.

અમે કબુલ કરીએ છીએ કે બાંકાઓની મોટી સંખ્યા અને તેમનો બંધન વગરનો હાથીઆરોનો ઉપયોગ દેશની સલાહ શાંતિમાં વિઘ્ન પાડતો હતો. તેમનાથી શહેરોમાં હંમેશાં લડાઇઓ થતી, રસ્તાઓ ઉપર લાસો તરફડતી નજરે પડતી. આટલું જ નહિ પણ દિવસે દિવસે એ પણ સાબીત થતું જતું હતું કે બાંકાઓ અંદર અંદરની લડાઇઓમાં–એક બીજાને મારવા કાપવામાં જેટલા કાબેલ અને બહાદુર હતા તેટલા જ પરરાજ્યોના હુમલા રોકવામાં અને લડાઇના મેદાનોમાં દેશના માણસો સાથે ઉભા રહી લડવામાં અયોગ્ય અને સદોષ હતા તોપણ અમે એટલું તો કહીએ છીએ કે આ બહાદુર વર્ગ નાશ પમાડવાને યોગ્ય નહોતો. પરંતુ તેને વ્યવસ્થિત સ્વરૂપ આપવાની જરૂર હતી.

મુનિરૂદ્દિન ર. ગવસી.

---

# જક્ષણી

હું ભાતું કરતી હતી, ત્યાં એમના પગ સંભળાયા. હું એમના પગ બરાબર વરતું છું. કયારે ગમગીન હોય છે, કયારે ઉત્સાહમાં હોય છે ક્યારે વિચાર કરતા ફરતા ટેલતા હોય છે એ બધું વરતું છું. એમના પગ ઉત્સાહથી ઉપડયા નજીક સંભળાવા લાગ્યા, અંદર આવીને કહે "કેમ?" પણ મને ભાતું કરતી જોઇ અચકાઇ ગયા "કેમ આ શું આદર્યું છે?"

મેં કહ્યું "ભાતું કરૂં છું. બપોરની ટ્રેનમાં જાઉં છું."

"પણ કયાં? શા માટે જાય છે?"

"મારા અક્ષર સુધારવા અને તમારો અભ્યાસ વધારવા." એક વખત હું લાંબે વખતે મળી, મારા મનમાં એમ કે એ શું શું કહેશે, ત્યારે ધીમે રહીને કહે કે 'જુદાં રહેવાથી ફાયદો થાય છે. સ્ત્રીઓના અક્ષરો સુધરે છે કારણ કે સ્ત્રીઓ તે દરમિયાન કાગળો લખે છે તે સિવાય તેમને લખવાનો મ્હાવરો થતો જ નથી.' અને હું ભેગી હોઉં ત્યારે લગભગ હમેશ જ ફરિયાદ કરે કે મારે લીધે પોતાનો અભ્યાસ આગળ ચાલી શકતો નથી.

"પણ મારા ખાવા કરવાનો કાંઇ વિચાર કર્યો? આ મોતી શું કરશે?" મોતી અમારી કુતરી હતી. મોતી જેવી સફેદ, સુંવાળી, સુંદર.

મેં કહ્યું: "હિંદુસ્તાનમાં કામ કરનારને ખાવા નથી મળતું પણ કામ નહિ કરનારને મળી રહે છે. માણસને નથી મળતું પણ કુતરાં, કીડીઓ, મંકોડા, માંકડાં, માછલાં એમને મળી રહે છે. તો મને તમારી કોઇની ચિંતા થતી નથી."

"ભલે જવાની ના નથી. પણ ક્યાં જવું છે?"

પૂરીઓ વણતાં વણતાં જ મેં કહ્યું "છૂપી પોલીસો અને ગુન્હા પકડ્યાની વાતો લખો છો ત્યારે એટલું તમારી મેળે જ શોધી લેજો." કદાચ મારા નીકળ્યા પહેલાં એ ન આવ્યા હોય માટે મેં ચિઠ્ઠી લખીને તેમના જોવામાં આવે તેમ એમની અધૂરી લખેલી વારતા ઉપર દબાવીને મૂકી હતી.

"તારી આંખમાંથી તો કાંઇ એક્સ—"

"ગુજરાતીમાં બોલો."

"ક્ષ–કિરણો નીકળે છે!"

મેં પૂરીઓ તળતાં જવાબ આપ્યો "ક્ષ નહિ, એથી જરા આગળ, જ્ઞ–કિરણો નીકળે છે."

"ત્યારે એ જ્ઞ–કિરણો વડે જરા પ્રેમાનન્દનાં નાટકો કોનાં છે તે કહોને મારાં સર્વજ્ઞા બાઇ! બિચારા જ્ઞ ઘણા વખતથી મહેનત કરે છે તેમને મદદ થશે. તે દહાડે આપ્યાં પણ વાંચ્યાં કેમ નહિ?"

"ચાલો મેં પીરસ્યું. જમતા જમતા વાત કરો. તમે કહેતા હતા કે પ્રેમાનન્દની કૃતિઓ સ્ત્રીબાલવૃદ્ધ સર્વને ગમે તેવી છે. આ નાટકો અમને ગમતાં નથી તો એ પ્રેમાનન્દનાં નથી એમ સાબીત થયું કે નહિ? હવે તમે ખુશીથી કહી શકો કે એ નાટકો પ્રેમાનન્દનાં નથી."

"હું એમ પ્રસિદ્ધ કરું કે મારી પત્નીને એ નાટકો ગમતાં નથી માટે એ પ્રેમાનન્દનાં નથી! વાહ!"

મેં કહ્યું "વાહ કેમ? મારો અભિપ્રાય પ્રસિદ્ધ કરતાં શરમાશો? તમે તો એવા ને એવા રહ્યા અને પેલા ભાઇએ ગાંધીજીનું મોઢું ગમે કે નહિ એ પોતાની બૈરીને પૂછીએ લીધું અને એ પ્રસિદ્ધ પણ કર્યું! તમે તો કોઇ મહાજન વિશે મને પૂછ્યું પણ નહિ!"

"લે હું પણ એક અગત્યના મ્હોડા વિશે પૂછું."

"પૂછો."

"મારું મ્હોડું તને ગમે છે?"

"પણ તમે મહાજન છો?" મેં કહ્યું.

"એક અંગ્રેજ લેખક એક ઓપાત્ર પાસે કહેવરાવે છે કે ઇંગ્લંડનો પ્રધાન કોણ છે એ કરતાં મારો ધણી કોણ છે એ મારે વધારે અગત્યનો પ્રશ્ન છે, તો મ્હોડાની બાબતમાં તો કોઇ બીજાના મ્હો કરતાં મારા મ્હોડાનો પ્રશ્ન વધારે અગત્યનો ખરો કે ના!"

મેં કહ્યું "અને ના પાડીશ તો શું કરશો?"

"તું જે કહીશ તે."

"ત્યારે તમારું મ્હોડું આ પંદર દિવસ નહિ ગમે અને કહું છું આગ્રાની ટિકિટ લઇ આપો."

એકદમ ગંભીર થઇ પૂછ્યું: "કેમ કમળાને ઠીક નથી?"

મેં કહ્યું "કંઇ ગંભીર નથી પણ ઑપરેશન કરાવવું પડશે એવો તાર છે. જનાના ઇસ્પિતાલ એટલે ઓઝાથી મળી પણ નહિ શકાય. હું એટલા દિવસ કમળા સાથે રહીશ." ઓઝા દંપતી અમારાં સ્નેહી હતાં.

૨

જગતમા પત્ની વિનાના વિધુરની સ્થિતિ બહુ વિચિત્ર છે એટની બધી વિચિત્ર કે તેને માટે શબ્દ પણ નથી જડતો સ્ત્રી પરણી ન હોય તો કુમારિકા ધણી જીવતો હોય તો સૌભાગ્યવતી ધણી પ્રવાસે ગયો હોય તો પ્રોષિતભર્તૃકા, મરી ગયો હોય તો વિધવા કુમારિકા એ સુખ સૌભાગ્ય શૃગારનું આલમ્બન, સૌભાગ્યવતી વાત્સલ્યનુ પ્રોષિતભર્તૃકા વિયોગના શૃગારનુ વિધવા કરુણનું પુરુષ પરણ્યો ન હોય તો? વાઢો પરણ્યા પછી? વળી પછી શુ-પરણેલો, ધણી સ્ત્રી પ્રવાસે ગઇ હોય તો? તેનુ નામ જ નહિ. ગડચા પછી વિધુર બિચારો કોઇ પણ રસનુ આલમ્બન નહિ! વાઢો એટલે જગત બહારનો પરણ્યા પછી જો સ્ત્રી તરફ આસક્ત હોય તો પોમલો, એમ ન હોય તો લાગણી વિનાનો, નિર્દય અને મદાને માટે સ્ત્રીનું સૌન્દર્ય સ્વાતન્ત્ર્ય હરી લેનારો. ધણી એટલે જ મૂર્ખ વિધુર એટલે બીજીવાર પરણવાનો ઉમેદવાર, ફાફા મારનાર, સ્ત્રી મળે તો પાછો ધણી અને ન મળે તો વાઢો સ્ત્રી પ્રવાસે ગઇ હોય તો? તો શુ કંઇ એક દિવસનુ છે, કોને ઘેર જવાય? અથવા થોડા દિવસ ગમે ત્યા કાઢી નાખશે પણ કોઇ દિલસોજી ધરાવે નહિ દિલગીર દેખાવા જઇએ પણ કોઇ દિલગીરીનું કારણ જ સ્વીકારે નહિ!

સ્ત્રી ન હોય તો થઇ શુ ગયુ? શુ તમને ખાવા નથી મળતું? પહેરવા નથી મળતુ? પૈસા નથી મળતા? શુ નિરાધાર થઇ ગયા? તમને શી ખોટ છે? ઉલટુ વિ-ધુર એટલે થોડો વખત ધુરા-ધોસરી નીકળી ગઇ! મને લાગે છે કે પુરુષને ધોસરી ઉપાડવાની એટની બધી ટેવ પડી ગઇ હોય છે કે ધોસરી વિના તેને અડવુ લાગે છે હુ એકવાર ગાડામા મુસાફરી કરતો હતો ત્યારે સાથે એક મેંકરાણી અધમણની જામગ્રીવાળી દેશી બન્ધુક લઇ સાથે આવતો હતો. મે કહ્યુ “જમાદાર, બન્ધુક ગાડામા મૂકી દો કંઇ ભો જેવું નથી” જમાદાર કહે “એ બોજસે ઠીક ચલા જાના હૈ” પ્રેમાનન્દ કહે છે તેમ ધણી સુરભિસુત છે તેને ધોસરી વિના ખાલી ચાલવુ ગમતુ નથી

મદવાડમાથી ઊઠચા પછી ઓઝાનો છોકરો એક દિવસ જમવા બેઠો હતો જમી રહ્યો, કમળા કહે ઊઠ મો ધોઉં, દીકો ઊભો થયો અને રડવા લાગ્યો કહે ‘ચલાતું નથી પગમા કેક થાય છે, કાટા વાગે છે.’ બેઠેલા બધા હસી પડચા તેને પગે ખાલી ચડી હતી સ્ત્રી જાય છે તેથી બીજું કાઇ થતું નથી હૃદયને ખાલી ચડે છે, હૃદય ચાલતું નથી, તેને જરા જરા કાટા વાગે છે, અને આપણાથી ન ચલાય તો લોકો હસે છે

સ્ત્રીનુ પુરુષ ઉપર કેટલું પ્રભુત્વ છે! બધા સ્ત્રી સ્વાતન્ત્ર્યની વાતો કરે છે. મને લાગે છે કે પુરુષસ્વાતન્ત્ર્યનો પ્રશ્ન વધારે વિકટ બનતો જાય છે

હવે કરવુ શુ? શાસ્ત્રકારોએ કુમારિકા, સૌભાગ્યવતી, પ્રોષિતભર્તૃકા, વિધવા સર્વના કાર્યોનો વિધિ રસના સિદ્ધાન્ત ઉપર ઠરાવેલો છે, પુરુષને માટે કશુ લખ્યુ નથી પુરુષ પ્રોષિતપત્નીક હોય ત્યારે તેણે શુ કરવુ શુ ન કરવુ? ન્હાવુ નહિ? પાણી ગરમ કર્યા વિના ચલાવી લેવુ? ચ્હા ન પીવી? ખરાબ કરીને પીવી? બહાર ખાવુ? ઘેર ખાવુ? હજામત ન કરવી? વાળ ન ઓળવા? આફિસમા વખતસર ન જવુ? રાતે દીવો ન કરવો? ખુરશીમા ઊંઘવુ? રાતે જાગી દિવસે ઊંઘવુ? શુ કરવુ ને શુ ન કરવુ? ખરેખર જગતે પુરુષની ઘણી જ ઉપેક્ષા કરી છે.

અંતે ભૂખ લાગી. ભૂખ એ સારી વસ્તુ છે. કાંઈ ન સૂઝે ત્યારે પણ એ સૂઝે છે. મેં કપડાં પહેર્યાં. ઊઠ્યો, કમાડ વાસવા ગયો ત્યાં પૂંછડું હલાવતી હલાવતી મોતી પાસે આવી. તે પણ અત્યાર સુધી ગમગીન થઈને બેઠી હતી. વિરહમાં કાવ્ય સ્ફૂરે છે, મને પણ નીચેનું કાવ્ય સ્ફૂર્યું.

कच्चिद् भर्त्याः स्मरसि रसिके त्वं हि तस्याः प्रियेति *

તેનો ગુજરાતી અનુવાદ પણ તરત જ સ્ફૂર્યો.

ધણિયાણીને સ્મરછ કનિ તું વ્હાલી તેની હતી તે ?

તમને આમાં દોષો લાગશે. પણ મોતી તો આ સમજી ગઈ. મેં તેને થાબડીને ખુરશી ઉપર બેસાડી કમાડ વાસ્યું.

પહેલાં આવે પ્રસંગે એક વીશીની ઓળખાણ કરી હતી ત્યાં ગયો. જરા મોડું થયું હતું પણ હજી વીશી ચાલતી હતી. મહારાજ નવો આવેલો હતો પણ જાણે ઘણાં વરસથી મને ઓળખતો હોય તેમ કહે "અહો ! સાહેબ ઘણે દિવસે આવ્યા ? આવા દૂબળા કેમ પડી ગયા ? અહીં જમતા ત્યારે તો સારા હતા શરીરે ?" હું તેની પ્રગલ્ભતાથી ઘણો ખુશી થયો. મને જાણે વિચાર કરવા, રમવા એક નવુંજ રમકડું મળ્યું.

મેં કહ્યું "હા મહારાજ, એટલે જ હવે તમારે ત્યાં જમવા આવવાનો છું. પીરસો."

'જે દી' નવરો દીનોનાથ' તે દી' મહારાજને ઘડ્યો હશે. તેનો વર્ણ ધોળો હતો, બટાટાંને બાફીને છાલ કાઢી નાંખીએ એવો ધોળો, અને તેની ઉપર કાળા રાતા પીળા તલની ઝીણી છાંટ હતી. તેનાં લથડબથડ અંગો જાણે ખસી ન પડે એટલા માટે, કાછીઓ સૂરણ બટાટાં ગાંસડીમાં બાંધે તેમ, કાળી ઝીણી પોતડીથી બંધ બાંધી બાંધેલાં હતાં. પેટ મોટું હતું પણ આ બંધથી તેના બે ભાગ પડી જતા હતા અને ઉપલા ભાગ ઉપર કાળું જનોઈ પરસેવાથી ચોટી ગયું હતું. ઊભો રહે ત્યારે વચ્ચેથી પગ જરા વધારે પહોળા, ગોળાકાર રહેતા અને પગનું લાંક વિનાનું ઊંટ જેવું પડતું. મ્હોંમાં જાણે નીચલા જડબામાં એક નહિ પણ દાંતની બે હારો જેવું અથવા આખા જડબામાં જાણે દાઢોજ હોય તેવું જણાતું હતું, અને બ્રહ્મા ઘડીને એટલા ખુશ થઈ ગયેલા હશે કે માટી કાચી હશે એટલામાં જ તેને કપાળે અને બરડે થાબડ્યો હશે-કપાળ તરફ માથું એટલું ઢળતું અને વાંસો એવો બહાર નીકળેલો હતો.

મહારાજ પીરસતા હતા એટલામાં મેં મારી સાથે જમવા બેઠેલા ભાઈ રેવાશંકરનું ઓળખાણ તાજું કરી લીધું. તે મહારાજનો ઉપયોગ બરાબર સમજતા હતા. મહારાજે પીરસી લીધું એટલે રેવાશંકર કહે "મહારાજનો સ્વભાવ બહુ સારો." મહારાજ પીરસી રહ્યા હતા પણ પાછા રસોડામાં ગયા, ઘીની વાટકી લઈ આવ્યા અને કાંઈ પણ જરૂર વિના મને બે ચમચા અને રેવાશંકરને બે ચમચા ઘી પીરસ્યું, અને પછી અમારી બેની સામે પગપર પગ ચડાવી બેસીને, પગનાં તળીઆં પર, ડોલતાં ડોલતાં હાથ ફેરવતા ફેરવતા બોલવા લાગ્યા.

---

* कच्चिद् भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति । મેઘદૂત.

"માગે તો જીવ મોટો. અમે તરવાડી કોઇ દી લોભ ન કરીએ આશોક છે ને શેઠ, એ પંડ્યા, એમનો જીવ જરીક જેવડો અમારી નાતમા પાશેર તાંબાનુ નામ પાડી અરધા બાર આગ લોટાનુ લાણું કર્યું હતું. અમે તો લોટો સાચવી ગખ્યો છે, ભલે ને અહીં નોકર હોઇએ પણ નાતમા સૌ સરખા, એમ કોઇની સાડીબાર ન રાખીએ. નાત વચ્ચોવચ્ચ સભળાવી દઇએ. હુ તો શેઠ હોય તો ય નજર ચુકાવી ઘી પીગ્સી દઉં. બહુ કહે તો આ તારી નોકરી, જા નથી કરતા. બ્રાહ્મણના દીકરા છીએ, હાથમા ઝોળી લઇ માગી ખાતા કાઇ શરમ ઓછી જ લાગવાની હતી. કેમ હેં !"

મહારાજને વાતના ટેકાની જરૂર જણાઇ તેથી ગમે તે પ્રશ્ન પૂછી નાખ્યો "આ પંડ્યા તમારી નાતના છે?"

"હા સાહેબ, એ અમારી નાતમા હલકા ગણાય. એ તો કન્યા કોઇ નહોતું આપતું તે મેં આપીને મોટા કર્યા. મારી ભાણેજનો આ સગે હાથે ચાદલો કર્યો છે પણ મારા લગન માટે તેણે એ વેણુય કોઇને કહ્યા નથી."

મેં રેવાશંકર સામુ જોઇને કહ્યું "બિચારા મહારાજ પરણ્યા વિનાના છે ત્યારે! એમને જક્ષણીની વાત કહું?" રેવાશંકરે હા પાડી તે પહેલા મહારાજ બોલી ઉઠ્યા "જક્ષણી કોણ?"

મેં કહ્યું "મારે ઘેર એક જક્ષણી છે. સાક્ષાત મહામાયા જોઇ લ્યો. રાતે અંધારામા જુઓ તો બે આખો દીવા જેવી ઝગારા મારે જે માનતા માનીએ તે ફળે એવા છે!"

"ત્યારે મને એકવાર દર્શન કરવા લઇ જાઓ ને!"

મેં કહ્યુ "અરે! અરે! એ શુ બોલ્યા! એ તો કોઇને મળતાજ નથી. બસ દિવસ આખો ઘરમા બેસી રહે અને ધ્યાન ધર્યા કરે. એમ લોકોને મળવા દે તો પછી લોકો એમની માનતા માની માનીને એમને જંપવા પણ દે કે? અને આપણા લોકો માગે, તે અક્કલ વિનાનું માગે. નસીબમા ન હોય એવું માગે. એક બાઇના નસીબમા છોકરો નહિ ને માગ્યો તે આધળો છોકરો આપ્યો. બોલો!"

હું બોલતો હતો તે દરમિયાન મહારાજના મુખ ઉપર હર્ષ ચિન્તા ઉદ્વેગ વગેરેની રેખાઓ આવી આવીને ઉડી જતી હતી. છેલ્લું વાક્ય સાભળી મહારાજનો જીવ કંઇક હેઠો બેઠો અને બોલ્યા. "પણ મારા નસીબમા તો છે. મારૂ સગપણ તો ભટને ત્યા થઇ ગયું છે. પણ કન્યા જરા નાની છે. પણ નાની છે પણ રૂપાળી બહુ છે હો! અને નાની છે પણ સુધ અત્યારથી બધુય સમજે છે. હું જાઉં તો કહેશે મારા સારૂ શુ લાવ્યા? અને પાણી મગાવુ તો ધમ ધમ કરતી લાજ કાઢીને ચાલે!" છેવ્ના વાકયો બોલતા મહારાજના હૃદયનો રસ મુખમા આવતો હતો અને દર ક્ષણે તેના શીકરો ઉડવાની બીતિ રહેતી હતી. મે શાક માગ્યું મહારાજ ઝપાટાબધ ઉઠી શાક લઇ આવ્યા અને મને અને રેવાશંકરને બન્નેને પીરસ્યુ. શાક અને ઘી મહારાજની પ્રમજ્ઞતાના ખાસ ચિન્હો છે

મેં કહ્યુ "ત્યારે તો તમારે જક્ષણી માતાનું કાઇ કામ નથી."

મહારાજ ઊંડા વિચારમાં પડી બોલ્યા "તમે વૈદું જાણો છો?"

"ના,"

"હું મહેતા ડેપુટી સાહેબને ત્યાં નોકર હતો. એ નવી બાઇડી પરણ્યા હતા તેને રાંધતાં નહોતું આવડતું તે મને રાખેલો. મારા ઉપર ભાઇ, પૂરેપૂરો વિશ્વાસ"–નાની બૈરીના ધણીને નોકર રાખવામાં જે દીર્ઘદૃષ્ટિ અને ઝીણવટ રાખવી પડે છે તેને માટે આ અજ્ઞાત 'ડેપુટી' તરફ મને ઘણું માન થયું– "બૈરી નાની તે વૈદને પૂછીને તેમણે ટોપરૂં ખવરાવ્યું તે બૈરી તો મોટી આવડી થઇ ?" મહારાજે ડાબા હાથનો પંજો પોતાને ડાબે ખભે અંગૂઠાને આધારે ટેકવ્યો. "હું એકવાર સાંભળું તો ભૂલું નહિ. મેં'ય ખવરાવવા માંડયું છે. પણ હજી ઊંચી નથી થઇ. એમ કાહું કર્યું છે, પણ હજી દીઠે નીચી લાગે,"

મેં કહ્યું "ત્યારે બીજી બાયડી જોઇએ છે?"

"ના, ના, બીજી આવી ન મળે. જક્ષણી માતાને કહીને ઝટ મોટી થાય એમ કરો. અને મારે ઘેર બૈરી સુખી થાય હોં. જુઓ કશું કામ છે ? રાંધું પણ હું, તેને દાળ ચોખા વીણવા પડે. અને હું રસોયો ખરો પણ બાર વાગે છુટ્ટો. ગામમાં નીકળું તો મને કોઇ રસોયો ન જાણે. હજામત તો હેરકટિંગમાંજ કરાવવાનો. આઠ આના તો લે આઠ આના. ને માથામાં તેલ અત્તર પોમેટમ. મહિનામાં એક બે વાર નાટક સીનેમા તો ખરાં જ. બૈરી દુખી ન થાય હોં." મહારાજે ધણી તરીકેની સર્વ લાયકાત ગણાવી છેવટે કહ્યું "ત્યારે હું જક્ષણી માતાનાં દર્શન કરવા આવું ?"

મેં કહ્યું "ના એમ તો નહિ. એ તો હું ન હોઉં ને તમે જાઓ તો કૂતરી થઇને વળગે. તમે એમને માટે રોજ ખાવાનું મોકલતા જાઓ."

મહારાજ ખુશ થઇ ગયા. હું જમી રહ્યો. મહારાજે તરતજ ભાણું તૈયાર કરી મને ખબર આપી. મેં કહ્યું "એ રાત્રે તો જમતાં નથી. સવારે છોકરો મોકલીશ એટલે પહેલાં તેની સાથે મોકલજો. સાંભળો. ફક્ત ચાર રોટલી. ભાત દાળ શાક નહિ. ઘી પણ જરાકજ. હું પૈસા આપીશ. એ મફત ખાતાં નથી. પણ વખતસર કરવું."

મહારાજ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા. અને બીજા દિવસથી મોતીનું કામ ચાલ્યું.

૩

હું પાછી આવી: ધાર્યા કરતાં એક દિવસ વહેલી નીકળી શકી. ઘર ઉઘાડયું. સ્ત્રી પુરુષના સમાન હક હોવાથી ઘરની કૂંચીઓ અમો બન્ને પાસે રહે છે.

ઘરમાં ગઇ. મોતી પૂંછડી હલાવતી હલાવતી સામી આવી. પણ આખા ઘરમાં માત્ર એજ બરાબર હતી. બાકી જ્યાં જોઉં ત્યાં ધૂળ. ખુરશીઓ સિવાયની બધી વસ્તુઓ, ચોપડીઓ પણ, એમ ને એમ પડેલી. ટેબલ પર પણ ધૂળ અને કાગળદાબણીઆ નીચે મેં ચિઠ્ઠી મૂકેલી એમની એમ! આ પુરુષો તે ભગવાને કેવા ઘડયા હશે!

મેં બધું વાળીને સાફ કર્યું. ટેબલ પર જઇ કાચમાં જોયું. રસ્તાનો થાક અને આ ધૂળ! મનમાં થયું લાવ માથે નાહી લઉં. માથું છોડયું. ત્યાં કમાડ ખખડયું. મને થયું કે

કદાચ એ આવ્યા હશે. સાલ્લાનો છેડો ગળા ફરતો લઇ એમ ને એમ જઇ કમાડ ઉઘાડ્યું. આ કોણ !

એક ઘણોજ કદરૂપો માણસ, કાળો કોટ પહેરેલો, તાજા વાળ કપાવી હજામત કરાવેલો, વાળમા ખૂબ તેલ અને પોમેડ, ઉપર તેલથી રીઢી થઇ ગએલી કોરવાળી કાળી ફેલ્ટની ટોપી, પાતળી ચીપી ચીપીને પાટલી વાળેલી મિલની ધોતલી પહેરેલો, હાથમાં દાતણ અને આવીને મને પગે પડવા લાગ્યો. હું ખસી ગઇ. મેં કહ્યું "અલ્યા કોણ છે ? કેમ આવ્યો છે ?"

"જક્ષણી માતા ! ખમા કરો ! સેવકના ઉપર મહેર કરો."

મેં કહ્યું "પણ હું જક્ષણી કે દાડાની ?"

"હમેશ નીકળતો પણ ઘર બહારથી બંધ; આજ જ તાળું નથી એટલે દરશન કરવા આવ્યો છું. મારા મનના મનોરથ એક વાર પાર પાડો. તમે કહેશો એ માનતા માનીશ."

"ભાઇ તને કોઇકે ભરમાવ્યો છે. હું જક્ષણી નથી." કહી મેં કમાડ બંધ કરવા માંડ્યું તો અંદર આવવા લાગ્યો અને કહે "માતાજી, આજ દિવસ સુધી તમને ખાવાનું મોકલ્યું તે સામું તો જુઓ !" હું ચીડાઇ ગઇ "વળી તું ખાવાનું મોકલનાર કોણ ! જાય છે કે નહિ કે આ ધોકણું લગાવું ?" અને અંદરથી મોતી ધુરકી. મેં લગાવ્યું જ હોત પણ તેની દીન મુદ્રા જોઈ પાછું મૂક્યું. તે વળી બક્યો "માતાજી, મારા નસીબમાં બૈરી છે. મારે નવી નથી જોઇતી. છે તે ઝટ મોટી થાય એટલું કરો." હવે મારા ગુસ્સાનો પાર ન રહ્યો. મેં હાથમાં ધોકણું લીધું. "હરામખોર" કહી મારવા જતી હતી ત્યાં "ચંડી, કોપ ન કરો" કહી મને અટકાવી, પેલાને આંગળીની નિશાનીથી રવાના કરી, એ અંદર પેઠા. મને ફરી કહ્યું "ચંડી, પ્રસન્ન થાઓ !"

# કાવ્યમાં વર્ણનું મહત્વ

( ગતાંક પૃષ્ઠ ૧૧ થી ચાલુ )

સંસ્કૃતમાં અને વેદમાં પણ આવી પંક્તિઓ મળી શકશે.

सोऽहमाजन्मशुद्धानामाफलोदयकर्मणाम् ।
आसमुद्रक्षितीशानामानाकरथवर्त्मनाम् ॥

તેમાં આ સ્વરથી એકતા સધાય છે.

उतयो मानुषीषु आ । यशश्चके असामि आ । अस्माकमुदरेषु आ ।

બન્ને દાખલામાં વ્યાકરણનાં એકસરખાં રૂપોથી પણ એકતા સધાય છે એ ખરૂં છે, પણ વ્યાકરણ વિના પણ—

युवायुगव्यायतबाहुरंसलः
कपाटवक्षाः परिणद्धकन्धरः ।

અને

अथ प्रजानामधिपः प्रभाते
जायाप्रतिग्राहितगन्धमाल्याम् ।
वनाय पीतप्रतिबद्धवत्साम्
यशोधनो धेनुमृषेर्मुमोच ॥

આ દાખલાઓમાં આ થી એકતા સધાઇ છે. ગુજરાતીમાં આવા ઘણા દાખલા મળશે.

પ્રાતઃકાલે ઉદયિ ભગવાન્ શ્રી વિવસ્વાન્ પ્રવર્ષે

× × ×

અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાલાના
અમારામાં કશે ના માલ
અમે તો મૂર્ખ ને કંગાલ
છતાંએ બાલકો છઇએ પ્રભુની પાઠશાલાના.

× × ×

સાતમે માળ અટારીએ કાંઇ આછા વાય સમીર
ઝુમી મ્હારી હેલે ચડી મ્હારાં ઝૂલે આછાં મલીર
મારા સાવજશૂરા નાથ હો ત્હારે દેશ કશા પરદેશ.

જૂનાં કાવ્યોમાં પણ આવા દાખલા મળશે.

સારમાં સાર અવતાર અમળા તણો જે બળે બળીભદ્ર વીર રીઝે
પુરુષ પુરુષાતન શું કરૂં હે સખી જેથી નહિ માહરૂં કાજ સીઝે.

બીજા સ્વરો પણ આવી રીતે આવે છે.

દેવે દીધી દયા કરી કેવી મને
અહા મૂર્તિ મનોહર માશુકની

એમાં ધકાર ચમત્કારક છે. *

આ શોભાને જૂના કવિઓ ઘણું માન આપતા. માત્ર દાખલાજ આપીશ. શરદુત્સવો બધે ચાલે છે તો પ્રથમ શરત્પૂર્ણિમાના રાસનું વર્ણન લઇશ.

સાંભળ સહીઅર વાતડી ઉત્તમ આસો માસ
શરદ પુનમની રાતડી ચંદ્ર ચઢ્યો આકાશ.
જાતાં વળતાં થંભીઆં નદીઓ કેરાં નીર
વચ્છને બાળ વિલંબીઆં પીતાં પીતા ખીર.
વાન વળ્યો વનવેલનો પ્રકટ થયાં ફળફૂલ
લોઢ ઢળ્યો રંગ રેલનો, આનંદ અતિ અનુકૂળ.

છેલ્લી પંક્તિઓમાં લ ઢ ળ ર બધા નિકટના વ્યંજનો છે એ પણ જોવાનું છે.

દેખો, સખી! ડોલરીઓ, કાલંદરીને કાંઠે ઉભો છે.

પહેલા બે શબ્દોમાં 'ખ' બીજો આવી બેવડાય છે, છેલ્લે 'ક' પહેલો બેવડાય છે 'દ' બેવાર આવે છે અને 'ડ' તેને મળતો છે એમ આ પંક્તિનું સંગીત સુશ્લિષ્ટ બને છે.

કારતક રસની કુંપળી નયણામાં ઝળકાય
અંગ સમારે રાધિકા મન્મથ રહ્યો સોહાય.

'અંગ' અને 'મન્મથ'માં બીજે સ્થાને રહેલા અનુનાસિકો ચમત્કારમાં વૃદ્ધિ કરે છે.

ફાગણ આવ્યો હે સખી, કેશુ ફુલ્યાં રસાળ,
હૃદે ન ફૂલિ રાધિકા, ભમર કનૈયોલાલ.

અલ્પ આયુષ્યમાં કલ્પના મનુષ્યની, આજ કીધું વળી કાલ કરવું,
શ્વાસનો શો વિશવાસ ! નહિ નિમિષનો, આશ અધુરી અને એમ મરવું.

દુહા અને સોરઠા વગેરે લોકસાહિત્ય ઘણું સાદું છે અને તે ઉપરથી એમ મનાય છે કે તેમાં આવી વર્ણોની ઝીણવટની કોઇએ દરકાર નહિ રાખી હોય. પણ પ્રાચીન કવિઓ જેટલીજ એ અનામી કવિઓએ પણ આ શોભાની દરકાર રાખી છે તે એટલે સુધી કે દુહા સોરઠામાં તો એક ચરણમાં એક વર્ણ બેવડાવો જોઇએ એ લગભગ નિયમ છે.

ખાવું ખોઇમાં, ભૂખ વિનાં ભાવે નહિ,
દૂહો દિલમાં, ઉલટે વિના આવે નહિ.

જાણે આ નિયમ અવ્યભિચારી હોય તેમ એક જગાએ પાઠાંતર સાંભળ્યું તે પણ

ગાવું ગળામાં, ઉલટ વિના આવે નહિ.

---

* ...................સૌન્દર્ય ઘેલો
ડોલે લોટ અલિ મૃદુપદે, વાય આ વાયુ તેવો

તેમાં 'ઘેલો' 'ડોલે' 'લોટ' 'તેવો' માં રહેલાં એઓ ઓએ ઓઓ એઓ સ્વરયુગ્મો ૦ ચરણોનો શ્લેષ સાધે છે

એમ હતું.

પાટણ ઘોડા પાય, મગરે રહે મેવાડરે,
આભા ઊંડળમાંય, ધારે તો લે ધીરતો.
મરધર ને મેવાડ, પુનાં લગ ધ્રાહાં પડે,
કલકત્તે કમાડ, થારી ધ્રાકે જડિયાં ધીરતા.

× × ×

સાજણ જાતાં સઉ, કોઇ આંખો આંસુડે ભરે;
જે દી લોચન વરસે લોહી, તે દી સાજણ સાચાં જાણીએ.

મીરાંબાઇએ સતભામાના રૂસણામાં આ નિયમ ઘણી ચીવટથી પાળ્યો જણાય છે. તે વાંચતો નથી.+ પણ અભણ ભોજલની થોડી લીટીઓ વાંચવા લલચાઉં છું.

હે કળકળમાં કાચબી કૂડી રામૈયાની રીત છે રૂડી રે,
ધણીનો આશરો ધારે, તેને મારો સાહ્યબો તારે રે.

અને છેલ્લી કડી—

કેશવજીએ કરુણા કીધી, મોકલ્યા મેઘ મલ્હાર,
અધવચથી ઊગારી લીધાં લેશ ન લાગી વાર.
ભોજલ ભરાંસો જેને, ત્રિકમજી તારશે તેને.

કવિ ન્હાનાલાલનું કાઠિયાણીનું ગીત જોશો તો તેમાં આ વર્ણચમત્કૃતિ લગભગ દરેક ચરણમાં જણાશે.

સંસ્કૃત કવિઓએ વર્ણરચનાનો અતિપ્રયોગ ચિત્રકાવ્યોમાં અને યમકોમાં કરેલો છે, પણ એ અધમ કાવ્ય છે. મલ્લિનાથે ટીકામાં પણ प्रायशो यमके चित्रे रसवृद्धिर्न मृग्यते કહ્યું છે. અને હું એની ચર્ચા અહીં કરવા માગતો નથી. દંડીએ બતાવ્યું છે, કે એક જ વર્ણનાં અતિ નિકટ ઘણાં પુનરાવર્તનો કરવાથી બન્ધ શિથિલ થાય છે.

शिथिलं मालतीमाला लोलालिकलिला यथा અને ગુજરાતીમાં આવા પ્રયોગો હવે નથી થતા. વળી એ પણ યાદ રાખવાનું છે કે અમુક વર્ણ જાણે માપી માપીને મૂક્યો હોય તેમ દેખાવાથી પણ આ દોષ આવે છે.

स्मरः खरः खलः कान्तः कायः कोपश्च नः कृशः
च्युतो मानोधिको रागो मोहो जातो सवो गताः ।

આવી રીતે વર્ણસામ્યનો આગ્રહ પણ સર્વ સુંદર ચીજોની માફક દુરાગ્રહ થઇ જવાની દહેસત છે જ. પણ એ સઘળું છતાં કબુલ કરવું જોઇએ કે વર્ણલાલિત્ય વર્ણસંગીત અને વર્ણસંવાદ એ પંક્તિનો અલંકાર છે અને પંક્તિના બંધમાં દઢતા લાવવાનું અમોઘ સાધન છે. અંગ્રેજીમાં આ અલંકાર આપણા જેટલો આવી શકતો નથી અને અંગ્રેજી

+ ધીરજની વાતો ધરથી જાણી નહિ રે લોલ, પ્રીત કરીને પરવશ કીધા પ્રાણજો;
કાળજડાં કોરીને ભીંતર ભેદિયાં રે લોલ, મીટડલીમાં માર્યાં મોહનાં બાણજો.
જાણ્યું, જાણ્યું—હેત તમારૂં જોવા રે લોલ,

કાવ્યોથી ઘડાએલી રસવૃત્તિને આ અલંકાર તરફ કાંઇક સૂગ હોય એવું જણાય છે પણ આપણે જાણવું જોઇએ કે દરેક ભાષામાં સુંદરતાની ભિન્ન ભિન્ન સામગ્રી હોય છે. ગૂજરાતીમાં વર્ણચમત્કૃતિ એવી સામગ્રી છે. અને સારો કવિ એ સહજપ્રાપ્ય સામગ્રીનો ઉપયોગ કરશે તેને નિંદશે નહિ. અલબત્ત તેનો અતિ ઉપયોગ નિન્દ્ય છે જ.

વર્ણથી નિષ્પન્ન થતો એક ચમત્કાર અન્ત્યયમક કે પ્રાસ છે, તેને આ જના વિષયની બહાર રાખી વર્ણ અર્થનિષ્પત્તિને કેવી રીતે ઉપકારક થાય છે તે મુદ્દા ઉપર હવે આવું છું.

આ મુદ્દા ઉપર આવતા મારે જણાવવું જોઇએ કે આપણા કાવ્યના અભ્યાસમાં આ દૃષ્ટિબિન્દુ નિષ્કારણ ઉપેક્ષા પામ્યું છે. સામાન્ય રીતે વિદ્યાર્થી અંગ્રેજી શિક્ષણની ઊંચી કોટિએ પહોચે છે ત્યારે જ કાવ્યાભ્યાસનું આ દૃષ્ટિબિન્દુ, the sound follows the sense; the sound echoes the sense જાણવા લાગે છે. પણ આપણા કાવ્યોમા આ અભ્યાસને માટે પુષ્કળ સુંદર સામગ્રી છે. મારા પ્રયોજનને અનુકૂળ અર્થ કરીને કહી શકું કે આપણા કાવ્યમા

ऋषीणां पुनराद्यानां वाचमर्थोनुधावति

(આદ્ય ઋષિઓની વાણીની પાછવાડે અર્થ દોડે છે)

સ્વીકાર્યું છે તેની પહેલાજ

लौकिकानां हि साधूनामर्थं वागनुवर्तते

(લૌકિક સાધુઓની વાણી અર્થની પાછળ પાછળ ચાલે છે)

એમ સ્વીકાર્યું છે અને કાવ્યના સંપૂર્ણ ઉપભોગને માટે આ દૃષ્ટિ આવશ્યક છે.

આ સંબંધમાં પ્રથમ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે બતાવેલો કાલિદાસનો એક શ્લોક લઉં.

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराजः।
पूर्वापरौ तोयनिधी वगाह्य स्थित: पृथिव्या इव मानदण्डः॥

અહીં હિમાલયનું વર્ણન છે. અને આખી પૃથ્વીને માપી નાખે એટલા તેના વિસ્તારનું વર્ણન કવિએ આ સ્વરના પરિવર્તનોથી કર્યું છે. એવીજ વિશાળતા—બાહ્ય અને આંતર—બન્નેની આ સ્વર વડે ગૂજરાતીમાં દર્શાવેલી છે.

આડા ન આવે ઝાડવા એવા લાબા લાંબા પંથ

એમાં કાઠિયાવાડની ક્ષિતિજ સુધી વિસ્તરતી ભોંયપરના લાંબા પંથો સ્પષ્ટ જણાય છે. અને એવીજ રીતે

દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.

અને

હૈયાના હોજમાંથી આ શુ પાણી છલકાય છે ?

એ પંક્તિઓમાં ભાવનો વિસ્તાર પણ એજ સ્વરથી જણાવાય છે.

દૂર દૂર સુદૂર એ

એ પંક્તિ જ દૂરતાનું ભાન કરાવે છે. કાલિદાસની

कथमप्युन्नमितं न चुंबितं तु

એ પંક્તિમાં મ્હો માંડ માંડ ઊંચું થઇ શક્યું તેની મુશ્કેલી ઉચ્ચારમાં પણ છે એ આપણને 'અનાર્ય' નામધારી ગીવાર્ણના વિચક્ષણ ટીકાકારે સ્પષ્ટ કહ્યું છે. એવીજ રીતે

પ્રૌઢા રેઢા ખડકે રૂંધાઇ વધંત ધોધ વત વાધે
મમ મન મનમથ મથતો શતધા સંયોગના વાંધે.

આ આર્યામાં પણ, ખડકમાં માર્ગ કરતા ધોધનો પડછંદો પ્રથમાર્ધમાં છે અને દ્વિતીયાર્ધમાં મથાઇ જતા મનનું ચિત્ર છે.

વધે પગ પડે કઠોર પડધા પદાઘાતના

એ પંક્તિમાં પડઘાનું વર્ણન છે અને 'પડઘા' શબ્દનો જ જાણે પડઘો 'પદાઘા'માં સંભળાય છે.

મંદ મંદ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો
ગિરિ ગહ્વરે અથડાઇ મીઠા સ્વર મૃદુ આલાપતો

એમાં પ્રથમ પંક્તિમાં સમીર સરલ રીતે વહે છે અને બીજીમાં 'ગહ્વરે'માં ખરેખર અથડાતો જ લાગે છે.

ગંભીર ઘર્ઘર રવે સરિતા રુવે છે

તેમાં ઘ અને રથી નિષ્પન્ન થતી અસર સઉ અનુભવી શકે તેવી છે. એજ અક્ષરોના કેટલાક બીજા દાખલા—

ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહા ધ્વનિ.
*　　　*　　　*
ખરા પંથો સર્વે અજબ પ્રીતિનો પંથ અવળો
નિરાશાનાં વૃક્ષે સતત ઘટ ઘેરોજ અધરો
*　　　*　　　*
કદી ઘેરે ઘેરી હૃદય વિપદોની ઘનઘટા.

સદ્‌ગત કાન્તનું આશાનું ગીત જુઓ. જાણે આશાના દીર્ઘસ્વરો લઇનેજ કાવ્ય બનાવ્યું ન હોય!

અહા શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે, આશા.
બળેલો આર્ત્ત એ શો એ સ્વરસ્થાને ઠરે, આશા.
મને મીઠી રહી આસ્થા સદા તવ ગાનમાં દેવી
સ્વરો એ દિવ્ય જીવનને ભરે ને સાંભરે, આશા.

દીર્ઘ સ્વરો અને મહાપ્રાણ અક્ષરો અર્થની વિશાળતાને પુષ્ટ કરે છે.

હવે વર્ણો રસને કેવી રીતે પુષ્ટ કરે છે તે જોઇએ. આ સંબંધમાં સંસ્કૃત આલંકારિકોએ બહુ ચોક્કસ નિર્ણયો કર્યા છે તે વિચારી જોવા જેવા છે. તેમણે કાવ્યમાં વર્ણથી થતા માધુર્ય અને ઓજસ્ એવા બે ગુણો માન્યા છે. શૃંગાર, કરુણ વિપ્રલંભ અને શાન્તરસમાં માધુર્ય ઇષ્ટ છે અને વીર, બીભત્સ, રૌદ્રમાં ઓજસ્ ઇષ્ટ છે. જેમ સંગીતના અમુક રાગોમાં અમુક સુરો વર્જ્ય હોય છે તેમ, માધુર્યમાં, ટ ઠ ડ ઢ વર્ણો વર્જ્ય છે. બાકીના વર્ગના

વ્યંજનો પૂર્વે તે વર્ગનો અનુનાસિક આવે ત્યારે તે રચના માધુર્ય ગુણવાળી ગણાય. વ્યંજનોમાં અઘોષ કરતા ઘોષ સુંદર છે કારણ કે તેનો રણકાર સુંદર છે અને ઘોષોમાં પણ અનુનાસિકનો રણકાર સૌથી સુંદર છે માટે તે વ્યંજનો માધુર્યને આવશ્યક ગણાયા છે. ર અને ણ આમાં હ્રસ્વ હોવા જોઇએ. ગૂજરાતીમાં પણ આ નિયમ લગભગ બરાબર પળાયો છે.

વસંતે વાસંતી સમ મૃદુલ અંગે ધન વને
ભમે કુંજે કુંજે રસવિવશ શોધંત હરિને.

બે ચરણમાં 'વસંતે' 'વાસંતી' 'અંગે' 'કુંજે' 'શોધંત' એટલા અનુનાસિકો છે.

મંદ મંદ સમીર વ્હે તરુ કુંજમાં બહુ મ્હાલતો,

આના વધારે દાખલા આપવાની જરૂર જોતા નથી.

ઓજસ્‌ને માટે માધુર્યમાં વર્જ્ય ગણેલા ટ ઠ ડ ઢ વર્ણો આવે છે. તે ઉપરાંત ર થી થયેલા જોડાક્ષરો તેમ જ એક જ વર્ગના જોડાક્ષરો પણ આવે છે. અને શ ષ આવે છે. આ નિયમો કેટલા સ્વાભાવિક છે તે બતાવવા અને ખાસ કરીને શ ષ ની અસર બતાવવા પહેલાં આવેલી બે વૈદિક પંક્તિઓ ફરી યાદ કરૂં છું.

आशुः शिशानो वृषभो न भीमो
घनाघनः क्षोभणश्चर्षणीनाम् !

ગૂજરાતી ભાષામાં બલ નથી એમ ઘણા કહે છે પણ ઉપરના જ વર્ણોના ઉપયોગની સફળતાના ઘણા દાખલા આપી શકાય.

વર્ષે શું વહ્નિ કર્ષે નયન પ્રજળતા વજ્ર પંજે અંગજે

એમા સંયુક્ત વર્ણોથી ઓજસ્ ગુણ સિદ્ધ થાય છે.

થઇ ગર્દ જંગમા મર્દ હક્ક નિજ માગે

એમા પણ જોડાક્ષરોની એજ અસર છે. શ્રી બળવંતરાયનું 'એક તોડેલી ડાળ'નું આખું અને ખાસ કરીને

બચાવો દુર્ગોના સુદીર્ઘભર હઠીલા જણ થકી,
ટકાવો કિલ્લાના ભુખ તરસ વ્યાધિથી ન ડગી;

અને

મોટો મત્ત ગજેન્દ્ર ગાઢ સ્વરે કંપતો ધસ્યો
જાણે મેઘવિઘટ્ટનારવ રહ્યો વ્યાપી બધે કાનને

એ આખું કાવ્ય ઓજસ્‌ના સુંદર દાખલા છે.

અહીં વિશેષ દાખલાઓ આપવાને બદલે સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં આવતાં ભાષામાં એક થતા જતા ફેરફાર તરફ આપનું ધ્યાન દોરૂં છું. સંસ્કૃતમાં જ્યાં જ્યાં અનુનાસિકનો ઉપયોગ છે ત્યાં ત્યાં ગૂજરાતીમાં અનુસ્વાર કોમળ થતો જાય છે અને કોમળ અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેટલો સુંદર નથી. ઓઙ્કાર નદીનો ઉચ્ચાર ઓંકાર થતાં ઉચ્ચાર જુગુપ્સા કરાવે છે. અને લગભગ બધા શબ્દોનું એમ બને છે

સંસ્કૃતમાં मम तेजोंऽशसंभवम् અને

पंचस्रोतोंवुं पंचयोन्युग्रवक्रां
पंचप्राणोर्मिं पंचबुद्धयादिमूलान्

એમાં પાણીથી ભરેલા ઘડાના જેવા જે સુંદર ગંભીર સંવાદી ઉચ્ચાર થાય છે તે ગૂજરાતીમાં મળવો અશક્ય છે. પંચનું પાંચ થતાં ઉચ્ચારની ઘણી ખૂબી ચાલી જાય છે. તત્સમ શબ્દોનો સર્વત્ર બહિષ્કાર કરતાં આ ધ્યાનમાં રાખવાનું છે. તેજ પ્રમાણે ઓજે-ગુણને આવશ્યક જોડાક્ષરોનું પણ છે. જોડાક્ષરો પ્રથમ સમ થઇ પછી સંયુક્ત મટી આગલા સ્વરને દીર્ઘ કરી ચાલતા થાય છે. વિસર્ગો પણ પ્રથમ જોડાક્ષર થઇ આજ રીતે ચાલ્યા જાય છે. કર્મનું કમ્મ અને પછી કામ થઇ તેમાંથી થડકારો ચાલ્યો જાય છે. આ રીતે માધુર્ય અને ઓજસ્ બન્નેની સામગ્રી ઘટે છે.

स घोषो धार्तराष्ट्राणाम् हृदयानि व्यदारयत्

ક્યાં "હૃદયાનિ વ્યદારયત્" અને "ક્યાં હૈડાંને ચીરી નાંખિયાં"?

પણ આ અનુનાસિકોની સામગ્રી ઓછી થતાં આપણી કવિતાએ વધારે કોમલ ઘોષ વ્યંજનોથી આ માધુર્ય સાધ્યું છે. અંગ્રેજીમાં l r અને ક્વચિત્ m n પ્રવાહી વ્યંજનો ગણાય છે. ગૂજરાતીમાં બધા ઘોષ અને અર્ધસ્પૃષ્ટોની એજ અસર થાય છે અને આપણા કવિઓએ આ વર્ણોનો ઘણા કૌશલથી ઉપયોગ કર્યો છે. માત્ર દાખલા આપવા બસ થશે એમ ધારૂં છું.

વાહાલાજીને ન્હેહે થઇ હું ઘેલીજી,
મળવા ઇચ્છું મોહનને પેહેલીજી;
મેળવ સુજને સુણ સાહેલીજી,
ચડ તું વાહારે વેહેલી વેહેલીજી.

જાણે આજ પ્રાસને સુધારતી હોય તેવી પ્રેમાનન્દની લીટીઓઃ—

ભૂપ મેં દીઠી ગર્વઘેલડી,
સખી બે મધ્ય ઉભી અલબેલડી;
કદળી સ્થંભ જુગલ સાહેલડી,
વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.*

* * *

લલિત લવંગલતા મલયાનિલ નર્તી થનન નચાવે,
ગાન નવલ કોયલ લલકારે; મધુકર બીન બજાવે;
નટવર મદભર ભર ઋતુરાજે.

* * *

ને બીડેલાં કમલ મહીં બંધાઇ સૌંદર્યઘેલો
ડોલે લોટે અલિ મૃદુ પટે વાય આ વાયુ તેવો.

* * *

* ટ ઠ ડ ઢ માધુર્યમાં વર્ જ્ય છે પણ આ લઘુતાવાચક અને શબ્દમાં અનાદિ આવતો ડ લગભગ ર લ ળ ની નિકટનો હોઇ મધુર છે. આંખડી, આંખડલીમાં આવતા લઘુતાવાચક પ્રત્યયો આ રીતે માર્દવ બતાવે છે. રાસ કે ગરબીઓમાં આવતો લોલ પણ આ રીતે માધુર્યનો પોષક બને છે.

કવચિત્ કેસૂડાંની નવકલિ કુસૂમાંજલિ ભરી
ગુલાલે હે બાલે! અમલ અલકે રંગનિ ભરી.
વસંતે એકાંતે રમણિય વનાંતે નિરજને
રમ્યો તો હે કાંતે? સરસ નવ લાગે તુજ કને.

* * *

વરે જે શોભાથી વન વન વિશે બાલ હરિણી
સરે વા જે રીતે સુર સરિતમાં સૌમ્ય કરિણીઃ

આ સર્વ દાખલામાં અઘોષ વર્ણોથી માધુર્ય સધાયું છે. ભાવનું માર્દવ અને તે સાથે વિશાલતા ઘોષ મહાપ્રાણો અને દીર્ઘ સ્વરોથી સધાયાના ઘણા દાખલા મળી આવે છે. થોડા નીચે આપું છું.

દેવોના ધામના જેવું હેડું જાણે હિમાલય.

નરસિંહનાં ભક્તિરસકાવ્યોમાં ભ ધ ના પ્રયોગો પુષ્કળ મળે છે.

ભૂતળ ભગતી પદારથ મોટું બ્રહ્મલોકમાં નાંહી રે

* * *

ભરતખંડ ભૂતળમાં જન્મી જેણે ગોવિંદના ગુણ ગાયા રે
ધન ધન રે તેનાં માતપિતાને સફલ કરી તેણે કાયા રે.

* * *

ભક્તિ કારણ જોને ભૂધરે દે ધરી, ભાવે ભરવાડની છાશ પીધી
શંકર ઉગારીને ભસ્માગદ મારિયો, આવી કૈલાસ ઉમિયારે દીધી.

* * *

ભૂલમાં ભૂલમાં ભક્તિ ભૂધર તણી

* * *

ભક્તિ આપી ભલા ભાવથી ભૂધરા.

આની પડછે મૂકી શકાય એવી પંક્તિ તે કાંતની

સાગરે ભાસતી ભવ્ય ભરતી.

આવીજ રીતે અઘોષ અને દીર્ઘ સ્વરોથી ઓજસ્ સધાય છે.

કંકુ વરણી ભોમકા, સરવો સાલે માળ
નર પટાધર નીપજે, પડ જોવો પાચાળ,
ઠાગો માડળ ઠીક છે. કદી નહિ જ્યા કાળ.
ચાર પગા ચરતાં ફરે, પડ જોવો પાંચાળ.

જૂની કવિતાએ આ વર્ણોનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. એવુંજ ઓજસ્, નવા જ ભાવને અનુકૂલ કરેલું હોય એવું, એક થોડા વખત પર પ્રસિદ્ધ થયેલું કાવ્ય આપું છું.

દિસે છ જડ શાન્ત આ પણ વિશાલ પૃથ્વી તણું
તથાપિ રસ રુદ્ર એ પડ તળે ઘુમે તાંડવે
અને ઘુમી ઘુમી મહે પડ બધાંય ભેદી, મહા
પ્રલંગ નભશું ભરે જટિલ રુદ્ર જ્વાલામુખી. ૧
સખે! હૃદય એમ આ જડ સમું ભભૂકી ઉઠે
અને ગહન ચિત્તથી અનનુભૂત લાવા જળી
દહે મૃદુલ ભૂમિકા સકલ માનવી ભાવની
રહે ન અવશેષ કો સ્મરણબંધ એકે બચી. ૨

આ રીતે કાવ્યમાં વર્ણ અનેક રીતે ઉપકારક થાય છે. બાહ્ય શોભાથી તે અર્થનું વ્યંજન અને રસની પુષ્ટિ સુધી તે અનેક પ્રયોજનો જુદી જુદી રીતે સિદ્ધ કરે છે. અને તે કાંઇ કૃત્રિમ રીતે નહિ પણ કવિ સ્વાભાવિક રીતે જ ભાષા અને ભાવ ઉપરના પ્રભુત્વથી ભાવાનુકૂલ વર્ણો પસંદ કરી લે છે. ઉપરના દાખલાથી જોયું હશે કે ઉત્તમ કવિઓ એક સાથે જ આ ત્રણે પ્રયોજનો સિદ્ધ કરે છે. આપણા કાવ્યસાહિત્યમાં કાવ્યના અભ્યાસ અને ઉપભોગ માટે આ સર્વત્ર સ્વીકારાયેલાં દૃષ્ટિબિન્દુઓનો નિર્દેશ કરવો એટલોજ આજનો મારો ઉદ્દેશ છે. પણ આ બધું કહી રહ્યા પછી મારે કહેવું જોઇએ કે વર્ણ એ કાવ્યને ઉપકારક થઇ શકે છે અને ઘણો ઉપકારક થઇ શકે છે પણ ગમે તેવી વર્ણ-ચમત્કૃતિથી અકાવ્ય કાવ્ય બની શકતું નથી.*

રામનારાયણ વિ. પાઠક



* આ ભાષણ થઇ રહ્યા પછી પ્રમુખપદેથી સાક્ષર શ્રી. આનંદશંકરભાઇ જે બોલેલા તે વસન્તમાં છપાયું છે. તેમાં स्वच्छन्दोच्छलदच्छकच्छकुहरच्छातेतरांबुच्छटा એ શ્લોક વિશે પ્રમુખશ્રીએ ઉલ્લેખ કરેલો છે તે શ્લોક હું પૃ. ૧૦૯ મે ઉલ્લેખ કરેલા ચિત્રકાવ્યના દૃષ્ટાંતને અંગે બોલેલો, મૂળમાં લખેલો નહોતો માટે અહીં લીધો નથી.

# સુધારા

અમેરિકાના હિંદ હિતૈષી ડૉકટર સન્ડરલેન્ડે એક પુસ્તક લખ્યું છે અને એમાં મોણ્ટેગ્યુ–ચેમ્સફર્ડ 'સુધારા' વિષે એક પ્રકરણ છે. ડૉકટર સાહેબ જૂદા જૂદા દેશોના રાજબંધારણોના અભ્યાસી છે અને એથી એમની આ 'સુધારા' વિષેની ટીકા એક તટસ્થ હિતચિંતકની હોવાથી નાફેરવાદી અને સ્વરાજીષ્ટ, લિબરલ અને ઇન્ડીપેન્ડન્ટ, તમામ પક્ષોને માટે સરખી વિચારણીય છે:

૧. આ સુધારાની યોજનાના પાયામા જ ખોડ છે કે એમાં હિંદુસ્તાને માગ્યું છે તે નથી મળ્યું, બ્રિટને ધાર્યું છે તે આપ્યું છે, અને હિંદુસ્તાનની મરજી નહોતી છતાં પરાણે આપ્યું છે. આમાં બ્રિટનનું હુંપદ છે, બ્રિગ્નનો ગર્વ છે; હિંદુસ્તાનની નામોશી છે, હિંદુસ્તાનનું અપમાન છે. આમાં બધા હક્ક બ્રિટને પોતાના હાથમાં રાખ્યા છે, હિંદુસ્તાનને નથી આપ્યા.

ન્યાયની દૃષ્ટિએ આ યોજના હિંદુસ્તાન અને બ્રિટને ભેગા બેસીને ઘડવી જોઇતી હતી, એક બીજાના હક્કનો સ્વીકાર કરવો જોઇતો હતો. પણ આ તો એક પક્ષે જ બધી યોજના ઘડી છે અને બીજા પક્ષ પર તે ઠોકી બેસાડી છે. આમાં આપલેનું તત્ત્વ જરાયે નહોતું, એકબીજાને પૂછવાપણું પણ નહોતું. માલિકે હુકમ કર્યો અને ગુલામે તે માથે ચઢાવ્યો. બ્રિટને પાચસેંગે મજલેથી સુધારાની યોજના ફેંકી અને હિંદુસ્તાનના લોકોએ ઘુંટણીએ પડી તે ઝીલી લીધી.

હું જાણું છું કે મિ. મોણ્ટેગ્યુ આ યોજના ઘડતાં પહેલાં હિંદુસ્તાન ગયેલા અને તેમના પ્રતિનિધિઓને મળેલા આ બરાબર છે, પણ તે પછી શુ થયું? મિ. મોણ્ટેગ્યુ અને બ્રિટનના પ્રતિનિધિઓએ વિલાયત બેઠા બેઠા સુધારાની યોજના ઘડી કાઢી અને હિંદુસ્તાનના પ્રતિનિધિઓને દૂર રાખ્યા. આ અન્યાય થયો, બ્રિટનને ન છાજે એવો અન્યાય થયો. હિંદુસ્તાન અને બ્રિટનના સરખા પ્રતિનિધિઓએ ભેગા મળી આ યોજના ઘડી હોત તો હિંદુસ્તાનના લોકો તે ખુશીથી સ્વીકારત, પણ આ વાતનો વિચાર થયો જ નહિ.

૨. આ યોજના સામે બીજો વાંધો એ છે કે તે પોતાનું જ ખંડન કરનારી છે.

આ યોજનાને ડાયર્કી ( Dyarchy ) અથવા દ્વિમુખી વહીવટ એવું નામ આપવામાં આવ્યું છે. ડાયર્કી એટલે બે રાજાનો ભેગો વહીવટ, જેવો કે ઇંગ્લેન્ડમાં વિલિયમ અને મેરીનો હતો. અહીંઆં અંગ્રેજ અને હિંદીઓનો ભેગો વહીવટ રાખવામાં આવ્યો છે–કેટલાંક ખાતાઓ ટ્રાન્સફર કરી હિંદીઓને સોંપવામાં આવ્યાં છે અને બાકીનાં ખાતાઓ રીઝર્વ ( અનામત ) તરીકે પહેલાની જેમ અંગ્રેજોના હાથમાં રાખવામાં આવ્યાં છે. આ

તો વાઘ અને બકરીને સાથે બાંધવા જેવું થયું–સ્વરાજ્ય અને એની સાથે પરરાજ્ય; પ્રજાનું રાજ અને એની સાથે નોકરશાહીનું રાજ. આ બન્નેનો મેળ કેવી રીતે ખાય? સામસામી દિશામાં જનાર બે ઘોડા પર એકી સાથે ચઢાય એવું કદિ સાંભળ્યું છે? લિન્કને કહ્યું છે કે: કોઇ પણ પ્રજા અડધી ગુલામ અને અડધી સ્વતંત્ર ન રહી શકે.+ પણ એ જ આ યોજનાનો હેતુ લાગે છે.

૩. આ યોજનાની સામે ત્રીજો વાંધો એ છે કે એમાં હિંદીઓના નાગરિક તરીકેના હક્કનું રક્ષણ કરનાર કોઇ પણ જાતનું વચન નથી, કોઇ પણ જાતની બાંહેધરી નથી, કે કોઇ પણ જાતનું બિલ ઓફ રાઇટ્સ નથી. વિચાર અને વાણીની સ્વતંત્રતા, છાપાની સ્વતંત્રતા, સભાઓ ભરવાની સ્વતંત્રતા જે દરેક સ્વતંત્ર દેશ ભોગવે છે તેમાંનું આમાં કશું નથી. જે દેશમાં ધારે તે માણસને પોલિસ વગર વૉરન્ટે પકડે છે અને જેલમાં નાંખે છે, જે દેશમાં ખેતરોમાં કામ કરનાર સ્ત્રી પુરુષો પર બૉમ્બગોળા વરસ્યા છે, જે દેશમાં અમુક ગલીમાં જનાર માણસોને પેટઘસણી કરવી પડી છે, જે દેશમાં શાંતિથી એકઠા થએલા નિઃશસ્ત્ર માણસો પર ગોળીબ્હાર થયાં છે અને જે દેશમાં કેદીઓને માલગાડીમાં પૂરી ગુંગળાવી મારવામાં આવ્યા છે, ત્યાં તો નાગરિકના જાનમાલના આવા રક્ષણના કાયદાની ખાસ જરૂર છે, જેથી ભવિષ્યના માયકેલ ઓડવાયર અને જનરલ ડાયર સામે લોકોને રક્ષણ મળી શકે, પણ એવી કોઇ કલમ આ સુધારામાં નથી.

૪. આ યોજનાની સામે ચોથો વાંધો એ છે કે કાયદા ઘડવાની તમામ સત્તા બ્રિટનના હાથમાં રાખી છે, એમાં હિંદુસ્તાનના લોકોનું ઉપજે તેવું કાંઇ નથી. સાચું છે કે વાયસરૉયની કારોબારી સમિતિમાં હવે ત્રણ હિંદીઓ રહેશે, પણ તેમાં બહુમતિ તો અંગ્રેજોની જ રાખી છે. પ્રાંતિક કારોબારી સમિતિઓમાં પણ અંગ્રેજોની જ બહુમતિ છે, લેજીસ્લેટીવ એસેમ્બલીમાં હિંદીઓની બહુમતિ છે ખરી, પણ તેમના હાથમાં સત્તા કાંઇ નથી. બધી બાબતો પર મત આપવાનો પણ તેમને અધિકાર નથી અને કેટલીક બાબતો પર તો ચર્ચા કરવાની પણ તેમને મનાઇ છે. સરકારે ઘડેલાં બિલ હિંદુસ્તાનના લોકો પસંદ કરે યા ન કરે પણ સરકાર તો પસાર કર્યે જ જાય છે. એવી આ સુધારાની ખૂબી છે અને હિંદુસ્તાનના પ્રતિનિધિઓ બધાયે તેની સામે પડે તો યે તેને અટકાવી શકે તેમ નથી (જેમ કે મીઠા પરનો કર વેરો) કે ભેગા મળીને સરકારની મરજી વિરૂદ્ધ કોઇ નવો કાયદો કે એક કલમ પણ પસાર કરી શકે એમ નથી. ટુંકામાં કહીએ તો સુધારાએ યોજેલી આ ધારાસભાઓ ધારાઓ ઘડવાની બાબતમાં સાવ શક્તિહીન છે–નપુંસક છે. ગવર્નર અને ગવર્નર–જનરલને કોઇ પણ કાયદાને બ્હાલી નહિ આપી અદ્ધર ટંગાવવાની સંપૂર્ણ સત્તા છે. આવી બ્હાલી નહિ આપવાની સત્તા અમેરિકાના પ્રેસિડન્ટને પણ છે, પરંતુ તેના મનાઇ હુકમને ઓળંગી અમેરિકાની કોંગ્રેસ ચાહે તે કાયદો પસાર કરી શકે છે. હિંદુસ્તાનમાં એવું નથી. હિંદુસ્તાનમાં તો ગવર્નર કે ગવર્નર–જનરલનો મનાઇ હુકમ એ બ્રહ્માનો લેખ છે; એને કોઇ મિટાવી શકતું નથી.

અલબત્ત, આ સુધારાની યોજનાથી હિંદુસ્તાનના લોકપ્રતિનિધિઓને હરકોઇ વિષય પર ચર્ચા કરવાની કે ભાષણ કરવાની સંપૂર્ણ છૂટ મળી છે અને આથી બ્રિટિશ અધિકારી-

+ A nation cannot endure half free and half slave.

ઓને લોકોની લાગણીઓ અને માગણીઓની જાણ થાય છે, પણ તેની અસર શી છે? એક મુખ્ય બ્રિટિશ અધિકારીએ વાત વાતમા એક અમેરિકનને કહ્યું કે "આ હિંદી-ઓને-દેશીઓને ભાષણ કરતા અમે ધારાસભામાં સાંભળીએ છીએ, તેમની સ્વરાજ અને કેળવણી સંબંધી માગણીઓ પણ ધ્યાન રાખી સાંભળીએ છીએ, તેમની ચર્ચા પણ સાંભળીએ છીએ–અને તેઓ ખુશી થાય છે અને પછી—We do as we damned Please! —અમારી મરજીમા આવે તેમ કરીએ છીએ'"

ગવર્નર-જનરલને કોઇ પણ કાયદાને સર્ટીફીકેટ આપી પસાર કરવાની જે સત્તા આપ-વામા આવી છે, એથી તે તો ખાસ મોગલ શાહેનશાહ જ બની જાય છે અને આખું હિંદુસ્તાન તેના પગ પાસે આળોટે છે.

૫. આ યોજનાની સામે પાચમો વાંધો એ છે કે તેમાં હરેક જગ્યાએ નકારના જ રણકાર સંભળાય છે. હિંદીઓને કયા કયા હક્કો નથી, કયા કયા અધિકારો હિંદીઓને આ યોજનાથી મળવા નથી, કયી કયી સત્તાએ આ યોજનાથી હિંદીઓના હાથમાં આવતી નથી. આ 'નથી'ના સમુદ્રને વારંવાર આગળ ધરવામાં અને તેના પર દરેક ડગલે ને પગલે ભાર દેવામાં જ આ યોજનાની લેખનકળા ખર્ચાઇ છે. કોઇ જર્મન શહેરમાં 'વર્બો-ટન' (Verboten) શબ્દ એટલો પ્રસિદ્ધ નહોતો જેટલો 'નકાર' (forbid) શબ્દ આ યોજનામા પ્રસિદ્ધી પામ્યો છે. આપવાનો નહિ પણ નકારવાનો આ યોજનાનો હેતુ લાગે છે. જ્યાં કોઇ સરસ આપવા જેવી ચીજ આવે છે ત્યાં 'નકાર' તુરત સામે આવીને ઉભો રહે છે—કેટલીક વાર આ 'નકાર' ને reservation—મર્યાદાનો બુર્ખો ઓઢાડે છે પણ આ બધી મર્યાદાઓ હિંદના હિતની નથી હોતી, બ્રિટનના જ હિતની હોય છે.* અરે, હિંદીઓને સોપાયેલાં (ટ્રાન્સ્ફર્ડ) ખાતાઓને પણ દોરી લગાવેલી છે. રખેને બ્રિટનની ઇજ્જત ઝાખી પડી જાય, એનો કાઇ હક્ક જતો રહે, એની કોઇ સત્તા ઓછી થઇ જાય એ જ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે; હિંદુસ્તાનને એના હક્કો મળશે કે નહિ એની જરાયે કાળજી રાખવામાં આવી નથી. માત્ર અણીને વખતે હિંદુસ્તાન પરનો પોતાનો પંજો કાયમ રાખવાને ખાતર જ આ યોજના ઘડવામાં આવી છે. હિંદુસ્તાનના લોકોનો અસંતોષ ઓછો કરવાને ખાતર, તેમની દીનતાનો દંશ હળવો કરવાને ખાતર, તેમના ઘાયલ અભિ-માનનું દર્દ કમી કરવાને ખાતર આ અધીણની બાળાગોળી આપવામાં આવી છે અને એ રીતે હિંદુસ્તાનની વફાદારી જાળવી રાખવાનો ઉપાય અજમાવ્યો છે. આ યોજનાને બ્રિટન તરફની હિંદુસ્તાનને એક મોટી નવાજિશ હોય એવું રૂપક આપવામાં આવ્યું છે, પણ આ પાંચ વરસની અજમાયશ પછી એ રૂપકનો ભેદ ખુલી ગયો છે અને હિંદુસ્તાનને ઠંડું પાડી બ્રિટનના પંજામાં વધારે સમય રાખવાની આ એક કરામત જેવું લાગે છે. આમાં નવા-જિશ જેવું કાંઇ નથી. માત્ર મેઘધનુષ્યને છેડે સોનાની દાઢી હિંદુસ્તાનના લોકોને બનાવી છે.

૬. આ યોજનાની સામે છઠ્ઠો વાંધો એ છે કે એમાં હિંદુસ્તાનને સ્વરાજ ક્યારે મળશે તેની મુદ્દત જ આંકી નથી. એ મુદ્દત આખી પોલી જ રાખી છે, કોઇ વખતે અવિ-

* જેમકે, લશ્કરનો વહીવટ, દેશપરદેશ સાથેનો સંબંધ વગેરે ધારાસભાની સત્તાની બ્હાર રાખવામાં આવેલ છે.

પ્યમાં મળશે, બ્રિટનની ઇચ્છા થશે ત્યારે મળશે એવો કાંઇ ઝીણો ઝાંખો આભાસ આપવામાં આવ્યો છે.

પણ આ આભાસ તો વિનાશક છે, ઘાતક છે. આથી તો યોજનામાં આપેલાં બધાં વચનો કોડીની કિંમતનાં થઇ જાય છે. કાયદાનું સામાન્ય જ્ઞાન ધરાવનાર અલલટપ્પું પણ જાણે છે કે હું કોઇને અમુક રકમ આપવાનું લખી આપું પણ તેમાં હું કયી તારીખે તે રકમ આપીશ તે જણાવું નહિ તો મારું તે લખાણ નકામું છે, ફોગટ છે. એથી મારી ઉપર સામા માણસનું કાંઇ ચાલી શકે નહિ. અથવા તો હું એવું વચન આપું કે એ રકમ હું મારી મરજીમાં આવે ત્યારે આપીશ તો એ વચન પણ નકામું છે. મારે જો એ રકમ આપવી જ હોય તો હું તે ક્યારે આપીશ તે મારે જણાવવું જોઇએ. એવું જ આ સુધારાની યોજનાનું છે. સ્વરાજ આપવાની તારીખ તેમાં નક્કી કરી જ નથી, પોલી રાખી છે. બ્રિટિશ સરકાર મરજીમાં આવે તેમ તે તારીખને આઘે ને આઘે ધકેલી શકે એમ છે. એમાં કાંઇ વચન જ નથી, બંધન નથી.

પણ એક બીજી તારીખ સુધારાની યોજનામાં નક્કી થયેલી છે, તે તારીખ હિંદુસ્તાનને ક્યારે સ્વરાજ મળશે તે નથી. પણ ક્યારે સ્વરાજ તરફની તેની ગતિ અટકાવી દેવામાં આવશે અને આજે તે જે જરા સરખું સ્વરાજ ભોગવે છે તે પણ ક્યારે તેની પાસેથી છીનવી લેવામાં આવશે તે તારીખ બરાબર નક્કી કરી છે દશ વરસે હિંદુસ્તાનની પરીક્ષા લેવા માટે હિંદુસ્તાનને ગુલામ બનાવનાર પ્રજાનું એક કમિશન બેસશે અને હિંદુસ્તાન સ્વરાજ માટે લાયક છે કે નહિ તેની તપાસ કરશે. આથી હિંદુસ્તાનના લોકોને આ યોજના વિષે જરાયે વિશ્વાસ ન રહ્યો હોય તેમાં શી નવાઇ? ૧૯૨૨ માં લોઇડજ્યોર્જે સ્પષ્ટ શબ્દોમાં હિંદુસ્તાનને સંભળાવી દીધું છે કે 'બ્રિટનની નોકરશાહી'નું 'લોખંડી ખોખું' તો રહેવાનું ને રહેવાનું જ. ટુંકામાં, આ યોજનાથી હિંદુસ્તાનને હજાર વરસે પણ સ્વરાજ મળે એની ખાતરી મળતી નથી.

રશિયાના કેટલાક જુલમગારો વિષે ટાલ્સટોયે કહેલું કે તેઓ લોકોને માટે બધું કરવા તૈયાર છે, માત્ર તેમની પીઠ પરથી ઉતરવા માગતા નથી. હિંદુસ્તાન પણ બ્રિટન પાસેથી એટલું જ માગે છે કે એની પીઠ પરથી તે ઉતરી જાય.

બોઅર લડાઇ પછી બ્રિટને દક્ષિણ આફ્રિકાને સ્વરાજ આપી બ્રિટિશ શહેનશાહતનું દોસ્ત બનાવ્યું. યુરોપની લડાઇ પછી હિંદુસ્તાનને સ્વરાજ આપી તેને પણ એ સોનાની સાંકળથી બાંધવાની એક સરસ સંધિ પ્રાપ્ત થઇ હતી બ્રિટને તે ગુમાવી. હજુ પણ તે જાગશે? અતિ અસૂરું ન થઇ જાય તે પહેલાં જાગશે? તોફાનનાં ચઢી આવતાં વાદળાં ગડગડાટ શરૂ કરે અને વિજળી ચમકાર કરે તે પહેલાં હિંદુસ્તાનને અપનાવશે? કે અમેરિકાની બાબતમાં બન્યું તેમ અહીંઆં પણ too late—અતિ અસૂરું—એ શબ્દોની ઇતિહાસમાં પુનરાવૃત્તિ કરશે?

ન.

# લોકચર્ચા

## કાળીપરજનું દુઃખ

કાળી પરજનું નામ ગુજરાતમાં હવે અપરિચિત નથી. સુરતથી નાસિક સુધી નકશામાં લીંટી દોરીએ તો તે કાળી પરજની ભૂમિના મધ્યમાંથી પસાર થાય. તેમનો કેટલોક ભાગ જે ખેતીવાડી કરનારો છે, તે જાતિએ કાળી પરજ હોવા છતાં બીજી બધી રીતે દેશના બીજા ખેડુતો જેવો જ છે. કેટલોક ભાગ જંગલમાં રહેનારો છે તે પહેરવેશમાં, રીતભાતમાં, સમજણમાં સાધારણ ખેડુતો કરતાં જૂદા તરી આવે છે.

આ પ્રજા આજે ગરીબ અને દુઃખી સ્થિતિમાં છે, ભૂતકાળમાં પણ કોઇ વખતે તેઓ સારી સ્થિતિમા હોય એવાં ચિહ્ન જણાતાં નથી. તેમનામાં કેટલાક પ્રતાપી જમીનદારો અને પટેલીઆઓ થઇ ગયા છે અને આજે પણ કેટલાક છે એ ખરૂં. સોનગઢનો કિલ્લો સાંભળવા પ્રમાણે કોઇ સોનીયા નામના પરાક્રમી પટેલિઆને નામે ઓળખાય છે. આજે કેટલાક બ્હોળી જમીનના ધણીઓ કયાંક કયાંક જોવામાં આવે છે. જેમના વડવાઓની હાક વાગતી હતી અને રીતસરની રાજ્યસત્તા ચાલતી હતી, ગાયકવાડો જ્યારે અંધાધૂંધીમાંથી ધીમે ધીમે પોતાનો પગ ગુજરાતમા સ્થિર કરતા હતા ત્યારે આ વર્ગે તે વખતના રાજકારણમાં ભાગ લીધાનું પણ જણાય છે. આજે રાજ્યસત્તા તો કોઇની જ પાસે રહી નથી. જમીન, ધન અને લાગવગથી કેટલાક મોટા છે ખરા, પણ બહુજ આંટીઘૂંટીથી અઘરાં બનેલાં નવાં રાજકારણોમાં ભાગ લેવા જેટલા તેઓ કેળવાયેલા નથી.

પરંતુ ઉપર જે વર્ગની વાત કરી તે તો દરિયામાં ખસખસ છે; અને ભુતકાળમાં પણ એવો વર્ગ મોટો હોય એમ લાગતું નથી.

કાળી પરજ વસ્તીનો મોટો ભાગ આજે ગરીબ છે અને ભૂતકાળમાં પણ તેવો જ હતો. પણ આ લેખમાં હું એમ બતાવવા માગું છું કે આજે તેઓ દુઃખી છે તેવા ભૂતકાળમાં કદિ દુઃખી નહોતા.

પહેલાંના વખતમાં જે જંગલમાં તેઓ જન્મેલા તે જંગલની અને તેમની પોતાની વચ્ચે પરમેશ્વર સિવાય બીજું કાંઇ નહોતું. જંગલનાં ફળમૂળ, જંગલનાં લાકડાં, જંગલનાં જનાવર વિગેરેના તેઓ માલીક હતા. જરૂર જેટલું અનાજ પકાવવા માટે જંગલની જમીન તેમને માટે ખુલ્લી હતી. આજે એ પરિસ્થિતિ નથી. આજે તેમના જંગલના માલેક ક્યાંક અંગ્રેજ છે, કયાંક ગાયકવાડ છે. ક્યાંક બીજી રિયાસતો છે. એ રાજ્યોના હુતો જંગલની ઝીણામાં ઝીણી પેદાશનો સખ્ત પહેરો રાખે છે. જંગલનું નાનું સરખું તણખલું કોઇ બાળે તો તેમનો ખરડો ફાટી જાય. જે ચીજને તેઓ પ્રથમ સ્વાભાવિક રીતે જંગલમાંથી લઇ

શકતા અને વાપરી શકતા તે આજે લે તો તેઓ ચોર ગણાય છે. પહેલાના વખતમાં એ જંગલો ઉપર કોઇ રાજ્યસત્તાનો અમલ નહિજ હોય એમ કહેવાની મતલબ નથી, પરન્તુ એ રાજ્યસત્તાને જંગલમાંથી પોતાને સારૂ મંગળ કરવાનો, જંગલને કાપીને કપાસના ખેડાણ કરવાનો લોભ નહોતો એ વિષે શક નથી. જંગલની પ્રજા જંગલનો માલ વાપરે એમાં પ્રતિબન્ધ કરવાનું કોઇને સૂઝતું જ નહિ. માણસ ગરીબ હોય તેને મોજશોખ ન હોય તે એને માટે અસહ્ય નથી, પરંતુ જંગલમાં ઉત્પન્ન થવા છતાં, પરાપૂર્વથી ઘર ગણીને તેની બધી ઉપજ યથેચ્છ વાપરવાની પ્રથા હોવા છતાં એજ ઘરમાં જ્યારે ચોર થઇને રહેવાનું આવી પડે ત્યારે માણસ ખરેખરો દુઃખી થાય છે. તે માર્યો માર્યો ફરે છે, પહેલાં સ્વાભાવિક રીતે ચોરી કરે છે, પછી જાણીજોઇને કરે છે, પછી લાંચરૂશ્વતની યુક્તિઓ ખોળતાં શીખે છે, કેટલાક સિપાઇસપરાંની દોસ્તી બાંધીને પોતાના દુઃખી થઇ પડેલા જાતિભાઇઓને વધારે દુઃખી કરનારા પણ નીકળે છે.

જે વર્ગ ઘણા વખતથી જંગલમાંથી બહાર નીકળીને ખેતીના ધંધે વળગેલો છે. તેમની કહાણી આથી યે કરૂણાજનક છે. તેમને દુઃખી રહેવાનુંજ કાંઇ જ કારણ નહોતું. લગભગ બધાની પાસે ખપ પૂરતી જમીન હતી, કેટલાક બહોળી જમીનવાળા પણ હતા. જમીન સારી, વરસાદપાણી પણ સારાં. જંગલમાંથી તાજી નીકળેલી જાતિ ચરોતરના ખેડુતોની માફક જમીનની રજેરજમાંથી જવાબ મેળવવાની વૃત્તિવાળી તો ન જ હોય. તેઓ જરૂર જોગું અનાજ ઉગાડીને સંતોષ માનતા હશે. પણ એમાં એમને દુઃખ નહોતું. આ વર્ગના હાલના દુઃખનું કારણ તેમનો એક શોખ નિવડયો છે. તાડીનો અને દારૂનો શોખ તો આ જાતિ પ્રાચીનકાળથી કરતી આવી છે, પણ જ્યાં સુધી તેમનો એ શોખ રાજની અને ધનિક પડોશીની નજરે ચડયો નહોતો ત્યાં સુધી તેઓ સુખી હતા. ઘરની જમીન ઉપર તાડ હોય, ખજુરીઓ હોય, મહુડાં હોય. વાર તહેવારે તાડી પીએ અને ખાસ પ્રસંગે મહુડાં ગાળીને દારૂ પીએ. કેટલાક વધારે પડતું પીનારા નહિ હોય એમ નથી. પણ મોટો વર્ગ કેવળ વાર તહેવારેજ આ શોખ કરતો. લોભી રાજાએ અને ધનિક પડોસીઓએ જોઇ લીધું કે દારૂ ક્વચિત્ ક્વચિત્ વપરાય છે તેમાં દારૂનો યે વાંક નથી, તેમ પીનારાઓનોયે વાંક નથી વાંક માત્ર તેની દુર્લભતાનો છે. તેમણે ઘેર ઘેર એ ચીજને સુલભ કરી મુકી. પીનારાઓનું પ્રમાણ ઝપાટાથી વધ્યું. દારૂએ પોતાનો પ્રભાવ વિસ્તાર્યો, દેવું કરી કરીને લોકોએ પીધો. દેવું વધી પડયું એટલે જમીનો મૂકી મૂકીને પીધો, જમીનોયે ન રહી ત્યારે મજુરી કરી કરીને પીધો, મજુરીયે ન થઇ શકી ત્યારે તેમની આછી રાબડીમાં કાપ મૂકી મૂકીનેયે પીધો, અને એયે ખૂટી ત્યારે દારૂવાળાઓની ખુશામત કરીને પોતાના જાતિભાઇઓનો નાશ કરવામાં દારૂવાળાઓના અને સિપાઇસપરાંના હાથમાં હથિયાર બનીને યે પીધો.

આજે આ વર્ગની શી સ્થિતિ છે? જમીનના માલીક મટીને ઘણાખરા મજુર બની ગયા છે. મોટા જમીનદારો હવે ટુકડાના જ માલિક રહેલા જોવામાં આવે છે. પોતાની માલીકીની જમીનમાં આજે તેઓ અર્ધ ભાગે કે મજુરીએ કામ કરે છે અને એ જમીન ઉપર એમનું ઝુંપડું પણ નવા માલીકની મહેરબાની હોય ત્યાં સુધી જ રહી શકે છે. દારૂ વેચનાર પારસીઓ હજારો વીઘાંના માલીક બન્યા છે, નાણાં ધીરનાર વાણીઆઓ પણ

હજારો વીઘાંના માલીક બન્યા છે. આ પરિવર્તનમાં એક ભોળી પ્રજા કેવા દુઃખના દરિયામાં ફસાઇ પડી છે એ કાં તો નજરે જોવું જોઇએ કે કાં તો કલ્પના કરી લેવી જોઇએ. આ બધું હજુ તો તાજું તાજું છે. ઠેર ઠેર એવાં માણસો જોવામાં આવશે, જેમની જમીનો હજુ હમણાં હમણાંમાં જ પારસી કે વાણીઆ શાહુકારની બની ગઇ છે. અને જ્યારે તેઓ પોતાની જમીન વિષે મમતાની સાથે વાત કરે છે, જેમાં માલીક તરીકે ખેડુતો, માલીક તરીકે રહેતા તેમા મજુર તરીકે હવે રહેવું અને ખેડવું પડે છે. એની વાત નીસાસા સાથે કહે છે ત્યારે પત્થર પણ પિગળે એવું દશ્ય બને છે. અને આ બધું દુઃખ પણ જો એકલું આવ્યું હોત તો પણ બહુ અફસોસનું કારણ નહોતું. પરન્તુ આ તો દારૂબાજીની સાથે સંકળાયેલું દુઃખ છે. દારૂબાજી એવી ચીજ નથી કે જે દુઃખ વધે તેમ પોતે ઘટતી જાય. એ તો દુઃખ કરતાં હમેશાં બે ડગલા આગળ જ રહેનારી અને વધારે ને વધારે ઊંડી ખાઇમાં દોરી જનારી વસ્તુ છે. અને દારૂબાજી કદિ એકલી તો આવે જ નહિ. તેની જોડે કળિયુગનું આખું લશ્કર સમજી જ લેવું જોઇએ.

દુઃખનો ડુંગર અત્યંત મોટો થઇ ગયો છે. કદાચ એથી જ હમણાં હમણાં ઇશ્વરકૃપાનાં મીઠાં ઝરણાં કયાંક કયાંક ફુટતાં જોવામાં આવે છે. દારૂના હરેક ઉપાસકોએ કોઇ માને પણ નહિ એ રીતે પોતાના હૃદયમા દારૂ સામે યુદ્ધ કર્યું છે અને વિજય મેળવ્યો છે. તેમનો ચેપ ધીમે ધીમે કરતાં સારી સંખ્યામાં ફેલાયો છે. કોમના હિતનો વિચાર કરનારા અને આપણે લોકો માની પણ ન શકીએ તેટલો શારીરિક અને આર્થિક ઘસારો વેઠીને કોમની સેવા કરવા નિકળી પડનારા આજે ઠેર ઠેર જોવામાં આવે છે. ખરેખર આ ઇશ્વરકૃપા જ કહેવી જોઇએ. દારૂબાજીનું સીધું પરિણામ જે આપણી બુદ્ધિ વિચારી શકે તે તો કેવળ આખી જાતિનો નાશ જ હોઇ શકે. પરન્તુ પરમેશ્વરની રીતો આપણા જેવી તર્કશાસ્ત્રથી બંધાયેલી જણાતી નથી. નાશની અણીને ટાંકણે જ તેણે કાળી પરજ ઉપર કૃપાદષ્ટિ કરી છે. ઉજળી પરજમાં ઉજળી પરજના હિતનો વિચાર કરનારાનું જેટલું પ્રમાણ છે તેના કરતાં કાળી પરજમાં કાળી પરજના હિતનો વિચાર કરનારાનું પ્રમાણ વિશેષ છે એમ મેં જોયું છે. તેથી મને વિશ્વાસ છે કે એ જાતિને પોતાની અધમ હાલતમાંથી ઉપર ચડતાં હવે વાર લાગશે નહિ, અને તેમને કાળી પરજ કહેતાં આપણા લોકો પોતાની મેળે લજવાશે.

જુગતરામ દવે



પહેલે દિવસે ગિજુભાઇ તથા નૃસિંહપ્રસાદનાં વ્યાખ્યાનો તમે સાંભળ્યાં હતાં ? પ્રમુખશ્રીની ચૂંટણી માટેનું શ્રી. તારાબાઇ મોડકનું વ્યાખ્યાન મને સૌથી વધારે ગમેલું; કારણ કે તેમાં પ્રમુખના સદ્‌ગુણનું તેમજ આ સ્થાન માટેની તેમની યોગ્યતાનું ઘણું સચોટ દર્શન હતું. આજે ત્રણ દિવસે મને ખાતરી થાય છે કે પ્રમુખશ્રીએ તેમના સ્થાનને દીપાવ્યું હતું. પણ હું આડો ઉતરી ગયો. આ સંમેલન માટે કોઇ નામ શોધવાનું મને કોઇ સોંપે તો હું જરૂર તેને કુમારસંભવ કહું. પાર્વતીએ જ્યારે કઠોર તપશ્ચર્યા કરી, અંતરને સંપૂર્ણ વિશુદ્ધ કર્યું, જીવનમાંથી કામને ભસ્મસાત્ કરી ત્યાગનું અવલંબન કર્યું ત્યારે કુમારનો જન્મ થયો. આપણાં બાલકો જન્માજ કરે છે, તે અકસ્માત્ અને અપલક્ષણ બન્નેનું પરિણામ છે. જો કુમાર જગત ઉપર અવતરે તેની ગંભીરતાનું આપણને ભાન હોય તો મ્હને લાગે છે કે આપણે પણ ફ્રબલની માફક એમજ કહીએ કે ચાલો આપણે આપણાં બાળકો માટે જીવન યોજીએ. મોન્ટેસરી પદ્ધતિ એ ફ્રબલના સિદ્ધાંતોની પૂર્તિ જેવી છે. ફ્રબલની દૃષ્ટિ પિતાની છે; તેનો તો સિદ્ધાન્ત વધારે મહત્ત્વનો છે; પણ પદ્ધતિ તો મોન્ટેસરીની વધારે વિકાસકારક થઇ શકી છે. ગિજુભાઇએ મોન્ટેસરી પદ્ધતિ માટે તપસ્યા કરી તેમાંથી જ કુમારસંભવ થયો.

પ્રમુખનું વ્યાખ્યાન તમે સાંભળેલું. સાંભળ્યા પછી હું તે એકવાર ફરી વાંચી ગયો, મ્હને લાગે છે કે સૌથી ગંભીર અને મનનયોગ્ય ભાષણ તે હતું. તેમના આખા ભાષણનો ઝોક નીતિ તરફ ખાસ કરીને વ્યાવહારિક નિયોગોમાં કર્તવ્યતાના જ્ઞાન તરફ હતો. અને જો કે તેથી મોન્ટેસરીના અત્યારે વ્યવહારાના વિચારો સાથે તેમનો સંવાદ નથી છતાં માબાપ કે મોન્ટેસરી શિક્ષકના વ્યક્તિત્વ માટે તેમાં અતિશય ઉંચો આદર્શ હતો. એ આદર્શયોગ્ય જે પુરૂષ હોય તે તો પદ્ધતિનીયે પર હોય.

સંમેલનના બીજા દિવસના કાર્યક્રમમાં તમને રસ પડે એવું થોડુંજ હતું. આગલે દિવસે વંચાયેલ શ્રી. કાલેલકરના બે બોલ પછી બીજાં લખાણો શુષ્ક લાગે એમાં નવાઇ નથી. છતાં નાનાભાઇનો મોન્ટેસરીનો સાર્વત્રિક ઉપયોગ કરવાની હીમાયત કરતો લેખ, હરભાઇનો ડોલ્ટન પ્લેન ઉપરનો, ચિનુભાઇનો હિન્દુસ્તાની સંગીત પદ્ધતિ ઉપરનો, એટલા લેખ મહત્ત્વના હતા. પ્રમાણમાં વધારે સારા લેખો તો ઘણા હતા પણ સારા અને નઠારાને સરખામણી કરીને નક્કી કરવાનું મને ગમતું નથી. એ ઉપરાંત એક રસિક વ્યાખ્યાન થયું હતું તે સર પ્રભાશંકરનું, એમને ઘણા લોકો સર પટણી કહે છે તે સાંભળીને હસવું આવે છે. તેઓ પોતાની જિંદગીમાં કરેલ પહેલી અને છેલ્લી એક જ ભૂલનું સ્મરણ કરતાં ગદ્‌ગદિત થઇ ગયા. અને એ અનુભવ પછી મોન્ટેસરીના સિદ્ધાંતો રાજકીય અને કૌટુંબિક નિયોગોમાં કેટલે અંશે અને ક્યારે ઉપયોગી થાય તે તેમણે કહ્યું.

ત્રીજા દિવસનો કાર્યક્રમ મુખ્યત્વે મોન્ટેસરી પદ્ધતિ પ્રમાણે કામ કરનારાઓની મુશ્કેલીઓ અને ગુંચવણો ઉકેલવા, બાલમંદિરનું શિક્ષણ કાર્ય બતાવવા, તેમજ ભણતાં બાલકોના ખેલ ભજવી બતાવવા, સ્નેહસંમેલન ભરવા વગેરે માટે હતો.

પણ ત્રણે દિવસમાં સર્વોત્કૃષ્ટ વાત મ્હને બે લાગી. બાળકોનું સંગીત, એમનાં વિશુદ્ધ સૂરો અને એમનું અચૂક તાલજ્ઞાન હજી મ્હારા કાનમાં ગુંજ્યા કરે છે. અને બીજી વાત પ્રમુખના ઉપસંહારના છેલ્લા શબ્દો. આ આખા સંમેલનમાં બધા બાલકોનાં શિક્ષણ માટે

વાત કરવામાં જ એટલા રોકાઈ ગયા હતા કે વક્તા અને શ્રોતા અન્તે બાલકોને ભૂલી ગયા હતા. સરલા બ્હેને ઉપકાર વાક્યોમાં બાલકોનો પણ ઉપકાર માનીને સંમેલનની ભૂલ સુધારી મ્હને વિચાર થયો કે બીજું કોઇ પ્રમુખ હોત તો તેને આ ભુલ સૂઝત કે નહીં. બાલકો તરફનું આ પ્રકારનું વાત્સલ્ય માતૃહૃદયને જેટલું સુલભ છે તેટલું પિતૃહૃદયને નથી.

એકંદરે શિક્ષણની પલટાતી દિશા બતાવવા આ સંમેલન એક સૂચક ચિહ્ન હતું. એક મોન્ટેસરી સંઘની સ્થાપના થઈ તેને હું કુમારસંભવ કહું છું, શિક્ષણશાસ્ત્ર માટે દર્શાવેલા વિચારો આજ ત્રીસ વરસ પહેલા ગુજરાતી ભાષામાં પહેલી વાર ઉતર્યા હતા. એજ વિચારોની અસર પ્રમુખશ્રીના વ્યાખ્યાનોમાં પણ હતી. છતાં ખૂબી એ હતી કે શ્રોતાઓને તો તેની ખબરે હતી નહીં.

મહાન્ વિચારો પણ મહાન્ પુરૂષોની જેમ જનતા પાસે અન્ધકારમાં આવે છે અને પરિણામે નિદ્રાધીન માણસો જાગે ત્યાર પહેલા તે વિચારક જોડે ચાલ્યા જાય છે. હાલ એજ

લિ. મુનિકુમારના વન્દે.

---

## બાલ-સ્વરાજ્યનો સમારંભ

ભાવનગરમાં બાલમન્દિરની ટેકરીની તળેટીમાં બાલશિક્ષણસંમેલન ભરાઇ ગયું. દક્ષિણામૂર્તિસંસ્થાની ભૂમિ રંગબેરંગી ધજાઓથી અને ગામ પરગામના શિક્ષણપ્રેમી મ્હેમાનોથી ત્રણ દિવસ સુધી શોભી રહી હતી. ટેકરી ઉપરના બાલમન્દિરમાં માસીના ખોળામાં બેઠેલા એક બાળકે ફરફર થતી એ રંગરંગની ધજાઓને જોઇને 'ફુલ ફુલ' એવા ઉદ્ગાર તેની કાલી ભાષામાં કાઢયા ! બાલશિક્ષણ સંમેલનની શોભાનું વર્ણન બાલવાણીમાં આપી શકું ત્યાં સુધી મારી વાણી શા માટે વાપરૂં ?

સંમેલનમા ત્રણ ત્રણ દિવસ સુધી બાલશિક્ષણ વિષે વિચારણા ચાલી. સંગીત, વ્યાખ્યાન, સંગીત, નિબંધ, રાસ, ભાષણ, રમતો, શંકાસમાધાન, સંગીત, નિબંધ, દાંડિયા, નવી શિક્ષણ પદ્ધતિનું પ્રદર્શન, વળી પાછાં ભાષણ, પાછાં શંકાસમાધાન, પાછાં ભાષણ અને સંગીત. આમ એ ત્રણ દિવસના કલાકોના ટૂંકા તાણામાં ગીચોગીચ કાર્યક્રમના વાણા ઠાંસીને પૂરવામાં આવ્યા હતા. પરન્તુ સંમેલન કંઇ ત્રણ દિવસનો તમાસો જ નહોતું. કાકા સાહેબે લખ્યું હતું તેમ તેના પાયામાં બાલમન્દિરનાં પાંચ વર્ષની તપશ્ચર્યા રહેલી હતી. અને બાલમન્દિરની એટલે કોની? પેલા ઉઘાડે માથે બેસીને બાલ શિક્ષકોની શંકાઓનું સમાધાન કરતા ગિજુભાઇની; પેલાં તારાબ્હેન મોડકની, જેઓ ત્યાં બાળકોને મધુર કંઠે ગરબા ગવડાવી રહ્યાં છે, પેલાં નર્મદાબ્હેનની, જેઓ બાળકોને આસપાસ બેસાડીને વાર્તા કહી રહ્યાં છે, અને બીજા અનેકની, જેમનાં નામ અહીં ક્યાં ગણાવવા બેસું? એમને મોઢે જ્યારે જાઓ ત્યારે બાલમન્દિરની જ વાત, મોન્ટીસોરીની જ વાત. સૂતાં એ, બેસતાં એ, ઉઠતાં એ, ખાતાં એ, પીતાં એ. તેથી જ સંમેલન શોભ્યું અને પાર ઉતર્યું, માત્ર ત્રણ દિવસના ઉત્સાહથી જ નહિ.

\+ \+ \+ \+ \+

સારી સંખ્યામાં શિક્ષકોએ સંમેલનનો લાભ લીધો. બધા જિજ્ઞાસુ જણાતા હતા. પશુને માણસ બનાવતાં બનાવતાં પોતે જ કંટાળીને અર્ધા પશુ થઇ ગયેલા શિક્ષકોને અહીંથી કંઇક નવો કીમિયો પ્રાપ્ત થવાની આશા હતી. કીમિયો મળ્યો હશે કે નહિ તે તેઓ જ કહી શકે, પણ પશુને માણસ બનાવવાની ભયંકર જવાબદારી તેમને માથે છે જ નહિ એટલી નજર તો દરેકની ખુલી હશે એમ હું માનું છું.

કલબલાટ કરતાં બાળકોના ટોળાથી ત્રાસેલા શિક્ષકોને અહીં શાન્ત અને ડાહ્યાં બાળકોનું વ્યવસ્થિત સંગીત સાંભળવા મળ્યું. બાળક એટલે અજ્ઞાની પશુ એવા ખ્યાલવાળાઓએ અહીં બાળકોમાં રહેલા જ્ઞાનબીજનું દર્શન કર્યું. રમતાં બાળકોને ડરાવીને તેમને ચોપડીમાં વળગાડનાર શિક્ષકોએ અહીં જોયું કે રમતમાં અહીં તો કોઇ ભંગાણ પાડતું નથી, પણ અહીં તો રમત જ જાણે કે ભણતર હોય એવો તાલ દેખાય છે.

જે બાળકો રોજ પેન ખોવાનો અને છાશવારે પાટી ફોડવાનો અપરાધ કરે છે તેમના જ હાથમાં અહીં કાગળો અને રંગબેરંગી સીસાપેનો મુકાતી જોઇ. કક્કો ઘૂંટવાની જે લાયકાત જેમનામાં હજુ આવી નથી તેવાં છોકરાંઓ અહીં કાગળમાં લીટાં જેવાં ચિત્રો દોરે છે, છતાં તેમને રોકવાને બદલે ગિજુભાઇ મગરૂરીની સાથે એ ચિત્રો બધાને બતાવે છે! બાળકોના ઉપર કરડપ રાખવાનું મુકીને અહીં તો ગિજુભાઇ ને તારાબહેન ને નર્મદાબહેન અને એમનું બધું લશ્કર નાનકડાં છોકરાં જોડે રાસમાં ઉતરે છે ને ઠેકડા મારે છે! અમને બધું વિપરીત જ બતાવવાની જાણી જોઇને તૈયારી કરવામાં આવી છે એમ શિક્ષકોને લાગ્યું હોય તો આશ્ચર્ય નહિ. પણ આ બધા વિપરીત દેખાવોમાં રહેલા સિદ્ધાન્તનું હાર્દ પ્રેક્ષકોના હૃદયોમાં ઉતરતું હતું એમ સ્પષ્ટ દેખી શકાતું હતું, ઘણાને થયું છે કે આવાં બાલમન્દિર અમારે ગામ કાઢીએ. ઘણાને થયું છે કે અમારી નિશાળમાં નાનાં બાળકોને ગિજુભાઇની રીતે ભણાવીએ, ઘણાને થયું છે કે હવેથી બાળકના ઉપર તેના ભલાની ખાતર પણ હાથ ન ઉપાડીએ. પ્રેક્ષકો ઉપર પડેલી અસર જો સફળતાનું માપ હોય તો આ સંમેલન સંપૂર્ણ સફળ થયું છે.

\+ + + + +

સંમેલનમાં એક સૂર નિકળતો હતો તે ધ્યાન ખેંચ્યા વગર રહેતો નહોતો. એ સૂર મુખ્યતઃ પ્રમુખ સ્થાનેથી ઉદ્‌ભવ્યો હતો. એ સૂચવતો હતો કે મોન્ટીસોરી પદ્ધતિ કોઇ જાદુ નથી, કોઇ અલૌકિક વસ્તુનો ચમત્કાર નથી તેના મૂળમાં માતા જેવું હૃદય છે, બાલપ્રેમ છે, બાલશ્રદ્ધા છે. એ સૂર નવી પદ્ધતિનો વખાણનાર છે, પણ ઉપર જણાવેલી વસ્તુ વગર પદ્ધતિમાં જીવ શી રીતે રહી શકે એમ વિચારનારો છે.

એ સૂર સાંભળીને ઘણાએ છુટકારાનો દમ છોડયો. નવી પદ્ધતિમાં રહેલો બારીક વૈજ્ઞાનિક વિચારપ્રવાહ જોઇને જેઓ હેબતાઇ ગયા હતા એવા શિક્ષકોએ છુટકારાનો દમ ખેંચ્યો. હૃદય માતા જેવું પ્રેમાળ રાખીશું તો બાલમાનસના પૃથક્કરણમાંથી, પદ્ધતિના વૈજ્ઞાનિક અભ્યાસમાંથી સરલતાથી ઉગરી જઇશું એમ ઘણાએ માની લીધું પણ એવા અલ્પસંતોષથી ખરેખરો છુટકારો થોડો જ થાય? માતાના હૃદયની વાત થઇ ખરી, પણ જ્ઞાની માતાના હૃદયની એ વાત હતી. બાળકને મીઠાઇ ખવડાવી ખવડાવીને માંદું પાડી નાંખતી પ્રેમાંધ માતાના હૃદયનાં વખાણ શિક્ષણશાસ્ત્રીઓની સભામાં નહોતાં જ થયાં. આ સંમેલનને પ્રમુખસ્થાને પ્રેમાળ માતાને બેસાડવામાં આવી હતી પણ પ્રેમપૂર્ણ હૃદય એ એકલું આ સ્થાન

છે તે જાળવીને તમને સ્વરાજ્યના સમુદ્રમાં ધકેલી દેશે. તેમાંથી તમે જાણશો નહિ તે રીતે ખાદી અને રેંટિયો તમારે ગળે વળગશે, અને અંત્યજ તમારા ઘરમાં ઘુસશે. એ બધું કેમ બની શકે એ સૌ પોતપોતાની મેળે વિચારી લે. પણ સ્વતંત્રતા, સ્વયંસ્ફુર્તિ ૪૦ ની વાતો જ્યાં થતી ત્યાં ભારે જોખમનું કામ છે એટલું તો આગળથી ચેતવું જ જોઇએ.

જુગતરામ દવે

---

# વૌઠાનો મેળો

મેળાઓની પ્રથા એ હિંદની પ્રાચીન સંસ્કૃતિના સંસ્મરણોના એક અવશેષ રૂપે હજુ ટકી રહી છે. બી. એ. ના કલાસમાં શીખવાતા પહેલાંના એક અર્થશાસ્ત્રના પુસ્તકમાં એક સ્થળે હિંદીઓને જંગલી જેવા ગણી કાઢ્યા છે. અને લખ્યું છે, હિંદીઓના જીવનમાં નથી રસ કે નથી ઉત્સાહ, જીવનને રસમય કેમ કરવું તેની આવડત હિંદીઓમાં નથી. તેમનો આનંદ અને મજા એટલે જાત્રા!

પરંતુ જાત્રાના ખરા રહસ્યને વિદેશી અંગ્રેજ ગ્રંથકાર શું સમજી શકે? હિંદીઓનું રસવંતુ જીવન છે કે નહિ તે જોવા-જાણવા માટે આવા ગ્રંથકારે હિંદુસ્તાનના મેળાઓનાં દર્શન કરવાં જોઇએ. સંસારની ધમાલથી કંટાળેલા લાખો મનુષ્યો આવા મેળાઓનો લાભ લે છે. ગરીબ, તવંગર, બાળ, વૃદ્ધ, યુવાન સર્વે અહીં અનેક પળો આનંદમાં ગુજારી પોતાના જીવનને પ્રાણવંતુ કરી શકે છે. ઘડીભર તો જંગલમાં મંગળસૃષ્ટિ બને છે.

કેટલાંય વરસોથી મેળાની મજા ઘણેખરે મહેનતુ વર્ગ જ માણી શકે છે. મારા નિરીક્ષણને અંગે મને એમ જણાયું છે કે, મહેનતુ વર્ગ સારી રીતે રસને ઝીલે છે, પોષે છે અને પીરસે છે. અને તેથી જ આવા વર્ગની રસભાવનાનું સુંદર ફળ એ રસભર્યાં લોકગીતો છે.

વૌઠા એ ધોળકા તાલુકાનું ધોળકાથી પાંચ ગાઉ દૂરનું એક ગામડું છે. ગામની કોઇ ખાસ વિશેષતા નથી. ફક્ત ત્યાં ધોળકાના શંકરાચાર્યનો એક અતિ જીર્ણ મઠ છે. અને એક નાનું શિવાલય છે. આપણા ભરાતા સઘળા મેળાઓમાં ધર્મભાવના પ્રધાન હોય છે. આ મેળાનો ઉદ્દભવ પણ તે જ ભાવનામાંથી થયો છે. ગામથી અર્ધો માઇલ પર કહેવાતો સપ્તસરિતા સંગમ છે. સંગમમાં દેખીતી રીતે તો સાબરમતી અને વાત્રક એ બે નદીઓ ભેટે છે. પરંતુ સાબરમતીમાં એક અને વાત્રકમાં ચાર એમ બીજી પાંચ નદીઓ પ્રથમથી મળેલી હોય છે. તેથી આ સ્થાનને સપ્તસરિતા સંગમ કહેવાય છે. જો કે નદીઓનો પટ વિશાળ છે પરંતુ પાણી ઢીંચણથીયે ઓછું વહે છે. આ સ્થળે ન્હાવાનું માહાત્મ્ય કોઇ પુરાણશાસ્ત્રમાં જણાતું નથી. તપાસ કરતાં માલુમ પડયું છે કે, આ મેળો લગભગ સો વર્ષથી જ ભરાય છે. શિવાલયમાં વસતા કોઇ સંન્યાસીએ આ પ્રથા શરૂ કરી લાગે છે.

ગંગાસાગરના મેળાની માફક જ અહીં આવેલા હજારો મનુષ્યો નદીના ભાઠાની રેતીની અંદર નાની મોટી રાવટીઓમાં, નાના મોટા પાલમાં, નાના મોટા તંબુમાં કે ત્રણ ચાર એરંડાની લાકડીઓ ઉપર વસ્ત્રાચ્છાદનથી બનાવેલી નાની મઢુલીઓમાં અને ગાડાંઓમાં એમ વિવિધ રીતે કારતક સુદ ૧૩ થી પડાવ નાખવાનો શરૂ થાય છે. ચૌદશની

સ્હાંજ સુધી તો આ સ્થળે વિશાળ બજારની સેંકડો દુકાનો, સીનેમાના તંબુઓ, ચકડોળો અને નાની નાની નાટકશાળાઓ સિવાય બીજા યાત્રાળુઓની સંખ્યા થોડી હોય છે. પણ મયદાનવે જેમ એક રાતમાં રમ્ય નગર અને મંડપો બાંધી દીધાં હતાં, તેમ અહીં પણ ચૌદશની રાતમાં ભૂગર્ભમાંથી જાણે એક મહાન્ અલબેલું નગર ઉપસી આવ્યું હોય તેમ પુનમની સ્હવારના રમણિય દેખાવનું દર્શન થાય છે.

મેળામાં આવનાર લોકો ધાર્મિક ભાવના કરતાં વિનોદ અર્થે વધારે આવે છે. મેળાઓના વિનોદનાં સાધનો બે પ્રકારનાં હોય છે. એક પ્રકારમાં લોકગીતો, દુહાઓ, રાસડાઓ અને ભજનોનો સમાવેશ થાય છે. અને બીજા પ્રકારમાં સીનેમાઓ, નાટકમંડળીઓ, ચકડોળો, જુગાર, દારૂ વગેરેનો સમાવેશ થાય છે.

આ મેળામાં ભાગ લેનારાઓમા હિંદુની દરેક જ્ઞાતિ, દરેક સંપ્રદાય અને ગુજરાતના ઘણાખરા વિભાગના મનુષ્યો હોય છે. અહીં આવેલા સમાજની સારકારિક ભૂમિકાનું નિરીક્ષણ કરતા આખા ગુજરાતની સંસ્કારિતાનું માપ માપી શકાય છે. જે વસ્તુ શહેરો કે ગામડાનું લાંબા વખત સુધી નિરીક્ષણ કરતાં મળી શકે તે વસ્તુ અહીં સ્હેજે પ્રાપ્ત થાય છે.

મેળાઓના વિનોદનો જે પ્રથમ પ્રકાર ગણાવ્યો છે, તે નિર્દોષ આનંદ છે. આ વિનોદથી દરેકના પ્રાણ આનંદથી નાચી ઉઠે છે. પૂર્ણિમા અમૃતભર્યા તેજથી છળકાઇ રહી હોય છે. મીઠી શીતલતા વ્યાપતી જાય છે. દિવસનો ઘોંઘાટ બંધ પડી ગયો હોય છે. આ સમયે સ્ત્રીપુરૂષોમાં ઝીલાતા રાસાઓ, વિજયશાળી થવા માટે જુવાનોમા વરસતા વિવિધ દુહાઓ, ક્યાંક ક્યાંક ભજનમંડળીના ચાલતી રમઝટ, આ સર્વે વિશુદ્ધ વિનોદો ગ્રામ્યસંસ્થાના છે. આ વિનોદથી નૈતિક જીવન બગડવાનો બહુ ઓછો સંભવ રહે છે.

પરંતુ બીજા પ્રકારના વિનોદના જે સાધનો ગણાવ્યાં છે, તે શહેરોમાંથી ઉતરી આવેલા હોય છે. અસભ્ય અને નિર્માલ્ય પ્રયોગો રજુ કરતા સીનેમાઓ, કોઇ પણ જાતના આદર્શ વિનાનાં નાના નાના નાટ્ય પ્રયોગો વગેરે અનેક શહેરી વિનોદોથી ભોળું, નિર્દોષ ગ્રામ્યજીવન કલુષિત થતું જાય છે. આદર્શ સ્થળે આવી જીવનને પ્રાણવંતુ કે રસવંતુ કરવાને બદલે વિષમય બનાવીને બીચારા અજ્ઞાન ગામડીઆઓ ચાલ્યા જાય છે. પહેલાં જે મેળાઓ પવિત્રતાનું, પ્રેમનું, 'નિર્દોષ આનંદકેલીઓનું વાતાવરણ ખડું કરતા, તેને બદલે અત્યારે ચોરી, વ્યભિચાર, જુગાર લડાઇટંટા આદિનું કેન્દ્ર થઇ પડ્યા છે. પહેલાં જે વિશુદ્ધ વિનોદનાં સાધનો હતાં તે પણ કલંકિત થયા છે. ચકડોળામાં બેસી લલકારાતા દુહાઓ બિભત્સ, ભૂંડી મશ્કરીઓથી ભરેલા હોય છે. ગવાતા રાસાઓ કે લોકગીતો પણ પ્રધાનતઃ ઉઘાડા શૃંગારવાળાં હોય છે.

મેળાઓમા જુગારની અને દારૂની બદી ભયંકર ઊંડી ગયેલી હોય છે. આનંદ મેળવવાના બ્હાને આવેલા ગામડીઆઓ જુગારથી પાયમાલ થઇ, દારૂથી ભાન ભુલી, પશુ જેવા બની ઘેરે જતા જ્યારે જોઇએ છીએ ત્યારે સંસ્કારી પ્રેક્ષકને કંપારી છુટે છે. આથી પણ ભયંકર બદીઓ ફેલાયેલી છે. સ્ત્રીઓ અને મનુષ્યોની લેવડદેવડના સાટાનું બજાર અને તેના દલાલો પણ ઘણા હોય છે. ગણાતી હલકી કોમોમા આ સડો ઉંડો ઉતરેલો છે. અને આ સાટાંમાં ભાગ લેનાર મોટો ભાગ મોરબી, વાકાનેર, લીંબડી, ભાવનગર અને સુરત તરફનો

હોય છે. વળી હલકી કોમો પોતાના વેરનો બદલો ખૂન કરી, મારફાડ કરી આ સમયે ચૂકાવી લે છે.

બજાર પણ લુંટારૂ શહેરી વેપારીઓનું બનેલું હોય છે. એ આને શેર ભજીયાં! હોટલોની હલકી ચા, ખાંડ અને હલકા ચોપડની બનાવેલી ખરાબ મીઠાઇ આ બધું પશુ જેવા કલ્પી ગામડાના માણસો માટે બનાવેલું હોય છે.

મેળામાં હિંદુઓનું બીજું પણ એક જંગલીપણું દેખાય છે. ગંદકી કરવી એ તો જાણે હિંદુઓનો જન્મસિદ્ધ હક્ક! પિતૃશ્રાદ્ધ કરવા માટે મુંડન કરાવાથી સ્વચ્છ નદી પર જ્યાં ત્યાં વાળોના ઉડતા ઢગલા, જ્યાં ત્યાં ફેંકાયેલી અસંખ્ય દાતણની ચીરો, લીંટ, બળખા, બીડીઓનાં ખોખાં, ઉચ્છિષ્ટ પતરાળાં અને પડીયાઓનો ઢગ તથા વિષ્ટાના પોદરાઓ વગેરે હિંદુઓના સંસ્કારી જીવન માટે શંકા ઉત્પન્ન કરાવે છે.

આ પ્રમાણે વિશુદ્ધ વિનોદ કરતાં બદીઓની ઘણી મોટી સંખ્યા છે. આ ભયંકર બદીઓમાંથી પોતાના જાતભાઇઓને છોડાવવા એ શિક્ષિતોનું પ્રથમ કર્તવ્ય છે. અસહકારની ચળવળની સાથે સાથે કેટલાક ભાઇઓનું ધ્યાન આ તરફ ખેંચાયું. ચાર પાંચ વરસથી કેટલાક સ્વયંસેવકો થોડા સમય માટેની પરંતુ બહુ ફળદાયી સેવા માટે આવે છે. તેમના કષ્ટસાધ્ય પ્રયત્નોથી ઘણીખરી બદીઓ શિથિલ થવા લાગી છે. પરંતુ સદાને માટે બદીઓ દૂર કરી ગૂજરાતમાં કોઇ પ્રેરણા પ્રગટાવવી હોય તો એક વિશાળ વ્યવસ્થિત સ્વયંસેવકોની મંડળી રચવી જોઇએ.

વૌઠાના મેળાની વ્યવસ્થા કરનાર એક વૌઠા ફેર કમિટિ છે. આ કમિટિ પાસે સારૂં ફંડ છે. બજારમાં જે દુકાનો વગેરે થાય છે તેનું ભાડું સારી રીતે ઉપજે છે. પરંતુ જનતાને સગવડો કરી આપવામાં સરકાર બેદરકાર છે. વૌઠે જવાના ધોળકા તાલુકાના રસ્તાઓ એટલા બધા ખરાબ છે કે તેનું વર્ણન ન થઇ શકે. મેળામાં દીવાબત્તી સારી સંખ્યામાં જોઇએ. જાજરૂ સારાં જોઇએ. પોલિસ પણ જનસમુહની સેવા કરનાર અને તેને સગવડ કરી આપી શકે તેવી જોઇએ. પરંતુ મેળાની શરૂઆતથી ગરીબ લોકો ઉપર વેઠનો જુલ્મ ગુજરતો હોય છે. પોલીસ પણ ત્રણ હકુમતની હોવાથી કેસો પકડતાં બહુ વાર લાગે છે. નિઃસ્વાર્થી સ્વયંસેવકો પાસે કોઇ જાતની સત્તા નહીં હોવાથી પકડાતા કેસો ધુળધાણી થઇ જાય છે. આ બધું વ્યવસ્થિત કરવા માટે સમાજહિતચિંતકોએ જલદી વિચાર કરવો જોઇએ.

ડાહ્યાભાઇ મ. પટેલ

# આપણાં સચિત્ર માસિકોનાં ચિત્રો

હમણાં હમણાં ગુજરાતમાં સચિત્ર માસિકો થોકબંધ પ્રગટ થવા માંડયાં છે. તેના ખાસ પ્રણેતા સ્વ. હાજી મહમ્મદ અલારખીયા શિવજી. એમને એવું માસિક કાઢવાનું સૂઝ્યું વિલાયતમાં પ્રગટ થતાં "સ્ટ્રેન્ડ" 'વિંડઝર વગેરે માસિકો પરથી. અને એમનો હેતુ પણ એ માસિકોની જેમ લોક સમક્ષ ભારે નહિ તેવું સાહિત્ય 'લાઇટ લીટરેચર' આકર્ષક ચિત્રો અને મુદ્રણમા આપવાનો હતો. તેમણે આખી જીંદગી આ ધ્યેયને સમર્પણ કરી. એ પોતે કલારસિક હતા. ચિત્રોની પસંદગી કરતા તેમને આવડતી. એમણે 'વીસમીસદી'નાં લગભગ દરેક પૂંઠાં વિલાયતી માસિકો પરથી સંયોજેલાં હતાં. ઉપરાંત તેઓ પોતે ચિતારાને અમુક ચિત્ર કેમ ગોઠવવું તેવી સૂચના કરી શકતા. એમને ત્યા એમના હેતુ સાધવાને માટે પૂરતી સાહિત્યની તેમજ ચિત્રોની લાઇબ્રેરી હતી. જે વડે તે ગમે તે પ્રસંગનું ચિત્ર ગમે તે શૈલી —કે દેશમા થયેલ ચિત્રો પરથી દોરાવી શકતા અને તેને સુયોગ્ય રીતે મુદ્રણમાં મૂકી શકતા. એટલે તેઓ વિલાયતના અનુકરણમાં ઘણે અંશે સફળ થયા. એ આપણને જરૂર કંઇક નવું કરી બનાવત ત્યાં તો તેમનો અને તેમના માસિકનો અંત આવ્યો. પછી ગુજરાતમાં આ વિલાયતના અનુકરણના અનુકરણ રૂપે સચિત્ર માસિકોનો રાફડો ફાટયો છે.

વિલાયતનાં એ માસિકોમાં ખરેખર "લાઇટ" હળવુંજ સાહિત્ય આવે છે. ને કોઇ કોઇવાર તો એટલું હળવું સાહિત્ય આવે છે કે જે ફૂંક ભેળું ઉડી જાય. આપણે ત્યાંનાં માસિકો એ વિલાયતી માસિકોના સાહિત્યની તુલનાએ કેવા ગણાય તે પ્રશ્ન એક બાજુ રાખીશું. પણ ચિત્રોમાં અને મુદ્રણની શોભામાં એ ઘણાંજ ઉતરતાં છે, એટલું તો ચોક્કસ છે.

કોઇ પણ દેશની સંસ્કૃતિની કસોટી અને તેના ઉત્કર્ષનો આધાર તેની લલિત કળાઓ પર જ રખાય છે. એટલે આવાં સચિત્ર માસિકો કહાડનારાઓ અચિત્ર માસિકોના કહાડનારાઓ કરતાં ગુજરાતની સંસ્કૃતિને દોરવામાં બેવડી જવાબદારી વ્હોરે છે.

ગુજરાતમા આવું 'લાઇટ' સાહિત્યજ, લોકરૂચિને ગમે તેવું સાહિત્ય જ આપવાનું આ માસિકો કહેતાં હોયતો તેમા આવતા ચિત્રો કદાચ નભાવી લઇએ પણ આ માસિકો ગુજરાતની સંસ્કૃતિના પ્રતિનિધિ હોવાનો દાવો કરે છે! ગુજરાત, નવચેતન, સમાલોચક, પછી શારદા પછી ગુણસુંદરી અને હવે સુવર્ણમાલા, આમ માસિકો થોકબંધ ચિત્રો આપે છે. તેની કલા ઉપર શી અસર થાય છે તે જોવું જોઇએ. આ જોવા માટે આપણે હાલ તો માત્ર દીવાળીના અંકો જ જોઇશું કારણ કે તે બારે માસના પ્રતિનિધિ રૂપ હોય છે.

ગુજરાતનાં માસિકોનો વિચાર કરીએ છીએ માટે પ્રથમ ગુજરાત જ લઇએ. સૌથી પહેલું તેનું પૂંઠા પરનું ચિત્ર પ્રજ્ઞાપારમિતાનું નજરે પડે છે. ચિત્રની ઓળખાણ આપતાં જણાવ્યું છે કે મૂર્તિની આંખો ઉઘાડવાની છૂટ લીધી છે. છૂટ તો બીજી બાબતોમાં પણ ઘણી લીધી છે, એ જવા દઇએ, પણ છૂટ કયારે લેવાય? બીજાએ કરેલા કાવ્યની લીટી-

એમાં થોડા અક્ષરો ફેરવવાની છૂટ ક્યારે લેવાય ? "राज्ञिरेवं व्यरंसीत्"માં પહેલું અનુસ્વાર કાઢી નાંખવાની છૂટ [ લેવાઇ હોયતો ] શા માટે લેવાઇ ? એ અનુસ્વાર કાઢી નાખ્યાથી એ વક્ષ્યમાણ ભાવ અનેક ગણો વધારે વ્યક્ત થાય છે માટે. શું પ્રજ્ઞાનું સ્વરૂપ એ પ્રાચીન મૂર્તિવિધાયક કરતાં આપણા ચિત્રકાર વધારે સમજ્યા અને એ સ્વરૂપ વધારે સારું પ્રકટ કરવા તેમને આ છૂટ આવશ્યક જણાઇ ? કે ના, આ નવીન ચિત્રકારને માત્ર આમ કરવાનું કૌતક થયું માટે આટલો ફેરફાર કર્યો ? અને ગુજરાતકાર એટલી 'છુટ' નિર્વાહ્ય છે એમ ગણે છે. ચિત્રોમાં માનવમૂર્તિ સૌથી વધારે વ્યંજક છે અને માનવશરીરમાં પણ આંખ સૌથી વધારે વ્યંજક છે એ સત્ય તો આપણા ચિત્રકાર જાણતા જ હશે. પ્રજ્ઞાની અસલ મૂર્તિમાં આંખો બંધ રાખી છે તે વિધાયકને ઉઘાડતાં આવડી નહિ માટે, એમ તો એ નહિ જ માનતા હોય! પણ તેણે જગતને જોઇ લીધું છે અને જોઇને આંખો બંધ કરી છે. પ્રજ્ઞા આંધળી નથી. તે જગતને જોઇ શકે છે. પ્રજ્ઞાનું પૂર્ણ સ્વરૂપ, પાર પામેલું સ્વરૂપ સમાધિસ્થ, અંતર્મુખ છે એ એનો અર્થ છે. એ બંધ આંખોને, એ સમાધિને, અનુકૂળ તેનો આખો દેહ અને સર્વ અંગો છે, અને એ સમાધિનું ગાંભીર્ય, તેનો પ્રસાદ, આંખો બંધ કરેલા મુખ ઉપર જોઇ શકાય છે. એ ગાંભીર્ય પ્રસાદ કોઇ બીજો જોઇ શકે છે કે નહિ તે તરફ પ્રજ્ઞાને આત્યંતિક ઉપેક્ષા છે. હવે આંખો ઉઘાડો. પ્રથમ તો એ આંખો શું જુએ છે એજ પ્રશ્ન થાય છે. તેને જોવાનું તો કાંઇ રહ્યું જ નથી. તેમ છતાં કાંઇ જોતી હોય તો એ આસન જ જોવાને અનુકૂળ નથી. કે, ના, કાંઇ જોતી નથી, માત્ર પોતે સુંદર છે, બીજાઓ દર્શન કરવા આવવાના છે, તેમને બનાવવા માટે ઉઘાડી રાખી છે ? અને છતાં આંખો ઉઘાડવાની માત્ર 'છુટ' લીધી છે ! વૉટસની આશા આંખો ઉપરથી પાટો છોડી લેવાની 'છુટ' લેવાય ખરી ? અમને લાગે છે કે પ્રજ્ઞાપારમિતાનો મૂળ વિધાયક જે સ્વર્ગમાં હશે તે સ્વર્ગમાં રહ્યાં રહ્યાં આપણા કલાધરોની 'છુટ' લીધાથી તેની પણ આંખો ઉઘડી જ ગઇ હશે.

બીજું ચિત્ર Peace 'શાન્તિ', 'સુલેહશાન્તિ'નું છે. શાન્તનો પહેરવેશ અને તેનું અને બાલકોનું મ્હોં દેશી છે એટલે એટલું તો નક્કી કે આ ચિત્ર આપણા દેશની કલાનું કરવાનો અભિપ્રાય છે. છતાં શાન્તિની છટા, તેનો અને બાલકોનાં અંગોનો વિન્યાસ, ચિત્રની સર્વ વ્યક્તિઓનાં ચલનવલન પરદેશી છે, યુરોપીય છે. અને તેના હાથમાં કબૂતર આપવામાં તો ચિત્રકારે કલાની અવધિ કરી છે. યુરોપમાં કબૂતર એ શાન્તિનું પ્રતીક છે. પણ આપણે ત્યાં એ કદી શાન્તિનું પ્રતીક મનાયું નથી. આપણે ત્યાં કબૂતરનો જો કશો અર્થ થઇ શકે તો તે માત્ર પામર સત્ત્વહીન વિષયલોલુપતા જ થાય. પણ આ કલાંમિશ્રણ કદાચ ગુજરાતીઓ માટે નહિ હોય. નીચે Peace એ શબ્દ અંગ્રેજીમાં લખ્યો છે અને અંગ્રેજોની કદર કરવાને માટે જ આ કદાચ હશે !

તે પછી મૃગ પછવાડે પડેલા દુષ્યન્તનું ચિત્ર છે અને ચિત્ર ઓળખવા તેની સાથે શાકુન્તલનો એ મૃગવર્ણનનો શ્લોક પણ મૂક્યો છે. આપણા સાહિત્યકારો પણ પોતાના કલાવિધાનમાં યથાર્થ ઐતિહાસિક ભોંય બનાવી શકતા નથી, હજી ઇતિહાસ પણ એટલો સ્પષ્ટ થયો નથી. એટલે એ દૃષ્ટિ જવા દઇએ. પણ દુષ્યન્તના મ્હોં ઉપર દુષ્યન્તનો પ્રભાવ, મૃગયાની ઉત્કંઠા, સર્વ દેખાય છે ? વળી એ જોવાનું છે કે મૃગવર્ણનમાં મૃગ દેખાવો જોઇએ

એટલો સ્પષ્ટ દેખાય છે?–વર્ણન પ્રમાણે દેખાય છે? મૂળ વર્ણન એવું છે કે મૃગના અતિશય વેગને લીધે તેની પૂંઠ તેના અગ્રભાગમાં જાણે પેસી ગઇ હોય એમ દેખાય છે. આ દશ્ય, જોનારની આંખની સીધી લીટીમાં મૃગ દોડતો હોય તો જ શક્ય છે. ચિત્રમાં, ચિત્ર જોનારની કે દુષ્યન્તની કોઇની આંખની સીધી લીટીમાં મૃગ જતો જણાતો નથી. જાણે શુભ શુકન કરાવવા રથના રસ્તા આડો ઉતરતો હોય એમ જણાય છે. એ એ શાકુન્તલનો મૃગ જ નહિ.

તે પછીનું ચિત્ર પણ શાકુન્તલનું જ છે. તેમાં દુષ્યન્ત શકુન્તલા પાસે ક્ષમાયાચના કરે છે. ચિત્રકારની કલ્પના સામાન્ય વાચક કરતાં વધારે લોકોત્તર અને વધારે વિશિષ્ટ હોવી જોઇએ અહીં કોઇ પણ શાકુન્તલના વાચકની પોતે કલ્પેલું દશ્ય આંખથી જોવાની જિજ્ઞાસા તૃપ્ત થતી નથી. ચિત્રની ભોંય પરદેશી છે. આખું ચિત્ર નાટકી છે. જાણે વ્યક્તિઓમા સાચો ભાવ નથી પણ કૃત્રિમ અભિનય કરતી હોય એમ જણાય છે. આપણાં ઘણાંખરાં ચિત્રો નાટકી બનતાં જાય છે એ ખરેખર શોચનીય છે. આ ટીકા ઘણાં ચિત્રોને લાગુ પડે છે.

૧૨૩ મા પાના પરનું ચિત્ર જુઓ. ચિત્રમાં એક વ્યક્તિ બીજીને કહે છે, "કે તમે બહુ ભયંકર માણસ છો." એવો અભિપ્રાય એમને વિશે કોઇએ કહેલો. સાંભળનાર ચોંકી જાય એ સમજાય છે પણ કહેનાર પણ શા માટે એવા દેખાય છે? બન્ને શા માટે મૂર્ખ દેખાય છે?

પૃ. ૧૨૫ મા સામેનું ચિત્ર રા. નરસિંહરાવના 'આવાહન' કાવ્યને ઉદ્દેશીને લખાયું છે. તેમાં 'સિંધુ મધ્યે ધસી જાના પર્વતે દિવ્યદૂત કો ઉભો ઉચ્ચ સ્વરે ગાતો' કલ્પેલો છે. ચિત્રમાં દેવદૂત ઊભો છે તે પર્વત લાગતો જ નથી, માત્ર ટેકરો છે અને આખા દશ્યમાં એ ગીતની અભિપ્રેત દિવ્યતા પ્રતીત થતી નથી. પણ બીજો પ્રશ્ન વધારે ગંભીર છે. ચિત્ર નીચે કાવ્યની પહેલી કડી મૂકી છે. "આવો આવોને વ્હાલાં સર્વરે! ચઢો દિવ્ય વિમાને!" વગેરે. આ પહેલી જ કડી બોલાતી વખતે ત્યા માણસો એકઠાં થયેલાં હતાં? એ માણસોને એ દિવ્યદૂત ત્યાં આવવાનો છે એવી પહેલેથી ખબર હતી અને તેથી પહેલેથી ત્યાં સાંભળવા તૈયાર થઇ રહ્યાં હતાં? કે માણસો ત્યા પહેલેથી કોઇ બીજા કારણસર ભેગાં થયેલાં હતા અને દિવ્યદૂત ત્યા પોતાનું આવાહન પહોચાડવા માટે ગયેલો એવો અભિપ્રાય છે? અને ટોળું ઊભેલું બનાવેલું છે તે ત્યા જવાની જરાપણ ચેષ્ટા કરતું જણાતું નથી. સ્થિર, માત્ર જાણે ગીત સાંભળવા જ ઊભું હોય એમ લાગે છે. અને તો પછી આ બધાની સાથે છેલ્લી કડી.

ગીત બંધ પડ્યું ને ત્યાં માનવો દોડતાં ગયાં;
ભેગો હું દોડતો જતો,—ગયું એહ વિમાન ક્યાં?

શી રીતે સંગત કરશો?

ગુણસુંદરીના દીવાળીના અંકનું રાધાનું રૂસણું જુઓ. એવું ચિત્ર જોઇને કોઇને પણ કૃષ્ણને માટે સારો અભિપ્રાય બંધાય? સુવર્ણમાળાના પૂંઠા પરનું ચિત્ર લો. એનો હેતુ સમજાતો જ નથી. કોઇ દેરી ઉપરથી ઉતરી પાણી ઉપર પડે છે અને તેથી પાણીના છાંટા

હોઈ છે અને તે ઝીણી ફરફરમાં મેઘધનુષ્ય દેખાય છે એવો કંઈક અભિપ્રાય લાગે છે. પણ એ મેઘધનુષ્ય ફરફરમાં થતું જણાતું નથી પણ જાણે ત્યાં અલગ કહ્યું કરેલું હોય તેવું દેખાય છે. જ્યાં ચિત્ર જ સમજાય નહિ ત્યાં મ્હો ઉપર ભાવની તો આશા જ શી રાખવી. તેવું શરદચિત્ર શરદ શી રીતે ગણાય એ સમજવું પણ એટલુંજ દુર્ઘટ છે. નવચેતનના મુખપૃષ્ટ પર પ્રખ્યાત ધુરંધરની પીછીનું કામ છે. કામ ઘણી ઝીણવટવાળું છે. પણ અર્થ સમજાય છે? તેની નીચે નામ પણ નથી. નવચેતને કોણ જાણે શા ઉદ્દેશથી લીધું છે!

**સાહિત્યનાં માસિકો** જ્યારે સાહિત્યમાં આવતાં કોઇ દશ્યો માટે ચિત્રો આપવા માગે ત્યારે પ્રસંગની પસંદગી બહુ વિવેકથી કરવી જોઇએ. આપણાં જૂનાં નાટકોમાં જેમ અમુક અંતરે ગાયન આપવું જોઇએ એ સિદ્ધાંત પર એટલે અંતરે પાત્રો ગાયન ગાવા માંડતાં, તેમ માસિકોમાં પણ ચિત્રનો વખત થાય એટલે માસિક ચિત્ર આપવા માંડે છે જ્યાં સાહિત્યનો ભાવ ચિત્રકળા વધારે દઢ રીતે વ્યક્ત કરી શકે અને એ ભાવ સાહિત્યની એ કૃતિમા ચિત્રકળાથી વ્યક્ત થવાથી એ સમસ્ત કૃતિ ઉપર પ્રકાશ પડતો હોય ત્યાં જ ચિત્રને સ્થાન હોઇ શકે. છાયાપુરૂષની વાર્તામાં હસનનિઝામીનો શેક બતાવવા ચિત્ર આપેલું છે. પણ વાર્તામાં એ ગૌણપાત્ર છે. એનું ચિત્ર આપવાથી વાર્તાના નાયક કેશવ વિશે કશો વિશિષ્ટ સંસ્કાર પડતો નથી. આવી ખોટી પસંદગીના દાખલા તો ઘણા આપી શકાય.

માસિકોમાં ચિત્રો આપવાનો બીજો હેતુ હું સુંદર ચિત્રોનો પરિચય કરાવવાનો ગણું છું. કોઇ સારા ચિત્રકારનું ઉત્તમોત્તમ ચિત્ર તેના ગુણદોષ વર્ણવીને આપવું. આ આપણા જ દેશનું હોય તેમ નહિ, ભલેને પશ્ચિમના દેશનું હોય. પણ ચિત્રકળાનો બોધ મળે અને ચિત્રકળા શીખનારાને તેના તત્ત્વોનું શિક્ષણ મળે તેવા હેતુથી આવાં ચિત્રો આપવાં જોઇએ મૉડર્ન રિવ્યુમાં ઘણાં વરસોથી આવું એકું ચિત્ર આવ્યા કરે છે.–પણ તેમાં તે ચિત્રનું વિવરણ કે ગુણદોષની મીમાંસા આવતી નથી. તો પણ એમના આવા અધુરા પ્રયાસથી પણ ત્યાં તેમણે પસંદ કરેલી શૈલીનો એક વર્ગ કેળવાઇ રહ્યો છે. આપણે ત્યાંનું કોઇ માસીક આ વાત સમજતું જ નથી.

ત્રીજો હેતુ દેશની ચિત્રકળાને સંરક્ષવાનો તથા સંશોધવાનો હોઇ શકે. શોધખોળ કરી કોઇ પણ શૈલીનું કોઇપણ શિષ્ટ ગુણો ધરાવતું ચિત્ર મૂકી તેનો ઇતિહાસ અને તેની ચર્ચા આપવી. આધુનિક ચિત્રકારોનાં પણ સુંદરમાં સુંદર ચિત્રો એ રીતે સંગ્રહવાં જોઇએ. જેથી કરીને ભવિષ્યની પ્રજાને એક કિંમતી વારસો આપણે સોંપી શકીએ.

ચોથી રીતમાં હું ચિત્રકળાનું શિક્ષણ આપવાના હેતુથી અપાતાં ચિત્રો ગણું છું. આવાં ચિત્રો કંઇ બધા માસિકના તંત્રીઓ આપી શકે તેમ મારૂં જરાય કહેવું નથી. પણ ચિત્ર આપવામાં જો માસિકનો હેતુ ચિત્રવિદ્યા વિષે વિશિષ્ટ કે સામાન્ય બોધ આપવાનો હોય તો તેમણે આ હેતુ વિસારવો જોઇએ નહિ. એમાં પણ કેળવણીનાં માસિકો જેવાં કે— બાળક, બાળમિત્ર, બાળજીવન અને કુમાર એમણે તો જરૂર આવાં ચિત્રો આપવાં જ જોઇએ. જેમાં ચિત્ર કેમ દોરવાં તેની માહિતી પ્રયોગ સાથે સમજાવેલી હોય. આવું કામ કોઇપણ સામાન્ય કે કેળવણી આપનારૂં માસિક કરતું નથી: દક્ષિણામૂર્તિ માસિકમાં પણ એ આવી શકતું નથી—એનું કારણ એ છે કે સારા ચિત્રશિક્ષકો મળતા નથી, ને મળે છે તેમાંના પણ ઘણે ભાગે પોતાની કળા માત્ર પ્રાયોગિક સમજ્યા હોય છે. તેને સખાણ કે

ભાષા વડે કેમ સમજાવવી એ આવડતું નથી હોતું, હિંદુસ્થાનની ઘણી કળા હથોટી પર જ રહેવાથી જેવા જોઇએ તેવા સ્વરૂપમાં તે વારસામાં ઉતરતી નથી અને એમ છેવટ તેનો હ્રાસ થઇ જાય છે. આ દિશા માત્ર "કુમારે" હામમાં લીધી છે. કુમાર નીકળ્યા પહેલાં બાળમિત્રમાં આ પ્રકારનાં ચિત્રો કોઇ કોઇ વખત આવતાં હતાં. આટલાં બધાં માસિકો સચિત્ર થવા લાગ્યાં છે, છતા પણ આ હેતુથી ચિત્રો નથી અપાતા કે નથી આવતાં, એ બતાવી આપે છે કે આપણે ત્યાં કળાની કેળવણી કેટી હલકી અપાય છે. જાણે અજાણે પણ ઊંડે ઊંડે માસિકોના મનમાં એવું છે કે તેઓ ચિત્રો આપીને ગુજરાતની ચિત્રકળાને ખીલવી રહ્યા છે. પણ અત્યાર સુધીના મારા બધા મુદ્દાઓનો વિચાર કરીશું તો જણાશે કે એમના ચિત્રોથી કશો ફાયદો થતો નથી.

ચિત્ર આપવાના આ બધા હેતુઓ માત્ર એક કુમાર જ જાળવે છે. એ એક કેળવણીનું માસિક છે એટલે કદાચ ચિત્રોના બધા હેતુઓ ન સાધી શકે પણ કુમાર પોતાને ક્રમે જ્યારે સમગ્ર જીવન પર નજર નાખતું થશે ત્યારે જરૂર એ ગુજરાતની ચિત્રકળાને કાયમનો ફાયદો કરશે. એની દરેક કૃતિ જ્યા જ્યા પ્રસિદ્ધ થઇ છે ત્યા તેણે અત્રે બતાવેલા ચિત્રો આપવાના હેતુઓ સાર્થ કર્યા છે. વીસમીસદીમા આવતી ચિત્રકળામાં બુદ્ધિપૂર્વક કરાએલ બદીઓ જો વીસમીસદી અને તેના તંત્રી રહ્યા હોત તો કુમારના ચાલક જરૂર કઢાવી નાખત. અને તેને એક આદર્શ સચિત્ર માસિક કરી શકત. પણ વીસમીસદી પછી નીકળેલા માસિકોએ એમના અનુભવનો કશો લાભ લીધો લાગતો નથી.

હવે રહ્યાં ફોટો ચિત્રો. વૈજ્ઞાનિક પ્રયોગો સમજાવવા માટે પ્રયોગોના ફોટાઓ, નાટકનાં દશ્યો, સ્થાપત્યના દશ્યોના ફોટાઓ પણ આવે. વૈજ્ઞાનિક લેખોને સચિત્ર કરવાની રીત મૉડર્ન રિવ્યુમાં "ગ્લીમ્પ્સીસ" ના મથાળા નીચે મળશે. આવા લેખો ભરપુર ચિત્રોથી આપવા જોઇએ. આપણા માસિકોમા આવા લેખો કોઇક જ વાર આવે છે, પણ તે પૂરતા સચિત્ર નથી હોતા. જ્યારે આખુ માસિક નકામી ચિત્રકળાથી ભરેલું હોય છે. કોઇવાર આવા લેખો ચિત્રોના અભાવે જ છપાતા નથી અને નકામા ચિત્રો અને નકામી વાતો આવ્યાં કરે છે.

નાટકનાં દશ્યોનાં ફોટો ચિત્રો આવે છે એમા માત્ર ગુજરાતની રંગભૂમિ જ નહીં પણ દક્ષિણની બંગાળની રંગભૂમિના દશ્યો લેવાય તો એક સારી તુલના નજરે પડી શકે. જો કે એ દશ્યોની પસંદગી કળાની દૃષ્ટિએ તો ઘણીવાર ખોટી જ નજરે પડે છે. આ દૃષ્ટિનું વિવરણ કરતાં નાટકની અભિનયકળા પર જવું પડે એટલે એને આટલેથી જ બસ કરીએ.

ચિત્રો કેવાં લેવાં જોઇએ એ પ્રશ્ન પણ વિચારવા જેવો છે. સામાન્ય રીતે માસિકોના તંત્રીઓ લેખોની પસંદગી જે મુદ્દાઓથી કરે છે તે જ મુદ્દાઓ ચિત્રોની પસંદગી માટે છે. જેમ કે ચિત્ર એના કર્તાનું જ હોવું જોઇએ, એટલે કે કોઇ બીજાના ચિત્રમાંથી નકલ કરેલ હોય તો નકલ છે તેમ જણાવવું જોઇએ, ને નકલ શા માટે કરી છે તે સ્પષ્ટ હોવું જોઇએ. નકલ હોય તો તે મૂળને બરોબર અનુરૂપ જ હોવી જોઇએ. એને દુષિત કરનારી તો ન હોવી જોઇએ. મૂળનેજ દર્શાવવા જો કરી હોય તો તેમાં જરાય ફેરફાર ન કરેલો હોવો જોઇએ. તેમાં કોઇ 'છુટ' ન લેવી જોઇએ.

કોઇવાર જ્યારે માત્ર આખી કૃતિ કોઇની નકલ રૂપ હોય છે ત્યારે કોઇવાર ચિત્રનાં કોઇ કોઇ અંગ ઉપાંગ કોઇ બીજા ચિત્રમાથી ચોરી લીધેલાં હોય છે. જેમ કે ગુજરાતના દીવાળી-

ના અંકમાં આવેલા દુષ્યંત શકુંતલાના ચિત્રમાં ચિત્રની ભોંય (બેક ગ્રાઉન્ડ) ઇંગ્લીશ છે. એમનું પીસનું ચિત્ર પણ ગોઠવણમાં અને વલણમાં ઇંગ્લીશ છે. શારદાના ૬૨૨ મા પાના પરનું ચિત્ર જુઓ. તેની ભોંય કોઇ અંગ્રેજી ચિત્રપરની છે. ગુજરાતના સ્ત્રી કાંઇ કબૂતરો રમાડતી ન હોય. એમ અંગ્રેજી ચિત્રોની એમની એમ ઉઠાઉગીરી કરવાથી કલાકારના સર્જનમાં એક અસત્યનું મોટું દૂષણ પેસવા સાથે ચિત્રનું વસ્તુનિરૂપણ કોઇ રીતે સધાતું નથી. આમ ખોટી નકલોને ખોટી રીતે ઘટાવવા કરતાં જો ચિત્રકારો ખરેખરી સાચી નકલો જ મૂકતા હોય ને તેમ જણાવી દેતા હોય અને મૂળ ચિત્રની ખુબી સમજાવતા હોય તો તેમણે કંઇ ચિત્રકળાની સેવા કરી ગણાય, નહિ તો તેઓ ચિત્રકળાને બગાડે છે ને પોતાના આત્માને છેતરે છે.

માસિકકારોએ આ ચિત્રોની નકલબાજી તપાસ્યા પછી તેમાં ઐતિહાસિક સત્ય જોવું જોઇએ. એટલે એ ચિત્રની વસ્તુ જે સમયની હોય તે સમયને તાદશ્ય કરી શકે તેવા સાહિત્યો તેમાં દેખાઇ આવવાં જોઇએ. શાકુંતલનાં દશ્યો કે "રાધારમણો" 'અપ ટુ ડેટ' પોહેરવેશમાં કે હમણાંના શહેરોની પશ્ચિમની રચના વચ્ચે ન મૂકવાં જોઇએ. ચિત્રકારોએ ઐતિહાસિક ચિત્રો કરવાને માટે ઘણીજ તૈયારી કરી જોઇએ. તેમાં ચિત્રો તો જે તે સમયના પૂરા અભ્યાસ અને પૂરતા મનન પછી જ થઇ શકે. પરંતુ માસિકવાળાઓ "લોકરુચિને અનુકૂળ" થવા અને ચિત્રની પસંદગીના અજ્ઞાનમાં અને સ્પર્ધામાં અસભ્ય ચિત્રો મૂક્યા જ કરે છે. અને ચિતારાઓ ખ્યાતિ કે કમાણીને માટે ધડાધડ એવાં ચિત્રો પૂરાં પાડયા કરે છે.

આ જ પ્રમાણે આપણાં દેવદેવીઓનાં ચિત્રો આલેખવામાં ઘણી જ ભૂલ થયાં કરે છે. એને માટે તો આપણા ધર્મનો પૂરો અભ્યાસ, દેવો તરફની સંપૂર્ણ ભક્તિ અને પોતાની કળાને માટે સમાધિની જરૂર છે. આ તૈયારી વિના દેવોનાં અસલનાં ચિત્રો કે મૂર્તિઓની પ્રતિકૃતિ પણ અશક્ય થઇ પડે અને એનું તાજું દૃષ્ટાંત, પ્રજ્ઞાપારમિતાની નકલ દર માસે આપીને ગુજરાત બતાવી રહ્યું છે.

કોઇવાર આખા ચિત્રનું કે તેનાં અંગ ઉપાંગનાં અનુકરણ નથી હોતાં ત્યારે ઘણીવાર ચિત્રકાર પોતે પામેલી કેળવણીના પરિણામે ચિત્રો અંગ્રેજી અંગોમાં કરી બેસે છે. ગુજરાતના 'પીસ' અને શકુંતલાના પુનર્મિલાપમાં ઘડીભર માની લઇએ કે ચિત્રકાર પશ્ચિમની નકલ નથી કરી તો પણ એમાં પશ્ચિમનું જ વલણ છે. કુકડા, ગરૂડની ધજાઓ તથા પરશુરામની ફરશી બતાવનાર ગુજરાતના પ્રતીકમાં ઇંગ્લીશ ઢબ છે. એ કોઇ રીતે ગુજરાતની સંસ્કૃતિમાં રહેલ વિનય, વિવેક, સભ્યતા બતાવતું નથી. પછી ભલેને તેમાં પરશુરામ તથા સિદ્ધરાજની ધ્વજ મુદ્રાઓ હોય. ગુજરાતી કાવ્ય જો અંગ્રેજી છંદમાં કે રીતિમાં ન ચાલે તો ગુજરાતનું ચિત્ર પણ તેવું ન સ્વીકારવું જોઇએ. આવાં તો અસંખ્ય ચિત્રો આપણા માસિકોમાં દર-રોજ ઉભરાયા કરે છે.

આ ઉપરાંત ચિત્રનો વિષય પસંદ કરવામાં પણ ચીવટ હોવી જોઇએ. જે વિષયને ચિત્રની જરૂર જ ન હોય તેને માટે ચિત્ર દોરાય છે. એટલે એક તો વિષયની પસંદગીનું અની-

ચિત્ય અને પછી સંવિધાનનું અનૌચિત્ય એમ બે અનૌચિત્યો ભેગાં થવાથી ગમે તેવા સરસ લખાણનું પણ જોસ કમી થાય.

એક તરફ ચિત્રની વિષયપસંદગીમાં જ્યારે ભૂલ થાય છે, ત્યારે બીજી તરફ કોઇ પણ વિષય સ્ફુટ જ ન થતો હોય તેમાં ચિત્રો લેવાય છે. એના દાખલા મ્હેં અગાઉ કહ્યા તે પ્રમાણે સુવર્ણમાળા તથા નવચેતનનાં પૂઠાં પરનાં ચિત્રોના છે.

અહીંઆં મ્હેં ચિત્ર પસંદગીના મૂળ સિદ્ધાંતોની જ ચર્ચા કરી છે. પણ ચિત્રની સંયોજના, તેના પાત્રોની ગોઠવણી, તેના રંગોની મીલાવટ અને તેના વિષય નિરૂપણને પુષ્ટ કરવાના નિયમો એટલા સૂક્ષ્મ અને પારિભાષિક છે કે તેમને અત્યારે ચર્ચવા વધુ પડતું ગણાય.

માસિકોએ આપેલાં આવાં સાહિત્ય અને કલાનાં કજોડાંઓએ ભણનારા યુવકોને પણ હસ્તલિખિત સચિત્ર સામયિકો કાઢવાનો છંદ લગાડયો છે. આ એ સચિત્ર માસિકોએ ઉપજાવેલું તાજું પરિણામ છે. કોઇ પણ કળા પ્રસિદ્ધ થવા ખાતર કે તેના સરજનહાર પોતે એક કલાકાર છે એમ માની એવી માન્યતા હેઠળ કલાની કૃતિઓ કરવા લાગે ત્યારે તે કલાનું અને તેના સર્જકનું અધઃપતન થાય છે. કવિને જ્યારે પોતે કવિ છે એમ લાગવા માંડે એટલે એની કવિતાનો વિકાસ અટકે જ. આ જ નિયમે આવાં હસ્તલિખિત માસિકોએ આવો એક દંભી વર્ગ ઉભો કરી દીધો છે. અને એણે ભાષા અને કળા બંનેને બગાડી દીધાં છે. કલાકાર થવાને માટે તો પૂરતો અભ્યાસ, મનન અને સમાધિની જ જરૂર છે. આપણાં ધર્મશાસ્ત્રો શ્રવણ મનન અને નિદિધ્યાસન કહે છે તે સર્વથા ખરૂં જ છે. "પ્રસિદ્ધિ" "પ્રચાર" અને "સ્પર્ધા" એ ચીજોને કોઇ દહાડો ખીલવા નહિ દે. અને માસિકો જો ગુજરાતમાં સંસ્કારિતા ખીલવવા ઇચ્છતાં હોય તો એમણે ધર્મશાસ્ત્રની આ ત્રણે આજ્ઞાઓ કલામાં પાળવી જોઇએ.

ગજાનન પાઠક

---

# નોંધ

## આવતી ગુજરાતી પરિષદ

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ આવતા ક્રિસ્ટરના તહેવારોમાં એટલે ઇ. સ. ૧૯૨૬ ના એપ્રિલ માસમાં ભરવાનો નિર્ણય થયો છે. અને તેના કાર્યની વ્યવસ્થા માટે કારોબારી મંડળ તથા મંત્રીઓ નીમાઇ ગયા છે અને તેમણે પોતાનું કામ શરૂ કરી દીધું છે. નોંધમાં છેલ્લે પ્રગટ કરેલી પત્રિકા પ્રમાણે લેખકો અને ગુજરાતી સાહિત્યરસિકો તેને સફળ કરવા પોતાનો ફાળો આપશે એવી અમે આશા રાખીએ છીએ.

આવતી પરિષદના કાર્યની રૂપરેખા દર્શાવવા શ્રી. કનૈયાલાલ મુનશીએ તા. ૨૨-૧૧-૨૫ ના રોજ એક સાર્વજનિક સભામાં ભાષણ આપેલું છે અને તેમાં પરિષદનો જન્મ કેમ થયો, તે માત્ર સંમેલનમાંથી સંસ્થા કેવી રીતે થઇ, છેલ્લી પરિષદના ઠરાવ પ્રમાણે તેનું મંડળ રજીસ્ટર થઇ તે કાયમી સંસ્થા કેવી રીતે બની વગેરે ટૂંકમાં પરિષદનો ઇતિહાસ આપી, તેનો કાર્યપ્રદેશ હવે શો હોવો જોઇએ તે સામાન્ય શબ્દોમાં જણાવ્યું છે. આ પરિષદનાં મુખ્ય કાર્યોમાં પ્રથમ પરિષદનું બંધારણ સુદૃઢ કરવાનું તેઓ જણાવે છે તે વાસ્તવિક છે. બીજા કાર્ય સંબંધી તેઓ કહે છે કે પરિષદનું કાર્યકર ખાતું તો હમેશને માટે એક જ જગ્યાએ રહે અને મંડલનું મથક વર્ષે વર્ષે અધિકારીઓ નક્કી કરે ત્યાં રહે એવી વ્યવસ્થા જોઇએ. પરિષદ હાલ કોંગ્રેસો ભરાય છે તેમ જુદી જુદી જગ્યાએ ભરાવી જોઇએ એમાં તો સર્વ સંમત હોય એમ અમારું માનવું છે. પણ જ્યાં પરિષદ ભરાય તે સ્થલે આખું વરસ તેનું મથક રહે. અને કાર્યકર ખાતું કાયમી જગાએ રહે એવી જો કાર્યની વહેંચણી થાય તો તેથી કદાચ અગવડ પડે એવી અમને શંકા છે. પણ શ્રી. મુનશીની સૂચના હજી ઘણા સામાન્ય શબ્દોમાં છે, અને એમની સૂચના પરિષદે વિચારવી જોઇએ એવો અમારો પણ મત છે. ત્રીજો પ્રશ્ન જોડણીનો અગત્યનો છે. અત્યાર સુધીમાં આ પ્રશ્ન ઝીણામાં ઝીણી શાસ્ત્રીયતાથી તે ઠેઠ બીબાં ગોઠવનારની સગવડના દૃષ્ટિબિન્દુ સુધીની સર્વ દૃષ્ટિઓથી ચર્ચાઇ ચૂક્યો છે. અને છતાં તેની ગાંઠ હજી છૂટતી નથી. પણ છેલ્લી સાહિત્ય પરિષદ પછી આ પ્રશ્ન વધારે નિર્ણય સમીપ આવ્યો છે અને આવતી સાહિત્ય પરિષદ તેને આગળ વધારે સારૂં સ્વરૂપ આપશે, કોઇ પણ પક્ષ તેને વિશેષ ખેંચીને બગાડશે નહિ એમ આશા રાખીએ છીએ.

ચોથો પ્રશ્ન સાહિત્ય પ્રકાશનનો છે. શ્રી મુનશી, જુદી જુદી વ્યક્તિઓ અને સંસ્થાઓ છુટા છવાયા પ્રકાશનના પ્રયત્નો આદરી રહ્યાં છે તેને પરિષદ એકત્રિત કરે એવી સૂચના કરે છે. કોઇ પણ કાર્યમાં સહકાર થાય તો તે હમેશાં ઇષ્ટ છે. પણ સાહિત્યનો વિકાસ વ્યક્તિના ઉલ્લાસ ઉપર વધારે આધાર રાખે છે અને વ્યક્તિઓને તંત્રના સંચામાં નાખ્યાથી તે વધારે ખીલે એ અમને શક્ય લાગતું નથી. અત્યારે પણ એક જ કે એક જ પ્રકારના સાહિત્યના પ્રદેશમાં કાર્ય કરતી સંસ્થાઓ પોતાની મેળે ખાનગી રીતે સહકાર કરી લે છે. આ બાબતમાં પરિષદતંત્ર વિસ્તારથી કામ કરે તેના કરતાં બધા કાર્યકર્તાઓને સદ્ભાવ પૂર્વક આવકાર આપી બંધુતા કેળવવાની તકો વધારી આપે તો તેથી ઇષ્ટ સહકાર સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થશે. આ દૃષ્ટિ પણ પરિષદે ધ્યાનમાં રાખવાની જરૂર છે. પરિષદનું

પોતાનું કામ પણ અમુક ઉચ્ચ પ્રતિનું સાહિત્ય પ્રગટ કરવાનું હોય અને તેમાં અન્ય સંસ્થાઓમાં કામ કરનારા નિષ્ણાતોનો સહકાર તે મેળવી શકશે એવી અમને શ્રદ્ધા છે.

પરિષદનું સૌથી અગત્યનું કામ તો ફ્રાન્સમાં છે તેવી સાહિત્યની 'એકેડેમી' કે સાહિત્યસંઘ કે દક્ષિણ હિંદના ઇતિહાસમાં જેને 'સંગમો' કહ્યા છે તેવો સંગમ સ્થાપવાનું હોઇ શકે. અત્યારે આપણા સાહિત્યમાં, અન્ય કાર્યપ્રદેશોમાં પડ્યાં છે તેમ, તડો પડ્યાં છે અને આ તડોનો ભેદ કોઇવાર તત્ત્વનો હોય છે તો કોઇવાર માત્ર અંગત આગ્રહનો જ હોય છે. આ એક જાતની અરાજકતા ગણાય. આવી સ્થિતિમાં મધ્યસ્થ કોઇ સાહિત્યસંઘ હોય તો તેથી સમતોલપણું વધારે સચવાય પણ અત્યારે તો એવો સંઘ પણ પક્ષાપક્ષીનું કદાચ વધારે પ્રબળ સાધન બને. છતા આ બધા વિચારો સાહિત્યપરિષદ સમક્ષ હોય તો કોઇવાર તેનું પરિણામ પણ આવે; એ સ્થિતિ ન આવે ત્યા સુધી તો સાહિત્યપરિષદે પોતાની પ્રતિષ્ઠા જ વધારવી જોઇએ. એ પ્રતિષ્ઠા બીજી કોઇ વ્યક્તિ કે સંસ્થા ન કરી શકે એવાં ઉત્તમ પ્રતિનાં પુસ્તકો અનેક વ્યક્તિઓના સહકારથી પ્રગટ કરવા એ છે. ગુજરાતી ભાષાનો કોષ, વ્યાકરણ, વ્યુત્પત્તિ, ઐતિહાસિક શોધખોળ, તેની સામગ્રીનો સંગ્રહ વગેરે કામોનાં ક્ષેત્રો ઘણાં વિશાળ છે અને હજી તેમાં ઘણું કરવાને અવકાશ છે.

અમે આશા રાખીએ છીએ કે આવતી સાહિત્ય પરિષદના કુશળ કાર્યકર્તાઓ, સર્વ પ્રશ્નો છૂટથી ચર્ચાઇ નિર્ણય ઉપર કે નિર્ણય સમીપ આવે એમ કરવામા સફળ નીવડશે.

રા.

**યુવક સપ્તાહ**

આ નોંધ લખાય છે ત્યારે હજી યુવક સપ્તાહ ચાલે છે. અમદાવાદમાં ગુજરાત કૉલેજના અને ગૂજરાત મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ વિદ્યાર્થીસંઘ સ્થાપ્યો છે અને તેમણે સંઘ તરફથી આ સપ્તાહનો ઉત્સવ શરૂ કર્યો છે. કાર્યક્રમ સર્વ રીતે રસિક અને વૈવિધ્યવાળો છે. તેમાં પ્રદર્શન, ભાષણો, સંવાદો, સંગીત, પરિષદ્ચર્ચા, લોકગીત, લોકવાર્તા, અખાડા અને સ્કાઉટની રમતો વગેરેને સ્થાન મળ્યું છે. સપ્તાહનો ઉત્સવ ગાંધીજીએ ભાષણ કરી શરૂ કર્યો હતો અને તે પછીના કાર્યક્રમમાં દરેક દિવસને માટે જુદી જુદી વ્યક્તિઓને અધ્યક્ષસ્થાન આપ્યું હતું. સ્થલ સંકોચને લઇને અમે લંબાણથી લખી શકતા નથી પણ અસહકારી અને સહકારી સર્વ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો તથા અન્ય ગૃહસ્થોએ જે સદ્ભાવથી આ સપ્તાહમાં ભાગ લીધો છે તેથી સર્વને વિદ્યાર્થીઓ વિશે અને તેમના ભવિષ્ય માટે જરૂર શ્રદ્ધા અને શુભ આશા ઉત્પન્ન થઇ છે એમ અમારૂં માનવું છે. અમારે આ સપ્તાહને માટે સમસ્ત વિદ્યાર્થીસંઘને અને તેના કાર્યકર્તાઓને માત્ર ધન્યવાદ જ આપવાનો છે અને ભવિષ્યમાં પણ તેઓ અનેક રીતે ચાલુ હીલચાલોનો અને લોકજીવનનો પ્રત્યક્ષ સંપર્ક મેળવવા પ્રસંગો લે એમ ઇચ્છીએ છીએ.

રા.

**આધુનિક પુરાણીઓ**

સમય પ્રવાહ સાથે ચાલવું અને બદલાતી વસ્તુસ્થિતિને પોતાની વિચાર સરણી પર અસર કરવા દેવી એ પુરાણીઓના સ્વભાવથી પર છે. એમના વિચારો ગમે તેવા જૂના થઇ ગયા હોય, એનાં કારણો અદૃશ્ય થયાં હોય છતાંય તેઓ તો એ વિચારમાં જ મક્કમ રહેવાના અને એમના પ્રત્યેની પોતાની ભક્તિ વારંવાર બતાવવાના.

ડકન એજ્યુકેશન સોસાયટીવાળા ડૉ. પ્રાંજપેને આ પુરાણીઓની કોટિમા મૂકવાને અમે લલચાયા છીએ. તેમનો નિવાસ કર-

સમિતિને અંગે હાલ બેંગ્લોરમાં છે. મ્હૈસુર-વાસીઓને અવારનવાર તેમના વિચારોનો પ્રસાદ મળે છે. પ્રબુદ્ધ ભાષા સંઘના સભ્યોને એક મુલાકાત દરમિઆન તેમણે જણાવ્યું હતું કે દેશી ભાષાઓને શિક્ષણનું વાહન બનાવવાને અત્યારે સમય અનુકૂળ નથી. હિંદી ભાષા રાષ્ટ્રભાષા બને એથી પોતે વિરુદ્ધ છે. કારણ કે એમની દૃષ્ટિમાં એ રાષ્ટ્રહિતને અપકારક અને બેહુદું લાગે છે. અંગ્રેજી ભાષા જ આપણને સંગઠિત કરે છે. ધર્મ ઐક્યથી પણ એમ થઇ શક્યું નથી. આપણે અંગ્રેજી છોડી શકીએ નહિ. આજે તો એ જગત ભાષા બની રહેલ છે, વધારેમાં તો હિંદી સાહિત્ય કાંઇ વિશાળ નથી, સાંસ્કારિક પણ નથી. પ્રાંતીય દ્વેષના કારણે બીજી કોઇ ભાષાને રાષ્ટ્ર-ભાષા બનાવી શકાય નહિ. એ કરતાં ફ્રેન્ચ કે જર્મન ભાષા શીખવી વધારે લાભદાયી છે.

ડૉ. પ્રાંજપેના ત્યાગ, નિખાલસતા અને નિડરતા માટે અમને માન છે. એમની પાસે ભણનાર હજારો વિદ્યાર્થીઓને એમના જીવન-માંથી પ્રેરણાઓ મળી છે. પણ એમનો પાશ્ચાત્યો અને પાશ્ચાત્ય સંસ્કૃતિ માટેનો મોહ કોઇ દિવસ છૂપો રહ્યો નથી. પાશ્ચાત્ય વિદ્યા સાથેના સંસર્ગના આદિ કાળમાં આવો મોહ નવીન હતો. પાશ્ચાત્ય કેળવણી એટલે અમુક નવીન વિચારસરણી, રૂઢિ બંધનોથી જકડાયેલ હિંદી મનનું જૂદી જ દિશામાં પ્રસ્થાન. આ કાર્ય પાશ્ચાત્ય કેળવણી માટે તે સમયે યોગ્ય હશે-યોગ્ય હતું. પણ હવે વસ્તુસ્થિતિ બદલાઇ ગઇ છે. નવી જ સંસ્કૃતિ સાથેના સંઘર્ષણથી જૂનામાં પ્રાણ આવ્યો છે અને એનું પ્રેરક અને જીવન્ત સાહિત્ય બહાર આવ્યું છે. પણ પ્રાંજપે સાહેબ તો એમ માનનારા છે કે પ્લેટો અને એરીસ્ટોટલના અભ્યાસ સિવાય રાજકા-રણમાં પ્રવેશ જ ન થઇ શકે. એમનું સ્થાન રાષ્ટ્રસેવકોમાં આગળ પડતું છે. પણ એમની સેવા દેશને પોતાની પુરાતન સંસ્કૃતિનું ભાન આપી એને આધાર સ્થાને રાખી આગળ વધવા માટે નથી. તેઓ તો પાશ્ચાત્ય સંસ્કૃતિ ઉપર જ ભાર મૂકે છે અને આજની જાગૃતિનું કારણ પાશ્ચાત્ય સંસ્કૃતિ જણાવી એને જ વળગી રહેવા કહે છે. રાજકીય સ્વાતંત્ર્ય એમને ઇષ્ટ છે, પણ સંસ્કૃતિમાં તો પાશ્ચાત્યોનું જ આધિપત્ય તેઓ સ્વીકારે છે. તેઓ અનીશ્વરવાદી છે, એટલે ધર્મ પ્રત્યે તેમને માન ન હોય એ સમજી શકાય છે. પણ "ધર્મ ઐક્યથી પણ એમ થઇ શક્યું નથી." એમ કહેતાં તેઓ ભૂલી જાય છે કે હિંદુસ્થાનમાં અંગ્રેજી ભાષા દાખલ થઇ તે પહેલાં પણ વિચારો અને રહેણી-કરણીનું ઐક્ય હિંદુસ્થા-નમાં હતું, રેલ્વે, તાર, ટપાલના દિવસોમાં વિચારો જેટલી ઝડપથી નથી પ્રસરતા તેથી પણ વધારે ઝડપથી એ પહેલાના સમયમાં લોકોમાં ફેલાતા. ઉલટું એમ કહી શકાય કે અંગ્રેજી કેળવણીએ જૂદાઇ આણી છે. અંગ્રેજી શીખેલાઓ પોતાને જૂદી જ દુનિયાના પ્રાણી માને છે. જનસમૂહના ભાવો અને ઉર્મિઓ એમને સમજાતાં નથી. જેમ તેઓ મુખેથી જૂદી ભાષા બોલે છે તેમ અંતરથી પણ જૂદી બોલતા થયા છે. અંગ્રેજી ભણેલા-ઓના વ્યાખ્યાનો તાર મારફતે દેશના જૂદા જૂદા ભાગમાં ફેલાઇ છાપાઓમાં પ્રસિદ્ધ થાય છે, પણ જનસમૂહના અંતરમાં તે સોંસરાં ઉતરી જતાં નથી. અંગ્રેજી ભાષાએ આણેલું ઐક્ય એકજ દોરડાથી હાથ પગ બાંધી લીધે આવતા ઐક્ય જેવું છે. એ ઐક્ય છે, પણ એમાં બંધન છે, પરતંત્રતા છે. અંગ્રેજી ભાષાનું સાહિત્ય વિશાળ છે, સાંસ્કારિક છે. પણ એતો ફ્રેંચ, જર્મન, રસીઅન જેવી બીજી યુરોપીય ભાષાઓ માટે કહી શકાય. અંગ્રેજી પ્રજાને થોડા જ સમય પહેલાં ફ્રેન્ચ ભાષાનું આધિ-પત્ય સ્વીકારવું પડતું. આજે અંગ્રેજી ભાષાએ

ખેડાણુથી પોતાનું તેવું સ્થાન જમાવ્યું છે. હિંદની દેશી ભાષાઓ માટે પણ એ એટલું જ સાચું છે. શિક્ષણના વાહન તરીકે અંગ્રેજીને સ્વીકારતાં કેવી માઠી અસરો થઇ છે એ જણાવવું પડે એમ નથી. ઉપર ટપકે જોનારની દૃષ્ટિએ પણ એ જણાઇ આવે છે જ્યાં સુધી શિક્ષણના વાહન તરીકે દેશી ભાષાઓનો ઉપયોગ નહિ કરવામા આવે ત્યા સુધી એમનો એવો ઉપયોગ થવાનો સમય આવવાનો નથી. કલકત્તા યુનિવર્સીટી જે કરી શકે, આંધ્ર યુનિવર્સીટી માટે જેનો વિચાર એની ઉત્પત્તિ સાથે જ કરવામા આવે તે બીજી યુનિવર્સીટીઓ કેમ અમલમા મૂકી ન શકે? જે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને સાહિત્ય માટે ડૉ. પ્રાજપેને આવડું માન છે તેની પૂરી સમજણ માટે પણ આ આવશ્યક છે.

રાષ્ટ્રભાષા માટે હિંદીનું ભવિષ્ય અમે ઉજળું જોઇએ છીએ. જે ભાષા વ્યવહાર ચલાવવા માટે તેમ જ લોકોને સમજવા રાજકર્તી પ્રજા પણ જાણુવી આવશ્યક માને છે, જેનું કામપૂરતુ જ્ઞાન પણ મેળવી લેવા પરદેશીઓ તત્પર રહે છે, જે શીખવા રાણી વિકટોરીઆએ વૃદ્ધાવસ્થામા પણ જહેમત ઉઠાવી તે માટે ડૉ. પ્રાજપેનો આવડો શો દ્વેષ? અંગ્રેજીનું મૂલ્ય અમે ઉતારી પાડવા માગતા નથી, પણ હિંદુસ્થાનમાં રાષ્ટ્રભાષા તરીકે એને કોઇ સ્થાન નથી એમ અમે જરૂર માનીએ છીએ; અંગ્રેજી પહેલાં પણ વ્યવહાર ચલાવવાની કોઇ દિવસ મુશ્કેલી પડી નથી એનું કારણ એકથી વધારે પ્રાંતીય ભાષાનું જ્ઞાન હતું. હિંદી આજે થોડા ઘણા અંશે દેશના મોટા ભાગમાં પરિચિત છે અને સર્વ દેશી ભાષાઓનું મૂળ એક જ હોવાથી થોડા જ પ્રયાસથી અવગમ્ય છે. કોઇ પણ સાહિત્ય ખેડાયે જ સમૃદ્ધ બને છે, અને હિંદી સાહિત્ય વિશાળ અને સાંસ્કારિક બનતું જાય છે એમ અમે માનીએ છીએ.

ડૉ. પ્રાજપે સાથે પુરાણીઓની હરોળમા જઇ બેસે એવા બીજા તે મી. ઝીણા, તેઓ ધંધા પ્રસંગે અમદાવાદમાં આવેલા ત્યારે ગુજરાત કલબના સભ્યો સાથે તા. ૩૦-૧૦-૨૫ના રોજ મુલાકાત થઇ હતી. તે સમયે થયેલા કેટલાક સવાલ જવાબો નીચે આપ્યા છે.

"સ:—સરકારને જવાબદાર શી રીતે બનાવી શકાય?

જ:—આપણો આ દેશ છે. સરકાર તેને બથાવી પડી છે. આપણે તેની પાસેથી તે લેવાનો છે...આપણા કેળવાએલાનેજ સંગઠિત કરો અને તેમના બળથી ધારાસભામાં જઇ સરકારને પજવો, હંફાવો. ધારાસભામા આપણી બહુમતિ છે. લેવાય તેટલું લો. લી કમીશનનો દાખલો લો. તેમણે દોઢ કરોડ સનંદી નોકરો માટે લીધા પણ ૫૦ ટકા નોકરી હિંદીઓને આપવા કબુલ્યું, આ નોકરીઓ આપણે લેવી......તો જે આપે તે લઇ બાકીના માટે લડવાનું રહ્યું.

સ:—આપણે ગામડામાં જવું કે નહિ?

જ.—ના, તે જોખમભર્યું છે. ગામડામાં જઇને આપણે ખેડુતોને શું કહેવાના છીએ? તે શું સમજશે? શહેરમાં જ હું ધારાસભાની બાબત સમજાવવા સભા ભરૂં છું ત્યારે ભાગ્યે જ ૨૦૦ માણસ આવે છે. પહેલા આપણે જે સમજી શકતા હોય એમને સમજાવવા.

એક અવાજ—તેવું કામ ૧૯૧૭-૧૮ માં થયું હતું.

જ—હા, હોમરૂલની શાખાઓ ગામે ગામ સ્થપાઇ હતી, એમને વગર માગ્યે હજારો રૂપીઆ મળતા. અમોએ ગામે ગામ લાઇબ્રેરીઓ સ્થાપી હતી અને પગારદાર ભાષણકર્તાઓ

મોકલતા, તે વખતે સરકાર નાસી જવા તૈયાર હતી એમ કહેવાય નહિ, પણ અમને તરછોડતાં બે વાર વિચાર કરતી. ખેડા જીલ્લામાં મ્હેસુલનો વાંધો પડયો હતો, સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા ગયા. મી. ગાંધી ગયા. બધા એક હતા તો સરકારને નમવું પડ્યું.

( પ્રજાબંધુ તા. ૨-૧૧-૨૫ )

મી. ઝીણાના રાજકીય ચળવળ સંબંધી થોડાક ખ્યાલો આપણને આ સવાલ જવાબ ઉપરથી સમજાય છે. મી. ઝીણાને મન રાજકીય ચળવળ એટલે ગણ્યા ગાંઠયા ભણેલાઓની ચળવળ એમ જણાય છે. નોકરશાહીનો ભારતીય જનતાના માબાપ હોવાનો દાવો તેઓ શું આથી ખરો નથી કરી આપતા? સરકાર આપે તે એમને લેવું છે અને તે ગમે તેટલા ભોગે. સરકારે આપેલા સુધારા સામેનો મોટામાં મોટો આક્ષેપ એ છે કે હિંદનો આર્થિક સ્રાવ પાઇભર પણ એથી અટક્યો નથી. દોઢ કરોડના ભોગે સનંદી નોકરીનો ૫૦ ટકા જેટલો ભાગ મી. ઝીણાએ સ્વીકાર્યો; પણ દોઢ કરોડ આપવા એ જ સાચી વાત જણાય છે. સનંદી નોકરીમાં થયેલી છેલ્લી ભરતી ૫૦ ટકાનું ધોરણ સાચવતી હોય એમ દેખાતું નથી. વધારેમાં સનંદી નોકરીનો લાભ મળવાનો કેળવાએલાને, એનો વધારે ખર્ચ ઉઠાવવાનો, કારભાર નીચે આચારે જ કચડાઇ ગયેલા લોકોને. આ કેવો સુંદર શ્રમ વિભાગ! ! લાભ હું ઉઠાવું, ખર્ચ તું કર. મી. ઝીણા ગામડાઓને ચળવળમાંથી મુક્ત રાખવા માગતા હોય એમ જણાય છે. ધારાસભાઓ જ એમનું સર્વસ્વ છે. ધારાસભાની બહુમતિનો અનુભવ લેવો હજુ એમને બાકી છે? કેટલા ઠરાવો ધારાસભાએ બહુમતિથી કર્યા? કેટલા સરકારે માન્ય રાખ્યા? હોમરૂલ લીગની વાત કરી ગામડાઓનું મહત્ત્વ સ્વીકારતા મી. ઝીણા દેખાય છે. ખેડાની જીત, બધા એક મત થયા એ કારણને આભારી નથી. સરકારે તો પોતાનાં શસ્ત્રો એહુતો સામે અજમાવ્યાં. પણ તે પ્રજા ગમે તે દુઃખ સહન કરવા તૈયાર થઇ, પોતાની માલ મીલ્કત જપ્ત થવા દીધી અને પોતાના મંતવ્યમાં મક્કમ રહી એના લીધે છે. બોરસદ સત્યાગ્રહની સફળતા માટે તો બધા રાજકીય પક્ષોનો એકમત કારણભૂત ન હતો. આ જીત તો લોકબળના લીધે જ છે. ધારાસભાની ચળવળ થોડાને બોલતા કરી શકશે પણ એથી કોઇ વધારે પરિણામ એમાંથી નીપજવાનું નથી. ફેફસાંને કસરત કરાવે સરકાર હારી નાશી જવાની નથી. એના માટે અન્તર્બલ પ્રકટ કરવાની જરૂર છે, અસહકારની ચળવળે હિંદી જનતામાં પ્રાણ ફૂંક્યા, વર્ષોની બેદરકારી થોડીક દૂર કરી. અને જીત હાથમાં આવેલી જણાઇ તો એ ચળવળ પાછળ રહેલી લોક સંખ્યાનું બળ કારણભૂત હતું. આવેલી જીત ચાલી ગઇ અને ચળવળ આજે નિષ્ફળ ગણાઇ છે તો એનું કારણ એ ચળવળને સમજનારાઓ માગેલો આપભોગ ન આપી શકયા એ છે. ધારાસભાઓ માટે મળતી સભાઓમાં શહેરના લોકો પણ હજી નાની સંખ્યામાં હાજર રહે છે, એનું કારણ ધારા સભાઓથી એમનાં દુઃખ ફીટયાં નથી એ છે. બાકી રાજકીય ચળવળને અમુક સમય પછી શાબ્દિક રૂપ છોડી કાર્યમાં પરિણમવું આવશ્યક છે. અમે ઇચ્છીએ છીએ કે મી. ઝીણા લોકમાનસ સમજવાને જનસમુહ સાથે વધારે પ્રસંગમાં આવે, અને પોતાના પુરાણા ખ્યાલો છોડી દે. આ જમાનામાં આવું રાજકીય પુરાણીપણું હાસ્યપાત્ર જ છે.

હ.

**નવા વાઇસરોયઃ**

મી. એડવર્ડ વુડ હિંદુસ્થાનના નવા વાઇસરોય નીમાયા છે, તેઓ "Young Tories" ( જુવાન ટોરીઓ ) નામે પ્રસિદ્ધ થયેલા મંડળના સભ્ય છે. આ મંડળમાં કેટલાકો ઇંગ્લાંડની ભવિષ્યની ઝાંખી કરે છે. યુરોપના

છેલ્લા મહાવિગ્રહમાં ઇંગ્લાંડને ઉતારવામાં અને એને ચલાવવામાં આ ટોરીઓનો સારો હાથ હતો એમ કહેવાય છે. મી. વુડ ૧૯૨૧–૨૨ માં સંસ્થાનોના ઉપમંત્રી હતા ત્યારે કેનીયામાં હિંદીઓ સંબંધી વુડ વીન્ટરટન નામે પ્રસિદ્ધ થયેલ કરાર કરવામાં તેમણે ભાગ લીધો હતો એ સિવાય હિંદુસ્થાન અને હિંદીઓ સંબંધી વધારે કાંઇ જ્ઞાન ધરાવતા હોય એમ જણાયું નથી. ૧૯૨૪ માં તેઓ કેળવણીના પ્રધાન હતા. હમણાં તેઓ ખેતીવાડી સંભાળે છે.

તેઓ ઇંગ્લાંડના રાજપુરૂષોની પ્રથમ પંક્તિમાં ગણાતા નથી. એટલે હિંદુસ્તાનના નવા વાઇસરોય પહેલી પંક્તિના કહી શકાય નહિ. પણ હિંદુસ્થાને હવે વાઇસરોય અને ગવર્નરોનો વ્યક્તિગત વિચાર કરવો છોડી દીધો છે. કારણકે રાજતંત્રની જે પ્રથા અમલમાં છે તેમાં તો સર્વ સરખાજ નીવડે છે. પણ તેમના વિચારો ઉપરથી એમના કાર્ય સંબંધી કાંઇક અટકળ બાંધી શકાય હિંદનું કયું હિત તેઓ સાધી શકશે એ નક્કી કરવું અશક્ય છે. કારણ કે હિંદના હિતનો આધાર એમના એકજ ઉપર નથી. પણ અહિતનો ભય ક્યાં ક્યાં છે એનો વિચાર કરી સવેળા ચેતવું એ આપણા માટે આવશ્યક છે.

મુંબાઇના જુના ગવર્નર લોર્ડ જ્યોર્જ લોઇડના તેઓ મિત્ર છે અને બન્નેએ સાથે મળી "The great oppotunity" ( મોટો અવસર ) નામે લેખ લખી પોતાના વિચારો દર્શાવ્યા છે. ઇંગ્લાંડની સંપત્તિની ઉત્પત્તિ મોટા પાયા ઉપર વધારી વિલાયત વાસીઓ માટે કામ શોધી આપવાના તેઓ હિમાયતી છે; કારણકે ઇંગ્લાંડની સામાજિક અને આર્થિક ઉન્નતીનો આધાર લોકોના ધંધામાં રોકાણ ઉપર અવલંબે છે એમ તેઓ માને છે લોર્ડ લોઇડે મુંબાઇની ખીલવણી, અને સક્કરની નહેરોની ખર્ચાળ યોજનાઓ હાથ ધરી ઇંગ્લાંડવાસીઓને કામ શોધી આપ્યું છે. સક્કરની નહેરોની મદદથી ફળદ્રુપ બનતી જમીનો પણ વિદેશી મુડીવાળા માટે તૈયાર છે. આપણે જોવાનું છે કે એમના મિત્ર મી. વુડ પોતાના દેશી ભાઇઓને શું નવો ધંધો શોધી આપે છે?

હમણાં અંગ્રેજ રાજપુરૂષો હિંદુસ્થાનની ખેતીમાં એકદમ રસ લેવા લાગ્યા છે. હિંદી વઝીર લૉર્ડ બર્કનહેડ કે વાઇસરોય લૉર્ડ રીડીંગના વ્યાખ્યાનોમાં એના સંબધી ઉલ્લેખો હમણાં થાય છે. ખેતીવાડી માટે શાહી કમીશન નીમવાના ભણકાર સંભળાય છે. મુખ્ય પ્રધાન મી. બાલ્ડવીને મી. વુડની નીમણુક સંબંધી બોલતાં જણાવ્યું હતું કે મી. વુડ ખેતીવાડીની ખાસ સંભાળ લેશે અને ગામડાંઓની પરિસ્થિતિ તપાસશે. હિંદુસ્થાન એ ખેતી પ્રધાન દેશ છે; અને એના ગામડાંની સંખ્યા ૭ લાખ જેટલી છે. એની વસ્તીનો ૯૦ ટકા ભાગ આજીવિકા માટે ખેતી ઉપર આધાર રાખે છે. પણ અંગ્રેજ અમલના ૧૫૦ વર્ષ દરમિઆન ખેતીમાં આવો રસ તો આજેજ દર્શાવાય છે. ખેતી સંબંધી મહાવિગ્રહના સમયમ ઇંગ્લાડને કડવા અનુભવ થયા છે. ઔદ્યોગિક વિકાશમાં ઇંગ્લાંડે પોતાની ખેતી જતી કરી છે. એને કાચા માલ તેમજ ખોરાકની વસ્તુઓ માટે બીજા ઉપર અવલંબવું પડે છે એટલે 'લડાઇમાં જર્મન સબમરીનોને કારણે ઇંગ્લાંડ બારે સંકડામણમાં આવી' પડયું હતું. એટલે લડાઇ પછી ત્યાં ખેતી ઉપર વધારે ધ્યાન અપાય છે. પણ હિંદુસ્થાન માટે આવી કોઇ પારમાર્થિક વૃત્તિ જણાતી નથી. ઇંગ્લાંડના ઉદ્યોગોને કાચા માલની જરૂર છે, ઇંગ્લાંડની મુડીને રોકવાની જરૂર છે; અને એ માટે અંગ્રેજોને હવે હિંદુસ્તાન તરફજ જોવાનું રહે છે. અગ્રેજ મુડીદારો હિંદુસ્થાનમાં આવી ઔદ્યોગિક કારખાનાઓ સ્થાપે છે, અને કાચા માલની માગને પહોંચી વળવાને ખેતીને ઉત્તેજન આપવાની વાત છે. હિંદુસ્તાનનો ખેડુત ગરીબમાં ગરીબ છે. પોતાની મહેનતનું ફળ એ પુરા પ્રમાણમાં આપી શકતો નથી. એટલે એની સ્થિતિ સુધારવા જે પગલાં લેવામાં આવે એ જરૂર આવકાર પાત્ર છે. પણ ઔદ્યોગિક વિકાશના યોગે ખેતીમાં સુધારણા થતી હોય તો એ અનિષ્ટ છે. આ ઉદ્યોગયુગમાં બીજી પ્રજાઓની સરસાઇમાં ઉભા રહેવાને હિંદે પોતાના ઉદ્યોગો ખીલવવા આવસ્યક છે. ઔદ્યોગિક વિકાશ

અને ખેતીની સુધારણા-એ બન્ને આજે સરખા મહત્ત્વના પ્રશ્નો છે, અને બન્નેમાં સાથેજ પ્રગતિ થવાની જરૂર છે. ખેતી સુધારણા ઉપર કેવા કારણે ભાર મૂકાય છે એ જોઇ આપણે બીજા પ્રશ્ન તરફ બેદરકાર ન બનીએ એમ ઇચ્છીએ છીએ.

હ.

## સ્વરાજ પક્ષમાં ભંગાણ:

મી. તાંબેએ મધ્યપ્રાંતની કાર્યવાહક સભાનું સભ્યપદ સ્વીકાર્યું એ, બનાવની અસર સ્વરાજ પક્ષ ઉપર ધાર્યા કરતાં વધારે થઇ છે. એથી સ્વરાજ પક્ષના નેતાઓ વચ્ચેનો મતભેદ બહાર આવ્યો છે. મી. તાંબેનું વર્તન વખોડવા નાગપુર મુકામે ભેગી મળેલી સ્વરાજ પક્ષની કાર્યવાહક સભામાં સમાધાન થયું જોઇ દરેક દેશપ્રેમીને આનંદ થયો હતો, પણ એ આનંદ ક્ષણિક હતો, પંડિત મોતીલાલ નેહરુ સ્વરાજ પક્ષ તરફથી જૂદા જૂદા પ્રાંતોમા ચળવળ ચલાવતા નીકળ્યા છે. એમના મુંબાઇના ભાષણથી મી. જયકર અને મી. કેલકર ચીઢાયા, અને પ્રતિયોગી સહકારનો ઝુંડો ફરકાવવા બહાર પડ્યા. મી. જયકર અને મી. કેલકરે સ્વરાજ પક્ષની કાર્યવાહક સભામાંથી રાજીનામાં આપ્યાં અને મી. અન્ને અને મી. લોઆરેએ એમને સાથ આપ્યો. બન્ને પક્ષો વચ્ચે હવે શાબ્દિક યુદ્ધ શરૂ થયું છે. સરકાર સામે ધારાસભાઓમાં સતત વિરોધ કરવાના ઉદ્દેશથી ઉભો થયેલો સ્વરાજ પક્ષ કેવી રીતે પ્રતિયોગી સહકાર તરફ ઢળતો ગયો છે એ મી. કેલકરે અને મી. જયકરે બતાવી આપ્યું છે અને પ્રાંતોમાં મંત્રીપદ સ્વીકારવાની એમની માગણી છે. પંડિત નેહરુ બહુમતિના અભાવે સ્વરાજ પક્ષનો કાર્યક્રમ કેમ પડતો મૂકાયો એ સમજાવે છે, અને સરકારનું વલણ વિરુદ્ધ હોઇ, મંત્રીપદ સ્વીકારવાની ના પાડે છે. બન્ને પક્ષો તરફથી પથરાતી શબ્દ જાળમાંથી એમની વચ્ચેનો મતભેદ કેટલો ગંભીર છે તે નક્કી કરવું આજે મુશ્કેલ છે. એમનાં કાર્યો જોવાની તક મળ્યા સિવાય એમના સંબંધી આજે કાંઇ અભિપ્રાય બાંધી દેવો એ અમને ઉતાવળીયું પગલું ભાસે છે.

અમને તો ફક્ત એક જ સ્થિતિ શોચનીય લાગી છે અને એના તરફ અમે ખાસ ધ્યાન ખેંચવા માગીએ છીએ. વિદેશી રાજઅમલ આજે દેશને કચડી રહ્યો છે. એના સામે ફરિયાદો પારાવાર છે. એવા સમયે એનો સબળ વિરોધ કરવા ઐક્યની જરૂર છે. પણ ઐક્યનો અભાવ જ્યાં ત્યાં નજરે પડે છે. હિંદુ-મુસલીમના કોમી ઝઘડાઓ હજુ શમ્યા નથી ત્યાં સબળ લેખાતા રાજકીય પક્ષમાં આવી રીતે તૂટ પડે છે, એક જ ધ્યેયવાળા, અને એ ધ્યેયને અમુક પદ્ધતિથી પાર પાડવા માગતા વ્યક્તિઓથી રાજકીય પક્ષો બને છે. પક્ષનું સંઘબળ પક્ષના કાર્યક્રમને સફળ કરવામાં મદદગાર થાય છે. એકાદ વ્યક્તિથી જે સાધી નથી શકાતું તે એક પક્ષ સાધી શકે છે, પણ પક્ષના સભ્યોમાં તંત્રનિશાનો ખ્યાલ ભારે હોય તો જ આ પ્રમાણે બની શકે છે, કોઇ પણ પક્ષના સભ્યો વચ્ચે નાના મતભેદો ન હોય એવું તો ન જ બને, પણ આવા નાના ભેદોને ગંભીર બનાવી સિદ્ધાન્તનું સ્વરૂપ આપી પક્ષમાં વિખવાદ ઉત્પન્ન કરવો એ શોચનીય છે. અસહકાર પહેલાંના દિવસોની મહાસભાને મોટી ચર્ચાપરિષદ કહી શકાય. ઠરાવો પસાર કર્યા સિવાય ત્યારે મહાસભાને કાંઇ વધારે કરવાપણું હતું નહિ. ત્યારે વિચારોના જ કારણે જ પક્ષો પડ્યા હતા, પણ ૧૯૨૦ ની સાલ પછી મહાસભાએ અમલી કામ હાથમાં ધર્યું કે રાજકીય પક્ષોની જૂદાઇ એકદમ તીવ્ર થઇ પડી, વિનીતો મહાસભામાંથી ખસી ગયા. અને અસહકાર પક્ષમાં એવા કેટલાક રહ્યા કે જેમને એના કાર્યક્રમમાં શ્રદ્ધા નહિ હતી છતાં એનો સાથ કર્યો. જાહેર કરતાં છૂપો વિરોધ વધારે ભયંકર છે, અને આવો છૂપો વિરોધ અસહકારને નિષ્ફળ બનાવવાને કેટલો કારણભૂત હશે? ગાંધીજીના જેલવાસ પછી સ્વરાજ પક્ષ બહાર આવ્યો, ધારાપ્રવેશ એ સામાન્ય તત્ત્વ, પણ ધારાસભાની કાર્યપદ્ધતિ સંબંધી વિચારો જૂદા. સતત વિરોધનો કાર્યક્રમ સ્વીકારાયો, પણ બહુમતિના અભાવે એ સહકાર તરફ ઢળતો દેખાયો કે પ્રતિયોગી સહકારના હિમાયતીઓએ માથું ઉચક્યું.

મી કેળકર પોતાને પહેલેથી જ પ્રતિયોગી સહકારી તરીકે ઓળખાવે છે જ્યાં મતભેદ તીવ્ર હોય ત્યાં વિનીતો માફક દૂર થઇ જઇ અથવા તો સ્વતંત્રો માફક તટસ્થ રહી જુદાઇ બતાવવી એ વધારે પ્રામાણિક નથી શું? લોકમાન્યના સમયનો મહારાષ્ટ્ર પક્ષ પ્રબળ હતો, એની ધાક સારા હિંદુસ્થાનમાંય પડતી, અને એની તરફ લોકો માન અને આશાની નજરથી જોતા. આજે એ પક્ષ છિન્નભિન્ન થયેલો જોઇ કોણ દિલગીર નહિ થાય? ફેરવાદી અને સ્વરાજ પક્ષ એવા પહેલા બે તડો પડ્યા અને હવે પ્રતિયોગી સહકારને નામે એમાં વધારો થશે. વિરોધીઓ પોત પોતાના સ્થળમાં નિર્ભય બની ખુશીથી જોઇ રહ્યા છે. અંગ્રેજ નોકરશાહી હસે છે, અને સામેના લશ્કરમાં ભંગાણ પાડવા માટે લૉર્ડ રીડીંગની ચાતુરી અને કુનેહબાજીના વખાણ કરે છે.

ઉ.

---

### પત્રિકા નં ૧

ગુજરાતી સાહિત્ય પરિષદ પહેલવહેલી સન ૧૯૦૫ માં અમદાવાદમાં લોકવિખ્યાત સરસ્વતીચંદ્રના કર્તા સદ્‌ગત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે મળી હતી આ પરિષદની બીજી બેઠક સન ૧૯૦૭ મુંબઇમાં રા બા કે હ ધ્રુવના પ્રમુખપણા નીચે થઇ હતી પરિષદની બેઠક ગુજરાતમાં જુદે જુદે સ્થળે થતી આવી છે અને સહુથી છેલ્લી બેઠક ૧૯૨૪ માં ભાવનગરમાં સદ્‌ગત રા બા કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે થઇ હતી તે વખતે આગામી બેઠક અત્રે ભરવા સંબંધી અત્રેની સાહિત્ય સંસદ તરફથી તેના પ્રમુખ આપણા જાણીતા નવલકથાકાર કનૈયાલાલ મુનશીએ નિમંત્રણ આપ્યું હતું અને તેનો સ્વીકાર પરિષદ તરફથી કરવામાં આવ્યો હતો

આગામી બેઠક ભરવા સંબંધી ગોઠવણ કરવા ગઇ તા ૯—૧૦—૨૫ ને દિવસે જાહેરસભા બોલાવવામાં આવી હતી અને તેમાં કારોબારી મંડળની નીમણૂક થઇ હતી ત્યાર બાદ કારોબારી મંડળે પોતાના અધિકારીઓની તથા વ્યવસ્થાપક આદિ જુદી જુદી સમિતિઓની નીમણૂક કરી કાર્યની શરૂઆત કરી દીધી છે અને પરિષદની બેઠક આવતા ઇસ્ટરના તહેવારોમાં ભરવાનું નક્કી થયું છે

આમ સમસ્ત ગુજરાતના વિદ્વાનો એકત્ર કરી તેમને સત્કાર કરવાનો પ્રસંગ મુંબાઇને પ્રાપ્ત થયો છે મુંબાઇ ઇલાકામાંજ નહીં પણ અખિલ હીંદુસ્થાનમાં પ્રથમ પંક્તિનું શહેર છે અને અમારી ખાત્રી છે કે પોતાના નામને શોભે એવી રીતે આ પરિષદની બેઠક યશસ્વી કરવામાં અને સાહિત્ય રસિક સજ્જનો તથા સન્નારીઓનો સત્કાર કરવામાં પાછી પાની કરશે નહી વળી પરિષદને અંગે પ્રાચીન પુસ્તકો તથા વસ્તુઓનું તેમજ લલિતકળાનું પ્રદર્શન ભરવાની પણ યોજના કરવાનો વિચાર ચાલે છે આપ જાણો છો કે પરિષદ યશસ્વી નીવડે તે અર્થે કાર્ય કરનારા ઉપરાંત નાણાની જરૂર છે

સત્કાર મંડળનું લવાજમ રૂ ૧૦ રાખવામાં આવ્યું છે તે અથવા અન્ય સર્વ પ્રકારની બનતી મદદ સૌ કોઇ યથાશક્તિ નીચેને સરનામે મોકલી આપશે

કારણ કે ઉચ્ચ પ્રકારના સાહિત્ય વિના કોઇપણ પ્રજા કે દેશની કદી ઉન્નતિ થતી નથી, અને સાહિત્ય પરિષદ જેવી પ્રવૃતિ વિના પ્રજાને સંગીન અને ઉચ્ચ સાહિત્ય પુરૂં પાડવાનું તથા તેને લોકપ્રિય બનાવવાનું કામ સર્વથા અશક્ય છે

સાહિત્ય પરિષદ આખી ગુજરાતી બોલતી સર્વ પ્રજાનું કેંદ્ર છે એ રાજકીય સામાજિક ને ધાર્મિક ભેદ વિના આખા ગુજરાતને એકતા અનુભવવાનું સ્થાન છે અમને આશા છે કે મુંબાઇનું ઉત્સાહી ગુજરાત આ તકનો લાભ લઇ, ગુજરાતને યોગ્ય આદર આપશે

| | |
|---|---|
| સાહિત્યપરિષદ કાર્યાલય<br>નં ૧૦—૧૪, એલ્ફીન્સ્ટન રોડ,<br>કોટ, મુંબાઇ | કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી<br>પ્રમુખ, કારોબારી મંડળ<br>વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય,<br>જહાંગીર જમશેદજી વીમાદલાલ,<br>ઉપપ્રમુખો, કારોબારી મંડળ |

| ફાળો ભરનારનું નામ. | રકમ. |
|---|---|

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧ પોષ ૧૯૮૨ અંક ૩

# પિતા પર્જન્ય

અષાડે ચાલ્યો ને દિન કંઇ ગયા શ્રાવણ તણા,
તથાપિ એનો એ સુરજ તપતો ગ્રીષ્મ ઋતુનો;
અને પૃથ્વી માતા! તવ હૃદય સૂકું થઈ ગયું,
પિતા પર્જન્યે ના તદપિ કરુણાદૃષ્ટિ ય કરી.

× × × ×

ઘટા મેઘો કેરી ઝઝુમતી નભે, રાસ રમતું,
દિશાથી દિગ્ભાગે વિજળીલલનામંડળ ઘુમે;
પિતાના શબ્દો, મા! શ્રવણ કર આશા ધરી હૃદે,
નહિ એ તછોડે શરણ અમ સંતપ્ત જનનું.

× × × ×

અમારી આશાનાં પુર ઉછળતાં મેઘ નિરખી,
ધસ્યો વેગે વાયુ સકલ નભ જાણે ચલિત છે;
'પિતા આવ્યા, આવ્યા, પવનગતિથી આવી મળશે!'
પિતા ચાલ્યા, ના'વ્યા, પવનગતિથી ચાલી જ ગયા.

મૂસિફ઼ાર

# વૃક્ષારોપણ

[ શ્રીયુત ક્ષિતિમોહન સેન ગયા આસોમાં કોસિંદ્રા ગયેલા ત્યારે તેમને હાથે પાંચ વૃક્ષો રોપાવેલા તે સમયે તેમણે કરેલું આ પ્રવચન છે. આ પછી કચ્છમાં ગાંધીજી ગયા ત્યારે આપણા પ્રતિભાશાળી વનસ્પતિશાસ્ત્રજ્ઞ શ્રી જયકૃષ્ણ ઇન્દ્રજીએ તેમને હાથે કચ્છમાં વૃક્ષારોપણ કરાવ્યું હતું, અને તે પછી વિદ્યાપીઠ પદવીદાન સમારંભ સમયે મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓએ પણ ગાંધીજી પાસે વૃક્ષારોપણ કરાવેલું હતું: એ બનાવો એક જ વિચાર ઓચિંતો જ સ્વતંત્ર રીતે અનેક જગાએ કેવી રીતે કાર્યમાં પરિણામ પામવા માંડે છે તેના ચમત્કારિક દાખલા છે. સ્મારકચિહ્ન રાખવાને આના કરતાં વધારે સુંદર, શ્રેયસ્કર અને સર્વસુલભ બીજું કોઇ સાધન નથી. ]

આપણા પ્રાચીન ઋષિઓએ પંચમહાભૂતોમાં પાર્થિવ-જડને પ્રધાનપદ આપ્યું છે. કારણ એના ઉપર જ સર્વ સૃષ્ટિનો આધાર છે. એ પરમ ભૂત-પાર્થિવ ભૂતને એક છેડે માટી છે, બીજે છેડે મનુષ્ય છે. આ નિર્જીવ પૃથ્વી સજીવ પ્રાણીઓને અને સર્વશ્રેષ્ઠ માનવ જાતને અન્ન આપે છે. એ જીવન વિહીન પૃથ્વી અને પ્રાણી વચ્ચેનો સેતુ વનસ્પતિ-ઔષધિ અને વૃક્ષ છે. સર્વ પ્રાણીઓ પૃથ્વીનો રસ લઇને જ જીવે છે. પણ એ બધો રસ વનસ્પતિ-ઔષધિ દ્વારા મળે છે. જો વનસ્પતિ દ્વારા એ રસ એને ન મળે તો સીધી રીતે પૃથ્વીને ચુસીને પોતાનું જીવન નિભાવી શકે એવી પ્રાણીઓની અને મનુષ્યોની શક્તિ નથી. ફળ, મૂળ, ઘાસ, ગાયનું દૂધ એ બધાની ઉત્પત્તિ વનસ્પતિમાંથી છે. વનસ્પતિ ભૂમિમાંથી પ્રાણ વહન કરે છે. અને તેથી જ એને પૃથ્વી માતાનાં સ્તનરૂપ કહેલી છે. પૃથ્વીમાતાનો પ્રાણરસ, વનસ્પતિ દ્વારા લઇને, જીવ પોતાનું જીવન ચલાવે છે.

પરંતુ એ વનસ્પતિનો આપણે આહાર દ્વારા જ નહિ પણ બીજાં અનેક પ્રકારનાં સંસાર કાર્યોથી નાશ કરીએ છીએ; અને એ નાશના પ્રમાણમાં આપણે એનો ઉછેર કરતા નથી. આપણાં ઘર, ઇંધન વગેરે વનસ્પતિમાંથી જ મેળવીએ છીએ. જે જે દેશોમાં અરણ્યો નષ્ટ થયા છે તે તે દેશોમા વૃષ્ટિ ઓછી થઇ છે. અમેરિકામાં કેલીફોર્નિયામાં અને સ્વીડન-નોર્વેમાં વનસ્પતિના નાશ પછી વરસાદ કોઇ ઠેકાણે ત્રીજા ભાગનો અને કોઇ ઠેકાણે ચોથા ભાગનો થઇ ગયો છે. એ દેશના પંડિતોએ તેમને ચેતાવેલા કે તમે વનસ્પતિનો ઉછેર કરો નહિ તો વરસાદ ઓછો થવાને લીધે સમસ્ત દેશ મરુભૂમિ થઇ જશે, એ તમારૂં મૃત્યુસંકટ છે. એમણે આ મૃત્યુસંકટ ટાળવાના ઉપાય તરીકે ત્યાંના વિદ્યાલયના વિદ્યાર્થીઓને પ્રત્યેક વર્ષે એકેક વૃક્ષ રોપવાની સૂચના કરી અને પ્રજામાના દરેકને ઉત્સવ પ્રસંગે એકેક ઝાડ રોપવાનો નિયમ કરાવ્યો. આમ અનેક પ્રકારે વનસ્પતિની પુનઃ પ્રતિષ્ઠા થવાથી એ દેશમાં વરસાદ પાછો વધવા લાગ્યો છે. આપણે પણ અત્યારથી સાવધાન નહિ થઇએ તો આપણું મૃત્યુ સમીપ આવતું જાય છે. કારણ રાજપુતાનાની પાસેનું બ્રહ્માવર્ત-સરસ્વતી અને દષદ્વતીની વચમાંનું-પહેલાં નદી અને વનસ્પતિથી ભરેલું હતું. અને તેથી જ બ્રહ્માવર્તને આર્યો-

વર્તનું મુખ્ય સ્થાન ગણેલું છે, સમસ્ત તીર્થોમાં આદિ તીર્થ ગણેલું છે. પરંતુ જંગલનો નાશ કરવાથી તે જ બ્રહ્માવર્ત આજ મરુભૂમિ થઇ પડ્યું છે. એ રણે મહેસાણા અને કડોલ પર્યન્ત આક્રમણ કર્યું છે. અને અહીં પણ ધીરે ધીરે વૃષ્ટિ કમી થવાથી રણ આગળ વધે છે. આ અવસ્થામાં મૃત્યુ ઉપર પ્રાણપ્રતિમા કરવાનો મુખ્ય ઉપાય વનસ્પતિને ઉછેરવાનો છે. કેટલાયે દેશ મૃત્યુ ઉપર વિજય મેળવવાને કમ્મર કસીને મહેનત કરી રહ્યા છે, અને તેમાં કેટલાકે વિજય મેળવ્યો છે. જે ભારતવર્ષમાં ઋષિઓએ વનસ્પતિને આશ્રયે જ આશ્રમો અને મંદિરો સ્થાપેલાં અને સાધના કરેલી અને જે દેશમાં વનસ્પતિ પૂજ્ય ગણાય તે પવિત્ર પ્રાચીન દેશ વનસ્પતિ ઉછેરવામાં પાછળ પડશે?

આપણા દેશની પ્રાચીન સભ્યતાને અરણ્યની (તપોવનની) સભ્યતાને નામે ઓળખવામાં આવે છે. અને કવિવર રવીંદ્રનાથ ટાગોરે પ્રાચીન ભારતવર્ષના વિશ્વવિદ્યાલય વિષે યૂરોપમાં કહેલું તેને " Message of the Forest "–" અરણ્યનો સંદેશો "–એવું નામ આપેલું છે. આપણા પ્રાચીન ઋષિઓએ કહ્યું છે, કે દિવસે સૂર્ય દ્વારા દગ્ધ થયેલી પૃથ્વી ફરી રાત્રિના અંધકારમાં શાન્ત થઇ પુનર્જીવન પામે છે. અંધારી રાત્રિના ગર્ભમાં ફૂલ–જન્મ તે દિવસે સૂકાય અને રાત્રિએ પુનર્જીવન પામે તેથી જ આપણા પ્રાચીન આચાર્યો બ્રહ્મચારીને દીક્ષા આપતી વખતે કહેતા કે " **અરણ્યની મધ્યે પુષ્પની પેઠે વિકાસ પામો અને ગૃહસ્થાશ્રમમાં–સમાજમાં જ્યારે કર્મદ્વારા તમારું જીવન શુષ્ક થાય ત્યારે ફરી વાનપ્રસ્થ બની, અરણ્યમાં વાસ કરી નવજીવન મેળવો.** ' એથી જ ઋષિઓએ નવજીવન પ્રાપ્ત કરવા અરણ્યમાં જઇ વનસ્પતિ નીચે બેસી સાધના કરી હતી. આપણા પ્રાચીન યોગીઓએ કહ્યું છે, કે વનસ્પતિ પાસે ઘણું શિખવાનું છે. પોતે દિવસે સૂર્યનો તાપ ગ્રહણ કરે અને મનુષ્યોને છાયા આપે. જીવનમાં પોતે દુઃખ સહી બીજાને સુખ આપવું એ મહાવ્રતની વનસ્પતિ દીક્ષા આપે છે. સ્વાર્થ–મૂઢ મનુષ્ય પોતે સુખ લઇ બીજાને દુઃખ આપે પણ વનસ્પતિ ઉલટો જ બોધ આપે છે. **વનસ્પતિ-ગુરુના** ચરણ તળે બેસીને એ સત્ય આપણે સર્વે મેળવીએ.

પૃથ્વીમાં જે રસ રહેલો છે તેમાં કોઇ જાતનો રંગ નથી, રૂપ નથી, ગંધ નથી, માધુર્ય નથી. એ રસને પૃથ્વીમાંથી લઇને વનસ્પતિ કોઇ ઠેકાણે સુંદર, સુગંધી પુષ્પ રૂપે, કોઇ કોઇ ઠેકાણે સુમધુર ફળરૂપે, કોઇ ઠેકાણે ઘાસરૂપે દે છે. જે માણસ નીરસ જીવનમાંથી દાનનું સરસ વ્રત મેળવતો નથી તે માણસ વનસ્પતિના ચરણ તળે બેસી પોતે દુઃખી થઇ બીજાને સુખી કરતાં શીખે.

વનસ્પતિમાં જે કાષ્ટ છે તે અંતરમાં અગ્નિ ધારણ કરે છે. મનુષ્યની પાસે જે અગ્નિ છે તે કાષ્ટમાંથી મળે છે. વનસ્પતિ પોતાના અંતરમાં અગ્નિરૂપ મહાશક્તિ ધારણ કરવા છતાં બહારથી કેટલી શાન્ત, મધુર, ફળ ફુલે શોભે છે! જે શક્તિહીન મનુષ્ય બહાર દંભ અને ઉચ્છૃંખલતા રાખે છે તે મહાશક્તિશાળી છતાં સંયમશક્તિવાળા યોગીના જેવી વનસ્પતિ પાસે આ પાઠ શીખે.

વનસ્પતિનાં મૂળ ચિરદિન માટી નીચે અદશ્ય સેવા કરે છે. તે નિઃશબ્દ અને ગોપન સેવા ઝાડનાં મૂળ સિવાય દુનિયામાં આટલી સરસ રીતે બીજું કોઇ કરતું નથી. જો મૂળને કોઇ દિવસ લોકપ્રતિષ્ઠા મેળવવાની ઇચ્છા થાય અને બહાર આવે તો વનસ્પતિનું સમસ્ત જીવન નષ્ટ થઇ જાય. એથી જ આપણા પ્રાચીન આચાર્યો અને ઋષિઓએ કહેલું છે કે વનસ્પતિની નીચે બેસી મૂળ જેમ દેખાયા સિવાય ફળ–ફુલ, શાખા–પ્રશાખા સર્વમાં

રસ વ્હેવરાવી નિઃશબ્દ અને નિષ્કામ સેવા કરે છે, તેમ મનુષ્ય પણ નિષ્કામ સેવાધર્મ શીખે તેથી જ ભગવાન બુદ્ધ તપશ્ચર્યા માટે બોધિવૃક્ષ નીચે બેઠેલા. જ્યારે આલાર કાલામ અને રામપુત્ર રુદ્રક જેવા આચાર્યો પાસેથી પણ પૂરો બોધ પામી શક્યા નહિ ત્યારે વનસ્પતિને ચરણે બેસીને પૂરેપૂરૂં જ્ઞાન મેળવ્યું.

પ્રાચીન ભારતવર્ષની સભ્યતાનો વિસ્તાર કરવા માટે બીજા દેશોમા ધર્મસંસ્થાનો જે સાધુપુરુષોએ સ્થાપેલા - તેઓએ એ સભ્યતાના ચિહ્નરૂપે બોધિવૃક્ષની અનેક શાખા લઇ જઇને રોપેલી તેથી જ ભારતવર્ષે જાણે પોતાની સભ્યતાને વનસ્પતિદ્વારા અન્ય દેશોમા મોકલી

કાલિદાસે દેવ તપોવનનુ જે વર્ણન આપેલુ છે તેમા ગૌરીએ પોતાના સ્તન્યરસ અને કુંભરસથી વનસ્પતિનું પોષણ કાર્તિકેયની માફક કર્યું હતું *

અહી આજે પાચ વૃક્ષ મે રોપ્યા છે અહીની ગૌરીપૂજન કરનારી માતાઓ પણ એ પ્રમાણે પોતાના સંતાનોની માફક એમને સ્નેહરસથી પાણી સીચે અને પોષે એવી મારી આશા છે.

અહી આજે મે મરુભૂમિ અને અનાવૃષ્ટિ ઉપર વિજય મેળવવાનું, દુઃખનો જાતે સ્વીકાર કરી બીજાઓને સુખ આપવાનું, અંતરમા મહાશક્તિ ધારણ કરી બહાર સુંદર શાન્ત સ્વરૂપ ધારણ કરવાનુ અને નીરસ જીવનને દાનથી સરસ બનાવવાનું એક ચિહ્ન આ પાચ વૃક્ષ રોપીને રાખ્યું છે સૌની દૃષ્ટિની બહાર-પેલી પાર અને લોકની પ્રશંસાથી પણ પાર-નિઃશબ્દ સાધનાની પવિત્ર ભૂમિમા તપશ્ચર્યા કરવાનું એક ચિહ્ન આ પંચવટી સ્થાપિત કર્યું છે

ભારતવર્ષમાથી બોધિવૃક્ષની એક શાખા લઇને એક પ્રાચીન ઋષિ ચીન દેશમા ગયેલા, તેમનું એક મંડળ મે ત્યાથી આણેલુ છે તે એક નાના ગામડામાથી ચીનમા ગયેલા તેમની પછીના શિષ્ય મંડળે એક મંડળ મારી દ્વારા ભારત વર્ષમા પાછુ મોકલ્યું છે તે હું અહીં લઇ આવ્યો છુ એ ઋષિ ભારતવર્ષની વાણીરૂપે બોધિવૃક્ષની એક શાખા ત્યા લઇ ગયેલા તે જ બોધિવૃક્ષ નીચે બેસીને એક સાધુ પુરુષે બસો વર્ષ પહેલા સાધના કરેલી એમની ઇચ્છા એવી હતી કે એમની એક જપમાળા ભારતવર્ષમા સર્વ તીર્થોમા ફરે પરંતુ એ સિદ્ધ પુરુષ વૃદ્ધ થઇ ગયા હતા તેથી તેમનાથી જાતે બનારેલુ નહિ, પણ કહી ગયેલા કે ભારતવર્ષમાથી જે કોઇ પ્રવાસી સાધુ પુરુષ અહીં આવે તેને તે જપમાળા આપવી અને તે માળાને તીર્થ પરિક્રમણ કરાવે તેના અત્યારના મુખ્ય પુરુષે તે માળા મને આપી અને કહ્યું કે એને બધા તીર્થોની યાત્રા કરાવજો પહેલા એ જપમાળાને હું બોધિવૃક્ષ નીચે લઇ ગયો તે પછી અનેક તીર્થ ભ્રમણ કર્યુ આજે અહીં પંચવટીની સ્થાપનાથી જે ભૂમિ પવિત્ર બની છે ત્યા પણ આ માળા લાવ્યો છુ વનસ્પતિ એ આપણે માટે કેટલી મહત્ત્વની પ્રાણદાયક ચીજ છે, એ મંદાર રોપીને અંતમા એની ઉપયોગિતા અને મહત્તા ધારણ કરીએ એ આજનું મારૂં વક્તવ્ય

ક્ષિતિમોહન સેન

---

* अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन।
यो हेमकुम्भस्तननिःसृतानां स्कन्दस्य मातुः पयसां रसज्ञः॥ *

* આ સામે જે દેવદારનુ ઝાડ તું જુએ છે તેને ભગવાન વૃષભધ્વજે પુત્ર પેઠે રાખેલુ છે અને કાર્તિકેયની પેઠે ઉમાના હેમકુંભસ્તનના ( હેમ કુંભ જેવા સ્તનના અને હેમકુંભરૂપી સ્તનના ) પયનો તે ( દૂધનો અને પાણીનો ) રસજ્ઞ છે

# કાનપુર

## આગામી કોંગ્રેસનું અધિવેશન સ્થાન

ઉત્તર હિંદમાં રામના ભકતોને માટે અયોધ્યા, કૃષ્ણના ભકતોને માટે મથુરાં અને શિવના ભકતોને માટે જેમ કાશી તીર્થસ્થાન છે તેમ લક્ષ્મીના ઉપાસકોને માટે કાનપુર જેવું પવિત્ર સ્થળ કોઇ નથી.

પ્રાચીનકાળમાં લોકોનો મત એવો હતો કે લક્ષ્મીની કૃપા અકારણ થયા કરે છે. અગ્રેજીમાં પણ એને fickle ( ચંચલા ) કહેલી છે. પણ જેમ જેમ જમાનો આગળ વધે છે તેમ તેમ લોકોનો એ ભ્રમ દૂર થતો જાય છે. હવે આપણે માનીએ છીએ કે સંસારમાં જેટલા બનાવ બને છે તેનાં અવશ્ય કોઇ ને કોઇ કારણ હોય છે. કાનપુરની ઉન્નતિ અને સમૃદ્ધિનાં પણ કારણો છે.

ગંગા અને યમુનાંની વચ્ચેની ભૂમિ હિંદમાં પોતાની ફળદ્રૂપતાને માટે પ્રસિદ્ધ છે. ત્યાંનો ખેડૂત સાધારણ ઉપજવાળી જમીનમાં પણ વર્ષમાં ત્રણ ત્રણ પાક ઉતારે છે. કાનપુર એ ઉપજાઉ ભૂમિનો ઝાંપો છે. ત્યાં જેટલી વસ્તુઓ પેદા થાય છે તે બધી કાનપુરમાં એકઠી થાય છે ને ત્યાંથી પછી બહાર જાય છે. સગવડ ખાતર કાનપુર રેલ્વેઓનું એક મોટું કેંદ્રસ્થાન બની ગયું છે. પાંચ પ્રસિદ્ધ રેલ્વે લાઇનો અહીં મળે છે; એટલે વ્યાપારની વૃદ્ધિ થવાથી પંજાબ, મારવાડ અને ગૂજરાત કાઠીઆવાડના સાહસિક વ્યાપારીઓ અહીં આવી વસ્યા છે.

જ્યારે રેલગાડી નહોતી ત્યારે વ્યાપારનું કામ પ્રાયઃ બેલગાડી દ્વારા ચાલતું. એ સમયે આ નગર માત્ર એક ગામડું હતું. જે હજી પણ " પુરાણા કાનપુર " ને નામે શહેરથી પશ્ચિમમાં થોડે દૂર વસેલું છે. ઇ. સ. ૧૮૫૭ લગભગ અહીં એક છાવણી નાખવામાં આવી. છાવણીના સીપાઇઓની જરૂરીઆતો પૂરી પાડવા માટે દુકાનો વસવા લાગી. આમ ધીમે ધીમે વધતાં વધતાં કાનપુર હાલની આશ્ચર્યકારક સ્થિતિએ પહોંચ્યું.

આજ કાનપુરની સ્થિતિ શું છે તેનું નિરીક્ષણ કરવા ગંગાને સામે પાર ઉભા રહીએ તો એક અત્યંત વિચિત્ર દશ્ય નજરે પડે છે. પાસે જ કલરવ કરતી ગંગા વહી રહી છે. કિનારો વૃક્ષોથી ઢંકાઇ ગયેલો છે. ક્યાંક ક્યાંક બંગલાઓની ઉજ્જવલ દિવાલો વૃક્ષોની આડમાંથી ઝાંખતી નજરે પડે છે. કાળો ધુમાડો કહાડતી સેંકડો મીલોની ચીમનીઓ નવીન દ્રષ્ટાની ઉત્સુક આંખનું સ્વાગત કરી રહી છે.

## શહેરનો અંદરનો ભાગ

જોવા માટે સૌથી સુંદર માર્ગ, મોટી ગાડી ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેના સ્ટેશને ટ્રામમાં બેસી સરસઈયા ઘાટની ટીકીટ લેવી એ છે. અમદાવાદ કાઠીઆવાડના મુસાફરો બાંદીકુઇ, આગ્રા, ટુંડલા થઈને આ મોટા સ્ટેશને ઉતરે છે. ત્યાંથી ટ્રામની સડકે ચાલતાં પહેલાં તો મીલો અને છૂટાં છવાયાં ઘરો જ દેખાય છે. પણ થોડે દૂર ઉત્તરમાં જતાં રેલ્વે લાઇન પરનો મોટો પૂલ આવે છે. એના ઉપરથી પસાર થતાં જમણા હાથ તરફ એક સ્ટેશન દેખાય છે તે છોટી લાઇનનું લખનૌ સ્ટેશન—કે ઝાંસી સ્ટેશનને નામે ઓળખાય છે. લખનૌ અને ઝાંસી વચ્ચે દોડતી ગાડીનું સ્ટેશન એ છે. મુંબઈથી આવનાર મુસાફરો ત્યાં ઉતરે છે. તેમ જ મથુરાં થઈને આવનારાને માટે પણ એ જ સ્ટેશન છે. પૂલ ઉતરતાં શહેરનાં પ્રથમ દર્શન થાય છે. પણ એમાં પ્રવેશ કરતાં પહેલાં એક બીજો નાનકડો પૂલ પસાર કરવો પડે છે. આ પૂલ ગંગાની નહેર ઉપરનો છે અને ત્યાંથી પસાર થતાં એ લાંબી નહેર—તેને બન્ને કાંઠે આવી રહેલાં ઝાડનાં ઝુંડો અને મકાનોની હારો અને દાણાબજારનો કોલાહલ આંખને આકર્ષી રહે છે. નહેર પસાર કરી એટલે ગામમાં પ્રવેશ કર્યો એમ સમજવું. તેમાં શરૂઆતમાં જ જમણા હાથ પર કોતવાલીનાં દર્શન થાય છે જ્યારે ડાબા હાથ તરફ અનાજની બજાર ભરાય છે. આ લત્તાને કલેકટરગંજ કહે છે. અહીંનો કોલાહલ અદ્ભૂત છે. નવીન આગંતુકને અહીં ગૂજરાતી ભાઇઓનાં પ્રથમ દર્શન થશે. ગૂજરાત કાઠીયાવાડના સેંકડો સાહસિકો વ્યાપાર ખેડવા અહીં આવી વસ્યા છે. ઝાઝે ભાગે તેઓએ અનાજ કે કાપડના વ્યાપારમાં ઝંપલાવ્યું છે. આ લત્તો અનાજના વ્યાપારીઓને માટે ખાસ છે—જ્યારે આગળ ચાલતાં—શહેરની મધ્યમાં આવતાં—જનરલગંજનું નાકું—બાદશાહી નાકા—આવે છે. જનરલગંજ એ કાપડ બજાર છે. મુંબઇ અમદાવાદની ઘણી ખરી મીલોની આડત કે દુકાન અહીં છે. રંગના વેપારીઓ પણ જનરલગંજમાં જ બેસે છે. એ વ્યાપારીઓ બાદશાહી નાકાને ડાબે પડખે—તરકારી મંડી—શાક માર્કેટ પાસે રહે છે.

આ બે ગીચ લત્તાઓને પસાર કરી આગળ ચાલ્યા કે એક મોટો ચોક આવે છે. તેને મૂલગંજ કહે છે. એ મેસ્ટનરોડનું એક તરફનું નાકું છે. આની આ ટ્રામ પરેડ થઈને ફરતી ફરતી એ મેસ્ટન રોડ (અથવા એ. બી. રોડ) ને બીજે નાકે પણ તમને ઉતારે છે. આ મેસ્ટન રોડનો દેખાવ સુંવરેલા લત્તા જેવો છે. દરેક ફેશનેબલ ચીજોની, દવાવાળાઓની, સાઇકલવાળાઓની, ચામડાના સામાનની દુકાનો આ લત્તા પર છે. દુકાનો અને રસ્તો સ્વચ્છ અને સુઘડ છે. કાનપુરના સારામાં સારા રસ્તાઓમાંનો આ એક છે. તેની મધ્યમાંથી એક રસ્તો જરા ફંટાઇને "ચોક" માં જાય છે. અહીં હોઝીઅરી અને સ્ટેશનરીની દુકાનો આવી રહી છે. અહીંનું ઝવેરી બજાર પણ આ ચોકમાં જ છે. એની પેલી મેર—એક નાની ગલીમાં જૈન શેઠોનું ઘણું જોવાલાયક કાચનું મંદિર છે.

મૂલગંજનું નાકું છોડીને આગળ ચાલ્યા કે કોલાહલ ઓછો થતો દેખાય છે. વસ્તીનો રંગ પણ બદલાય છે. મુસલમાન વસ્તી આ તરફ વધારે છે. ગીરદી ઓછી હોવાને લીધે સડસડાટ ચાલતી ટ્રામ તમને છેક પરેડ સુધી લઇ જાય છે. અહીં સામે જે મોટું છાપરૂં દેખાય છે તે ટ્રામનો તબેલો અને વીજળીક પાવર હાઉસ છે. મુંબઇ—અમદાવાદની જેમ

કાનપુરમાં પણ વીજળીક રોશની છે; પણ જ્યારે અમદાવાદ જેવા શહેરમાં એ ટ્રામ પોસાઇ નહિ ત્યારે કાનપુરમાં વીજળીક ટ્રામની સગવડ સારી રીતે મળી રહે છે, એ જ અહીંનાં ઔદ્યોગિક જીવનનું માપ સૂચવે છે.

આ પરેડને નાકે વાહનોનું એક સ્ટેન્ડ પણ છે. નવા આગંતુકને કોંગ્રેસના મંડપમાં જવા વાહન અહીંથી લેવાં પડશે. અહીંથી પશ્ચિમમાં બે માઇલ દૂર નવાબગંજ નામનું એક પરૂં છે. તેને રસ્તે જતાં અધવચમાં કોંગ્રેસનો ધ્વજ રોપાયો છે. પરેડને નાકે શનિ, મંગળ, કે ગુરૂવારે સાંજે ઉતરશો તો એક અદ્‌ભૂત દૃશ્ય જોશો. અમદાવાદની "ગુજરી" જેમ અહીં અઠવાડીયામાં ત્રણ વખત બજાર ભરાય છે. લગભગ દરેક ચીજ એ વખતે ત્યાં મળી શકે છે. આસપાસને ગામડેથી સેંકડો લોકો ખરીદી કરવા ત્યાં આવે છે. મુંબઇનું "ચોર બજાર" પણ ત્યાં જ ભરાય છે.

પરેડ છોડીને આગળ ચાલ્યા કે ટ્રામ દિશા બદલી પૂર્વ તરફ વળે છે. ડાબા હાથ તરફ એક મોટું મેદાન છે, જેની ફરતી જાળી ભરી લીધી છે. દર વર્ષે અહીં નવરાત્રના દિવસમાં રોજ રામલીલા થાય છે અને દશેરાને દિવસે રાવણ મરાય છે. એ રાવણ એટલે આતશબાજીથી ભરેલો કાગળનો એક કદાવર રાક્ષસ. દશેરાને દિવસે એને બાળી પ્રચંડ આતશ-જ્યોતી ફેલાવવામાં આવે છે. મેદાન મૂકયું કે ડાબા હાથ તરફ ઇસ્પીતાલનાં મકાનો આવે છે. અહીં એક સીવીલ સર્જન અને લેડી સર્જન પણ રહે છે. ઇસ્પીતાલ પૂરી થાય છે પછી ત્યાં જમણા હાથ તરફ જે દેખાય છે તે મેસ્ટન રોડ. એ રસ્તાને બીજે નાકે આપણે આવી પહોંચ્યા. મેસ્ટન રોડમાં દૃષ્ટિ નાખતાં ડાબા હાથ તરફ જે પહેલું મોટું મકાન દેખાય છે તે આર્ય સમાજનું મંદિર છે. હવે ટ્રામ ડાબે હાથે કાટખૂણે વળે છે અને એક મોટા ચોકમાં આવી પહોંચે છે.

અહીં પ્હોળી, બન્ને બાજુ વૃક્ષોની હારથી ઘેરાયલી, મુંબઇનાં કોટનાં મેદાન પાસેની રસ્તા જેવી દેખાતી જે સડક પસાર કરવામાં આવે છે તેનું નામ "ઠંડી સડક". ઉત્તર હિંદનાં મોટાં શહેરોમાં આવી એક "ઠંડી સડક" હોય છેજ. ઉન્હાળાના પ્રખર તાપમાં પણ એ સડકને પાણી છાંટીને ખરેખર ઠંડી રાખવામાં આવે છે. સાયંકાળે એ સડક પર ફરવાથી ખરેખર ઠંડક વળે છે. માત્ર એક બાબત આપણાં હૃદયને ખૂંચે તેવી છે. રોજ સાંજના ચારથી રાતના નવ સુધી એટલે કે ફરવા નીકળવાના વખત દરમીયાન એ ઠંડી સડક પર કોઇ પણ એક્કાને જવા આવવાની છૂટ નથી. એક્કાગાડીઓને પણ રબ્બરટાયરવાળાં પૈડાં હોય છે અને ઘોડા જોડાય છે; પણ ઠંડી સડક પર સાંજને વખતે એને જવાની છૂટ નથી. જે મ્યુનિસિપાલિટીમાં આવો નિષેધ ટકી રહ્યો છે તેને માટે શો અભિપ્રાય બાંધવો !

આવો જ એક બીજો નિષેધ આપણને ખૂંચે તેવો છે. તે કાનપુરનો "મેમોરીઅલ વેલ". ઇ. સ. ૧૮૫૭ ના મશહૂર બળવાનું એ એક સ્મારક છે. એ સમયે બળવો સળગ્યો હતો બારકપુર અને મીરટમાં, પણ એનું ભયંકર સ્વરૂપ તો કાનપુરમાં જ દેખાયું હતું. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે "The horrors of Cawnpore surpass by far those which occurred at any other station." એનું

કંઈક કારણ એ કે કાનપુર અંગ્રેજોનું એક મુખ્ય મથક હતું અને બીજું એ કે બળવાનો નેતા નાના સાહેબ અહીંથી ફક્ત સોળ માઈલ દૂર બિઠુર નામના ગામમાં વસતો હતો. આજે એનાં મકાન બિઠુરમાં મોજુદ છે અને મરાઠા લોકો ત્યાં વસે છે. જ્યારે બળવો ચોતરફ ફેલાઇ ગયો ત્યારે કાનપુરના અંગ્રેજોએ નાનાસાહેબને પ્રાર્થના કરી કે અમને અલ્હાબાદ પહોંચાડી દો. નાના સાહેબે એ માટે અનુમતી આપી. ત્રણ નાવ પર ચ્હડીને એ લોકો અલ્હાબાદ જવા નીકળ્યાં. થોડે દૂર ગંગાતીરે નાના સાહેબના સીપાઇઓનું એક થાણું હતું. કોઈ અજ્ઞાત કારણથી એ સીપાઇઓએ આ નાવો પર ગોળી ચલાવી. એટલે હોડીના લોકોમાં ગભરાટ ફેલાયો અને હલચલથી હોડીઓ ત્યાંજ ઉંધી વળી ગઇ. જે ઘાટ પરથી ગોળીઓ ચલાવવામાં આવી હતી ત્યાં આજે એક સ્મારક સ્તંભ છે અને એને "મેસેકર ઘાટ" કહે છે. એમ કહેવાય છે કે નાના સાહેબે એ ડુબેલા અંગ્રેજોનાં સ્ત્રી બાળકોને, નિર્દયતાથી કતલ કરી* એક કુવામાં ભરી દીધાં જે કુવો આજે "મેમોરીયલ વેલ"ને નામે ઓળખાય છે. આજે ત્યાં કાંઇ કુવો નથી. કુવાને ચણી લઇ ઉપર એક રક્ષક દેવતા–Angel–નું પૂતળું ગોઠવ્યું છે અને ફરતી દિવાલ ચણી લઇ દેવળ જેવું કર્યું છે. એ મકાનની આસપાસ વિશાળ બગીચો બનાવ્યો છે અને ત્યાં શાંતિ જાળવવા માટે સખત કાયદો ઘડયો છે. જે દિલને ખૂચે તેવો નિષેધ કહ્યો તે આ મેમોરીઅલ ગાર્ડન્સમાં પ્રવેશવાનો છે. અંદર જવું હોય તો પહેલાં તો તમે તમારો વેશ પલટો–વિદેશી બનો–માથે હેટ મૂકો, કોટપાટલુન પહેરો. દેશી પોશાકમાં અંદર જવાની મના છે–ગાંધી ટોપી વાળાની તો વાતજ શી? આટલું કર્યા પછી પણ કલેક્ટર સાહેબનો પરવાનો મેળવો તોજ અંદર જઈ શકાય. બહુ મોટું મંડળ હોય તો શાંતિભંગ થવાનો સંભવ–એટલે રજા ન મળે. આટલા નિષેધ છતાં કોઇ સ્વાભિમાની પુરૂષ અંદર જવાની ઇચ્છા રાખે કે નહિ એ વિચારણીય છે. ઘણે ભાગે અહીંની પ્રજા તો એ બગીચામાં ન જતાં એની પાસેજ આવેલા "ફુલબાગ" માં ફરવા જાય છે. આ ફુલબાગમાં ફુલો બહુ થોડાં છે,–એક સમર હાઉસ છે. પણ છોકરાંને રમવાનું ખુલ્લું મેદાન ઘણું છે. વચમાં ટાઉન હૉલ છે જ્યાં હિંદી સાહિત્ય સમ્મેલન જેવી સભાઓ ભરાય છે, અને કોઈવાર સાંજે બેંડ વાગવાની પણ વ્યવસ્થા હોય છે.

પણ આ તો આપણે ઘણે દૂર નજર નાખી આવ્યા. ચાલો, ટ્રામ તરફ પાછા ફરીએ. મેમોરીયલ ગાર્ડન્સથી ઠંડી સડક પર ટ્રામ તરફ ફરતાં કેટલીક મોટી ઑફીસો આવી જાય છે. તાર ઑફીસ, કરન્સી ઑફીસ, ઇમ્પીરીયલ બેન્ક, અલ્હાબાદ બેંક–અને ટ્રામની પેલી બાજુ મોટી પોસ્ટ ઑફીસ પણ આ ઠંડી સડક પરજ છે. એથી એ દૂર પશ્ચિમમાં ચાલ્યા જઇએ તો કાનપુરની મશહૂર "લાલીમલી" વૂલનમીલ્સ પાસે થઇને કોંગ્રેસ મંડપને રસ્તે આપણે નીકળીએ.

આ મોટો ચૉક વટાવી ટ્રામમાંજ આગળ વધીએ તો હવે ઢાળમાં ચાલતી ટ્રામ સૂચવે છે કે ગંગાનો કિનારો પાસે આવ્યો. એક બાજુ ટ્રેઝરી અને સીવીલકોર્ટસનાં મકાનો છોડી જરા આગળ ગયા કે ડાબા હાથ પર ઉંચી દિવાલ આવી તે કાનપુરની જેલ છે. એથી થોડા આગળ વધ્યા કે નાનાં નાનાં મંદિરો દેખાય છે–ને જરા વારમાં તો ટ્રામનું

* કોઇ ઇતિહાસ સંશોધકે આમાં ઘણી અતિશયોક્તિ હોવાનું પણ પુરવાર કરી આપ્યું છે.

ટર્મીનસ આવી પહોંચે છે. ઉતરી થોડાં પગલાં ચાલીએ એટલે આ સરસઈ ઘાટે આવ્યો. જમણા હાથ પર સ્ત્રીઓ માટે અલગ જનાના ઘાટ છે. પુરૂષોના ઘાટ પર વસ્ત્ર ઉતારવાને માટે એટલી બધી પાટો પડી હોય છે કે તેમાંથી ચાલવું પણ મુશ્કેલ થઇ પડે છે. ઘાટ પર ઉભા રહી પતિતપાવની ગંગાનું અદ્દભૂત દશ્ય નિહાળી આત્મા તૃપ્ત થાય છે. આજનો આ શાંત પ્રવાહ જોતાં કોણ કલ્પના કરે કે એજ ગંગા વર્ષાઋતુમાં ઉન્માદિની બની અસંખ્ય જીવોનો સંહાર કરે છે—અસંખ્ય નાનાં ગામડાંઓ નાશ કરી ધસડી જાય છે?

કારખાનાંઓ

કાનપુર જેમ વ્યાપારનું મથક છે તેમ હુન્નર ઉદ્યોગનું પણ એક મુખ્ય મથક છે. ઉદ્યોગોમાં સુતરની અને ઊનની મીલો, ચામડાં કેળવવાનાં કારખાનાંઓ અને સાકરની મીલો—એ મુખ્ય છે.

અહીંની "લાલ ઇમલી" મીલ એશીયામાં ઊનનાં કપડાં બનાવતી સૌથી મોટી મીલ છે. એમાં ઇ. સ. ૧૯૧૫ માં ૫૪૯ શાળો ચાલતી હતી અને ૩૫૨૨ મજુરો કામ કરતા હતા. મીલના કામદારોને માટે એક ખાસ અલગ મહોલ્લો મીલના સ્વર્ગવાસી અધિષ્ઠાતાના નામ પર Mac Robert Gunj (मॅक रॉबर्ट गंज) ને નામે બંધાયલો છે. શેઠ કમલાપતિજીએ પણ હમણાં એક નવી ઊનની મીલ કહાડી છે પણ હજી તે ઉછરતી સ્થિતિમાં છે.

કાનપુરની આસપાસ પેદા થતું રૂ બધું કાનપુરમાં આવે છે. અહીં કાનપુરની કૉટન-મીલમાં એ શુદ્ધ થઇ કંતાય છે અને એનાં મ્યુર મીલ, વીકટોરીયા મીલ કે એલ્ગીન મીલમાં કપડાં વણાય છે. આ બધી મીલો અંગ્રેજોના હાથમાં છે. અને થોડાક અપવાદો સિવાય મોટા પગારના નોકરો પણ બધા અંગ્રેજો અથવા યુરેઝીઅનો છે. મીલો જોવાને માટે પણ બહુ સહેલાઇથી પાસ મળતો નથી.

કપડાંથી બીજે નંબરે ચામડાંનો ઉદ્યોગ આવે છે. ચામડાં કેળવનારાં કારખાનાંઓમાં "કૂપર એલન્સ," "નૉથવેસ્ટ ટેનરી" અને "હલીમ્સ ટેનરી" ને મૂકી શકાય. એ કારખાનાંઓનો ચામડાંનો માલ સારા હિંદુસ્તાનમાં મશહૂર છે. તે ઉપરાંત ગવર્મેન્ટની એક "હાર્નેસ એન્ડ સૅડલરી" નું કારખાનું પણ સૈન્યનો સામાન બહુ સારા રૂપમાં બનાવે છે. જોડા બનાવવાનાં નાનાં કારખાનાં તો ગલીએ ગલીએ નજરે પડે છે. આ ધીકતો ધંધો પ્રાયઃ અંગ્રેજો અને મુસલમાનોનાજ હાથમાં છે.

સાકરનાં કારખાનાંઓ આ પ્રાંતમાં ઘણાં છે. એ બધાં દેશી ગોળ ખરીદીને તેમાંથી શુદ્ધ સ્વદેશી સાકર બનાવે છે. જ્યારે પાછળ રહેલ કચરાને ગાળીને કોઇ કોઇ કારખાનામાં દારૂ પણ બનાવે છે. અનેક સાકરની મીલો જેને હસ્તક છે એવી "બેગ સધર્લેન્ડ" કંપનીનું મથક અહીં છે, તેમ અહીં યુનીઅન ઇન્ડીઅન અને કાનપુર સ્યુગર મીલ વગેરે પણ છે. આ મીલોએ ગોળનો ભાવ ધીરે ધીરે એટલો વધારી દીધો અને જાવાએ સાકરનો ભાવ એટલો ઘટાડી દીધો કે આજે ખાંડ ને સારો ગોળ એક ભાવે વેચાય છે અને સાકરની મીલો હાલ તરત તો ઘણી ખરી બંધ પડી છે.

આ ઉપરાંત કેટલીક તેલની મીલો પણ અહીં છે. તેલનાં બીયાંનો પાક આ તરફ પુષ્કળ થાય છે. તેમાં સરસવ, અળસી અને મહુડાં મુખ્ય છે. પ્રીમીઅર ઑઇલ મીલ,

જુહી ઑઇલ મીલ વગેરે મીલોમાં હાઇડ્રોલીક પ્રેસ વડે એનાં તેલ કઢાય છે. કેટલાંક નાનાં સાબુનાં કારખાનાં પણ છે.

થોડાં વર્ષ પર અહીંની કેટલીક મીલો એકત્ર થઇ અને એક બ્રીટીશ ઇન્ડીયા કૉર્પોરેશન ઉભું થયું છે. લાલીમલી, કૂપર ઍલન્સ, અને કાકોમી ( કાનપુર કૉટન મીલ્સ ) એ સંસ્થાના કારભાર નીચે આવ્યાં છે. એ સંસ્થાએ લોઢાનો માલ બનાવવાને "એમ્પાયર એન્જીનીયરીંગ" નામનું કારખાનું પણ બે વર્ષથી ઉઘાડયું છે.

કારખાનાંઓનો અહેવાલ બંધ કરતાં પહેલાં આઇસનાં કારખાનાંની નોંધ લેવી જોઇએ. એ કારખાનાંમાં ભાર્ગવ આઇસ ફૅક્ટરી મુખ્ય છે. આ કારખાનાની કિમ્મત જેણે અહીંનો ઉન્હાળો અનુભવ્યો હોય તેજ આંકી શકે. સોડાવૉટર બનાવવાનાં તો નાનાં નાનાં અનેક કારખાનાં છે.

## વિદ્યાલયો

ઉદ્યોગ અને વ્યાપારનું એક મુખ્ય મથક હોવા ઉપરાંત કાનપુર કેળવણીની બાબતમાં પણ આગળ પડતો ભાગ લઇ રહ્યું છે. અહીંની કેળવણીમાં કંઇક વિવિધતા છે અને વ્યાપાર અને ઔદ્યોગિક કેળવણીનું તો આ કેંદ્રસ્થાન છે. જ્યારે નવી નવી યુનિવર્સીટીઓ સ્થાપવાનો પવન વાયો હતો ત્યારે-સર હારકોર્ટ બટલર અહીંના લેફટેનંટ ગવર્નર હતા એ વખતે-ચિંતામણી જેવો પ્રધાન અને વિનાયક નંદશંકર મહેતા ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ હતા એ અનુકૂળ સંજોગોમા સરકારની તિજોરી તર રહી હોત તો કાનપુરમાં આજે "ટેકનીકલ યુનીવર્સીટી" સ્થપાઇ પણ ગઇ હોત અને હજી પણ ભવિષ્યમાં કોઇ અનુકૂળ સંજોગોમાં અહીં એવી યુનીવર્સીટી સ્થપાય તો નવાઇ નહિ; કેમકે એને માટેનાં સર્વ સાધનો અહીં અત્યારે પણ તૈયાર છે.

ગામની અંદર તો માત્ર બે જ કૉલેજો છે. તેમાંની એક-ક્રાઇસ્ટચર્ચ કૉલેજ મીશનરીઓની સ્થાપેલી-એક જૂના વખતની સંસ્થા છે. તેમાં આર્ટ્સ અને રસાયણનું પ્રાથમિક શિક્ષણ અપાય છે. બીજી દયાનંદ આયુર્વેદિક કૉલેજ—એ આર્યસમાજની સંસ્થા થોડા વર્ષથી સ્થપાઇ છે. કૉલેજનું પોતાનું મકાન હજી નથી પણ બે સુશોભિત છાત્રાલયો તૈયાર થઇ ગયાં છે. અહીં આર્ટ્સ, પ્રાથમિક રસાયણ અને વ્યાપાર—ત્રણે પ્રકારનું શિક્ષણ અપાય છે. અધ્યાપક તેમજ વિદ્યાર્થીઓમા સાદાઇ એ એનું ખાસ લક્ષણ છે. શારીરિક કેળવણી માટે ગુરૂકુળથી એક ખાસ પ્રોફેસર પણ બોલાવવામાં આવ્યા છે.

બાકીની બધી કૉલેજો શહેરથી દોઢ બે માઇલ પશ્ચિમ-દક્ષિણમાં પથરાયેલી છે. કોંગ્રેસના મંડપને રસ્તે આગળ ચાલ્યા જશો તો એમાની ઘણીખરીનાં દર્શન થશે. પહેલાંજ આવશે સરકારે ચિંતામણીના વખતમાં સ્થાપેલું ટેકનીકલ ઇન્સ્ટીટયૂટ એટલે કલાભવન. વડોદરાના કલાભવનમા જ્યારે મેટ્રીકોને લેવામા આવે છે ત્યારે અહીં રસાયણના ગ્રેજ્યુએટોનેજ દાખલ કરવામાં આવે છે બેંગલોરના ટાટા ઇન્સ્ટીટયૂટ જેવો દરજ્જો આનો ગણાય. ગ્રેજ્યુએટોને આકર્ષવાને થોડી છાત્રવૃત્તિઓ પણ અહીં અપાય છે. અત્યારે તો તેલના ઉદ્યોગો, ચામડાના ઉદ્યોગો, અન્ય રાસાયણિક ઉદ્યોગો શીખવવાનાં ત્રણ મુખ્ય ખાતાંમાં એનું શિક્ષણ વ્હેંચાયલું છે. પ્રયોગાત્મક કામ શીખવવાને માટે એક કારખાનું પણ છે. બીજી બાજુ ઔદ્યોગિક શોધખોળ પણ એમાં ચાલુજ છે.

એ ચોકને બીજેજ નાકે એક અતિ સુંદર બાગ શરૂ થાય છે. એને કંપની બાગ કહે છે. ઇસ્ટ ઇન્ડીયા કંપનીના વખતનો એ છે. સાંજરે ફરવાને માટે એના જેવું રમણીય-

શાંતિપ્રદ સ્થળ કાનપુરમાં બીજું એકે નથી. જેવો રમ્ય એ બાગ છે તેવુંજ એની અંદર આવેલું કૃષિ કૉલેજ ( Agricultural college )નું મકાન છે. સફેદ આરસથી ચણાયલું અને લાંબા પટમાં ફેલાયલું એ મકાન જોનારના હૃદય પર કંઇક ઓરજ પ્રતિમા પાડે છે. આ કૉલેજ ગવર્મેન્ટે ઘણાં વર્ષોથી સ્થાપી છે. એના વિદ્યાર્થીઓના શિક્ષણ માટે બાગમાં વિવિધ પ્રકારનાં ઝાડો વાવ્યાં છે અને બીજી બાજુ પ્રયોગને માટે ખેતરો રાખેલાં છે; જ્યાં આધુનિક સાધનોથી ખેતીવાડીનું શિક્ષણ આપવામાં આવે છે. પણ હિંદનો ગરીબ ખેડુત આનો કશોએ લાભ ઉઠાવી શકયો હોય એમ હજી સુધી તો સાંભળ્યું નથી. એ કૉલેજને બીજે દરવાજેથી બહાર નીકળશો તો નવાબગંજનું પરૂં આવશે. અહીં પાસેજ તમને વ્યાપારિક શિક્ષણ આપતી "સનાતન ધર્મ કૉલેજ ઓફ કૉમર્સ"નું ભવ્ય મકાન દૃષ્ટિગોચર થશે. આ સંસ્થા અહીંના સનાતન ધર્મીઓની છે. થોડાંજ વરસમાં એણે ઘણી સરસ પ્રગતિ કરી બતાવી છે. એ કૉલેજનું સ્થળ ઉત્તમ છે એમાં શક નથી. ગંગાની ઉંચી ભેખડો પર જ એના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના વાસ છે. ગંગા ઉપરથી વહી આવતી સ્વચ્છ હવામાંજ એના વિદ્યાર્થીઓ ખેલે-કુદે-ને ભણે છે. વ્યાપારનાં શિક્ષણ ઉપરાંત એમાં ધાર્મિક શિક્ષણ પણ સારૂં અપાય છે. આવી રીતે વ્યાપાર અને ધર્મનો મેળ તો સનાતનીઓનીજ કલ્પનામાં ઉદ્ભવે.

હવે અહીંથી કાં તો પાછા વળો અને નહિ તો પુરાણા કાનપુરમાં થઇને સોંસરા નૉર્થવેસ્ટ ટેનરી પાસે નીકળો. અહીંથી ગામમાં જવું હોય તો ગ્વાલ ટોલી નામના પરામાંથી તમને વાહન મળી રહેશે. પણ એ તરફ સીધા ન જતાં ડાબે હાથે ઉતરશો તો તુર્ત ખુલ્લા ચોગાનમાં બાંધેલાં સીમેન્ટનાં મકાનો દેખાશે. એમાં ગવર્મેન્ટની બે શાળાઓ વસી છે. ઉપરને માળે ગવર્મેન્ટ વીવીંગ સ્કૂલ—જે હજી ગયે વર્ષે જ ઉઘડી-પણ જેનો પ્રીન્સીપાલ એક ગોરો છે તે, અને નીચેને માળે છે તે ગવર્મેન્ટ ડાઈંગ એન્ડ પ્રીન્ટીંગ સ્કૂલ, જે ઉપરની સ્કૂલ કરતાં ઘણી જૂની છે પણ જેનો પ્રીન્સીપાલ એક હિંદુ-ગૂજરાતી-છે તે. એ બન્ને શાળાઓનાં કારખાનાં અને છાત્રાલયનાં મકાનો પણ ત્યાં પાસે પાસેજ છે. આ ઉપરાંત ચામડાંની ચીજો બનાવતાં શીખવાની એક શાળા-"ગવર્મેન્ટ લેધર વર્કીંગ સ્કૂલ" પણ છે. આટલાં સરસ સાધનો ઉપર એક સ્વતંત્ર ટેકનીકલ-ઔદ્યોગિક-યુનીવર્સીટી ચણાય તો તેમાં આશ્ચર્ય શું છે? વળી જ્યારે બીજા ઇલાકાઓમાં ઇંડસ્ટ્રીઝનાં ખાતાં ખુલ્યાંજ નથી અથવા નામ માત્રજ ખુલ્યાં છે ત્યારે અહીંનાં એ ખાતાંએ ઔદ્યોગિક કેળવણીનો પ્રચાર કેટલો આગળ વધારી દીધો છે એ જોતાં ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાતું નથી.

સ્કૂલોમાં ગવર્મેન્ટની સ્કૂલ પરેડ પાસેજ ગામને ઝાંપે છે. તે સૌથી મોટી છે. પણ તે ઉપરાંત લોકોના સાહસથી ઉભી થયેલી નિશાળો પણ ઓછી નથી. તેમાં મુખ્ય પૃથ્વીનાથ હાઇસ્કૂલ-જે ગવર્મેન્ટ સ્કૂલની સ્પર્ધા કરતી પરેડ પરજ ઉભી છે તે, અને ખત્રી લોકોની ગુરૂનારાયણ ખત્રી હાઇસ્કૂલ-એ બે મુખ્ય છે. આજે જ્યાં ખત્રી સ્કૂલ છે ત્યાં પહેલાં થીઑસોફીની સ્કૂલ હતી. પણ થીઑસોફીનું જોર અહીં કંઇક નરમ છે એટલે એ સંસ્થા ટકી શકી નહિ. આ ઉપરાંત મારવાડી લોકોનું એક વિદ્યાલય છે તે પણ મેટ્રીક સુધી ખેંચી જાય છે. પ્રાય: એમાં વ્યાપારિક કેળવણી ઉપર લક્ષ દેવાય છે. કન્યાઓના અભ્યાસને માટે ઠંડી સડક પર એક લાખની ગ્રાન્ટથી બંધાયલું "બાલિકા વિદ્યાલય"નું મકાન તમે જોશો.

## કાનપુરના ગુજરાતીઓ

વ્યાપારને અર્થે આવેલા ગુજરાતી ભાઇઓએ અહીં પોતાનો અડ્ડો જમાવ્યો છે. રા. રા. ઠાકોરના "બૃહત્ ગુજરાત"માં કાનપુરનું સ્થાન આગળ પડતું છે. ગુજરાતીની વસ્તી તો હજારેકને આસરે હશે પણ એમનું અસ્તિત્વ એના કરતાં દસગણા પ્રમાણમાં દેખાઇ આવે એટલી એમની પ્રતિમા છે. વ્યાપારનાં બજારોમાં ગુજરાતીની હાક વાગે છે. એમનાં બાળબચ્ચાંને ગુજરાતી કેળવણી મળે માટે એક ઍંગ્લો ગુજરાતી નિશાળ પણ ઘણા જૂના વખતથી સ્થપાયલી છે. થોડાં વર્ષ પહેલાં મુંબઇના શેઠ ચતુર્ભુજ શિવજીએ એ નિશાળને સુંદર મકાન બંધાવી આપી કાયમનું મોટું ફંડ કરી આપ્યું ત્યારથી નિશાળ એમને નામે ઓળખાય છે. ગંગાની નહેર પરની એ નિશાળમાં આશરે સો બાલક-બાલિકાઓ સહાધ્યાય કરે છે. પડોશમાંજ એક ગુજરાતી લાઇબ્રેરી છે, જેમાં પુસ્તકોના સંગ્રહ ઉપરાંત રોજનું વાંચન પણ સારૂં મળી રહે છે. ગુજરાત કાઠીયાવાડનાં દરેકે દરેક પ્રસિદ્ધ વર્તમાનપત્ર અને માસિક એમાં આવે છે. આ ઉપરાંત એક બીજી લાઇબ્રેરી, ગેસ્ટહાઉસ અને ધર્મશાળા પણ છે. કોંગ્રેસની યાત્રાએ આવનાર ગુજરાતીને અહીં ઉલટ ભર્યો સત્કાર મળવાની વકી છે. દક્ષિણી લોકોએ પણ અહીં પોતાનું એક "મહારાષ્ટ્ર મંડળ" સ્થાપ્યું છે. ઉત્તરહિંદમાં તો દક્ષિણી, ગુજરાતી અને પારસી ભાઇઓ એક બીજામાં બહુ ભળી જાય છે.

## રાજનૈતિક

આંદોલનોને દોરે એવી કોઇ પણ પ્રતિભાશાળી વ્યક્તિ કાનપુરમાં નથી. જે છે તે બીજી કે ત્રીજી પંક્તિના માણસો છે. અને પરિણામે કોઇ પણ પક્ષ અહીં સબળ રૂપમાં દેખાતો નથી. અસહકારીઓમાં ડૉક્ટર મુરારીલાલ અને પ્રતાપ પ્રેસવાળા ગણેશશંકર વિદ્યાર્થી ગણાવી શકાય. મધ્યમદલમાં – મૉડરેટસમાં–બાબુ વિક્રમાજીત સિંહ અને બાબુ આનંદસ્વરૂપ–એક સનાતન ધર્મી અને બીજા આર્યસમાજી–ને મૂકી શકાય. આમ છતાં સ્વરાજ્ય પક્ષ કે અસહકારીઓનું જોર કંઇક વિશેષ દેખાય છે. પણ તેનું કારણ કાનપુર તળના નેતાઓ કરતાં પંડિત મોતીલાલ અને જવાહીરલાલ નહેરૂને વિશેષ આભારી છે.

સારાંશ એ કે, જો કે દિલ્હી કે આગ્રાની માફક અહીં ઐતિહાસિક સ્થાનો કે ખંડીએરોનું આકર્ષણ નથી, તેમ ગયાની પેઠે અહીં તીર્થનું સ્થાન પણ નથી છતાં કાનપુરમાં કોંગ્રેસની યાત્રાએ આવનારને જોવાનું ને જાણવાનું ઘણું મળી રહેશે એમાં શક નથી. જ્યારે ઐતિહાસિક શહેરોમાં "ઐતિહાસિક" સમૃદ્ધિ જ જોઇ શકાય છે, ત્યારે કાનપુરમાં આધુનિક સમૃદ્ધિ અને જીવંત પ્રગતિ જોઇ શકાય છે. વિશ્વના મહામંડપમાં જીવંત પ્રજાનું કે શહેરનું સ્થાન અનેરૂં હોય છે. અને કાનપુર એમાનું એક છે. એ પ્રગતિમાન શહેરની કોંગ્રેસમાંજ એક વિશેષ પ્રગતિનું પગલું ભરાયું છે અને પહેલીજ વાર એક સ્ત્રી–આર્યા–ને પ્રમુખપદ અપાયું છે. કેટલીક વાર સ્ત્રીનું સાન્નિધ્ય ગાંડાને પણ ડાહ્યા બનાવે છે, ઉદ્ધતને પણ શાંત બનાવે છે, ઉતાવળીયાને ધીર ને કાયરને શૂર બનાવે છે; આ કવિયિત્રીના સાન્નિધ્યમાં પણ એવું કંઇક પરિણામ આવે એવી ઉત્કટ આશા રાખીએ છીએ.

નવાબગંજ
કાનપુર,
તા. ૫-૧૨-૨૫

હરિલાલ મૂળશંકર મુલાણી

# આપણા મીલમાલીકો અને મીલવ્યવસ્થા

હું થોડા સમય પહેલાં સાંજના બહાર ફરવા ગયો હતો. રસ્તામાં મ્હારા એક વડિલ મિત્ર જે જૂના તથા અનુભવી વેપારી છે તે મળ્યા. અમે બન્નેએ આગળ ચાલવા માંડયું. સાધારણુ વાતો ઉપરથી વેપારની મંદી તથા મીલોની સ્થિતિ ઉપર આવી પડયા. મીલોની પડતી દશા વિષે મ્હેં ત્હેમને થોડા પ્રશ્નો પૂછયા. બધાનો જવાબ ત્હેમણે એજ શબ્દોમાં આપી દીધો:–" જો મીલોની સ્થિતિ સુધારવી હોય તો બે વસ્તુઓ જવી જોઇએ; એક જકાત તથા બીજું કમીશન." જકાત એટલે સરકાર તરફની આડખીલી અને કમીશન એટલે મીલ ઉદ્યોગ ઉપરનો અંદરની વ્યવસ્થાનો બોજો. હવે જકાત તો બંધ કરવામાં આવી છે એટલે આ કમીશન વિષે જ વિચારવાનું રહે છે.

'કમીશન' એટલે મીલની વ્યવસ્થા કરવા બદલ કંપનીના આડતીયાઓને આપવું પડતું મહેનતાણું. પરંતુ આ વસ્તુ સ્પષ્ટ કરવા માટે આપણે આ કમીશનની ઉત્પત્તિ યે સમજવી જોઇએ.

કંપની ઉભી કરવાની આપણા દેશની રીત બીજા દેશો કરતાં તદ્દન જુદી છે. જ્યારે કોઇ કંપની ઉભી કરવી હોય ત્યારે તે કામ અમુક લાગવગવાળી પેઢી તરફથી કરવામાં આવે છે. ધારો કે અમદાવાદમાં અમુક ગાંડાભાઇ ઘેલાભાઇની લાગવગવાળી પેઢી છે અને તેમનો વિચાર એક મીલ કાઢવાનો થયો હવે આ પેઢી કંપની સ્થાપવાની બધી તૈયારીઓ કરવા માંડશે. તેને લગતું મેમોરેન્ડમ તથા આર્ટીકલ્સ, સોલીસીટર અથવા વકીલ દ્વારા ઘડાવશે; અને તેના ઓળખીતા, સગા તથા સરકારના માન ઇલકાબવાળા માણસોમાંથી ડીરેક્ટરોનું મંડળ બનાવશે. પછી કંપનીને રજીસ્ટર કરાવી તેની મુડી મેળવવા શેરો તથા પ્રોસ્પેક્ટસ કાઢશે. મુડી વધારે ખાત્રીબંધ રીતે ઉભી કરવા માટે અમુક શરાફોને અન્ડરરાઇટીંગ કમીશન આપવાની ગોઠવણ કરશે તેમજ શેરો ભરાવી આપવા બદલ શેર બજારના દલાલો તથા બીજા લાગવગવાળા માણસોને કમીશન આપવાની ગોઠવણ કરશે. આ પ્રમાણે લોકો પાસેથી પૈસા કઢાવી શેરનું ભંડોળ એકઠું કરશે. ભંડોળના પૈસામાંથી કંપની ઉભી કરવા બદલ મહેનતાણું તથા ખર્ચના પૈસા પેઢી લઇ લેશે. બીજા દેશોમાં કંપની ઉભી કરનારાઓ ( company promoters ) હોય છે અને તેઓ કંપની ઉભી કર્યા પછી મહેનતાણું મેળવી તેની સાથેનો સંબંધ બંધ કરે છે. ત્યાર પછી કંપનીની વ્યવસ્થા ડીરેક્ટરો કરે છે. પરંતુ આપણે ત્યાં આ પેઢીઓ મહેનતાણું મેળવ્યા ઉપરાંત સદાને માટે કાયમી દાપો નાંખી દે છે અને કંપની જીવે ત્યાં સુધી તેને ચૂસ્યા કરે છે. આપણે ત્યાં વ્યવસ્થા ડીરેક્ટરો કરતા નથી, પરંતુ ડીરેક્ટરો કંપનીની વ્યવસ્થા આ પેઢીને આડતીયા તરીકે સોંપી દે છે અને કંપનીની વ્યવસ્થાના સર્વ હક્કો તેમને સ્વાધીન રહે છે. અર્થાત્ આપણે ત્યાં ડીરેક્ટરો વ્યવસ્થા કરતા નથી પરંતુ આ એજન્ટો સંપૂર્ણ સત્તા સાથે કંપનીનું વહાણુ હંકારે છે.

આપણને કદાચ એમ થાય કે ડીરેક્ટરો શું કામ આ પ્રમાણે બધી સત્તા તથા વ્યવસ્થા એજન્ટોને સોંપતા હશે? પરંતુ હકીકત તો એમ છે કે કંપની ઉભી કરનારી પેઢી જ્યારે વકીલ દ્વારા કંપનીના આર્ટીકલ્સ તથા મેમોરેન્ડમ લખાવે છે ત્યારે તેની અંદર તે પેઢી માટે વ્યવસ્થાના હક્ક કાંતો ૯૯ વર્ષને માટે અથવા યાવચ્ચંદ્રદિવાકરૌ લખાવી લે છે અને ડીરેક્ટરો તો ફક્ત શણગાર રૂપે તથા કાયદાની કલમને સંતોષવાને ખાતર જ રાખવામાં આવે છે.

સાધારણ રીતે આવી કંપનીઓ સારા વખતમાં અર્થાત્ જ્યારે દેશમાં પૈસો વધ્યો હોય તેવા વખતમાં કાઢવામાં આવે છે અને તેમ કરવામાં આ એજન્ટો ઓછા ભાવે મીલકત લઇ ઘણા ઉંચા ભાવે તે મીલકત કંપનીને વેચી કંપનીને પ્રથમથી જ નિર્માલ્ય કરી લોકોના પૈસા લૂંટી લે છે; તથા પહેલાં પોતે અમુક શેરો લઇ બજારમા પ્રીમીયમ થાય ત્યારે તે શેરો વેચી મારી ઉંચા ભાવના શેરો લોકોના ગળામાં નાંખે છે એ હકીકતનું હું ફક્ત સૂચન જ કરીશ.

ઉપરની હકીકતથી આપણે સમજી શક્યા હઇશું કે કમીશન એટલે મીલ ચલાવવા બદલ મળતું આડતીયા તરીકેનું મીલ એજન્ટનું કમીશન; અને આ આડતીયાઓ તે આપણા મીલ માલીકો. આડતીયાને બદલે કયા ન્યાય અથવા બુદ્ધિથી તેઓ તેમની જાતને મીલમાલીકો કહેવડાવે છે તે હું સમજી શકતો નથી. મ્હારા મત પ્રમાણે તો કરારના કાયદાની રૂએ આડતીયાને બદલે માલીક કહેવડાવવા બદલ તેમની સામે કાયદેસર પગલાં શેરહોલ્ડરો લઈ શકે. આવા આખાખાઉ, સંકુચિત દૃષ્ટિવાળા, અને સ્વાર્થી આડતીયાઓના હાથમાં મીલ ઉદ્યોગનું ભવિષ્ય છે અને જ્યાં સુધી આ વ્યવસ્થા પદ્ધતિ બદલાઈ નથી ત્યાં સુધી આપણો મીલ ઉદ્યોગ બીજા દેશો સાથે હરિફાઇમાં ઉભો રહી શકશે જ નહિ.

સરકારે જકાત બંધ કરી છે પરંતુ તેટલેથી જ ઉદ્યોગ સુધરવાનો નથી. તે માટે આડતીયા પદ્ધતિ રૂપી જે કીડો ઉદ્યોગના કલેવરને અંદરથી કોરી રહ્યો છે તેને નાબુદ કરવો જ જોઇએ. મીલ ઉદ્યોગ એ આપણો એકજ રાષ્ટ્રીય ઉદ્યોગ છે અને તેને સ્થાયી રાખવો હોય તથા સમૃદ્ધ કરવો હોય તો જનસમાજની તથા દેશનેતાઓની ફરજ છે કે વ્યવસ્થામાં જોઇતા સુધારા તેઓ કરાવે અને આ ગરીબ દેશના એકના એક ઉદ્યોગને નાબુદ થતો અટકાવે.

ઉપર્યુક્ત કમીશન આંકવાની રીત ત્રણ પ્રકારની હોય છે. મુંબાઇની મીલોની બાબતમાં મુખ્યત્વે કરીને કંપનીના વાર્ષિક નફાના અમુક ટકા કમીશન તરીકે લેવામાં આવે છે. જો કે તે ઉપરાંત તેમની દુકાન દ્વારા વેચાણ કરતા હોવાથી વેચાણ ઉપર ૧ાા ટકો કમીશન તરીકે તેઓ કમાય છે. અમદાવાદની મીલોને લગતાં કમીશન બે જાતનાં હોય છે. કેટલીક મીલોમાં વાર્ષિક વેચાણ ઉપર ચાર ટકા લેવામાં આવે છે અને કેટલીકમાં વાર્ષિક ઉત્પન્ન ઉપર દર રતલ દીઠ ચાર અથવા પાંચ પાઇ લેવામાં આવે છે. એટલે મીલને નફો થાય યા ન થાય, શેરહોલ્ડરોને લાભ મળે યા ન મળે, પરંતુ તેમનું તરભાણું તો ભરાવાનું જ. મુંબઇમાં કમીશન ઉપરાંત કાર્યાલય ખર્ચ (office expenses) ખાતે અમુક રકમ લેવામા આવે છે. આ ઉપરથી આપણે એમ ધારીશું કે મીલની વ્યવસ્થા તથા વહિવટનો ખર્ચ આડતીયાઓ તેમના કમીશનમાંથી જ આપતા હશે પરંતુ હકીકત તેમ નથી. કમીશન ઉપરાંત મેનેજર તથા સેક્રેટરી તથા હિસાબનીસ તથા બીજા કારકુનોનો બોજો મીલને જ સહન

કરવાનો હોય છે. બીજા દેશોની સાથે હરિફાઇમાં ઉભા રહેવા માટે આપણે વ્યવસ્થામાં કરકસર કરવી અગત્યની છે અને આ બમણો બોજો પ્રથમ જ આપણે દૂર કરવો જોઇએ. બીજા દેશોમાં મેનેજર તથા ડીરેક્ટરો મીલો ચલાવી શકે છે અને પરદેશમાં પોતાનો માલ ઘુસાડી શકે છે. જ્યારે આપણે ત્યાં સસ્તી મજુરી તથા રૂ નજીક હોવા છતાં અમલદારોના ઉંચા પગાર ઉપરાંત મીલ એજન્ટોના કમીશનના બોજાથી આપણો ઉદ્યોગ કચડાઇ જાય છે અને અરધી સદીની જીંદગી પછી પણ પગભર થઇ શકયો નથી. આ ઉદ્યોગ શરૂઆતમાં આડતીયાની પદ્ધતિને લીધે ઉછરી શક્યો એ કદાચ સત્ય હશે પરંતુ હવે તે પદ્ધતિ તદ્દન જુની અને અવ્યવહારૂ થઇ ગઇ છે માટે તેને નાબુદ કરી આપણી બેન્કો ચાલે છે તે પદ્ધતિએ અનુભવી તથા બાહોશ ડીરેકટરો અને મેનેજરો દ્વારા આપણે મીલ ઉદ્યોગ ચલાવવો જોઇએ. આ કમીશનના બોજા ઉપરાંત આડતીયા પદ્ધતિને લીધે સીધી તથા આડકતરી રીતે ઉદ્યોગને કેટલું શોષવું પડે છે તે આપણે તપાસીશું.

આડતીયા પદ્ધતિના દોષોનું નિરૂપણ કરૂં તે પહેલાં મ્હારે એટલું જણાવવું જોઇએ કે જે દોષો હું નીચે બતાવું છું તે સાર્વત્રિક ન પણ હોય અર્થાત્ તે બધી મીલોના આડતીયાઓને લાગુ ન પડતા હોય અને કેટલાક આડતીયાઓએ તેમાં સુધારા પણ કર્યા હોય. પરંતુ નીચેની હકીકત ઘણીખરી મીલોમાં જોવામાં આવે છે અને તેમની પદ્ધતિને લીધે જ તે સ્થિતિ ઉભી થાય છે. એટલે હું તે બતાવવા માગું છું.

૧. બીજા દેશોમાં મીલના સંચાલકને ફક્ત એકજ સ્વાર્થ અને તે મીલનો સ્વાર્થ જ હોય છે જ્યારે આપણે ત્યાં આપણા આડતીયાઓને ઘણા સ્વાર્થો હોય છે અને તે ભિન્ન ભિન્ન સ્વાર્થોના વિરોધને લીધે મીલને સહન કરવું પડે છે. આપણા આડતીયાઓ મીલને લગતા કાચા માલ તથા સંચાઓના વહેપારી પણ હોય છે અને તેઓની દ્વારા રૂ, સ્ટોર્સ, કોલસો, મશીનરી, વિ. વસ્તુઓ ખરીદવામાં આવે છે. આ વસ્તુઓના વહેપારી તરીકે તેમની બને તેટલી ઉંચી કિંમત લેવામાં તેમનો સ્વાર્થ રહેલો છે, જ્યારે મીલના સંચાલક તરીકે જેમ બને તેમ ઓછી કિંમતે માલ લેવામાં મીલનો સ્વાર્થ સમાયેલો છે. આનું પરિણામ એ આવે છે કે ખાનગી વેપારી તરીકેનો સ્વાર્થ જીતે છે અને મીલને ઉંચે ભાવે માલ ખરીદવો પડે છે. ઘણેખરે ઠેકાણે તો તેમનીજ દુકાન દ્વારા મીલને બધો માલ તથા મશીનરી પૂરી પાડવામાં આવે છે: એક વખત હું મ્હારા એક વેપારી મિત્ર સાથે અમુક મીલમાં ટેલો ( Tallow ) વેચવા ગયો હતો. માલ તથા ભાવ મીલ એજન્ટને પસંદ પડયા, ઓર્ડર આપ્યો, પરંતુ ભરતીયું તેમની દુકાનદ્વારા મોકલવાનું ફરમાવ્યું, કારણ કે મીલમાં આવતા દરેક માલ ઉપર તેમની દુકાનનું કમીશન ચઢતું હતું. જે ઠેકાણે તેમની દુકાન દ્વારા અમુક માલ દાખલા તરીકે રૂ અથવા કોલસો ખરીદવામાં ન આવતો હોય ત્યાં મીલને ખરચે ઉપકાર કરવાની દૃષ્ટિથી ખુશામતીયાઓ અથવા અપંગ સગાંઓ દ્વારા તે ખરીદવામાં આવે છે અને તેને લીધે માલની જાત તથા તેની કિંમતમાં મીલને સોસવું પડે છે. તેઓ વીમા કંપનીના આડતીયાઓ તરીકે કામ કરે છે અને તેમની મીલનો વિમો તેઓ પોતાની જ વીમા કંપનીમાં ઉતરાવે છે. ત્યાં પણ સ્વાર્થવિરોધ થવાનો સંભવ રહે છે. આ ઉપરાંત મીલ એજન્ટો શરાફની પેઢી પણ ચલાવે છે અને તેમની પેઢીદ્વારા

ગંભીરાઃ ( રંજના સામી જોતી ) કેમ શું છે?

રંજનાઃ કંઇ નહિ.

( ભરત કામ હાથમાં લે છે, ગુંથે છે. ગંભીરા એને જોતી જોતી જાય છે. થોડી વારે રંજના અસ્વસ્થ મને ઉઠે છે અને આમ તેમ ફરે છે. પછી મોટા હારમોનીઅમ પાસે જઇ સુર દબાવી ગાય છે.)

( રાગ બિહાગ. )

મુને નીંદ ન આવે—
નીંદરિયા ન આવે, નયનાં ન મીંચાયે
તું ક્યારે આવે સખી મુને નીંદ ન આવે.

( અસ્વસ્થ મને પાછી ઉઠે છે. ગીતના પ્રતિધ્વનિનું અનુકરણ કરતી હોય તેમ ગાતી ગાતી બારી પાસે જાય છે. )

રંજનાઃ ( બહાર જોતી ) અરરૂ ! આજે જ પહેલવહેલું પેલા છોડ પર ગુલાબ ખીલ્યું હતું, એ કોણે ચુંટી લીધું ?

( રુદ્રમુખ પાછળથી આવે છે. એની ચાલ સરલ છે. અંગો ખીલેલાં છે, પણ દેખત કોમળ લાગે છે. )

રુદ્રમુખઃ ( પાછળથી રંજના પાસે જતાં ) એ ગુલાબ મેં ચુંટયું.

રંજનાઃ ( ચમકે છે. ) કોણ—? ( પાછળ જોતાં ) શા માટે—?

રુદ્રમુખઃ શા માટે ?—મને માળીએ કહ્યું કે આ પહેલાં બીજું એક ગુલાબ તમારા બગીચામાં ખીલ્યું હતું, તે કોઈ અજાણ્યો માણસ આવીને ચુંટી ગયો, પણ આ—

રંજનાઃ ( રુદ્રમુખના બોલવાનો અર્થ કળવા મથતી હોય તેમ ) પણ તમે આને શા માટે ચુંટયું ? લોકો છોડ પરના ફુલ ચુંટે એ મને નથી ગમતું.

રુદ્રમુખઃ એ તમને આપવા હું લઇ આવ્યો છું.

( ગુલાબ ધરે છે રંજના એમ ને એમ ઉભી રહે છે. )

રુદ્રઃ કેમ તમે નહિ લ્યો ?

રંજનાઃ ના, તમે એને પાછું છોડપર મૂકી આવો. એ ભલે ત્યાં જ કરમાઇ જાય.

રુદ્રઃ તમે ભૂલો છો. જે કંઇ સૌન્દર્ય જગતમાં છે તેનું સાર્થકય બીજાને અર્પણ કરવામાં જ સમાએલું છે. ( થોડી વારે ) તમે ચંપો ખોસ્યો છે ત્યાં આ ગુલાબનું સ્થાન છે.

( રંજના વિચારમાં અચકાઇને ઉભી રહે છે. )

રંજનાઃ તમે સૌંદર્યનું સાર્થકય શામાં કહ્યું ?

રુદ્રઃ બીજાને અર્પણ કરવામાં.

રંજનાઃ ( સવાલ પૂછાઇ જતો હોય તેમ ) કોને અર્પણ કર્યું હોય તો સારૂં ?

રુદ્રઃ એનાથી જે બીજું વિશેષ સુન્દર હોય તેને. જેને એ ખરા દિલથી ચાહતું હોય તેને !

રંજનાઃ પણ આ ગુલાબ તો—

રુદ્રઃ હા એ ગુલાબ પણ જાણે છે કે જેના કેશમાં એ બિરાજશે તે એના કરતાં અધિક સુન્દ—

( રંજના આડું જુએ છે. )

રંજનાઃ ના રે [illegible] તેનું આપણું આરોપણ જુદું છે,

[illegible] પડયા હોય તેમ રુદ્રમુખ જરા ગોકે છે.)

( ગંભીરા હાથમાં લીલા ચંપાનું ફુલ લઇ આવે છે. રંજના બોલતી બંધ પડે છે. ગંગા વાળના છેડા ગુંથી રહી છે. )

**ગંભીરાઃ** કેમ ગંગા બોળા રહી? ત્યારે નીચે જઇને પાણી ગરમ મૂકજે. રુદ્રમુખ ફરવા ગયા છે તે હમણાં આવશે.

( ગંગા જાય છે. ગંભીરા રંજના પાસે આવી એના કેશ જુએ છે; આગળથી જરા સમા કરે છે, અને ચંપાનું ફુલ ખોસે છે. )

**રંજનાઃ** બેન, હવે ક્યાંક સુધી મને ચંપો ને ચંપો આપશો? આજે જ પહેલવહેલું આપણી વાડીમાં પેલું ગુલાબનું ફુલ મેં જોયું હતું--તે-

**ગંભીરાઃ** ( રંજનાને સમજાવતી હોય તેમ હેતુપૂર્વક બોલતી ) હું તને ચંપો એટલા માટે આપું છું કે તારૂં પુરુષો સામે રક્ષણ થાય !

**રંજનાઃ** શું? પુરુષો સામે?

**ગંભીરાઃ** ચંપા પર કદી જ ભમરો બેસતો નથી, અને આપણે સ્ત્રીઓ કંઇ ફુલ નથી તોય ઘણાય માણસો પોતાને ભ્રમર ધારીને આપણી પાસે આવે છે, અને--

**રંજનાઃ** ( ધ્યાન દઇ સાંભળતી હોય તેમ ) હં--

**ગંભીરાઃ** અને ઘડીભર આનંદ આપી આપણું દિલ ચોરી લઇ, આપણને છેતરીને દુઃખી કરે છે.

**રંજનાઃ** પણ એવા તે કોણ હોય?

**ગંભીરાઃ** કેટલાક પુરુષોને ટેવ જ પડી ગઇ હોય છે કે સ્ત્રીઓ પાસે એમને મીઠું મીઠું લાગે એમ બોલી રમત કરી, એમને દુઃખી કરવી, અને પછી પોતે દૂર ખસી જવું.

**રંજનાઃ** પણ બેન, એવો તે કોણ હોય?

**ગંભીરાઃ** એવા ઘણાય હોય છે.

**રંજનાઃ** પણ—

**ગંભીરાઃ** પણ શું--? (રંજના સામું એના વિચાર કળવા મથતી હોય તેમ જુએ છે.)

**રંજનાઃ** પણ જો કોઇ માણસ આપણને સારો લાગતો હોય તો?

**ગંભીરાઃ** એ જ છે તો. એવા લોકો ઉપર ઉપરથી બહુ સારા લાગે છે, પણ અંદરથી--એવાની જોડે તો—

**રંજનાઃ** ત્યારે હું પુરુષો સાથે બોલીશ જ નહિ.

**ગંભીરાઃ** ના, બોલવું ખરૂં પણ આપણું હૃદય એમને કદી જ આપવું નહિ; અને એમને બહુ પાસે આવવા દેવા નહિ. પછી વખત આવશે ત્યારે હું જ તને કહીશ અને પછી આ ચંપાને બદલે તને ગુલાબ આપીશ.

( રંજના ગંભીર થઇ જઇ જરા ડોકું હલાવે છે. )

**ગંભીરાઃ** ઠીક ત્યારે આટલું ભરતકામ તું પૂરૂં કરી નાખજે, અને પછી માસ્તરે તને જે નવું ગીત આપ્યું છે તે તૈયાર કરજે.

**રંજનાઃ** ( ગુંચવાતી ) પણ આજે તો એ નથી આવવાના ને!

**ગંભીરાઃ** તોપણ તું તૈયાર તો કરજે.

**રંજનાઃ** ( વિચારમાં ) હં—

ગંભીરા: ( રંજના સામી જોતી ) કેમ શું છે?

રંજના: કંઇ નહિ.

( ભરત કામ હાથમાં લે છે, ગુંથે છે. ગંભીરા એને જોતી જોતી જાય છે. થોડી વારે રંજના અસ્વસ્થ મને ઉઠે છે અને આમ તેમ ફરે છે. પછી મોટા હારમોનીઅમ પાસે જઇ સૂર દબાવી ગાય છે.)

( રાગ બિહાગ. )

મુને નીંદ ન આવે—
નીંદરિયા ન આવે, નયનાં ન મીંચાયે
તું ક્યારે આવે સખી મુને નીંદ ન આવે.

( અસ્વસ્થ મને પાછી ઉઠે છે. ગીતના પ્રતિધ્વનિનું અનુકરણ કરતી હોય તેમ ગાતી ગાતી બારી પાસે જાય છે. )

રંજના: ( બહાર જોતી ) અરૂરૂ! આજે જ પહેલવહેલું પેલા છોડ પર ગુલાબ ખીલ્યું હતું, એ કોણે ચુંટી લીધું?

( રુદ્રમુખ પાછળથી આવે છે. એની ચાલ સરલ છે. અંગો ખીલેલાં છે, પણ દેખત કોમળ લાગે છે. )

રુદ્રમુખ: ( પાછળથી રંજના પાસે જતાં ) એ ગુલાબ મેં ચુંટયું.

રંજના: ( ચમકે છે. ) કોણ–? ( પાછળ જોતાં ) શા માટે–?

રુદ્રમુખ: શા માટે?–મને માળીએ કહ્યું કે આ પહેલાં બીજું એક ગુલાબ તમારા બગીચામાં ખીલ્યું હતું, તે કોઈ અજાણ્યો માણસ આવીને ચુંટી ગયો, પણ આ—

રંજના: ( રુદ્રમુખના બોલવાનો અર્થ કળવા મથતી હોય તેમ ) પણ તમે આને શા માટે ચુંટયું? લોકો છોડ પરના ફુલ ચુંટે એ મને નથી ગમતું.

રુદ્રમુખ: એ તમને આપવા હું લઇ આવ્યો છું.

( ગુલાબ ધરે છે. રંજના એમ ને એમ ઉભી રહે છે. )

રુદ્ર: કેમ તમે નહિ લ્યો?

રંજના: ના, તમે એને પાછું છોડપર મૂકી આવો. એ ભલે ત્યાં જ કરમાઇ જાય.

રુદ્ર: તમે ભૂલો છો. જે કંઇ સૌન્દર્ય જગતમાં છે તેનું સાર્થક્ય બીજાને અર્પણ રવામાં જ સમાએલું છે. ( થોડી વારે ) તમે ચંપો ખોસ્યો છે ત્યાં આ ગુલાબનું સ્થાન છે.

( રંજના વિચારમાં અચકાઇને ઉભી રહે છે. )

રંજના: તમે સૌંદર્યનું સાર્થક્ય શામા કહ્યું?

રુદ્ર: બીજાને અર્પણ કરવામાં.

રંજના: ( સવાલ પૂછાઇ જતો હોય તેમ ) કોને અર્પણ કર્યું હોય તો સારૂં?

રુદ્ર: એનાથી જે બીજું વિશેષ સુન્દર હોય તેને. જેને એ ખરા દિલથી ચાહતું ાય તેને!

રંજના: પણ આ ગુલાબ તો—

રુદ્ર: હા એ ગુલાબ પણ જાણે છે કે જેના કેશમાં એ બિરાજશે તે એના કરતાં અધિક સુન્દ—

( રંજના આડું જુએ છે. )

રંજના: ના રે ના એવું વસ્તુઓમાંનું આપણું આરોપણ જુઠું છે,

( પહેલી વાર કોઇ તરફથી ફટકો પડયો હોય તેમ રુદ્રમુખ જરા ચોંકે છે. )

રંજનાઃ અને આ ગુલાબ તમે કોઇને માથે ચડાવો કે ન ચડાવો તો પણ કરમાવાનું તો છે જ.

રુદ્રઃ હા, પણ એકમાં સાર્થક્ય છે, અને બીજામાં નથી,

રંજનાઃ એકમાં સાર્થક્ય-અને બીજામાં નહિ—!

(વિચારમાં પડે છે.)

રુદ્રઃ અને કોઇને અર્પણ કર્યા વગરનું આપણું જીવન પણ નિર્-અર્થક છે. (થોડી વાર અટકે છે, રંજનાના મુખપરના ભાવ જૂએ છે.) અને શું તમને કદી જ એમ નથી થયું કે જે આ તમારૂં બધું છે તે બધું તમે કોઇને અર્પણ કરો? દૂર સંધ્યાના પાણીમાં પડતા પ્રતિબિંબમાં કે કોઇ સ્વપ્નના આરે ઉભેલાં એવાં તમે પોતે ઊણાં છો, અને દૂરથી કોઇ-કોઇ તમારે માટે ફુલની માળા ગુંથીને લાવે, અને એ માળા સાથે એને પણ ગ્રહણ કરીને તમે પૂર્ણ બનો.

રંજનાઃ (જરા અસ્વસ્થ રીતે થોડી વારે) પુરુષોને બોલતાં આવડે છે, અને એ લોકો આમ અમારી ઊંડી ઊંડી અભિલાષાઓ કહી દઇને અમને છેતરે છે. પણ ખરી સ્ત્રી કોઇ દિવસ છેતરાતી નથી.

રુદ્રઃ એટલે શું હું—?

રંજનાઃ અમારાં કુમળાં હૃદયની અંદર પેસી, ચુંથી, એને ધૂળમાં રગદોળી અમારી હાંસી કરવાની કેટલાકને ટેવ પડી હોય છે.

રુદ્રઃ (આવેશમાં આવી જતાં) આટલી ઉમ્મરે આ બધું ડહાપણ તમારૂં ન હોઇ શકે. એ તો કોઇ જેને એવો નિષ્ઠુર માણસ મળ્યો હશે, એણે જ તમને આમ કહ્યું હશે. નહિતર તમારી વયમાં—જ્યારે હજી જીવનનો આદર્શ તમારે ઘડવાનો છે, જ્યારે હજી નવીન આશાઓના રંગ તમારે આકાશમાં પૂરવાના છે, ત્યારે જીવનને છેદી એને ખાલી સૂકું બનાવી દે એવું ડહાપણ એ તમારૂં ન હોય.

રંજનાઃ (થોડી વારે વિચારમાં) તમે જીવનના આદર્શ વિશે શું કહ્યું?

રુદ્રઃ કંઇ નહિ.

રંજનાઃ કેમ બોલોને! તમે આમ વાત કરો છો એ મને ગમે છે.

રુદ્રઃ બસ ગમે છે એટલું જ?

રંજનાઃ (જરા અસ્વસ્થ થતાં) કેમ નહિ બોલો?

રુદ્રઃ હું શબ્દે શબ્દે મારા પ્રાણ પાથરૂં, અને એ માત્ર તમને ગમે—! તમે અમારે માથે દોષ નાંખો છો, પણ મેં પણ આટલી ઉમ્મર થઇ તેમાં સ્ત્રીઓને જોઇ છે, અને સ્ત્રીઓ વિશે વાંચ્યું પણ છે. એ દોષ તમારો છે. અમારામાંથી જો સારામાં સારૂં તમે કાઢી ન શકો, તો પછી અમારી નિર્ધનતા કે નિષ્ઠુરતા એ બધાનું કારણ તમે જ છો. હા—તમને કેટલાંકને પૈસો જોઇએ, કેટલાકને આભૂષણ, કેટલાકને વિલાસ, કેટલાકને એથી પણ વધારે ખરાબ—ના, ના—

રંજનાઃ પણ ધારો કે કોઈ એકને એમાંનું કશું ન જોઇતું હોય તો,—

રુદ્રઃ હા, તો એવી—, હા, જો મને એવી એક સ્ત્રી આવી મળે, તો—(અટકી પડે છે.)

(રંજનાનું શરીર જરા કંપે છે.)

રંજના: અત્યાર સુધીમાં શું તમને એવી કોઈ જ—

રુદ્ર: ના, ના. અત્યાર સુધીમાં—? ( તિરસ્કારમાં હસે છે. ) અત્યાર સુધી તો મેં કર્યું તેની માત્ર—અને હું તેમને રુચે એમ તેમની સાથે હસતો, બેસતો, ખેલ કરતો અને ત્યાં માત્ર બે ઘડીની ગમ્મત હતી.

રંજના: જો તમે આટલી ગમ્મતમાં જીંદગી ગાળી છે, તો પછી તમે આટલા ગમગીન કેમ છો?

રુદ્ર: ( ઊંડા વિચારમાં ) જેનામાં બીજાઓ કરતાં કંઈક વધારે શક્તિ છે, તેમને તો એવી ગમ્મત ઉલટા વધારે ગમગીન બનાવે છે. જીવનના આછા નીરમાં જ હાસ્યનાં મોજાં વધારે ઉછળે છે.

રંજના: તો પછી તમે એવી જીંદગી ગાળવી જ બંધ કરોને!

રુદ્ર: એ પરદેશમાં શક્ય નહોતું, અને એટલે જ હું અહીં આવ્યો, અને તમને મળ્યા પહેલાં મેં નિશ્ચય કર્યો હતો કે—

રંજના: શો?

રુદ્ર: કે દુનિયાના આછા નીરના માણસો સાથે સંબંધ બાંધ્યા કરતાં એકલાં—પણ જો તમે મારી સાથે—

( રંજના રુદ્રમુખના મોં પરનો આવેશ જોઈ રહે છે. )

રંજના: જો—હું—શું?

રુદ્ર: તો હું મારી એકલવાઈ જીંદગીને ફરી વાર ઘડું અને—( અટકી પડે છે. )

રંજના: અને શું?

રુદ્ર: મેં કહ્યું તે જ. ( થોડી વારે ) મને ખબર છે તમે જ્યારે સવારમાં આ બગીચાના લતાકુંજોમાં ફરતાં ત્યારે ઘણી વાર કશાની શોધમાં ખચકાઈને ઉભાં રહેતાં, અને બધે ફરી વળતાં, પણ તમને ખબર નહોતી કે તમારે શાની જરૂર છે. તમારો આખો દિવસ કશા આશ્વાસન વગર એકાકી-નિર્જનતામાં જતો, અને કંઈક અધૂરું છે એટલી જ માત્ર તમને લાગણી રહેતી.

રંજના: હા. હું સમજતી નહોતી, પણ તમે કહો છો ત્યારે મને લાગે છે કે મને એમ જ થતું.

રુદ્ર: એ અધૂરી જીંદગી આપણે બન્ને મળીશું તો પૂર્ણ થશે.

( રંજના વિસ્મિત નેત્રે બહાર જોઈ રહે છે. )

રંજના: એમ—?

( નીચેથી ગંભીરા બોલાવે છે. )

રંજના, ઓ રંજના, જો ભરતકામ પૂરું થયું હોય તો નીચે આવજે.

( રંજના રુદ્રમુખ સામે જોઈ રહે છે. )

રુદ્ર: બસ જશો?—તમારે ઘેર આવેલ મહેમાનને ભૂલી ન જતાં, અને આ ગુલાબ—( ફુલ આગળ ધરે છે. રંજના બહાર જોતી ઉભી છે. રુદ્રમુખ પાસે જાય છે. રંજનાનું શરીર જરા કંપે છે. રુદ્રમુખ રંજનાની પાછળ જઈ એના માથામાંથી ચંપો કાઢી લઈ એની જગ્યાએ ગુલાબ ખોસે છે, અને રંજનાના વાળની લાંબી સેરને હાથમાં લઈ ચૂમે છે. રંજના રુદ્રમુખની રજા લેતી હોય તેમ પાછળ એક દૃષ્ટિ નાંખી જાય છે. )

રુદ્રઃ (એકલો) મેં ઘણી સ્ત્રીઓને જોઇ છે, પણ મને આવું કદી થયું નથી. રંજના ! રંજના ! હું મારૂં બધું તને આપીશ.

(ભૂધર આવે છે. આંખમાં જરા કઠોરતા છે.)

રુદ્રઃ કેમ કાકા ? નિરંજના અહીંથી હમણાં જ ગયાં.

ભૂધરઃ નિરંજના ? હં—રંજના.

રુદ્રઃ મારાથી ભુલથી એમ બોલાઇ જવાયું.

ભૂધરઃ (રુદ્રમુખ સામું જોતાં) હું કંઇ રંજના માટે નથી આવ્યો. મારે તારૂં કામ છે.

રુદ્રઃ (જરા ગભરાએલે અવાજે) મારૂં કામ—શું ?

ભૂધરઃ મારે તને એટલું કહેવાનું છે, કે તું રંજના પાછળ બહુ ઘેલો ન થતો. હજી તારો સ્વીકાર થયો નથી, અને તે પહેલાં જો તું તારી જાત કાબુમાં નહિ રાખે તો તારે દુઃખી થવું પડશે.

રુદ્રઃ કેમ ? પણ શું ગંભીરાને ખબર નથી ? અને આટલે આવ્યા પછી પાછાં વળવું-એ હું કેમ કરી શકું ?

ભૂધરઃ તને મેં અહીં બોલાવ્યો એ જ મારી ભુલ થઇ. આજે મને જે ખબર પડી છે, તે પરથી મને લાગે છે, કે તું માત્ર ફસાઇ પડયો છે.

રુદ્રઃ શું—? પણ એ કેમ બને ? અત્યાર સુધી હું અદ્ધર લટકી રહ્યો હતો, અને આજે જ્યારે પહેલવહેલું એના માથામાં મારે હાથે ગુલાબનું ફુલ-અમે બહુ દૂર ગયાં છીએ, અને હવે એને મારી પાસેથી લઇ લેવામાં આવે તોપણ જે રસ્તે હું આવ્યો તે રસ્તે કેવી રીતે પાછો જઇ શકીશ ? મારા સમસ્ત આત્માને એકત્ર કરીને મેં એને—

ભૂધરઃ જો રુદ્રમુખ, આપણો કોઇ માણસ તરફનો અણગમો જેટલો અંધ છે તેટલો જ સ્નેહ પણ અંધ છે. જેમ આપણે પોતે પરીક્ષા કરીને આપણા અણગમાને ધોઇ નાંખી શકીએ છીએ, તેમ જ આપણે જ્યારથી શરૂઆત કરી હોય ત્યારનો આપણે વિચાર કરીએ તો આપણે આપણા અંધ એવા પ્રેમમાંથી પણ મુકત થઇ શકીએ.

રુદ્રઃ એ કેમ બને ? સારી દુનિયા એના દ્વારે મારી પાસે આવતી મને લાગે છે. જો એ જાય તો તો આ સઘળું પાર્થિવ જગત પણ મારી પાસેથી નાસતું લાગે છે. એ જાય તો સઘળી દુનિયાનો લોપ થતો મને લાગે છે-અને પછી તો બધું ઉજ્જડ થઇ રહે. અને શું આપણા અણગમા કરતાં પ્રેમમાં કશું જ સ્થાયી તત્ત્વ નથી ?

ભૂધરઃ મને ખબર નહિ કે તમે આટલે સુધી ગયાં છો. (વિચારમાં થોડી વાર અટકે છે.) પણ આ તારો ખોટો મોહ છે, ખરો સ્નેહ નથી. તું કેમ ભૂલે છે કે એના ગયા પછી પણ આ વિશાળ પૃથ્વી અને અનંત આકાશ અને એ બધાનો ઉત્પાદક ઇશ્વર એ બધું કાયમ છે. આટલું જો તું જોઇ શકે તો રંજના રુદ્રમુખને પરણે કે કોઇ બીજાને એ બધું સરખું છે.

રુદ્રઃ પણ એ આકાશ અને પૃથ્વી બધું મનના પટ પરથી ભૂંસાઇ જતું હોય તો !

ભૂધરઃ તું જરા વિચાર કરી જો. જરા તું તારી દૃષ્ટિ ખોલ, અને જેને તું આ એક જીંદગી માટે જ તારામાં પૂરી રાખવા માગે છે, તેને મુક્ત કર. (થોડી વારે દરેક શબ્દ પર ભાર મૂકતાં) જેને આપણે સૌથી વધારે ચાહતા હોઇએ, એ આપણી પ્રિયમાં પ્રિય વસ્તુ

ઈશ્વરને સમર્પી દેવી એનું નામ જ ખરો ધર્મ છે. તો જ તારા મનને મુક્તિ મળશે, અને નહિ તો તો મોહમાં તારૂં મન રગદોળાયા કરશે.

રુદ્ર: તમે કહો છો, તે હું સમજું છું, પણ એ મારાથી નહિ બને.

ભૂધર: લાગણીની આટલી ઉત્કટતાએ પહોંચ્યા પછી જો તું આ એક પગલું ભરે તો તારામાં નવી શક્તિ ઉગશે.

રુદ્ર: એ શક્તિઓને હું શું કરૂં?

ભૂધર: એનો ખ્યાલ તને અત્યારથી કેમ આવે? જે લોકોએ પોતાની તિવ્રમાં તિવ્ર લાગણીને દબાવીને વશ કરી છે તેઓ સાધારણ મનુષ્યો કરતાં કોઇ બીજી જ કોટિના થઇ રહે છે.

રુદ્ર: અને એમ કેમ નહિ કે જે લોકોમાં એ લાગણીનું પૂર સતત વહે જાય છે, તેઓ પણ કોઇ જુદી જ કોટિમાં વસે છે.

ભૂધર: (વિચારમાં) વારુ; હું તો તને ચેતાવું છું પછી તારી મરજી. આટલું કહું છું કે જે ઉચ્ચ કોટિ પર જઇને હું તને એનો ત્યાગ કરવાનું કહું છું, એ જો તું માત્ર સંજોગોને વશ થઇને કરીશ, તો તેમાં તારૂં પોતાનું અધઃપતન થશે. એમાં શાન્તિ નહિ મળે.

ગંગા: (આવીને) માસ્તર સાહેબ, બાઇ સાહેબ આપને બોલાવે છે.

(ગંગા જાય છે. રુદ્રમુખ વિચારમાં ડૂબી જાય છે. ભૂધર ઉઠે છે.)

ભૂધર: જેવા એના સંસ્કાર! (જાય છે.)

રુદ્ર: (એકલો) રંજના! રંજના! હું તને કેમ છોડી શકું?

[પડદો પડે છે.]

(અપૂર્ણ)

# લોકચર્ચા

## ગામડાંના કેટલાક પ્રશ્નો

આપણી પ્રજાકીય ઉન્નતિ તથા સ્વરાજ્ય-સિદ્ધિને અર્થે ગ્રામસંગઠન બહુ મહત્ત્વની વસ્તુ ગણાય છે. ગ્રામસંગઠનનું કાર્ય કરનારે અથવા કરવા ઇચ્છનારે ગામડાંના નીચેના કેટલાક પ્રશ્નો વિચારવા જેવા છે.

૧. ગામડાંનું દારિદ્ર્ય—કવિઓ ગામડાંની સાદાઇ, ગામડાંનો વૈભવ, ગામડાંની ઉદારતા, ગામડાંની પ્રામાણિકતા, એનાં ખૂબ વખાણ કરે છે. ગામડાંમાં કેવળ રાજકીય અસ્મિતા નથી, જાહેર જુસ્સો નથી, ચાલુ પરિસ્થિતિનો ખ્યાલ આપી ગામડાંના લોકમાં એ લાવીએ, એટલુંજ કામ ત્યાં જઇ આપણે કરવાનું છે એવા વિચારથી કોઇ ગામડામાં જાય તો નિરાશ થવાનો સંભવ છે. રાજકીય અસ્મિતા તથા જાહેર જુસ્સાનો અભાવ તો ત્યાં છે જ. પરંતુ તે ઉપરાંત તો ઘણી ઇષ્ટ વસ્તુઓનો ત્યાં અભાવ છે અને અનિષ્ટ વસ્તુઓનો ભાવ છે. ગામડાંનો વૈભવ તો માત્ર કહેવતમાંજ રહ્યો છે. આપણા દેશમાં અત્યારે ચાલતી વેપાર પદ્ધતિને લીધે ગામડામાંથી અનેક પ્રકારનો કાચો માલ પાણીને મૂલે ગામડાંમાંથી બહાર ખેંચાઇ જાય છે. તનતોડ મજુરી કરીને પકવેલું સારૂં અનાજ ગામડાંના લોકને ભાગ્યેજ ખાવાનું મળે છે અને ઘરમાં ગમે તેટલાં ઢોર હોવા છતાં ધણીયે વાર બાળકોને દૂધનો ઘૂંટડો પણ મળતો નથી. આટલેથીજ ગામડાંની લૂંટ અટકતી હોત તો તો સારૂ આજે તો ધનની સાથે બુદ્ધિ પણ ગામડાંમાંથી શહેર તરફ ઘસડાય છે. જરાક સાહસિક કે બુદ્ધિમાન માણસ હોય તે ગામડાંથી શહેરમાંજ જઇને વસે છે. કેળવણી, સંસ્કારિતા, કળા એ બધું આજે શહેરી સમાજની સેવામાં જ જાણે રોકાઇ ગયું છે. હા, ગામડામાં કુદરતી વૈભવ છે ખરો, પણ તે ભોગવવા જેટલાં જ્ઞાન અને સંસ્કાર જોઇએ ને? કુદરતે સ્વચ્છ હવાના ભંડાર ખુલ્લા મૂક્યા હોય, પરંતુ લોકો તો ઘરનું એકેએક બારીબારણું બંધ કરીને, અંદર ઘાસતેલનો ખડિયો બળતો રાખી, શિયાળાને દિવસે તો સગડી પણ ધખતી રાખી, વળી તેમાં ઢોરને પણ પોતાની સાથે જ ઘરમાં પૂરી તેમની સાથે સુખે રહેવાના. સૂર્યનાં કિરણોનો અસ્ખલિત પ્રવાહ આસપાસના પ્રદેશને પાવન કરી રહ્યો હોય છતાં મોટે ભાગે રસોડાં પાણીયારાં અને કોઠા એવી હોય છે કે જ્યાં સૂર્યના કિરણે મકાન બંધાયા પછી પ્રવેશજ ન કર્યો હોય ફરજિયાત આવી પડેલી નિર્ધનતામાં તથા આવા બંધ અને અંધારા વાતાવરણમાં જ્ઞાન, સંસ્કાર કે હૃદયના બીજા ઉંચા ગુણો ક્યાંથી ખીલે? આજે તો એ કવિની કલ્પનામાં જ છે.

૨. બીકણપણું—આવી પરિસ્થિતિને લીધે લોકોમાં પાર વિનાનું બીકણપણું આવી ગયું છે. જેનામાં પોતાનું ભલું અથવા ભૂંડું કરવાની શક્તિ હોવાનું તેઓ માનતા હોય તેનાથી તે ડરે છે. અતિશય દીન દશાને લીધે સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ અથવા

વિચારમા પણ જોખમ ખેડવાની શક્તિ ક્ષીણ થઇ ગઇ છે. સરકારી અમલદારથી તો લોકો ડરેજ, પણ જંતરમંતર કરનારા ભૂવાથી, વરદાન અથવા શાપ આપવાની શક્તિ પોતાનામા હોવાનો ડોળ કરનારા બાવાથી, વિવિધ દેવદેવીઓથી તથા ભૂતપ્રેતથી લોકો ડરે છે. આમાના કોઇનો ડર બતાવીને લોકો પાસેથી કામ લેવુ બહુ સહેલું છે, પરંતુ દલીલથી કે સમજાવીને બુદ્ધિપૂર્વક કામ કરાવવું અતિશય કઠણ છે.

**૩. ગામડાંમાંથી બહાર વસતા લોકો** આ બધું છતા ગામડાના લોકોએ જીવનનો પોતાનો આદર્શ બદલી નાખ્યો ન હોત તો સુધારણા અને સંગઠનનું કામ ઘણુ સરળ હોત. ઉપર નિર્ધનતાને જાણે દોષરૂપે વર્ણવી છે. જે પોતાની સામે ગરીબાઇનો આદર્શ રાખે છે તેને તો તે દોષરૂપ નથીજ. પરંતુ આજે ગામડાનો આદર્શ એવો સાદો નથી રહ્યો. શહેર તેમની આગળ આદર્શ રૂપે રહે છે. પૈસાનો મોહ એટલે સોનારૂપાના સિક્કાનો મોહ એવો વળગ્યો છે કે તેની ખાતર લોકો પોતાના અને પોતાના વંશજોના શરીર, ધર્મ અને નીતિ ખુવાર કરતા અચકાતા નથી. સમાજને છિન્નભિન્ન કરી નાખનાર શહેરી મોજશોખોના તથા પૈસાના મોહનો ચેપ લગાડનાર ગામડાનાજ બહાર જઇને વસતા લોકો છે. ગામડામા જમીન ધારણ કરનાર અને શહેરમા રહી એ જમીનની ગણોત ઉપર જીવનાર જમીનદાર જ્યારે જ્યારે ગામડામા રહેવા આવે છે ત્યારે ત્યારે નવરા માણસોમા પોષાતા દોષો ગામડામા દાખલ કરે છે. કેટલીક વખત એક બાપને ચાર છોકરા હોય અને ચારેને પોષણ ચાલી શકે તેટલી જમીન ન હોય ત્યારે એક બે છોકરા આપણા દેશમાજ શહેરમા નોકરી કરવા જાય છે અથવા આફ્રિકા કે એવા બીજા કોઇ પરદેશ જાય છે. આ લોકો થોડુક ધન કમાઇ લાવી કુટુંબની સંપત્તિમા વધારો કરે છે ખરા, પણ એટલા થોડા ધનની સાથે એટલી પાર વિનાની કુટેવો લઇ આવે છે કે એમનું કમાઇ લાવેલું ધન બહુ મોઘું પડી જાય છે. ગામડામાથી શહેરમા જનાર વિદ્યાર્થી પણ શહેરમા ગામડાની સાદાઇ કે ઉદ્યોગપરાયણતા કે શ્રમશીલતા લઇ જવાને બદલે શહેરના મોજશોખ અને વિલાસ ગામડામા વધારે લાવે છે. ગામડામાથી મિલમા કે ખાણમા કામ કરવા જનાર મજુર પણ શહેરના મેલ ગામડામા દાખલ કરે છે. પરદેશી કાપડ, ચાહ, ખાંડ, ઘાસતેલ એ બધાનો ગામડામા પ્રવેશ આ લોકોને આભારી છે.

આ ઉપરાંત અનારોગ્ય ટેવો, ખોટા સામાજિક રીવાજો, એવા ઘણા પ્રશ્નો ગ્રામ-સંગઠનને અંગે વિચારવા જેવા છે ઉપરના પ્રશ્નો બધા ગામડામા સામાન્ય હોય છે. પણ આપણે જેને ગામડા કહીએ છીએ તે બે પ્રકારના છે. એક પ્રકારના ગામડા એવા છે, જ્યા દાખલ થતા તમને ચોખ્ખા બે વિભાગ દેખાશે. એક તરફ પાકી બાંધણીના ઘરો તથા શરીર ઉપર ભલે મેલા હોય પણ પૂરતા કપડા પહેરેલા અને કંઇક ઘરેણા ઘાલેલા એવા લોકો દેખાશે અને બીજી તરફ તદ્દન નીચા ઘાસ, પાલા તથા માટીના કુબા અને અર્ધનગ્ન દશાવાળા લોકો દેખાશે. પહેલો વર્ગ જમીન ધારણ કરે છે અને તે ઉપર પોતે થોડુ કામ કરે છે, પરંતુ મોટે ભાગે તો પેલા મજુરો પાસે કામ કરાવે છે. આ વર્ગને ખેડુત કહેવા કરતા મુકાદમ નામ આપવુ વધારે યોગ્ય છે વળી પોતાને ખોરાક માટે જોઇએ તે વસ્તુઓ પકવવા કરતા બજારમા જેના નાણા વધારે ઉપજે એવી જાતનો માલ પકવવા તરફ તેનું લક્ષ વધારે હોય છે એટલે કેટલેક અંશે તે વર્ગ વેપારી જેવો પણ છે. બીજા વર્ગ

પાસે મુદ્દલ જમીન નથી હોતી. મજુરી મેળવવા માટે પહેલા વર્ગ ઉપર તે અવલંબિત હોય છે. આ મજુર વર્ગ દારૂતાડીના વ્યસનમાં રહે તથા અજ્ઞાન રહે તેમાં પોતાનો લાભ છે એવું ટૂંકી દૃષ્ટિએ વિચાર કરીને પહેલો વર્ગ માને છે. જમીનની પેદાશ ઉપર બન્ને વર્ગનો આધાર છે. પરંતુ મજુરીની વહેંચણીમાં વધારે મહેનત પેલા બીજા મજુરવર્ગને ભાગ આવે છે અને પેદાશની વહેંચણીમાં વધારે લાભ પેલા પહેલા જમીનના માલીક કહેવાતા વર્ગને મળે છે એવો શ્રમવિભાગ અહીં પ્રવર્તે છે. જ્યાં સુધી બીજા વર્ગ પાસે ખેતી કરાવીને ખેતીમાંથી કાંઇ પણ પોતે ફાજલ પાડી શકે છે ત્યાં સુધી ચાલુ વ્યવસ્થામાં ફેરફાર કરવાનો વિચાર પહેલા વર્ગને રૂચવાનોજ નહિ. એ વર્ગને પ્રમાણમાં નવરાશ મળતી હોવાથી શહેરના મોજશોખ ગામડાંમાં આવે તો તેને ઝટ સ્વીકારી લેવા તે તત્પર હોય છે. પોતાની સ્થિતિથી સંતુષ્ટ હોઇ તમારી ગ્રામસંગઠનની વાત સાંભળવા તે બહુ તૈયાર નથી. બીજા વર્ગને તો પહોંચવુંજ લગભગ અશક્ય છે. તે પહેલા વર્ગના સંપૂર્ણ હાથમાં છે, અને પહેલો વર્ગ તે સુધરે એવું ઇચ્છતો નથી.

જો કે જરાક દીર્ઘદૃષ્ટિએ વિચાર કરે તો તુરત સમજી શકાય એવું છે કે જમીન ઉપર કામ કરનાર મજુરને કેવળ મજુરજ રાખવો, જમીનમાં તેનો હિત-સંબંધ ન બાંધવો એ પરિણામે લાભદાયી નથી નીવડવાનું. જમીનમાંથી કેટલું પાકે છે, જમીનનો કસ વધે છે કે ઘટે છે વગેરે બાબતોમાં મજુરનો કશો હિતસંબંધ ન હોઇ તે બહુજ બિનજવાબદારીથી કામ કરે છે, અને પરિણામે તેની મજુરી મોંઘી પડે છે. પહેલા વર્ગના કેટલાક માણસો આ સમજવા લાગ્યા છે અને તેઓ વિચાર કરતા પણ થઇ ગયા છે. પરંતુ આવા માણસોની સંખ્યા બહુ નાની હોવાથી આજે કશું થઇ શકતું નથી. આ વર્ગ દિનપ્રતિદિન મોટો થતો જાય એમાં આવાં ગામડાંનું શ્રેય છે.

બીજા પ્રકારનાં ગામડાં એવાં છે જ્યાં દરેક કુટુંબ જમીન ધારણ કરે છે. જો કે જમીનનું પ્રમાણ બહુ થોડું હોય છે. દરેક કુટુંબ પોતાનાજ ખેતરમાં ઝૂપડું બાંધીને રહે છે, પોતાની જમીન ખેડે છે અને તે ઉપર નિર્વાહ ચલાવે છે. અમદાવાદ અને ખેડા જીલ્લામાં કેટલાંક ધારાળાનાં ગામ, પંચમહાલ જીલ્લામાં નાયકા તથા ભીલ લોકોનાં ગામ અને સુરત જીલ્લામાં ચોધરા, ઢોડિયા વગેરે કાળીપરજ કહેવાતી વસ્તીનાં ગામો આવા પ્રકારનાં છે. આ લોકો બધાજ જાતે મજુરી કરનારા છે, અને તેથી તેઓ પહેલા વર્ગના ગામડાંના જેવા ખોટા મોજશોખ, વિલાસ અથવા કેટલીક ખોટી કુટેવોથી મુક્ત રહ્યા છે. પરંતુ દારૂતાડીએ આ લોકોની અનહદ પાયમાલી કરી છે. પરંતુ કોઇ અજબ યોગથી દેશમાં ચાલી રહેલી નવી પ્રવૃત્તિનો સંદેશો આ લોકોને પહોંચી ગયો છે અને દારૂનિષેધનું કામ મોટે ભાગે તેમની કોમનાજ માણસોએ સ્વયંસ્ફુર્તિથી ઉપાડી લીધું છે. આ ઉપરાંત ભીલ સેવામંડળ કાળી પરજ સંકટ નિવારણ મંડળો વગેરે મંડળ તેમની વચ્ચે કામ કરીજ રહ્યાં છે. રેંટિયાની પ્રવૃત્તિ પણ આ કોમોમાં દાખલ થઇ છે. તેનો પ્રયોગ બહુ નાના ક્ષેત્રમાં શરૂ થયો છે, પરંતુ આટલા નાના ક્ષેત્રમાં જે સુંદર પરિણામો આવ્યાં છે તે ઉપરથી આ કામમાં રેંટિયો બહુ જલદીથી પ્રસરશે એવી આશા બંધાય છે. નવી હિલચાલના સ્વયંસેવકોને આ ગામડાં વધાવી લેવા તૈયાર છે અને દેશના ઉત્થાનની આશા આવાં ગામડાંઓ પર વિશેષ છે.

ગ્રામસંગઠનનું કાર્ય કરવા ઇચ્છનાર આગળ આવા આવા પ્રશ્નો છે. કેટલીક પરિસ્થિતિનો વિચાર કરતાં તો પ્રથમ દૃષ્ટિએ ભવિષ્ય બહુ અંધકારમય લાગે એમ છે. છતાં જે ઉત્સાહથી ગામડાના લોકો આત્મશુદ્ધિ કરવાને ઉત્સુક થઇ રહ્યા છે તે જોતાં ખંતીલા અને ધીરજવાન સ્વયંસેવકને નિરાશ થવાનું જરાયે કારણ નથી આવા આવા પણ આપણાં ગામડા મારફતજ દેશની ઉન્નતિ સાધવાની છે. કારણ, ઉપર જે મેલ અને સડો વર્ણવ્યો છે તે બધી ઉપર ઉપરની છારીજ છે. તેની નીચે રહેલું પ્રજાશરીર હજી સાબુત છે. હજી તેમાં આત્માનો વાસ છે. જ્યારે શહેરોમા ઉપર ઉપરની આકૃતિ કદાચ દેખાય તો પણ આત્મા ઉડી ગયેલો ભાસે છે.

રેંટિયો તથા રાષ્ટ્રીય શિક્ષણ જે બહુ વ્યાપક અર્થમા લઇ તેમાં બાળકો માટેની શાળાઓ તથા મોટાઓને માટે લોકશિક્ષણનો સમાવેશ કરવો ઘટે છે-એ ગ્રામસંગઠનના મુખ્ય સાધનો છે. લોકશિક્ષણમાં લોકોને આરોગ્ય સંબંધી જ્ઞાન, ધર્મ સંબંધી જ્ઞાન તથા આજના આર્થિક પ્રશ્નોની માહિતી એ મુખ્ય હોવાં જોઇએ. પરંતુ ઉપાયો ચર્ચવાનો આ લેખનો ઉદ્દેશ નહિ હોઇ અહીં તેનો નિર્દેશ માત્ર બસ ગણું છું.

સ્વરાજ આશ્રમ
સરભોણ
તા. બારડોલી

નરહરિ પરિખ

---

## ગંદકી અને અસ્પૃશ્યતા.

અમદાવાદ શહેરની ગંદકી જગજાહેર છે અને અમદાવાદમા મરણપ્રમાણ બીજાં શહેરો કરતા વિશેષ છે. એ શહેરને સાફ કરવાનું મહાભારત કાર્ય ત્યાંની સુધરાઇએ ( મ્યુનીસીપાલીટીએ ) ઉપાડી લીધુ છે અને ડૉ. હરિપ્રસાદ દેસાઇએ કાર્યના મુકાદમ ( મુખ્ય આદમ ) બન્યા છે. અમદાવાદમા ૧૫૦૦ પોળો છે અને તેમાથી ૫૪૦ પોળો આજ સુધીમા સાફ થઈ છે. પોળોની ગંદકી અને તેની સાફાઇને વિષે વિગતવાર હકીકત "નવજીવન" મા છે. જે માણસોનો સ્વભાવ નિરૂત્સાહી હોય છે અથવા જેમની પરોપકારવૃત્તિ ખીલી નથી તેઓ શહેર સફાઈના કામને વખાણી શકતા નથી. એવી દલીલ સાભળવામાં આવી છે કે જ્યારે ૧૦ પોળો સાફ થાય છે ત્યારે ૧૪૯૦મા કચરો એકઠો થયે જાય છે. વળી ડૉ. હરિપ્રસાદ પોતે લખે છે તે પણ ખરૂં છે કે જે પોળો આજે તદ્દન સ્વચ્છ કરવામા આવે છે ત્યાં આવતી કાલે કચરાના ઢગલા પડયા હશે. એમ ધારો કે શહેર સફાઇ માત્ર તાત્કાલિક છે, ક્ષણિક છે, તો પછી તેમા સુધારો શી રીતે કરવો? અમદાવાદની મ્યુનીસીપાલીટીએ જે કામ ઉપાડયું છે તેનાથી કેટલો ફાયદો થશે તે તપાસવાની જરૂર છે. જે પોળ અથવા ચોગાનને ચોકખું કર્યું છે તે બગડતા વાર નહિ લાગે પણ શેરીઓને જે પદાર્થપાઠ મળ્યો છે તેની અસર તદ્દન ભૂંસાઇ જાય એવું અમે માનતા નથી. ચોગાનની અંદર જે ભાષણો થાય છે તેની અસર ન થાય પણ જે ક્રિયા શહેરીઓએ નજરે જોઇ છે, જાગતી અવસ્થામાં જોઇ છે તેની અસર થયા વિના રહેજ નહીં. જે ચીજની આપણને ટેવ પડી જાય છે તેનું ભાન થતું નથી. પરિચિત દાદર ચઢતી અગર ઉતરતી વખતે આપણે પગથીઆં જોતા

પણ નથી અને તેનું ભાન થતું નથી. દરરોજ સવારે ભંગી ઝાડું વાળતો હોય તેનું પણ ભાન ન થાય એ સ્વાભાવિક છે, પણ જ્યારે આપણી પોળોને વાજતે ગાજતે સાફ કરવામાં આવે અને સુધરાઇના કાર્યકર્તાઓ ઉપદેશ અથવા સૂચના કરે ત્યારે કેટલીક હકીકતની ઊંડી અસર થયા વિના ન રહે. અમદાવાદની સુધરાઇ તથા ડૉ. હરિપ્રસાદ પ્રજાને જે પદાર્થપાઠ શીખવી રહ્યા છે તેને અમે આવકારલાયક અને આવશ્યક માનીએ છીએ

મ. ગાંધીજી જે ટીકા કરે છે તે ખરી છે કે "અત્યારે તો અજ્ઞાન, ઉદાસીનતા અને વિરોધની સામે થઇને કામ થાય છે." અજ્ઞાન અને ઉદાસીનતાની સામે લડવું સ્હેલું છે પણ અર્ધદગ્ધ ભણેલા અને કટાક્ષના ઝેરથી ભરેલા ઉત્સાહ–ભંગીઓની સામે થઇને કામ પાર પાડવામાં આપણી શક્તિનો વ્યય થાય છે. આજે તેનો બીજો ઉપાય નથી.

જે હિંદીઓને આપણે અસ્પૃશ્ય ગણ્યા છે તે ગંદો ધંધો કરે છે. વાઢકાપ શાસ્ત્રીઓનો (સર્જન)ધંધો પણ ઘણો ગંદો છે. અસ્પૃશ્ય લોકો મરેલું માંસ ખાય છે. શરીર અને કપડાં સાફ રાખતા નથી, પણ જો તેમની રહેણીકરણી સુધરી જાય તો તેમની અસ્પૃશ્યતા પણ દૂર થઇ શકે. અમારે એક તદ્દન સ્થિતિરક્ષક શાસ્ત્રી જોડે અસ્પૃશ્યતા નિવારણ વિષે વાત થઇ ત્યારે તેમણે કબુલ કર્યું હતું કે અસ્પૃશ્ય ગણાતી પ્રજા જેમ જેમ સારા સંસ્કારો પચાવતી જશે તેમ તેમ તે હિંદુઓમાં ભેળાઇ જશે.

પણ દક્ષિણ આફ્રિકાના અને બીજા દેશોના લોકો જે આપણા હિંદીઓની જોડે રહ્યા છે તે કહે છે કે હિંદી લોકોની રહેણી અસ્વચ્છ છે, અને આ આરોપ ઘણે અંશે ખરો નથી ? આપણાં જાજરૂ તથા મોરીની શી દશા હોય છે ? મહાત્માજીએ આ બાબતમાં સેંકડો વખત લખ્યું છે, દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજા હિંદીઓને લગભગ અપૃશ્ય ગણવા લાગી છે. તેમનો વિરોધ સ્વચ્છતાને ખાતર નથી પણ આર્થિક હરિફાઇને લીધે છે એમ કહેવામાં કાંઇ ફાયદો નથી. આપણાં ધર્મશાસ્ત્રોમાં ચોખ્ખાઇને વિષે અનેક આજ્ઞાઓ છે તે દલીલ પણ નકામી છે. વસ્તુસ્થિતિ શું છે તે તપાસો ? આપણાં શહેરો માત્ર નહિ પણ ગામડાંમાં પણ ચોકખાઇ છે ? આગગાડીમાં કોઇ પણ ત્રીજા વર્ગનો ડબ્બો તપાસો તો જણાશે કે આપણી પ્રજાને સ્વચ્છતા તથા વ્યવસ્થિત ગોઠવણનું ભાન ઓછું છે. આ ભાન જાગ્રત કરવાનો એકજ રસ્તો છે. અને તે પદાર્થપાઠનો પ્રત્યક્ષ ચોખ્ખાઇ કરી બતાવવાનો.

એક કહેવત છે કે પ્રજાની જેવી લાયકાત અને ઇચ્છા હોય તેવી સુધરાઇ તેમને પ્રાપ્ત થાય છે. લોકો વધારે ચોખ્ખાઇ માગતા થાય એવી કેળવણી આપવાની છે. એવી જાગૃતિ આણવાની છે, અને જ્યાં સુધી આપણે અસ્વચ્છ જીવન રાખી રહીશું ત્યાં સુધી આપણી કીંમત અસ્પૃશ્ય પ્રજા તરીકે ગણાશે.

સુ. મ.

---

# દમિશ્ક ( દમાસ્કસ ) અને દરૂઝ કોમ

## ફ્રેંચોના અત્યાચારની ભૂમિ અને તેમનો ભોગ થઈ પડેલી પ્રાચીન કોમ

[પશ્ચિમના કેટલાક સમાજશાસ્ત્રીઓ એમ પ્રતિપાદન કરે છે કે યુરોપની પ્રજા અને સંસ્કૃતિને એશિયાની પ્રજાઓ ભયરૂપ છે. 'યલો પેરિલ,' 'પીળો ભય' તો ત્યાં ઘરગથ્થુ શબ્દ થઇ પડયો છે; અને કહેવાય છે કે માજી કાયઝરને આનો ચિત્તભ્રમ થયો છે, એ વાત સાચી હોય કે ખોટી પણ તે યુરોપના પ્રધાન પુરુષોની મનોવૃત્તિસૂચક તો છે જ. પૂર્વની પ્રજાઓ આ પ્રમાણે પશ્ચિમની પ્રજાઓને ભયરૂપ છે કે નહિ તે તો ભાવી જાણે; પણ વર્તમાન તો આજે એમ પૂરવાર કરે જ છે કે યુરોપ પૂર્વની પ્રજાઓનું જીવનબળ ભાંગી નાંખવા પોતાની બંદુકનો અમાનુષ રીતે ઉપયોગ કરવામાં પાછું વળી જોતું નથી. અને એ સહજ છે કે અત્યાચાર કરનાર સામા તરફથી અત્યાચારનો ભય રાખે. હજી પંજાબની ડાયરશાહીનું પ્રાયશ્ચિત કરવું ઇંગ્લંડને બાકી છે ત્યાં ફ્રાન્સ એનું એ પરાક્રમ ફરીથી કરે છે.]

### દમિશ્ક અને દરૂઝ કોમ

દરૂઝી કોમ જે ભૂમિમાં વસે છે તેનું પ્રાચીન ઐતિહાસિક નામ 'જબલે હુરાં' છે અને કદાચ તે આ જ નામથી બાઇબલમાં જાણીતી છે. હુરાન એ એક દમિશ્કના પ્રદેશનો મોટો ભાગ છે અને દમિશ્કની પશ્ચિમમાં આવેલો છે.[1] પરંતુ વર્તમાન કાળમાં આ ભૂમિ જબલે દરુઝના નામથી જાણીતી છે. આની ચારે દિશાઓની હદો આ પ્રમાણે છેઃ ઉત્તરમાં અશઝી, ચખા અથવા ગુનસ્શામ. પશ્ચિમમાં 'અલજાહ' અને દક્ષિણમાં 'હયાના' અથવા શરકે અરદનનું રાજ્ય—જે હાલમાં શરીફના પુત્ર અબદુલ્લાનું રાજ્ય કહેવાય છે; અને પૂર્વમાં 'અરસના' અને જબાલુલ હારહાહ' આવેલા છે. ૧૯ મી શતાબ્દિના અંતમાં એમની સંખ્યા લગભગ ૨૫૦૦૦૦ હતી અને આ ઘણું કરીને બધા દરૂઝીઓ છે, જેમાં વસનારી અને ભટકતી બંને જાતોનો સમાવેશ થાય છે. દરૂઝીઓમાંથી ૧૫૫૦૦ માણસો લશ્કરી કામ ઉપર છે.

### કબીલાઓ અને ભટકતા લોકો

હાલમાં એમનામાં પોતાની ઇજ્જત અને માનની દૃષ્ટિથી જુદા જુદા કબીલાઓ છે, કેટલાક કબીલાઓનાં નામો નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

અતરિશ, આમિર, હુનીદી, હલબી, નિસાર, અબુઆફ, અબુફખર, હલઆની, ગિરામ, લફર, બરબુર, હુજલી, અબુઅત્રી અને શુમરી. આ કબીલાઓ શહેરો અને ગામોમાં વસે છે. એમના સિવાય ઘણા કબીલાઓ બટકતી જીંદગી પણ ગુજારે છે અને ભિન્ન ભિન્ન ઋતુઓ પ્રમાણે જુદી જુદી જગ્યાઓ ઉપર પડાવ નાંખી બદવી ( બટકતું ) જીવન ગાળે છે. આ કબીલાઓની આજ સુધી ન તો ગણત્રી થઇ શકી છે કે ન તો

૧ તમદ્દુને અરબ પાનું ૨૮.

એમનામાં આજ સુધી સંસ્કૃતિની ગંધ આવી છે. આ લોકોમાંના મોટા મોટા કબીલાઓનાં નામો આ પ્રમાણે છે. ઉસ, જવાહેરા, હનાસિના, અનાઈઝા, શનાબિલા, રૂલા, મહાદલા, હવાઝમા, તરાફ્શા, સાઅીદ, અસાબેર, શરફાત, અફમાત અને રશીદ છે. પરંતુ વાસ્તવિક રીતે આ બધા કબીલાઓ મૂળમાં બાદિલ અને ઝુબીદ કબીલાની શાખાઓ છે.

## ગામો

એક જગ્યાએ વસનારા કબીલાઓ જુદા જુદા ગામોમાં રહે છે. તે ગામોની કુલ સંખ્યા ૧૨૮ છે. જેમાંથી કેટલાંક મોટાં અને પ્રખ્યાત ગામોનાં નામ આ પ્રમાણે છે:— અરી, સરખદ, તબહતા, રયા, કનવાત, સાલી, તુરબા, અરમાં, મલેહ, હવાયા, સોઅલબા, આહેરા, મુજદલ, સજન, લાહતી, નંબરા, શશ, સાસ વગેરે. આ ગામોનું મુખ્ય મથક સવિદા છે અને આ જ જગ્યાએ જબલના અમીર રહે છે.

## હુન્નર ઉદ્યોગ અને સ્ત્રીઓ

દરૂઝીઓનો મોટો ગુણ એ છે કે માણસો સાથે સ્ત્રીઓ પણ બધા કામોમાં ભાગ લે છે. એમની કેટલીક સ્ત્રીઓ યુદ્ધમાં પણ ભાગ લે છે. એમના હુન્નર ઉદ્યોગ મોટા ભાગે સ્ત્રીઓના હાથમાં જ છે. જુદા જુદા હુન્નરોમાંથી "પારચાબાની (કપડાં વણવાની કળા) દરીસાઝી (શેતરંજીઓ બનાવવાની કળા) અને લીબાદા વગેરે બનાવવાનું કામ સ્ત્રીઓ જ કરે છે. એમનો સૌથી મોટો હુન્નર શેતરંજીઓ બનાવવાનો છે. ઈ. સ. ૧૮૯૬ માં જ્યારે દરૂઝીઓને સ્ત્રીઓ અને બાળકો સાથે કોન્સ્ટીન્ટીના પુલ તરફ દેશપાર કરવામાં આવ્યા હતા ત્યારે ત્યાં તેમણે અને ખાસ કરીને સ્ત્રીઓએ શેતરંજી બનાવવામાં પુરતી પ્રવીણતા મેળવી હતી અને પછી પોતાના દેશમાં આવીને આ હુન્નરને સારી રીતે ફેલાવ્યો. એમની એક કળા "અતમાક" પણ છે એટલે કે ઘઉં અને જવ વગેરેમાંથી જાત જાતના ઘણા ખુબસુરત વેલબુટ્ટા બનાવે છે, જે તૈયાર થઈ દિવાલોના શણગારમાં કામ આવે છે. આ કામ મોટે ભાગે સ્ત્રીઓ જ કરે છે. એમના વેપારનું મથક દમિશ્ક છે. પરંતુ એમને એમના હુન્નરકળાથી વધારે ફાયદો પહોંચતો નથી. કારણ કે તેઓ અનહદ ઉડાઉ હોય છે. આથી તેઓ ઘણે વખતે દમિશ્કના વેપારીઓના દેવાદાર હોય છે.

## પુરાતન વસ્તુઓ

જબલેદરૂઝમાં ઘણી પ્રાચીન વસ્તુઓ છે. સવિદામાં એક મહેલ નોઅમાન ગુસ્સાનો છે જે ઈ. સ. ૪૦૦માં બંધાયો હતો. પરંતુ હવે એનાં ફક્ત ખંડેર રહી ગયાં છે. એવી જ રીતે રોમન લોકોની યાદગારીમાં ત્રણ ઘણા વિશાળ હોજ અને કેટલાક સ્તંભો છે. તેમાં કેટલાક સ્તંભો સીસાના છે, એમ પણ કહેવામાં આવે છે. ધાર્મિક પુરાતન વસ્તુઓમાં "કનવાત" માં 'શમ્શહીકલ, બાલહીકલ અને મશતરી હીકલ' (મોટી મૂર્તિ) છે. આ જ પ્રમાણે "સરખદ" એક ઘણો જ પ્રાચીન અને વિશાળ કિલ્લો છે અને કહેવામાં આવે છે કે નજતી અને અરબોની વિખ્યાત મૂર્તિ 'લાત'નો પથ્થર પણ કોઈ પણ રીતે પહોંચી ગયો છે. આ જ રીતે 'શમ્બા' અને 'ખરબા' વગેરેમાં પણ ઘણી પ્રાચીન યાદગીરીઓ મોજુદ છે.[1]

---

[1] મઆરીફ માસિક નવેમ્બર ૧૯૨૫

## દરૂઝીઓની ધાર્મિક સ્થિતિ

ઉપર આવી ગયું છે કે આ ભૂમિનું મૂળ નામ 'હુરાં' છે અને આ કારણથી લોક તેમને હુરાની કહે છે. આ એક પ્રાચીન કોમ અણખેડાયલા ઐતિહાસિક કાળની પહેલાંથી અહીં વસેલી છે. કલ્પનાઓ કરવામાં આવે છે કે યમનથી જે કોમો વિખરાઇ ગઇ તેમાંથી કોઇ કોમનો આ વંશ હશે. પરંતુ મારૂં ધારવું એવું છે કે, એ નબતીઓના કુળમાંથી ઉતરી આવેલ છે. રમરા, બઆલ અને મનાતની મૂર્તિઓ આ વિચારની સાબીતીઓ છે. એવું માલમ પડે છે કે બધા નબતીઓના નાશને વખતે આ લોકો વિકટમાર્ગી પહાડોના કારણથી સુરક્ષિત રહી ગયા લાગે છે. એમની મૂર્તિઓથી જણાય છે કે, સિકંદરના હુમલાઓની યે પહેલેથી આ કોમ મૂર્તિપૂજક હતી. યહુદીઓ સાથે તેમનો વેપારી સંબંધ હતો, જે બાઇબલની કેટલીક કડીઓથી જણાય છે. પરંતુ એ કોઇ પણ રીતે જણાતું નથી કે તેમણે યહુદી ધર્મ પણ અંગીકાર કર્યો હોય. કેટલીક ઐતિહાસિક ઘટનાઓને કારણે હું વિચાર કરૂં છું કે, બીજી સદી સુધી તેમના ધર્મમાં કોઇ જાણવાજોગ પરિવર્તન થયું નથી. ઘણું કરીને ઇ. સ.ની ત્રીજી સદીમાં એમનામાં ઇસાઇ ધર્મનો પ્રચાર થયો અને ઇસ્લામના આવવા વખતે લગભગ આખો 'જબલે હુરાં' ઇસાઇ હતો અને આ જ નામથી ઓળખાતો હતો. શામ (સીરીયા) જ્યારે ઇસ્લામના હાથતળે આવ્યો ત્યારથી 'જબલે હુરાં'માં પણ ઇસ્લામનો પ્રચાર થવા લાગ્યો અને બે સૈકાઓમાં ઇસ્લામના વફાદારો મોટી સંખ્યામાં ઉત્પન્ન થઇ ગયા. પરંતુ આ કદી ભૂલવું નહિ જોઇએ કે, આ એક બહાદુર અને પહાડી કોમ છે, જેને ધર્મથીયે સ્વતંત્રતા વધારે પ્રિય છે અને રોમન રાજ્યથી લઇને હંમેશાં આ જ ધૂનમાં મસ્ત રહી છે. ૩૦૦ હીજરીમાં અબદુલ્લા મહેદીએ આખા ઉત્તર આફ્રિકા ઉપર સત્તા જમાવી બુગદાદની ખિલાફતથી જુદા થવાનો ઢંઢેરો બહાર પાડ્યો. એના પછી કાયમબે અમરૂલ્લા અને તેના પુત્રોએ એક પછી એક રાજ્ય કર્યું. પછી મોએઝદીનના સેનાપતિ જવહરે મીસર જીતી કાહરા (કેરો) શહેરનો પાયો નાંખ્યો અને એને જ પાટનગર બનાવ્યું. મોએઝ પછી અઝીઝ અને પછી હાકેમ બેઅમરીલ્લા મીસર (ઇજીપ્ત)ની ગાદીનો માલીક થયો[૧]. આ બાદશાહ ઘણો બુદ્ધિશાળી અને ધર્મપ્રેમી હતો. તેણે એક ફ્રી મીશનલોજ બનાવ્યું હતું અને લોકોના વર્ગો પાડ્યા હતા. પોતાના નવા ધર્મના પ્રચાર માટે આખી જીંદગી પ્રયત્નમાં ગાળી હતી. એના જ મુસાહેબો (રાજાના સાથીઓ)માંથી એકનું નામ ઇસ્માઇલ દરૂઝ હતું. એક દિવસે હાકેમે એવો દાવો કર્યો કે પરમેશ્વરે મારી સાથે વાતચીત કરી અને જુમ્મા મસીદમાં આ દાવાની સાબીતી ઇસ્માઇલ દરૂઝથી અપાવવામાં આવી. આથી લોકો એને મારી નાંખવા માટે તૈયાર થયા. આથી એણે નાસીને જબલે હુરાંમાં શરણ લીધું. અને ૪૦૮ હીજરીમાં હમઝાબીન અલીબીન એહમદ હાકેમનો વજીર થયો. ૪૧૧ હીજરીમાં હાકેમ મરાયો. હમઝા એક હુંશીયાર માણસ હતો. તેણે વિચાર્યું કે એવું ન થાય કે ઇસમાઇલ દરૂઝ ફરીથી આવી જાય. તેથી તેણે ઢંઢેરો બહાર પાડ્યો કે ઇસમાઇલ દરૂઝ ધર્મથી ફરી ગયો છે. જો કે આ વખત સુધી તે હાકેમનો વફાદાર હુકમ માનતો હતો. આ ચાલબાજીથી ઇસમાઇલને તેના ઉપર તિરસ્કાર ઉપજ્યો અને બંનેના સંબંધો કપાઇ ગયા. ઇસમાઇલે પોતે ધર્મપ્રચાર શરૂ કર્યો, દરૂઝીઓના કથન મુજબ આ નવા ધર્મને તેમણે ૪૨૦ હીજરીથી અંગીકાર કરવો શરૂ કર્યો અને ધીમે ધીમે તેમનામાં આ ધર્મ ફેલાઇ ગયો.

૧. તારીખે ઇસ્લામ

દરૂઝની જોડણી લોકો બે રીતે લખે છે. કેટલાક છેવટમાં 'સ' લખે છે એટલે કે 'દરૂસ' લખે છે આની વ્યુત્પત્તિ એવી કલ્પવામાં આવે છે કે એણે પ્રાચીન ધર્મનો નાશ કરી નવીન કાયમ કર્યો. આથી તેને લોકો દરૂસ કહેવા લાગ્યા કેમકે 'દરૂસ'નો અર્થ "નિશાની ભુંસી નાખવી" છે. પરંતુ આ કલ્પના ત્યારે જ ખરી હરી શકે છે, જ્યારે 'દરૂસ' શબ્દ એના નામનો જ ભાગ હોય અને એની પહેલાં એ વંશમાં આ શબ્દ આવ્યો ન હોય. જ્યારે એની જોડણી 'ઝ'થી થાય એટલે કે 'દરૂઝ' તો તેથી એવું સમજવામાં આવે છે કે આ માણસ હાકેમની દરેક વાતમાં હા જી હા કહેતો; તેથી લોકો તેને તિરસ્કારથી 'હલકો' ને 'નીચ' કહેવા લાગ્યા. કેમકે 'દરૂઝ'નો અર્થ 'બેઇજ્જતવાન' ને 'નીચ' થાય છે. છેવટે ગમે તે હોય તો પણ વસ્તુસ્થિતિ આ છે કે આ નવીન ધર્મના પ્રચારથી લોકો તેમને 'દરૂઝી' અને 'જબ્લે દુરાં' ને 'જબ્લે દરૂઝી' કહેવા લાગ્યા.

## દરૂઝીઓની ધાર્મિક માન્યતાઓ

દરૂઝી પોતાને એકેશ્વરવાદી કહે છે. તેમની માન્યતા છે કે ઇશ્વર એક છે. તેની પ્રશંસા સંપૂર્ણ રીતે થઇ શકતી નથી, તેની કોઇ જગ્યા નથી, તે ભૂલ કરી શકતો નથી, તેનામાં લાગણીઓ નથી. તેણે એક અવતારોની પરંપરામાં પોતાને જાહેર કર્યો છે, જે અવતારોની સંખ્યા ૭૦ સુધી છે. આમાં હઝરત ઇસા અને યુનાન (ગ્રીસ)ના તત્ત્વજ્ઞાનીઓનો પણ સમાવેશ થાય છે અને છેલ્લો માણસ અવતારના રૂપમાં હાકેમ બેઅમરલ્લા છે. જ્યારે જગત જુલમ અને ભ્રષ્ટતાઓથી અંધકારવાળું થઇ જશે ત્યારે ફરીથી હાકેમ બીજીવાર આવશે અને દુનિયાને પોતાના અજવાળાથી પ્રકાશિત કરશે. એમની માન્યતા એ પણ છે કે માણસોની સંખ્યામાં વધારો ઘટાડો નથી થતો. દુનિયામાં એક વ્યવસ્થિત પરંપરા પુર્નજન્મની ચાલે છે. સારા માણસોના આત્માઓ મરણ પછી "ચીની દરૂઝીઓ"ના રૂપમાં ઉતરી પ્રગટ થાય છે અને ખરાબ માણસના આત્માઓ ઉંટ અથવા કુતરાઓના રૂપમાં પ્રગટ થાય છે. પહેલાંના બધા ધર્મો સાચા ધર્મોના નમુના છે. તેમનાં પવિત્ર પુસ્તકોનાં ભાષાંતરો છુપી રીતે કરતાં જોઇએ. નવાં માણસોને ધર્મમાં દાખલ કરી શકાતાં નથી અને આ કારણથી ધાર્મિક માન્યતાઓ છુપી રાખવી જોઇએ. હું ધારૂં છું કે ધાર્મિક માન્યતાઓને છુપી રાખવાનું કારણ ફક્ત આ જ હશે કે માન્યતા દર્શાવવાથી કોઇ વખતે ભય ઉત્પન્ન થાય નહિ અને કોમ રક્ષિત રહે. તેથી જ તેમને છુટ આપવામાં આવી છે કે આસપાસના લોકો દરૂઝી ન હોય તો લઘુ સંખ્યાના દરૂઝીઓએ તે વખતે તે રસ્તો અંગીકાર કરવો જોઇએ. આ કારણથી જો કોઇ દરૂઝી મસીદમાં આવી ચડે તો મુસલમાનોની માફક નમાઝ પઢવો પડે અને જો ગીરજા (ચર્ચ)માં ચાલ્યો જાય તો ઇસાઇઓની માફક પ્રાર્થના કરવી પડે. આ કારણથી કેટલાક લોકોએ દરૂઝીઓને અર્ધા મુસલમાન અને અર્ધા ઇસાઇઓ ધાર્યા છે. અમેરીકન મીશને તો મોટા અવાજેથી તેમને આખા યુરોપ સમક્ષ ઇસાઇઓ દેખાડ્યા છે. જો કે ખરી વાત તો એ છે કે ન તો કોઇ ચીનમાં દરૂઝી છે કે ન તો કોઇ પ્રાચીન દરૂઝી ઇસાઇ. ફક્ત હાલમાં થોડા માણસોને ઇસાઇઓ બનાવવામાં આવ્યા છે. દરૂઝીઓએ પોતાની કોમને બે વિભાગમાં વહેંચી છે જ્ઞાની ને અજ્ઞાની. કોમમાં ૧૫ ટકા માણસો જ્ઞાની હોય છે. જો કોઇ માણસ અજ્ઞાનીમાંથી જ્ઞાની બનવા ઇચ્છે તો એક વરસની પરીક્ષા પછી તે જ્ઞાની બનાવવામાં આવે છે. આ જ્ઞાની લોકો એક બીજામાં કોઇ

કોઇથી ગોરો ગણવામાં આવતો નથી પરંતુ પોતાની પરહેઝગારી, સજ્જનતાનો સિક્કો લોકોના ઉપર બેસાડવાથી તેની મોટાઇ અને ઉચ્ચતાને લોકો માન આપે છે. એમની પ્રાર્થનાગૃહનું નામ 'એકાંતગૃહ' છે. આ લોકો પોતાની માન્યતા ઉપર ઘણા દૃઢ હોય છે અને વર્તમાન દરૂઝીઓની આ માન્યતા છે કે તે લોકો ચીનમાંથી આવ્યા છે અને તેમનો ધર્મ પણ ચીનનો છે. વાસ્તવિક વસ્તુ તો એ છે કે ચીનમાં કોઇ દરૂઝી નથી તેમ જ તેમના મ્હોં ને શરીરના આકાર સાથે ચીનીઓને કંઇ પણ મળતાપણું નથી.[1]

## દરૂઝીઓનો રાજકીય વિપ્લવ

આ તો માન્ય થયેલી વાત છે કે ઇસ્લામી જીત પહેલાં અહિં ઇસાઇ રાજ્ય હતું. પરંતુ સત્ય અને માતબર ઐતિહાસિક આધારો એવા નથી કે જેનાથી ક્રમવાર રાજકર્તા વંશોની પરંપરા દેખાડી શકાય. સિકંદરના હુમલાઓ પહેલાં આ એક ખુદમુખ્તાર રાજ્ય ધરાવતા હતા, પરંતુ જ્યારે શામ (સીરીયા) ઉપર યુનાની (ગ્રીક) રાજ્ય સ્થપાયેલું હતું, ત્યારે માલમ પડે છે કે લીબનાન સાથે દરૂઝી પણ તેની સત્તા નીચે જઇ પડયા. અને યુનાની (ગ્રીક) પુરાતન વસ્તુઓ આને સાબીત કરે છે. એમના પછી રોમન લોકોનો યુગ આવ્યો. અને આ વાત સાબીત થયેલી છે કે ઘણા કાળ સુધી આ લોકો રૂમીઓના નીચે રહ્યા હતા. તેથી આજ સુધી ઘણી રૂમી યાદગારીઓ જબલે દરૂઝમાં મોજુદ છે. જ્યારે રૂમી રાષ્ટ્ર બે ભાગમાં વહેંચાઇ ગયું ત્યારે એરાક (મેસોપોટેમીઆ) અને શામ (સારીયા)નો હાકેમ ગુસ્સાની બાદશાહ થયો હતો. એણે પણ પોતાના જમાનામાં જબલે દરૂઝને પોતાના વાવટા હેઠળ રાખ્યો તેથી તેનો મહેલ 'નોઅમાન ગુસ્સાનીના મહેલ' તરીકે આજે પણ ઓળખાય છે. આ મહેલ ઇ. સ. ચોથી સદીમાં બનાવવામાં આવ્યો હતો. જ્યારે ઇસ્લામી યુગ આવ્યો ત્યારે શામ (સીરીયા) સાથે આ પ્રદેશ પણ મુસલમાનોના હાથ હેઠળ આવ્યો. સીરીયાના એક માસિક "અલ્‌રીજાલો" માં એમ લખ્યું છે કે ઇસ્લામી સત્તા ૧૮૫ વરસ, ઇસાઇ અને યહુદી સત્તા ૨૧૪ વરસ અને પછી જુદા જુદા ખલીફાઓના હાથમાં ૭૦૦ વરસ સુધી સત્તા રહી. પરંતુ મારા વિચારમાં આ તદ્દન અસત્ય લાગે છે, કેમકે આ કાળ અબ્બાસી ખલીફાઓની જુવાનીનો કહેવાય છે અને આ વખતે આફ્રિકાથી લઇને સિંધ સુધી તેમની ઉન્નતિનો ડંકો વાગતો હતો. આવી પરિસ્થિતિમાં ખાસ શામ (સીરીયા) નો ઇલાકો ઇસાઇ તો ઠીક પરંતુ યહુદીઓની રાજ્યસત્તા હોય એમ ધારવું ઐતિહાસિક સાબીતી માટે અપૂર્ણ છે. એટલું જ નહિ પણ બુદ્ધિની દૃષ્ટિએ પણ માનવા લાયક લાગતું નથી. આ કારણથી મારા વિચાર પ્રમાણે ૨૫૦ હી. સુધી એ ફક્ત મુસલમાનોના રાજ્ય હેઠળ રહ્યા અને ત્યાર પછી બસરા, શામ (સીરીયા), આફ્રિકા (ઉત્તર આફ્રીકા) વગેરે દરેક જગ્યાએ બળવો ને ટંટાફીસાદ ઉભાં થયાં અને ખુદમુખતારીની હવા ચાલવા લાગી. ૨૭૮ હીજરીથી લઇને ૩૭૮ હીજરી સુધી કરામતા પંથનું જોર અરબ, એરાક (મેસોપોટેમીઆ) અને શામમાં રહ્યું. આ વખતે શક્ય છે કે આ સ્વાતંત્ર્યપ્રિય કોમમાં પણ આઝાદીનાં મોજાંઓ ઉછળતા હોય અને સ્વતંત્રતાનો ઝૂંડો હાથમાં ઉચક્યો હોય. મારા વિચાર પ્રમાણે ૫ મી શતાબ્દિ સુધી આ કોમ સ્વતંત્ર રહી. પછી અબ્બાસીઓનો શામ (શીરીયા) ઉપર પૂર્ણ કબજો થઇ ગયો હતો ત્યારે આ કોમ લગભગ છઠ્ઠી સદી સુધી તેમના કબજામાં રહી હોય. આ પછી મારા ધારવા પ્રમાણે ૫૦૦

---

1 સીલકુલ જ્વાહીર

વરસ સુધી એમની સ્થિતિ જુદી જુદી રહી, કોઇ વખતે આ સ્વતંત્ર રહેતા અને કોઇ વખતે એમના પાડોશીઓ એમના ઉપર કબજો કરી લેતા.

### બનીહમદાન

પરંતુ આ અવ્યવસ્થિત સ્થિતિ અને લડાઇઓના પરિણામે એમનામાં ઘણી નિર્બળતા આવી ગઇ અને વસ્તી ઘટી ગઇ. આ ઝગડાઓની સ્થિતિમાંથી શામ (લીબનાન) ના એક અમીર ઇઝ્ઝુદ્દીન બીનમોઅને ફક્ત ૧૫૦ સીપાઇઓથીજ સવેદાને હીજરી ૧૧૧૫ એટલે ઇ. સ. ૧૬૮૫માં જીતી લઇ આ કોમને મુક્તિ અપાવી. અમીર ઇઝ્ઝુદ્દીને 'હમદાનુલ હમદાન' ને પોતાનો નાયબ ( પ્રતિનિધિ ) બનાવી પોતે જબલે લીબનાનમાં પાછો ફર્યો. જ્યારે બદ્દી ( ભટકનારા લોકો ) ઓને જબલે દરૂઝમાંની આ નવી રાજ્યક્રાંતિની ખબર પહોંચી ત્યારે તેઓ હમદાનના કિલ્લા ઉપર ચઢી આવ્યા પરંતુ આ માણસ ઘણો હુંશીયાર અને રાજનીતિજ્ઞ હતો. આ વાતને તે પહેલેથી જ સમજી ગયો હતો તેથી પુરી તૈયારીઓ સાથે તે ભવિષ્યનાં સંકટોનો મુકાબલો કરવા માટે પુરેપુરો તૈયાર બેઠો હતો. એથી યુદ્ધમાં બદવીઓને હાર ખાઇ પાછા જવું પડયું. હવે જો કે હમદાન જબ્લેદરૂઝનો તે એકલોજ હાકેમ મુકરર થઇ ગયો. પરંતુ જબ્લેદરૂઝની સ્થિતિ આ વખતે ફક્ત પાંચ સંયુક્ત ગામડાઓના સમુહથી જાણીતું હતું. આ કારણથી હમદાનને આને વિશાળ બનાવવા માટે વિચાર થયો. છેવટે તેણે રાજ્યવિસ્તાર માટે, મુત્સદ્દીપણાથી કેટલાક સિદ્ધાંતો ઘડી કાઢયા અને જબલેદરૂઝની પ્રગતિનું મૂળ કારણ આજ સિદ્ધાંતો છે, એજ દિવસેથી દરૂઝીઓમાં ઉન્નતિનો આત્મા આવી ગયો અને ઘણે ભાગે પોતાના પાડોશી બદ્દુઓ ઉપર છાપા મારી મારી પોતાનો રાજ્યવિસ્તાર વધારતા ગયા. હમદાનના ઘડેલા સિદ્ધાંતો આ પ્રમાણે છે.

(૧) પાડોશીઓની માલમીલ્કત દરૂઝીઓ માટે જાએઝ છે. ( એટલે દરૂઝીઓ પાડોશીઓની માલમીલ્કત લૂંટી શકે છે. )

(૨) દરૂઝીઓનાં ગુજરાનનાં સાધનો અને મીલ્કત હંમેશાં સુરક્ષિત રહેશે.

(૩) તેમને ખેતી માટે વિશાળ ક્ષેત્ર આપવામાં આવશે.

(૪) દરૂઝી લોકો ધાર્મિક આગેવાનોની નીમણૂંક કરશે અને તેમને છેવટના દરજ્જાનું માન આપશે.

બનુહમદાન ઇ. સ. ૧૬૮૫ થી ૧૮૬૯ સુધી જબ્લેદરૂઝ ઉપર રાજ્યકર્તા રહ્યા. આ વખતમાં દરૂઝીઓને બીજાં રાજ્યો અને કોમો સાથે ઘણી લડાઇઓ થઇ. જેમાં દરૂઝીઓ મોટા ભાગે વિજેતા અને સ્વામી થયા. અને થોડી મુદતમાં દરૂઝની ભૂમિ ફળદ્રુપ અને આબાદ બની ગઇ. વસ્તી ૧૫૦૦ થી વધીને ૧૩૮૦૦ સુધી પહોંચી. એનું કુદરતી પરિણામ એ નીકળ્યું કે દરૂઝીઓ એક બાજુએ ખેડુત અને બીજી બાજુએ સાહસિક ને બહાદુર બની ગયા. આ કારણથી ઉમદા ઘોડાઓ એમને ત્યાં તૈયાર થવા લાગ્યા અને તેઓ ઉમદા ઘોડાના તો આશક છે. બર્કહાર્ટ એક પશ્ચિમનો મુસાફર છે તેને પૂર્વના રિવાજો એટલા બધા પસંદ આવ્યા કે તેણે મીસર ( ઇજીપ્ત ) માં રહેવાનું ને ત્યાંનો પહેરવેશ વગેરે રીતરિવાજો ગ્રહણ કર્યા. ઘણા પૂર્વના દેશોની મુસાફરી કરનાર આ પહેલો યુરોપીયન છે. મક્કાની મુસાફરીમાં તે લખે છે કે ઇ. સ. ૧૮૧૫ માં દરૂઝીઓના એક ટોળાએ પવનવેગી

ઘોડાઓ પગ ચઢી હુરાનના એક અરબ કબીલા ઉપર હુમલો કર્યો અને તેને હરાવી પોતાની છાવણી સુધી લાવ્યા, ત્યા એ બદવી બીચારા ઘેગઇ ગયા અને એક માણુસ સિવાય બધા માર્યા ગયા. તેમાનો એક માણુસ પોતાની ઘોડી ઉપર સવાર થઇ દુશ્મનની કનારો કાપી મેદાન તરફ નાઠો તેની પુઠ કેટલાક સરદારોએ પકડી મેદાન, પહાડ, ખાડાટેકરાઓ આંધી માફક કપાતા ગયા પરતુ દુશ્મનોએ પીછો છોડયો નહિ કેમકે દરૂઝીઓની કોમ ઘણી જ વેરીલી છે તેમણે એવુ પણ ધારેલુ કે કોઇ પણ માણસને જીવતો મૂકવો નહિ તેથી આ પુઠ પકડવામા કનાકો થઇ ગયા. છેવટે એ ઘોડીની ઝડપ એવી પસદ પડી કે તે પોતાના ગુસ્સાને ભુલી ગયા અને તે બદવીને જીવતા રાખવાનુ વચન આપી પોતાની જાનાું કહ્યુ, બદવી રાજી થઇ ગયો દરૂઝીઓએ ઘોડીને ચુંબન કરી તેને છોડી દીધો અને મશહુર કહેવત શીખામણ તરીકે કહી કે 'પહેલા પોતાના ઘોડાના પગ ધુઓ અને પછી તમે પાણી પીઓ'[1] ૧૮૪ વરસ સુધી હમદાનનું રાજ્ય ખાનદાન રાજ્યકર્તા અને ધાર્મિક આગેવાન તરીકે રહ્યુ

## અતરશનું ખાનદાન

ઇ સ ૧૮૬૦ મા આ જ દરૂઝીઓ અને લીબનાનના ઇસાઇઓ વચ્ચે યુદ્ધ ચાલ્યુ જેમા દરૂઝીઓ જીત્યા ઇસાઇઓ ઉપર જુલ્મ થયા એ બહાના હેઠળ ફ્રાન્સે શામમા લશ્કર ઉતાર્યું પરતુ કોઇયે એની દરકાર કીધી નહિ એટલે નિષ્ફળ થઇ પાછા ફર્યા[2]

આ પછી ઇ. સ ૧૮૬૯ મા ટર્કીના સુલતાન અબ્દુલ અઝીમખાનના સમયમા ઇબ્રાહીમ પાશા બીન ઇસમાઇલુન અતરશ દરૂઝના મુખ્ય મથક સવેદામા વિજેતા તરીકે દાખલ થયા, તે દિવસેથી દરૂઝીઓનુ રાજ્ય અને ધાર્મિક સત્તા એના હાથમા આવી ગઇ ઉસ્માની (ટર્કી) રાજ્યની ઘણી પ્રખ્યાત લડાઇ ઇ. સ ૧૮૮૭ મા આના જ વખતમા થઇ હતી પછી દરૂઝીઓની બીજી લડાઇ ઇ. સ ૧૮૭૯ 'કરક' થી થઇ પરતુ આ જ વખતે દરૂઝીઓમા સયુક્તવાદ ઉત્પન્ન થયો ખેડુતો અને મજુરોમા પુરેપુરી એકતા થઇ ગઇ. તે લોકો મુડીદારો વિરૂદ્ધ લડાઇની તૈયારીઓમા ગુથાયા જ્યારે ઇબ્રાહીમ પાશાના સગા ભાઇ શીબલી બેકને ખબર પહોચી ત્યારે તે પણ પોતાના માણસો એકઠા કરવા લાગ્યા અને ઇ. સ ૧૮૮૬ મા એક ખુની યુદ્ધ થયુ જેમા ઘણા માણસોના પ્રાણ ગયા છેવટે બનુ અતરશ નાઠો તેને 'મઝારેહ' નામના કિલ્લામા રક્ષણ લેવાની જરૂર પડી આ બડમા સામાન્ય માણસોએ અમીરો અને ઉચ્ચ વર્ગ ઉપર પુરેપુરી જીત મેળવી, પરતુ છેવટે આ બડ સમાવી દેવામા આવ્યુ હજી તો તેઓ પુરી રીતે શાન્ત થઇ બેઠા પણ નહોતા ત્યા તો એમને ઉસ્માની (ટર્કી) રાજ્ય સાથે લડાઇ સળગી ઉઠી અને આમા જ ઇ સ. ૧૮૯૦ મા શીબલી બેક કેદી થયો તેમને એક ભયકર લડાઇ પછી દરૂઝીઓએ 'મઝારેહ' કિલ્લામાથી મુક્ત કરાવ્યા ઇ સ ૧૮૮૨ મા ઇબ્રાહીમ પાશા મરણ પામ્યા અને શીબલી બેક તેમના વારસ થયા શીબલી બેકે પ્રથમ ઇ. સ ૧૮૯૩ મા એક લડાઇ પછી દરૂઝ સાથે 'હવારના' મા સુલેહ કરી

## ઉસમાની (તુર્કી) રાજ્ય અને જબલે દરૂઝ

આ પછી ઈ સ ૧૮૮૮ મા જબલે દરૂઝ ઉપર ઉસમાની હકુમતનો કબજો થઇ ગયો તેણે ત્યાના ઘણા મોટા મોટા માણસોને દેશપાર કરી દીધા આ લોકોના શીબલી બેક અને અબુનાસર બેક આમિર પણ હતા. પછી આ મતારોના એરદાગરીમ ઇ.

1 હમદાને અરબ પાનું ૮૮ 2 સુરીની તારીખે ઇસ્લામ પુસ્તક પહેલુ

સ. ૧૮૯૪ થી ૧૮૯૫ સુધી જુદી જુદી ૬ લડાઇઓ થઇ. તેમાં ઉસમાની રાજ્યનો દરૂઝીઓ ઉપર પુરેપુરો કાબુ થઇ ગયો. પછી ઇ. સ. ૧૮૯૭ થી હુકુમતે ઘણા મોટા મોટા આગેવાનોને દેશપાર કર્યા અને આ દેશપાર કર્યા પછી ત્યાંની હુકુમત માટે પુરેપુરી શાંતિ અને વ્યવસ્થા થઇ ગઇ. આ પછી ઇ. સ. ૧૮૯૯ માં ત્યાં બંડનું એક બીજું મોજું ઉઠયું. આ બંડમાં દરૂઝીઓની સૌથી મોટી માંગણી દેશપાર થયેલા આગેવાનોને પાછા લાવવાની હતી. આ પ્રસંગે ઉસમાની રાજ્યને હથિયાર છોડી દેવાં પડયાં અને શાહી ઇજ્જત અને સત્કાર સાથે દેશપાર થયેલા આગેવાનો પોતાના દેશમાં પાછા આવ્યા. આ પછી ૧૯૦૪ માં શીબલી એકનું મૃત્યુ થયું અને તેમનું સ્થાન તેમના ભાઇ 'યાહયાબેકે' લીધું. એમના વખતમાં ઘણી લડાઇઓ થઇ તેમાં સૌથી મહત્ત્વની લડાઇ અરબ 'ઝમીર'ની સાથે ૧૯૦૬ માં થઇ. વળી 'બુસરા' અને 'અસ્કીશામ'ની જીત અને એના કિલ્લાનો ઘેરો ઇ. સ. ૧૯૦૯ માં થયો. આ પછી શામી પાશા ફારૂકી ઉસ્માની સરકાર તરફથી નીમાઇને આવ્યા. તેમણે રક્ષણ આપ્યા પછી કેટલાક સરદારોને કેદ કરી લીધા અને એમાંથી ઘણાને મૃત્યુદંડ વગેરે સજાઓ કરી. ૧૯૧૪ માં યાહયા એક મૃત્યુ પામ્યા અને અમીર સલીમબીન મેહમુદ અતરશ જે યાહયાના ભાઇ હતા. તેઓ જબ્લેદરૂઝના સરદાર નીમાયા. એમણે સૌથી પહેલું કામ પોતાના દેશના લાભ અને ઉન્નતિ માટે જમાલ પાશા ઉપર દબાણ કરી કહ્યું કે દરૂઝીઓને ઉસમાની લશ્કરમાંથી ફરજીયાત લશ્કરી સેવામાંથી મુક્ત કરવામાં આવે.

જ્યારે જગતવ્યાપક યુદ્ધના લીધે સંકટોમાં વધારો થયો અને શામ ( સીરીયા ) અને લીબલાન અને ફલસતીન (પેલેસ્ટાઇન) ના લોકો ઉપર જુલ્મો થવા લાગ્યા, ઘણા લોકો સખ્ત દુકાળની મુશીબતોમાં સપડાયા; ત્યારે હુરાને સામાન્ય રીતે અને ખાસ કરીને જબલેદરૂઝે શરણાગતો માટે પોતાના દરવાજા ઉઘાડી દીધા અને લડાઇના અંત સુધી આ માનુષિક ફરજને પુરી કરી. પરંતુ આની સાથે એણે ઘહુંના ભંડારને દરવાજો મુસલમાની સલ્તનત અને જમાલ પાશા સામે બંધ કરી દઇ ઘહુંના તે અસંખ્ય ભંડારો શરણાગતો અને શામ (સીરીયા)ના રક્ષકો માટેજ ખાસ રાખ્યા. જો એમના ભંડારોમાં ઘહું ન હોત તો ઇ. સ. ૧૯૧૭ માં દમિશ્કમાં દુકાળની તેજ અસર પડત જે બીજા દેશો ઉપર પડી હતી. આ જગતવિનાશક વિગ્રહમાં જબલેદરૂઝ બે વિભાગમાં વહેંચાયલા હતા. એક ભાગ અમીર સલમફ્લ તરશની સરદારી હેઠળ જે ઉસમાની (તુરકી) સરકારનો પક્ષકાર હતો અને બીજો વિભાગ સુલતાન પાશા અતરશની સરદારી હેઠળ, જે મિત્ર રાજ્યો (અંગ્રેજો અને ફ્રાન્સ) નો પક્ષકાર હતો અને એઓજ શામ (સીરીયા) ના પ્રદેશમાં સૌથી પહેલાં બંડનો વાવટો ઉભો કરી ઇ. સ. ૧૯૧૮ માં વિજેતા તરીકે દાખલ થયા. આ પછી ઉસ્માની (તુર્કી) રાજ્ય અને મીત્ર રાજ્યો વચ્ચે થયેલા કરારો પ્રમાણે એમને સ્વતંત્રતા આપવાનું ફ્રાન્સે વચન આપ્યું.

### દરૂઝીઓનું આધુનિક બંડ.

આ યુદ્ધનાં બે કારણો છે. પહેલું કારણ ગત મહાન વિગ્રહમાં ફ્રાન્સે તેમને જે વચનો આપ્યાં હતાં તેમાંથી એક પણ બરાબર પાળ્યું નથી. જો કે તુર્કીની વિરૂદ્ધમાં સૌથી પહેલાં આજ લોકોએ મદદ કીધી હતી અને એમનીજ શક્તિથી દમિશ્ક જીતવામાં આવ્યું હતું. બીજુ કારણ, સવેદાના કમિશ્નરે પોતાના સ્વાર્થ માટે એક હોટલ ઉઘાડી. અને શામી ( સીરીયન ) કોમ ઉપર એક જુલ્મી કાયદો નાંખ્યો કે કોઇ માણસે પોતાના ઘરમાં કોઇ

મહેમાનને આશ્રય આપવો નહિ. ફ્રેન્ચો એ વાત દિલથી ભુલી ગયા હતા કે આ એક અરબ કોમ છે. મહેમાનગીરી કરવી એ એમની સ્વાભાવિક રીત છે. મહેમાનોનું અપમાન એમના માટે મૃત્યુના દિવસ કરતાં પણ ખરાબ છે. મહેમાનદારી માટે ઘણી વખતે બે બે કબીલાઓમાં યુદ્ધ થઇ જાય છે, તેથી આ હુકમની બજાવણી ઓછામાં ઓછી અરબ દરૂઝીઓ માટે અશક્ય હતી. તેથી તેમણે પહેલાં તો કમીશનરને વિનંતી કરી કે એ હુકમ પાછો ખેંચી લેવામાં આવે, પણ તેણે ગણકાર્યું નહિ. આની ફરિયાદ મોટા અધિકારીઓ પાસે લઇ જવામાં આવી પણ કંઇ વળ્યું નહિ. તેથી દરૂઝીઓના સરદાર શામ (સીરીયા) ના ગવર્નરને મળવા માટે બિદ્દુન ગયા પરંતુ ગવર્નરે મળવા માટે ના પાડી. એના નકારનું આ પરિણામ આવ્યું કે એમના દિલ ઉપર નિરાશા ફેલાઇ ગઇ અને અરબની કહેવત 'છેલ્લી વસ્તુ તલવાર છે' એ પ્રમાણે આ મુશ્કેલીઓને દુર કરવા તૈયાર થઇ ગયા. જ્યારે આ વાતની જાણ સવેદાના કમીશનરને થઇ, ત્યારે તેણે એમના આગેવાનોને કેદ કરવા વિચાર કર્યો, પરંતુ આ લોકોએ પોતાના બાળકોને યરદન નદી પાર મોકલાવી દીધાં અને પુરૂષોએ લશ્કરી ટુકડીઓ રચી હુમલા શરૂ કરી દીધા. એમણે સુવેદા જીતી લીધું અને ધીમે ધીમે શામ (સીરીયા) ના પ્રદેશમાં આગળ વધ્યા. ભાગ્યવશાત્ શામ (સીરીયા) માં ફ્રેન્ચ લશ્કર ઓછું હતું તેથી દરેક જગ્યાએ દરૂઝીઓને સફળતા મળવા લાગી અને તેમણે દમિશ્ક ઉપર હુમલો કર્યો પણ તેમાં તેઓ પાછા હઠ્યા. દેશના સુભાગ્યે ફ્રેન્ચોએ વિચાર કર્યો કે જે લશ્કર શામ (સીરીયા) માં હમારી પાસે છે, અને જેમને દરૂઝીઓના બળવાના કારણે મોરક્કો મોકલી શક્યા નહોતા તે ઘણું થોડું છે તેથી દેશીઓ ઉપર સત્તા કાયમ રાખવા માટે સખ્ત હાથે કામ લેવું જોઇએ. તેમણે લોકોના મોટા મોટા આગેવાનોને પકડવા શરૂ કર્યા અને મોટા મોટા માણસો ઉપર ચોકી પહેરો મૂકી દીધો. તેથી લોકોમાં અસંતોષ ફેલાયો અને ફ્રેન્ચો ઉપર લોકોને તિરસ્કાર છુટયો. શામી (સીરીયન)ઓમા સ્વતંત્ર થવાનો વિચાર ઉત્પન્ન થઇ ગયો. કેમકે ફ્રેન્ચોએ શામીઓને પણ જેટલાં વચનો આપ્યા હતાં, તેમાંથી અંગ્રેજો માફક એકે પાળ્યું હતું. દમિશ્ક ઉપર જ્યારે બીજો હુમલો કરવામાં આવ્યો ત્યારે દમિશ્કના લોકોએ પણ માં ભાગ લીધો, તેથી ફ્રેન્ચોએ અગાઉ ખબર આપ્યા વગર ઘણી ક્રૂરતાપૂર્વક ત્રણ દિવસ થી દમિશ્ક ઉપર અને રૈયત ઉપર ગોળા વરસાવ્યા. આ હુલ્લડનો બદલો કોઇ લે નહિ થી ૧૨૦૦ કેદીઓને કાપી નાખ્યા. દમિશ્કના નાશમા મુસલમાનોનો સાંપત્તિક નુકશાન લાખો પાઉન્ડ છે. ફક્ત ત્રણ ખાનદાન કુટુંબની નાશ થયેલી મીલકતનું નુકશાન ૫ લાખ પૌન્ડ છે. જે હિંદના ૭ે કરોડ બરાબર છે. ત્રણ દિવસ સુધી એવી ગોળાવૃષ્ટિ રહી કે જોવાની હેરત પમાડનાર વસ્તુઓમા ગણાતા દમિશ્ક શહેરનો નાશ થયો. આજથી થોડાક વર્ષો પહેલાં ગયેલા મુસાફરને ત્યા હાલ મોકલવામાં આવે તો તે આશ્ચર્ય સાથે જોશે કે તેનો કેવો નાશ થઇ ગયો છે આવી જાનનો વિનાશ જો એશિયાના કોઇ બાદશાહથી થયો હોત તો આખા યુરોપે તલવાર પકડી રણમાં ઝંપલાવ્યું હોત. આટલી બધી મુશીબતો પૂર્વના લોકો ઉપર વરસે છે, જ્યાં યુરોપમાં કોઇ પણ એવો માણસ નથી, કે જે સમભાવ સાથે આ જુલમી કાર્ય વિરૂદ્ધ વિરોધનો અવાજ ઉંચો કરે. શા માટે કરે?

મોલવી અબ્દુ કદ્દર નદ્વી.

---

# હિંદ સ્થાપત્યની ચમત્કૃતિઓ.

## પાટડાઓ નાંખ્યા વિનાજ ન્હાના ન્હાના પત્થરોની બનાવેલી સપાટ છત—'સીલીંગ'

હિંદ સ્થાપત્યમાં એટલી બધી ચમત્કૃતિઓ છે કે દુનિયાની નવાઇઓમાં આખા હિંદ સ્થાપત્યને મૂકી દઇએ તો ખોટું નહિ. વળી આ ચમત્કૃતિઓ હિંદમાં સઘળી જગાએ વેરાએલી છે. એટલે કોઇ પણ ભાગ કોઇ એકાદી ચમત્કૃતિ વિનાનો નથી રહી ગયો. ઉપરાંત આ ચમત્કૃતિઓ એક બીજીથી સાવ અનોખીજ છે !

પૂર્વહિંદમાં જગન્નાથપૂરી–કટક–આદિ સ્થળોનાં પ્રચંડ દેવળો છે, તો પશ્ચિમ હિંદમાં ગુજરાતમાં ગિરનાર, મોઢેરા અને આબૂ પર્વત પરનાં દેલવાડાનાં દેવળો છે–ખુદ અમદાવાદમાં સીદી સૈયદની જાળીઓ જ એક ચમત્કાર રૂપ છે–ઉત્તર હિંદમાં તાજમહેલ છે, તો દક્ષિણ હિંદમાં મદુરાનાં શૈવ પંથનાં પ્રચંડ મંદિરો છે, બીજાપૂરનો ઘુમટ છે, અજંટાની ગુફાઓ છે. ! !

આ બધાં માત્ર કલાની દૃષ્ટિએ જ ચમત્કારી છે તેમ નથી, પણ તેની રચનામાં પણ કોઇ એક જાતની અપૂર્વતા છે, જે હજુ અગમ્ય છે. દેલવાડાનાં દેવળોના પત્થર શી રીતે એટલે ઉંચે ચઢ્યા હશે, ત્યાંનું સૂક્ષ્મ કોતરકામ કયાં ટાંકણાંએ ઘડાયું હશે, અજંટાની ગુફાનાં ચિત્રોનો રંગ એવો તે શી રીતે બન્યો છે કે હજુ એની ભભક જેવી ને તેવીજ છે !! બીજાપૂરના ઘુમટની સ્વરવહન શક્તિ "વ્હીસ્પરીંગ ગેલેરી" ની રચના–એ બધું ભલભલા રચનાશાસ્ત્રીને અગમ્ય જેવું થઇ ગયું છે, તો પ્રાકૃત જનોને એમાં ચમત્કાર લાગે એમાં નવાઇ શું ?

એ જ રીતે હિંદુ સ્થાપત્યમાં કમાનોના ઉપયોગ વિના પણ પ્રચંડ મકાનો થયાં છે એ રચનાશાસ્ત્રીઓ "એન્જીનીઅરો" ને અજબ કરે તેવું છે. હિંદુસ્થાપત્યમાં ખરેખરી


હિંદુ કમાન.


ખરી કમાન.

કમાન થઇજ નથી. ખરેખરી કમાનમાં ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પત્થરો કમાનના કેન્દ્રથી કીરણવત્ ગોઠવેલા હોય છે–પણ હિંદુઓએ તો ગોળાકાર પણ આડાજ પત્થરો ગોઠવી

ને રચ્યો છે. જેને આપણે ઘુમટ કહીએ છીએ, તે પણ આમ આડા પત્થરો ગોઠવાઇને જ થયા છે. આ રચના વડે આપણે ૧૫-થી ૨૦ ફુટ જેવડી જગા પણ આચ્છાદી શકયા છીએ. સામાન્ય મનુષ્ય તો આવી રચનામાં જ્યારે ૧૫-૨૦ ફુટ લાંબો સળંગ પત્થર વપરાએલો જુએ ત્યારે ચકિત થાયજ. પણ આ રચના બહુ પ્રાચીન અને સાદી છે. એમાં એક ઉપર એક આડા પત્થરોજ ગોઠવાય મકાન ઉંચું થાય છે. હજુ પણ રૂઢિબદ્ધ હિંદુઓ મંદિરોમાં આ જ પ્રાચીન રચના વાપરે. આ રચનાના આટલા બધા સામાન્ય વપરાશથી આધુનિક રચનાશાસ્ત્રીઓ એમજ માનવા લાગેલ કે હિંદુઓને સપાટ કે ગોળ આચ્છાદન ન્હાના ન્હાના પત્થરોથી કરતાં નહિ આવડતું હોય એટલેજ ઓવડા સળંગ પત્થરોની ભારે યોજના હિંદુઓ કરતા હશે.

પણ રચનાશાસ્ત્રીઓનો આ ભ્રમ પણ બહુ અજાયબ રીતે ભાંગે તેવા દાખલાઓ મળી આવેલા છે. એમાંના એકની વાત "ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ"ના રચનાશાસ્ત્ર વિભાગમાં હમણાં પ્રસિદ્ધ થઇ છે તે આપું છું.

"જી. એન. ગોખલે નામના એકઝી. એન્જીનીયર એક લેખમાં લખે છે કે અજમેરમાં અન્નાસાગર સરોવર પરના એક બંધ પર એક આરસપહાણનો ૨૦'×૨૦' ઓરસ ચોરસ મંડપ છે, તેની પરતું આચ્છાદન નીચેથી બિલ્કુલ સપાટ છે. છતાં તે ન્હાના ન્હાના પત્થરોથીજ અદ્ધર રહેલું છે. નથી તેમાં લાકડાના કે લોખંડના પાટડાઓ માલૂમપડતા કે નથી તેમાં એ પાટડાને બદલે વપરાએલો સળંગ લાંબો પત્થર !! વળી આ ન્હાના ન્હાના પત્થરોને એવી રીતે ગોઠવ્યા છે કે તેની ગોઠવણુથી થતો ભૂમિતિક આકાર નીચેની ફરસબંધીમાં જડેલા પત્થરની ગોઠવણી સાથે મેળમાં રહે. આ ન્હાના ન્હાના પત્થરો કેવી રીતે સંકળાએલા હશે-કે કઇ જાતના મસાલાથી એક બીજાને ચોંટેલા રહ્યા હશે-એ બધું જાણવાને ત્યાંના એન્જીનીયરોને એવી તિવ્ર ઇચ્છા થઇ કે, એમને એ તોડીને પણ જોવાનો વિચાર થયો. એ પુરાણું મકાન પુરાણવસ્તુ ખાતાના કાયદા કાનુન હેઠળ આવેલું હોવાથી તેમણે લોર્ડ કર્ઝન સાહેબ પાસે એ મકાન તોડવાની રજા માગી. પુરાણવસ્તુ-પ્રિય લોર્ડ કર્ઝન સાહેબે તેમને લખી મોકલ્યું કે "જો તમે એમાં આડા લોઢાના કે લાકડાના પાટડાઓ નાંખી બિલ્કુલ બેડોળ કર્યા વિનાજ એ આચ્છાદનને પાછું એવું ને એવું રચી આપી શકો તો ભલે તેને તોડી જુઓ" એન્જીનીયર સાહેબો આવી ખાત્રી આપી શકયા નહિ, અને એને તોડવાનું મુલ્તવી રહ્યું !! ન્હાના પત્થરો વડે નીચે કંઇ પણ ટેકા વિનાજ સપાટ આચ્છાદન કરવાની કળા, એ આચ્છાદનના ગર્ભમાંજ રહી છે !! નથી કોઇ નવો એન્જીનીઅર શોધી શકતો કે નથી એ પુરાવસ્તુ ઘડનારનો કોઇ વંશજ કે જે તે રચના કહી શકે !!?

હિંદુસ્થાનની વિદ્યાઓના આવા અનેક ચમત્કારો એ વિદ્યા જાણનારાઓની પરંપરામાં આવી રીતે ગૂઢ રહી ગયા છે, એ માત્ર પરંપરાના અને નવા શિક્ષિતોના સહકાર વડેજ સંશોધાય હાથ લાગે.

રાયખડઃ—અમદાવાદ.
૨૪—૧૨—૨૫

ગજાનન પાઠક.

---

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વોઃ**—લેખકઃ અધ્યાપક ચંદુલાલ ભગુભાઇ દલાલ. પ્રકાશકઃ વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૪-૦. વિદ્યાપીઠ પાઠ્ય પુસ્તક ૩૦ મું.

સમર્થ સાહિત્યકાર ભાષામાં અભિનવ ચેતન રેડી તેની શક્તિમાં વધારો કરી શકે છે એ તો જાણીતું છે, છતાં જે ભાષામાં તે પોતાના વિચારો ને સંવેદનો વ્યક્ત કરતો હોય તેનો જેટલો વધારે વિકાસ થયો હોય તેટલું તેનું ભાષા ઘડવાનું કાર્ય વધારે સરસ થાય છે. સમાજશાસ્ત્રી કે ધારાશાસ્ત્રી કે વિજ્ઞાનશાસ્ત્રી માફક જીવનના અમુક જ પ્રદેશનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવામાં કાલક્ષેપ કરવો તેને પરવડતો નથી. તેને તો સમગ્રદર્શી થવું પડે છે. એટલે જુદાં જુદાં શાસ્ત્રો પર ગ્રંથો રચી જીવનના તે તે ક્ષેત્રો પુરતો ભાષાવિકાસ સાધવાનું કામ શાસ્ત્રજ્ઞોને ભાગે આવે છે. ગુજરાત વિદ્યાપીઠે ઉચ્ચ શિક્ષણ માતૃભાષા મારફત આપવાનું શરૂ કીધું છે એટલે ત્યાંના વિદ્વાન અધ્યાપકોએ આ કામ ઉપાડી લીધું છે. આની કદર કરતાં આપણા પરિણામપ્રિય ગુજરાતને વાર લાગશે પરંતુ સાહિત્યરસિકો તો આ અપૂર્વ પ્રયોગ તરફ આશાદષ્ટિથી જોઇ રહ્યા છે. એ શુભ પ્રયોગના એક સુફળ તરીકે આ પુસ્તકને વધાવી લેતાં આનંદ થાય છે. ગુજરાતીમાં શાસ્ત્રીય પુસ્તકો રચી શકાય એમ અનેક દલીલોથી સાબીત કરવા કરતાં આવું એક પુસ્તક બહાર પાડવાથી પ્રતિપક્ષી પર વધારે અસર થાય એ તો ખુલ્લું જ છે.

આ તો આવાં પુસ્તકોની ઇષ્ટતાની વાત થઇ. હવે પ્રસ્તુત પુસ્તકની વિશિષ્ટતા એ છે કે આપણી ભાષામાં અગાઉ આવું પુસ્તક લખાયું જ નહોતું. પ્રસ્તાવનામાં અ. ચંદુલાલ લખે છેઃ આ વિષય મારે વિદ્યાપીઠમાં લેવાનો વારો આવ્યો. તે તકનો લાભ લઇ મેં આ વિષયનું પાઠ્ય પુસ્તક કરવા આ પ્રયત્ન કરેલો છે. શ્રી. ચંદુલાલભાઇ વિદ્યાપીઠના યુવાન ને ઉત્સાહી અધ્યાપક છે. મળેલી તકનો એટલા ઓછા જણ ઉપયોગ કરે છે કે એમને તેમ કરવા બદલ અભિનંદન ઘટે છે. અધ્યાપક જે વિષય શીખવતો હોય તે પર પાઠ્ય પુસ્તક રચે તેથી તેની તેમજ તેની સંસ્થાની પ્રતિષ્ઠા વધે છે એટલુંજ નહીં પરંતુ પાઠ્ય પુસ્તક લખતી વખતે આખા વિષયને શિક્ષણીય સ્વરૂપમાં કેમ રજુ કરવો તે વિચારવાની તેને ફરજ પડે છે, એટલે તેનું શિક્ષણ કાર્ય વધારે સફળ થાય છે. વળી શીખવતી વખતે નવા અનુભવો મળતા જાય તેમ તેમ પોતાના પુસ્તકમાં યોગ્ય ફેરફારો કરવાની પણ, પછીની આવૃત્તિ કાઢતી વખતે, તેને ફાવટ આવે છે. આથી પાઠ્ય પુસ્તક લખવાનું દુર્ઘટ કાર્ય ધીરેધીરે સુગમ બની જાય છે. આવી ફાવટ શિક્ષકેતર લેખકોને હોતી નથી. આમ યોગ્ય સ્થાનેથી આ પુસ્તક પ્રગટ થયું છે તે આવકારપાત્ર છે.

પુસ્તકના પાચ ખડ પાડયા છે પ્રથમ ખડ વિષયપ્રવેશાર્થે યોજ્યો છે એ ખડના પહેલા પ્રકરણને મથાળે 'આકડાશાસ્ત્રનો ઇતિહાસ' એમ ભૂલથી જ લખાઇ ગયુ હોય એમ લાગે છે કારણકે અદર આકડાશાસ્ત્રનો ઇતિહાસ છે જ નહી પણ દુનિયાના જુદા જુદા રાજ્યોએ સમાજસ્થિતિ તપાસવાને કેવી કેવી રીતે અકપદ્ધતિ અખત્યાર કરી તેનો ઇતિહાસ આપ્યો છે બેશક, પહેલા પ્રકરણમા આ બાબત આવે તેમા કઇ વાધો નથી પણ પ્રકરણનું શીર્ષક ફેરવી નાખવુ જોઇએ અને સાન્મોવિનો ને સુનમિલ્ખથી માંડીને અત્યાર સુધીના ભિન્ન ભિન્ન પાશ્ચાત્ય લેખકોએ આ વિષયપર કયા કયા પુસ્તકો રચ્યા, અસલ 'રાજકીય અક ગણિત' તરીકે ચર્ચાનારો વિષય કાળક્રમે 'આકડાશાસ્ત્ર' શી રીતે બની ગયો, હાલ એના મુખ્ય વિશારદો કોણ છે ને કેવી રીતે એનો અભ્યાસ તથા ઉપયોગ કરી રહ્યા છે વગેરે હકીકતોથી ભરેલુ એક નવુ પ્રકરણ પુસ્તકમા ઉમેરવુ જોઇએ એ પ્રકરણનું નામ ભલે 'આકડાશાસ્ત્રનો ઇતિહાસ' રાખવામા આવે પહેલા પ્રકરણનો મુખ્ય ગુણ એ છે કે ચદ્રગુપ્ત તથા અકબરના વખતમા આપણા દેશમા રાજ્ય તરફથી આકડાઓ રખાતા તેનો અદર ઉલ્લેખ કરવામા આવ્યો છે. પશ્ચિમનાજ પુસ્તકો વાચ્યાથી પૂર્વે હિદુસ્તાનમા કશુ થતું જ નહોતુ એવો ખોટો ખ્યાલ અપરિપક્વ વયના વિદ્યાર્થીઓના મગજમા ઘુસી જતો અટકે માટે આવા ઉલ્લેખોની ખાસ જરૂર છે

બીજા પ્રકરણમા, લેખક આકડાશાસ્ત્રની વ્યાખ્યા આ પ્રમાણે આપે છે સામાજિક કે કુદરતી હકીકતોની અને તેમા વિવિધ કારણોથી વર્તી શકાય એવા થતા ફેરફારોની ચોક્કસ અથવા આશરે ગણત્રી કરવાની, ને ગણત્રીઓનું પૃથક્કરણ કરવાની અને તેના ઉપરથી અનુમાન કાઢવાની પદ્ધતિને આંકડાશાસ્ત્ર કહેવામા આવે છે (ટાઇટાઇપ અદર નથી) અનેક વ્યાખ્યાઓ ચર્ચા પછી આ વ્યાખ્યા પર એઓ આવ્યા છે એ તો બરાબર છે, પરતુ સવાલ એ છે કે 'આકડાશાસ્ત્ર' એ શાસ્ત્ર છે કે પદ્ધતિ? આ પર આકડાશાસ્ત્રીઓ એકમત નથી* કેટલાક કહે છે કે એ શાસ્ત્ર છે. ફ્રાસનો પ્રસિદ્ધ પડિત મો બ્લોક તો 'સ્ટૅટિસ્ટિક્સ' નામ ફેરવી 'ડિમોગ્રાફી' એમ નવુ નામ આ શાસ્ત્રને આપવુ એમ સૂચના કરે છે આ વિષયના પ્રખ્યાત અગ્રેજ લેખક મિ બાઉલી તેમજ ડૉ ગાઇ ને મગ ગૅસન ગૅસન પણ એને શાસ્ત્રની કક્ષામા મૂકે છે જર્મન વિશારદો મોટે

---

* નીચેના ટાચણો ઉપરથી આ મતભેદ દેખાઇ આવશે

મૉ બ્લોક લખે છે Statistics is the science of living man in society in as much as it can be expressed in numbers and figures' (મૂળ દેવનુ ભાષાતર ના મનુભાઇ ત્રિવેદીએ કીધુ છે)

ગેબ્રિયેલ બન્ને મતોને ધટાવે 'Statistics may be interpreted in an extended and in a restricted sense In the former sense it is a method, in the latter, a science'

લડન ટાઇમ્સના નાણાવિષયક તત્રી મિ હૂપર આ લેખથી વિરુદ્ધ મત દર્શાવતા લખે છે

Sir Robert Liffen has also expressed himself adversely to the continental doctrine that there is an independent science of statistics and this opinion appears to be the correct one.

ભાગે એમ માને છે કે સ્ટૅટિસ્ટિક્સ એ મનુષ્યના સામાજિક જીવન સાથે સંબંધ ધરાવતું એક શાસ્ત્ર છે ને સર્વ શાસ્ત્રને લાગુ પાડી શકાય એવી એક પદ્ધતિ છે. બીજા દેશના કેટલાક લેખકો પણ આ મતને પુષ્ટિ આપે છે. આથી જુદા પડી ફ્રાંસના ઘણા અર્વાચીન અધ્યાપકો સ્ટૅટિસ્ટિક્સને શાસ્ત્ર ગણવાની ના પાડે છે. ઇંગ્લાંડમાં પણ પ્રો. ઇન્ગ્રામ, સર રૉબર્ટ ગિફન, તથા મિ. હૂપર વગેરે અનેક આ વિષયના નિષ્ણાતો આ અભિપ્રાય સાથે સંમતિ દર્શાવે છે. એમને મતે સ્ટૅટિસ્ટિક્સ એ માત્ર અન્વેષણની એક પદ્ધતિ છે. આ પક્ષનું કહેવું એમ છે કે માત્ર સમાજની સ્થિતિ નીરખવામાંજ આંકડાઓનો ઉપયોગ કરવામાં આવતો નથી. જીવનશાસ્ત્ર, વાયુશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, ઇત્યાદિમાં પણ આંકડાઓની મદદથી સત્યાન્વેષણ કરવામાં આવે છે. આ રીતિને આ સર્વ શાસ્ત્રોમાં ફક્ત એક પદ્ધતિજ લેખવામાં આવે છે તો સમાજશાસ્ત્રમાં અંકપદ્ધતિ દાખલ કરતાંની સાથે સ્ટૅટિસ્ટિક્સ એકદમ શાસ્ત્રની કોટિમાં કેવી રીતે આવી ગયું? આનો સૌથી અસરકારક જવાબ એટલોજ આપી શકાય કે ઇતર શાસ્ત્રોમાં તો અન્વેષણ નોખી રીતે કરી, અંકો માત્ર સહાય રૂપે આણવામાં આવે છે ને સમાજશાસ્ત્રમાં તો સત્યાન્વેષણની આ એકજ પદ્ધતિ છે. ઉપર ટપકે આ જવાબ ઘણો વજુદવાળો લાગે છે. પણ જરા ઊંડા ઉતરીએ તો આ ખુલાસાનું પોકળ તરત જણાઇ આવે એમ છે. સમાજશાસ્ત્રની સૌથી વધારે 'શાસ્ત્રીય' શાખા અર્થશાસ્ત્ર છે. તેમાં આંકડાઓનો પુષ્કળ વપરાશ થાય છે છતાં અર્થશાસ્ત્રને સ્ટૅટિસ્ટિક્સના એક ભાગ તરીકે ગણવાની સૂચના સુદ્ધાં કોઇ પ્રતિષ્ઠિત વિચારકે કીધી હોય એમ જાણવામાં નથી. આનું શું કારણ? સ્ટૅટિસ્ટિક્સને શાસ્ત્ર ગણનારે આ શંકાનું સમાધાન કરવું જોઇએ. એ શબ્દમાં છેડે 'ઇક્સ' આવે છે તેથી કંઇ એ સ્વયંસિદ્ધ શાસ્ત્ર થઇ જતું નથી. અ. ચંદુલાલની વ્યાખ્યા તથા એમના યોજેલા શબ્દ 'આંકડાશાસ્ત્ર' પરથી, એઓ સ્ટૅટિસ્ટિક્સને શાસ્ત્ર ગણતા હોય એમ લાગે છે, તો ભલે. પણ પોતાના મંતવ્યનું ઉક્ત મતભેદોનો નિર્દેશ કરીને પ્રતિપાદન કીધું હોત તો વિષયના ખરા સ્વરૂપનું પણ વિશેષ સ્પષ્ટીકરણ થાત. સ્થળસંકોચનો બચાવ અહીં ચાલે એમ નથી.

ત્રીજા પ્રકરણનું નામ 'ઉપયોગ, લક્ષણ ને મર્યાદા' છે. આ પ્રકરણ જોઇએ તેના કરતાં ટુંકું છે. બે કારણસર, અંદર વધારે વિગતો ઉમેરવાની જરૂર છે. એક તો સામાન્ય વાચકને આજ પ્રકરણમાં વધારે રસ પડે એમ છે. બીજું કારણ તો લેખકે જ ગણાવ્યું છે તે, 'આ શાસ્ત્ર માટે લોકોને ઘણો અવિશ્વાસ છે.' આમ હોય તેમાં નવાઇ જેવું કશું નથી. આંકડાઓના જાદૂથી અણધાર્યાં નિગમનો અજબ સહેલાઇથી આણી શકાય છે, અને પાશ્ચાત્ય જાદુગરો, એ નિગમનો, પાંડિત્યના પૂરા દમામ સાથે, આપણા વિદ્વાનો સમક્ષ મૂકતાં અચકાતા નથી. ત્રીજી સાહિત્ય પરિષદ આગળ રેવરંડ સ્ટીવન્સને ગંભીરપણે જાહેર કીધું હતું કે ગુજરાતી ભાષામાં સૌથી વધારે પ્રસાર પામેલું પુસ્તક તે બાઇબલનો ગુજરાતી તરજુમો છે! હિંદની આર્થિક પરિષદ આગળ પ્રોફેસર હૅમિલ્ટને સત્ય બુદ્ધિથી સિદ્ધ કર્યું હતું કે બીજા દેશોને મુકાબલે હિંદને માથે કરનો બોજો ઓછો છે! આવી મહાન શોધો નિરખી વિચારશીલ વર્ગ આંકડા તરફ અશ્રદ્ધાથી કેમ ન જુએ? આ કારણસર મર્યાદાઓ ઉદાહરણો આપીને વિસ્તારથી સમજાવવી જોઇએ. આમ કર્યાથી કંઇક અંશે લોકોનો

અવિશ્વાસ ઓછો થશે અને ખાસ કરીને વિદ્યાર્થીઓને વિષયપ્રવેશમા વધારે ગમ પડશે. આ પુસ્તક શિક્ષણશાસ્ત્રીય પદ્ધતિથી નહીં પણ તાર્કિક પદ્ધતિ પુરઃસર રચાયુ છે એટલે વિષયમર્યાદા તો ઉપોદ્‌ઘાતખંડમા જ આવે. પણ વિદ્યાર્થીઓને શરૂઆતમા તે સમજવી કઠણ પડે છે. આ દોષ લેખકનો નથી પણ તાર્કિક પદ્ધતિનો છે. એ જ પદ્ધતિ પ્રમાણે પ્રો. જીદનું અર્થશાસ્ત્ર રચાયું છે એનો ઉપોદ્‌ઘાત નવા વિદ્યાર્થીઓને બહુ અઘરો પડે છે પણ શિક્ષણશાસ્ત્રીય પદ્ધતિ પર લખાયેલુ પ્રો. ફિશરનું અર્થશાસ્ત્ર વધારે સારૂં છે એમ કંઇ બેધડક કહેવાય એમ નથી. છતા પાઠ્યપુસ્તકના લેખકે પદ્ધતિદોષ બને તેટલો દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. તેમ વળી આ વિષયમા તો મર્યાદા-વિભાગ ઘણો રસમય કરવાની ફાવટ છે તો તેનો લાભ શુ કરવા ન લેવો ?

પણ હવે બહુ થયું. પાઠ્ય પુસ્તક જોઇને કોણ જાણે કયાથી પંતુજીપણું ફુટી નીકળે છે ? જો આ હોત તો ઠીક ને તે હોત તો સારૂં એવી યદ્દિપરંપરા ગોઠવતા પહેલા પુસ્તકનું કદ કેટલુ વધી જશે તેનો વિચાર કરવો જોઇએ એટલે હવે એવી સૂચનાઓ કરવી બંધ કરશુ. પ્રથમ ખંડનું વિવેચન જરા લાબું થઇ ગયુ કારણ કે 'એકિલિસની એડી' જેવો ભાગ એ જ છે. 'મૂળતત્ત્વો' નો લેખક પણ એક પ્રકારની મૌલિકતા બતાવી શકે છે તે બીજા ચાર પારિભાષિક ખડો છે તેમા દેખાઇ આવે છે. વસ્તુસંગ્રહ, વસ્તુગોઠવણી, વસ્તુદર્શન ને વસ્તુનિરૂપણ એમ ચાર ખડોના નામ રાખ્યા છે આખો વિષય એકધારે વિકાસ પામી શકે એવું આ વર્ગીકરણ છે. સર્વસ્વ આપણા દેશનું દૃષ્ટિબિંદુ નજર બહાર થવા નથી દીધું એ સતોષજનક છે. સિદ્ધાતના સ્પષ્ટીકરણ માટે, વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને જેમા વધારે રસ પડે એવા જ ઉદાહરણો લીધા છે આકૃતિઓ તેમ જ કોઠકો બહુ ધ્યાનપૂર્વક તૈયાર કીધા છે નવો પારિભાષિક શબ્દ આવે તેનો અર્થ આપ્યા પછી જ તેને ઉપયોગમા લેવાની સંભાળ રાખી છે. પુસ્તકની મુખ્ય ખૂબી તો એ છે કે, આકડાઓ ખી બડકી ઊઠતો ન હોય અથવા ઘાતાકગણનાના કોટકો જોઇને ચક્કર ન આવતા હોય મેવો કોઇ પણ સંસ્કારી વાચક ઘણા પાના સ્વયં વાચીને સમજી શકે એમ છે વિષયનું ાાન તથા શિક્ષણનો અનુભવ એ બેઉ ન હોય તો આ ખૂબી આવવી મુશ્કેલ પડે છે

પુસ્તકની લખાવટ ગમે એવી છે ભાષા સરળ છે ને શુદ્ધ પણ છે. 'શારિરીક' ને 'સમૃદ્ધિવાન' જેવા અપપ્રયોગો જોઇ વૈયાકરણકેસરી જરૂર ઘુરકી ઊઠે પણ એવી ભૂલો બહુ જૂજ છે. ભાષા 'વિષયને અનુસરતી' નખરાનો આડબર નથી કીધો. એવી ભાષાને બુદ્ધિ અનુસરી શકતી નથી એ જાણીતું છે. 'પાર્શ્વસ્થ વિચલનની માફક પાદસ્થ ને ત્રિપાદસ્થની વચ્ચેની શ્રેણીનું એકોળપણું કાઢી શકાય છે' આવા વાકયો આવે છે તે અનભિજ્ઞને અગમ્ય લાગે પણ ખરૂં જોતા એ બધા ગુરુગમ્ય છે. ઉપરના વાકયમા ક્લિષ્ટતાનો દોષ નથી પણ માત્ર પરિભાષાની આવશ્યક વિપુલતા જ છે આટલા જ માટે આવા પુસ્તકોમા ભાષા કરતા પરિભાષા વધારે અગત્યની વસ્તુ થઇ પડે છે. સ્ટૅટિસ્ટિક્સ માટે હિંદી વૈજ્ઞાનિક કોષમા 'સ્થિતિ' અને સયાજી વિજ્ઞાનશબ્દસંગ્રહમા 'વૃત્તાત' એ શબ્દો આપેલા છે, તેના કરતા આ સંદુલાલનો યોજેલો 'આકડાશાસ્ત્ર' હજાર દરજ્જે સારો છે પણ ઇકૉનોમિક્સ માટે 'સંપત્તિશાસ્ત્ર' વાપર્યો છે તે રુચિકર થઇ પડે એમ લાગતું નથી. પુરુષાર્થની સિદ્ધિ માટે ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર ને મોક્ષશાસ્ત્ર એમ શાસ્ત્રોનું

પ્રાચીન વર્ગીકરણ થયેલું તેમાંના અર્થશાસ્ત્રથી હાલનું ઇકૉનૉમિક્સ જુદું છે એ ખરું, છતાં હિંદી વૈજ્ઞાનિક કોષ તથા સયાજી વિજ્ઞાનશબ્દસંગ્રહમાં આપેલો 'અર્થશાસ્ત્ર' શબ્દ જ ઠીક લાગે છે. અ. ચંદુલાલ પોતે જ ઇકૉનૉમિક્સ માટે 'સાંપત્તિક' નહીં પણ 'આર્થિક' શબ્દ વાપરે છે. અર્થાત્ આ રૂઢ થઇ ગયેલો અર્થશાસ્ત્ર એટલો અનર્થકારક નથી કે નવો શબ્દ પ્રચલિત કરવાનો ધર્મ પ્રાપ્ત થાય. ઉલટું, સંપત્તિના કરતાં તેની ઉત્પાદક ને ભોક્તા એવી જે માનવજાતિ પર અર્થશાસ્ત્રનાં અર્વાચીન લક્ષણોમાં ભાર મૂકવામાં આવે છે તે પર જો લક્ષ આપીએ તો તો 'અર્થશાસ્ત્ર' શબ્દમાંથી જ વધારે અનુકૂલ ધ્વનિ નીકળતો લાગશે. 'કૅાસ્ટ ઑફ લિવિંગ'નો 'જીંદગીની આવશ્યક હાજતો માટે થતાં ખર્ચ' એમ તરજુમો કીધો છે તે જરા લાંબો નથી? ગુઝારા ખર્ચ જેવો ટુંકો છતાં અર્થવાહી શબ્દ બનાવીએ તો? પણ આતો અકસ્માત્ સુઝી આવ્યો. અમુક પારિભાષિક શબ્દ સારો નથી એમ કહેવું સહેલું છે પણ વધારે સારો શબ્દ યોજી આપવો એ એટલું સહેલું નથી, અને સૌને પસંદ પડે એવી પરિભાષા યોજવાનું કામ તો મહા મુશ્કેલ છે. આવી સ્થિતિમાં શબ્દે શબ્દનું પીંજણ કરવા બેસીએ તો પાર કયારે આવે? એટલે પ્રસ્તુત પુસ્તકની પરિભાષા, સામાન્ય રીતે સુગમ અને સુવાચ્ય છે તેથી જ સંતોષ માનશું. શ્રી. ચંદુલાલભાઇ આપણી પરિષદની વિજ્ઞાન સમિતિ સાથે આ બાબતમાં પત્રવ્યવહાર ચલાવશે તો એમનો કંઇક વખત બચશે, સમિતિની કંઇક મહેનત બચશે ને વાચકો એક જ અર્થવાળા અનેક પારિભાષિક શબ્દો યાદ રાખવાની ખટપટમાંથી બચશે. પુસ્તકને અંતે એવા શબ્દોનો કોષ આપ્યો છે. સૂચિ તો આવાં પુસ્તકોનું આવશ્યક અંગ છે તે પણ પુરતી ચોકસાઇથી તૈયાર કરીને મૂકવામાં આવી છે.

એકંદરે, પાઠ્ય પુસ્તકમાં જોઇએ એવા ઘણા ગુણો આ પુસ્તકમાં છે. દોષો છે. પણ બીજી આવૃત્તિમાં તેમાંના ઘણા ખરા સુધારી શકાય એમ છે. વિદ્યાર્થીઓ માટે એ લખાયું છે ને તેમને એ ઘણું ઉપયોગી થઇ પડશે. આપણાં વર્તમાનપત્રોના તંત્રીઓ આવાં પુસ્તકો વાંચે છે કે નહીં તે પ્રભુ જાણે બાકી તેમને પણ આ પુસ્તક ઉપકારક નીવડે એવું છે. આવું સફળ પુસ્તક રચી, શ્રી. ચંદુલાલભાઇએ પોતાની સુનિષ્ઠા તથા કર્તવ્યપરાયણતાની પ્રતીતિ કરાવી છે તે માટે, માત્ર વિવેકદૃષ્ટિથી નહીં પરંતુ વિવેચકદૃષ્ટિથી, એમને ધન્યવાદ આપતાં આનંદ થાય છે.

વ્યોમેશચંદ્ર પાઠકજી.

**શાપસંભ્રમ અને બીજી કવિતાઓઃ**--રચનાર નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ. પ્રકાશકઃ ધી સાહિત્ય પ્રકાશક કંપની, લીમીટેડ. મૂલ્ય રૂ. ૦-૧૨-૦. સંસદ્ ગ્રંથાવલિના આ નવમા પુસ્તકને માટે તેના યોજકો અને પ્રકાશકોને અભિનંદન ઘટે છે. શ્રી બલવંતરાયે ટૂંકા પણ સમર્થ પ્રવેશકમાં સદ્ગત કર્તાની કૃતિઓનો રહસ્યસ્પર્શી પરિચય કરાવ્યો છે અને તેમની તુલના કરેલી છે. કર્તા ઉપર તે સમયના વિદ્યાર્થી જીવનમાં દૃઢપરિચિત દલપતરામની, સંસ્કૃત અભ્યાસને અંગે મધ્યકાલીન સંસ્કૃત કવિઓની અને તેમના સમયમાં શરૂ થઇ ગયેલી નવીન કાવ્યરીતિની સ્ફુટ અસર છે. પણ આપણે તેમનાં કાવ્યો ઉપરથી સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે તેમના અભ્યાસની સર્વ સામગ્રીથી તેઓ નવીન રીતિ તરફ જ વળતા આવતા

હતા. જૂની રીતિમાંથી છૂટવાના પ્રયત્નો પણ તેમનાં કાવ્યોમાં ઘણા જણાય છે, તે દરેક પ્રયત્ન કલાની દૃષ્ટિએ જુદી જુદી કિંમતનો છે; પણ કુદરત જેમ અનેક ખોટીવ્યક્તિઓને ઘડી ઘડીને ભાંગી નાંખે અને તેમાંથી છેવટ એક યોગ્ય સુશ્લિષ્ટ જાતિ ઉત્પન્ન કરે તેમ કવિ પણ આવા અનેક પ્રયત્નો ભંગારમાં નાંખી તેમાંથી પોતાને અનુકૂળ એક શૈલી ઘડી કાઢે છે. આવી કોઇ શૈલીનું ઘડતર સિદ્ધ થવા આવ્યું એટલામાં આ ઉછરતા કવિનું અવસાન થયું એ આપણા સાહિત્યને માટે ખરેખર દુઃખપ્રદ બનાવ ગણાય. એમની એવી શૈલી એમના ઉત્તમ કાવ્ય ' શાપસંભ્રમ ' માં જણાય છે.

સુસવાટ થયો મોટો ઘટામાં દૂર ઝાડની,
ને પડચો પડઘો એનો તળેટી મહીં પહાડની.

. . . . .

આ તર્ફ મંજુલ સ્વરે રમતું વહેલું,
સામે ભયંકર અગોચર ગીચ ઝાડી;
મેદાન લીલું વચમાં પડયું વિસ્તરેલું,
ઉંચે હિમાલય તણાં શિખરો રૂપેરી.

આ શ્લોકો સ્પષ્ટ રીતે કોઇ સિદ્ધહસ્ત લેખકના જરૂર લાગશે. અને આ કાવ્ય કાન્તના અતિ ઉત્તમ ' વસન્ત વિજય ' ની સમીપમાં સમીપ મૂકી શકાય એમાં શંકા નથી. આપણા કાવ્યનાં આ ખોવાઇ ગયેલાં પાનાં ફરી પ્રકાશમાં મૂકી તેના યોજકોએ ગૂજરાતી સાહિત્યની સેવા કરી છે.

**વાર્તાનું શાસ્ત્ર**—લેખક ગિરિજાશંકર ભગવાનજી બધેકા. પ્રકાશક નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ શ્રી દક્ષિણામૂર્તિ ભવન ભાવનગર મૂલ્ય ૧-૨-૦

આ પુસ્તક આપણા સાહિત્યમાં નવીન જ પ્રકારનું છે. હજી સાહિત્યની દૃષ્ટિએ પણ વાર્તાનું શાસ્ત્ર લખાયું નથી તે પહેલાં શિક્ષકની દૃષ્ટિએ એ શાસ્ત્ર લખવાની પહેલ કરવા માટે કર્તાને અભિનન્દન ઘટે છે. આ પહેલને લીધે કર્તાને ઘણા સામાન્ય પ્રશ્નોમાં ઉતરવું પડયું છે:—જેવા કે કલા શું છે ? કલાને અને ઉપદેશને શો સંબંધ હોઇ શકે ? કલ્પનાને અને જ્ઞાનને શો સંબંધ છે વગેરે. આ સામાન્ય ચર્ચાઓ ઘણાને લાંબી અને અસ્ફુટ લાગશે અને નવી આવૃત્તિનો પ્રસંગ મળતાં આ ભાગો કર્તા ટુંકાવશે તેમ અમે આશા રાખીએ છીએ. પણ તે પછી કર્તા પોતાના વિશિષ્ટ પ્રદેશમા પ્રવેશ કરે છે ત્યારે ખરેખર તેમના અનુભવો, બાલમાનસનો પરિચય, બાલમાનસનો રસ જાગૃત કરવાની યુક્તિઓ, વાર્તાઓની વસ્તુ, તેની રીતિ, તેનો સમય, શ્રોતાની માનસિક ઉચ્ચતાને અનુકૂળ વસ્તુ અને ભાષાની પસંદગી વગેરે અનેક વિષયો ઉપરની એમની તૈયારી અને પોતાનું વક્તવ્ય દાખલા દલીલથી સ્ફુટ કરવાની શક્તિથી વાચક આહ્લાદિત થશે એમાં અમને શંકા નથી. બાળકવાળું કોઇ પણ ઘર એવું નહિ હોય જ્યાં વાર્તાની જરૂર નહિ પડી હોય. બાળક તરફ ધ્યાન આપનાર અને તેની પ્રગતિમાં રસ લેનાર દરેક માબાપ અને શિક્ષક આ રસપૂર્વક વાંચશે અને વાંચીને લાભ મેળવશે એની અમને ખાત્રી છે,

**સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ લો, ૨ જો અને ૩ જો**–સં. ઝવેરચંદ મેઘાણી મુદ્રક અને પ્ર૦ અમૃતલાલ દલપતભાઇ શેઠ કિમ્મત ૧–૮–૦; ૧–૪–૦: ૧–૮–૦ ( પાકું પૂઠું: ૨–૦–૦ ] આ ત્રણેય ભાગોને આ પહેલાં માસિકો તરફથી અને લોકો તરફથી આવકાર મળી ગયો છે તેમાં અમે સહભાગી થઇએ છીએ. ત્રણે ભાગો ભેગા જોતાં સ્પષ્ટ દેખાય છે કે આ ગુણો ઉત્તરોત્તર ચઢતા ગયા છે. છપાઇમાં અને સુઘડતમાં પહેલા ભાગો કરતાં છેલ્લો ભાગ દેખીતી રીતે ચઢતો છે. પહેલા ભાગોમાં માત્ર સંપાદન સંબંધી કેટલીક ઉલ્લેખ છે પણ આ છેલ્લા ભાગમાં સોરઠી સાહિત્યના તત્ત્વમાં ઉતરી તેમાં પ્રતિબિંબિત થતાં લોકસમાજ, રીતભાત, શૌર્ય, ઔદાર્ય વગેરેનો સમર્થ પરિચય કરાવ્યો છે. અને અત્યારની વાંચી જાણતી પ્રજા આથી આ સાહિત્ય તરફ નવીન જ ઉત્સાહથી વળી છે. આ ઉત્સાહ અમને શુભ ચિહ્ન જણાય છે. તેથી આપણા પ્રજાજીવનમાં વહેતા ઊંડા ઉત્સાહપ્રવાહો ઓળખાશે, સાહિત્યને અને સંગીતને નવીનજ વેગ અને દિશા મળશે, આપણું સાહિત્ય વધારે સુરેખ ઇતિહાસની ભોંય મેળવશે, એકલા અમુક જ વર્ગનાં પાત્રોમાં રમ્યા કરતું સાહિત્ય પાત્ર વસ્તુ માનસ વગેરેની સામગ્રીથી વિવિધ બનશે અને દુર્લક્ષ પામેલા હલકા ગણાતા વર્ગ તરફ નવી પ્રીતિ અને રસ જાગૃત થશે. પણ આ સર્વ ફાયદા સાથે અમને કોઇ કોઇ અનિષ્ટ વિચારસરણીઓ દેખાય છે તે તરફ વાંચનાર વર્ગનું અમે ધ્યાન ખેંચવા માગીએ છીએ. લોકસાહિત્ય સુંદર છે, સરલ છે, હૃદયસ્પર્શી છે એ ખરૂં પણ તેમાં પણ પસંદગી કરવી જ પડે. જેમ અત્યારનું બધું સાહિત્ય સારૂં નથી તેમ ભૂતનું પણ બધું સાહિત્ય સારૂં ન હોઇ શકે તેમાં પણ કેટલીક નિર્બળતા કેટલીક હીનતા હોઇ શકે. બીજું આ કાઠીઆવાડી સાહિત્યથી કાઠિયાવાડની જ એક કોઇ સર્વથા ભિન્ન સંસ્કૃતિ હતી અને માટે સમસ્ત આર્યસંસ્કૃતિના પુનરુજ્જીવનમાં કાઠિયાવાડ માટે કોઇ સર્વથી ભિન્ન સંસ્કૃતિ જોશે એમ માનવા દોરાઇએ તો તે ભૂલ છે. એમ તો પછી દરેક નાતની, સુરત વડોદરા અમદાવાદ વગેરે દરેક શહેરની, સોરઠ, હાલાર, અમદાવાદ, સુરત, લાટ, કચ્છ વગેરે સર્વ વિભાગોની જુદી જુદી સંસ્કૃતિઓ ગણાય. જરૂર આ બધાં જુદાં છે, તેમની રસવૃત્તિઓ જુદી હશે તેટલે અંશે જુદાઇ રહેશે. પણ અત્યારે બધો એક સમગ્ર સંસ્કૃતિ તરફ ગતિ કરનારાં છે–હોવાં જોઇએ, તે વખતે દરેક ગૌણ ભિન્નતાને માત્ર શોખ કે સ્વભાવની થોડી ભિન્નતાને સંસ્કૃતિનું નામ આપવું એ અયથાર્થ છે, પ્રગતિને વિઘાતક છે.

પણ આ વિચારદોષોને માટે અમે સંગ્રાહકોને કોઇ રીતે જવાબદાર ગણતા નથી. આ દોષો વાંચનારાના ગ્રહો અને અસ્મિતાઓથી થાય છે. આ લુપ્ત થતું સાહિત્ય એક સાથે જેટલું મળે તેટલું પ્રસિદ્ધ કરી સાચવી રાખવાની જરૂર છે અને આ ઉત્સાહી સંપાદકે જે અનન્ય અભિનિવેશથી આ કામ હાથમાં લીધું છે તેને માટે તેમને હૃદયપૂર્વક અભિનન્દન જ ઘટે છે.

**પ્રીતમદાસની વાણી**—તંત્રી અને સં. ભિક્ષુ અખંડાનંદ સ. સા. વ. કા. છુટક મૂલ્ય રૂ. ૧ પાકું પૂઠું રૂ. ૧ાા. 'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને' એ સુપ્રસિદ્ધ પદ લખનાર પ્રીતમનાં સર્વ કાવ્યોનો આ સંગ્રહ છે. નિવેદન ઉપરથી જોઇ શકાય છે કે જુદી જુદી પ્રતો મેળવીને સારો પાઠ સ્વીકારવાની ચીવટ રાખી છે અને 'મહાત્મા પ્રીતમદાસ'નું જીવનચરિત્ર લખવાને માટે સંપાદકે ઉઠાવેલી મહેનત અને ઉદ્યોગ અને હકીકતમાંથી ઇતિહાસ તારવી કાઢવામાં વાપરેલા વિવેકને માટે સંપાદકને

માન ધટે છે આ લેખથી પ્રીતમદાસના જીવન વિશે ઘણી હકીકત પ્રકાશમા આવે છે.

**સ્વર્ગનો ખજાનો**—લેખક સ્વ. અ સુ. પઢીઆર પ્રકાશક ઉપર પ્રમાણે આવૃત્તિ ત્રીજી મૂલ્ય અમદાવાદમા રૂ ૧)= પાકું પૂઠુ ૧।= અન્ય સ્થળે બે આના વધુ

**સ્વામી રામતીર્થ**—જીવનકથા તથા ઉપદેશો પ્રયોજક અને અનુવાદક સ્વામી સ્વ યંજ્યોતિતીર્થ સપાદક અને પ્રકાશક ભિક્ષુ અખડાનંદ પાકા પૂઠા સાથે (અમદાવાદ) રૂા બે પો. જુદુ અન્ય સ્થળે ૦ા વધુ

**મરાઠી રિયાસત-પૂર્વાર્ધ**—અનુવાદ કર્તા જીવણલાલ અમરશી મહેતા છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ. મૂલ્ય એક રૂપિયો. હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસના લેખક તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રીયુત ગોવિંદ સખારામ સરદેસાઇના આ નામના પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે આપણા ૨૦૦ મૂલ્ય એક રૂપિયો, દેશબન્ધુના અવસાનના ૭ માસની અદર આ પુસ્તક બહાર પડે છે તે લેખક અને પ્રકાશક બન્નેનો ઉત્સાહ બતાવે છે ચાલુ સમયની એક મહાન માર્ગ કર વ્યકિતના જીવનનો અભ્યાસ પસદ કરવાને માટે આ જુવાન લેખકને અભિનન્દન ઘટે છ પુસ્તકમા દેશબન્ધુના જીવનની સર્વ કલાઓ-જુદુંબની વકીલની, કવિની, રાજકારણી નેતાની, ભક્તની નિરૂપિત કરી છે ઉપરાત ૧૯૨૨ ની મહાસભાના પ્રમુખ તરીકેનું તેમણે તૈયાર કરેલુ ભાષણ જે રૂપે પ્રગટ થયુ હતુ તેનું, તથા ૧૯૨૫ મા બગાળ પ્રાતિક પરિષદના પ્રમુખપદેથી આપેલા ભાષણનુ ભાષાન્તર આપેલુ છે, છેવટ દાસબાબુના સાગર સગીતનો શ્રી મેઘાણીનો અનુવાદ આપેલો છે દેશબન્ધુના જીવનના અનેક પ્રસગોના ફોટાઓથી પુસ્તક વધારે આકર્ષક બન્યુ છે

અસહકારની હીલચાલમા કૌંસિલમા જનારો સ્વરાજપક્ષ ઉભો કરવાના પરિણામ શા આવ્

# જ્ઞાનગોચરી

## સ્વીડનની ખેડૂતોની નિશાળો

લાલા હરદયાલ સ્વીડનની ખેડૂતોની નિશાળો વિષે 'પીપલ' પત્રમાં નીચે પ્રમાણે લખે છે:

સ્વીડનની આ ખેડૂતોની નિશાળોમાં ભણનારાઓનો મુખ્ય ભાગ ખેડૂતોનો હોય છે. આ નિશાળોની પ્રથમ સ્થાપના સન ૧૮૪૪ માં ડેન્માર્કમાં થઇ. સન ૧૮૬૮ માં સ્વીડનનો એક પત્રકાર મિ. સોહ્લમાન ડેન્માર્ક ગયેલો. ત્યાં એક જણે એને ક્હેણું દીધું કે સ્વીડનના ખેડૂતો ગમાર અને બુદ્ધિવિનાના છે. સોહ્લમાનને આ હાડોહાડ લાગી ગયું. એણે તુરત સ્વીડન આવી ડેન્માર્ક જેવી ખેડૂતોની નિશાળો સ્થાપવા માટે જબરજસ્ત ચળવળ ઉપાડી અને તે જ સાલમાં ત્રણ નિશાળોની સ્થાપના થઇ. આ પછી મિ. સોહ્લમાન છ વરસ જ જીવ્યો પણ એ છ વરસમાં તો એણે ખેડૂતોની નિશાળોનો પાયો એવો મજબૂત કરી દીધો કે આજે એ નિશાળો પ્રજાકેળવણીનું એક અંગ થઇ પડી છે.

પ્રાથમિક શાળાઓમાં ખેડૂતોનાં બાળકોને લખવા વાંચવાનું જે શિક્ષણ મળે છે તે જીવનના વિકાસ માટે પૂરતું નથી અને એથી તે બાળકો મોટાં થાય અને બાળકે મટી ખેડૂતો બને ત્યારે તેમને પોતાના તેમજ પ્રજાના જીવન વિષે વિશેષ માહિતી મળે એ જરૂરી છે એમ તો હરકોઇ કબૂલ કરે છે. આવું શિક્ષણ આપવાને માટે જ આ નિશાળોની યોજના થઇ છે. એમાં પરીક્ષાઓ લેવામાં આવતી નથી, ખેડૂતના દીકરાને ખેડૂત મિટાવી દેવાનો એનો ઉદ્દેશ નથી. માત્ર સ્વીડીશ ભાષા, જર્મન ભાષા, ભૂમિતિ, ભૂગોળ, ઈતિહાસ, રાજનીતિશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર વગેરે વિષયોનું સામાન્ય જ્ઞાન તેમને આપવામાં આવે છે અને એ રીતે તેમને જીવનની ઘટનાઓનું રહસ્ય સમજાવવામાં આવે છે. આ નિશાળોનું પહેલું સત્ર નવેમ્બરમાં શરૂ થાય છે અને તે એપ્રિલ સુધી ચાલે છે. આ સત્રમાં છોકરાઓને જ દાખલ કરવામાં આવે છે; છોકરીઓને મે થી ઓગસ્ટના બીજા સત્રમાં દાખલ કરવામાં આવે છે. સ્વીડનના ખેડૂતો આપણે અહીંના જૂના વિચારના માણસોની માફક મોટી વયનાં છોકરાંછોકરીઓ ભેગાં ભણે એ પસંદ નથી કરતા અને આથી આમ છોકરા છોકરીઓના નોખા સત્રોની ગોઠવણ કરવી પડી છે. છોકરાઓનું સત્ર પાંચ મહિના ચાલે છે અને છોકરીઓનું સત્ર ત્રણ મહિના ચાલે છે. આનું કારણ પણ ત્યાંના ખેડૂતોના જૂના વિચારો છે. હજુ પણ તેઓ એમ માને છે કે છોકરાઓ જેટલું છોકરીઓને ભણવાની જરૂર નથી.

આ દરેક નિશાળમાં એક મહેતાજી અને એક આસિસ્ટન્ટ હોય છે. મહેતાજીને મહિને ૩૦૦ રૂ. પગાર મળે છે અને રહેવાનું મકાન તથા બળતણ મફત મળે છે. આસિસ્ટન્ટને આશરે ૨૦૦ રૂપીઆ પગાર મળે છે. કોઈ કોઇ નિશાળમાં તો બબ્બે આસિસ્ટન્ટ હોય છે. બીજા સત્રમાં છોકરીઓને ભણાવવાની હોવાથી સાત શિક્ષકોને રોકવામાં આવે છે. ૧૬ વરસથી ઓછી વયના વિદ્યાર્થીઓને આ નિશાળોમાં દાખલ કરવામાં નથી આવતા. સાધારણ રીતે દરેક નિશાળમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૩૦ થી ૫૦ સુધીની હોય છે અને તે બધા ભેગા એકજ મકાનમાં રહે છે. આ છાત્રાલયના ગૃહપતિ મહેતાજી હોય છે અને ગૃહિણી મહેતાજીનાં વહુ હોય છે. અહીંઆં આપણા પ્રાચીન ઋષિકુળની ભાવનાનું મૂર્ત સ્વરૂપ દેખાય છે; ગુરુ અને ગુરુપત્ની માતપિતાને સ્થાને હોય છે અને સૌ વિદ્યાર્થીઓ એકજ કુટુમ્બનાં બાળકોની જેમ સાથે રહે છે અને સાથે ખાઇપીએ છે.

પહેલા સત્રમાં મોટી વયના છોકરાઓજ વિદ્યાર્થીઓ હોય છે. આમનું મનરંજન કરવા માટે

મહેતાજીનાં વડુ પાડોશનાં ગામોમાંથી છોકરીઓને નિમંત્રણ આપી બોલાવે છે અને નાટકો અને મિજબાનીઓ ગોઠવે છે.* બીજા સત્રમાં છોકરીઓની સંખ્યા વિશેષ હોય છે અને તે વખતે પાડોશનાં ગામોમાંથી નવજુવાનોને નોતરવામાં આવે છે. છોકરા અને છોકરીઓને કોઇક છૂટીછવાયી નિશાળોમાં સાથે દાખલ કરવામાં આવે છે ખરા. પણ તે માટે હજુ લોકમતનો વિરોધ પ્રબળ છે. આ નિશાળોમાંની ઘણીખરી તો ખાનગી સંસ્થાઓ જ ચલાવે છે અને જ્યાં આવી સંસ્થાઓ તે કામ ઉપાડી નથી લેતી ત્યાં સરકાર અને મ્યુનિસિપાલિટી મદદ કરે છે. સ્વીડનના લોકો આવા કામોમાં સરકાર પર આધાર રાખવાનું શીખ્યા જ નથી. તેઓ પોતે જ આવાં કામ ઉપાડી લે છે અને પછીથી સરકાર પાસે થોડીઘણી મદદ ગ્રાન્ટ રૂપે લે છે. સરકાર પણ આ બાબતમાં જેઓ સ્વાશ્રયી હોય છે તેમને જ મદદ કરે છે. આ મદદ બદલ સરકારી ઇન્સ્પેક્ટર આ નિશાળોની તપાસ કરે છે, પણ સરકાર પ્રજાકીય હોવાથી નિશાળોની આંતર્વ્યવસ્થામાં કોઇ પણ જાતની દખલ કે હેરાનગતિ થઇ શકતી નથી.

આ નિશાળોમાં, એ નિશાળોના સંસ્થાપક ડૉ. સોલૂમાન કહે છે તેમ, જ્ઞાન આપવામાં આવે છે એટલું જ નહિ, પણ વિદ્યાર્થીઓમાં જ્ઞાનની તૃષા જાગૃત કરવામાં આવે છે. પરીક્ષાઓ લેઇને પ્રમાણપત્રો આપી ખેડૂતોના છોકરાઓને નોકર બનાવવાનો આ નિશાળોનો ઉદ્દેશ નથી. આવી પરીક્ષાની પદ્ધતિ સમૂળગી જ કાઢી નાખી છે. એક રીતે જોતાં આ નિશાળો ઘણી જ ખર્ચાળ છે, કારણ કે દર સાલ ૮૦–૯૦ વિદ્યાર્થીઓને ભણાવવા પાછળ દરેક નિશાળમાં હજારો રૂપીઆ ખર્ચાય છે. પણ પ્રજાને શિક્ષણ આપતી વેળા પૈસા સામે નથી જોવાતું. લશ્કરી ખર્ચ પર સ્વીડન સરકારે કાપ મૂક્યો છે અને એ પૈસા આ નિશાળોની પાછળ ખર્ચાય છે. આવી તો, ત્યાં બાવન નિશાળો ચાલે છે અને દરેક નિશાળમાં વિદ્યાર્થીઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ જાય છે.

"એ...સ્વીડનમાં એવી નિશાળો છે કે ત્યાં બિલકુલ પરીક્ષા જ નહિ, હેં!"

વિદ્યાર્થીઓનું સ્વર્ગ પાસે આવતું જાય છે.

"હે રામ! હિંદુસ્તાનના વિદ્યાર્થીઓનાં નસીબ ક્યારે ઉઘડશે?"

ન

---

ડૉ. સર જગદીશચંદ્ર બોઝે હીન્દુ યુનીવર્સીટીના પદવીદાન સમારંભ સમયે તા. ૨૨–૧૨–૨૫ ના દિવસે જે મનનીય ભાષણ આપ્યું છે તેમાં નીચેના વિચારો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે.

'વૃક્ષનું જીવન આપણા સંઘજીવનના રૂપક તરીકે લઇ શકાય. વૃક્ષ જીવ્યાં કરે છે કારણ કે તેનાં મૂળ પોતાની ભૂમિમાં ઉંડે ગએલાં હોય છે, અને એ ભૂમિ તે તેનું જન્મ સ્થાન છે. પોતાની ભૂમિ જ પોષણ, અને તેના ઉપર પસાર થઇ ગએલાં ફેરફાર અને આફતના મોજાં સામે થવા બળ, આપે છે. બ્હારના આઘાતો કદી પણ તેને મ્હાત કરી શક્યા નથી, ઉલટું તેનાથી તેની ઉગવાની શક્તિઓ જ બ્હાર આવે છે. તે બ્હારના ફેરફારને સામા [અંતરંગ] ફેરફારથી જવાબ આપે છે. તેનાં જીર્ણ કરતાં પરિણામો સૂકા પાંદડા તરીકે ખંખેરી નખાય છે. અને બદલાતો સમય તેનામાં નવા સમયને અનુકૂળ થવાની શક્તિને બ્હાર કહાડે છે. તેનાં બળ અને સહનશીલતા તેના જન્મ સ્થાનમાંથી, તેની સમજવાની અને શીઘ્રતાથી ફેરફારને અનુકૂળ થવાની શક્તિમાંથી અને ભૂતકાળની યાદમાં ઉતરેલી સ્મૃતિમાંથી, આવે છે. આ રીતે, જીવનની પુષ્પિત થવાની શક્તિ એ ભૂમિ અને તત્સંબંધ ભાવોની ઉત્તમ બક્ષીસ છે. આનાથી જુદા રહેલા અને કેવળ પરદેશી વિચાર અને રીત ઉપર કેળવાએલા બીચારા કમનસીબ માટે શું ભાવી હોય? મૃત્યુ તેની પુંઠે પડે છે અને ધ્વંસ એ એનો અનિવાર્ય અંત છે.'

પ્રાચીન ભારતવર્ષનાં વસ્તુસ્પર્શી જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ અને બુદ્ધિસ્વાતન્ત્ય વિષે ટીકાકરનારાઓના વિચારોની સમાલોચના કરતાં ભાર-

---

* ઋષિકુળની પ્રણાલિકામાં આ વીસમી સદીનો સુધારો છે!

તીય પ્રથા સમજાવી તેઓ જણાવે છે કે 'કોઇ પણ પ્રતિબંધ વિના સંશોધન કરવાની આપણને વારસામાં મળેલી ઉત્તમ બક્ષિસને ભૂલી જઇ નાના વાર્યો વિષે વાતો કરવી એ જીર્ણતાની નીશાની છે '

પ્રાચીન ભારતવર્ષમાં જ્ઞાનની પ્રવૃત્તિ કોઇ પ્રાન્ત કે દેશની મર્યાદાથી સંકુચિત હતી નહિ એ હકીકત પશ્ચિમમાં તક્ષશિલા, ઉત્તરમાં નાલંદા, અને દક્ષિણમાં કોંજીવરમના વિદ્યાપીઠોનો ઉલ્લેખ કરી, ભારતના વિદ્વાનો પ્રાન્તે પ્રાન્તે અને દેશની બહાર તિબેટ, ચીન અને દૂરના બીજા પૂર્વના દેશોમાં ફરતા એ જણાવી તેઓ જણાવે છે કે 'જેઓએ ઇતિહાસ સાચી રીતે વાંચ્યો છે તેઓ ભારતવર્ષની તે સમન્વય શક્તિ સમજશે જે વડે ઘણી પ્રજાઓ અને લોકો આ દેશને પોતાનો માનતા થયા અને ભાવીમાં થનાર વધારે મહાન ભારતવર્ષ પણ તેઓના જ એ નિત પ્રય ત્નથી બંધાશે '

ભૂતકાળની મોટાઇ ઉપર જીવવાની વિનાશ વૃત્તિનો ઉલ્લેખ કરી તેઓ જણાવે છે કે "આપણા પૂર્વજો સર્વજ્ઞ હતા અને તેમને માટે કશુ જાણવાનું બાકી ન હતુ એવો ખોટો દાવો કરવાથી આપણે આપણા પૂર્વજોને માન નથી આપતા ધીમે ધીમે જ્ઞાનની ઇમારત બાંધવામાં તેમના પ્રયત્નો કેવા સતત હતા એ આપણે સમજીએ છીએ ?"

વર્તમાન યુગમાં ભારતવર્ષે શું કર્યું છે એનો નિર્દેશ કરતા પોતે કરેલી મહાન શોધોના અનુભવથી વૈજ્ઞાનિક સંશોધન શી રીતે થઇ શકે તે જણાવે છે અને વનસ્પતિ અને પ્રાણીમાં જીવન-ઐક્ય પ્રવર્તે છે એ પોતે સિદ્ધ કરેલું તત્ત્વ રજુ કરે છે

'હું વિદ્યાર્થી હતો અને ધુ મે શિક્ષણને ધંધા તરીકે સ્વીકાર્યો નથી પણ ઉત્તમ જીવન પ્રવૃત્તિ તરીકે સ્વીકારી છે એ મારો વિરલ અધિકાર છે કે આખા હિન્દુસ્થાનનો વિદ્યાર્થીગણ મને તેઓનો માર્ગદર્શક અને મિત્ર ગણે છે અને એના બદલામાં હું જે ઉચ્ચત્તમ વસ્તુ જાણું છું તે તમને કહેવી એનાથી કાંઇ ઓછું ન કરી શકું હું તમારી નબળાઇને ઉદ્દેશીને નહિ પણ તમારા બળને ઉદ્દેશીને તેથી હું તમારી આગળ જે સહેલું છે તે નહિ મુકું પણ જે અઘરામાં અઘરું છે તે પસંદ કરવા હું બધો આગ્રહ કરીશ ભૂતકાળનો વારસો તમને ડુંગર ચઢવાના માર્ગમાં મદદ કરશે, પણ તમારે ભૂતકાળના ગુલામ થવાનું નથી પણ તેના જ્ઞાનના સાચા વારસદાર થવાનું છે'

# લાકડા પર કોતરકામ કરનાર મીસ્ત્રી સોમનાથ ભૂધર

ગૂજરાતની સંસ્કૃતિ, એનું વ્યક્તિત્વ અને એની પ્રતિભા આપણાં શિલ્પ, અને સ્થાપત્યમાં એટલાં બધાં વ્યક્ત થાય છે કે, ન પૂછો વાત.

હિંદની કલામાં ગૂજરાતની કલાની વિશેષતા છે અને કલાપ્રેમીઓએ, એને સંગીતમય કાવ્ય જેવી કહી છે.

જેવી આપણી લિપિમાં સુન્દરતા છે, જેવી આપણી ભાષામાં મીઠાશ છે, અને જેવી દયારામ કે મીરાંબાઇનાં કાવ્યમાં મનોહરતા છે, એવાંજ સૌન્દર્ય, મીઠાશ અને મનોહરતા, શાહઆલમમાં સરખેજના રોજામાં અને હઠીસિંહના દેવળમાં છે,

જેવો આપણી સ્ત્રીઓનો સર્વાંગ સુન્દર પહેરવેશ છે, જેવા એમના ઘાટીલા અલંકાર છે; જેવી એમની આકર્ષક કાન્તિ છે અને જેવા એમના મધુર ગરબા છે એવાજ અલંકાર અને રૂપ અને માધુર્ય અડાળજની વાવમાં, અમદાવાદની લાલદરવાજાવાળી જાળીઓમાં અને દેલવાડાનાં દેવળોમાં છે.

મોગલ સમયની શિલ્પકલા, આરસપહાણને લીધે વિશેષ શોભે છે પરન્તુ એનાથે પેહેલાંની ગૂજરાતની શિલ્પકલા બુદ્ધિબળમાં કલ્પનાશક્તિમાં અને પરિપૂર્ણતામાં મોગલ સમયથી જરાયે ઉતરે એવી નથી.

મુસલમાની સમયમાં બંધાએલાં વાવો, તળાવો, રોજા, મિનારા બધામાં હિન્દુ-આર્ય શિલ્પશાસ્ત્રની જ પરંપરા રહેલી છે અને એના ઘાટ ભાવના, યોજના એ સઘળું આપણું જ છે.

સોમનાથમાં, ગુજરાતની શિલ્પકલા અલૌકિક સ્થિતિએ પહોંચી હતી. બ્રહ્માની સૃષ્ટિ જેવી-જડ પથ્થરોમાંથી નવી સૃષ્ટિ ઉપજાવનારા, વિશ્વકર્માના ભકતો, સોમપુરા બ્રાહ્મણો ભવ્ય મંદિરો, રોણકદાર ઓવારા, વિશાળ રાજ્યભવનો અને દેવતાઇ મૂર્તિઓ બનાવતા.

સોમપુરાઓએ, પાટણ, મોઢેરા, સિદ્ધપુર, વડનગર, આબુ અને ઉદયપુર તથા ચિતોડનાં મંદિરો, ઓવારા તથા મહાલયો બાંધ્યાં છે. એમના જ વંશજો મુસલમાની ધર્મ સ્વીકારી સલાટ બન્યા છતાં એમણે પણ એજ જુની વિદ્યા અને એજ ચતુરાઇ ચાલુ રાખ્યાં છે.

જૈન, હિન્દુ અને મુસલમાનોનાં ધર્મસ્થાનો, કાં તો સોમપુરાઓએ કે કાં તો સલાટોએ બનાવ્યાં છે. ઘણામાં બન્ને ભેગાયે હશે અમદાવાદના એક સલાટ જે હમણાંજ મરી ગયા એ પથ્થરની સુન્દર મૂર્તિઓ બનાવતા હતા.

પરન્તુ પથ્થર એ મધ્ય ગુજરાતમાં ઝટ મળે એવી વસ્તુ નથી અને કોતરણીનો શોખ તો ધર્મસ્થાનોમાંથી રાજ્યભુવનોમાં અને રાજ્યભુવનોમાંથી સામાન્ય ગૃહસ્થ લોકોના ઘર સુધી પહોંચી ગયો હતો. ઈંગ્રેજી અસર આપણાં બાંધકામોમાં, ૫૦-૬૦ વર્ષ ઉપર બહુ ન્હોતી થઇ તે વખતે કોઇપણ ઘર કોતરણી વગર કરવું તેમાં અપશુકન ગણવામાં આવતા. આથી જેવી કોતરણી પથ્થરોમાં થતી એવી જ કોતરણી લાકડામાં થવા લાગી. પાટણ, વડોદરા અને અમદાવાદમાં હજી ૬૦-૭૦ વર્ષની અગાઉ બંધાએલાં કેટલાંક ઘરો ઉત્તમ લક્કડકામના નમુના છે.

અમદાવાદનું સ્વામીનારાયણનું મંદિર, હરકોર શેઠાણીની હવેલી, મોહનલાલ શેઠનું રોઘી વાડાની પોળનું ઘર એ હજી સુનાર લોકોએ પણ ગૂજરાતની કલા લાકડામાં કોતરીને કેવી દીપાવી હતી તે દર્શાવતાં ઉભાં છે.

ભૂધર મીસ્ત્રી આવાજ કોઇ કલાધર સુનારના પુત્ર હતા. સ્વ. કવીશ્વર દલપતરામ ડા. ભાભાઇ એમને ઓળખતા. ફારબસ સાહેબની રાસમાળાના "બ્લોકસ" એમણે કર્યા હતા.

એમની વિદ્યા ઉપર તે વખતના અમદાવાદીઓ એટલા બધા મોહ પામ્યા હતા કે એમણે પાંચપટી કાળુપુરમાં જ્યાં ભૂધર મીસ્ત્રી રહેતા તે ખાંચાનું નામ ભૂધર મીસ્ત્રીનો ખાંચો એવું પાડેલું તે હજી એ જ નામે ઓળખાય છે. સોમનાથ મીસ્ત્રી આ ભૂધર મીસ્ત્રીના

દીકરા. એમની ઉમ્મર હવે ૬૫ વર્ષની થઇ. મીસ્ત્રી સોમનાથ ભુધર અમદાવાદની લાલ દરવાજા ની સુપ્રસિદ્ધ જાળીઓ લાકડામાં ઉતારે છે. એમણે ઉત્તમ કોતરણીના સાગ અને સીસમના લાકડાના સુન્દર પડદા કર્યા છે અને ૧૦૦૦, ૨૦૦૦ રૂપિયાની જેના ઉપર એકલી મજૂરી થઇ છે એવા હિન્દુ અને મુસલમાન ઘાટના ગોખો બનાવ્યા છે. ઘર પર કારીગીરી કરાવવાની પ્રજાની તાકાત જતી ગઇ ત્યારે સોમનાથ મીસ્ત્રીએ પોતાની વિદ્યાનું આ રીતે રક્ષણ કર્યું છે.

એમના જેવા એમના સમોવડિયા કોતરકામ કરનાર અમદાવાદમાં બે ત્રણ જણ હતા એમનાં સ્મરણ રૂપે એકાદ લાકડી અને એક ટેબલ એમનાં ઘરોમાં ધુળ ખાતાં પડયાં છે! અને સોમનાથની પણ હવે પાકી વય થઇ; એમની ચીજો, જેમાં એમણે પોતાનો આત્મા રેડયો છે તેનું એમની પાછળ શું થશે તે હું નથી જાણતો.

એમનો એકનો એક દીકરો જે આ કલા સજીવન રાખત તે પ્લેગમાં ગુજરી ગયો એટલે સોમનાથ મીસ્ત્રીની કલા એમની સાથે જવાની. તેમ છતાં હજારો નિરાશામાં ફક્ત એકજ આશા હજી છે, એમના શાગિર્દોઓમાંથી બે ત્રણ જુવાનો મીસ્ત્રીના નકશા પ્રમાણે કામ કરી શકે છે.

જે ગોખ એમને ત્યાં પડયા છે તેની ઉપર કિનારીઓનું કેટલુંક કામ બાકી છે. મીસ્ત્રી એ કામ આ જુવાનો પાસે પૂરૂં કરાવવા કહેતા હતા.

પરન્તુ મીસ્ત્રી શિવાય બીજુ કોઇ, આવું કામ પેલા ભાઇઓ પાસે કરાવનાર નથી. એ બિચારા વાંસલા લઈ સુતારી કામે જાય છે અને રોજના બે ત્રણ રૂપીઆ કમાઈ સંતોષ માને છે. કોતરકામમાં એટલું પણ એમને હજી કોઇ આપનાર હોય તો એ કામમાં એ વધારે રસ લે એમ હું માનું છું.

હાલમાં મીસ્ત્રી પાસે બે ગોખ, અને ફક્ત એક છાબડી પડયાં છે. જાળીઓ હતી તે ૧૫૦–૧૫૦ ની કીંમતે (પડતર ખર્ચે) એમણે પોતાના એક પારસી મિત્રને આપી દીધી. છાબડી તો કોઇને આપવા ના પાડે છે. "મારી યાદગીરી રૂપે મારા ઘરમાં એ છો રહી. એ તો હું કોઇને નહીંજ આપુ આ પાંચ વર્ષનો મારો પૌત્ર છે એ બિચારો મોટો થશે ત્યારે જાણશે કે મારા દાદા આવુ કરતા હતા " એમ ગળગળા થઇને મીસ્ત્રી કહે છે. અને ખરે જ આપણે પણ આવી સુન્દર કલાની આખર દશા જોઇ ગળગળા થઇ જઇએ એવું છે?

આખી જીંદગી મીસ્ત્રીએ, આ કલા મારફતે પોતાનું પોષણ નથી કર્યું. તેમ એમની કલાથી કોઇ હિન્દુ ગુજરાતીએ, કિર્તિજનના બે શબ્દો પણ ઉચ્ચાર્યા નથી!

એમની ઘણી જાળીઓ, પડદા અને ગોખ રેલ્વેના એક સાહેબ મારફત વિલાયત ગયાં છે અને કંઇક સામાન સ્વ. શેઠ નવરોજજી પેસ્તનજીએ નાનાલાલની ભેટ રૂપે વિલાયત મોકલ્યો છે. આ બન્ને ફક્ત ભર્યા અમદાવાદમાંથી મીસ્ત્રીની કદર કરનાર હતા, બાકી લક્ષ્મીને ખોળે રમતું અમદાવાદ, ચીનાઇખાનાં ને કાચના ઝુમ્મરોથી તથા વિલાયતી રાચરચીલાંથી પોતાનાં દીવાનખાનાં શોભાવે ગયું છે.

અમદાવાદમાં નગરજનો કોઇ સંગ્રહસ્થાન બનાવે તો મીસ્ત્રીની આ બે ત્રણ ચીજો ખાતર પણ બનાવવા જેવું છે. કોઇ કલાભુવન કઢાવે તો પેલા બે ત્રણ જુવાનો હજી રોજના ત્રણ ત્રણ રૂપીયા પેટે, સુન્દર કોતરણીના અદ્દભુત નમુનાઓ તૈયાર કરી બીજા વિદ્યાર્થીઓને પણ શીખવે એમ હું ધારૂં છુ અને મીસ્ત્રી સોમનાથ ભૂધર, આવા કલાભુવનના જીવે ત્યાં સુધી મફતના પ્રીન્સીપલ થવા ખુશી છે.

પોતાની કલાની ખુબી, એથી થતો આનન્દ વગેરેની વાતોથી મીસ્ત્રી કદી થાકતા નથી. નાનાં મોટાં પ્રદર્શનો માટે ઘણીવાર હું એમના ગોખ લઇ આવ્યો છું અને એમની સાથેની પીછાન તે મારા જીવનની એક અમૂલ્ય વસ્તુ ગણું છું. "જે જે વૈભવવાળું છે તે હું છું." એ પ્રભુનું વચન સત્ય માનીએ તો સોમનાથ મીસ્ત્રીનાં અને એમના જેવાં કામ ગુજરાતે ગુમાવવાં જોઇએ?

હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

---

# નોંધ

## આજની પરિસ્થિતિઃ—

આ અંક વાંચકોના હાથમાં આવશે, ત્યારે મહાસભાના ચાલુ વર્ષના અધિવેશનનું કામ પૂરૂં થયું હશે. પણ મહાસભા કેવી પરિસ્થિતિમાં મળે છે અને કયા કયા પ્રશ્નો એની પાસે પડયા છે, એ જોઈ જવાનું આપણને અહિંયાં પ્રાપ્ત થાય છે.

ગયા વર્ષે બેલગામની મહાસભા પ્રસંગે સર્વ રાજકીય પક્ષો એકત્રિત કરવા હિલચાલ શરૂ થઇ હતી. ઐક્ય પરિષદો મળી હતી, પણ તેનું કાંઇ સુપરિણામ આવ્યું નથી, બેલગામનો સૂતર મતાધિકાર એનું કારણ મનાયો હતો, પણ પટણામાં એ રદ થયો છે એટલે ઐક્ય વિરૂદ્ધનું એક કારણ દૂર થાય છે. બેલગામમાં મહાસભાએ ખાદીને પ્રધાન પદ આપી, મહાસભાથી અલગ સ્વરાજ પક્ષ દ્વારા રાજકીય કામ ચલાવવાનું નક્કી કર્યું હતું. પણ પટણા મુકામે મહાસભાએ રાજકીય વૃત્તિ સ્વીકારી છે, અને સ્વરાજ પક્ષના કાર્યક્રમને આધાર ગણી તેમાં અનુકૂળ ફેરફાર કરી આ કામ કરવાનું માથે લીધું છે.

સતત વિરોધ કરવાના ઉદ્દેશથી ઉભો થયેલો સ્વરાજ પક્ષ પોતાના ઉદ્દેશથી દૂર જતો જણાયો છે, અને એનાં કારણો જૂદાં જૂદાં અપાયાં છે. સ્વરાજ પક્ષનો એક ભાગ એ વલણને બહુમતિના અભાવને લીધે માને છે, જ્યારે મહારાષ્ટ્રવિભાગ એને પ્રતિયોગી સહકાર તરીકે ઓળખાવવા તૈયાર છે. મહારાષ્ટ્રવિભાગ પ્રાંતોમાં પ્રધાનવટાં સ્વીકારવા તૈયાર છે, બીજો વિભાગ એવા અધિકારો લેવાની વિરૂદ્ધ છે. આ બે વિભાગો વચ્ચે તુમુલ શાબ્દિક યુદ્ધ શરૂ થયું હતું અને સ્વરાજ પક્ષમાં ફાટ પડશે એમ દેખાતું હતું પણ સુભાગ્યે એનું સમાધાન થયું છે. સ્વરાજ પક્ષમાં ઉભા થયેલા વિખવાદનો લાભ લઇ એક નવો પક્ષ ઉભો કરવાનો પ્રયાસ થયો હતો, પણ હાલ તો એ મુલતવી રહ્યો છે.

કાનપુરમાં મહાસભાએ આ સર્વ વસ્તુસ્થિતિનો વિચાર કરી પોતાનો રાજકીય કાર્યક્રમ ઘડવો પડશે. મહાસભા બહારના રાજકીય પક્ષોની ઇચ્છાઓ જાણી લઇ બની શકે તો એમને પણ મહાસભામાં સ્થાન અપાય એમ અમે ઇચ્છીએ છીએ; પણ જ્યાં ધ્યેય એક છતાં કાર્યપદ્ધતિ અને મનોવૃત્તિમાં મોટો તફાવત રહ્યો છે ત્યાં ઐક્યનો સંભવ અમને થોડો લાગે છે.

ડૉ. બીસાંટ ઈંગ્લાંડની સફરે જઇ આવ્યાં છે અને ત્યાં હિંદુસ્થાનની સ્વરાજની લડત માટે તેમણે અથાગ પ્રયાસ કર્યો છે, એમની મહેનતથી "કોમન વેલ્થ ઑફ ઇન્ડીઆ બીલ" પાર્લામેન્ટમાં રજૂ થવા પામ્યું છે. આ બીલ ઉપર મહાસભાને તેમજ બીજા રાજકીય પક્ષોને પોતાનું વલણ જાહેર કરવાની જરૂર છે.

ગયા વર્ષે ગાંધીજીના ઉપવાસના કારણે હિંદુમુસ્લીમ ઐક્યનો વિચાર પરિષદો અને સમિતિ મારફત થયો હતો. હિંદુ-મુસ્લીમ ઝગડાઓ રાષ્ટ્રીય લવાદી મારફત ચૂકવવાની વાતો થઇ હતી. પણ હિંદુ મુસલમાન વચ્ચે વૈમનસ્ય વધતું જાય છે, અને હિંદુ મહાસભા, તંઝીમ અને તબલીઘની ચળવળો કોમી ભાવથી પોષાય છે.

બ્રાહ્મણ બ્રાહ્મણેતર ઝગડાઓ ચાલુ છે.

જો કે બ્રાહ્મણેતર ચળવળનું જોર કમી થયું છે. બ્રાહ્મણેતરોને તંદ્રામાંથી જગાડવાનું, રાષ્ટ્રમાં એમનું પણ હિત અને હક્ક રહેલા છે એવું ભાન કરાવવાનું અને કેળવણી વિગેરે દ્વારા ઉન્નતિ માર્ગે વાળવાનું રચનાત્મક કામ, આ ચળવળે કર્યું છે, આવા રચનાત્મક કામને હમ્મેશાં સ્થાન છે, પણ બ્રાહ્મણ પ્રત્યેની વેર બુદ્ધિથી પોષાતી એ ચળવળની બીજી પ્રવૃત્તિઓ અનિષ્ટ અને ક્ષણજીવી છે અને રાષ્ટ્રહિતની વિરૂદ્ધ જાય છે. કેટલાક બ્રાહ્મણેતરોને આનું ભાન થયું છે અને એથી ચળવળનો વેરાગ્નિ મંદ પડયો છે.

હિંદુસ્તાન બહાર હિંદુઓની સ્થિતિ દિન પર દિન વિકટ થતી જાય છે. દક્ષિણ આફ્રિકા આજે નજરે પડે છે, પણ કેનિયા વગેરે પૂર્વ આફ્રિકાના પ્રદેશોમાં મામલો ગંભીર છે. અને દક્ષિણ આફ્રિકાના નિર્ણયની અસર એ પ્રદેશો ઉપર થયા સિવાય રહેવાની નથી દક્ષિણ આફ્રિકાના હિંદીઓનું પ્રતિનિધિ મંડળ મહાસભા પાસે પોતાની ફરિયાદ દાખલ કરવા આવ્યું છે. મહાસભાએ પરદેશવાસી ભારતવાસીઓ વિષે વિચાર કરવો પડશે જોકે આજની લાચાર અને પરતંત્ર દશામાં બહુ થઇ શકે એમ નથી.

ખાદી પ્રવૃત્તિ મહાસભાથી અલગ થઇ છે; ગાંધીજી પોતાનો સર્વ સમય કાનપુર પછી એની પાછળ રોકવા માગે છે એમ સંભળાયું છે. પણ દેશને એની કિમ્મત સમજાઇ હોય અને એને આર્થિક સ્વાતંત્ર્યના સાધન તરીકે સફળ કરવાની ઇચ્છા હોય તો આજે બતાવાય છે એનાથી અનેકગણા ઉત્સાહથી એ પ્રવૃત્તિને વધાવી લેવી પડશે.

અસહકારની ચળવળે ઉત્પન્ન કરેલો જુસ્સો આજે નષ્ટપ્રાય થયો છે. નિરાશાનાં વાદળ સર્વ દિશાઓમાં છવાયાં છે, અને લોકો મોટા ભાગે સ્વહિતનો વિચાર કરતા થઇ પડયા છે. આવી પરિસ્થિતિમાં કાનપુરની મહાસભા મળે છે. એનો નિર્ણય કેવો આવશે એ અશક્ય છે, લોકનાયકો પણ એ ભાખી શકયા નથી. મહાસભાએ રાષ્ટ્રહિતની ઉપકારક તેમજ અપકારક સર્વ વસ્તુઓનો વિચાર કરી નિર્ણય પર આવવાનું છે. નિરાશાનો અંત ત્યારેજ આણી શકાય કે જ્યારે પ્રજાને કોઇ યોગ્ય પ્રવૃત્તિમાં રોકાયે આશા સ્ફુરે, અસહકારની ચળવળે વિનંતિઓ અને માગણીઓની નિષ્ફળતા સમજાવી છે અને એવી મનોવૃત્તિને દૂર કરી છે, સ્વાશ્રય તરફ લોકો વળ્યા છે, હરકોઇ ચળવળને સફળતા માટે શબ્દોમાંથી કાર્ય તરફ વળવું પડે છે; અને આપણી સ્વાતંત્ર્યની લડત આજે એ સ્થિતિએ પહોંચી છે. શબ્દો અને વ્યાખ્યાનો હવે લોકોને ભમાવે એમ નથી. કાંઇક અમલી કાર્યની જરૂર છે. અસહકારની લડતે મોટો ત્યાગ માગ્યો હતો; એ ત્યાગ આપનારા ઘણાય નીકળી પડયા હતા અને હસતા મુખે કારાગૃહવાસ સ્વીકાર્યો હતો એજ સાધન આજે પણ છે. એનો ઉપયોગ કેવી રીતે કરવો એ જ નક્કી કરવાનું છે. અને એ નિર્ણયમાંજ મહાસભાની સફળતા રહી છે.

હ.

## ચલણનું શાહી કમીશન.

હિન્દુસ્તાનનો અંગ્રેજ સાથેનો સંબંધ જ્યારે જ્યારે વિચારવામાં આવે છે, ત્યારે ત્યારે એ સંબંધની આર્થિક બાજુ ધ્યાન ખેંચ્યા સિવાય રહે એમ નથી. હિંદુસ્થાનના આર્થિક સ્રાવ તરફ દેશનાયકોએ હિંદી તેમજ અંગ્રેજ પ્રજાનું ધ્યાન લાંબા સમયથી ખેંચ્યું છે, ધારાસભાઓમાં તેમજ બહાર એ પ્રશ્ન ખૂબ ચર્ચાયો છે છતાં એ સ્થિતિમાં રજ પણ ફરક પડયો નથી. હિંદુસ્થાનના રાજ્યબંધારણમાં વખતોવખત સુધારા થયા છે, પણ આર્થિક કબજો તો વિલાયતના હાથમાં જ રખાયો છે, હિંદુસ્થાનના વાલીપણાનો દાવો કરનાર અંગ્રેજ પ્રજા હિંદુસ્થાનને આર્થિક સ્વાતંત્ર્ય આપવા

જરાય ખુશી નથી. હિંદી સંરક્ષણ અને રાજતંત્ર જેટલાજ મહત્ત્વનો આર્થિક પ્રશ્ન છે. બલ્કે એથી વધારે મહત્ત્વનો છે, કારણ કે આર્થિક નીતિનાં પરિણામો તાત્કાલિક જણાઇ આવે છે, હિંદુસ્થાન કાચો માલ ઉત્પન્ન કરી, એને પરદેશ મોકલી તૈયાર માલ આયાત કરે છે, અંગ્રેજ રાજઅમલના કારણે ઘણા અંગ્રેજો હિંદુસ્થાનમાં અધિકારીઓ છે. એટલે આના બદલામાં દર વર્ષે હિંદુસ્થાનને પરદેશ ઘણું નાણું મોકલવું પડે છે, પણ પરદેશનું ચલણ મુખ્યત્વે સોનાનું છે જ્યારે હિંદુસ્થાનમાં રૂપાનું છે; એટલે સોનારૂપાના ભાવમાં વધઘટ થયે હિંદુસ્થાનને હમ્મેશાં ખમવું પડે છે, હિંદી સરકારની તિજોરી પર તેમજ વ્યાપારવણજ ઉપર હુંડિયામણની માઠી અસર થાય છે; અને વિલાયતના હિત તરફ જ ધ્યાન રાખનાર હિંદી સરકારે હુંડિયામણનો પ્રશ્ન વધારે વિકટ બનાવ્યો છે. આ વસ્તુસ્થિતિ ચર્ચવા કમીશનો નીમાઇ ચૂકયાં છે. હિંદી ચલણ સોનું બનાવવા, હિંદમાં સોનાનાણું પાડવા ભલામણો પણ થઇ છે. પણ હિંદુસ્થાનના હિતની આવી વાતો એક કે બીજા કારણે જતી કરવામાં આવી છે, હિંદી સરકાર હુંડિયામણનો ભાવ કૃત્રિમપણે નકી કરી એને નભાવવા પ્રયાસ કરે છે, પણ એની મહેનત વૃથા જાય છે, અત્યાર સુધીનાં બધાં કમીશન ઇંગ્લાંડમાંજ નીમાયાં છે, અને ઇંગ્લાંડમાંજ જુબાની લઇ એમના હેવાલ રજૂ થયા છે; એટલે હિંદી દૃષ્ટિબિંદુને કેટલું પ્રાધાન્ય આપવામાં આવતું હશે એ સહજ સમજાય છે, છેલ્લા કમીશનમાં પણ એજ સ્થિતિ હતી. સર દાદીબા દલાલ એ કમીશનના એકજ હિંદી સભ્ય હતા, અને એમને પોતાનો હેવાલ જૂદો લખવો પડ્યો હતો. પણ અંગ્રેજ બહુમતિની જ ભલામણો સ્વીકારવામાં આવી અને સરવાળે હિંદુસ્થાનને મોટા નુકસાનમાં ઉતરવું પડ્યું.

આર્થિક પ્રશ્ન એ હમ્મેશની ચર્ચાનો વિષય થઇ પડયો છે. ધારાસભાની દરેક બેઠકમાં એ સંબંધી કાંઇક ઉહાપોહ થાય છે, પણ હિંદીમત અત્યાર સુધી અરણ્યરૂદન જેવો જ રહ્યો છે. ગયા જાન્યુઆરીમાં મહાપ્રયાસથી વડી ધારાસભામાં હિંદને અનુકૂળ ચલણ અને હુંડીયામણનો પ્રશ્ન ચર્ચવા પૂરતા અને કાર્યસાધક ( Adequate and effective ) હિંદી પ્રતિનિધિત્વવાળી સમિતિ વગર વિલંબે નીમવાનો ઠરાવ પસાર થયો હતો.

એ પછી વાઇસરોય અને હિંદી ખજાનચી વિલાયત જઇ આવ્યા. આ પ્રશ્ન સંબંધી ભારત મંત્રી સાથે એમને મંત્રણા થઇ અને ઑગસ્ટમાં સમિતિ નહિ પણ શાહી કમીશન નીમાયાનું જાહેર થયું. પણ એના સભ્યોની મોટી સંખ્યા અંગ્રેજોની છે, અને હિંદી સભ્યોમાંથી એકના ઉપરજ હિંદી પ્રજા વિશ્વાસ મૂકી શકે એમ છે કારણ કે બીજાઓએ આ સંબંધી પોતાના અભિપ્રાય બાંધી દીધા છે અને તેઓ હમ્મેશાં અંગ્રેજ પક્ષ તરફ ઢળતા જણાયા છે. આમ હિંદી પ્રજાને આ કમીશનમાં વિશ્વાસ નથી. આવો પ્રજામત વડી ધારાસભામાં ઑગસ્ટ માસમાંજ જાહેર કરાયો હતો અને સર્વ પક્ષોએ સાથે મળી કમીશનમાં અવિશ્વાસની લાગણી બહાર પાડી હતી. અને કમીશન ઉપર સ્વતંત્ર વિચારવાળા વધારે હિંદીઓ નીમવાની માગણી કરી હતી. આ કમીશન હિંદનું હિત નહિ પણ વિલાયતનું હિત જાળવવા નીમાયું હોય એમ જણાય છે કારણ કે એના પ્રમુખ કમાન્ડર હીલ્ટન યંગથી સંપાદિત થતા "ફીનેન્શલ ટાઇમ્સ" માં બહાર પડયું છે કે "લંડનનું દૃષ્ટિબિંદુ આ પ્રશ્નને અંગે રહેલું છે. હિંદી દૃષ્ટિથી જે કાંઇ નક્કી કરવામાં આવે એનો વિચાર લંડનની દૃષ્ટિએ કરવો જોઇએ." આવી પરિસ્થિતિમાં અંગ્રેજ બહુમતિવાળા કમીશનમાં હિંદના હિતને કેટલું પ્રધાનત્વ મળે છે એ સંશયાસ્પદ છે. દેશના મોટા

ભાગનું વલણ એક સમયે આ કમીશનનો બહિષ્કાર કરવા માટે હતું, મદ્રાસના હિંદી વ્યાપારી મંડળે એનો બહિષ્કાર કર્યો પણ છે. મુંબાઇના હિંદી વ્યાપારી મંડળનું વલણ શરૂઆતમાં એવાજ પ્રકારનું હતું. અને એંગ્લો-ઇન્ડીયન છાપાંઓએ ભયભીત બની વધારે હિંદીઓ નીમવાની લાગણીને ટેકો આપ્યો હતો. પણ મુંબાઇના હિંદી વ્યાપારી મંડળનું વલણ કાંઇક જુદાંજ પ્રેરણાથી બદલાતાં એજ છાપાંઓ હિંદી પ્રજા મતની અવગણના કરવા બહાર પડ્યાં.

કમીશનના હિમાયતિઓ હિંદીમન કમીશન આગળ બરાબર મૂકવા આગ્રહ રાખે છે, અને એ રીતે હિંદી પ્રજાને કેળવવા માગે છે. પણ હિંદી પ્રજામતને કચડી શરૂ થતા કમીશને એ મતની અવગણના ચાલુજ રાખી છે. કમીશનના અંગ્રેજ સભ્યો હિંદુસ્થાનમાં આવ્યા પછી આ માસથી એવું કામ શરૂ થયું છે. કમીશન તરફથી બહાર પડેલી પ્રશ્નાવલી આજની વસ્તુસ્થિતિ કાયમ રાખવાના ઉદ્દેશથી ઘડાઇ હોય એમ જણાય છે, કમીશને જુબાની પણ બંધબારણે લેવાનું રાખ્યું છે કે રખેને હિંદી લોકો પોતાના હિતની વાત જાણી જાય. જાહેરાત આવા શાહી કમીશનને અંગે મુખ્ય વસ્તુ છે; પ્રજા પ્રશ્નની સર્વ બાજુએથી જાણે છે; અને એ લક્ષમા રાખી યોગ્ય નિર્ણય ઉપર આવી શકે છે. પણ પડદા પાછળ કામ કરનાર કમીશને હાકપીછેડાની નીતિ અખત્યાર કરી છે. આપણે જોવાનું રહે છે કે પ્રજાકીય લડતનું શું ફળ આવે છે, બાકી હિંદ જ્યાં સુધી સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી એક કે બીજા માર્ગે એના ધનનું અપહરણ ચાલુજ રહેશે.

ઇ.

## કાપડ ઉપરની અન્તર્જકાતઃ

છેવટે અન્તર્જકાત દૂર થઇ છે અને ત્રીસ વર્ષનો અન્યાય બંધ પડ્યો છે. હિંદુસ્થાનના વાઇસરૉય લૉર્ડ રીડીંગે ખાસ આજ્ઞાપત્ર બહાર પાડી ૧ લી ડીસેમ્બરથી ત્રણ માસ સુધી ઉત્પન્ન થતા કાપડ ઉપર આ જકાત નહિ ઉઘરાવવાનું જાહેર કર્યું છે અને એમ માનવાને કારણ છે કે પછી એ સદંતર બંધ થશે. અન્તર્જકાત સામેની પ્રજાકીય લડત એના જેટલીજ જૂની છે. લેન્કેશાયરની આજ્ઞાથી દાખલ થયેલી આ જકાત લેન્કેશાયરના ગભરાટ સાથે નીકળી જાય છે અને એનાં જુદાં જુદાં કારણો મનાય છે, મુંબાઇના મીલમાલેક મંડળના પ્રમુખ મી. વાડીઆએ વિલાયત જઇ જાપાનની હરિફાઇ સામે લેન્કેશાયરના મીલમાલિકોની અન્તર્જકાત દૂર કરાવવા મદદ માગી હતી અને એમનો પ્રયાસ આનો કારણભૂત મનાય છે. આ માન્યતા જો સાચી હોય તો અમે એ તરફ ભયની દૃષ્ટિથી જોઇએ છીએ કારણ કે લેન્કેશાયરના મીલમાલેકોએ આવી મદદના બદલામાં લેન્કેશાયરમાં ઉત્પન્ન થતા કાપડ ઉપરની જકાતમાં અન્તર્જકાત જેટલોજ ઘટાડો માગ્યો છે; અને આ માગણી તુર્તજ અમલમાં આવે તો નવાઇ નથી.

કેટલાક હડતાલને કારણ તરીકે ગણાવે છે. અમે પોતે મજૂરોને એમના વિજય માટે અને અન્તર્જકાત દૂર થવા માટે અભિનંદન આપીએ છીએ. પણ જે સરકાર આટલો લાંબો સમય દોઢ દોઢ લાખ મજૂરોની બેકારી અને દુ:ખો પ્રત્યે બેદરકાર રહી એ સરકાર એટલાથી પ્રેરાઇ હોય એમ માનવાને તૈયાર નથી. મીલ ઉદ્યોગ એ મુંબાઇનો મુખ્ય ઉદ્યોગ છે, એની અસર બીજા ધંધાઓ ઉપર થાય છે. હડતાલને કારણે મીલ ઉદ્યોગ બંધ પડવાથી એની અસર નાણાં બજાર ઉપર થઇ અને મુંબાઇની પણીવ શરાફી પેઢીઓની સ્થિતિ કફોડી થઇ પડી. આ શરાફી પેઢીઓનો મોટો ભાગ વિદેશી છે અને વિદેશીઓનું આર્થિક હિત વિદેશી સરકારને હૈયે રહેલું હોવાથી આ પગલું લેવાની

એને ફરજ પડી છે. વર્ષની અધવચમાં જે વસ્તુ બની આવવાનું હિંદી સરકારે અસંભવિત જણાવ્યું હતું તેજ વસ્તુ ઉત્પન્ન કરવાનો ચમત્કાર કરી બતાવ્યો છે.

ગમે તે કારણે અન્તર્જકાત દૂર થઇ હોય પણ એનું તાત્કાલિક પરિણામ હડતાલનો અંત છે અને અમે એક અન્યાય લાંબા સમયે પણ દૂર થવા માટે બધાની સાથે ખુશાલીમાં જોડાઇએ છીએ. પણ અન્તર્જકાત દૂર થવાથી કાપડ ઉદ્યોગની સ્થિતિ સુધરી જતી નથી. જાપાનની હરિફાઇ એવીને એવી જ ચાલુ છે, અન્તર્જકાત દૂર થવા પછી જાપાને પોતાના કાપડના ભાવમાં એટલો જ ઘટાડો જાહેર કર્યો છે; માટે આ હરિફાઇનો વિચાર કરી એના સામે પગલાં લેવાની સરકારને જરૂર છે. હિંદી હુંડિયામણનો પ્રશ્ન પણ આ ધંધાની સ્થિતિ કફોડી બનાવી રહ્યો છે, લડાઇ પહેલા હુંડિયામણનો દર ૧ રૂપીઆના ૧૬ શીલીંગ પ્રમાણે હતો આજે તે ૧૮ શીલીંગ કે તેથી પણ વધારે છે, એટલે પરદેશી વેપારીઓને હિંદની બજારમાં હિંદી વેપારીઓ કરતાં ૧૨½ ટકાનું વળતર વધારે રહે છે અને એ પ્રમાણે વિદેશી માલ સોંઘો વેચાય છે, આજ કારણે ચીન વગેરે પૂર્વના દેશોમાં થતી કાપડની માગ તૂટી પડી છે. હુંડિયામણનો પ્રશ્ન આજે ચર્ચાઇ રહ્યો છે, અને ધંધા ઉપર એની થતી માઠી અસર શાહી કમીશનને નજરે લાવી અનુકૂળ નિર્ણય લાવવા પ્રયાસ થવો જોઇએ એમ અમે માનીએ છીએ. મીલ ઉદ્યોગના આન્તર્વહિવટમાં પણ ઘણા સુધારાની જરૂર છે એમ અમે માનીએ છીએ, અને આજ અંકમાં પ્રસિદ્ધ થયેલા એ વિષયના લેખ તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ, લડાઇના સમયમાં બીજા દેશોની યુદ્ધની સામગ્રી તૈયાર કરવાની રોકાણને લીધે હિંદે હિંદમાં તેમ જ પૂર્વના બીજા દેશોમાં પોતાના કાપડ માટે બજાર મેળવી હતી અને મોટો નફો પેદા કર્યો હતો; મળેલી બજારો ટકાવી રાખવાને નફાનો ઉપયોગ થઇ શક્યો હોત પણ ટુંકી બુદ્ધિના કારણે એમ ન બન્યું તો આજે છે તેટલું જાળવી લેવા મીલ માલિકોએ પ્રયાસ કરવાની જરૂર છે.

હ.

## મીલ મજુરોનો વિજયઃ

મુંબાઇની મીલ હડતાળ ૧૧ અઠવાડિઆ ચાલી બંધ પડી છે; અને મજૂરોને વિજયમાળા યોગ્ય જ આરોપાઇ છે, પણ દાયકાઓનો અન્યાય દૂર કરાવવામાં આ હડતાળ જ મુખ્યત્વે કારણભૂત છે, અને જે વસ્તુ મીલ માલેક જેવા સાધનસંપન્ન અને વગદાર લોકો ન કરાવી શક્યા તે વસ્તુ મજૂરોની ગરીબાઇ અને તપોબળમાંથી આપોઆપ બની આવી છે, અન્તર્જકાત દૂર થવા માટે મીલમાલેકો મજૂરોના હમ્મેશના ઋણી રહેશે.

મજૂર હિતેચ્છુઓને પણ જેનો ખ્યાલ નહિ હતો એટલી હિમ્મત, વ્યવસ્થા અને સંગઠનથી ચાલેલી આ હડતાળ જોઇ અમે મુંબાઇના મીલ મજૂરોને અભિનંદીએ છીએ; અને હડતાલનો લાભ લઇ મીલ મજૂરો પોતાના મહાજનો બાંધી લે એમ ઇચ્છીએ છીએ, હડતાળ એવી સરસ ચાલી છે કે આવી લાંબી હડતાળ માટે મજૂરોએ પહેલેથી જ તૈયારી કરી હશે એમ જરૂર કહી શકાય. શરૂઆતથી જ મીલ મજૂરો શહેર છોડી ચાલ્યા ગયા અને બીજા ધંધે લાગી ગયા. આ લડત અમુક સિદ્ધાન્ત માટે જ લડાઇ છે, અને કાપકુપથી પોતાને કાંઇ સહન કરવાનું છે. એમ જાણતાં છતાં બીજા ખાતર જ હડતાળમાં જોડાઇ કેટલાક મજૂરોએ પોતાનો ભાઇચારો બતાવ્યો છે એમ સાંભળી અમને આનંદ થાય છે.

દેશ દેશના મજૂરો મુંબાઇના મીલ મજૂરોની વ્હારે ધાયા હતા મુંબાઇના મીલ મજૂરોને મહાજનના લાભ એટલેથી જ સમજાશે. બ્રિટીશ મજૂર મહાજનોના સંઘે તેમજ આમ્સ્ટરામમાં આવેલ મજૂર મહાજનોના આંતર રાષ્ટ્રીય સંઘે નાણાની મદદ મોકલી પોતાની સક્રિય સહાનુભૂતિ દાખવી હતી આંતર રાષ્ટ્રીય સંઘે તો જગતભરના મજૂરોને મુંબાઇના મજૂરોને આર્થિક મદદ કરવા વિનતિપત્રો બહાર પાડયા હતા. અને હિંદુસ્થાનમાંથી જેટલી આર્થિક મદદ મળી હતી એનાથી વધારે પરદેશથી આવી હતી. હડતાલના છેલ્લા દિવસોમાં મજૂરોની સ્થિતિ દિન પરદિન વધારે કફોડી થતી જતી હતી. મોટો ભાગ બહાર ચાલી ગયો હોવા છતાં પાછળ રહેલા મજૂરોમાં ભૂખમરો રેલાવાનાં ચિહ્નો સ્પષ્ટ જણાતાં હતાં અને મળેલી આર્થિક મદદનો ઉપયોગ બહાર જવા માગતા મજૂરોને ભાડું આપવામાં, બાકીનાને ધંધો શોધી આપવામાં, અને જરૂરિયાતો પૂરી પાડવામાં થતો હતો. મજૂરોની કંગાલ સ્થિતિથી પ્રેરાઇ મુંબાઇની પ્રજા તરફની સહાનુભૂતિ મુંબાઇ મ્યુનિસિપલ કોર્પોરેશને બતાવી હતી સુદીવાળાઓનો વિરોધ છતાં કોર્પોરેશનમાં મજૂરોને રોજી આપવા માટે નવાં કામો ખોલવા એક લાખ રૂપિયાની રકમ ખાસ મંજૂર થઇ હતી.

વિલાયતના મુડીદારો સમયોસમય હિંદના મજૂરોની શોકજનક સ્થિતિ માટે જે ચિંતા બતાવે છે અને એ સ્થિતિ સુધારવા જે યોજનાઓ સૂચવે છે એ માટે શંકા ઉઠાવવી સકારણ છે હિંદના ઇતર ઉદ્યોગો સાથે તેઓ હરિફાઇ કરે છે, માટેજ તેઓ સાવધાન રહે છે કે હિંદી ઇતર ઉદ્યોગને એમના કરતાં કોઇ વધુ સવડ ન હોય મજૂરો સામે આ શંકા કરવાનું કારણ નથી. મુડીવાદના ભય અને ત્રાસ એમણે અનુભવ્યા છે અને એમાંથી દુનિયાભરના મજૂરો મુક્ત રહે એમ તેઓ માગે છે. કલકત્તાના સણ ઉદ્યોગના મજૂરોની સ્થિતિ અવલોકવા દૂરથી આવેલ પાર્લામેંટના મજૂર સભાસદ મી. જોહન્સ્ટન અને એમના જોડીદાર મી સાઇમે હિંદુસ્થાનના મજૂરોની કંગાલ સ્થિતિનો મારો ખ્યાલ આપ્યો છે, કલકત્તામાં ૯૦ થી ૧૨૦ ટકા જેટલો નફો કરનાર સણ ઉદ્યોગના મજૂરોની સ્થિતિ કેટની કંગાલ અને દીન છે એ તેમણે જણાવ્યુ છે મુંબાઇ તેમજ કલકત્તાના મજૂરોના લતાઓની મુલાકાત લઇ કેવી ગંદી અને દુઃખદ સ્થિતિમાં મજૂરો રહે છે એનું ચિત્ર ખડું કર્યું છે અને ૧૦૦ વર્ષ પહેલા વિલાયતના મજૂરોની આજના હિંદના મજૂરોની જેવીજ હીન અવસ્થા હતી એમ જણાવી હિંદી મજૂરોને કેળવણી અને મજૂર મહાજનો દ્વારા ઉન્નતિ સાધવા પ્રેર્યા છે.

મજૂરોનું આ આંતર રાષ્ટ્રીય બંધુત્વ અમારામાં ખૂબજ આશા પ્રેરે છે. ભવિષ્ય માટે અમારી નજર એના ઉપર પડે છે. ધર્મોપદેશકો અને પારમાર્થિક કારણે જે વિશ્વબંધુત્વ ઉપદેશાય છે એના કરતા એકજ જાતના અને એકજ વર્ગ તરફથી ઉભા થતા દુઃખો સામે લડવાના કારણે ઉભું થતું વિશ્વબંધુત્વ વધારે સ્થાયી જણાય છે. વિશ્વબંધુત્વને રાષ્ટ્રવાદનો ભય છે અને રાષ્ટ્રવાદ પાસે પહેલા પ્રકારનું વિશ્વબંધુત્વ અગ્નિ પાસે મીણની માફક ઓગળી જાય છે, જ્યારે બીજા પ્રકારનું કાંઇક ટક્કર ઝીલે છે. કેટલીય લડાઇઓ મજૂરોએ પોતાના વિરોધથી અટકાવી હશે! દરેક સંસ્થા દરેક આદર્શ અમુક પરિસ્થિતિમાં જન્મે છે, પોષાય છે અને પોતાનો હેતુ સિદ્ધ કરી જાય છે આજનો યુગ એ ધનિકો અને મુડીદારોનો નથી દેખાતો अर्थी हि दानाय धन એ દાન આપવા માટે, એ ભાવના અમુક સમયે ધનિકોને પ્રેરતી હશે, પણ અર્થપ્રાપ્તિ એજ એમનું આજે એકાન્તિક ધ્યેય હોય, એ

ઉપર અત્યાચાર કર્યાનું જાહેર કર્યું હેગ ન્યાયા ધિશીના ચુકાદા પ્રમાણે પક્ષકારો સિવાયના બીજાએનો સર્વાનુમતિ નિર્ણય પક્ષકારોને બધનકર્તા છે લાયદનગ, સમિતિના હેવાલ પહેલા એકમત નહિ હતો એ હેવાલથી એક મત ઉભો થયો અને બ્રિટિશ મરજાગની ઇરાક ઉપર હકુમતની મુદત ૧૯૨૮મા પૂરી થાય છે તે બ્રિટન બીજા ૨૫ વર્ષ લબાવે તો મોસલ ઇરાકને સોપવા જાહેર થયુ

બ્રિટને પ્રજામત વિરુદ્ધ હેવા છતા પણ હકુમતની મુદત લબાવવાનુ સ્વીકાર્યું છે અને મોસલ હાથ કરવા ધાર્યું છે સામ્રાજ્યવાદી રાજ્યો એક કે બીજા કારણે પગપેસારો કરે છે અને પછી ત્યા હમ્મેશનાજ રહે છે ઇરાક મા કરવા પડતા ખર્ચને કારણે એની જવાબ દારી સ્વીકારવા નાખુશ છતા ઇગ્લાડ ત્યા રહેવા માગે છે તુર્કી પ્રજાસઘના આ ઠરાવ થી અસતુષ્ટ છે, અને જરૂર પડેતો યુદ્ધ કરવા પણ તૈયાર છે આવી પરિસ્થિતિમા ઇગ્લાડનું પ્રધાનમડળ તુર્કીને સમજાવવા માગે છે અને પ્રજાસઘનો નિર્ણય સ્વીકારી બન્ને દેશ વચ્ચે સમજુત થઇ શકે કે કેમ તે જોવા માગે છે આમ બ્રિટન અને તુર્કી વચ્ચે લડાઇનું કારણ ઉભુ થયુ છે જોવાનું રહે છે કે એનુ શુ પરિણામ આવે છે

## ગુજરાતી વૈદ્ય સમ્મેલન.

ગુજરાતના વદ્યોમા જાગૃતિ આણવા માટે અને તેમનામા અધ્યાપન તથા અભ્યાસને માટે સારી વ્યવસ્થા થાય એટલા માટે પરિષદ ભ રવાની આવશ્યકતા હતી ઘણા વર્ષના પ્રયા સને આ ને વૈદ્યોનું સમ્મેલન થઇ ગયુ છે અને તેમા જે ઠરાવો પસાર થયા હતા તેનો અમલ કરવાને માટે સ્થાયી સમિતિ નીમાઇ છે આ સમિતિ કેટલા ખત અને ઉદ્યમથી કામ કરે છે તેના ઉપર ગુજરાતી વૈદ્ય સમ્મેલનની પ્રગ તિનો આધાર રહે છે

સ્વાગત મડળના પ્રમુખ શેઠ બાલાભાઇએ ઠીક કહ્યું હતું કે "વૈદ્ય સમાજે પોતામા રહેલી અપૂર્ણતાને દૂર કરવા અનેક સકટો સહન કરવા જોઇએ અને આત્મભોગ આપવો જોઇએ, એમ થશે તો આવા સમ્મેલનો સફળ થયા ગણાશે' પણ ઘણા વૈદ્યો તો એવા છે કે જેમનાથી આયુર્વેદ અપૂર્ણ હોય એવો વિચાર સહન થઈ શકતો નથી મ ગાધીજીએ કલકત્તામા જે ટીકા કરી હતી તેની સામે વૈદ્યોએ ખુબ વિરોધ દર્શાવ્યા છે, તે છતા એ ટીકા અક્ષરશ ખરી છે

સમ્મેલનના પ્રમુખના ભાષણમા ત્રિધાતુ તથા ત્રિદોષ (જેના સિદ્ધાત ઉપર આખો આયુર્વેદ રચાયો છે) તેને વિષે કાઇ પણ જાણવા જેવુ કહ્યુ નથી આયુર્વેદની મહત્તા એના સિદ્ધાતોના ખરાપણાથી પુરવાર કરવાને બદલે બે ત્રણ લગભગ અજાણ્યા વિદેશી દાક્તરોના અભિપ્રાયથી કરવાનો પ્રયાસ દુખ ઉત્પન્ન કરે છે મરડા અતિસારમા અતિવિષથી ફાયદો થાય છે એ હકીકત હિંદી વૈદ્યોને હજારો વર્ષથી માલુમ છે અને પાશ્ચાત્ય વૈ । હજી હમણાજ જાણતા થયા છે, એવી દલીલથી આયુર્વેદનું મહત્ત્વ બતાવી ન શકાય ! તે જ પ્રમાણે કૃમિતત્રને વિષે ચરકના વિજ્ઞાન સ્થાનમા જે શ્લોક છે તેના ઉપરથી એવુ અનુમાન ન કરી શકાય કે આજના વૈદ્યોએ કૃમિતત્ર (bacteriology) નો અભ્યાસ ચરકમાથી કરી લેવા એકદરે અમારે સખેદ જણાવવુ પડે છે કે જે દાક્તરને બન્ને વૈદકીય પદ્ધતિનો અભ્યાસ અને અનુભવ હશે, તેમને બન્ને પદ્ધતિને અન્યાય કર્યો છે એમ લાગશે બન્ને પદ્ધતિના ગુણમહત્તા તથા વિશિષ્ટતા બતાવી શકયા નથી અને બન્નેના દોષ કેવી રીતે દૂર કરવા અથવા આયુર્વેદના દોષ અને અપૂર્ણતા કેવી રીતે દૂર કરવા તેનો માર્ગ બરાબર સૂચવી શકયા નથી

મુંબઇ ઇલાકામાં એક આયુર્વેદીય મહા-વિદ્યાલય સ્થાપવાને માટે સરકારને અરજી કરવાનો ઠરાવ થયો હતો. તે ઉપરાંત અમદાવાદમાં પણ તેવી સંસ્થા ખાનગી રીતે કાઢવાને માટે યોજના કરવાનું કામ એક સમિતિને સોંપાયું હતું. આવી સંસ્થાનો અભ્યાસક્રમ કેવા પ્રકારનો હોવો જોઇએ તેનો અભ્યાસ બારીકાઇથી કરવાની જરૂર છે. એક બે વૈદ્યોને થોડા સમય માટે રોકીને વિદ્યાર્થીઓને ત્રણ ચાર પુસ્તકોનું પઠન કરાવવામાં આવે તેવી સંસ્થાને મહાવિદ્યાલય ન કહી શકાય. "આયુર્વેદની પરીક્ષામાં ઉપયોગી થાય તેવા વિષયવાર ગ્રંથોની યોજના કરવાનો ઠરાવ થયો છે તેનો જો અમલ થાય તો વૈદ્ય સંમેલને વિદ્યાર્થીગણની તથા આયુર્વેદની અમૂલ્ય સેવા કરેલી ગણાશે; પણ એવાં પુસ્તકો લખનારને માટે યોગ્યતાનો પુરેપુરો વિચાર થવો જોઇએ. મ્યુનિસિપાલીટીઓ તથા પંચાયતો તરફથી જે દવાખાનાં કાઢવામાં આવે છે તે આયુર્વેદીય દવાખાનાં હોવાં જોઇએ, અને તે ઉપરાંત એવી વ્યવસ્થા પણ થવી જોઇએ કે જે ગામગાં-મડાંની પ્રજા દેશી દવાખાનું માગે ત્યાં અંગ્રેજી દવાખાનું કાઢી નાખીને આયુર્વેદીય ઔષધાલય સ્થાપવું જોઇએ.

સુ મ

### આગામી સાહિત્ય પરિષદના પ્રમુખ

મુંબાઇમાં ભરાવાની સાહિત્ય પરિષદનું પ્રમુખપદ કોને મળવું જોઇએ એ પ્રશ્ન ગૂજરાતી ચોપાનીઆંમાં ચર્ચાવા માંડ્યો છે. આ ધુરા ઉપાડી શકે એવા ધુરંધર સાક્ષરો ગૂજરાતમાં સુભાગ્યે દુર્લભ નથી. પણ મુંબાઇની સાહિત્ય પરિષદના પ્રમુખમાં અત્યાર સુધીના પ્રમુખોના ગુણો ઉપરાંત અમુક વધારે ગુણોની અપેક્ષા રાખવી પડે છે. તેમનામાં વિદ્વત્તા હશે, ગૂજરાતી ભાષા અને સાહિત્ય ઉપર સાચો પ્રેમ હશે, તેની ખોડો અને વિશેષતાઓ સમજતા હશે–આ બધું તો હશે જ. પણ આ ઉપરાંત તેમનામાં વિવિધ પ્રકારના માણસો પાસેથી કામ લેવાની કુનેહ, અને ઉપલકીઆ પદ્ધતિ આગળ શાસ્ત્રીય અને સાચા તત્ત્વોનો અભિભવ ન થઇ જાય એમ વર્તવાની દૃઢતા એ બે ગુણો મોટા પ્રમાણમાં હોવાની જરૂર રહેશે. આવા કાર્યકુશલ વિદ્વાન અમારી દૃષ્ટિએ પ્રીન્સીપાલ આનંદશંકર ધ્રુવ છે. તેમની પ્રૌઢ વિદ્વત્તા આપણા પ્રાંતમાં–કદાપિ આખા મુંબાઇ ઇલાકામાં–અદ્વિતીય છે. સાહિત્યની બધી શાખાઓ સંભાળી શકે એવી આપણામાં એ એક જ વ્યક્તિ છે. એમની કાર્યકુશળતા તો એમણે જે રીતે બનારસ હિન્દુ યુનીવર્સીટીનું સુકાન સંભાળ્યું છે એ ઉપરથી જ જણાઇ આવે છે. અમે માનીએ છીએ કે ભાવનગરની પરિષદે પસંદ કરેલા પણ સમયની અગવડથી પ્રમુખ ન થઇ શકેલા વિદ્વાન શિરોમણિ આનદશંકર ધ્રુવને પ્રમુખપદ આપી મુંબાઇની સાહિત્ય પરિષદની સ્વાગત કમીટી કૃતકૃત્ય થશે.

૨

### હિન્દુ મહાસભાની પ્રાન્તિક પરિષદ

હિન્દુ મહાસભાની મુંબાઇ ઇલાકાની પરિષદ મુંબાઇમાં ડીસેમ્બર તા. ૫–૬–૭ ના રોજ પ્રસિદ્ધ દેશનાયક લાલા લજપતરાયના પ્રમુખપદે મળી હતી. જે પરિષદ આવા સમગ્ર દેશહિતેચ્છુના પ્રમુખપદે મળે એની પાસેથી સારા ફળની જ આશા રાખી શકાય. પ્રમુખે પોતે જ તેમના ભાષણમાં અનેક વાર સ્પષ્ટતાથી કહ્યું છે કે હિન્દુ મહાસભાનું ધ્યેય મુસલમાનોનો દ્વેષ નથી પણ હિન્દુઓનું સંગઠન છે. હિન્દુ મહાસભા ઉપર આક્ષેપ કરનારાઓ એમ જણાવે છે કે એની પ્રવૃત્તિમાં મુસલમાનોનો દ્વેષ વ્યક્ત થાય છે. અમે માનીએ છીએ કે કોઇ દીર્ઘદર્શી લોકનાયક પોતાની પ્રવૃત્તિ આવા નિષિદ્ધ ધ્યેયને ઉદ્દેશીને કરે નહિ. લાલા લજપતરાય એવા દીર્ઘદર્શી લોકનાયક છે, છતાંએ

આ પ્રવૃત્તિ આવા રંગવાળી અમુકને શાથી દેખાય છે તેનો વિચાર કરવો જોઇએ

પાપ કર્મો, રાષ્ટ્રહિતની વિરુદ્ધ કર્મો, કેવળ મુસલમાનો કે કેવળ હિંદુઓ કરે છે એમ કહેવું એ તદ્દન અયથાર્થ છે. બન્નેમાંથી એ રીતે આચરનારા ઘણા મળી આવે પણ આપણે ભૂલ અનિષ્ટના કરનાર ઉપરથી તેની આખી જાતને અનિષ્ટની કરનાર માનવામાં કરીએ છીએ અમુક કોમના અમુક માણસો ખરાબ રીતે વર્તે છે માટે આખી કોમ ખરાબ છે એમ માનવું એ આપણી બુદ્ધિને હીણપત લગાડે છે એટલે હિંદુઓને મુસલમાનોનો કે મુસલમાનોને હિંદુઓનો કોમો તરિકે દ્વેષ કરવાનું એકે પ્રામાણિક કારણ નથી.

કોઇ કહેશે કે પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ બન્ને કોમની જવાબદારી સાબીત ન કરી શકાય પણ એક કોમ બીજી કોમ વિષે એમ ધારવા શાથી પ્રેરાય છે એનું ઉત્પત્તિકારણ શોધવું જોઇએ આ પ્રશ્ન વાસ્તવિક છે એક કોમની અમુક વ્યક્તિ કે વ્યક્તિઓ ખરાબ વર્તણુંક કરે અને એની સામે થનાર વ્યક્તિ કે વ્યક્તિઓ બીજી કોમની હોય તો તે અનિષ્ટ કરનારની આખી કોમ પોતાના માણસનો પક્ષ લેવા પ્રેરાય છે, અને બચાવ કરનારની કોમના માણસો પોતાના માણસનો બચાવ કરવા આવે છે. આ વસ્તુસ્થિતિનો અનુભવ અનેક બનાવોમાં થયો છે અને થાય છે. કોમી દ્વેષની ઉત્પત્તિનું કારણ પણ આ જ હોય આવા બનાવોમાં જે કોમ વધારે સંગઠિત હોય તેને તાત્કાલિક વિજય મળે છે. આમાંથી હિન્દુ સંગઠનની ચળવળની ઉત્પત્તિ છે. હિન્દુઓ એમ માને છે કે પોતે વધારે સંખ્યામાં હોવા છતાં સંગઠિત નહિ હોવાથી દરેક પ્રસંગે તેમને ખમવું પડે છે.

હવે, સંગઠિત થવું એ વિષે બે મત હોય નહિ હિન્દુઓને સંગઠિત થવાની જરૂર છે એટલું જ નહિ પણ હિન્દુ, મુસલમાન આદિ બધી કોમોએ સંગઠિત થવાની જરૂર છે ત્યારે જ ભારતવર્ષનો ઉદય છે. પણ સંગઠન જે પ્રયોજનથી થાય તે પ્રયોજન શુદ્ધ હોવું જોઇએ. એક કોમ તરીકે બીજી કોમ ઉપર હુમલા કરવા કે તેનાથી બચાવ કરવા સંગઠિત થવું એ પૂરતું પ્રયોજન પણ નથી, એક દૃષ્ટિએ તો સાચું પ્રયોજન પણ નથી. સંગઠનના પ્રયોજનમાં શુભ–અશુભનો વિવેક હોવો જ જોઇએ પોતે ગમે તેટલી સંગઠિત કોમ હોય તો પણ તેમાંની કોઇ વ્યક્તિઓ અનિષ્ટ આચરણ કરતી હોય તો તેનો પક્ષ ન જ લઇ શકાય, અને અનિષ્ટ કરનારની સામે તે અનિષ્ટ કરનાર અમુક કોમનો છે એ રોગી દ્વેષથી પણ સામું ન થઇ શકાય આ બન્ને પ્રવૃત્તિઓ સજ્જનતાની દરિદ્રતા સૂચવે છે, અનિષ્ટનો વિરોધ કરવો એ ધર્મ છે, અનિષ્ટકારનો વિરોધ કરવો સાધારણ માણસ માટે અનિવાર્ય છે–પણ સાચા ખોટાનો ભેદ ભૂલી જઇ એ અમુક કોમનો છે માટે તેનો વિરોધ કે બચાવ કરવો એ અક્ષમ્ય છે.*

ઉદાહરણ તરીકે સ્ત્રીઓની લાજ લુંટવાનો દાખલો લઇએ. આવું કામ કરનાર દરેક પુરુષ પછી ભલે તે હિંદુ હોય કે મુસલમાન–શિક્ષાને યોગ્ય છે. આવા પ્રસંગે આપણે આપણો માણસ તરીકે વિરોધ કરવાનો ધર્મ ભૂલીએ તો આપણે હીચકારા જ કહેવાઇએ. પણ પોતાની કોમના માણસો એવું કામ કરતા હોય તે દરગુજર કરીએ અને બીજી કોમના જ એ જાતના ગુન્હાઓ ઉપર દૃષ્ટિ રાખી તેમના ઉપર આવેશ લાવી આક્ષેપો કરીએ તો તે અજુગતું જ કહેવાય. સાચી વાત તો એ છે કે આપણામાં અનિષ્ટ સામે થવાની નીડરતા અને વીરતા નથી એટલે જ આપણે કોમી ઝગડાઓ કરીએ છીએ પાપ

* કોમને જ્યારે બહુમતિથી અમુક કામ કરવા સૂચના આપી હોય ત્યારે કોમ જવાબદાર છે–જેમ કે મલબારના રાજ્યના સરકારોના કૃત્યો માટે તેની પ્રજા જવાબદાર છે

અને અનિષ્ટ સામે થવા આપણે સંગઠિત થવું જોઇએ-શા માટે નહિ? અને જેટલે અંશે હિંદુઓનું-અને મુસલમાનોનું પણ-સંગઠન અનિષ્ટ સામે થવા માટે છે તેટલે અંશે સ્તુત્ય અને અભિનંદનીય છે.

શુદ્ધિનો પ્રશ્ન ધાર્મિક માન્યતાનો છે. પોતાને જે સત્ય લાગતું હોય એ બીજા આગળ મૂકવાનો અને તેને પોતાના જેવી માન્યતાવાળો કરવાનો પ્રયાસ કરવાનો દરેકને હક્ક છે. અને તેમાંએ જે સંપ્રદાયો બીજા સંપ્રદાયોના માણસોને પોતાનામાં લાવવા અથાગ પ્રયત્ન કરે છે તેઓ બીજા સંપ્રદાયો સામે પોતાની માફક વર્તવામાં વાંધો લઇ શકે નહિ. આ માન્યતાના ફેરફારોમાં બળાત્કારને-પછી તે મારવા પીટવા રૂપી પાશવ હોય કે લાલચો આપવા રૂપી નીચ હોય-અવકાશ નથી. આ દૃષ્ટિએ હિંદુઓ અને મુસલમાનો અને બીજા સંપ્રદાયવાળાઓ પોતપોતાના ધર્મની માન્યતાઓનો ફેલાવો કરવાનો પ્રયત્ન કરે એમાં શા માટે કોઇએ વાંધો લેવો. અને આવી માન્યતાઓ અને શ્રદ્ધાના ફેરફારના કારણથી હિંદુ, ખ્રીસ્તી મુસલમાન આદિ પોત પોતાને અનુકૂળ ધર્મ સ્વીકારે એ માટે પણ શા કારણથી વાંધો લેવો. આ દૃષ્ટિએ-હિંદુ ધર્મના ઉત્તમ તત્ત્વોનો પ્રચાર કરવાની દૃષ્ટિએ-હિંદુ મહાસભાની શુદ્ધિની પ્રવૃત્તિને તેમ જ મુસલમાનો અને ખ્રીસ્તીઓની તેવી પ્રવૃત્તિને યોગ્ય સફળતા મળો.

રાજકીય ક્ષેત્રોમાં કોમના સ્વાર્થની દૃષ્ટિએ કામ કરવું એ રાષ્ટ્રહિતથી વિરુદ્ધ છે એવું તાત્પર્ય લાલાજીના ભાષણમાંથી નીકળે છે; અને છતાં મુસલમાનોએ કોમ તરીકે અમુક હકો લઇ લીધા છે માટે હવે હિંદુઓએ પણ તેવા હકો માગવા એમ પણ તેઓ કહે છે. અમારી પોતાની દૃષ્ટિએ આ આકાશપુષ્પ માટે લડાઇ છે. બાકી રાજકીય ક્ષેત્રોમાં કોમી સ્વાર્થથી પ્રેરાઇને કામ કરવું એ એક જાતનો ભ્રમ છે. અને એકે ભૂલ કરી માટે બીજાએ કરવી એ લોકવ્યવહારના ન્યાયને અનુસરી હિંદુઓ વર્તે તો એમને કોઇ રોકી શકે નહિ. પણ એ પ્રવૃત્તિ સ્તુત્ય નથી-રાષ્ટ્રને હિતકર નથી એ તો લાલાજીના ભાષણમાંથી જ ફલિત થાય છે. બાકી આપણે એટલું જ ઇચ્છીએ કે મુસલમાનો હિન્દુઓ ઉપર વિશ્વાસ કરી પોતાના કોમી સ્વાર્થને રાજકીય ક્ષેત્રમાંથી ખસેડી લઇ હિંદુઓની પ્રવૃત્તિને નિષ્પ્રયોજન કરી નાખે.

કેટલાક લોકો હિંદુ મહાસભાની આવશ્યકતા જ સ્વીકારતા નથી. આનો જો એવો અર્થ હોય કે હિંદુઓમાં અનેક-અનેક અનિષ્ટો નથી અને તેને દૂર કરવા કોઇ તંત્રની જરૂર નથી, તો અમારે જણાવવું જોઇએ કે અમે એ જાતના મત સાથે સંમત નથી. અમે માનીએ છીએ કે કોમી બદીઓ દૂર કરવા કોમી તંત્રો હોય એની સામે ખાસ વાંધો ન લઇ શકાય. દાખલા તરીકે અસ્પૃશ્યતા, કે જન્મના સિદ્ધાન્ત ઉપર પ્રચલિત વર્ણ વ્યવસ્થા, કે અભડાવાના વટલાવાના ભયમાં ધાર્મિક ભાવનાની પરાકાષ્ઠાની માન્યતા-ઇત્યાદિ અનેક અનિષ્ટોની સામે હિંદુઓને થવાનું છે-અને તેઓ કુશળ હોય તો હિંદુ મહાસભા દ્વારા તે કરી શકે. પણ અમને લાગે છે કે જે પ્રવૃત્તિઓમાં રાષ્ટ્રની બધી કોમોનું હિત હોય એવી પ્રવૃત્તિઓ કોમી તંત્રો દ્વારા થાય એ ઠીક નથી. ઉદાહરણ તરીકે અખાડા. અખાડા જેટલા હિંદુઓને તેટલા જ મુસલમાન, પારસી આદિ કોમોને જરૂરનાં છે. બધી કોમોના યુવકો ભેગા થઇ શા માટે અખાડા ન ચલાવે અને એ દ્વારા બન્ધુતા અને રાષ્ટ્રીયતા ન કેળવે? અને એવા બીજા અનેક પ્રશ્નો છે, જેવા કે કેળવણી, સ્ત્રીસ્વાતન્ત્ર્ય, ગરીબોના હકોનું રક્ષણ ઇત્યાદિ. અમારૂં માનવું છે કે જો કોમી પ્રયોજનો માટે કોમના તંત્રો હોય અને રાષ્ટ્રીય પ્રયોજનો માટે સ્થાનિક તંત્રો હોય તો સમગ્ર રાષ્ટ્રનાં શુદ્ધિ અને સંગઠન બરાબર સાધી શકાય.

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

પત્રિકા નં. ૨

## નિબંધો માટે માર્ગદર્શક યાદી

**૧ ભાષા અને વ્યાકરણ.**

ભાષાશાસ્ત્ર.
ગુજરાતી ભાષાનો વંશાવતાર.
પ્રાંતિક બોલીઓ.
જોડણી.
લિપિ.
વિદેશી ભાષાશાસ્ત્રીઓના ગુજરાતી ભાષા વિશે વિચારો.
ગુજરાતી વ્યાકરણ.

**૨ સાહિત્ય.**

છંદઃશાસ્ત્ર.
રસ તથા અલંકાર.
સમાલોચનાની કળા, તથા વિવેચન.
ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ.
ગુજરાતી સાહિત્યકારોનાં ચરિત.
લોકગીત.
લોકકથા.
ભજનો.
સંસ્કૃત અંગ્રેજી આદિ સાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપર અસર.
ગુજરાતમાં ઉદ્‌ભવેલાં ઇતર સાહિત્યો.

**૩ ધર્મ અને તત્ત્વજ્ઞાન.**

સાહિત્યકારોના ધર્મ કે તત્ત્વચિન્તન સંબંધે ચર્ચા.

**૪ ઇતિહાસ.**

ગુજરાતનો રાજકીય, ધાર્મિક તથા સાંસારિક ઇતિહાસ.
ગુજરાતની ભૂગોળ-હિંદુ મુસલમાન અને મરાઠી સમયની.
પુરાણ વસ્તુશાસ્ત્ર ઇત્યાદિ.
ગુજરાતને લગતું પુરાતત્ત્વ.

**૫ કલા.**

કવિતા, સંગીત, ચિત્ર, શિલ્પ, અભિનય, નૃત્ય

**૬ રંગભૂમિ.**

**૭ વિજ્ઞાન.**

---

c/o સાહિત્ય પ્રેસ.
૧૦-૧૪, બેકહાઉસ લેન, મેરાઝ સ્ટ્રીટ, કોટ
મુંબાઇ, ૧૧ મી ડીસેમ્બર ૧૯૨૫.

મહેરબાન સાહેબ,

તા૦ ૧૦-૧૨-૨૫ ના રોજ આઠમી સાહિત્ય પરિષદની વ્યવસ્થાપક સમિતિએ નીચેના અગત્યના ઠરાવો પસાર કર્યા છે.

૧ સત્કાર મંડળના પ્રમુખ અને ઉપ-પ્રમુખો નીમવા માટેની સત્કાર મંડળની સભા તા. ૯ મી જાનેવારી ૧૯૨૬ ને શનિવારે સાંજના પાંચ વાગનાં બોલાવવાનું ઠરાવવામાં આવે છે.

૨ પરિષદના પ્રમુખની ચુંટણી કરવા માટે સત્કાર મંડળની સભા તા. ૧૫ મી જાનેવારી ૧૯૨૬ પછી બોલાવવાનું ઠરાવવામાં આવે છે તો જે ગૃહસ્થોને એ સભામાં ભાગ લેવાની તથા મત આપવાની ઇચ્છા હોય તેમણે તે દિવસ અગાઉ સાંજના પાંચ વાગતા સુધીમાં લવાજમ રૂ. ૧૦ ભરી પોતાનાં નામ નોંધાવી જવાં.

સત્કાર મંડળના સભાસદ થવાની ફી રૂ. ૧૦) છે.
કારોબારી મંડળના સભાસદો સત્કાર મંડળના સભાસદો ગણાશે.
સભાનું સ્થળ—સર વિઠ્ઠલદાસ મેમોરીઅલ
હોલ, બેકહાઉસ લેન, કોટ-મુંબઇ.

લી.
લાભશંકર પ્રભુરામ ભટ્ટ
મંત્રીઓ વતી.

卐 પ્રસ્થાન

પુસ્તક ૧ મહા ૧૯૮૨

# પ્રાર્થના

ગભીર ભવસાગરે સભર તોય માઝારે
મહાન ખગરાજ પાંખ સમતોલ બે ..
ઉડે સતત વેગ જેમ, વણ મોહ, ધારી દિશે.
પ્રફુલ્લ-સઠ તેમ જેહ નિજ માર્ગ એકાગ્ર
સરે સુભગ કાફલા સરલ તેમને, હે પ્રભો !
પ્રસન્ન અનુકૂલ પ્રેરોં પવનો જ તું તારો દે.

અપાર ભવસાગરે વગર પંથનાં વારિ જ્યાં,
તહીં ડુબકોં મારવા રતન મોતી કે મચ્છના
પ્રલોભનથીં જે ભમે, ભ્રમણમાં જ ભૂલા પડે,
ચડે જઈ જહીં કઠોર ખડકો ઊભા ઘેરીને

# ઈશૂ ખ્રીસ્તઃ

## જગતનો પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી

### આદિ પ્રવચન

અમદાવાદમાં આજે ધર્મોત્સવનું અપૂર્વ પર્વ છે.

જગતસમન્વય થશે ત્હારે ભારતમાંથી જ થશે. જગત્સમન્વયનો એ યુગ આવે છે. આપણા નગરમાં ત્હેના પ્હરોડનું આજ પર્વ છે.

આજ મ્હને પ્રમુખપદ આપવાને માટે અમદાવાદના ધ યંગ મેન્સ ખ્રીશ્ચિયન યૂનિયનનો અન્તરથી આભારી છું.

---

અમદાવાદ આજ ખ્રીસ્તજયન્તી ઉજવે છે.

ભારતમાં ખ્રીસ્તદર્શન એક હિન્દુને થયું હતું: કેશવચન્દ્ર સેનને. બ્રહ્માનન્દ કેશવને સંભાર્યા વિના આજની તિથિ ભારતમાં ઉજવાય જ નહીં.

કેશવનું અદ્દ્ભુત ખ્રીસ્ત દર્શન હતું. ખ્રીસ્તમાં તે પૂર્વપશ્ચિમનો સમન્વય જોતા.

ખ્રીસ્તના બ્રાહ્મણજીવનમાં, ખ્રીસ્તના ઋષિજીવનમાં, ખ્રીસ્તના યોગજીવનમાં જગત્-સમન્વય છે જ.

---

પ્રજાપ્રજામાં પાછા સ્થપાતા સદ્દ્ભાવનું આજનો ઉત્સવ ફલ ને સાક્ષી છે. સર્વ પક્ષે એ સદ્દ્ભાવ ચિરંજીવ થાવ.

કૃષ્ણજન્માષ્ટમી જેવી આ ખ્રીસ્તજન્મજયન્તી The Day of Nativity છે. ખ્રીસ્ત જન્મતિથિ તો ૨૫ મી ડિસેમ્બરે છે. તો આજ ૨૪ મીએ આ ઉત્સવ કેમ?

નૈમિત્તિક કારણ તો એ છે કે કાલે આ પ્રેમાભાઇ હોલ મળે તેમ નથી.

પણ નિમિત્તોમાં યે હરિના સંકેત હોય છે ને? એ નિમિત્તથી હિન્દમાંની ખ્રીસ્ત-જયન્તીને અવસરે હિન્દુ પ્રથા આજ પળાય છે.

ખ્રીસ્તનો જન્મ ૨૪ મી ને ૨૫ મીની વચલી રાતે.

યૂરોપની તિથિ મધરાતથી મધરાતની.

યાહૂદીઓની તિથિ સ્હાંઝથી સ્હાંઝની. એમનો સાબાથ શુક્રવાર સ્હાંઝથી શનિવાર સ્હાંઝ સુધી.

હિન્દુઓની તિથિ સ્હવારથી સ્હવારની.

કૃષ્ણજન્માષ્ટમીનો ઉત્સવ આપણે ત્હાં નવમીએ નહીં, અષ્ટમીએ.

એમ ખ્રીસ્તજન્મજયન્તીનો ઉત્સવ—હિન્દુ ગણુમીએ—આજ ૨૪ મી ડિસેમ્બરે.

આજની ઐતિહાસિક તિથિ છેઃ બે હજાર વર્ષથી ઇતિહાસ-પ્રસિદ્ધ છે.

નવીન અર્થમાં યે આજની ઐતિહાસિક તિથિ છે.

અમદાવાદના હિન્દુ ઇસ્લામી પારસી ખ્રીસ્તી જૈન થિયોસોફિસ્ટ પ્રાર્થનાસમાજી બ્રહ્મ-સમાજી ખ્રીસ્તજયન્તી ઉજવવા આજ ટોળે મળ્યા છે.

અમદાવાદનું ઉદારભાવ વિદ્વન્મંડળ આજ ત્હમારી સમક્ષ છે.

---

ઉદારતાના બોધપાઠ આજ ઉજવાય છે ત્હારે બે ભાવનાઓ સ્ફુરે છેઃ

એકઃ આશા મ્હારી વૃથા નહીં જાય કે રામજયન્તી કૃષ્ણજયન્તી ઝરથૂસ્ત્રજયન્તી મહમ્મદજયન્તી બુદ્ધજયન્તી મહાવીરજયન્તીના અવસરોએ આજની અખ્રીસ્તીઓની ઉદારતાનો ઓછામાં ઓછો આટલો યે ખ્રીસ્તીઓ બદલો વાળશે, ને ઉદાર ભાવનાના આ કુમળા છોડને પ્રફુલ્લાવશે.

બીજી ભાવનાઃ આ ઉદારતાના ભાવ ક્ષણિક ન હોય ને સ્થાયી હોય તો અમદાવાદમાં ગુજરાતની સર્વધર્મપરિષદ ન્હોતરો, તો Comparative Study of Religions ને માટે A School of Philosophy સ્થાપો.

બી. એ. માં Philosophy-માર્ટિનો ને કેન્ટ ને એરિસ્ટોટલ શિખતો ત્હારથી બ્રાહ્મણજીવનનું એ મ્હારૂં સ્વપ્નું. હજી યે ઇનશાહ અલ્લાહ.

એક વ્યક્તિ તરીકે તો, એક સાચ્ચા Eclectic તરીકે તો ભિન્ન ભિન્ન ધર્મોના, પૃથક્ પૃથક્ સંપ્રદાયોના અભ્યાસમાં હું તો એ જ કરી રહ્યો છું.

---

અમદાવાદમાં આજ પરમ ઉદારતાનું પરવ. દલપતરામના હૈયામાં રમતું હતું તે, ( દલપતરામના પરમ મિત્ર એક ખ્રીસ્તી સજ્જન, એલેક્ઝેન્ડર કિન્લોક ફોર્બ્સ હતા એ સર્વવિદિત વાત છે. ) મ્હને વારસામાં મળેલું છે તે સર્વસમન્વયનું સ્વપ્નું યત્કિંચિતે આજ પ્રત્યક્ષ થતું નિહાળી હું તો આહ્લાદ છું.

આજના સમારંભને ત્હેની ઉદારતા વિશાળ ઉદારતાને માટે ધન્યવાદ ઘટે છે.

---

## ઉપસંહાર

એક વેળા હું પેટલાદ જતો હતો. હાલની આણંદવાળી દાદાભાઇ હાઇસ્કુલ ત્હારે પેટલાદમાં હતી. આણંદથી કરમસદના કેથોલિક પાદરીનો સંગાથ થયો. વાતચીત નીકળી. મ્હેં કહ્યું મ્હને તો ઇશુ ખ્રીસ્તને માટે પૂજ્ય ભાવ છે. એશિયાનો અમારો એ યોગી, એ બ્રહ્મર્ષિ—પાદરી બાવાએ પૂછ્યુંઃ ત્હમે આર્યસમાજી છો ? મ્હેં કહ્યુંઃ ના.

કરમસદિયાં કોઇક કોઇકને એવા અવળા અર્થ ઉકેલવાની ટેવ કેમ થતી હશે ?

---

પૂર્વે કહ્યું તેમ હું તો Eclectic-સર્વસારગ્રાહક છું. મ્હારો સર્વસાર સંપ્રદાય છે. યથાશક્તિમતિ સર્વ ધર્મમથી સાર સારવદ્ મથું છું. ખ્રીસ્તી ધર્મને યે અળગો નથી રાખ્યો જૈનો, વૈષ્ણવો, દેવીભક્તો, આર્યસમાજીઓ, બ્રહ્મો, સ્વામીનારાયણીઓ, ઇસ્લામીઓ, પારસીઓ-સહુની સાક્ષી. આજે ખ્રીસ્તીઓ સાક્ષી પૂરે છે.

---

બીજું: યૂરોપમાં ને અહિંયાં મેરી કોરેલીની પેઠે કેટલાક કહે છે કે Christianity of the Churches is not the Christianity of the Christ or of the Bible: એ તો Churchionity છે. એમ હશે કે નહીં હોય: મ્હને Churches નો અનુભવ નથી. હું આજે બોલું છું તે Christianity of Christ વિશે, Christianity of the Bible વિશે બોલું છું.

પણ મન્દિરપન્થીઓના એ ટીકાકારોને એટલું પૂછી લઉં છું કે જગતના કિયા મહાધર્મને કે શાખાસંપ્રદાયને મન્દિર વિના ચાલ્યું?

---

અને ત્રીજું: આવો ઉદાર ખ્રીસ્તીજયન્તીનો ઉત્સવ આજ ગામ આટલો મોડો મોડો કેમ? કંઇક સૈકાઓથી ખ્રીસ્તી ધર્મ હિન્દમાં તો છે.

ખ્રીસ્ત જે ભાવે વિચરતો તે ભાવે હિન્દમાં Christianity વિચરતી હોત તો વધારે આદર પામત. દુનિયામાં કોમ કોમના-Racesના, Economics-અર્થશાસ્ત્રોના, Politics-રાજનીતિના પ્રજાવિરોધો, East અને Westનાં પરસ્પરનાં ભાંડણ ઓછાં હોત તો Christ અને Christianity, હિન્દમાં ને હિન્દ બહાર, હજી અધિકાં સત્કારાયાં હોત.

જ્યહારે જ્યહારે બાઇબલ હું વાંચું છું ત્યહારે ત્યહારે હું તો Christમાં એક પરમ આર્ષ Idealનું-આદર્શનું દર્શન પામું છું.

ઇશૂ ખ્રીસ્ત એટલે એક પરમ બ્રહ્મર્ષિ.

કોટ પાટલૂન ને ટોપ પ્હેરાવાયેલા ઇશૂ ખ્રીસ્તને આર્યાવર્ત ઓળખી શકતું નથી: અને એ મુક્તિફોજ સારી રીતે સ્હમજે છે.

પ્રતાપચન્દ્ર મઝુમદારે the Oriental Christના ગ્રન્થમાં ઓળખ્યો છે એ ખ્રીસ્તને ભારતવર્ષ ઓળખતું જ આવ્યું છે.

ઇશૂ તો હતો અમારો કન્થાધારી જોગન્દર.

---

ખ્રીસ્ત વિશે વિચાર જાગતાં જ ચાર વાનાં તરી આવે છેઃ ખ્રીસ્તજીવન, ખ્રીસ્તધર્મામૃત, ખ્રીસ્તનાં અઢાર મૌનનાં વર્ષો. અને બાઇબલ.

અને એ ચારે ય ઉપર વાદળ શો અખંડ વિસ્તરતો સન્ત પુરુષનો-યોગીજનનો પરમ બ્રહ્મરંગ.

વિસ્તાર વિના યત્કિંચિત ચારે ય વિચારિયે.

છેલ્લો મુદ્દો પહેલો લઇશું.

## બાઇબલ.

બાઇબલ મૂળ હિબ્રૂમાં રચાયું. પછી ગ્રીક ભાષામાં ભાષાન્તર થયું. પછી લૅટિનમાં. પછી યૂરોપની ભિન્ન ભિન્ન Vernacularsમાં અને પછી જગતની ઘણીખરી ભાષાઓમાં.

બાઇબલ લખાયે અઢારસોક વર્ષ થયાં.

મનુષ્યજાતિનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રન્થ તો ઋગ્વેદ. પણ આજ મનુષ્યજાતિમાં વધારેમાં વધારે વિસ્તરેલો ને વંચાતો મહાગ્રન્થ તો બાઇબલ.

યૂરોપઅમેરિકાનો સાહિત્યકારો આજે એને પોતાનો અદ્વિતીય ગ્રન્થ ઉચ્ચારે છે,

Plato's Republic St Augustine's Confessions, Thomas a Campes's Immitation of Christ યૂરોપઅમેરિકામા જન્મેલા એથી અધિકા Spiritual ગ્રન્થો છે? યૂરોપઅમેરિકન જગત્સાહિત્યમા એ સર્વોત્કૃષ્ટ Spiritual Contribution યૂરોપઅમેરિકાના યે સાહિત્યમીમાસકો કે સાધુસન્તો ભાખે છે કે એ બાઇબલ સમોવડા છે?

ઇંગ્રેજી ભાષામા તો The Book એટલે જ બાઇબલ

ખરેખર! બે-બે હજાર વર્ષથી એક ભાષાન્તર એ એમનો સર્વોત્કૃષ્ટ મહાગ્રન્થ એ વિના યૂરોપઅમેરિકાના સાહિત્યને જેટલી ઝખનારી છે એથી યે અધિકી ઇશૂ ખ્રીસ્તના મહિમાની ને ગૌરવની તે ઇતિહાસસિદ્ધ પરમ સાક્ષીરૂપ છે

આમ યૂરોપઅમેરિકા પોતાનું સર્વશ્રેષ્ઠ ને મર્વસ્વ ગણે છે તે એશિયાએ યૂરોપઅમેરિકાને દીધું અમેરિકા યૂરોપ પાસે આજ પોતનુ લ્હેણુ માગે છે ને યૂરોપ તે વાળવા કમ્મર કસી રહ્યુ છે. ઇતિહાસ પૂછે છે-પૃથ્વીના ચોખડામાથી માનવજાત પૂછે છે-આકાશમાથી Angels-દેવો પૂછે છે કે યૂરોપઅમેરિકા એશિયાનુ એ બે-બે હજાર વર્ષ જૂનું મહાઋણ ક્યહારે ને કેમ વાળશે?

---

બે-બે હજાર વર્ષથી પશ્ચિમમા બાઇબલ એવો પરમ ગ્રન્થ શા કારણે?

ઘણા કારણો ગણાવવા સમય નથી બે સૂચવુ છુ

એક તો એ કે: It is a grand spiritual Epic It is the story of a Divine Hero

ઇલિયડમાના માર્વેજમાના કે ક્ષત્રિયતીર્થ ચિનોડમના યે કેસરિયા કરતા એમાનું વીરત્વ દૈવી છે મૃત્યુમુખમા સ્હામે મુખડે પગના માડના યોગીન્દ્રની એ મહાકથા કુરુક્ષેત્રના સંહાર સરિખડુ એનુ એક મૃત્યુ ઇતિહાસ વડનાઇ લંકાદહનમાના પાપદહન સરિખડો એનો એક મૃત્યુતણખો માનવજાતના વણા પાપદહન કરનારો

મત્ય ને અસત્યની, પુણ્ય ને પાપની Eternal storyનુ એ મહાકાવ્ય છે આત્મિક સત્યોનો એ મહારાસો છે It is an Epic of Human Sacrifice મત્યના યજ્ઞમા નરમેધનુ સન્તમેઘનુ એ પરમ કાવ્ય

એમણે રચ્યા જીવનના મન્ત્રો, આપણે લખિયે છીએ જીવનના ભાષ્ય

ને ભાષ્યો કરતા મન્ત્રો ચિરંજીવી હોય જ ને?

અને બીજુ કારણ: પૂર્વની એક ગ્રન્થશ્રેણી છે: પરમ કવિતા, પરમ ઇતિહાસ, પરમ ફિલસુરીના એકાંગ સવાદના સિતારમા બ્રહ્મગીતની ગ્રન્થગૂથણની. ઇલિયડમા મહાઇતિહાસ છે, પરમ કવિતા છે, ગીતા કે શાન્તિપર્વ નથી, ગીતાજી એવો બ્રહ્મસિતારનો ગ્રન્થ વિગટર્વનમાના કાવ્યસત્ય ફિલસુરી ને કવિતા જગત્સાહિત્યમા બીજે ક્યહા ક્યહા દીઠા? એવો જ ઇતિહાસ કવિતા ને ફિલસુરીના બ્રહ્મવાદ શ્રીમદ્ ભાગવતમા છે ને તેથી અઢાર પુરાણોની માળાનો તે મેર.

એ જ બ્રહ્મગીતના સિતારની લ્હેરી બાઇબલમા છે.

જે બાઇબલમાની Pastoral Poetry શ્રીમદ્ ભાગવત સરિખડી જ છે.

ઉપનિષદોની Parables–વાર્તાઆદેશની શૈલી યે બાઇબલમાં સારી વિકસેલી છે.

એથી એ મહાગ્રન્થનું શ્રેષ્ઠત્વ.

આજે ૨૦ મી સદીમાં ન્હાનકડી ગીતાંજલિએ યે યુરોપઅમેરિકાને ચમકાવ્યા—ચકિત કીધા: તો બાઇબલ જેવો મહાગ્રન્થ બે-બે હજાર વર્ષથી પશ્ચિમના સાહિત્યમાં અદ્વિતીય રહે એમાં મ્હને તો આશ્ચર્ય નથી લાગતાં.

## અઢાર વર્ષનું મૌન

શંકરાચાર્યજીની પેઠેમ માત્ર તેત્રીશ વર્ષના જ આયુષ્યવન્તા ઇશુ ખ્રીસ્તના જીવનના ૧૮ વર્ષની કથા બાઇબલમાં નથી. બાર વર્ષની વયે ઇશુએ જેરુસેલમમાં દર્શન દીધાં, પછી અદૃશ્ય થયો, ને પછી ૩૦ ની વયે પેલેસ્ટાઇનમાં પાછો છતો થયો. તે વચગાળાનાં–૧૨ થી ૩૦ સુધીનાં અઢાર વર્ષ ખ્રીસ્ત ક્યહાં હતો? ને શું કીધું? બાઇબલમાં એનો ઉત્તર નથી.

બાઇબલના અભ્યાસીઓ એને 18 Years of Silence કહે છે.

ખ્રીસ્તની જીવનકથા ગાતાં ચારે Gospelsનું એ અઢાર વર્ષ વિશે મૌન છે.

દેખીતી રીતે જ એ તૈયારીનાં વર્ષો હતાં.

કહેવાય છે, ને કેટલાંક વર્ષો ઉપર એવી વાત આવી હતી, કે કોઇક રશિયાના મુસાફરને લ્હાસામાંથી એક ગ્રન્થ સાંપડ્યો. એમાં એવું વર્ણવેલું છે કે ખ્રીસ્ત ટિબેટમાં ગયો હતો.

જો એ વાત ખરી હોય તો: અને ખ્રીસ્તના જન્મપ્રસંગે, શ્રી કૃષ્ણના દર્શને શિવજી પધાર્યા'તા એમ, the Wise men of the East પધાર્યા હતા તે હકીકતમાંથી Sermon on the Mountમાંના ધર્મોપદેશના ને બૌદ્ધોપદેશના સામ્યમાંથી, તેમ જ બાઇબલમાંના અન્ય કેટલાક સિદ્ધાન્તોના, ચમત્કારોના, યોગજીવનના હિન્દુ સિદ્ધાન્તો સાથેના સામ્યમાંથી:

કલ્પનાને રમવાને ચોકાની ચન્દની મળે.

બ્રહ્મચર્યનાં બાર વર્ષ: સમાવર્તન પછીનાં ત્રણ ચારેક વર્ષ પર્યટન દેશાટનનાં: ને વર્ષ દોઢેક જતાં આવતાંનું: એમ અઢાર વર્ષ થાય.

કાશ્મીર ને કાશ્મીરનો ઉત્તરદેશ, હિમાલયમાંનો ઉત્તરાખંડ, ને એની બે પાંખો રૂપ ગાન્ધાર–કન્દહાર ને ત્રિષ્ટુપ-ટિબેટ: રાવલપીંડીની સમીપમાં તક્ષશીલાની શારદાપીઠ: એ Geographyમાં ખ્રીસ્ત ભમ્યો હોય એ કવિના પૂરતું યે સંભવિત શું નથી?'

કેટલાંક વર્ષો ઉપર આમાંની કેટલીક વાતો વાતાવરણમાં હતી. ને ત્યહારે બ્રહ્મચર્યાશ્રમી ખ્રીસ્તને કાવ્યનાયક સ્થાપીને, શ્રીમદ્ ભાગવત સરિખડું, ગીતાના અષ્ટાદશ અધ્યાય સમા મૌનના–અલોપ ગોપનના એ અઢાર વર્ષનું, કાવ્ય રચવાના અભિલાષ થયા હતા. પણ સર્વે યે અભિલાષ કોઇના યે ક્યહાંઇ ફળ્યા જાણ્યા છે?

સાંભળ્યું છે કે Nestorian Christians બીજા સૈકામાં કોચીનની આસપાસ મલબાર કાંઠે આવ્યા'તા, ને ત્યહાં ઇશુપુરાણ રચાયું હતું.

એ પુરાણ પ્રચાર પામ્યું હોત તો બુદ્ધની પેઠે ઇસુયે આજ હિન્દુઓના ૨૪ અવતારમાં સમાસ પામ્યો હોત.

કોઇક દહાડો તો એ અઢાર વર્ષ આડા પડેલા પડદા ઉપડશે ને? ઇતિહાસ ત્યહારે કંઇક અજબ કથની કથશે.

ઇતિહાસદૃષ્ટિએ ત્હાં સુધી તો એ અઢાર વર્ષો મૌનનાં જ છે.

---

## ખ્રીસ્તનું ધર્મામૃત

શ્રી સ્વામી નારાયણનો ગુજરાતમાં પ્રાદુર્ભાવ થતાં પહેલાં શ્રી રામાનન્દ સ્વામીએ કહ્યું હતું કે 'અમે તો ડુગડુગિયુ વગાડિયે છિએ, વેશ તો વાંસે આવે છે.' ખ્રીસ્તના યે પ્રાગટ્ય પહેલાં John the Baptist થયો તે ત્હેણે પેલેસ્ટાઇન ભરી ઉચ્ચાર્યું કે 'આવે છે, તે આવે છે.'

ખ્રીસ્તે ભાખ્યું કે I come not to destroy, but to fulfil. એટલે ખ્રીસ્તના ધર્મામૃતમા નવીનતા કરતાં સર્વમંયસ્તાના ચિરંજીવી મસાલા વધારે હોય તો આશ્ચર્ય ન થવા જોઇએ.

ક. ખ્રીસ્તી ધર્મના બે પ્રધાન સિદ્ધાન્તઃ Fatherhood of God ને Brotherhood of Man. ગીતાજીમાં અર્જુને ઉચ્ચાર્યું છે કે **पितासि लोकस्य चराचरस्य.**

Cow has no soul જેવાં ઇંગ્રેજી વાચનમાળામાના અનર્થકારી વાક્યો વિસારીને વિચારતા Brotherhood નું પરમ વિશાલ ideal તો બુદ્ધ ભગવાનનું ને મહાવીર ભગવાનનું જેને પાછળથી St Francis of Assissi એ પણ અનુમોદન દીધું કે I feel the very flowers to be my brothers & sisters.

ખ. ખ્રીસ્તી ત્રિમૂર્તિ: God the Father, God the Son, God the Ghost. બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વરની હિંદુ ત્રિમૂર્તિ પ્રસિદ્ધ છે.

ગ. હિન્દુઓનો અવતારવાદ તો જગ જાણીતો છે.

ઘ. The Golden Rule : Do unto others as you wish to be done by them : એ તો હિન્દુઓના **आत्मवत् सर्व भूतेषु** નો જાણે પડઘો.

ચ. ખ્રીસ્તનો ભક્તિમાર્ગ છે, સગુણોપાસના છે. હિન્દમાં યે ભક્તિમાર્ગ ને સગુણોપાસના વેદજૂનાં છે. **सत्यं ज्ञानमनन्तं ब्रह्म; आनन्दरूपममृतं** વિ.

છ. ચમત્કારોનું યે કેટલુંક સામ્યઃ પાણી ઉપર ચાલવાની યોગસિદ્ધિઃ કુંવારી કુન્તીને કર્ણ જન્મ્યો, કુંવારી મેરીને ખ્રીસ્ત જન્મ્યો. વિ.

જ. The Sermon on the Mount ને બુદ્ધોપદેશનું જગવિખ્યાત સામ્ય.

ઝ. Bearing the Cross : દુઃખનો-પાપનો જગતભાર હું વહું છું.

ગીતાજીઃ **अनन्यश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते,**
**तेषां नित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम्.**

ટ. અને વળી

દેવભક્તો દેવ પામે, પિત્રિભક્તો જ પિત્રિને;
ભૂતભક્તો ભૂત પામે, મ્હારા ભક્ત તો મ્હને.

ઠ. દશ મહાઆજ્ઞાઓ: હિન્દુઓના ધર્મનાં દશ લક્ષણો.

ડ. The Idea of Second Birth: દ્વિજત્વ હિન્દુઓનું હિન્દ અને ખ્રીસ્તી એમ ઘણા ઘણા સિદ્ધાન્તોનું સામ્ય.

ઢ. અને મ્હારે મને તો ખ્રીસ્તનો પરમ સિદ્ધાન્ત Atonement–At-one-ment: with God, with Nature: પરમ પુરુષ સાથે, મહામાયા સમોવડી ત્હેની પ્રકૃતિ સાથે.

એ તો હિન્દુ ધર્મશાસ્ત્રોમાંનો જાણે સ્વતઃ યોગ જ. યુજ્ to Join. In tune with the Infinite : અનન્તની એકતાનતા.

અને એ જ છે શ્રી કૃષ્ણે અર્જુનને ભાખેલી.

**एषा ब्राह्मी स्थितिः, पार्थ ।**

આમ ગીતાજી ને ઉપનિષદોમાં ખ્રીસ્તી ધર્મના ધરખમ સિદ્ધાન્તો શોધકને સાંપડે.

---

પણ ખ્રીસ્તનું જીવનામૃત તો ગીતાજી કે ઉપનિષદમાંથી નહીં જ સાંપડે.

બાઇબલ કે ખ્રીસ્તના ધર્મામૃત કરતાં ખ્રીસ્તજીવન અનેકધા ઉત્કૃષ્ટ.

મ્હને તો પરમ પૂજ્યભાવ છે તે ખ્રીસ્તજીવનને કાજે.

A part from His miracles or His teachings, the story of the life of Christ-to my mind is *the Supreme Truth of Christianity.*

ખ્રીસ્તનું એ જીવનામૃત જરા વિચારિયે.

## ખ્રીસ્તનું જીવનામૃત

ખ્રીસ્તી ધર્મની બે પ્રધાન શાખાઓ, કેથોલિક ને પ્રોટેસ્ટન્ટ.

અન્યોન્યે પરસ્પરને બાળ્યા, કાપ્યા, સંહાર્યા, અનેકધા સન્તાપ્યા. એ ઇતિહાસ આજ ઉકેલવાના નથી.

Broadly speaking

કેથોલિકો ખ્રીસ્તજીવનના અનુસરણના યત્નશીલઃ

પ્રોટેસ્ટન્ટો ખ્રીસ્ત સિદ્ધાન્તના અનુસરણના યત્નશીલ.

તેથી કેથોલિક સાધુઓ સંન્યાસીઓ, અને ભોંયરામાં કાંટાળા ગેરબન્ધ પોતે પોતાને મારીને યે તપ કરતા.

---

ખ્રીસ્તજીવનમાંથી તરી આવતી ત્રણ વાતો છે, ને એમાં જ ખ્રીસ્તી ધર્મની પરમ વિશેષતા વસેલી છે.

યાહુદી પ્રજા ત્હારે પયગમ્બરોની જનેતા પ્રજા હતી. વસન્તમાં ફૂલ ખીલે એમ ત્યાં પયગમ્બરો પ્રફુલ્લતા.

પહેલી વાતઃ કેટલાક પયગમ્બરો રાજકુલના. રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર રાજકુમારો હતા.

કેટલાક ધનિકઃ શ્રી કૃષ્ણની સોનાની દ્વારિકા; મહમ્મદ સાહેબનાં લક્ષ્મીજી સમા ધનવાન પત્ની.

એમ એમની રાજસત્તા કે ધનસત્તા.

ખ્રીસ્તની ગરીબીઃ એના ચેલાઓની યે, ગોપિકા, સમોવડી, ગરીબી ને જ્ઞાનગરીબી.

પરિણામ એ કે ખ્રીસ્તી ધર્મ પંડિતોના પાંડિત્યશિખરમાંથી નથી નિર્ઝર્યોઃ સન્તજનના હૈયામાંની એ અમૃતધારા છે.

ઉપનિષદો કે ગીતાજીમાંની બુદ્ધિની સંસ્કારિતા કરતાં શ્રીમદ્ ભાગવતમાંની હૈયાની સંસ્કારિતા વિશેષ.

ખ્રીસ્તનું બ્રાહ્મણજીવન, સંન્યસ્તજીવન, યોગજીવનઃ એ તો બ્રહ્મર્ષિ હતો, એ તો યોગીન્દ્ર હતો.

धैर्यं यस्य पिता, क्षमा च जननी, शान्तिश्चिरं गेहिनी,
सत्यं सूनुरयं, दया च भगिनी, भ्राता मनःसंयमः;
शय्या भूमितलं, दिशोऽपि वसनं, ज्ञानामृतं भोजन-
मेते यस्य कुटुंबिनो, वद सखे ! कस्मात् भयं योगिनः ?

આનન્દે યોગી જનના વર્ણનનો એ શ્લોક જાણે ખ્રીસ્ત યોગીન્દ્રનું જ વર્ણન કરતો ન હોય ! એ શ્લોકમાં જાણે સાક્ષાત્ ખ્રીસ્તદર્શન.

ખ્રીસ્તનો દિગ્વિજય તે બ્રાહ્મણજીવનનો, ઋષિજીવનનો, યોગીજીવનનો દિગ્વિજય.

શાસ્ત્રનો નહિ, સાધુતાનો દિગ્વિજય. ધનનો નહિ, સત્તાનો નહિ, વૈરાગ્યનો દિગ્વિજય, સંન્યસ્તનો દિગ્વિજય.

---

બીજી વાતઃ અન્ય પયગમ્બરોનો જન્મમહિમા, ખ્રીસ્તનો મૃત્યુ-મહિમા.

જન્મ ને મૃત્યુ ઉભય Mysteries-પરમ બ્રહ્માંડભેદ છે; એ વિશ્વપડદાઓની પાછળ આંખડી પરોવી પરોવીને માનવ જાત થાકીઃ ભેદ પામ્યા નહિ.

અન્ય મહાધર્મો જન્મસંસ્થાપિત છેઃ ખ્રીસ્તી ધર્મ મૃત્યુસંસ્થાપિત છે.

મૃત્યુના અમૃતસાગર વચ્ચે ખ્રીસ્તી ધર્મના મંડાણ.

कालोऽस्मिनાં-મહામૃત્યુનાં અઘોર જલનાં એ ધર્મવૃક્ષને અખંડ સીંચન ને પોષણ.

ખ્રીસ્તી શક ખ્રીસ્તની મૃત્યુતિથિથી.

આપણી એષણાઓમાં જિજીવિષા-જીવનની એષણા. ઇશુને મૃત્યુની એષણા હતી. ઇશુએ મરી જાણ્યું. ઇશુએ તો મૃત્યુને ન્હોતરાં દીધાં. મહાકવિ કાલિદાસનું પ્રખ્યાત વચન-જીવન તે વિકૃતિ છે, મરણ તે જ પ્રકૃતિ છે-એ હજી લખ્યું મૂકાયું ન્હોતું ત્હાં જ ઇશુએ સાચ્ચું કીધું.

દધીચિ ઋષિએ હાડ દીધાં દેવોને.

અમદાવાદ જ્હાં ચિતાસ્નાન કરે છે એ દધીચિ ઋષિને આરે મહાત્માજીએ આશ્રમ માંડ્યો.

ખ્રીસ્તે જીવન સમર્પ્યું જગતને.

મરજીવા સન્તસંઘનો એ તો હતો મહન્ત.

એ તો મરીને અમ્મર થયો,
એણે તો મરીને અમ્મર કીધાં.

ગોપીઓએ શ્રી કૃષ્ણને કાજે ગાયું છે કે—

जयति तेऽधिकं जन्मना व्रजः

ખ્રીસ્તને કાજે જગત્ ગાય છે કે—

जयति तेऽधिकं मृत्युना जगत्.

---

અને ત્રીજી વાતઃ ખ્રીસ્ત હતો જગતનો પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી.

જગતના પયગમ્બરો એશિયાખોળે જ જન્મ્યા એ ઇતિહાસનો વિશ્વદર્શનમાં હેતુ હશે જ. ઇતિહાસની એ Mystery નો ઉકેલ પંડિતોને જ સોંપિયે.

પણ બીજું એક પયગમ્બરી ઇતિહાસનું પરમ સત્યઃ

રામ કૃષ્ણ બુદ્ધ મહમ્મદ ઝરથુસ્ત્ર મૂસા મહાવીર કૉનફ્યુશિયસઃ મહાધર્મોના સંસ્થાપક એ સહુ પયગમ્બરો ગૃહસ્થાશ્રમીઓ.

ઇશુ ખ્રીસ્ત એક જ નૈષ્ઠિક બ્રહ્મચારી,

ઇશુ ખ્રીસ્ત એક જ આજન્મ બ્રહ્મચારી.

ઇશુ ખ્રીસ્ત, અને શાખાસંપ્રદાયોમાં શ્રી સ્વામીનારાયણ

(ભાષણ ને અન્તે શાખાસંપ્રદાયોના સંસ્થાપક બે બ્રહ્મચારી મહાત્માઓનાં નામ મ્હને કહેવામાં આવ્યાં છે. એક પરત્વે વિસ્મૃતિની ભૂલ ને બીજા પરત્વે અજ્ઞાનની મ્હારી ભૂલ કબૂલી એ નામો આનન્દથી ને ઉપકારથી ઉમેરૂં છુંઃ ૧૯ મી સદીના પરમ બ્રહ્મચારી મહર્ષિ દયાનન્દ સરસ્વતી; અને મહાત્મા સ્વીડનબર્ગ.)

ખ્રીસ્તનો દિગ્વિજય તે બ્રહ્મચર્યનો દિગ્વિજય, બ્રાહ્મણ Ideal–આદર્શનો દિગ્વિજય.

ખ્રીસ્તજીવનમાં મ્હને તો નિરન્તર એક પરમ હિન્દુ Wealનું જ દર્શન થાય છે.

હિન્દુ Mythology–શાસ્ત્રવાર્તામાં હનુમાનજી છે, નારદજી છે, ભીષ્મ પિતામહ છેઃ હો યે ઇશુ ખ્રીસ્ત નથી.

એ તો હતો જગતનો પરમ નૈષ્ઠિક બ્રહ્મચારી,

જગતની શાસ્ત્રવાર્તામાં આજે યે અજોડ.

ઓ યૂરોપ! ઓ અમેરિકા! ઓ એ માર્ગે પળતાં જગતના ચોખંડ! સાંભળશો ખ્રીસ્તજીવનનો બ્રહ્મચર્યસન્દેશ?

> ધન દૌલત સત્તા કે સ્વામીત્વ,
> વિલાસ ને કલ્યાણ ન્યારાં છે.

ખ્રીસ્ત તો ત્હારે ગાતો, આજે ગાય છે, અખંડ ગાશે કે

> બ્રહ્મચારી રે હો! બ્રહ્મચારી;
> અમે બ્રહ્માંડનાથના બ્રહ્મચારી,
> અમે નિરવધિ બ્રહ્મના બ્રહ્મચારી;
> અમે બ્રહ્માંડદેવના બ્રહ્મચારી;
> અમે આનન્દબ્રહ્મના બ્રહ્મચારી.

એવો હતો જગતનો એ જોગન્દર; એશિયાનો ધર્મપુત્ર, યૂરોપનો ધર્મપિતા: એને અમારી હો હજારો વન્દના.

અન્તે શ્રી કૃષ્ણને કહ્યું હતું એથી અધિકું તો શું ઉચ્ચારૂં?

> नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
> पुनश्च भूयोऽपि नमो नमस्ते

# પહેરવેશ અને કળા

મનુષ્યે પોતાની કલાવૃત્તિનો પોતાના ઉપર પણ પુષ્કળ પ્રયોગ કર્યો છે. આજની ઘડીએ આપણાં કપડાં જેટલે અંશે ટાઢ તડકાથી કે વાયુ વરસાદથી આપણું રક્ષણ કરે છે, તેટલે જ અંશે કદાચ વધારે પ્રમાણમાં તે આપણી કલાવૃત્તિને સંતોષ આપે છે. શહેરે શહેરે ને ગામડે ગામડે તેમજ મુંબઇ, કલકત્તા જેવાં શહેરોમાં તો વળી અસંખ્ય કપડાંની દુકાનો જાતજાતનાં ને ભાતભાતનાં કપડાં વેચી રહી છે અને up-to-date ફેશનના England returned માણસોથી તે ગામડાના સાદાસુદા કણબી, માળી સુધીના તમામ માણસોને આકર્ષી રહી છે તે કેવળ ટાઢ તડકાના નિવારણાર્થે કે કેવળ શરીર રક્ષણાર્થે નહિ જ.

ઉપયોગિતા અને કલા વચ્ચેનો ઝગડો સૈકાથી ચાલતો આવ્યો છે. કોઇ કહે ઉપયોગિતાની દૃષ્ટિ પ્રથમ ને કલાની દૃષ્ટિ પછીઃ કોઇ કહે કલાદૃષ્ટિ પ્રથમ ને ઉપયોગિતાની દૃષ્ટિ પછી. કોઇ કહે ઉપયોગિતા એ એક જ દૃષ્ટિ હોઇ શકે. કોઇ કહે કલાની દૃષ્ટિ એ જ એક હોઇ શકે. કોઇ વળી બેનો સમન્વય કરી કહે ઉપયોગી તે જ કલાયુક્ત તો કોઇ કહે કલાયુક્ત તે જ ઉપયોગી.

કપડાંની બાબતમાં આ બેનો ઝગડો જેવો હોય તો સ્પષ્ટ છે. નિર્વસ્ત્રતાની સ્થિતિમાંથી મનુષ્ય વસ્ત્ર ઉપર આવ્યો, તે બન્ને દૃષ્ટિએ આવ્યો છે. એક તો કાંઇ ઓઢવાની ઉપયોગિતાને લીધે વસ્ત્રો ઉપયોગમાં લેવાયાં હતાં તેમ જ શરીર શણગારાર્થે પણ ઝાડનાં પાન, ફૂલ વગેરેનો વસ્ત્રરૂપે ઉપયોગ થતો જ હતોઃ એમાથી કઇ દૃષ્ટિ પ્રથમ આવી હશે એ કહેવું મુશ્કેલ છે. કેમકે નિર્વસ્ત્ર સ્થિતિમા મનુષ્ય રહેતો હશે ત્યારે ટાઢ તડકાથી રક્ષણ કરે તેવી જ તેની ચામડી અને ચામડી ઉપરના વાળ હશે. તે વખતે રક્ષણની જરૂર ન હોય, તો પણ એક શણગાર તરીકે માણસોએ ઝાડનાં પાંદડા ને છાલો ઓઢી હશે તેમ કેટલાએકે ટાઢ તડકામાં જેમ પક્ષીઓએ માળા બાંધવાનુ શોધી કાઢયું તેમ ટાઢમાં ઓઢવાની કે તડકામાં ગુફામાં રહેવાની ને માથે ઓઢવાની શોધ પણ કરી હશે.

ગમે તે દૃષ્ટિ પ્રથમ આવી હોય, આજે એની ઉપયોગિતાનો સાર્વત્રિક સ્વીકાર છે. પરંતુ કલાની દૃષ્ટિ કાંઇ છેક ભૂલાઇ નથી જ. આજે ઉલટી કલાદૃષ્ટિ ઉપયોગિતા ઉપર ચડી બેઠી છે.

બાંધી જકડીને કે મરડી નાંખવાનું પણ બાકી રાખતાં નથી. મારવાડણો ગમે તે ઋતુમાં પોતાનો બે તાકાનો ઘાઘરો પહેરવાનું છોડે જ નહિ. દક્ષિણી સ્ત્રીઓએ વીશ હાથની સાડીનો ભાર વહીને પણ ટાઢ તડકાથી ઓછું રક્ષણ થાય ને શરીરને વધારે બાંધવું જકડવું પડે તે પણ સ્વીકાર્યું; ને પારસણો અર્ધાં ભૂખી રહીને પણ સુંદર કોરો કે બ્લાઉઝેસ પહેરવાની કલાવૃત્તિને પોષી રહી છે.

એક બાજુ શરીરસુખના ભોગે પણ કલાનું રક્ષણ કરવાનું કાર્ય ચાલે છે ત્યારે બીજી બાજુએ માત્ર ટાઢ તડકાથી રક્ષણ કરવું એ એક જ ધ્યેય રાખીને સાવ ઢંગધડા વગરનો બેડોળ પહેરવેશ પહેરીને કલાને હદપાર કરવાનો કાંઇ ઓછો પ્રયત્ન થતો દેખાતો નથી.

ઉપયોગિતા અને કલા એનો કલહ આમ ચાલ્યાજ કરે છે. છતાં આજનો પ્રવાહ એનો સમન્વય કરવા તરફ દેખાય છે. ઉપયોગી તે જ સુંદર કરીને પહેરવું એ તરફ આજની ફેશનનો ઝોક જણાય છે.

આજે ઘણાં કપડાં, લેસ, રિબન ફલૅનલ ને ઉનમાં બાળકને દાટી દઇ તેને શ્વાસ લેવાની પણ મુશ્કેલી ઉત્પન્ન થાય ત્યાં સુધીનો કપડાંનો શોખ હવે ઓછો થાય છે ને તેની જગ્યાએ ઓછાં, શરીર જકડાઇ ન જાય એ જાતનાં, તેમજ ઋતુ અનુસાર માફક આવે તેવાં કપડાં પહેરાવવાં એ જ ફેશન ગણાય છે. ફેશન શરીર રક્ષણનાં તત્ત્વો સાચવીને કલાને અવકાશ આપતી દેખાય છે. મોટાંઓનાં કપડાંમાં પણ આજ જાતનું ધોરણ ઘણે અંશે દેખાય છે. સારાંશ કપડાં ઉપયોગની દૃષ્ટિએ પહેરવાં જોઇએ ને તેની સાથે જ આંખને સંતોષ મળે, કલાવૃત્તિને અવકાશ મળે એ દૃષ્ટિએ પહેરવાં જોઇએ એવી લોકોની વિચારસરણી દેખાય છે. આ રીતે ઉપયોગિતા અને કળા વચ્ચેનો વિરોધ નીકળતો જાય છે.

હવે ' કલાની દૃષ્ટિ ' એટલે શું એ જરા તપાસીએ.

કલાની દૃષ્ટિ એટલે સૌન્દર્યની દૃષ્ટિ. આંખને સુંદર લાગે એવાં કપડાં તે કલાની દૃષ્ટિએ થએલાં કપડાં. પરંતુ આંખને જે સુંદર લાગે છે એમાં ઘણી મિશ્રિત ભાવનાઓ ભેગી થઇ જાય છે. જેમાંથી શુદ્ધ કળાને જૂદી પાડવાનું કામ અઘરૂં છે.

સુંદરતાની કલ્પનામાં મોટો ભાગ ભજવનારી આપણી સામાજિક કલ્પનાઓ છે. જ્યારે અમુક પ્રકારનો પોશાક સમાજમાં રૂઢ થઇ જાય છે ત્યારે તેનાથી જૂદું આપણી આંખને સુંદર જ દેખાતું નથી.

મારવાડી લોકોની રંગ પસંદગી અને કયા રંગના ઘાઘરા ઉપર કયા રંગનું છાયલ ઓઢાય એ રંગમેળ સંબંધીના તેમના રૂઢ નિયમો અચલ છે ને તેમની આંખે તે જ સુંદર લાગે છે, જ્યારે બીજા પ્રાંતના લોકોમાં તે સંબંધે " મારવાડી રંગો " એવો કટાક્ષ કરવાવાળો શબ્દપ્રયોગ રૂઢ થઇ ગયો છે.

મદ્રાસી સ્ત્રીઓમાં અર્ધાં અર્ધાં વાર પહોળી કિનારીવાળા સાડલા તેમને મન પ્રિય છે. દક્ષિણીઓનો પોશાક તેમને મન સુંદર લાગે છે, ને ગુજરાતી બંગાળી પોતાના પહેરવેશ માટે મગરૂર છે. આ જાતની સુંદરતાની કલ્પનાને આપણે કેળવેલી રુચિ કહીએ.

પોશાકની સુંદરતા સાથે ભળી ગયેલી બીજી સામાજિક કલ્પના તે શિષ્ટતાની, દરજ્જાની, વગેરે છે. આખે શરીરે પરસેવો વળતો હોય, અંદરથી જીવ મુંઝાતો હોય તોયે મુંબઇની દક્ષિણી સ્ત્રીઓ બેવડી ગરમ શાલ ઓઢીને નીકળે, જે શાલ ન ઓઢે તે અશિષ્ટ કે

ભિન્ન જાતિનું આકર્ષણ આસ્તે આસ્તે એટલું સ્પષ્ટ થઈને મનુષ્ય ખુદ આકર્ષણમાં આનંદ લેવા લાગે છે. કોઈનું પણ ધ્યાન ખેંચાય, આપણા ઉપર બધાની આંખો ઠરે એમાં જ સ્વતંત્ર આનંદ માણવા લાગે છે તે સાધવામાં કપડાંનો ઉપયોગ ઘણી વાર થાય છે, ને ઘણી રીતે થાય છે.

આ વિકૃતિઓ વિષે વિસ્તારપૂર્વક લખવાનું આ સ્થાન નથી

દરેક કલામાં શુદ્ધ ક્યાં ને નીચાવસ્થા પ્રતિ ખેંચનારી વિકૃત કલાનો ભેદ પારખવાનું કામ દરેક શુદ્ધ કલાના ઉપાસકને આવડવું જ જોઈએ. એમાં ઝીણવટથી પૃથક્કરણ ને મનુષ્ય મનસના ઊંડા અભ્યાસની જરૂર હોય છે. Sensitive Intuition પણ એ બાબતમાં સારી મદદ આપે છે. દેખીતી રીતે જ મનુષ્યને લાગે કે એમાં અમુક ભાગ સારો, શુદ્ધ, સરસ લાગતો નથી.

આજે આ પોશાકનો શોખ ધરાવનાર ૯૯ ટકા માણસો પોશાકનો કલાત્મક શુદ્ધ આનંદ અને બીજી વિકૃત ભાવનાઓ વચ્ચે ભેદ પાડતા નથી વિશેષત સ્ત્રીઓ પોશાકનો ખાસ શોખ ધરાવે છે. તેઓ આ વિષય વિષે વિચાર કરતી થાય એ જરૂરનું છે.

તારાબેન મોડક.



# આપણું હાલનું વ્હાણવટું

સીંધીઆ સ્ટીમ નૅવીગેશન કંપનીનો છઠ્ઠો વાર્ષિક અહેવાલ ગયા નવેમ્બર માસમાં બહાર પડયો છે. એમાં આપેલા સરવૈયા પરથી જણાય છે કે તેમની પોણા બે કરોડ રૂપિયાની મુડીમાંથી લગભગ ૯૩॥ લાખ રૂપિયા પાણી થઈ ગયા છે આટલી મુડી ઓછી કરીને મિલ્કતમાંથી વ્હાણોની કિંમત લગભગ ૯૨॥ લાખ રૂપિયા જેટલી ઘટાડવામાં આવી છે. તે ઉપરાંત મોટર-ગાડી અને ફર્નીચરની કિંમતોમાં પણ ૯૨ હજાર રૂપિયાનો ઘટાડો કરવામાં આવ્યો છે.

આનું શું કારણ? દુનિયાના બધા દેશો લડાઈ બંધ થયા પછી પરદેશો સાથેના વેપારમાં પોતાના જ વ્હાણોનો ઉપયોગ કરવા મથી રહ્યા છે. તે દરેક દેશ પોતાને જોઈતો માલ અને પોતાને મોકલવાનો માલ તથા પોતાને ત્યાં લાવવાની અને પોતાને ત્યાંથી લઈ જવાની ટપાલ પોતાના જ વ્હાણો મારફતે કરે છે, અને ખાસ કરીને ૧૯૨૦-૨૧ પછી દુનિયાના દરેક દેશે વેપારમાં ઝંપલાવવા માંડ્યું છે. યુરોપના ગરીબ બની ગયેલા રાજ્યો પોતાની સ્થિતિ સુધારવા અને યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા તથા જાપાન જેવા રાજ્યો પોતાની સ્થિતિ મજબુત કરવા, દરેક દેશ સાથે વેપાર કરવા અને ત્યાં પોતાનો માલ ખપાવવા તનતોડ પ્રયાસ કરી રહ્યા છે. એટલે કે તેમણે બધાએ વેપાર વધાર્યો છે. અને તેને માટે માલ લાવવા લઈ જવાના

જે વ્હાણો જોઇએ તે પણ તે દેશોએ પોતે જ બાંધ્યાં છે અગર ખરીદી લીધાં છે. દુનિયાનું વ્હાણવટું અત્યારે કોઇ એક દેશના હાથમાં નથી રહ્યું. લડાઇ પહેલાં ગ્રેટબ્રિટન દુનિયાનું વ્હાણવટું કરતું. પણ ધીમે ધીમે તેનો આ ધંધો તૂટતો ગયો અને લડાઇ દરમ્યાન જાપાન તથા યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાએ પોતાનાં વ્હાણો બાંધ્યાં અગર જોઇએ તેટલાં ખરીદ્યાં. અત્યારે તો આ દેશો ઉપરાંત જર્મની, હોલંડ વગેરે દેશોએ પણ પોતે વ્હાણો બાંધીને અગર ખરીદીને પોતાનું વ્હાણવટું કરવા માંડ્યું છે. અને તેમનાં વ્હાણો કાંઇ નુકસાને કામ કરતાં નથી. તેમની વ્હાણવટું કરનારી કંપનીઓ ખૂબ નફો કરે છે.

ત્યારે આપણું શું? આપણી કંપનીના પૈસા કેમ પાણી થઇ ગયા? તે કેમ ફાવતી નથી. જો આટઆટલો વેપાર દુનિયાના બીજા દેશોનો વધ્યો છે તો આપણો વેપાર નથી વધ્યો? વધ્યો છે. ખૂબ વધ્યો છે. દર વર્ષે પરદેશો સાથેનો આપણો વેપાર લગભગ ૭૦૦ કરોડ રૂપિયાનો છે એટલું જ નહિ પણ આપણે ઘણા ઘણા દેશો સાથે વેપાર કરીએ છીએ દા. ત. યુનાઇટેડ કિંગ્ડમ, જર્મની, જાપાન, યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા, અને ઇટલી, હોલંડ, ડેન્માર્ક વગેરે વગેરે. છતાં આપણા આ બધા વેપારને અંગે જે માલ લાવવાનો હોય અગર લઇ જવાનો હોય તેને માટે પરદેશી વ્હાણો-ખાસ કરીને બ્રિટિશ વ્હાણો ઉપર આપણે આધાર રાખવો પડે છે, અને તેમ જ આપણી ટપાલ માટે.

આ તો પરદેશો સાથેના આપણા વેપારને માટે જોઇતાં વ્હાણોની વાત થઇ. પણ આપણા દેશના જ બંદરો વચ્ચે જે વેપાર છે તેને માટે યે જોઇતાં વ્હાણો આપણી પાસે નથી. જ્યારે દુનિયાના એકે એક દેશના કિનારાનું વ્હાણવટું તે દેશનાં પોતાનાં જ વ્હાણો કરે છે ત્યારે હિન્દમાં તો તેમાં પણ પરદેશીઓ ઘણે જ મોટે ભાગે પેઠેલા છે. આમ આ બન્ને પ્રકારના દરિયાઇ વેપારનું બધું વ્હાણવટું લગભગ તેમના હાથમાં છે. અને તે, તેમનો ઇજારો જ છે એમ તેઓ માની બેઠા છે.

અને તેથી જ જ્યારે જ્યારે આ વ્હાણવટામાં હિન્દીઓએ હાથ ઘાલવા પ્રયત્નો કર્યા ત્યારે પેલા પરદેશીઓ બધા ભેગા થઇ ગયા અને આ પ્રયત્નો તોડવા તેમણે તનતોડ પ્રયાસો કર્યા. અહીં લાકડાનાં વ્હાણોની વાત નથી. કારણ કે ભર દરિયે વરાળનો ઉપયોગ કરીને જનારાં લોખંડનાં જ વ્હાણો હોય છે, તેથી આ તેમની વાત છે. લાકડાનાં વ્હાણો દુનિયાના બધા ભાગોમાંથી ધીમે ધીમે મોટી મુસાફરીઓમાંથી નીકળી ગયાં છે અને મુખ્યત્વે લોખંડનાં જ વપરાય છે. આવી જાતનાં વ્હાણો વડે વ્હાણવટું કરનાર હિંદમાં અત્યારે તો કોઇક જ છે. જુદા જુદા પ્રસંગોએ હિન્દીઓએ એમ કરવાના પ્રયત્નો તો કર્યા છે, પણ દર વખતે પેલી પરદેશી કંપનીઓ સંપ કરીને તેને તોડી પાડતા.

આમ તોડી પાડવાનાં ઘણા ઘણા કિમીયા છે. આપણા બધા પ્રયાસોમાંથી કાંઇક સફળતા મેળવનાર છે તે સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપનીને × પણ આવા કિમીયા-

× આખા હિન્દમાં અત્યારે વ્હાણવટું કરનાર મુખ્યત્વે સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની જ છે. બાકી બધી ખાનગી, એકાદ બે જણની માલિકીની અને બહુ જ નાના પાયા ઉપર કામ કરનારી આગબોટો છે. હમણાં એક બીજી નવી કંપની—ધી સ્ટાર ઓફ ઇંડીયા સ્ટીમ નેવીગેશન કંપનીના નામે નીકળી છે. પણ તેને કામ કરતાં હજી ઘણી વાર લાગશે. એટલે અત્યારે તો સીંધીયા કંપની જ મુખ્ય છે. વ્હાણવટીઓના અનુભવો અને દૃષ્ટિબિન્દુઓ દર્શાવવામાં તેના જ અહેવાલો ઉપર આધાર રાખ્યો છે.

હતું. આ નૂરના ભાવમાં એકદમ ઘટાડો કરવામાં આવ્યો, અને ઘણી ખોટ જાય એવી રીતે દર ટનના રૂ. ૬)નો ભાવ ચાલુ વર્ષમાં કરવામાં આવ્યો. કંપનીની સ્ટીમરોને હિન્દના દરિયામાં ચોક્કસપણે ફરતી રાખવા માટે આ કચડી નાખનારી હરિફાઇની સામે ટકી રહેવાની જરૂર હતી. અને કંપનીની સ્ટીમરોની સર્વીસો હિન્દના કિનારાના દરિયામાં હમેશને માટે ચાલુ રહે એવા સંગીન પાયા ઉપર મુકવાને માટે કંપનીને મોટા ભોગો આપવા પડ્યા છે. ચાલુ વર્ષની લગભગ આખર સુધી ચાલેલી આ નૂરની તીવ્ર હરિફાઇ સામે અમે જે મજબુત ટકાવ કર્યો તેની અસર એટલી સારી થઇ છે કે બ્રિટિશ ઇંડિયા અને આ કંપની વચ્ચે સમજુતી થઇ છે. અને તેને પરિણામે નૂરની હરિફાઇનો અંત આવ્યો છે. એટલું જ નહિ પણ કોસ્ટા ઉપર નૂરના ભાવ બન્ને કંપનીએ સાથે મળીને નક્કી કરવાનું કબુલ્યું છે."

આ ઉપરથી જણાશે કે લગભગ ૧૯૨૩ ની આખર સુધીમાં તો આ કંપનીને ખૂબ જ વેઠવું પડ્યું હતું. તે હિન્દના જ કિનારાઓ ઉપર કામ કરતી હતી છતાં તેને આમ ખમવું પડયું હતું. પણ હિંમતથી તેણે કામ કર્યા કર્યું તો તેની અસર એ થઇ કે સામી, ઇજારો સમજનારી કંપનીને નમવું પડયું.

પણ આમાં આપણી સરકાર શું કરે છે? તે શું એમ સમજે છે કે હિન્દી વ્હાણવટાને ઉત્તેજન આપવાની જરૂર નથી? કે તેની જરૂર હશે તો તે આપોઆપ સ્થપાશે અને પરદેશી કંપનીઓને હાંકી કાઢશે? અત્યાર સુધી તો તેમનું તેવું જ વલણ જણાયું છે. જ્યારે દુનિયાના બધા જ દેશોએ પોતાના કિનારાનું વ્હાણવટું પોતાની જ આગબોટો કરે એવી જાતનો કાયદો કર્યો છે ત્યારે એકલી આ હિન્દી સરકાર નિરાંતે એમ માને છે કે તેમ કરવાની જરૂર નથી. ગ્રેટબ્રિટન જેવા અપ્રતિબદ્ધ વેપારી હોવાનો દાવો કરનારે પણ આમ કર્યું છે; અને તે ઘણા વખતથી કર્યું છે, છતાં અહીં હજી તેની જરૂર નથી એમ હિન્દી સરકાર માને છે!

કિનારાનું વ્હાણવટું હિન્દીઓ જ કરી શકે એવી જાતનો તેણે કાયદો કર્યો નથી. એટલું જ નહિ પણ હિન્દી વહાણવટાને દાબી દેવાના જે પ્રયાસો પરદેશી કંપનીઓ કરે તેને માટે તેને જરાયે લાગ્યું નહતું અને તે તો નિરાંતે ઉંઘતી હતી, સીંધીયા કંપનીએ ઇ. સ. ૧૯૨૨ ના અહેવાલમાં લખ્યું હતું "હિન્દી સરકારે સદ્ધર અને આશાજનક દેશી વેપાર કેળવવા અને ઉત્તેજન આપવાનું જાહેર કરવા છતાં તેનું આ કંપની તરફનું વલણ નિરાશા ભરેલું છે એટલું જ નહિ પણ ચોક્કસ રીતે ઉત્સાહને દબાવી દેનારૂં છે......જ્યારે દુનિયાના ઘણા ખરા દેશોએ મુખ્યત્વે કરી યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાએ કોસ્ટાનો વેપાર કાયદાથી પોતાની દેશી કંપનીઓ માટે જ રાખ્યો છે ત્યારે આપણા દેશમાં કોસ્ટાનો વેપાર દેશની કંપનીઓ માટે નથી રખાયો એટલું જ નહિ પણ પરદેશી કંપનીઓ હિન્દી કંપનીઓ સામે મોનોપોલી ભોગવી રહી છે અને તેનો લાભ લઇ અત્યાર સુધીનાં આ દેશનાં સર્વ સાહસોને તોડી શકી છે.'

હિન્દી સરકાર આ બાબતમાં બહુ બેદરકાર રહેલી છે. જ્યારે વડી ધારાસભામાં ૧૯૨૩ ની સાલમાં એક હિન્દી સભાસદ હિન્દી વ્હાણવટાની બાબતમાં તપાસ કરવા અને સૂચના કરવા માટે એક સમિતિ નીમાય એવો ઠરાવ લાવ્યા ત્યારે જ હિન્દી સરકારે ફેબ્રુઆરી મહિનામાં તેમ કર્યું. આ સમિતિએ પોતાનો અહેવાલ પણ બહાર પાડયો. જો કે સમિતિએ જે

જે ભલામણો કરી છે તેમાંની ઘણી, અધૂરી અને ઢંગધડા વિનાની છે, છતાં જે કાંઈ ભલામણો છે તેને પણ આજ વીસ વીસ મહિનાઓ થયાં હિન્દી સરકાર દાબીને બેસી રહી છે. સમિતિ ફક્ત ધારાસભાને સંતોષવા માટે જ નીમાઇ હશે! સમિતિએ કહ્યું છે કે હિન્દના કિનારાનું વ્હાણવટું બધું હિન્દી કંપનીઓના વ્હાણો મારફતે જ થવું જોઇએ. પણ હિન્દી વ્હાણુની જે વ્યાખ્યા તેમણે આપી છે તેને લીધે ઉપરનું કથન ઘણું મોળું પડી જાય છે: તે કહે છે "હિન્દી વ્હાણ એને ગણી શકાય કે જે હિન્દમાં રજીસ્ટર થયું હોય, જે વ્હાણો માટેની મુડી મોટે ભાગે હિન્દીઓના હાથમાં હોય અને જે વ્હાણોનું કાર્યવાહકપણું મોટે ભાગે હિન્દીઓના હાથમાં હોય." આ "મોટેભાગે" એ એણે ચોકખું નથી કર્યું. એનો ગમે તે અર્થ થઇ શકે. અને વળી વ્હાણો ઉપર અમલદાર વર્ગ હિન્દી જ હોય એમ પણ તેઓ નથી કહેતા.

પણ આટલુંયે સ્વીકારવા હિન્દી સરકાર તૈયાર નથી. આજ લગભગ બે વર્ષ થવા આવ્યાં છતાં આ ભલામણો ઉપર હિન્દી સરકારે બહુ જ નજીવું ધ્યાન આપ્યું છે એમ કહી શકાય*. વચ્ચે એવી વાત આવી હતી કે હિન્દી સરકારે આ બાબતો અમલમાં મુકવા માટે વિલાયતના નૌકા ખાતાને એક માણસ મોકલવાનું લખ્યું છે. અને હિન્દી સરકાર પ્રાન્તિક સરકારોના હાથમાંથી બંદરો પોતાની સત્તામાં લેવા માટે વિચાર ચલાવી રહી છે. આ તેમનાં પગલાં હિન્દી વ્હાણવટા સમિતિની ભલામણોને અનુસરીને હશે કે કેમ? પણ આમાંયે પોતે શિથિલ છે. આવું આવું કરવાથી એ પોતે બાહ્ય દેખાવ ઘણો કરી શકશે. પણ તેમાં હિન્દનું કશું વળવાનું નથી જ. અને છતાયે હિન્દી સરકાર ડર્યાં કરે છે કે રખેને તેમ કરતાં હિન્દી વ્હાણવટીઓ ફાવી ન જાય!

તો પછી આ સરકાર પાસેથી બીજી તો શી જ આશા રાખી શકાય? કયાં જર્મન સરકારની મહત્વાકાંક્ષા અને કયા હિન્દી સરકારની સ્વાર્થી નીતિ! જર્મન સરકારે પોતાનું વ્હાણવટું ખીલવવા માટે કિનારાનું વ્હાણવટું જર્મનો જ કરી શકે તેવો કાયદો કર્યો ત્યારે હિન્દી સરકાર હજી એમ કરવું કે નહિ તે વિષે વિચાર ચલાવે છે! જર્મન સરકારે, બીજા દેશનાં બંદરો તેના ઔદ્યોગિક પ્રદેશથી નજીક પડતાં હતાં, છતાં પોતાનાં જ બંદરો ખીલવવા માટે અને પોતાના જ વ્હાણવટીઓને ઉત્તેજન આપવા માટે રેલ્વેના નૂર એવા રાખ્યા કે જેથી પોતાનાં બંદરો મારફતે જ માલ મોકલવો એ સસ્તું પડે. ઉપરાંત વ્હાણવટું કરનારી કંપનીઓને, જો માણસોની ખોટ, મુડીની ખોટ હોય તો સરકાર તેમની મદદે દોડી આવતી.

યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાએ પણ આમ જ કરીને પોતાનું વ્હાણવટું સ્થાપ્યું છે. તેમની આગબોટોને પરદેશનાં બંદરોએ- મુશ્કેલીઓ પડતી હોય તો ત્યાં પણ સરકાર

*નવેંબર ૧૯૨૫ ના અહેવાલમાં સીંધિયા કંપનીના ડીરેકટરો લખે છે:—"હિન્દી સરકાર પોતાની સામાન્ય બેદરકારી કાઢી નાખશે અને ઇન્ડિયન મરકંટાઇલ કમીટીએ કરેલ ભલામણો એમના સાચા સ્વરૂપમાં અમલમાં મુકવાનાં પગલાં એકદમ લેશે એમ જે આશા તમારા ડીરેકટરોએ ગયે વર્ષે બતાવી હતી તે ફળીભૂત થઇ નથી. આ કમીટીનો રિપોર્ટ સરકાર સમક્ષ રજુ કર્યાંને વીસ માસ થઇ ગયા છે છતા એ રિપોર્ટ ઉપર વિચાર ચલાવવા અને આ મોટા રાષ્ટ્રીય ઉદ્યોગનો વિકાસ કરવા માટે અને તે વિષે પોતાના મુદ્દા ઘડવાનો સરકારને સમય હજુ મળ્યો નથી તેમ જ તેમ કરવાની ઇચ્છા પણ બતાવી નથી."

વચ્ચે પડીને જોઈતી સગવડો મેળવી આપતી. અને જો પરદેશી સરકાર તેમ કરવાની ના પાડે તો દેશની આગબોટો પોતાના બંદરોએ આવે ત્યારે તેને માથે કરવામાં તેઓ કાંઇ બાકી ન રાખતા. યુનાઇટેડ સ્ટેટ્સ અમેરિકાએ જ્યારે પોતાનાં વ્હાણો ગ્રેટબ્રિટન મોકલવા માંડયાં ત્યારે પાછા આવતાં વ્હાણોને શરૂઆતમાં ગ્રેટબ્રિટન કાંઈ પણ માલ આપતું નહિ. એટલે અમેરિકાએ પણ તેવોજ સામો જવાબ વાળ્યો. ગ્રેટબ્રિટનની આગબોટ યુનાઇટેડ સ્ટેટ્સ જતી ત્યારે તેને પણ ખાલી જ પાછી વાળવામાં આવતી.

ક્યાં આ દેશની સરકાર અને ક્યાં હિન્દી સરકાર? હિન્દી સાહસોને પરદેશીઓની હરિફાઇ વેઠવાની હોય છે અને સરકાર કોઇ રીતે તેમને રક્ષણ અગર ઉત્તેજન આપતી નથી. ઉપરાંત તેમનામાં અનાવડત પણ હશે. અને આ બધાં કારણોને લીધે શરૂઆતમાં તો, હિન્દી આગબોટો મારફતે જે માલ મોકલવામાં આવતો તેનો વીમો પણ કોઇ ન્હોતા ઉતારતા. પણ આ સ્થિતિ ધીમે ધીમે નાબુદ થતી જાય છે. પરંતુ વ્હાણવટા સમિતિની જેવી તેવી ભલામણો ઉપર પણ સરકાર ધ્યાન આપશે તો જ, અને પરદેશી કંપનીઓની સામે થવાની અને ટક્કર ઝીલવાની શક્તિ અને ધૈર્યવાળી, સીંધીયા જેવી એક નહિ પણ અનેક, વ્હાણવટું કરનારી કંપનીઓ નીકળી આવશે તો જ, હિન્દનું વ્હાણવટું આપણા હાથમાં આવવાની આશા રાખી શકાય.

ચંદુલાલ ભ. દલાલ.

---

# રુદ્રમુખ અને રંજના

## ( એકાંકી નાટક )

( અનુસંધાન ગતાંક પૃ. ૧૭૪ થી )

### પ્રવેશ ત્રીજો.

[ સમયઃ ઉગતી સવાર. સ્થળઃ એ જ ]

( બાલ સૂર્યનાં કિરણો દિવાનખાનામાં પ્રવેશે છે. સામેથી રુદ્રમુખ વિખરાએલ વાળે, અને ઉદાસીન ચિત્તે આવે છે. )

રુદ્રમુખઃ ( એકલો ) લોકો કહે છે કે સવારનાં સ્વપ્નાં ખરાં પડે છે. ( થોડી વારે ) કોણ જાણે?—અમે આખી રાત બે જણાં—એકલાં—પહેલવહેલાં કોઇ લાંબે લાંબે રસ્તે જતાં હતાં. નિરંજનાએ મારો હાથ પકડયો હતો, અને મને થાક લાગ્યો; એણે મારૂં મથું એના ખભા પર લીધું, અને મારો હાથ લઇ પોતાને હોઠે—( અટકી પડે છે. ) ના એ હોઠ નહોતા— મારા હાથમાં માત્ર એના વિખરાએલા કેશનો ગુંચો જ આવતી હતી— ( અર્ધવિસ્મૃત સ્વપ્નના પડછામાં ડુબી જાય છે, અને બારી પાસેની ખુરશીમાં પડે છે, અને બહાર જોયા કરે છે. )

( ગંભીરા આવે છે. )

ગંભીરાઃ કેમ આજે આટલા બધા મોડા ?

રુદ્રઃ આજે મને ઠીક નહોતું, ને આખી રાત બકાલાં[1] થયાં કર્યાં.

ગંભીરાઃ શરીરમાં કંઈ કસર હશે એટલે એમ થયું હશે.

રુદ્રઃ શરીરમાં ? એમ ? હશે !

ગંભીરાઃ ગંગા, ઓ ગંગા, મોં ધોવાનું પાણી લાવ, અને ગાડીનો વખત થયો છે, ને રમણભાઇ હમણાં આવશે. એ અને રુદ્રમુખભાઇ બન્ને સાથે ચા પીશે.

રુદ્રઃ ( વિચારમાં ) એ ભાઇ રમણ કોણ ?

ગંભીરાઃ આ બે ત્રણ દિવસ તમારી સાથે ગાળવા એમને અહીં બોલાવ્યા છે. મને થયું કે તમે છો તો એમને પણ મજા આવશે.

( રુદ્રમુખ વિચારમાં ને વિચારમાં પોતાનું મોં ધુએ છે, ગંગા ચાનાં પ્યાલા મૂકી જાય છે. રંજના આવીને અરીસા પાસે જઇ કાંસકો લઇ પોતાના કેશમાં ફેરવે છે. રુદ્રમુખ એના ભણી જોઇ રહે છે. )

ગંભીરાઃ રંજના અંદર જઇને માથું ઓળજે.

( રુદ્રમુખ ગંભીરા સામે જોઇ પોતાની નજર ફેરવી લે છે. )

રંજનાઃ ( ખાલી અવાજે બોલાઇ જવાનું હોય તેમ ) બેન—

( બહાર ગાડીની ઘંટડીનો અવાજ થાય છે. ગંભીરા ઉભી થાય છે. એક બાજુ રંજના રુદ્રમુખ સામે નજર કરીને જાય છે. રુદ્રમુખ અનિમેષ નેત્રે બહાર જોતો બેઠો છે. રમણ પ્રવેશ કરે છે. એનાં અંગ ઉપર મુસાફરીના કપડાં છે હાથમાં તાજી ડાંખળી પર ગુલાબનું ફુલ છે. )

ગંભીરાઃ આવો, આવો,—આવો. ખુશીમાં ? ( રુદ્રમુખને ) આ અમારા રમણભાઇ અને ( રમણને ) આ તે રુદ્રમુખભાઇ. ( રમણ ઓળખાણ ન પડી હોય એમ જુએ છે. રુદ્રમુખ જરા ખુરશી પરથી ઉભો થાય છે, ગંગા ચાની કીટલી મૂકી જાય છે )

ગંભીરાઃ એ હમણા જ પરદેશથી આવ્યા છે, અને એ અહીં હતા એટલે જ તમને બોલાવ્યા છે.

રમણઃ ઘણો આનંદ થયો.

રુદ્રઃ મને પણ.

( રુદ્રમુખ નીચું જોઇ ઊંડા વિચારમાં બેઠો છે. બધે સીસામારે શાન્તિ પ્રસરતી હોય એમ લાગે છે. કોઇ કશું બોલતુ નથી. ગંભીરા જરા અકળાય છે. )

ગંભીરાઃ ( વાત છેડતી હોય તેમ ) ઓહો, સાથે તાજું જ ગુલાબનું ફુલ લાવ્યા છો ?

રમણઃ હા, આવતાં આવતાં એક છોકરાએ ગાડી પાછળ દોડીને આપ્યું.

રુદ્રમુખઃ ( જરા ઉંચી નજર કરતાં ) એ ફુલ જેટલું આપણું જીવન સરલ હોય તો કેટલું સારું, નહિ ?

રમણઃ હાસ્તો, પણ આપણે પોતે જ આપણી જીંદગી સરલ મટાડી જટિલ કરીએ છીએ એમાં બીજા કોનો દોષ કાઢવો ?

રુદ્રઃ ( વિચારમાં ) હં—એમ કેમ નહિ કે આપણી જીંદગી સરલ જ છે, માત્ર આપણી દૃષ્ટિ એ તરફ જતી નથી એટલું જ.

1 આડી આડી ઉંઘમાં એક સ્વપ્ન આવે ને જાગી જવાય, વળી ઝંપ આવે, અને બીજું સ્વપ્ન આવે, એવાં સ્વપ્નને બકાલાં કહ્યાં છે.

ગંભીરા: ના એમ પણ નહિ. કારણ ઘણી વાર એમ બને છે કે આપણને લોકો જ સરલ રહેવા દેતાં નથી.

રમણ: ખરૂં છે. મારો એક અતિશય સરલહૃદયી મિત્ર એવી જ રીતે ખરાબ થઇ ગયો ?

ગંભીરા: કેવી રીતે ?

રમણ: એ જેને ચાહતો હતો, તેને ન પરણી શકયો, પછી એનું બધું સારપણ કોણ જાણે કયાં ચાલ્યું ગયું, અને—

( ગંભીરાના શરીર પરના વાળ ઉભા થાય છે, એક ધીમો નિશ્વાસ છુટી પડે છે. )

રુદ્રમુખ: મને પહેલાં એમ લાગતું કે બહારના સંજોગોને લીધે જ માણસ સારૂં કે ખરાબ થાય છે, પણ થોડા દિવસથી મને એક વિચાર એ આવ્યો છે કે એમ કહેવામાં આપણે માત્ર આપણી જાતને છેતરીએ છીએ.

ગંભીરા: ના, ના. માણસ જન્મથી તે મૃત્યુ સુધી બાહ્ય સંજોગોને જ વશ હોય છે.

રુદ્રમુખ: વશ હોય છે એટલે સુધી હું કબુલ કરવા તૈયાર નથી, માત્ર બહારના સંજોગોની થોડી ઘણી અસર થાય છે.

રમણ: એટલે કેવી ?

રુદ્રમુખ: સાદામાં સાદો દાખલો—આછી નિદ્રાનું એક નાનુંસનું સ્વપ્નું પણ આખો દિવસ આપણા જીવતા જાગતા મનને પછડો દીધા કરે છે, અને ન સમજાય એવી ગમગિની આપણા પર પોતાના કાળા ઓછાડ પાથરે છે.

રમણ: વ્યાધિત મન હોય તો એમ થાય ખરૂં.

રુદ્રમુખ: ( વિચારમાં ) એમ ?

રમણ: મને તો ત્યારે જ એમ થાય છે.

રુદ્રમુખ: ( રમણ તરફ સચોટતાથી જોતાં ) વ્યાધિત દશામાં પણ તમને એમ થાય છે તેથી હું તમને મુબારકબાદી આપું છું. જો કદી જ એમ ન થતું હોત તો હું માનત કે તમારામાં એટલી માણસાઇ જ નથી.

( ગંભીરા રુદ્રમુખના છેલ્લા બોલથી અતિશય અકળાય છે. એના હોઠ જરા હાલે છે. ગંભીરા ઉઠે છે. )

( રંજના અંદરથી બોલાવે છે. )

ગંગા ! ઓ ગંગા ! અહીં આવને, મારા વાળની ધુંચ કેમેય નથી નીકળતી—

ગંભીરા: રંજના, અહીં આવ હું ઓળી આપું.

( ગંભીરા રુદ્રમુખ સામું જુએ છે. રુદ્રમુખ બારી બહાર જોતો રંજનાનાં પગલાંનો અવાજ સાંભળતો બેઠો હોય એમ લાગે છે. રંજના હાથમાં કાંસકી લઇ આવે છે. રમણ રંજનાને જોઇ જરા હસે છે. )

રંજના: આ ધુંચ મારાથી કેમેય નીકળતી નથી.

રુદ્રમુખ: ( અચાનક ધ્યાન ખેંચાયું હોય તેમ ) શાની ધુંચ ?

( રંજના શરમાઇ જઇ નીચું જુએ છે. )

ગંભીરા: ( તરછોડતા અવાજમાં ) કંઇ નહિ, એ તો વાળની ધુંચ.

રુદ્રમુખ: માફ કરજો. મારૂં ધ્યાન બીજે હતું.

( રંજના પોતાના ઝાલી રાખેલા વાળ છોડે છે, એટલે પાણીના પૂરની માફક કેશ બધા નીચે ઢળે છે. ગંભીરા ઓળીને સમા કરે છે, અને ચેખડ ગુંથે છે. દરમીઆન રમણુ અને રુદ્રમુખ ચા પીએ છે. )

રમણઃ ( ખાંડ લેતાં ) આપને કેટલી જોઇશે?

રુદ્ર: બિલકુલ નહિ.

રમણઃ કેમ? આપ નથી લેતા?

રુદ્રઃ આજે લુખી ચા પીવાનું મન થયું છે.

( ગંભીરા રંજનાના કેશ ગુંથી રહી છે, અને અંબોડો વાળે છે. રુદ્રમુખ બહાર જોતા જોતાં ચા પીએ છે. )

( ગંગા ચંપાનું ફુલ લાવે છે. )

ગભીરાઃ કંઇ નથી જોઇતું, રહેવા દે.

રમણઃ ( ઉભાં થતા ) જો તમારે વાધો ન હોય તો—

( ગુલાબનું ફુલ ધરે છે ગંભીરા હસતાં હસતાં ફુલ લે છે. રંજના યંત્રવત્ હસી છે, તેના માથામાં ગંભીરા ફુલ ખોસે છે, રંજનાનાં બધાં અંગો સંકોચાય છે. ગંગા જોઇ રહે છે. )

ગંભીરાઃ ( રમણે ચા પી લીધો છે તે જોઇને ) ત્યારે કેમ અંદર જઇશું? હમણાં જ ઘરનો એક ભાગ નવો કર્યો છે અને રંજનાએ પોતાની બેઠક ત્યાં રાખી છે. રંજના ચાલ.

રમણઃ ચાલો.

ગંભીરાઃ ( રુદ્રમુખને ) ચાલો તમે આવો છો?

રુદ્રઃ ( હાથમાં હજી ચાનો પ્યાલો છે તે દેખાડતાં ) ના હું અહીં બેઠો છું.

ગંભીરાઃ ત્યારે અમે જઇ આવીએ છીએ. ગંગા એમને કંઇ જોઇએ તો આપજે.

( રંજનાને આગળ કરે છે. પાછળ રમણ અને ગભીરા જાય છે. જતાં જતાં રુદ્રમુખ તરફ તિરસ્કારની એક નજર કરતી જાય છે. )

રુદ્રમુખઃ ( ગંગાને ) મારે કંઇ નથી જોઇતું, તમે ખુશીથી જાઓ.

( ગંગા જાય છે. )

રુદ્રઃ ( એકલો ) મેં ચા પીધી એટલી પણ કાઢી નાંખું એમ મન થાય છે. ( ઉભો થાય છે, અને પ્યાલામાની બાકી રહેલી ચા બારીએથી ફેંકી દે છે. ) રંજના! રંજના! કેશ હવે છુટા નહિ રહેવાના?—એણે આજે અંબોડો વાળ્યો, અને એમાં—એનું ગુલા— આ બધું શું? ચાલ હું એને જઇને પુછું. ( ઉઠે છે. ગંભીરા પાછી આવે છે. )

ગંભીરાઃ કેમ કયા જાઓ છો?

( રુદ્રમુખ એકદમ સતેજ થાય છે, અને એની સમસ્ત જાત પોતાના કાબુમાં આવી જાય છે. )

રુદ્રમુખઃ ( બેપરવાઇથી ) બહાર બાગમાં.

ગંભીરાઃ ના, બેસો.

રુદ્રમુખઃ શું મારૂં કામ છે?

ગંભીરાઃ હા.

રુદ્રમુખઃ શું? બોલો.

ગંભીરાઃ એક તો એ કે તમારે જાણવું જોઇએ કે આ ઘર મારૂં છે, અને મારા મહેમાનનું તમારે માન જાળવવું જોઇએ. નહિ તો મને પણ તમારૂં અપમાન કરતાં આવડે

છે. અને બીજું એ કે મને ગઇ કાલે જ ખબર પડી કે તમારૂં મન રંજના પર ચોંટ્યું છે. કોઇને ઘેર મહેમાન થઇને આવ્યા હોઇએ ત્યારે સારી રીતે વર્તતાં તમારે શીખવું જોઇએ. તમને આશા હશે, પણ હું તમને ચોક્ખું કહું છું કે તમને રંજના નહિ મળે. તમારે જેટલા દિવસ રહેવું હોય તેટલા દિવસ ખુશીથી રહેજો. બસ, હવે બાગમાં જવું હોય તો ભલે જાઓ.

રુદ્રઃ ( તદ્દન સ્વસ્થ રીતે બોલે છે. એની સ્વસ્થતા ગંભીરાને જરા ચોંકાવે છે ) તમે મને શીખામણ આપો તે પહેલાં તમારી દીકરીને શીખામણ આપો તો ઘણું સારૂં. અને જો આટલે દિવસે તમને આ ખબર પડી, તો તમારી બુદ્ધિ વિશે મને બહુ હલકો વિચાર આવે છે. તમારે રંજનાને જેની સાથે પરણાવવી હોય તેની સાથે ખુશીથી પરણાવો. એમાં મને કશું નથી. જે થશે તે રંજનાને થશે. એણે એનું હૃદય આપ્યું છે, મેં મારૂં નથી આપ્યું.–અમે પુરુષો એમ જલદી જલદીમાં હૃદય આપી દેતા નથી. ( તિરસ્કારમાં હસે છે ) જાઓ રંજનાને પૂછો. ( પાછળ જોયા વગર બહાર જાય છે. )

( ગંભીરાનું મોં દુઃખિત લાગે છે. મોં પર વિરોધી લાગણીઓનાં પૂર ચડઉતર કરતાં હોય એમ લાગે છે. )

ગંભીરાઃ—( એકલી ) બરોબર એના બાપ જેવો જ ! ( થોડી વારે ) એક વાર ગુમાનમાં મેં એનું અપમાન કર્યું અને ( અટકી પડે છે. ) ત્યારે રંજનાની પણ શું મારા જેવી જ દશા થશે ?—પુરુષો હંમેશ પોતાની જાતને કશું અડવા નહિ દેતા હોય ? પહેલાં પ્રતિમાને–અને હવે રંજનાને–ના, હું એમ નહિ થવા દઉં. હું એને સમજાવીશ. ( પ્રયત્નથી ઉઠી ભારે મને જતાં જતાં ) રુદ્રમુખ અહીં ઉભો હતો, બરાબર આજથી છવીસ વરસ પહેલાં આની જ રીતે શ્રીમુખ-( શરીર કંપે છે; પાછળ દિવાનખાનામાં એક નિશ્વાસ મૂકી જાય છે. )

( થોડી વાર દિવાનખાનું ખાલી પડે છે. પછી રુદ્રમુખ આવે છે, અને બારણાને અઢેલીને ઉભો રહે છે. )

રુદ્રઃ—( એકલો ) મારામાં પહેલાં કદી જ આટલી નબળાઇ નહોતી આવી. ( આંખમાંથી આંસુ ટપકે છે. ) કોઇ દિવસ નહિ ને આ હું રડું છું કેમ ? કેટલું જુઠું–અને તેમાં વળી નિરંજનાનું એ કેટલું અપમાન ? જુઠું–કે મેં મારૂં હૃદય નિરંજનાને નથી આપ્યું ! રંજના મને માફ કરજે. ( થોડી વારે ) પહેલાં હું ઘણી વાર એને મળતો, પણ આ એક વાર મળવું છે, તેમાં આટલું બધું દુઃખ ! રંજના ! રંજના ! ( બારી પાસે જાય છે. ધીમે અવાજે ) આ હું શું જોઉં છું. રમણ, રંજના, અને ગંભીરા ત્રણે જણ બાગમાં ! બસ એટલી વારમાં જ ? શું સ્ત્રીઓ આવી જ હશે ?

( રંજના ગાતી હોય એમ લાગે છે. )

મુને નીંદ ન આવે<br>
નીંદરિયાં ન આવે, નયનાં ન મીંચાયે;<br>
તું ક્યારે આવે મુને નીંદ ન આવે.

રુદ્રમુખઃ—મારે શા માટે સાંભળવું જોઇએ ? મન લલચાય છે, પણ એ એક નબળાઇ છે. ( બારી પાસેથી દૂર ખસે છે. )

( એક લીટી ઓલાઇ જતી હોય તેમ રુદ્રમુખ ગાય છે. )

તું કયારે આવે, સખી મુને નીંદ ન આવે.

(તિરસ્કારમાં હસે છે.)

રુદ્રમુખ:—બધું ઝેર જેવું લાગે છે. (બારીમાંથી જરા બહાર જુએ છે.) શું એ લોકો ગયાં?–રંજના એકલી જ છે?

(જુએ છે.) એના હાથ પર પેલી વીંટી! શું આટલી જ વારમાં. હં—એ એકલી છે–અંબોડો વાળેલો છે, અને પેલું ફુલ—! બોલાવું? પણ હવે શું કામ?

(બોલાવે છે.) રંજના, ઓ રંજના! કહેને આ શું? કોને માટે! બસ ચાલી ગઇ? અને સામું પણ ન જોયું? અને ના પાડી? સ્ત્રીઓ આવી અગમ્ય કેમ હશે? (થોડી વારે) પણ ના એ બીજાને માટે એમ કરે જ નહિ.

(આમ તેમ ઉદ્વિગ્ન મને ફરે છે.)

મારા હાથમાં માત્ર એના વાળની લુચ્ચો આવી હતી!

(રુદ્રમુખ બારણાને અઢેલીને ઉભો રહે છે.)

[પડદો પડે છે.]

## પ્રવેશ ચોથો.

[સમયઃ રાતના દસ. સ્થળ એ જ]

(ગંભીરા અને ભૂધર બેઠેલાં દેખાય છે. ભૂધરનો ચહેરો કઠોર અને નિશ્ચલ છે.)

ગંભીરાઃ પણ એમ તમે શા માટે કરો છો? તમે આટલા વરસના જૂના, અને આમ એકદમ ચાલ્યા જવાનું કહો, તે હું તમારા જેવા બીજા કોને શોધી લાવું?

ભૂધરઃ મારે એ વિચાર કરવાનો નથી.

ગંભીરાઃ પણ હું બાઇ માણસ. હું—ના, કોઇ મરદ હોત અને તમે આવી રીતે જવાનું કહેત તો કંઇ નહોતું.

ભૂધરઃ બરાબર, પણ જો કોઇ મરદ હોત તો આમ બનવા પામત પણ નહિ.

ગંભીરાઃ આમ શું?

ભૂધરઃ આટલા નિર્દોષ થઇને કેમ પૂછો છો? તમે રુદ્રમુખને જેમ—કંઇ નહિ. કહે શું ફાયદો. તમે સ્ત્રીઓ અંદરથી ગમે ટેટલા ખરાબ હેતુને સેવો તો પણ બહારથી નિર્દોષ મુખ રાખી શકો છો.

ગંભીરાઃ અને પુરુષો પણ શું એમ કરતા નથી?

ભૂધરઃ હા, કોઇ કોઇ. પણ એ એટલા ભયંકર નથી હોતા. કારણ સ્ત્રીને વરેલું હોય છે એટલું નૈસર્ગિક સૌંદર્ય એમની પાસે નથી હોતું, અને તેથી લોકો એમના તરફ વધારે લલચાતા નથી.

ગંભીરાઃ મને એવો એક મળ્યો હતો અને એ જ એ—

ભૂધરઃ પણ તમે કંઇ એને ચાહતાં નહોતાં. કારણ તમારામાં સ્ત્રીને સ્વાભાવિક જેટલા ગુણો હોય તે પણ નથી.

ગંભીરાઃ હું ચાહતી હતી કે નહિ એ તમે કેમ જાણો? અને સ્ત્રીને સ્વાભાવિક રીતે જે સુખ મળે તે સુખ મને ન મળ્યુ તો પછી તેમાંથી ઉદ્ભવતું સારપણુ મારામાં કયાંથી હોય?

ભૂધરઃ મારું પણ એજ કહેવું છે, કે તમારામાં કશુંજ સ્વાભાવિક નથી, અને એટલેજ આવા અસ્વાભાવિક ઘરમાં મારે પગ મૂકવો નથી.

ગંભીરાઃ (સ્ત્રીસુલભ મીઠાશથી) પણ તમે એમ જતા રહો એ તો નહિ સારું.

ભૂધરઃ તમે આ રીતે કંઇ મારા મનને નબળું નહિ કરી શકો. મેં તમને મારી સરત કહી છે એ કબુલ હોય તો મારે ના નથી.

ગંભીરાઃ શું?

ભૂધરઃ તમારે ફરી વાર સાંભળવી હોય તો ભલે સાંભળો. સરત એ કે તમે રુદ્રમુખને રંજના આપો.

ગંભીરાઃ તમે શું સરત પળાવીને અહીં રહેવા માગો છો? અને તે પણ શું આવી? આમાં શું બળજોરી હોઇ શકે? કોઇ કોઇને જો બળજોરીથી પરણી ન શકે તો પછી પરણાવી તો કેમ શકે જ? અને તમે લગ્નને ઉચ્ચ સ્થાન આપો છો તેમ છતાં જે આમ બોલો છો તે જોઇને મને નવાઇ લાગે છે.

ભૂધરઃ ખરી વાત છે—જો રંજના કે રુદ્રમુખને એક બીજા માટે લાગણી ન હોત તો. પણ એ તમે કયાં નથી જાણતાં? (થોડી વાર વિચારમાં અટકે છે.) તમે તમારી લાગણીઓને વશ રાખીને ખરી વસ્તુસ્થિતિને નીહાળો એટલું તમારું મન સ્વતંત્ર થયું છે. પણ એ સ્વાતંત્ર્યનો તમે ખરાબ ઉપયોગ કરો છો, બીજાને છેતરવામાં અને રીબાવવામાં—

ગંભીરાઃ ગમે તેમ તો પણ હું મારું અપમાન નહિ સહન કરું.

ભૂધરઃ એ મારી જાણ બહાર નથી. અપમાન સહન કરતાં તમને આવડયું હોત, તો અત્યારે તમે વધારે સારાં હોત. પણ (થોડી વાર અટકીને) મારા અહીં રહેવાથી જ ખરાબ હેતુને પણ સારા શબ્દોમાં મઢીને તમને મૂકતાં આવડયું છે. (સ્વગત બોલતો હોય તેમ) હાસ્તો, માણસ પોતે જ જો સારું ન હોય, તો પછી એનામાં જેટલી વિદ્યા આવે એ બધી—પણ તમને કહે કશો ફાયદો નથી.

ગંભીરાઃ (અભિમાનથી) ના, કહો ને!

ભૂધરઃ મને કશી ખબર નથી, અને આ તમે શું કરો છો તે સમજતો નથી એમ ન માનશો. શ્રીસુખ મારો મિત્ર હતો, અને મને બધી ખબર છે.

(ગંભીરા એકદમ ભાંગી પડે છે, અને અસાવધ થઇ જાય છે.)

એમાં તમારે કંઇ ગભરાવાની જરૂર નથી. કોઇ વાતની તમને ખબર હોય અને તમે તેનો જેવો ખરાબ ઉપયોગ કરો તેમ હું કરું એમ નથી. (ગંભીરા કંઇ બોલવા જાય છે.) ના મને કહી લેવા દો, હં—તમે કદાચ એમ પૂછો કે મને આટલી બધી ખબર હતી, તો પછી રુદ્રમુખને મેં અહીં શા માટે બોલાવ્યો? હા, બરાબર છે. સાધારણ રીતે એ સવાલ થાય ખરો. પણ મને એમ કે આટલા વખતથી તમારું મન ભટકયા કરે છે, આટલાં વર્ષથી તમારી જીંદગીમાં આ છોકરાં તમને તમારાં લાગ્યાં નથી, તો પછી તમે જેને ચાહતાં હતાં (ભૂધરનો અવાજ લાગણીથી ભરાતો લાગે છે, ગંભીરાનું શરીર કંપે છે, અને ખિન્ન મુખે નીચું જોઇ રહી છે.) એના જ પુત્રને તમારું આ પુષ્પ જઇને અર્પો તો તમારા પ્રેમનું અને જીવનનું સાર્થકય થાય.

ગંભીરા: માસ્તર સાહેબ રહેવા દો. હું સમજું છું પણ—(આંખમાં પાણી ભરાઈ આવે છે.)

ભૂધર: પણ તમારો અહંકાર તમને ઉલટી દિશામાં તાણી ગયો, અને રુદ્રમુખને રંજના આપીને તમે અને શ્રીમુખ જે એક થાત (ગંભીરાના શરીરના વાળ ઉભા થઇ જાય છે.) તેને બદલે તમને વેર સૂઝ્યું.

ગંભીરા: તે દિવસે તમને હું બધું કહેવાની હતી, એટલા માટે જ મેં તમને બોલાવ્યા હતા, પણ તમે મને દૂરની દૂર રાખી—કશા આશ્વાસન વગર મને પાછી ઠેલી અને—

ભૂધર: ના, તમે તો ઉલટાં શ્રીમુખને નિર્દય, નિષ્ઠુર, દુષ્ટ એમ કહેતાં હતાં. અને તમે તેનું જે અપમાન કર્યું હતું તે તમને યાદ પણ ન આવ્યું.

ગંભીરા: આપણને ઘણું કહેવાનું મન હોય પણ કોઇ વાર બધું કહી નથી શકતાં.

ભૂધર: જો તમે તે દિવસે બધું કહ્યું હોત, તો આટલું થવા ન પામત.

ગંભીરા: (બધું કબુલ કરતી હોય તેમ) પણ હવે હું શું કરું?

ભૂધર: હજી શું મોડું થયું છે?

ગંભીરા: (ખિન્ન અવાજે) મેં રંજનાનું મન મારી છુંદી નાંખ્યું છે.

ભૂધર: શું? એવું શું-?

ગંભીરા: હું બધું એકદમ નહિ કહી શકું. (ગળે ખાલી ઘુંટડો ઉતારે છે.)

ભૂધર: શું જે સુખ તમને ન મળ્યું એ સુખ તમારી પુત્રીને પણ નહિ લેવા દો?

ગંભીરા: (પ્રયત્નથી બોલે છે.) હું કહું છું. (બોલતાં બોલતાં આંખમાં આંસુ ભરાય છે.) મારામાં એટલી કોમળતા રહી નહોતી. દુઃખે મને દયાર્દ્ર નહિ પણ ઉલટી નિષ્ઠુર બનાવી દીધી હતી. અને જે લોકોને (શબ્દે શબ્દે અટકતી) એ સુખ હતું, તેમના તરફ હું ઇર્ષ્યા ભાવે નહોતી જોતી, પણ મને તેમનો તિરસ્કાર આવતો.

ભૂધર: હું સમજું છું. એ તિરસ્કાર જો તમે કાઢી શકો તો જ—

ગંભીરા: હા, પણ અત્યાર સુધી આ વાત પૂરેપૂરી મેં કોઇને નહોતી કહી, અને કહેવાનું જો કે બહુ નહોતું, તોપણ મન અંદર ને અંદર અટવાયા કરતું હતું. એટલે જ મારામા આર્દ્રતા નહોતી આવતી, કોઇ જ મને મારું નહોતું લાગતું, અને તેથી હું વધારે કઠોર-નઠોર બનતી.

ભૂધર: ખરી વાત છે. જ્યાં સુધી આપણને જોઇતું સાન્ત્વન ન મળે, ત્યાં સુધી આપણે આપણા નિર્જન એકાંત આડે અહંકારની દીવાલો ચણીએ છીએ. (થોડી વાર રહીને) હવે કદાચ તમારામાં ધર્મની લાગણી—

ગંભીરા: અત્યારે તો હું કંઇ જ આગળ જોઇ શકતી નથી. (થોડી વારે) હું આટલું જ બોલી છું પણ મને કદી આવો થાક લાગ્યો નથી. પણ હવેથી હું મારું મન અને વિકાસ તમને સોંપું છું.

ભૂધર: એ તમે ઇશ્વરને સોંપો. (કંઇ સાભર્યું હોય તેમ) પણ રંજના—!

(ત્યાં રંજના પ્રવેશ કરે છે. કૃષ્ણ પક્ષના ઉગતા ચંદ્ર જેવું એનું ચિત્ત ખંડિત, અને મુખ મ્લાન અને ફીક્કું છે. ચહેરો આરસની પ્રતિમા સરખો સ્પંદિત છે.)

રંજના: (ધીમે અવાજે) બેન, પ્રતિમા બેન બોલાવે છે.

(ગંભીરા પહેલી વાર રંજના સામે સ્નેહભીની નજરે જોતી હોય તેમ લાગે છે. ગંભીરાનો આ ફેરફાર જોઇ રંજનાના મુખ પર જીવનનું આછું તેજ પથરાય છે, પણ ક્ષણમાં ઊંડી ઉદાસીનતામાં એ વિલીન થાય છે.)

ગંભીરા: રંજના, ચાલ, અને તમે પણ અંદર આવોને—

(રંજના ટેબલ પરનાં કમળનાં ફુલોને જુએ છે, અને કંઇ સાંભર્યું હોય તેમ તેમની પાસે જાય છે.)

રંજના: (અર્થહીન અવાજે) ગઇ કાલનું વાસી પાણી આમાં રહી ગયું છે તે બદલીને આવું છું.

ભૂધર: તમે જાઓ ને રંજના બેન અને હું આવીએ છીએ.

(રંજના પોતાની વીંટી ટેબલ પર મૂકી નકસીવાળા કળશમાંથી કમળનાં ફુલો લે છે, અને કળશ લઇ બહાર જાય છે.)

ભૂધર: એ વીંટી અહીં મૂકતી ગઇ—(ગંભીરા સામું જુએ છે.)

ગંભીરા: તમે એને શું પૂછશો?

ભૂધર: હું એને કંઇ જ પૂછવાનો નથી.

(ગંભીરા ખાત્રી ભરી નજર નાંખી જાય છે. થોડીવાર ભૂધર એકલો દિવાનખાનામાં રહે છે.)

ભૂધર: શ્રીમુખમાં પણ આટલો જ લાગણીનો વેગ રહેતો અને રુદ્રમુખનું મન પણ એટલું સવેગ ધસ્યે જાય છે કે એને બહારની દુનિયાનું ભાન પણ રહેતું નથી. હાસ્તો, બીજું શું બને? (નિશ્વાસ નાંખતાં) જ્યાં આપણું મન અને બહારની દુનિયા એ બન્નેની ગતિ ભલે ઉલટી હોય કે ભિન્ન હોય, ત્યાં જ કરુણ પરિણામો આવે છે!

(રુદ્રમુખ ઉદ્વિગ્ન મને આવે છે. ચહેરા પરથી અતિશય શ્રમિત લાગે છે. ભૂધરને જોયા વગર ટેબલ પરનાં કમળનાં ફુલોથી ખેંચાતો હોય તેમ જાય છે. ત્યાં જઇ રંજનાની વીંટી જોઇ નિશ્વાસ નાંખી પાછો ફરે છે.)

રુદ્રમુખ: અરે—!

ભૂધર: રુદ્રમુખ!

રુદ્રમુખ: (પહેલાં ચમકે છે, પછી ભૂધરને જોઇને આંખમાં આંસુ ભરાઇ આવે છે.) મને કહોને–હજી પણ કહોને! (નીચે બેસી જાય છે.)

ભૂધર: રુદ્રમુખ–તું જરા શાન્ત થઇને બેસ. બોલ જોઇએ—

રુદ્રમુખ: આ શંકા! (થોડી વારે) શું મારે જોઇએ છીએ એ કોઇ જ સ્ત્રી મને નહિ આપી શકે?

ભૂધર: તારે શું જોઇએ છીએ?

રુદ્રમુખ: એ હું તમને શું કહું? નિરંજનાને જોઇ ત્યાર પહેલાં મારા મનમાં ઘણા પ્રશ્નો ઉઠતા, પણ એને જોયા પછી એ બધા શમી જતા, અને મારું આખું જીવન ભરેલું લાગતું.

ભૂધર: અને હવે?

રુદ્રમુખ: હવે શું છે તે તમે નથી જોતા? (આંખ કોરી કરતાં) મારી બધી ઉગ્રતા ક્યાં ગઇ એ સમજાતું નથી.

ભૂધર: એનું કંઇ નહિ. એ ઉગ્રતા કાયમ રહેવાને સરજાઇ નહોતી. આ તારાં આંસુ પણ હું ઇશ્વરી બક્ષિસ સમજું છું. રડી શકાય એ પણ એક ગુણ છે, એમાં પણ સુખ અને

સાન્ત્વન છે. પણ-તારા જીવનના દર્શમાં જે સ્થાન તેં સ્ત્રીને આપ્યું હતું, તે તને અતિશયોક્તિમય શું નથી લાગતું ?

રુદ્ર: (બેધ્યાન હોય તેમ) હં—શું ?

ભૂધર: હું અતિશયતા એટલા માટે કહું છું કે ધર્મના જેટલા એક વ્યાપક અર્થમાં તારે સ્ત્રીની સાથે એક્તા સાધવી હતી પણ એ કેમ બને ?

રુદ્રમુખ: હશે ! (લાંબો થઇ સુવે છે.) નિરંજનાના પ્રેમે મારા જીવનને રેલમછેલ ભરી નાંખ્યું. અને એટલું જ ઉજ્જડ હવે એ થઇ ગયું છે. જે ઊંડાણથી હું એને ચાહતો હતો, ત્યાં હવે કંઇ નથી રહ્યું, મને બધું ઠાલું ઠાલું લાગે છે. અને એવા ખાલી ઊંડાણમાં કોઇ પક્ષી પાંખો ફફડાવતું નીચે પડે એમ હું પડયે જાઉં છું. (થોડી વારે) અને આવા આવા વિચારો હું કરતો નથી, પણ મારા મનમાં ઉભરાયા જ કરે છે.

ભૂધર: હું સમજું છું. તું નાનો હતો અને જે ગેબી ઊંડાણ તારી આંખોમાં તરતું મને દેખાતું, તેનો અર્થ મને ત્યારે નહોતો સમજાતો. પણ હવે મને લાગે છે, કે જે રીતે બીજાના ઉપર આધાર રાખીને તું તારો આદર્શ ઘડવા માગે છે એ એક મોહ છે—એ તારી ભૂલ છે. આપણા સંતોએ ઘણી વાર ગાયું છે, કે મનુષ્ય એકલો આવે છે, અને એકલો જાય છે; તેમાં આ બે ઘડીની જીંદગીમાં જે ઐક્ય તું બીજા સાથે સાધવા માગે છે તેવું ઐક્ય કોઇ દિવસ કોઇ એક મનુષ્યે બીજા મનુષ્ય જોડે મેળવ્યું સાંભળ્યું નથી.

રુદ્ર: તમે કહો છો તે હું સમજું છું, પણ શું થશે એની મને ખબર નથી. (થોડી વારે) માણસ કેટલા દિવસ ન ઊંઘે તો ગાંડું થઇ જાય ?

ભૂધર: હં, આપણે શોકની મૂર્છામાં ઘણી વાર નિદ્રાને પાછી ઠેલવાનો નિશ્ચય કરીએ છીએ, પણ એ આપણો અહંકાર માત્ર છે. એમ કશું કંઇ થતું નથી. સારૂં જ છે કે ઇશ્વરે આપણને શરીર આપ્યાં છે, અને એ એટલું જડ છે કે આપણા મનના નિશ્ચય તે પાળતું નથી, અને—એક રીતે એ ઠીક જ છે.

રુદ્ર: કોણ જાણે ?

(ભૂધર રુદ્રમુખના માથા પર હાથ ફેરવે છે.)

રુદ્ર: અત્યારે મને ઉંઘ આવે છે—કોણ જાણે !

ભૂધર: તું અહીં જ સૂઇ જા.

રુદ્ર: (બંધ આંખે) મન લુખું હોય ત્યારે--

ભૂધર: શું ?

રુદ્ર: કંઇ નહિ--

(ભૂધર રુદ્રમુખના માથા પર હાથ ફેરવે છે. રુદ્રમુખ એક બાળકની માફક ઉંઘી જાય છે.)

ભૂધર: રંજનાને કેમ આટલી બધી વાર લાગી ? હું જોઉં—

(ભૂધર જાય છે. થોડી વારે રંજના આવે છે; વચ્ચે રુદ્રમુખને સુતેલો જુએ છે. પહેલાં જરા ખચકાય છે, પછી આવે છે. ટેબલ પરનાં કમળ લે છે અને રુદ્રમુખ પાસે ધીમેથી બેસે છે. થોડી વાર અનિમેષ નેત્રે એને જોઇ રહે છે. પછી કમળની દાંડલીમાં વીંટી પરોવી કુલથી એને પવન નાંખે છે. રુદ્રમુખ ઉંઘમાં લાંબો નિશ્વાસ નાંખે છે, અને બબડે છે.)

રુદ્રમુખઃ નિરંજના ! નિરંજના ! બોલને, આ અંબોડો-વીંટી-આ બધું કોને માટે ?
(રંજનાનું શરીર કંપે છે. રુદ્રમુખના આંખના ખૂણા પોતાના પાલવ વડે લુછે છે.)

રંજનાઃ એ બધું તમારે માટે-(પોતાના કેશ છુટા કરે છે.)

રુદ્રઃ (ઉંઘમાં) બસ !-બધું ઝેર જેવું લાગે છે.

(રંજનાનાં અંગો સંકોચાય છે.)

રંજનાઃ (ખિન્ન અવાજે) અરેરે !

(થોડી વારની શાન્તિ. રંજના અસ્વસ્થ બને આમતેમ જોયા કરે છે.)

રંજનાઃ પાસે જાઉં ?-પણ જાગી જાય તો ?

રુદ્રમુખઃ (ઉંઘમાં) સ્ત્રીનું હૃદય ! કેટલું ! હં. આટલો ડંખ પણ કાઢી નાંખવો ખરું ! કાશ, હવે હું સમજ્યો.

(રંજના પૂરમાં તણાતી હોય તેમ રુદ્રમુખનો હાથ લઇ ચૂમે છે. રુદ્રમુખ ઉંઘમાં જ પોતાનો હાથ પાછો ખેંચી લે છે, અને થોડી વારે જાગે છે. રંજના કંપતી બેઠી છે.)

રુદ્રઃ (આમતેમ નજર ફેરવતો અર્ધનિદ્રિત અવસ્થામાં) હું ક્યાં છું ?

રંજનાઃ અહીં જ—મારી પાસે.

(રુદ્રમુખ પૂર્ણ જાગ્રત થાય છે, ઉભો થાય છે અને દૂર ખુરશી પર બેસે છે. રંજના ત્યાંની ત્યાં બેઠી છે.)

રુદ્રમુખઃ (જરા કઠોર અવાજે) તમે શું કહ્યું ? (રંજના ભયભિત અને દીન થઇ રુદ્રમુખ સામે જોઇ રહે છે.) હં—તમારી પાસે ? ના, કંઇ નહિ. પણ તમે અહીં મોડી રાતે શા માટે આવ્યાં છો ?

રંજનાઃ (સ્વગત બોલતી હોય તેમ) હું એમને શા માટે અડી ?

રુદ્રઃ તમે મને અડયાં હતાં ?-હા. (કંઇક સંભારતો હોય તેમ) તમે મારા સ્વપ્નામાં ભંગ કર્યો-હું એ શું હતું ? (વિચારમાં પડે છે.) અરોભર, મને યાદ આવે છે. હવે મારા મનનું નિરાકરણ થયું.

રંજનાઃ નિરાકરણ—!

રુદ્રઃ એ તમારે જાણવાની જરૂર નથી, અને તમે સમજશો પણ નહિ. (થોડી વારે) મારે વાંધો નથી-જુઓ, આપણા ટુંકા જીવનમાં જે દરેક દરેક બંધન આવે છે તેણે આપણને વધારે મુક્ત કરવાં જોઇએ. આપણું જીવન જ એવું છે કે જો બંધનો એને મુક્ત ન કરે તો તે જીવન અને બંધનો બન્નેનો હ્રાસ થવા પામે-અને (અટકી પડે છે.) આપણા આત્મા એક વાર પોતાની વિશાળ સીમા પર જઇ એક બીજાને અડયા-અને પછી એ બંધ કે સંબંધથી હું પહેલાં હતો તેના કરતાં અત્યારે મુક્ત થયો છું-કદાચ આનો અર્થ કશો નહિ હોય,-કોણ જાણે-પણ હવે મારે તમારી જરૂર નથી.

રંજનાઃ—(ખિન્ન અવાજે સ્વગત બોલતી હોય તેમ) હા, મને કહ્યું હતું કે કેટલા-એક પુરુષો અમને લોભાવી અમારાં હૃદય ચૂંથી નાંખી, એની ચીમળાએલી પાંખડીઓને છૂંદી ફેંકી દે છે !

રુદ્રઃ- એમ મહેણાં માર્યે હવે શું સરવાનું છે !

(બાજુમાં બધર અને ગંભીરા દેખાય છે.)

રંજના:—(થોડી વારે) તમે ભૂલો છો. તમે ઉંઘમાં લવતા હતા, અને મેં એ બધું સાંભળ્યું છે–અને તોપણ શામાટે આમ ઉંધું—

રુદ્ર:—હું કંઇ બોલ્યો જ નથી. હવે કંઇ તમારા શબ્દોથી હું ભોળવાઉં એમ નથી. અને (અટકીને થોડી વારે) જુઓને, આ તમારી રીતો, ઘડી વારમાં કેશ છુટા, ઘડી વારમાં—ના, કંઇ નહિ.

રંજના:—આ તમે ખોટું કહો છો, તમે ઉંઘમાં કહ્યું-નિરંજના! નિરંજના! આ અંબોડો–(અટકી પડે છે.) પછી મેં મારા કેશ છુટા કર્યા.

રુદ્ર:—એ તો તમારાં માએ કહ્યું હશે કે કેશ છુટા રાખો—

(ગંભીરા સંકોચાય છે. એ આગળ આવવા જાય છે, ત્યાં ભૂધર એને અંદર લઇ જાય છે.)

રંજના:—ના—ના.

રુદ્ર:—હજી પણ કેમ જાણ્યું ગંભીરા અહીં બાજુમાં જ નહિ સંતાયાં હોય, અને આ બધી ચેષ્ટા—(અટકી પડે છે. થોડીવારે ઊંડા વિચારમાં બોલતો હોય તેમ) આટલા દિવસોનાં દુઃખમા ને દુઃખમા મારા મનનો તોડ થઇ ગયો, અને હવે—

રંજના:—પણ આપણો સ્નેહ—!

રુદ્ર:—હા, પણ સ્નેહ શું છે તે હું હજી નથી સમજી શક્યો. હા, કોઇ વાર કદાચ આ વાત મને યાદ આવશે ખરી. (આવેશપૂર્ણ અવાજે) નવીન વર્ષની વસંતમાં પહેલું ગુલાબનું ફુલ ખીલતું જોઇશ, ત્યારે આ સંભારણાનો કાંટો પણ મારા હૃદયમાં ખૂંચશે. પણ આપણું હૃદય એ જ કંઇ સત્ય વસ્તુ નથી, અને એના પડછાયામાંથી હું—પણ શું થશે તે વિશે અત્યારથી શું?

રંજના:—તમે ભૂલો છો. હું તમને ઓળખું છું. તમે કદી જ આમ નહિ રહી શકો.

રુદ્ર: (દરેક અક્ષર પર ભાર દેતો)—મ ને કો ઇ જ ન થી ઓ ળ ખ તું–જુઓ હવે રાત વીતી છે, અને આમ તમારે અહીં રહેવું એ યોગ્ય નથી.

(રંજના રુદ્રમુખના પગ પર એક દ્રષ્ટિ નાંખી એના સામે જોયા વગર ચીમળાએલે વદને, ધીમે પગલે દીવાનખાનામાથી જાય છે.)

રુદ્ર:—(એકલો) હે પ્રભુ, હે નાથ!

(ભૂધર અને ગંભીરા પ્રવેશ કરે છે. ગંભીરાના હાથમાં કમળનું ફુલ છે.)

ભૂધર:—રુદ્રમુખ, આ ગંભીરા બેન તને એમનો વહાલામાં વહાલો ખજાનો આપવા આવ્યાં છે.

રુદ્ર:—(થીજી ગએલે ચહેરે અને અતિશય શાન્ત અવાજે) શું? ખજાનો!

ભૂધર:—હા, એમને ઘડીભર તને દુઃખી કરવાનો વિચાર આવી ગયો, પણ હવે પોતે અહીં આવી રંજના તને—

રુદ્ર:—આ તમે શું બોલો છો? મારે કંઇજ નથી જોઇતું, અને ગંભીરા બેન ભલે ખુશીથી—

ગંભીરા: હું નહોતી કહેતી; તમારે મને એ વખતે જ અંદર આવવા દેવી હતી.

રુદ્ર: હં ત્યારે તમે અહીં જ ઉભાં હતાં ખરૂં! મારો સંશય સાચો પડયો, ભૂધર! પણ એ તો આટલા માટે જ—, અને રંજના—

રુદ્રઃ—(ફોડ પાડતો હોય તેમ અટકાવતાં ) જુઓ હું તમને કહું, હમણાં રંજના અહીં આવી ગયાં. મેં મારી સ્થિતિ બને ત્યાં સુધી સ્પષ્ટ શબ્દોમાં એમને કહી છે. મારે હવે કોઇની જરૂર નથી અને કાકા ! મારૂં મન હવે તદ્દન શાન્ત છે. ( ભૂધર રુદ્રમુખના વિચાર વાંચતો હોય તેમ તેના સામે જોઇ રહે છે.

ભૂધર—( સમજતો હોય તેમ ) રુદ્રમુખ, તારૂં મન જો આ સ્થિતિએ હવે પહોંચ્યું છે, તો પછી રંજનાનો સ્વીકાર કરવામાં તારે શો વાંધો છે ?

રુદ્ર—શું હવે ?

ભૂધર—હા, હવે જ. અત્યારે ગંભીરા બેન સાથે પૂરેપૂરી વાત કર્યા પછી પણ, મને એમ રહ્યા કરતું હતું, કે જો હજી તારો મોહ નહિ ટળ્યો હોય, તો તું ત્યાંનો ત્યાં એ જ વમળમાં અટવાયા કરીશ, અને—

રુદ્રઃ—ના, હવે હું એમાંથી છુટો થયો છું.

ભૂધર—અને એટલે જ હવે તારે

રુદ્ર—પણ હવે શા માટે—મને સ્વતંત્ર રીતે, મારા મનને—આત્માને—

ભૂધર—હા, એ ઠીક વાત છે, પણ હજી તારે આટલા બંધનની જરૂર છે.

રુદ્રઃ—( વિચારમાં ) આ તે સુભાગ્ય કે દુર્ભાગ્ય એ હું નથી સમજતો !

ભૂધરઃ—એ એમાંનું એકે નથી, અને એ જ તારે જાણવાનું છે. ( થોડી વારે ) અને જ્યારે આપણને કશાની જરૂર રહેતી નથી, ત્યારે જ આપણને બધું આવી મળે છે.

રુદ્રઃ—પણ કાકા, આવી રીતે તમે કહો તેમજ શું મારે કર્યા કરવું ? ના. ( વિચારમાં પડે છે. ગંભીરા જરા આગળ આવે છે. રુદ્રમુખ જરા પાછો હઠે છે, એના મુખ પર કોઇ નવું જ તેજ પથરાતું લાગે છે. ) કાકા, હું એમ નહિ કરી શકું ! ( ગંભીરાને ) મારો અવિનય માફ કરજો. ( ભૂધરને ) અને હવે મારે કશાની જરૂર નથી. ( થોડી વાર અટકીને ) મારે તમારી પણ જરૂર નથી. તમે તમારી છાયામાં અત્યાર સુધી મને ઉછેર્યો પણ હવે મારા પોતાના વિકાસ માટે મારે તેનાથી દૂર જવું જોઇએ. અને—

ભૂધરઃ—રુદ્રમુખ, આ તું ભૂલે છે—જીંદગીમાં ફરીને આવો અવસર—

રુદ્રઃ જીંદગીનો અવસર! અવસરનો લાભ લેવો હોત તો તો—પણ તમને કયાં નથી ખબર કે જીંદગીના આવા કઇક અવસર મેં ગુમાવ્યા છે, અને તેમાંથી જ દર વખત મને કંઇક ને કંઇક સત્ય મળી આવ્યું છે. કોઇ અવસરનો લાભ લેવો કે એને જતો કરવો એ એમાંથી કયું સારૂં છે તે તો કોણ જાણે !

ભૂધરઃ હા, એ તો પ્રભુ જાણે ?

રુદ્રઃ ( ભૂધરનું બોલેલું મિથ્યા કરતો હોય તેમ ) એ તો કોણ જાણે !

( રુદ્રમુખ ગંભીરાને અને ભૂધરને નમન કરી જાય છે. ગંભીરા બન્ને મને હબા છે. )

ગંભીરાઃ ( બોલાઇ જવાતું હોય તેમ ) આ પુત્ર!!

ભૂધરઃ ( વિચારમાં ) આપણે ન ધારીએ એવુંજ પરિણામ કંઇ રુદ્રમુખ હમેશાં લાવી બેસે છે. શ્રીમુખમાં પણ એજ ટેવ હતી. કયે વખતે શું કરશે એની—એમાં કદાચ સફળતા ન મળે પણ—( રુદ્રમુખના બોલેલા છેલ્લા શબ્દો બોલતો હોય તેમ ) કોણ જાણે !

(રંજના ભીખારણને વાળે પ્રવેશે છે; હાથમાં ફુલ તથા કંકુ છે, આંખમાં ઘેલછા છે, અને એ રાગ બિહાગ અને ભૈરવી ભેગા ગાય છે)

મુને નીંદ ન આવે
એક આયો મોકે જુદે ફુલ ચખાયો,
સાવરા તુંને મોરે મન લુભાયો
નીંદરીઆં ન આવે, મારાં નયનાં
જાદૂ ફુલ ચખાયો.

ઓ બેન કયાં એ? એ મને કોઇ નહિ બતાવો?

(રંજના નીચે બેસી જાય છે. ગંભીરાની આંખમાં આંસુ છે. ભૂધર ઊંડા વિચારમાં ડૂબેલો છે.)

રુદ્રઃ (સ્વસ્થ ચિત્તે પ્રવેશે છે. એના ચહેરા પર અનેરૂં ઓજસ્ છે.) ભલે કાકા તમારે જેમ કરવું હોય તેમ કરો. હું રંજનાને સ્વીકારૂં છું.

ગંભીરાઃ પણ એ ઘેલી-ગાંડી થઇ ગઇ છે.

રંજનાઃ મને કોઇ નહિ બતાવો?

રુદ્રઃ તેથી શું?

ભૂધરઃ (લાગણીમય અવાજે) રુદ્રમુખ! –

(ગંભીરા અને રુદ્રમુખ એક બીજા સામે જોઇ રહે છે. રુદ્રમુખ રંજના પાસે જઇ એના માથા પર હાથ ફેરવે છે, ગંભીરા અને ભૂધરને જવા સાન કરે છે. બેઉ જાય છે.)

રંજનાઃ (ગાય છે.)

એક આયો સાવરા, મુને નીંદ ન આવે!

રુદ્રમુખઃ રંજના! રંજના!

રંજનાઃ (સ્વપ્ન દૃષ્ટિથી જોતી) હું કયાં છું?

રુદ્રમુખઃ અહીં (રંજનાને ચૂમે છે.)

[પડદો પડે છે.]

(સમાપ્ત)

પ્રાણજીવન વિ. પાઠક

# રમત વિરુદ્ધ ગમત

[ રિચર્ડ વૉશબર્ન ચાઇલ્ડ નામે એક સુપ્રસિદ્ધ અમેરિકન રાજદ્વારી પુરુષે, પોતે ઇટલિમાં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટના એલચી તરીકેના વસવાટ દરમિયાન ઉપરના વિષય ઉપર એક મનનીય લેખ લખ્યો છે. તે અત્યારની સંધિમાં ઘણો મહત્ત્વનો હોવાથી પ્રસ્થાનના વાચક સમક્ષ રજુ કરવામાં આવે છે. ]

સાઇરે કયૂસમાં આવેલી જૂની ગ્રીક નાટકશાળાના ખંડિયેરનો વિચાર કરતાં આપણા મનમાં અમુક જાતનો પ્રકાશ આવે છે અને તેમાંથી બોધ ફલિત થાય છે. તેની બેઠકની ઉપલી હારોમાંથી થોડે દૂર મને એક બીજા મકાનનાં ખંડેરો દેખાયાં—અને તે એક રોમન વ્યાયામશાળા અથવા અખાડાનાં ખંડેરો છે. પહેલું મકાન એક સમૃદ્ધિવાન ગ્રીક સંસ્થાનની યાદ આપતુ હતું કે જે સંસ્થાનની સંસ્કૃતિમાં રમત ભૂલાઇ ગઇ હતી અને જેનો સમાજ ઉત્સવના દિવસોમાં ગમત મેળવવા નાટકશાળાઓની મુલાકાતે જતો હતો. બીજું ખંડેર એ કરતાં વધારે જોરદાર સુધારાનું સૂચક હતું કે જે સુધારાએ સાઇરેક્યુસને ગ્રીક સત્તાના હાથમાંથી ઝૂંટવી લઇ પોતાની સ્થાપના કરી અને ત્યાં એક મકાન તૈયાર કર્યું, જેમાં રમતો ખેલવામાં આવતી હતી અને જ્યાં મનુષ્યની સ્પર્દ્ધાની વૃત્તિને કસરત મળતી એટલું જ નહીં પણ રમતમાં ઉપયોગી સાધનો પૂરાં પાડવામાં આવતાં.

તે વખતે હું એક અમેરિકન અમલદાર તરીકે એ સ્થાનની મુલાકાતે આવ્યો હતો અને મારી આસપાસ વીંટાઇ વળેલા ઇટાલિયન અમલદારો મને જણાવતા હતા કે તેઓ જૂનાં ગ્રીક નાટકો ફરી પાછાં જાગ્રત કરતા હતા. મારા મનમાં તે વખતે જ એમ થતું કે આ કરતાં તેઓ જૂની રોમન રમતોની પુનઃ સ્થાપના કરે તો એ વધારે ઉપયોગી પગલું ગણી શકાય !

રોમન લોકો માનતા—અને દરેક સશક્ત પ્રજાએ જાણવું જોઇએ—કે મનુષ્યમાં સ્પર્દ્ધાની વૃત્તિ એટલાં બધાં ઊંડા મૂળ નાખીને બેઠી છે કે તેને દાબી દેવી એ તદ્દન અશક્ય વસ્તુ છે. પૃથ્વીના પડ ઉપર એવો એકે સુધારો નથી થયો કે જેણે મનુષ્ય સ્વભાવની **બાટલી ઉપર અહિંસાનો બુચ દાબવાનો પ્રયત્ન કર્યો હોય અને તે બુચ બાટલી ઉપરથી ઉડી ન ગયો હોય.** જો પ્રજા પ્રજા વચ્ચેના વિગ્રહ બંધ પાડવામાં આવે તો સંભવિત છે કે આપણી સ્પર્દ્ધાની વૃત્તિ પ્રજાની અંદર અંદરના કોઇ પણ જાતના આંતર વિગ્રહમાં ફૂટી નીકળે. જો ત્યાં પણ એ વૃત્તિને રોકવામાં આવશે તો તે વર્ગ વર્ગ વચ્ચેની લડવાડમાં કે ધર્મની લડાઇમાં પ્રકટી નીકળશે; અને ત્યાં પણ તેને અટકાવવામાં આવશે તો તે કુટુમ્બના માણસો માણસોમાં ફૂટી નીકળી કુટુમ્બમાં વિગ્રહ પેદા કરશે. અને જો બધેથી તેને રોકવામાં આવશે તો તે વૃત્તિ માણસોના હૃદયમાં ફરી ફરી પુરુષો અને સ્ત્રીઓની શક્તિનો હ્રાસ કરી તેઓને નિર્વીર્ય અને બાયલા બનાવી દેશે.

મનુષ્ય સ્વભાવમાં આ વઢવાડનું તત્વ (instinct for Conflict) મૂળમાંથી જ છે. તે શરૂઆતમાં કુદરતની સાથે લડવામાં વપરાતું. જંગલો કાપી ફલદ્રુપતા લાવવી, રસ્તાઓ સમારવા, રહેઠાણો બાંધવાં, નદીઓ વાળવી, કુદરતનાં બલોને માણસના ઉપયોગનાં સાધનો બનાવવાં આ બધામાં એ પ્રવૃત્તિનો ઉપયોગ થતો. પણ હવે કુદરત સાથેની લડાઈ ઓછી થઇ છે; અને આ નવા જમાનામાં દોલત પેદા કરવા માટે સ્પર્ધાનું સ્થાન સહકાર પ્રવૃત્તિએ લીધું છે. એટલે હવે મનુષ્યની વઢવાડની વૃત્તિને ઉપયોગમાં લાવવાનું એક જ સ્થાન રમત રહ્યું છે.

પ્રાચીન રોમન પ્રજા બહુ ડાહી હતી; તેમણે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું તેનું મુખ્ય કારણ તે તેમના શૌર્યના જેટલુંજ તેમનું ડહાપણ પણ હતું. જ્યાં જ્યાં તેઓએ પોતાની સત્તા બેસાડી ત્યાં ત્યાં રોમન સત્તાને નિમકહલાલ રહેવાની એક માત્ર શરતે; તેઓએ બીજી બાબતોમાં સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી હતી; વળી તેઓ સમજતા કે પ્રજાની રમતની વૃત્તિને અવકાશ આપવાથી વધારે નુકશાનકારક અસ્વસ્થતા દૂર કરી શકાય છે. કારણ કે તેઓ રમત અને ગમત વચ્ચેનો ભેદ સમજતા હતા.

આપણા વર્તમાન સુધારાને એક ભય એ છે કે આ રમત અને ગમતનો ભેદ ભૂલી જઇ આપણે રમતને સ્થાને ગમતને સ્થાપી દેશું. **રમત અને ગમત વચ્ચે ફેર એ છે કે રમતમાં આપણે પોતે જ કંઇ કરીએ છીએ, જ્યારે ગમતમાં આપણા મનરંજન માટે બીજા કંઇક કરે છે.** આપણી (અંગ્રેજી ભાષા બોલાતી) પ્રજાનાં નરનારીઓને જુદે જુદે પ્રસંગે અને જુદી જુદી સંસ્થિતિમાં અવલોકેલાં હોવાથી હું કહી શકું છું કે દુનિયામાં મરદાનગી ભરેલ રમતોનો શોધ ઉત્પન્ન કરી આ વધારાની વરાળના બહિષ્કારનાં સાધન પૂરાં પાડનાર પ્રજાઓમાં આપણું સ્થાન ઘણું ઉંચું છે. છતાં હું સ્પષ્ટપણે જોઇ શકું છું કે આપણે પણ ધીમે ધીમે રમત છોડી ગમત તરફ-જે મનરંજન આપણી પોતાની પ્રવૃત્તિથી પેદા થવાને બદલે બહારથી મળી શકે તેના તરફ વધારે ને વધારે ઢળતા જઇએ છીએ.

રમત અને ગમત વચ્ચેનો ભેદ બરોબર સમજી લ્યો અને પછી તમે તમારા મનને પૂછી જુવો કે તમે પોતે એ રમતની વૃત્તિનો બરોબર ઉપયોગ કરો છો કે નહિ? તેના સિવાય તમારી વઢવાડની સશક્ત વૃત્તિ નિરૂપયોગી, નુકશાનકારક અસ્વસ્થતા, ધાલમેલ, દુઃખ, વિચાર અને આચારની અતિશયતામાં પરિણમવાની. માટે દરેક જાતના આનંદ લેવાના કામમા તમારી વૃત્તિ એવી હોવી જોઇએ કે 'ચાલો હુંજ એ કામ કરી નાખું.' ગ્રામોફોનની ચુડી સાંભળવી, કે દોરડાં વગરના સંદેશા મારફત ગાયન સાંભળવું એ રમત નથી. તેમ જ સિનેમાના ચિત્રો જોવાં એમાં પણ કંઇ રમતનો અંશ નથી આવતો. ક્રીકેટ કે ફુટબોલની મેચ જોવા જવું એમા પણ રમત નથી. આમાં તમને ગમત આવતી હશે એ વાત ખરી. પણ તેમા તમે પોતે (અક્રિય) રહો છો અને તેથી તમારામાંથી કાંઇ બહાર આવતું નથી. રમતમા તો તમે પોતે ક્રિયાવાન થાઓ છો અને તમારૂં વ્યક્તિત્વ તેમાં દીપી નીકળે છે. અને તે તમારી વધારાની વરાળ કાઢવાનું સાધન પૂરૂં પાડી તમારૂં વ્યક્તિત્વ સ્વચ્છ બનાવે છે.

ચાલતા જમાનામા ખરી રમતમાં ભાગ લેવાની આપણી શક્તિ આપણે વધુને વધુ ખીલવવાની જરૂર છે. માટે દરેક પુરૂષ, સ્ત્રી, ને બાળકે પોતાના મનથી વિચાર કરવો ને

છે કે ખરી રમતમાં જોડાવાનાં સાધનો તે ધરાવે છે કે નહિ. અને જે ન ધરાવતા હોય તેણે તે શોધવાની જરૂર છે. માત્ર ગમત મેળવવી એ રમત નથી.

પહેલાં તો છોકરાંઓનો વિચાર કરો. તમે તમારાં છોકરાંઓને રમતમાં જોડો છો કે માત્ર ગમત પૂરી પાડો છો? જો તમે માત્ર ગમત પૂરી પાડતા હો તો તમે તેઓના મગજનો બોજો વધારો છો. પણ તેઓની ક્રિયાશક્તિને કામ આપવા તમે કાંઇ જ કરતા નથી.

જુદી જુદી જાતની રમતોમાં વિચારની સાથે ક્રિયા જોડાયેલી હોય છે અને તેથી બાલકોના જ્ઞાનતંતુઓની શક્તિ ખીલે છે અને વૃદ્ધિ પામે છે અને એ શક્તિના ઉપયોગ માટે સારો માર્ગ ન આપવામાં આવે તો તે ખરાબ રસ્તે દોરાઇ જવાનો ભય છે.

આ વઢવાડની વૃત્તિ ખાસ કરી યુવાવસ્થામાં ઘણી જોરદાર હોય છે. પ્રાણીઓમાં તમે જોશો તો બિલાડી કે કુતરી પણ પોતાનાં બચ્ચાં સાથે ગેલ કરવામાં તેની સાથે કુસ્તી કરશે અને તેને ઢીંકા સામે ઢીંકો કેમ મારવો, સામાનો ઘા ઝીલવો અને વળતો ઘા કેમ કરવો એ શીખવવા માટે પ્રયત્ન કરતાં હોય છે. જાનવરો પ્રેરણાથીજ જાણતાં હોય છે કે યુવાવસ્થામાં વઢવાડની કસરત જરૂરની છે; એથી વઢવાડની વૃત્તિને માર્ગ મળે છે અને પરિણામે તેઓનાં શરીર અને મન બન્ને યોગ્ય વૃદ્ધિ પામે છે.

મનુષ્ય જાતિનાં માબાપોએ તો જે જે રમતોમાં વ્યક્તિત્વ કેળવાય એવી રમતો બાળકો માટે યોજવામાં વધારે બુદ્ધિ અને કલ્પનાશક્તિ દોડાવવી જોઇએ. અને છતાં તમે સમાજમાં દૃષ્ટિ નાખશો તો કુટુંબોનાં કુટુમ્બો તમે એવાં જોશો કે જેમનો એક તરફી ખ્યાલ પોતાનાં બાળકો માટે ગમત પૂરી પાડવાનો હોય છે. પોતાનાં બાળકો માટે અત્યંત પ્રેમ ધરાવનાર માબાપો પોતાનાં બાળકો માટે ઘણાં મોંઘાં અને જાતજાતનાં રમકડાં પૂરાં પાડશે અને એમ કરી પોતાની ફરજ પૂરી થયેલી માનશે. પણ રમતથી જ બાળકો સહનશીલ થતાં શીખે છે, જુદી જુદી રીતે કામ કરવાની ટેવ પડે છે અને પોતાના શારીરિક અને માનસિક બલને તનદુરસ્ત દિશામાં રોકી વ્યક્તિત્વ કેળવે છે. પણ બાલપણનો અંત આવ્યે રમતનો પણ અંત આવવો ન જોઇએ. ખાસ કરીને આ નવા જમાનામાં તો રમતની ટેવ મોટી ઉંમરના માણસોને પણ એટલી જ જરૂરની છે.

હાલનો જમાનો એ ઉદ્યોગનો જમાનો કહેવાય છે; તેનું મુખ્ય લક્ષણ યંત્રની મદદ વડે માણસે વસ્તુઓની ઉત્પત્તિનો વેગ એકદમ વધારી દીધો છે. પરંતુ એ ક્રમમાં માણસ પોતે પણ યંત્રવત્ થઇ પડયો છે. થોડા વખત ઉપર હું એક કારખાનામાં ગયો હતો. ત્યાં એક માણસ પોતાના યંત્રની સામે ઉભો ઉભો આખા દિવસમાં લગભગ ત્રીસ-હજાર વાર પોતાનો હાથ અમુક રીતે હલાવતો હતો. દરેક વખતે અમુક એક જ ક્રિયા કરવાની હતી અને એ કારખાનાનો એક બુદ્ધિમાન ચાલક એવી શોધ ઉપર લાગેલ હતો કે, એ માણસ ૮ કલાકની મજુરીમાં ત્રીસ હજારને બદલે ચાલીસ હજાર વાર હાથ હલાવી શકે. એ માણસને મેં પૂછ્યું કે નોકરીનો વખત પૂરો થયા પછી તું શું કરે છે? તેણે જવાબ આપ્યો કે તે ઘણું ખરું સીનેમા જોવા જતો અથવા તે અને તેનું કુટુમ્બ રેડીઓનાં (તારનાં દોરડાં વગર હવામાંથી મોકલવામાં આવતાં,) ગીત સાંભળવા જતાં. હવે વિચારો કે આ માણસ દરરોજ પોતાનું વ્યક્તિત્વ કેટલુંક બનાવે? લગભગ નહિ.

એ માણસ દરરોજ પોતાના હાથની ૩૦ હજાર વાર ગતિ કરે છે, ત્યારે તેનું મન ક્યાં હોય છે ? તેના હાથની હીલચાલમાં તેને કાંઇ વિચાર કરવો પડતો નથી. એટલે તેનું મન વિચારગ્રસ્ત હોય છે તેને કાંઇ વાત કરવાની હોતી નથી. તે વિચારમાં ને વિચારમાં મગ્ન રહે છે પણ એ વિચારમાંથી કાંઇ ક્રિયા પરિણમતી નથી એટલે એના વિચારો મનમાં ઘુંધવાયા કરે છે પણ તેમાંથી તેનું વ્યક્તિત્વ દીપી નીકળતું નથી પછી આખો દિવસ ઉભા ઉભા ને વિચાર કરતા કરતા થાકેલો તે માણસ કારખાનું છોડી બહાર નીકળે છે ત્યારે તે વિચાર કરીને થાકી ગયો હોય છે એટલે કાંઇ ગમતના સાધન શોધે છે તેને ખરી રમત શું છે તેનો ખ્યાલ નથી હોતો એને કોઇ પણ દિવસ પોતાની સ્પર્ધાની વૃત્તિને સ્પષ્ટ થવાનો અવકાશ આપતો નથી આ વૃત્તિ તેની અંદર ધુંધવાઇ ધુંધવાઇને તેના આત્માને કાં તો મારી મૂકે છે અથવા તો કોઇ ભયંકર જોખમથી ફાટી ઉઠે છે એ માણસ અત્યારના ઔદ્યોગિક સુધારાનો એક ભયંકર ભોગ તરીકે ગણી શકાય, પરંતુ ખરી રમત તેને તેમાંથી બચાવી શકે

તે પ્રમાણે, શરાફની પેઢીના કારકુન, કે નામું લખનારનું ટેબલ કે બીજા હજાર જાતના કારકુનોનો જે નોકરીયાત વર્ગ છે તે બધી પ્રવૃત્તિમાં વ્યક્તિત્વ બતાવવાના કંઇજ સાધનો પૂરા પાડતા નથી. આ બધા પુરુષો અને સ્ત્રીઓને ખરી રમતમાં જોડાવાની જરૂર છે માત્ર ગમત નહીં પણ રમત-જેમાં તેઓને માટે બીજા કોઇક કરતા હોય તેને બદલે તેઓ પોતે જ કંઇક પ્રવૃત્તિ કરે એવી—રમતની જરૂર છે

સુભાગ્યે મૃત્યુને આ કાંઠે દરેક માણસને રમતના સાધનો સહજ લભ્ય છે વૃદ્ધોને પણ પોતાનું વ્યક્તિત્વ દર્શાવનાર માર્ગો મળી શકે છે હું એક એંશી કરતાં વધારે ઉમ્મરના વૃદ્ધને ઓળખું છું તે એક શરાફની પેઢીમાં ૪૮ વર્ષથી કેશીયરનું કામ કરે છે એ માણસને પતંગીયા એકઠા કરવાનો અને તેમની ઓલાદો ઉત્પન્ન કરવાનો શોખ લાગ્યો હતો એ શોખ પાછળ તેણે જગતના બધાએ વિષયના જાણકારો સાથે પત્રવ્યવહાર ચલાવેલો હજારો માઇલ દૂરના પ્રતિસ્પર્ધિઓ સાથે પોતાના વિષયની શોધખોળ કરવાની સ્પર્ધામાં તે જોડાયો હતો આ તેની સ્પર્ધા અને તેનો નાનો પૌત્ર પોતાની શાળાના વિદ્યાર્થીઓ સાથે ૧૦૦ વાર દોડવાની સ્પર્ધા કરે તેમાં બહુ ફેર નથી એ માણસ ખરી રમતમાં જોડાયો હતો અને તેણે પોતાના મન અને શરીરની સ્વસ્થતા લગભગ અરધી સદી સુધી પોતાનો એક આ શોખ કેળવીને જાળવી રાખી હતી

પ્રજા પ્રજા વચ્ચે અને વર્ગ વર્ગ વચ્ચે વિષમતા ટાળવાના સાધન તરીકે યુદ્ધની વૃત્તિને બદલે સાગમાં સારી વસ્તુ મૂકી શકાય તો તે ખરી રમત છે ખરી રમતથી જે ધુમાડાઓમાંથી કુટુમ્બવૈરે અથવા જાતિવૈર ઉત્પન્ન થાય છે તેને માર્ગ આપી દૂર કરી શકાય છે જે લોકો લાંબા વખત સુધી વિચાર કર્યા કરે પણ એ વિચારમાંથી કાંઇ ક્રિયા પરિણમતી નથી આ મરે એમના વિચારોમાંથી ગોટાળા અને અસ્પષ્ટ નિરુત્સાહ જ પેદા થાય છે એ બધાને દૂર કરવાનો સૌથી સારો ઉપાય રમત છે જગતના ઇતિહાસમાં દૃષ્ટિ નાખતાં આપણે જોઇએ છીએ કે જે પ્રજાઓમાં મર્દાનગી ભરી રમતનો શોખ ખોબ કેળવાયેલો હતો, તે પ્રજાઓ માત્ર મનમાં જ નહીં પણ ચારિત્ર અને સંયમમાં પણ મર્દ ગણાઇ હતી [illegible]

તે અભિપ્રાય હોય, પણ એટલી વાત તો ચોક્કસ છે કે ત્રણ હજાર માઇલના વર્તુલમાં એ એક પ્રજા સ્વરાજ ભોગવે છે. હાર શું એનો તેમણે અનુભવ કર્યો નથી. પરદેશી અમલ નીચે તેઓ આવ્યા નથી, અને દેશપરદેશ વચ્ચેના કોલકરારોમાંથી એકનો પણ તેમણે ભંગ કર્યો નથી. સૈકાઓથી તેઓ સંયમની કલા શીખ્યા છે અને જેનો જગતમાં જોટો નથી એવી મરદાનગીની રમતમાંથી તેઓ સ્વાર્પણનો પાઠ પણ ભણી ચુક્યા છે. આ રમતમાં તેઓને શિક્ષણ મળે છે કે, કદી નકામી તલવાર ખેંચવી નહીં; અને તલવાર ખેંચવાનો પ્રસંગ આવે ત્યારે પછી મારવું કે મરવું એ સિવાય ત્રીજો માર્ગ જ નથી. આ જાપાની પ્રજાની સ્પષ્ટ સ્થિતિ છે. તે એક રમતની શોખીન પ્રજા છે. એથી ઉલટું ચીન હજારો વર્ષથી પરદેશી સત્તાઓની નીચે દબાયલું છે; અને તેથી પ્રજામાં બહારવટીઆની વૃત્તિ વારે વારે ઉપડી આવે છે. ૪૦ કરોડ માણસોની વસ્તી દુઃખ અને રોગ અને ગંદવાડમાં સબડે છે અને માત્ર થોડાએક હજાર લુચ્ચા અમલદારોના શાસનને ટેકો આપે છે. તેનું કારણ સ્પષ્ટ છે. ચીના કદી મરદાનગી ભરી રમતો રમતા નથી. અંગકસરતના ખેલ લગભગ નહીં જેવા ત્યાં થાય છે.

જ્યારે હું ઇટાલીમાં એલચી તરીકે હતો ત્યારે ઘણીવાર નાનાં મોટાં ગામડાં અને શહેરોમાં ફરવા નીકળતો અને ત્યારે જોતો કે કામ પૂરું થયે અથવા તહેવારના દિવસોમાં લોકો પાણીના નળ પાસે એકઠા ઉભા ઉભા કલાકોના કલાકો માત્ર ગપ્પાં મારવામાં ગાળતા. અલબત્ત આ ગપ્પાંઓનો વિષય જુદી જુદી જાતની ફરિયાદો સિવાય બીજો શું હોય! ઇટલીના રાજા સાથે મારે આ વિષયમાં એક કરતાં વધુ વખત વાત થયેલી અને મેં અભિપ્રાય દર્શાવ્યો હતો કે ઇટલીના દરેક ગામમાં એક રમત રમવા માટે ખુલ્લું મેદાન તો હોવું જ જોઇએ. હમણાંના ઇટાલીયન પ્રધાન મ્યુસોલિની સાથે મરદાનગી ભરેલી રમતને ઉત્તેજન આપવાની જરૂરીયાત સંબંધી મારે ચર્ચા થઇ છે અને તે પોતે તેને ઉત્તેજન આપવાની જરૂર સ્વીકારે છે.

તમે ખુશી પડે ત્યાં ફરો અને ગમે તે ઇતિહાસનાં પાનાં ફેરવો, પણ બધે તમને એમ જ દેખાશે કે જે પ્રજાઓ રમવાનું ભૂલી ગઇ છે, તે પ્રજાઓ બની નમાળી, રડતી સુરત, કજીઆખોર હોય છે. અને વ્યક્તિઓનું પણ તેમ જ છે. ખરેખર આ જમાનામાં સર્વથી મહત્ત્વનો સવાલ હોય તો તે વધારે ફુરસદનો વખત કેમ મેળવવો એ નથી. પણ જે ફુરસદ આપણને મળે છે તેનો સર્વથી સારો ઉપયોગ કયો છે, એ છે. અને તેનો જવાબ 'ખરી રમતમાં ગુંથાઓ' એ છે.

હરિલાલ મા. ભટ્ટ.

# રૂશિયાના દુબળાઓ

સૈકા જૂની વાત છે કદાચ રૂશિયાના લોકો આજે બોલ્શેવિઝમના જમાનામા તે ભૂલી ગયા હશે પણ ઇતિહાસના પાને તે નોંધાઇ છે જ્યારે રૂશિયામા ઝાગશાહીનો દોર હતો અને જમીન ખેડૂતોની નહિ પણ જમીનદારોની માલેકીની હતી, તે વખતની આ વાત છે જમીનદારોનુ ધન તે તેમની જમીન અને દુબળાઓ *. દુબળાઓની સંખ્યા એ જ જમીનદારના ધનનુ માપ એ દુબળાઓ પર જમીનદારની નિરંકુશ સત્તા હતી ગાય ઘેટાના ટોળા પર જેવી રબારીની સત્તા છે એવી સત્તા આ દુબળાઓ પર જમીનદારોની હતી ગાયઘેટાના વાછરડા અને બચ્ચા પર જેવો રબારીનો હક છે, તેવો જ દુબળાઓના સંતાનો પર આ જમીનદારોનો હક ગણાતો ગાયઘેટાને રબારી મન ચાહે તો કસાઇને ઘેર વેચે તેમ આ દુબળાઓને જમીનદારો-દિલ ચાહ્યુ ત્યા વેચી શકતા ગાયબળદનો ખેતી પર ખાવા પૂરતો જ હક તેમ આ દુબળાઓનો તેમની પરસેવાની કમાણી પર બે રોટલાનો જ હક હતો, બાકીની બધી કમાણી જમીનદારના ઘરમા જતી માત્ર કોઇ દુબળો પોતાની અક્કલ હોશિયારીથી કાંઇ હુન્નર કળા શીખી લે, અને ખેતી સિવાય બીજી કોઇ રીતે મહેનત કરી ધણીને મોટી રકમ ભેટ આપે તો તેને ધણી ખુશી થઇ 'દુબળાઇ' માથી મુક્ત કરે એટલી જ હકીકત આ દુબળાઓને દોરથી નોખા પાડતી.

આ વાતને સો વરસો વીતી ગયા છતા આપણા દેશમા આજે પણ આવી દુબળાઓ જેવી કોમો હસ્તી ધરાવે છે પાટીદારો અને તેમના 'માણસો' વચ્ચેનો સંબંધ, ધણીઆમા અને તેમના 'દુબળાઓ' વચ્ચેનો સંબંધ આજે પણ એ રૂશિયાના જમીનદારો અને દુબળાઓ વચ્ચેના સૈકાજૂના સંબંધની યાદ દેવડાવે છે એટલે એ દુબળાઓના દુખો અને વિતકો, કહાણીઓ અને કથાનકો આપણા માટે આજે પણ બોધદાયક છે આ કહાણીઓનો લેખક મોટો દુબળાઓનો માલેક પ્રિન્સ ક્રોપોટકીન છે તેણે નજરે જે સ્થિતિ નિહાળી છે અને અનુભવી છે. તે જ પોતાની આપવીતીમા નોંધી છે એટલે એમા અતિશયોક્તિ હોવાનો જરાયે સંભવ નથી

\+ \+ \+ \+

એક જમીનદારે બીજા જમીનદારને પૂછ્યુ "કેમ, સરદાર, હમણા તમારે ત્યા દુબળાઓની વસ્તી ઓછી છે? તેમને પરણાવો છો કે નહિ?"

તુરત જ 'સરદારે' એમના ગામનું વસ્તીપત્રક મગાવ્યુ અને સોળ વરસની ઉપરની છોકરીઓ અને અઢાર વરસની ઉપરના છોકરાઓ હતા, તે બધાના નામ પર નિશાની કરી અને લખ્યુ જોન એનાને પરણે, પોલ પરાસ્કાને પરણે, . એમ પાચ જોડા જોડી દીધા

---

* Serb

અને દસ દિવસમાં લગન થઈ જવાં જોઈએ એવો હુકમ કાઢ્યો. ગામમાં હાહાકાર મચ્યો, ડોસીઓએ રોકકળ કરવા માંડી. એનાની મરજી ગ્રેગરીને પરણવાની હતી. પોલનાં માબાપ ફેડોટોફની દીકરી સાથે પોતાના છોકરાને પરણાવવાનો વિચાર કરતાં હતાં. અને આ લગ્નસરાનો વખત પણ નહોતો—ખેતીનું કામ ચાલતું હતું. દસ દિવસમાં તો લગનની કેવી રીતે તૈયારી થઈ શકે? કેડીબંધ માણસો સરદારને મળવા આવ્યાં. તેમની સ્ત્રીઓ હાથે વણેલા સુંદર ખંડ લેઈ સરદારની વહુને મનાવતી હતી અને તેઓ સરદારને વિનવતા હતા. પણ સરદાર એકના બે થયા નહિ. સરદારનો હુકમ! દસ દિવસમાં લગ્ન થવાં જ જોઈએ.

દસમે દિવસે વરઘોડા નીકળ્યા. સ્ત્રીઓ હરખથી ગાવાને બદલે ડળક ડળક આંસુ પાડતી હતી. પુરુષોનાં મ્હોં ઉતરી ગયેલાં હતાં. અને વરઘોડાને બદલે જાણે ઠાઠડી લઈ જતાં હોય એવો શોકજનક દેખાવ લાગતો હતો. સરદારે પોતાના એક માણસને હસ્તમેળાપ થઈ જાય એટલે તુરત જ ખબર આપવા અગાઉથી દેવળમાં મોકલ્યો હતો. એ માણસ દોડતો પાછો આવ્યો અને હાથમાં ટોપી પકડી ધ્રૂજતો ધ્રૂજતો કહેવા લાગ્યો: "પરાસ્કા સાચી થાય છે. પોલને પરણવાની ના પાડે છે. ફાધરે* એને પૂછ્યું: "કેમ, તું આને પરણવા રાજી છે? પરાસ્કાયે કહ્યું: 'ના, હું નથી રાજી.'"

સરદાર સાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ: "જા, એ ચોટલાવાળા દારૂડીઆને કહે કે 'પરાસ્કાને જલદી જલદી પરણાવી દે નહિ તો તારૂં આવી બન્યું સમજજે.' હું બિશપને ખબર આપું છું. એના જેવા મુડદાલની મારી સામે થવાની મજાલ? કહે એને કે દેવળમાં સડીસડીને મરી જઈશ અને પરાસ્કાના આખા કુટુમ્બને ગામ બહાર કરી દઈશ."

માણસે જઈને આ સંદેશો સંભળાવ્યો. પાદરી અને પરાસ્કાનાં સગાંવ્હાલાં પરાસ્કાને વીંટળાઈ વળ્યાં, પરાસ્કાની મા ચોધાર આંસુએ રડતી રડતી એના પગમાં પડી અને બે હાથ જોડી આખા કુટુમ્બને બચાવી લેવા એને આજીજી કરવા લાગી. પણ પરાસ્કા તો 'ના' ની 'ના' જ કહેતી રહી, પણ એ 'ના' નો અવાજ પહેલાંના જેટલો સ્પષ્ટ નહોતો, જરા ધીમો હતો. બધાંએ વારાફરતી પરાસ્કાને વિનવણી કરી. પરાસ્કાની 'ના' ચાલુ જ રહી પણ ધીમી ધીમી પડતી ગઈ. છેવટે એ 'ના' બહુજ ધીમી થઈ ગઈ, પાસે ઉભેલાં પણ તે માંડ સાંભળી શક્યાં, અને પરાસ્કા શાંત ઉભી રહી. પાદરીએ એના માથા પર લગ્નનો તાજ મૂક્યો. એણે આ વેળા માથું હલાવ્યું નહિ. માણસ દોડતો સરદારના મહેલે આવ્યો અને કહ્યું કે: "પરાસ્કા પરણી ચૂકી."

અડધી કલાકે મહેલોમાંથી પાંચે જોડાંઓ સરદારના મહેલ આગળ ઉતર્યાં અને મોટા ખંડમાં દાખલ થયાં. સરદારે તેમની આગળ દારૂના પ્યાલા ધર્યા અને માતાઓએ રડતી કન્યાઓને એ પ્યાલા નીચા નમી હાથમાં લેવા પાછળથી કાનમાં ફૂંક મારવા લાગી.

\+ + + +

સ્વાભાવિક રીતે જ આવાં હુકમમરજાદ લગ્નોથી કુમળાંઓ કંટાળી ગયા હતા. કોઈ કોઈ મોટી વયના છોકરાને એમ લાગતું કે ફલાણી છોકરી સાથે શેઠ એને પરણાવી દેવાના છે એટલે એ લાગલો જ એ છોકરીને મળતો અને જો એ બન્ને એક બીજાને પરણવા સંમત

* લગ્નવિધિ કરાવનાર પાદરીએ.

નહિ પણ એક અધિકારીને ખાતર એમણે સહેજ ગોટો વાળ્યો આ વાત ઉપરી અધિકારીના જાણવામા આવી અને એમનુ પ્રમોશન અટક્યુ. મારા પિતા પાત્રીસ વરસથી લશ્કરી ખાતામા હતા અને જનરલ થવાની તેમની અતિમ અભિલાષા હતી. આ અભિલાષા પર પાણી ફરી વળેલુ જોઇ એમને અનાજ પર પણ અભાવો થયો, એમનુ શરીર શોષાવા લાગ્યુ. મારી મા પીટર્સબર્ગ દોડી, ત્યાના મોટા અધિકારીઓને લાબી લાબી, દયામણી અરજીઓ કરી, તેમને રૂબરૂમા મળી પણ કશુય વળ્યુ નહિ છેવટે ખબર મળ્યા કે ફલાણી ઑફિસમા એક નાજર છે એના હાથમા બધી કુચી છે. એ ધારશે તો હુકમ ફેરવાવી શકશે મારી મા આ વિષે ખાતમી મેળવના એક મોટા અધિકારીને મળી અને એણે પણ એ જ વાત કહી" "એ છે તો માત્ર નાજર પણ આખા ખાતામા ચલણ જ એનુ છે એનુ નામ ગેરાસીમ ઇવાનોવીશ ક્રુગલૉફ " આ વાત કરતા મારી માએ મને કહ્યુ " પીટયા, આપણો ગેરાસ્કા! હુ પહેલેથીજ નહોતી કહેતી કે ગેરાસ્કા બહુ હુશિયાર છે. હુ તો તરત જ એને મળવા દોડી અને એને બધી વાત કહી સભળાવી. ગેરાસ્કાએ બિચારાએ બધુ સાભળ્યુ અને કહ્યુ કે: 'મારે સરદાર સાહેબ સાથે કાઇ વેર નથી. એમને માટે મારાથી બનશે એ બધુ હુ કરી છૂટીશ.' અને એ પ્રમાણે પણ કરી છૂટયો." એણે સરસ રિપોર્ટ કર્યો અને મારા બાપા જનરલ બન્યા. લાલ પાટલૂન અને લાલ ઓવરકોટ પહેરીને ટોપીમા લાલ પીછુ ખોસવાની એમની જે ઘણા વરસોની ઉમેદ હતી તે પાર પડી, પણ એ કોનો પ્રતાપ?

× × × ×

ઉનીઆના બાપાની ઓરડીના રસ્તામા અદબ વાળીને ઉભી છે આગળ પગ મૂકવાની કે પાછા જવાની યે એની હિમત ચાલતી નથી છેવટે પ્રભુને પ્રાર્થના કરી એ ઓરડીમા દાખલ થાય છે અને બરાબર સાભળી પણ ન શકાય એવા ધીરા અવાજે ગણગણે છે કે ચા થઇ રહી છે, ખાડ અધમણ રહી છે અને બીજી બધી ચીજો પણ થઇ રહેવા આવી છે. મારા બાપા ગર્જી ઉઠે છે "લુચ્ચાઓ! બદમાસો! અને તુ પણ એ લુચ્ચાઓની સાથે ભળી છે!" આખુ મકાન ગાજી ઉઠે છે. મારી મા ઉઠીને સટકી જાય છે, મારા બાપા બૂમ મારે છે "ફ્રૅાલ, કયા ગઇ તારી શેઠાણી? બોલાવ એને," અને મારી મા ઓરડીમા દાખલ થાય છે કે બાપા એને ઉધડીજ લેઇ નાખે છે 'તુ પણ આ બદમાસોની સાથે ભળી છે, તુ પણ એમનુ ખોતે છે," અને એવું કઇ કઇ સભળાવી દીધુ અડધો કલાક આમ ચાલે છે, પછી એ હિસાબ તપાસવા બેસે છે, હિસાબ તપાસતા એમને ઘાસનો વિચાર આવે છે ફ્રૅાલને એ ઘાસ તોળવા મોકલે છે અને મારી માને તોળતી વખતે હાજર રહેવા જણાવે છે મારા બાપા આ બધો વખત ઘાસ કેટલુ રહેવુ જોઇએ એનો હિસાબ ગણી કાઢે છે અને ઘાસ તોળાઇ રહે છે એટલે જબરી ઘટ માલમ પડે છે, મારા બાપા ઉનીઆનાની હાજરી લેવા માડે છે, બીજી કેટલીયે ચીજો ઘટતી માલમ પડે છે અને ઉનીઆના એ બધાનો કાઇ ખુલાસો આપી શકતી નથી, બાપા ખુબ ચીડાય છે અને એમનો અવાજ મેઘગભીર થતો જાય છે, ઉનીઆના થરથર કપે છે, એવામા કોચમેન દાખલ થાય છે, એની ગળચી પકડે છે અને બે ત્રણ લગાવી દે છે, કોચમેન બોલ્યા કરે છે "આપ સાહેબે કાઇ ભૂલ કરી હશે," "આપ સાહેબે કાઇ ભૂલ કરી હશે." પણ બાપા તે સાભળતા જ નથી. એ તો એને ઉપરાઉપરી લગાવ્યે જ જાય છે

બાપા ફરીથી હિસાબ ગણે છે. આ વખતે ઘાસ જોઇએ તે કરતાં વધી પડે છે. બાપા બૂમો પાડે છે: "સાલા બદમાસ, ઘોડાને ભુખ્યા મારે છે, ખવરાવતો જ નથી." પણ કોચમેન સઘળા સંતોના સમ ખાઇ કહે છે કે એણે ઘોડાને કદિ ભુખ્યે માર્યા નથી અને ફ્રૅાલ કૅાચમેનની વાતને ટેકો આપવા +વર્જીનને સાક્ષીમાં બોલાવે છે.

પણ બાપાને આથી સંતોષ થતો નથી. એ મકારને બોલાવે છે અને એણે ગયા અઠવાડીઆમાં પાછો પીધો હતો એ વાતની યાદ આપી એને ધમધમાવે છે, આગલે જ દિવસે એણે અડધો ડઝન રકાબીઓ ભાંગી નાંખી છે અને આથી બાપાનો મિજાજ ઠેકાણે નથી. ખરૂં જોતાં તો આ રકાબીઓ જ બધા કંકાસનું મૂળ છે. મારી માએ સવારમાં જ આ વધામણી બાપા આગળ ખાધેલી અને એથી જ બાપાએ ઉલીઆનાને આજે ઉધડી લેઇ નાંખી.

એકાએક તોફાન શમી જાય છે. કાંઇ અજબ શાંતિ પથરાય છે, બાપા ટેબલ આગળ બેસી કાંઇ લખવા માંડે છે અને એક નોકરના હાથમાં ચીટ્ઠી આપી કહે છે: "જાઓ, આ મકારને પોલિસ ચોકીએ લેઇ જાઓ, આ ચીટ્ઠી જમાદારને આપી એને સોબેત મરાવો."

ઘરમાં સમસમાકાર ફેલાઇ જાય છે. કોઇ બોલતું નથી અને ચાલતું યે નથી. બાર વાગે છે અને બધા નીચે ખાવા ઉતરે છે પણ ખાવાનું કોઇને ગળે ઉતરતું નથી. ખીર એમની એમ ટાઢી થઇ જાય છે. નોકરો પાછળ હાથમાં થાળીઓ લેઇ ઉભા છે પણ એમાં મકાર જણાતો નથી. છેવટે મા બોલે છે: "મકાર કયાં છે? બોલાવો એને." પણ મકાર આવતો નથી. બીજી વખત મા બોલાવે છે અને મકાર નીચી આંખે, કદરૂપે ચહેરે અને ફીકા શરીરે ધ્રૂજતો પ્રવેશ કરે છે. બાપા એમની થાળ સામે જ જોઇ રહે છે. "કેમ, છોકરાઓ, ખાતાં નથી? ખીર સારી નથી થઇ?"–મારે ગળે ડુમો ભરાઇ આવે છે અને બધા ખાઇ ઉઠે છે એટલે લાગલો જ હું દોડીને અંધારામાં મકારને ઝાલું છું અને એના હાથને પંપાળવા માંડું છું. પણ એ હાથ ખેંચી લે છે અને કહે છે: "બસ, રહેવા દો. તમે પણ મોટા થશો એટલે એમના જેવા જ થશો."

"ના, ના. હું કદિ એવો નહિ થાઉં!"

× × × ×

અને આ સાવ સાચું હતું. પીટર ક્રોપોટકીન "કદિ એવો ન થયો." એણે તો આ દુખળાઓની મુક્તિ માટે અનેક કષ્ટો વેઠયાં, કારાગૃહ વાસ સેવ્યો, પ્યારો સ્વદેશ તજ્યો અને રખડી રવડીને મૂઓ પણ પોતાને જે અન્યાય લાગ્યો તેમાં શરીક ન થયો તે ન જ થયો. આ બધી હકીકત વર્ણવવા માટે બીજા લેખની જરૂર છે એટલે તે વાત આવતા અંક માટે રાખી આપણે અહીંઆં વિરમીશું.

નંદલાલ મણિલાલ શાહ

---

+ઇસુખ્રિસ્તની જનેતા.

પ્ર. સ. ૧૯૧૩ : બાળમરણ.

( દરહજાર નવા જન્મ પ્રમાણે )

| | | | |
|---|---|---|---|
| ઑસ્ટ્રેલીઆ | ૭૨, | હિંદુસ્થાન | ૨૦૦, |
| ડેનમાર્ક | ૬૪, | કલકત્તા | ૨૭૪, |
| હંગરી | ૯૭, | મુંબાઇ | ૩૮૧, |
| ઇગ્લૅન્ડ અને વેલ્સ ૧૦૮; | | મદ્રાસ | ૨૯૩, |

ઉપરના આંકડા પ્રમાણે મુંબાઇમાં ૧૯૧૩ માં દર હજારે બાળમરણ પ્રમાણ ૩૮૧ હતું તે જાહેર તન્દુરસ્તીના રિપોર્ટ પ્રમાણે ૧૯૨૦ માં લગભગ ૫૫૦ નું થયું. અને છેલ્લાં બે વરસમાં વધીને ૬૫૦ થયું છે. આ ઉપરથી, મુંબાઇ, વેપાર ઉદ્યોગમાં તો આગળ વધતું હોય કે નહિ, પરંતુ નિર્દોષની કતલ કરવામાં તો આગળ વધે છે એમાં શંકા નથી. તેના માંડવી અને ભાયખલા જેવા લત્તાઓમાં તો કોઇને કલ્પના પણ ન આવે તેટલાં બાળમરણ માંડવીમાં દર હજારે ૯૮૫ અને ભાયખલામાં ૬૪૫– થાય છે. પહેલાં તો બે બાળકમાંથી એક બચતું તેને બદલે તે લત્તાઓમાં તો લગભગ જેટલાં જન્મે તેટલાં મરે એવી દશા થઇ છે, એટલે जातस्य हि ध्रुवो मृत्युः ને બદલે जातस्य हि शीघ्रो मृत्युः નું સૂત્ર બરાબર અમલમાં આવ્યું ગણાય.

પરંતુ શહેરો જેટલાં ગામડાં સડેલાં નથી એટલે આખા હિંદુસ્થાનમાં બાળમરણનું પ્રમાણ આટલી હદ સુધી નથી ગયું. સન ૧૯૨૨ ની ગણત્રી પ્રમાણે ચોથા ભાગનાં બાળકો આપણા દેશમાં જન્મ્યા પછી એક વરસની અંદર જ ગુજરી જાય છે. આ પ્રમાણ બીજા દેશો કરતાં ઘણું વધારે છે અને ઘટવાનાં ચિન્હો જણાતાં નથી એટલે ગામડાઓમાં પણ એ પ્રશ્ન એટલો જ વિચારણીય છે.

આ સ્થિતિનાં કારણો તપાસીએ તો **ગરીબાઇ** અને **અજ્ઞાન** એ મુખ્ય જણાશે. ખરાબ ખોરાક, ગંદાં રહેઠાણો, ગીચોગીચ વસ્તી, તેને લીધે થતી માબાપની ખરાબ તંદુરસ્તી અને જન્મ પછી બાળકને મળતું સત્ત્વહીન પોષણ–એ ગરીબાઇનું પરિણામ છે. બાળલગ્ન, સંતતિ સંબંધી કેટલાક વહેમો, તંદુરસ્તીના નિયમોનું અજ્ઞાન, ગર્ભ રહ્યા પછી સ્ત્રીઓ તરફનું ઘાતકી વર્તન, આ વખતે પાળવાના નિયમોનું અજ્ઞાન, સુવાવડ વખતની કઢંગી માવજત એ અજ્ઞાનનું પરિણામ છે, આ બંને કારણોની જુદી જુદી તપાસ કરીએ તો જણાશે કે ગરીબાઇ કરતાં અજ્ઞાનનો હિસ્સો વધારે છે; કારણ કે અજ્ઞાન તો ગરીબ અને શ્રીમંત બંનેને પીડી રહ્યું છે.

ગરીબને અજ્ઞાન અને ગરીબાઇ બન્ને વચ્ચે ચગદાવું પડે છે. તેમને આખો દિવસ કામ કરવા છતાં નથી મળતો બરાબર ખોરાક, કે નથી મળતું સારું રહેઠાણ. તેને લીધે શહેરોના અમુક લત્તાઓમાં, બીજા ભાગો કરતાં, મરણ પ્રમાણ કેટલું વધારે હોય છે તે આપણે ઉપર મુંબાઇના દાખલા ઉપરથી જોયું, વળી દર હજારે હિંદુ પછાત વર્ણમાં બાળમરણ ૮૬૦ નું થાય, યાહુદીમાં ૩૮૪ થાય અને પારસીમાં ૨૪૫ થાય એ પણ ગરીબાઇથી બાળમરણ કેટલું વધે છે તેનો પુરાવો આપે છે. તે ઉપરાંત રહેવાની સગવડ પ્રમાણે મરણપ્રમાણમાં તફાવત બતાવનારા નીચેના આંકડાઓ ઉપરથી તેનો વધુ પુરાવો મળશેઃ—

ઇ. સ. ૧૯૨૯ બાળમરણ

(દર હજારે રહેવાનાં મકાનોની સવડ પ્રમાણે)

| | |
|---|---|
| કુટુંબ દીઠ ૧ ઓરડી અને તેથી ઓછા ભાગમાં રહેનારાં | —૮૬૦ |
| " " ૨ " " " | ૫૦ |
| " " ૩ " " " | ૧૦ |
| " " ૪ " " " | ૭૭ |
| રસ્તા ઉપર રહેનારાં. | —૯ |

અજ્ઞાનની અવધિરૂપ બાળલગ્ન જેવા ભયંકર રિવાજોના પરિણામે માબાપના નબળાં શરીરની બાળક ઉપર શી અસર થાય છે, તે જુદા જુદા રોગોથી થતા બાળમરણ ઉપરથી સ્પષ્ટ થાય છેઃ—

ઇ. સ. ૧૯૧૫ઃ બાળમરણ.

(એકંદરે જુદા જુદા રોગ પ્રમાણે)

| | | | | |
|---|---|---|---|---|
| બળીઆ | ૬૪ | કુસુવાવડ | ૨૧૨ | માબાપની નબળાઇનું પરિણામ. |
| તાવ | ૧૭૦ | નબળાઇ | ૨૦૨ | |
| ઝાડો અને મરડો | ૫૦૧ | જ્ઞાનતંતુના વિકારો | ૧૦૦૬ | |
| | | શ્વાસેન્દ્રિયના વિકારો | ૨૦૦૬ | |

આ જંગલી રિવાજો અને અજ્ઞાનજનિત રોગો દૂર કરવા એ અશક્ય તો નથી જ. ગરીબાઇનાં મૂળ તો હાલના ઔદ્યોગિક તંત્રમાં બહુ ઊંડાં ગયાં છે એટલે તેમાં જો ફેરફાર ન થાય તો ગરીબાઇનો ઝટ નીવેડો કદાચ ન આવી શકે. જો કે તેમાં પણ સુધારા ઘણા થઇ શકે એમ છે તે શી રીતે થાય તે વિચારવું અહીં અપ્રસ્તુત છે, એટલે અજ્ઞાન દૂર કરવા અને ગરીબોને મદદ કરવાના ઉપાયો જ આપણે અહીં વિચારીએ.

અજ્ઞાન દૂર કરવા લોકશિક્ષણ અને જાહેર મદદની જરૂર છે. તે કામ મ્યુનીસીપાલીટીઓ સંગીન રીતે બજાવી શકે. જાહેર મંડળો પણ વહેમો દૂર કરવા ઘણું કરી શકે. તેની શરૂઆત, નિયમોની સમજણ પાડનારાં નાના ચોપાનીઆં મફત વહેંચીને કરી શકાય. તેમા લોકોને, પોતે પાળી શકે એના કરતાં મોટા કુટુંબ થવાના ગેરફાયદા સમજાવવા જોઇએ. બાળલગ્ન, સુવાવડ વખતની માવજત, ઘરની સ્વચ્છતા, ચોખ્ખાં હવા પાણી, દૂધ અને ખોરાકની બાળમરણ ઉપર થતી અસરનું ભાન કરાવવું જોઇએ.

મ્યુનીસીપાલીટીઓએ સુવાવડના કામમા કુશળ નર્સોને પગાર આપીને રાખવી જોઇએ અને તેમને જ્યા જરૂર હોય ત્યા વગર ફીએ મોકલવી જોઇએ. આ કામ મ્યુનીસીપાલીટી ન કરે તો જાહેર સંસ્થાઓએ ઉપાડી લેવું જોઇએ. લોકો દેવાલયોનાં ખોખાં ઉભાં કરવામાં હજારો અને લાખો રૂપીઆ ખરચે છે તો આવી જીવતા દેવોની કતલ અટકાવવામાં નાણાં જરૂર આપી શકશે.

જો દેશી દૈયણો—હાલ તદ્દન નકામા જેવી અને આ કતલ માટે અને ખાસ કરીને માતાઓની કતલ માટે કેટલેક અંશે જવાબદાર—હોય છે તેમને જ બને તો, તેમના વારસામાં મળેલા ધંધામાં કુશળ કરવા પગલાં લેવાં જોઇએ. દરેક સાર્વજનિક દવાખાનામાં

સુવાવડ માટે ખાસ બાઇઓ રાખવી જોઇએ: કેટલેક ઠેકાણે બંધાય છે તેવાં બને ત્યાં સુવા-વડખાનાં બંધાવીને પણ ગરીબ કુટુંબોને મફત મદદ આપી શકાય અને તન્દુરસ્ત ઘરોમાં ન રહેતાં હોય તેવાં લોકોને-કંઇ ફી લઇને-સુવાવડખાનામાં રહેવાની સગવડ થવાથી-ભારે મદદ થઇ શકે. બાળકોને માટે ચોખ્ખા દૂધ સારૂ ડેરીની સવડ પણ થઇ શકે. આ ઉપરાંત, પ્રદર્શનોથી અને મેટ્રીક.સેન્ટર્ન મારફત અજ્ઞાન દૂર કરવા અવકાશ છે.

હાલનાં શહેરો તો તોડી નાખીને નવાં બાંધી શકીએ એવી લોકમતની સ્થિતિ નથી. પરંતુ એટલું તો થઇ શકે કે જે ઘર નવાં બંધાય તે સંપૂર્ણ હવા અજવાળાવાળાં અને તન્દુરસ્તીને અનુકૂળ બંધાવવા ફરજ પાડવી જોઇએ, ઘર સંબંધી સ્થિતિ શહેરો કરતાં ગામડાંમાં ઓછી દયાજનક હોય છે પરંતુ ત્યાંય ચોકસ ધરનો મુજબ નવાં ઘર બાંધવા અને ગંદકી માટે ચાંપના ઇલાજો લેવા અવકાશ નથી એમ નહિ. ગીચોગીચ વસ્તીનો અને ગંદા રહેઠાણોનો પવન ત્યાં પણ છે જ. આની બાળમરણ ઉપર શી અસર થાય છે તે સમજવા બહુ આંકડાઓની જરૂર નથી. ૧૯૨૦ માં મુંબાઇ શહેરમાં ૫૫ ટકા અને આખા મુંબાઇ ઇલાકામાં ૧૮ ટકા બાળમરણનું પ્રમાણ હતું એ હકીકત ખાતરી કરવા માટે પૂરતી છે.

આ પ્રમાણે પ્રજા ધારે તો એક મોટું દુઃખ અને હાડમારી ઓછી કરી શકે. ગામ-ડાઓમાં કામ કરનારા પણ આ બાબતમાં ઘણું કરી શકે. સમાજસેવકો અને શહેરોમાં રહેનારાઓને માટે આ સેવાનું નિર્દોષ ક્ષેત્ર છે એ વિષે બે મત ભાગ્યે જ હોઇ શકે. દરેક પોતપોતાના કુટુંબમાં કે પોળમાં કે જ્ઞાતિમાં પોતાનાથી બનતું કરી શકે છે. ખાસ કરીને શિક્ષિત સ્ત્રીઓ ધારે તો બધા કરતાં ઘણું જ ઉત્તમ કામ કરી શકે. નવરાશના વખતમાં ઘણા માણસો એક સંસ્થામાં ભેગા થઇને લોકમત કેળવી શકે અને મ્યુનીસીપાલીટી જેવી સંસ્થાઓને જોઇતી સવડ પૂરી પાડવા ફરજ પાડી શકે. જેને રાજકીય ચળવળ સામે તિર-સ્કાર હોય અથવા તો બીજી સામાજિક ચળવળમાં રાજકીય પ્રશ્નની ગંધ આવતી હોય અને છતાં કંઇ સામાજીક કાર્ય કરવાની ઇચ્છા હોય તેને માટે કદાચ આ કરતાં વધારે સારૂં ક્ષેત્ર બીજું નહિ હોય. જેમને પ્રજાના સીધા સંબંધમાં આવવાની ઇચ્છા હોય તેઓ પણ આ જાતની ચળવળથી લોકશિક્ષણથી ઘણું કરી શકશે. તે ઉપરાંત, આગળ જણાવ્યા પ્રમાણે, બાળમરણમાં સામાજિક, આર્થિક વગેરે ઘણા દોષો સમાએલા હોવાથી આવી ચળવળથી મરણ પ્રમાણ ઘટશે એટલું નહિ પરંતુ પ્રજાનું ઘણું દુઃખ ઓછું થશે, અને અમૂલ્ય લાભ તો એ થશે કે પ્રજા તંદુરસ્ત અને બળવાન થશે. તંદુરસ્ત અને બળવાન પ્રજા કરતાં સ્વરાજ માટે બીજી સારી તૈયારી શી હોઇ શકે? ડૉ. પ્રફુલ્લચંદ્ર-રાયના શબ્દોમાં કહીએ તો "જો આપણે બહાદુર અને તંદુરસ્ત પ્રજા થઇ શકીએ તો અડધું સ્વરાજ તો આપણને તેથી જ મળી જાય."

વિઠ્ઠલદાસ મ. કોઠારી

---

# કલાવિવેચક

સાહિત્યનો અભ્યાસી—તમે આ ઉપનિષદોનો સાહિત્યમાંથી કેમ બહિષ્કાર કરો છો ?

કલાવિવેચક—બસ, એ સાહિત્ય નથી. હું એ સમજતો નથી, સમજવાનો નથી. એ કલા નથી. એમાં સર્જન નથી.

સા૦ અ૦—અરે, પણ આ પૂર્ણમદઃ પૂર્ણમિદં પૂર્ણા—

ક૦ વિ૦—એ એ જ. એ સાહિત્ય નથી. એને કહેવું હોય તો તમારો ધર્મ કહો, તમારું ધર્મશાસ્ત્ર કહો, તમારું નીતિશાસ્ત્ર કહો. ગમે તે કહો પણ હું કહું છું એ સાહિત્ય નથી.

સા૦ અ૦—સમજ્યો. ત્યારે આ વિશે તમારો શો અભિપ્રાય છે ? જુઓ—

પ્રભાતે મંજનને કહ્યું " પૂર્ણમદઃ પૂર્ણમિદં "

વગેરે.

ક૦ વિ૦—પણ પ્રભાત કોણ અને મંજન કોણ ?

સા૦ અ૦—હરકોઇ બે પુરુષો.

ક૦ વિ૦—સાહિત્ય ખરું પણ હીન પ્રકારનું. તેમાં કશી છટા નથી, આકર્ષણ નથી.

સા૦ અ૦—ત્યારે આ—

પ્રભાતે મંજનને કહ્યું " પૂર્ણમદઃ પૂર્ણમિદં "

વગેરે. પણ આ વખતે બન્ને સ્ત્રી પાત્રો છે.

ક૦ વિ૦—ઠીક છે. પણ ઉત્કૃષ્ટ પ્રકારનું નથી. સામાન્ય છે.

સા૦ અ૦—અને આમ હોય તો—

પ્રભાતે મંજનને એક આવેશપૂર્ણ ચુંબન કરીને કહ્યું "હું પૂર્ણ છું. તું પૂર્ણ છે. પૂર્ણ માંથે પૂર્ણ ન મળે તો પૂર્ણ અપૂર્ણ રહી જાય ! ! "

( પડદો પડે છે. )

પ્રભાત એક યુવાન છે. મંજન તેના મિત્રની સ્ત્રી છે.

ક૦ વિ૦—અદ્ભુત ! અપૂર્વ ! સુંદર ! સાહિત્ય ! સર્જન ! કલા !

વર્તમાન

---



# સોળ સુંદર ચિત્રો

( રવિશંકર રાવળનાં )

પ્રકાશક: કુમાર કાર્યાલય, અમદાવાદ. કિંમત રૂા. સવા.

મુંબઇ ઇલાકામાં લગભગ પોણી સદીથી કલાનું શિક્ષણ આપનાર કલાભવન "સ્કૂલ ઓફ આર્ટ" મુંબઇમાં સ્થપાયું છે, અને એના તંત્ર હેઠળ લગભગ પા સદીથી ચિત્ર-શિક્ષણ શાળામાં અપાતું શરૂ થયું છે; પણ ઠેઠ આ સાલમાં આ વખતે ગુજરાતને એક સુંદર ચિત્રોનું આલ્બમ જોવા મળે છે. આ પરિસ્થિતિ સિદ્ધ કરે છે કે કાં તો એ કલાભવનનું શિક્ષણ જ એવું છે કે સારા કલાધરો પેદા ન થયા, અને કાં તો ગુજરાતે તેનો લાભ લીધો નહિ. ગુજરાત એટલું અરસિક. ગમે તેમ હોય પણ અમે આ આલ્બમને આદરથી વધાવીએ છીએ, અને તેને અભિનંદન આપતાં એનાં ચિત્રો વિષે અમને જેવું લાગ્યું છે તે કહેવા પ્રેરાઇએ છીએ.

આલ્બમના કર્ત્તા ગુજરાતના જાણીતા ચિત્રકાર રવિશંકર રાવળ ગુજરાતી આલમના પૂરતા પરિચિત છે, એટલે એમને વિષે અંગત કાંઇ ઝાઝું કહેવાનું ન હોય. માત્ર એટલું જ કહેવું બસ છે કે તેઓ જન્મથી જ સંસ્કારી, કેળવાએલા અને મુંબઇના કલાભવનમાં ભણી પારંગત થએલ દેશહિતૈષી ચિત્રકાર છે. એમનામાં કલા અને સાક્ષરતા બન્નેનો યોગ હોઇ તે અન્ય કલાકાર કરતાં ઘણે દરજ્જે ઉચ્ચ ભૂમિકા પર ગએલ છે. એમણે ગુજરાતની સેવા માટે પોતાની કલા અર્પી છે.

એમની સૌથી પહેલી ઉમેદ તો મોટાં તૈલ ચિત્રોની મનઃકલ્પિત કૃતિઓ લોક સમક્ષ ધરીને લોકરુચિ કેળવવાની હતી. પણ ગુજરાત તેવાં ચિત્રોની કદર કરવા તૈયાર નહિ જણાવાથી તેમણે નાનાં નાનાં ચિત્રો-પોથી ચિત્રો-"બૂક ઇલસ્ટ્રેશનસ" કરવાનું શરૂ કર્યું. એની શરૂઆત "વીસમી સદીથી" થઇ. પાછળથી આવાં ચિત્રોની છપામણીની અગવડો અને પરાધીનતાનો અનુભવ વેઠયા પછી, એમણે પોતે જ ચિત્રો છાપવાનું એક છાપખાનું કહાડયું, અને જેમ પોતે કલા અને વિદ્યા પામ્યા છે તેમ ગુજરાતને કલા અને વિદ્યા બન્ને સાથે લાગાં આપવાના હેતુથી એમણે "કુમાર" નામનું માસિક કહાડયું; જે અસ્ખલિતપણે એમના જ છાપખાનામાંથી સુંદર સચિત્ર મુદ્રણમાં નિયમિત બહાર પડે છે. આ આલ્બમમાં ઘણે ભાગે એમના 'કુમારમાં' અને થોડાંક બીજાં માસિકોમાં પ્રગટ થએલ ચિત્રોમાંથી ચૂંટી કહાડેલાં ચિત્રો છે. જો કે અમે તો એમ ધારેલ કે તેમાં એમની અપ્રગટ કૃતિઓ જ હશે. આવી જાતનો ચિત્રસંગ્રહ "મોડર્ન રીવ્યુ" વાળાઓ બહાર પાડે છે, પરંતુ આપણા ગુજરાતમાં તો આ પહેલવહેલો જ બહાર પડે છે.

રાવળનાં ચિત્રોમાં ચિત્રણ (ટેકનીકાલીટી)ની અતિ ઝીણવટ નથી હોતી, છતાં તેમનું પાત્રાલેખન વિવિધ અને સાચ્ચું હોય છે. તે એકદેશીય હોતું નથી. તેઓ દરેક

દેશનો ચ્હેરો બતાવી આપી શકે છે. એમની ગુજરાતણ, કાઠિયાવાડણ, રબારી, પારસી, હિંદી બધાં જ એમની મુખમુદ્રાથી જ ઓળખાઇ આવે તેવા એ કરી શકે છે. આનો સારો મુકાબલો પ્રખ્યાત ધુરંધરની કૃતિઓ સાથે થઇ શકે. ધુરંધરની કલમમાં આટલું સચોટ પાત્રાલેખન થતું નથી. એમનાં ગુજરાતી મ્હોંડાં પણ પરભુ જાતિનાં જેવાં જ થાય છે. આ આલ્બમમાં મીરાંબાઇનો ચ્હેરો ચોકખો ઉદેપૂર તરફનો જ છે. એકલવ્યનો ચ્હેરો, એનું આખું શરીર ભીલનું જ છે. સરસ્વતીચંદ્રના ચિત્રની બન્ને સ્ત્રીઓ, તથા છેલ્લું ગુર્જર સ્ત્રી, ગુજરાતણો જ છે.

એમની આ ખુબી અનુભવ્યા પછી બીજી ખુબી એમણે જુદી જુદી ચિત્રશૈલીમાં પોતાની કલમ કેળવી છે, એ છે. એમણે યૂરોપીય ચિત્રશૈલી, હિંદી ચિત્રશૈલી, રેખા-ચિત્ર શૈલી, અને છાયાચિત્રશૈલી વગેરે શૈલીઓ હાથ કરી છે. આલ્બમમાંની મીરાંબાઇ, શ્રીમતી, મોહિનીમા હિંદી ચિત્રશૈલી છે, અને શ્રીમતીમાં એમની ફત્તેહ છે. પ્રણયબંસરી, દિલીપ અને સિંહ, તથા સરસ્વતીચંદ્ર, યૂરોપીય શૈલીનાં કહી શકાય. રેખાચિત્રમાં વીરાંગના લક્ષ્મીબાઇ છે, અને છાયાચિત્રશૈલીમાં અબોલા રાણી છે. લગભગ દરેકમાં એમનો વિજય છે. આમ શૈલીઓ હાથ કરીને ચિત્રનો પ્રદેશ એમણે પૂરો વ્યાપક કર્યો છે. જ્યારે બંગાલી શાળાએ એને જૂની શૈલીને જ વળગી રહીને ઘણો જ સંકુચિત રહેવા દીધો છે. અને તેમાં પણ બંગાલશાળા .અજંટાની જે વિશાળ માપની ચિત્ર શૈલી પર મંડાએલી છે, તેટલા માપનાં ચિત્રો નહિ કરી શકવાથી, પોથીચિત્રોમાં જ ઈધાઇ રહી છે. એનાથી તો એ ખાસ સંકુચિત થતી જાય છે, અને લોકજીવનને કેળવતી બંધ થઈ છે. અમને રા. રાવળને પણ સૂચવવાની જરૂર લાગે છે કે જૂદી જૂદી શૈલી પર હથોટી કેળવાયા છતાં જો એમને મોટાં ચિત્રો કરવાનો પ્રસંગ નહિ આવે તો તેમનો હેતુ સધાતાં ઘણો વખત જાય કે કદાચ ન પણ સધાય. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાત એમને તેવાં ચિત્રો કરવાની તક આપે.

ચિત્રની અંદર આવતી વસ્તુઓની ગોઠવણ પણ એમની સારી હોય છે. કવિતામાં જેવી રીતે મુખ્ય કહેવાની વાતને પ્રાધાન્ય આપી બીજી બાબતોને એને મદદ કરે તેવી રીતે ગોઠવવાની હોય છે, તેમ જ સઘળી કલાકૃતિમાં—ચિત્ર, સ્થાપત્ય કે મૂર્તિવિધાનમાં ચિત્રની મુખ્ય ચીજ કેન્દ્રભૂત અને સર્વથી પહેલાં ચિત્તને આકર્ષે તેવી રીતે અને તેવી જગાએ મકૂવી જોઇએ. ચિત્રમા આ મુદ્દો જે ચિત્રમાં ઘણી ઘણી વસ્તુઓ બતાવી હોય તેમાંથી ઝટ સમજાય. એમના આ આલ્બમમાં આવા વસ્તુબાહુલ્યવાળું ચિત્ર એક જ ગણી શકાય, અને તેમાંથી આ મુદ્દાના ગુણ અને દોષ બન્ને જોઇ શકાય તેમ છે. ભારત માતાના ચિત્રમાં ભારત માતાનું પાત્ર મુખ્ય છે, તેને પ્રાધાન્ય આપવા માટે આજુબાજુનાં બધાં માણસો તથા પશુઓની ગોઠવણી જ એવી છે કે ભારતમાતા તરફ આપણી નજર ખેંચાય. આપણા આ આકર્ષણમાં હાથી વિક્ષેપ કરે છે તેટલે અંશે એ અસ્થાને છે. બાકીનાં ચિત્રોમાં આ ભૂલ નથી—તો પણ પ્રણયબંસરીમાં રાધાકૃષ્ણ કુદરત પાસે ઘણાં જ નાનાં છે. આમાં પ્રણયબંસરીના પાત્રો કરતાં કુદરત જ પ્રાધાન્ય ભોગવતી હોવાથી ચિત્રનું નામ કુદરતને સ્પષ્ટ કરતું હોવું જોઇએ.

ચિત્રમાં ઐતિહાસિક સત્ય જાળવવાની એમને હમેશાં ચીવટ છે. આ જગાએ

'માતૃદેવો ભવ'માં અને શ્રીમતીમાં ચિત્રની કલમની સાથે પોષાક, સ્થાપત્ય વગેરે વસ્તુઓ અને ઉપસ્કરો જૂનાં કાળનાં જ બતાવ્યાં છે. શા માટે "મા તારાં શુષ્ક નયન" માં એક સાચ્ચો ખાદી પહેરેલો અસહકારી જ મૂક્યો છે. આલ્બમમાં આના એક બે અપવાદ કોણ જાણે કેમ ઘુસી જવા પામ્યા છે. એ બે ત્રણ જ છે. પણ એ અમારે બતાવા જોઇએ. પ્રણય-બંસરીમાં રાધાને હમણાંની મખમલની ચોળી, તથા ઘરેણાંગાંઠાં પહેરાવી રૂપકડી નાની વહુના જેવી ચીતરી છે. આ ચિત્ર ઘણું જ પાર્થિવ થઇ ગયું છે. અમે એ સમજીએ છીએ કે દૈવી ચિત્રો કઢાડવાં ઘણાં જ મુશ્કેલ હોય છે, પણ રાવળ જેવા ચિત્રકાર પાસેથી અમે તેવાં ચિત્રોની આશા રાખીએ છીએ. દિલીપ પણ એ વખતનો લાગતો નથી. અને સૌથી મોટી ભૂલ અમને ગુર્જર સુંદરીમાં લાગે છે. એ આધુનિક ગુજરાતણ મુસલમાની (મોગલ) ઢબના ગોખમાં ઉભી છે!! અને ગુજરાતણે હરણીયું ક્યારે પાળ્યું કે પાળશે? પછી ભલે આ ચિત્ર ગુજરાતના પ્રશંસક ન્હાનાલાલ કવિના કાવ્ય પરથી કર્યું હોય. જો એ કાવ્ય પ્રમાણે જ હોય તો અમે કાવ્યમાં પણ એટલો જ દોષ જોઇશું. પણ ના, કાવ્યની "અંતરિક્ષની અટારી" આટલી પાર્થિવ નથી જ. આમાં એ સ્ત્રી એકલી બરોબર ચિતરાઇ છે. અમને એમ કહેવાનું મન થાય છે કે આ ચિત્રોને બદલે તેઓ પોતાની સ્કેચ બુકમાંથી ઘણું મૂકી શકયા હોત કે ગુજરાતના નાથનો કાક, મુંજાલ, મંજરી વગેરે મૂકી શકાત. એમનાં મેઘદૂતનાં ચિત્રો પૈકી પણ કેટલાંય લઇ શકાય તેવાં અમને લાગે છે. છતાં પણ અમારે કહેવું જોઇએ કે આલ્બમનો મોટો ભાગ એટલો સારો છે કે આ દોષો નજરે ન ચઢે. જેમ કવિની બધી જ કૃતિઓ સારી જ હોવાનું હમેશાં ન બને તેવું અમે આ ગણીએ છીએ.

આલ્બમનાં ચિત્રોનો મોટો ભાગ ભાવવાહી છે. લગભગ બધા રસો એમાં બતાવ્યા છે, લગભગ બધામાંજ એમની ફત્તેહ છે. એમાંનું "સંધ્યાને આરે" ગુજરાતમાં બહુ વખત પ્રગટ થયું અમને લાગતું નથી માટે અમારા વાચકોને બતાવવા અમે એમની પાસેથી માગી લઇએ છીએ.

આલ્બમ માત્ર એ ચિત્રકારનું જ કામ બતાવતું નથી, પણ એમની બહુવિધ પ્રવૃત્તિ માંની એક સાહિત્યકાર તરીકેની કૃતિ ચિત્રોનો પરિચય આપી તથા (એક મુદ્રક તરીકેની) મુદ્રણ કળા પણ બતાવી આપતું હોઇ એમને એ કામ માટે પણ ધન્યવાદ ઘટે છે. આવાં સારાં ચિત્રો, અને ગેટઅપ હોવા છતાં તેની કીમત સવા જ રૂપીઓ રાખી છે, એટલે અમે માનીએ છીએ કે આ આલ્બમ દરેક ગુજરાતીના ઘરમાં જાય.

ગજાનન પાઠક

# પુસ્તક પરિચય અને સ્વીકાર

કલાપીના પત્રો પ્રકાશક:—મુનિકુમાર મણિશંકર ભટ્ટ. કિ. રૂ. ૧-૦-૦. કલાપીનું જીવન અને કવન ગૂજરાતને આકર્ષક છે. તેથી તે રાજવી કવિ વિષે જે કાંઈ નવું જાણવાનું મળે તે ગૂજરાત પ્રેમપૂર્વક વધાવી લે એ સહજ છે. આ પત્રો એ એક એવું નવું સાધન છે. તે પ્હેલબ્હેલા કૌમુદીના ૧૯૮૧ ના જ્યેષ્ઠના ખાસ કલાપી અંકમાં રા. મુનિકુમારે પ્રગટ કર્યાં હતા. તેમને ગ્રન્થરૂપે પ્રસિદ્ધ કરીને રા. મુનિકુમારે યોગ્ય જ કર્યું છે, અને તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

આ પત્રો વાંચતાં પ્હેલી લાગણી એ પેદા થાય છે કે આવા સાચા અને નીખાલસ દીલનો આદમી રાજકુળમાં—કાઠીઆવાડના રાજકુળમાં—ક્યાંથી પાક્યો ? રાજાઓ કવિઓ નથી થયા એમ નથી. પણ સાધારણ રીતે આપણે નીખાલસપણું રાજકુળો સાથે કલ્પતા નથી. તેમાં કદાપિ આપણો જ દોષ હશે, પણ આ પત્રો લખનાર કાઠીઆવાડના એક સંસ્થાનનો રાજા હતો તે વાત સ્મરણમાં આવતાં આશ્ચર્ય તો થાય છે જ. અને આ પત્રો હમણાં હમણાંમાં ગૂજરાતના કેટલાંક ચોપાનીઆમાં જે કૃત્રિમ પત્રો આવે છે એ જાતના નથી. એ પોતાના કાચા પાકા વિચારોની ખીચડી ઓકવાના સુલભ સાધનરૂપે નથી. પણ એક ભવ્ય આત્માના જીવનવ્યવહારનો એક ભાગ છે. પત્રો એ, વાતચીત હળવુંમળવું આદિની જેમ જીવનવ્યવહારનો જ એક ભાગ છે. આપણને એ સાહિત્ય જેવા લાગે છે, આપણે એને સાહિત્ય સ્થાન આપીએ છીએ એનું કારણ એના લખનારની સંસ્કારિતા છે. કેટલાકનાં ચિત્ત અને કલમ એટલાં સંસ્કારી થયાં હોય છે કે તેમના સહજ વ્યવહારમાં પણ તે સંસ્કારિતા વ્યક્ત થાય છે; કેટલાકની બોલવાની રીત એટલી બધી સુંદર હોય છે કે તે બોલે ત્યારે આપણને એમ લાગે કે 'પરિસ્રવતિ વાઙમધુ', કેટલાકની વાતચીતમાંથી થતી જ્ઞાનપ્રાપ્તિ મોટા થોથા વાંચ્યાથી પણ નથી થતી. આવા સુંદર અને સંસ્કારી આત્માઓના જીવનવ્યવહારના અવશેષો આપણે સાચવી રાખીએ છીએ. ઉદાહરણ તરીકે અંગ્રેજ કવિ કૂપરના પત્રો અથવા કવિ-ફિલસુફ કૉલરીજની ટેબલટૉક. આ અવશેષો ઘણી વાર સાહિત્ય કહેવાતા લખાણો કરતા વધારે સત્ત્વવાળા હોય છે, અને તેથી તેને તેના ગુણના કારણે તેમાં રહેલા આત્માના દર્શનના પ્રમાણમાં આપણે સાહિત્યમાં સ્થાન આપીએ એ ઉચિત છે; સાહિત્યના સંકુચિત લક્ષણોથી તેને સાહિત્ય બ્હાર ગણવામાં સાહિત્યને જ હાનિ છે.

આ નીખાલસ અને સાચા દીલના માણસનો ખ્યાલ આપણને તેના કાવ્યોમાંથી મળે છે; કારણ આ કવિનાં જીવન અને કવન એક ધારાએ જ વ્હેતાં હતાં. પણ તેના કાવ્ય સરોવરમાં તેના જીવનના બધા વ્હેણો ન ઉતર્યા હોય એ સંભવિત છે. કેવળ તેના કાવ્યો ઉપરથી તેના વિષે બાંધેલી કલ્પના સમગ્ર ન હોઇ શકે; અને તેથી આપણી તેના તરફની

શાંત સાચી ન હોય. કાવ્યો ઉપરથી આ માણસ આખો દિવસ રોતો હોય એમ આપણને કદાચિત લાગે. આપણા એક કવિએ તો એને 'અશ્રુકવિ' પણ કહ્યો છે. એ પોતે પણ પોતાના એક પત્રમાં લખે છે કે "હું આ શરીરને પુષ્ટ રાખું છું તે માત્ર સારી રીતે રોઇ શકાય તેટલા માટે જ" (પૃ. ૩૦). વર્ણીઓને માટે એને 'રોતલ' નક્કી કરવા માટે આટલો પૂરાવો બસ પણ ગણાય. પણ જીવન વિવિધ વૃત્તિઓનું બનેલું છે. એમાં એક રોવાની વૃત્તિ પણ છે. અને નીખાલસ માણસ તેની કબુલાત કરે એથી એ કેવળ અશ્રુપ્રિય માણસ હતો એમ કહેવું ખોટું છે. તેના જીવનમાં બીજી અનેક ઉદાત્ત વૃત્તિઓ હોવી જોઇએ અને હતી તે આ પત્રસંગ્રહ ઉપરથી આપણને જણાય છે. આ આખો સંગ્રહ વાંચી જતાં તો કોઈ એક મહાનુભાવ વ્યક્તિની જ છાપ પડે છે. અને તેના જીવનની બધી વૃત્તિઓ વિકસે એ પહેલાં તો તેનો દેહ પડયો.–૧૮૭૪માં આ કવિનો જન્મ થયો. ૧૯૦૦ માં અવસાન થયું. ૨૬ વર્ષ પૂરાં થયાં અને એની જીવનલીલા સમાપ્ત થઇ.–આ વાત ધ્યાનમાં રાખી કેકારવ અને આ પત્રસંગ્રહ વાંચનારને તેમાં જે આત્માનું દર્શન થાય છે તેથી માનપૂર્વક આશ્ચર્ય જ થાય છે, અને અકાલ મૃત્યુએ એક મહાન આત્મા ગૂજરાત પાસેથી પડાવી લીધો છે એમ સખેદ લાગણી થાય છે.

આ પત્રો કલાપીના જીવનની જે વિવિધ વૃત્તિઓ બતાવે છે તેનો પૂરેપૂરો ખ્યાલ તો આખો સંગ્રહ વાંચ્યાથી જ થાય; પણ એક પરિચયમાં જેટલો ખ્યાલ આપી શકાય તેટલો આપવા પ્રયત્ન કરીએ છીએ.

કલાપી ભાવવાળો લાગણીવાળો માણસ હતો. એને એની પ્રજાના હિતની દરકાર હતી કે કેટલાક 'લાગણીમાંદા' માણસોની જેમ પોતાની લાગણીઓના ધૂમાડામાં ફરજનું ભાન ભૂલી જતો? દુકાળ મનમાં રાખી તે લખે છે, "આપનાં પત્ર મળ્યાં. કર્નલ ઓસ્કોટનું પત્ર પણ વાંચ્યું. મદ્રાસ જવા બહુ ઇચ્છા છે પણ હાલ રિલીફની મોટી પ્રવૃત્તિમાંથી લાઠી છોડી એટલે દૂર જવું એ યોગ્ય લાગતું નથી (પૃ. ૮). અને "આ વખતે રિલીફમાં છસો એક મજૂરો થશે એમ ધારેલું પણ અગીઆરસો તો થઇ ગયા અને પંદરસો થશે એમ લાગે છે. એટલે લાઠીને છોડીને કોઇ પણ સ્થાને બહાર જઇ શકાશે નહિ." (પૃ. ૯).

કલાપીની ભાવનાઓ એ નિર્ભય માણસની, બહાદુર માણસની ભાવનાઓ હતી. એના પૂરાવા એમના જીવનપ્રસંગોમાંથી મળે છે. એવો એક પ્રસંગ તુલસીશ્યામ જતાં ઉત્પન્ન થએલો. "જંગલનો પહાડી રસ્તો હતો. ભોમીઆ અમને તેમને માર્ગે દોરતા હતા ત્યાં કલાપીશ્રીએ કહ્યું કે નૈસર્ગિક દૃશ્યો વધારે દેખાય, જંગલી પશુ પંખીઓ વધારે પ્રમાણમાં જોવાય તેવો રસ્તો લેવો......ભોમીઆએ વિકટ માર્ગ લીધો. માણસો ઘણી મહેનતે ચ્હડી શકે તેવો ડુંગરાળ પ્રદેશ, વચમાં હિંસક પશુઓની ગુફાઓ આવે ને ત્રેમાં વળી થોડે દૂર જતાં સિંહની ત્રાડ સંભળાય, ઘોડા આગળ ચાલે જ શાના? બપોર થઇ ગયેલ. ભૂખ પણ લાગેલી એટલે સૌએ પોતાનો ભય ઢાંકવા માટે એવો નિર્ણય કર્યો કે ત્યાં જ મુકામ કરવો.

કલાપીશ્રી સમજી ગયા. તેમણે કહ્યું "વનરાજનો સત્કાર તો ભય છોડીને, સ્વીકારવો જ જોઇએ." અને તેઓશ્રી ચાલ્યા આગળ ને આગળ એ સ્વાગત સ્વીકારવા. ખીચોખીચ ઝાડીની પાછળ ક્યાં ગયા તે તરત તો દેખાયું નહિ. અમને દૂર દૂરથી તેમનો સંગીતસ્વર સંભળાતો હતો જે ધીમે ધીમે ગુંજતો ગુંજતો બંધ થઇ ગયો.

તડકો ગાળી અમે સૌ......થાકેલાં તુલશીશ્યામના ઉના કુંડે પહોંચ્યા ત્યારે કલાપી-શ્રી ગાતા ગાતા પ્રફુલ્લવદને સામેના ડુંગરમાંથી આવતા દેખાયા. તેમના હાથમાં ફળફૂલાદિ હતાં......" ( કૌમુદી ખાસ કલાપી અંક પૃ. ૫૯-૬૦).

ડુંગરમાંથી હાથમાં ફળફૂલ લઇ પ્રફુલ્લવદને ગાતા ગાતા આવતા નિર્ભય કલાપીનું ચિત્ર સ્મૃતિપટ ઉપર હંમેશને માટે અંકિત થાય એવું છે. અને કલાપીની નિર્ભયતા કેવળ ભૌતિક સત્ત્વોથી હતી એમ નહિ; એ દેશી રાજ્યોને માથે ઝઝૂમતી એજન્સીસત્તાની પણ પ્રસંગ આવે પરવા ન કરતો. અને આ જાતની નિર્ભયતા વધારે વિકસિત ચિત્તની અપેક્ષા રાખે છે. વાઘથી નહિ બીનારા પોતાના ઉપરીઓ આગળ ધ્રુજી પડે છે. પણ કલાપી તો લખે છે કે "રાજ્યમાં કદાચ એક મ્હોટો ફેરફાર કરવો પડે પણ તેથી શું? એજન્સીમાં હું અસ્થિર વિચારનો કદી દેખાઉં તો તેથી પણ શું? **એજન્સી ઇશ્વર નથી. એ એક એવી તલવાર છે જે તેનાથી ડરનાર માટે તલવારજ છે અને જ્યારે તેનો ડર ગયો ત્યારે એક નેતરની સોટી પણ નથી"** (પૃ. ૭૫). એજન્સીઓના દેશીરાજાઓ એજન્સીથી કેટલા ડરે છે એનો જેને થોડો ઘણોએ પરિચય હશે તે આમાં રહેલી નીડરતા સમજી શકશે.

કલાપી રાજા હતો-પ્રજાના હિત માટે પોતાના શોખને છોડી દે એવો રાજા હતો-બહાદુર હતો-છતાં રાજ્યસત્તા ઉપર આસક્ત ન હતો. તે છોડી દેવાનો પણ તેણે અનેકવાર વિચાર કરેલો તે પૃ. ૯ અને ૧૨૭-૧૩૧ ઉપર આપેલા પત્રોથી જણાઇ આવે છે. '**अपि प्राज्यं राज्यं तृणमिव परित्यज्य सहसा**'-એ કલાપી માટે અશક્ય નહતું. આ ફકીરી ભાવનામાં ગુમાન નહતું, સચ્ચાઇ હતી. "હું રાજ્ય છોડીને બુદ્ધ જેવો નથી બની શકવાનો તેમ હું રાજ્યમા રહી જનક જેવો નહિ બની શકું...... મ્હારા આ જન્મમા હું એક ન્હાની વાતનો પણ બરાબર સાચો વિચાર કરી શકું છું એવું મને જ્યારે લાગશે ત્યારે મને કૃતાર્થ માનીશ અને પ્રભુનો બહુ જ આનંદથી ઉપકાર માનીશ" (પૃ. ૧૨૯-૧૩૦). આ છેલ્લા વાક્યમાં કલાપીનો આત્મા કઇ દિશામાં વળેલો હતો તેનું સ્પષ્ટ સૂચન થાય છે.

આ રાજાએ પોતાની જાતને કેળવવા, વાચનથી સંસ્કારી બનાવવા પણ પુષ્કળ પ્રયત્ન કર્યો હતો; અને એ પ્રયત્ન મોટે ભાગે સ્વાવલંબી હતો એ એમના રાજકુમાર કૉલેજ વિષેના નીચેના ફકરાથી સમજાશે. "રાજકુમાર કૉલેજમાં મેં અભ્યાસ કર્યો છે. તે નામનો જ છે. રાજકુમાર કૉલેજ ભણાવે તેટલું જ ભણનાર તો બહુ જ થોડું ભણે છે. આ કૉલેજમાં ભણનારને વિદ્યાથી ભાગ્યે જ પ્રીતિ હોય છે. એ દેશનાં નસીબની વાત છે. હજી રાજાઓની આંખ ઉઘડતી નથી. કુમારોને નથી સારી સોબત મળતી કે નથી સારો અભ્યાસ થતો. મ્હારો વિચાર મેટ્રીક પસાર કરી આર્ટ્સ કૉલેજનો વિદ્યાર્થી થવાનો હતો. પણ રાજાઓ અને ગરાસીઆઓ વિદ્યાના ઓરમાન દીકરાઓ છે" (પૃ. ૧૨૨). પણ આ રાજા તો વિદ્યાનો સગો પુત્ર હતો, એ આ પત્રો વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે. કલાપીનું વાચન વિપુલ અને વિવિધ હતું; અને તેનું ચિન્તન ઊંડું અને મર્મગ્રાહી હતું.

કલાપી કવિ હતા. એટલે એમનાં કાવ્ય અને કવિઓ વિષેના વિચારો ખાસ જાણવા લાયક છે. ઉદાહરણ તરીકે વર્ડ્ઝવર્થ લઇએ. "તે ખરો મહાત્મા છે અને સુંદર આલા-

પની દરકાર ન રાખી મુંગો રહી આંસુડાં ખેર્યાં કરે છે. તેનો ખરો ભોગી જ તેને ઝીલી શકે. તેનું વાચન શરૂ કરો ત્યાં સુધી અમુક જાતની સમાધિમાં જ લીન રહેવું પડશે. શેલી વાંચવો સહેલો છે કારણ કે તે સ્વરશક્તિનો પૂરો ભક્ત છે અને. તેથી તે વાંચતાં રસ ઉછાળા મારે છે, પણ ઉંડા ઉંડા–અતિ ઉંડા ઉતરશો તો શેલી એક બાળક અને વર્ડ્ઝ-વર્થ એક પ્રુઢરંગ સાધુ દેખાશે. દરેક કકડો તપાસતા જશે અને તેમાં સંસાર, અને વખતે આખા બ્રહ્માંડનું ટુંકું મીઠું અવલોકન જોશો. આટલા ઉપોદ્દ્ઘાત પછી આ ઋષિ આપ વાચશો... (પૃ. ૯૫). અથવા તેમાં...... "Beggar વાંચશો અને વર્ડસ્વર્થ અને શેલીના હૃદયની સરખામણી કરજો. જ્યારે શેલી Statesmenના માથા પર અને પાદરીઓ પર માછલાં ધોવે છે ત્યારે શાન્ત કાકો ૨૭૪ મે પાને Statesmenને કેવા નરમ ભાવથી બોધ આપે છે! ખરેખાત વર્ડસ્વર્થ જેવી શાંતમૂર્તિ કોઇ જ નથી. અને તેથી જ તે કેટલાકને નીરસ લાગતો હશે. તે રડે છે કે તે હસે છે, તે દુઃખી છે કે સુખી તે જાણી શકાતું નથી બસ" (પૃ. ૯૮). "શાન્ત કાકો" વર્ડસ્વર્થને ગુજરાતીમાં ઓળખવા માટે ભાગ્યે જ વધારે યોગ્ય એ શબ્દ મળી શકે. વળી આગળ એક ઠેકાણે "વર્ડઝવર્થ સાદાઇમાંથી કાંઇક અદ્‌ભુત ચમત્કાર ઉપજાવી શકે છે" (પૃ. ૧૩૨).

અથવા કાવ્ય વિષે નીચેના વિચારો જુઓ જેમાં એમના પોતાના કાવ્યો વિષે પણ અભિપ્રાય આવી જાય છે. "કવિતા! મ્હારી કવિતાને હું કવિતા કહેતો નથી. હું કવિ છું એવું હું માની શકયો નથી. ફરીથી કહેવા દો કે મિલ્ટન કે શેક્સપીયર હિન્દુસ્તાનમાં હમણાં નથી. અને બહુ કાલ સુધી આવવાના નથી. અહીં કોઇને કવિ કહેતાં તે શબ્દને જ હલકો કરવા જેવું છે...... મને વિચારો ગોઠવતાં આવડતું નથી, મ્હારા જીવનમાં કલા નથી, માત્ર લાગણીઓ છે. અને મ્હારી કવિતા પણ તેવી જ છે. હું જે કાંઇ લખું તે મને જ આનંદ આપી શકે તેવું યે થતુંનથી...... વળી સ્વાનુભવરસિક કવિ અને સર્વાનુભવરસિક કવિમાં હું બહુ ભેદ જોતો નથી જે વ્યક્તિને બરાબર ગાઇ શકે તે શું સમષ્ટિનું જ ગીત નથી." ઇત્યાદિ (પૃ ૩૧) અથવા "કવિતા મ્હને નિશ્વાસ કે અશ્રુ જેવી છે તે જ્યારે આવે છે ત્યારે જ નીકળી જાય છે અને જેવી આવી તેવી નીકળી જાય છે–" પૃ. ૩૭. પોતાની કવિતા કરવાની રીત વિષે "કવિતા કરવાનું સાંભરે અને જે રસનું કાવ્ય હોય તે રસમય જ હૃદય હોય તો ચોવીશ લીંટી પાંચ મીનીટનું કામ છે, અને તેવા હ્રદયના વેગ વિના હું કવિતા કરતોજ નથી." (પૃ. ૮૨)

સંસ્કૃતનો એમનો અભ્યાસ થોડો હતો પણ વિક્રમોર્વશીય વાંચી તે કેવા મુગ્ધ થઇ ગયા હતા તે નીચેના ફકરાથી સમજાશે. "સંસ્કૃત કવિતા એટલી બધી સુન્દર લાગી છે કે ઇંગ્રેજી કવિતામાં મને પડતી હતી તેટલી હવે મજા પડશે કે નહિ તે શંકા જેવું છે. વિક્રમોર્વશી વાંચતાં મને શું થતું હતું તે હું કોઇ પણ રીતે કહી શકું તેમ નથી. હજી તો એ બહુ જ ઉતાવળથી વંચાયું હતું...એમાં મારી જ બધી વાત કેટલી! અને કેવી વિશાલતા! કવિતાની કલા સંસ્કૃતમાં છેક શિખરપર અત્યારે છે એમ મને લાગી ગયું છે." [પૃ. ૪૧]

કલાપીની કાવ્યની અને જીવનના રહસ્યોની કલ્પના આવે એ માટે દરબારશ્રી વાજસુરવાળા ઉપરના પત્રોમાથી નીચે એક લગભગ આખો પત્ર આપીએ છીએ, જો કે અમારે જણાવવું જોઇએ કે એમા દલપતરામ કવિને અન્યાય થએલો છે.

"કાવ્ય મળ્યું. મને જે લાગે તેમ જ લખવા ધાર્યું છે તો તેમ જ કરીશ. બે કાવ્ય મ્હારા હાથમા લેઇશ. આપનું ગઝલ અને આજે મળેલુ વિશ્વવિચાર. બીજુ માત્ર અમુક કારણથી (એક રાગમા કાવ્ય રચેલું એ હેતુથી) થયેલુ છે. પહેલાને હું પછી હાથમાં લેઇશ. "વિશ્વવિચાર"ને હુ એક "શીઘ્ર કાવ્ય" કહીશ. શીઘ્રકાવ્ય એટલે શુ? કહ્યું અને તુર્ત લખવું (બે ત્રણ મિનિટમા) એટલી જ "શીઘ્રકાવ્ય" એ શબ્દની વ્યાખ્યા પૂરી થતી નથી. શીઘ્રકાવ્ય એટલે હૃદયના ઉંડા નાદ વિના, કાઇ પણ લાગણી વિના કેટલીક લીટી જોડી કાઢી એને શીઘ્રકાવ્ય લોકો કહે છે. હુ તો શીઘ્રકાવ્યને કાવ્ય જ કહેતો નથી લાગણી વિનાનું કાવ્ય એ બને જ નહી. લાગણી જેમા નહીં તે કાવ્ય નહી. દલપતરામ ઘણું કરીને એક શીઘ્રકવિ છે. અને તેથી તે કવિ જ નથી. આપ વિચારશો તો જાણશો કે દુનિયામા જેટલા કવિ (કાલિદાસ કે શેક્સપિયર જેવા શેલી જેવા) મરી ગયા તેથી બીજા અજાણ્યા મરી ગયા છે. હૃદયની કોમળતા એ જ કાવ્યની ઉત્પત્તિ છે આમ છે તેથી જ કેટલાએક કાલિદાસ કરતા ભવભૂતિને મોટો કવિ કહે છે. **કેટલીક બાબતમાં ભવભૂતિના હૃદય જેવું દુનિયાના કોઈ કવિનું હૃદય કુમળું નથી.** આપ મણિભાઈનું ઉત્તરરામનું ભાષાન્તર જરૂર વાચશો. એ ભાષાન્તર આપણી ભાષામા એક ઉત્તમ ભાષાન્તર ગણાય છે. આપણે તે અહીં સાથે વાચીશુ. ટૂંકું છે. આમ છે તો શીઘ્રકવિ કવિ નહિ અને શીઘ્રકવિતા કવિતા નહિ. કવિતા શુ. કવિ શુ. આપ જોશો તો લાગશે કે કવિ એ એક આ, આ બીજા કવિથી સારો છે એમ કહેવાય જ નહીં, દરેક દરેકના વિષયમા ઉત્તમ છે. કાલિદાસ સારો કે શેક્સપિયર સારો, શેલી સારો કે વર્ડ્ઝવર્થ સારો એ કાંઈ જ કહી શકાય નહીં. બધા જ સારા અને સરખા સારા. આનું કારણ શુ? કવિ, ખરો કવિ એ એકાન્તિક છે. તે ઉત્તમ છે. દરેકનો વિષય જૂદો છે છતા એક છે, અને તે ઉત્તમ જ છે. એટલે અમર રહેવાનો. જેમા કાઇ નવું છે તે જ કવિ. જેમા કાઇ નવું છે તે જ કાવ્ય હવે વિશ્વવિચાર લેજો. આપ કહેશો મ્હને કાલિદાસ અને ભવભૂતિ સાથે કયા મૂક્યો. પણ તેમા અડચણ નથી. ચાર ચાર લીટીનો એકેકો શ્લોક લખનાર અમરૂ પણ મ્હોટો કવિ કહેવાય છે. લાંબુ જ લખવું જોઇએ એ કાઇ કવિતામા નિયમ નથી. આપના બધા કાવ્યો ઉત્તમ છે. કારણ કે તેમા કાઇ નવું છે પણ "વિશ્વવિચાર"મા તે નથી. એટલે તે કાવ્ય નથી. તેની છેલ્લી બે લીટી એ જ કવિતા છે. વળી આપ હમેશા વિશ્વ નમાલું છે એમ માનો છો આ વિચાર બિલકુલ જૂઠો છે, ઇશ્વરને આપ આ વિચારથી અપમાન આપો છો. કુદરતની ન્હાનામા ન્હાની કૃતિ પણ નકામી નમાલી નથી. આપ કુદરતનું (કુદરતમા જનહૃદય પણ આવી જશે) સૌંદર્ય જોતા શીખો. વ્હાલી અને ન્હાનું બાળક મરણ બાદ પડ્યા ર્‌હેવાના નથી. એ આપણા ગુરુ છે અને પ્રેમ અથવા મોક્ષના ભોગીઆ છે. એક ઝાડ, એક પહાડ, એક ફુદડુ, એક ફૂલ એ બધાં આના ભોમીઆ છે. તે નકામા નમાલા નથી.

આપનું ગઝલ તપાસો, ત્યા પણ તે નિગચા તે શિથિલના લાગશે, દુનિયાનો અભાવ ત્યા પણ રજૂ છે મ્હારી આ ચાર લીટી જોજો.

તમારા રાજ્યદ્વારોના
ખૂની ભભકા નથી ગમતા
મતલબની મુરવ્વત ત્યાં
ખુશામદના ખજાના જ્યાં.

મ્હારો હેતુ એક આવું ખરાબ ચિત્ર આપી કાંઇ સુધારવાનો છે, તેમાં ખરાબ વસ્તુનો તિરસ્કાર છે પણ તેમાં નિરાશા નથી. શેલીનું હૃદય જોજો તે તિરસ્કારમય કેટલીક વખ્ત તો દેખાશે. કેટલીક વખ્ત નિરાશામય દેખાશે, પણ આ બધા બહારના દેખાવ છે. ઉંડી ઉંડી તો આશા—અતિ ઉજ્જવળ આશા—તેના કાવ્યોમાં ચળકી રહી છે, અને જે તિરસ્કાર દેખાય છે તે માત્ર માણસ ભાઈ છે અને તે ક્રૂર છે કે દુઃખી છે આ વિચારથી ઉત્પન્ન થયેલી અનુકંપા જ છે. અથવા પ્રણયકોપ છે, શેલી જેવો મનુષ્યજાતિને ધિક્કારે કેમ? આપ જ્યાં સુધી બ્રહ્માંડનું સૌંદર્ય જોતાં શીખશો નહીં ત્યાં સુધી કવિતાનું ખરૂં સ્વરૂપ જોઇ શકશો નહીં."

કલાપી પોતે લાગણી પ્રધાન કાવ્યોમાંથી મોટા કાવ્યો તરફ કેવી રીતે વળતા હતા તે જટિલ ઉપરના પત્રો ઉપરથી જણાઇ આવે છે. "ન્હાના ન્હાના ઉદ્‌ગારો કરતાં આમાં કાંઇ જૂદી જ લ્હેર આવે છે" (પૃ. ૬૧)

કલાપી કવિ હતા એટલે એમના કાવ્ય સંબંધી વિચારો વિસ્તારથી આપ્યા છે. પણ બીજા વિષયો ઉપરના વિચારો પણ એમનું ઊંડું ચિન્તન સૂચવે છે. ખાસ કરી સ્વીડનબોર્ગ તેમ જ થીઓસોફી સંબંધી વિચારો (પૃ. ૩૩, ૩૭ ઇત્યાદિ).

પણ આજના દિવસોમાં ખાસ ધ્યાન ખેંચે એવા તો કલાપીના આપણા દેશ સંબંધી વિચારો છે. "કુસંપનો સળો આપણા દેશમાં શું કરશે તે ઇશ્વર જાણે. હીંદુઓ મસ્જીદને અને મુસલમાનો શિવાલયને ક્યારે પૂજતા થશે! અરે હીંદુઓમાં પણ કયાં સંપછે? **સ્વદેશીઓમાં વાઘ અને પરદેશીઓમાં બકરાં!** ઇશ્વરની ધારણા તે જ જાણે (પૃ. ૮૦). સ્વદેશીઓમાં વાઘ અને પરદેશીઓમાં બકરાં. આનાથી વધારે સખત ફટકાની હિંદુઓને જરૂર નહોય.

કલાપીનું પ્રેમજીવન એ ગૂજરાતમાં પ્રસિદ્ધ છે. તેથી તેની પુનરુક્તિ અમે કરતા નથી.

ગૂજરાતના આ છવીશ વર્ષના યુવાન રાજવી કવિના જીવનને જાણવાની અને સમજવાની સામગ્રી પૂરીપાડવા માટે રા. મુનિકુમારને અમે ધન્યવાદ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે ગૂજરાતી વાચકો તેનો લાભ લેશે*.

૨.

**સુશીલાના પત્રો**—સંપાદક તથા પ્રકાશક શાહ ચિમનલાલ જેચંદ મુલ્ય રૂ. ૧1. અભ્યાસમાં કૉલેજ સુધી ગયેલી એક આર્યબાળાએ પોતાના પતિને લખેલા પત્રો સંપાદકે આમાં પ્રકાશિત કરેલા છે. સંપાદકે 'માત્ર ગોઠવણી પૂરતો અને અહીં તહીં કેટલીક જગાએ

* આ પત્રો "ગૂજરાત સાહિત્ય મંદિર, અમદાવાદ,"થી મળશે.

ભાષામાં સુધારો કીધો છે, પરંતુ મૂળ વસ્તુ અને ઘણા પત્રો તો જેમ હતા તેમ જ મુકયા છે.'

આ પુસ્તકથી કેળવાયલી સ્ત્રીના મનમાં શા વિચારો આવતા હશે તે જોવાનો વાંચનારને પ્રસંગ મળે છે. ખરેખરાં પત્ર તરીકે લખેલા પત્રો જ્યારે લેખકની સ્વભાવસિદ્ધ કલાનું રૂપ લે ત્યારે જ સાહિત્ય ગણાય. તે સિવાય તો તેમાં વિચારની જિજ્ઞાસા કે હકીકતનું કુતૂહલ જ થાય. પ્રસ્તાવનામાં સૌ. લીલાવતી શેઠે લખ્યું છે તે લેખનની કલા આપણી ભાષામાં હજી હમણાં જ ખીલવા માંડી છે એટલે આ પત્રોમાં કલાનું નહિ પણ વિચારની જિજ્ઞાસાનું દૃષ્ટિબિન્દુ પ્રધાન રાખવું ઉચિત છે. અને એ દૃષ્ટિબિન્દુથી આમાં ઘણું જાણવાનું મળે છે. પણ જે પત્રોમાં લેખકના કેવળ ભાવો જ હોય ત્યાં જો સર્વોપભોગ્ય કલાનું સ્વરૂપ સિદ્ધ થવા ન પામ્યું હોય તો તો વાંચનારની કેવળ અંગત કુતૂહલ વૃત્તિ કે ટીકાવૃત્તિ જ જાગૃત થાય અને આ પત્રો જે સંબંધમાં લખાયા છે તે સંબંધ આ વૃત્તિઓથી રક્ષિત રહેવો ઉચિત છે એમ તો સંપાદક પણ માને છે, માટે તેવા પત્રો આમાંથી બાદ કરવા જોઇએ એમ અમારૂં માનવું છે. ચાલુ જમાનો સ્ત્રીયુગનો ગણીએ કે ન ગણીએ પણ તેમાં સ્ત્રીજાતિ સમાજમાં નવું સ્થાન લેવાની છે એ ચોક્કસ છે અને તેથી તેના માનસમાં થતા પ્રશ્નો, ભાવો, ફેરફારો દરેકે જાણવા જોઇએ અને એ જાણવાની સામગ્રી આ પત્રોમાંથી મળશે એ આ પત્રોની વિશેષતા છે. આ પત્રો રુચિપૂર્વક વંચાશે એમ અમારૂં માનવું છે.

રા.

હિન્દુસ્થાનના ભવિષ્યના બંધારણ માટે આપણે રાષ્ટ્રીય સંસ્થાઓનો અભ્યાસ કરવો જોઇએ આ સંસ્થાઓની ઉત્પત્તિ રાષ્ટ્રીય જીવનની આવશ્યકતાઓથી થઇ છે વ્હાઇટ હૉલ અને સીમલાની ત્હેમાં કાંઇ દરમીયાનગીરી ( Interference ) થઈ નથી. રાષ્ટ્રીય આદર્શોનું સ્વરૂપ રાષ્ટ્રીય સંસ્થાઓમાં હોવું જ જોઇએ

મ્હારી માન્યતા છે કે જે સંસ્થાઓથી હિન્દુસ્થાનનું જાહેરજીવન ચાલે છે ત્હેમાં સાફ જાહેર છે કે, હિન્દુસ્થાનમાં રાષ્ટ્રીય આદર્શની આવશ્યકતા બધા લોકો જુવે છે, એ જ કૉંગ્રેસની પ્રતિષ્ઠાની મતલબ છે. પણ એની સાથે હું ધારૂં છું કે એ પણ સાવ સ્પષ્ટ છે કે જાતીય અને કોમીય સંઘો અને સંસ્થાઓને પણ જગ્યા છે. કેવી રીતે આ બે આદર્શોનો સમાયોગ થઇ શકે તે જ હિન્દુસ્થાનના રાજ્યબંધારણનો કોયડો છે.

× × ×

સરકારી બંધારણમાં એક જાતનું સમાધાન થએલું છે. એસેમ્બલિમાં બન્ને સિદ્ધાન્તોની ખીચડી છે, અને કાઉન્સિલ ઑફ સ્ટેટમાં અંગ્રેજી સનાતનતને કાયમ રાખવાનો સિદ્ધાન્ત છે. કાઉન્સિલ ઑફ સ્ટેટ એટલા જ માટે છે કે જે જવાબદારી હિન્દ-સરકારની અંગ્રેજી પાર્લામેન્ટ પ્રતિ છે તે જવાબદારી પૂરી પડે. હિન્દ-સરકારની જવાબદારી હિન્દુસ્થાનના લોકો પ્રતિ નથી પણ વ્હાઇટ હૉલ પ્રતિ છે માટે હિન્દુસ્થાનના આધુનિક રાજ્યબંધારણનો સિદ્ધાન્ત ખોટો છે બીજા દેશોના બંધારણોમાં પણ બે સભાઓ અથવા દિવાનો હોય છે. એક સભા એવી હોય છે જેની ચૂંટણી સીધી લોકો તરફથી થાય છે, અને જેની જવાબદારી પણ સીધી લોકોને જ હોય છે એવી સભા ઉતાવળથી ભૂલો ન કરે અને માન ઉત્સાહથી કાયદા ન ઘડે તે માટે બીજી સભા રાખવામાં આવે છે, જેથી એવી ઉતાવળ અને ઉત્સાહ ઉપર અંકુશ રહે છે અન્તે લોકેચ્છા વિજયી નીવડે છે, પણ બીજી સભામાં ફરીથી ચર્ચા થાય છે માટે લોકોને વધારે વિચાર કરવાનો સમય મળે છે અને કાયદાઓમાં સુધારા વધારા થઇ શકે છે કાઉન્સિલ ઑફ સ્ટેટ એવી બીજી સભા નથી. કાઉન્સિલ ઑફ સ્ટેટ લોકેચ્છા અને સરકારી મત વચ્ચે જ્યારે મતભેદ હોય ત્યારે લોકેચ્છાને દબાવવા માટે છે સરકારી બંધારણની ખામીઓનું મૂળ કારણ તો એ જ છે કે લોકેચ્છાને માન આપવા માટે તે ઘડવામાં આવ્યું નથી પણ બીજી ખામી કાંઇ એથી ઓછી નથી કે રાષ્ટ્રીય આદર્શનું તે બંધારણમાં ખૂન થએલું છે

× × ×

સ્વતંત્ર ભારતના બંધારણમાં જે બે દિવાન હોવા જોઇએ ત્હેમાં સાચું સમાધાન થઇ શકે એમ હું માનું છું પ્હેલી દિવાન, કૉંગ્રેસ જ્યાં ધર્મ અને જાતનો પ્રવેશ થઇ શકે નહિ બીજી દિવાન મુસ્લિમ લીગ, હિન્દુ સભા અને એવી સંસ્થાઓ જ્હેની આજે કૉંગ્રેસ પણ અવગણના કરી શકતી નથી રાષ્ટ્રીય સિદ્ધાન્ત તદ્દન મૂકી દેવો તે દેશઘાત છે. જાતીય અને કોમીય સિદ્ધાન્તની અવગણના કરવી એ અશક્ય છે આ રીતે જોતા તો દેશની આધુનિક પ્રવૃત્તિઓમાં માત્ર નિરાશા અને કુસંપ જોવામાં આવે નહિ એક દૃષ્ટિથી આ પ્રવૃત્તિઓમાં હિન્દુસ્થાનના સાચા બંધારણનો વિકાસ થતો જોવામાં આવે છે એક તરફ હિન્દુ સભામાં લાલા લજપતરાય કોમીય ચુંટણીઓનો તદ્દન વિરોધ કરી ગયા છે બીજી તરફ સર અબદુલ રહીમે અલીગઢથી ભયંકર બોમ્બગોળો ફોડ્યો છે એવી જાતની અતિશયોક્તિઓથી સમાધાન નજીક આવતું જાય છે અત્યારે જ મેં વાંચ્યું કે અલીગઢ મુસ્લીમ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ મહમદઅલી જીન્નાની દલીલો છતાં કોમીય સિદ્ધાન્તની વિરુદ્ધ ચર્ચાપરિષદમાં ઠરાવ પસાર કર્યો છે.

હિન્દુસ્તાનના બંધારણમાં બીજી દિવાનમાં દેશી રિયાસતો અને પ્રાન્તોના પ્રતિનિધિઓને પણ જગ્યા આપવી પડશે. કદાચ જેવી રીતે મારા મિત્ર પ્રો. ભાટીયાએ economic Conference માં કહ્યું હતું કે આપણે ભારતીય બંધારણમાં ત્રણ દિવાન રાખવા પડે ( Trieamerol Legisleture ) પરંતુ અહીં હું આખું બંધારણ ઘડવા બેઠો નથી માટે વિગતવાર આ વાતમાં અહીં નથી પડતો.

સમાધાન થયા વગર તો છૂટકો જ નથી પરંતુ અત્યારે તો સ્થિતિ કફોડી છે. કાનપૂર કોંગ્રેસમાં હિંદુ મુસલમાન સમાધાન માટે કંઇ થઇ શકે એમ નહતું. સરોજીની દેવીએ આ વિષયમાં કંઇ કહ્યું નહિ એવી ફરીઆદ કેટલાક જાહેર છાપાઓમાં હતી પણ આ વિષયમાં ન ઉતરવું એ ડહાપણનું કામ હતું. સરોજીની દેવીએ પોતાની જવાબદારી સુન્દર રીતે ઉપાડી લીધી. તેમનું ભાષણ પ્રેરણાત્મક હતું. જે કાર્યક્રમ તેમણે બતાવ્યો તે તો પંડિત મોતીલાલનો જ. જ્યારથી મહાત્મા ગાંધીનો કોંગ્રેસમાં પ્રવેશ થયો છે, ત્યારથી કોંગ્રેસના પ્રમુખ કોંગ્રેસના આગેવાન નથી રહ્યા. કોંગ્રેસના પ્રમુખના હોદ્દાનું માન ઓછું થયું નથી. તેની પ્રતિષ્ઠા પહેલાના જેવી જ છે, પરંતુ હરકોઇ જાણે છે કે કાનપૂર કોંગ્રેસના આગેવાન મોતીલાલ નહેરૂ હતા—સરોજીની દેવી નહિ. કદાચ કોઇ કહે કે બેલગામમાં આમ નહતું, મહાત્મા ગાંધી પ્રમુખ હતા અને આગેવાન પણ હતા, પણ મને તે વાતમાં શંકા છે. બેલગામની પહેલાં જ મહાત્માજીની આગેવાનીનો અંત આવી ગયો હતો.

× × ×

હા અંતે જે કાર્યક્રમ કાનપૂર કોંગ્રેસમાં પસાર થયો તેમાં મારો કંઇ વિશ્વાસ નથી. સરકાર ઉપર તે કાર્યક્રમની કંઇ અસર થવાની નથી. બીજી ચુંટણીમાં આ ઠરાવને લીધે સ્વરાજ્યવાદીઓને વધારે મત મળે તે શક્ય છે—ઠરાવમાં તે જ હેતુ રાખેલો છે. એમ બહુ લોકો ધારે છે અસહકાર અને સહકાર વચ્ચે બીજો માર્ગ કોઇ છે જ નહિ. આજે સહકારથી લોકો બ્હીએ છે. અને અસહકારથી પણ દૂર ભાગે છે.

ઠરાવના અક્ષરો છોડીને જો આખી કોંગ્રેસ અને બીજી દેશની પ્રવૃત્તિઓની મનોવૃત્તિ જોઇએ તો એમ જણાય છે કે બધા યુવાનો સરકાર સાથે કોઇ પણ રીતે સમાધાન થઇ જાય એમ ઇચ્છે છે, લડત લડવાની મનોવૃત્તિ ચાલી ગઇ છે. પણ સરકાર તો ચોખ્ખું કહે છે "you will get nothing that you do not ask for with a halter around your neck." પૂર્ણ પશ્ચાતાપ હિંદુસ્તાનના અસહકારી આગેવાનો પાસેથી સરકાર માગે છે. આજ સરકારની ખોટી નીતિમાં હિંદુસ્તાન માટે કાંઇ આશા રહેલી છે. જાહેર અપમાનની વાત ન બોલો, તો મારી માન્યતા છે કે સ્વરાજવાદીઓ સરકાર સાથે સહકાર કરવા માટે થોડામાં તૈયાર થઇ જાત. પણ સરકારની ઉદ્ધતાઇને લીધે કોણ જાણે વખતે દેશમાં નવી મરદાનગી આવી જાય. આજે દેશની અશરણતા કેટલે દરજ્જે પહોંચી ગઇ છે, તે આ ઉદાહરણમાં જોઇ શકાય. અમદાવાદ કોંગ્રેસમાં ચાર વર્ષ પહેલાં મહાત્મા ગાંધી એક આખા દેશના સમગ્ર બલના સ્વરૂપ જેવા ઉભા થઇને વાઇસરૉયને આખરીનામું (*Ulttmatum*) આપ્યું હતું કે તમે જો પાપનો પશ્ચાતાપ કરીને સમાધાન કરવા ઇચ્છો તો હું તૈયાર છું. બાર ખુલ્લાં છે, નહિ તો બારણાં બંધ છે, બંધ રહેશે. અમદાવાદ કોંગ્રેસમાં જે કોઇ હાજર હતું, તેને મહાત્મા ગાંધીનું તે સમયનું ગંભીર અને બલવાન સ્વરૂપ આખા જીવનમાં સ્મરણમાં રહેશે. તે વખતે ઇંગ્લાંડ બેવશ હતું. કાંઇ જવાબ આપી શક્યું નહિ. પણ ખરો જવાબ ચાર વર્ષ પછી સમય જોઇને લોર્ડ બર્કનહેડે આપ્યો. બાજી ઉલટી થઇ ગઇ. એવા જ અવાજથી બર્કનહેડે આખરીનામું આપ્યું કે હું ઇંગ્લાંડના

બધા પક્ષો તરફથી હિંદુસ્તાનને કહું છું કે જ્યાં સુધી નમ્રતાપૂર્વક આજીજી કરવા નહિ આવો અને પૂર્ણ પશ્ચાતાપ કરીને પોતાની લાયકાત સાબીત કરવા માટે પરીક્ષામાં નહિ બેસો, ત્યાં સુધી અમે એકના બે થવાના નથી. લોર્ડ બર્કનહેડના શબ્દો હું ટાંકતો નથી, પણ તેમના કથનનો ભાવાર્થ એવો જ છે. હિંદુસ્તાન કાંઇ જવાબ આપી શકતું નથી. જલિયાનવાલા બાગ પછી જે મનમાં અશરણુતાનો અનુભવ અને ખેદ થતો હતો, તે જ મારા મનમા બર્કનહેડના, ભાષણ વાચીને થયો. અમૃતસર પછી ગાંધીજીએ રાહ બતાવ્યો, નિરાશાની નિવૃત્તિ થઇ. આજે રાહ જોનાર બહુ છે. પણ બતાવનાર કોઈ નથી. ચાર વર્ષ પહેલા આપણે સરકારને આખરીનનામાં આપતા હતા, આજે મોતીલાલજી સરકારને પૂછે છે કે વાયસરોયનું ભાષણ આખરીન જવાબ છે કે કેમ ?

× × ×

કોંગ્રેસમા બીજો મહત્ત્વનો પ્રશ્ન દક્ષિણ આફ્રિકાનો હતો. ડૉ. અબ્દુલ રહેમાન શક્તિશાલી અને પ્રભાવશાળી વ્યક્તિ છે. કોંગ્રેસ ઉપર તેના ભાષણની ભારે અસર થઇ. મહાત્મા ગાધીજીએ પોતે જ ઠરાવ કર્યો હતો, અને તેમના ભાષણમાં સ્વાભાવિક શોભા અને પ્રભુતા હતી. દક્ષિણ આફ્રિકાનો પ્રશ્ન અણીની સ્થિતિમાં છે. હિંદુસ્તાનમાં જે ચળવળ થઇ છે, તેની એટલી તો અસર પડી જોવામાં આવે છે કે બીલ મુલતવી રાખવામાં આવ્યું છે. ચળવળ વધારે ભારે હોવી જોઇએ. એમ માનીને કે દેશમા તાકાત નથી માટે કાંઇ થઇ શકે નહિ, એવી અશરણુતા ફેલાવવી એ દેશદ્રોહ છે. દેશમાં જેટલી તાકાત છે, તે બધી આ પ્રશ્નમા ખર્ચી નાખવી જોઇએ. યાદ રાખવું જોઇએ કે તાકાત ખર્ચી નાખવાથી તાકાતમાં વૃદ્ધિ થાય છે. બે વર્ષ બેસી રહેવાથી વધારે બે અવશતા પેદા થઇ છે.

× × ×

સરોજિની દેવીના ભાષણમાં ઐચ્છિક સૈન્યસ્થાપના કરવાનો ઉલ્લેખ હતો. પરંતુ એવો કોઇ ઠરાવ આવ્યો નહિ કે જેથી આ સૂચનાને કાંઇ સ્વરૂપ મળી શકે. પણ કાનપુરના જે ૩૬ કોન્ફરન્સો મળી હતી તેમાં એક સ્વયંસેવક કોન્ફરન્સ હતી. જેનો આત્મા કર્ણાટકના ડૉ. હાર્ડીકર છે. ડૉ. હાર્ડીકર નાગપુરના વાવટાના સત્યાગ્રહ પછી એ જ કાર્યમાં બધો સમય આપે છે. જે સંસ્થામાં એવો એક માણસ હોય છે કે જે પોતાની બધી શક્તિનો પૂરેપૂરો ભોગ આપે છે. તે સંસ્થાનું ભવિષ્ય ઉજ્જવલ છે. હિંદુસ્તાની સેવાદલ એ ડૉ. હાર્ડીકરની એક જ પ્રવૃત્તિ છે. તેની સાથે મારી સંપૂર્ણ હમદર્દી છે. ગૂજરાતમાં હિંદુસ્તાની સેવાદલની શાખા હજુ સુધી ક્યાંય થઇ નથી. ગૂજરાત વિદ્યાપીઠ આ દિશામાં કંઇ પગલું લે, એમ હું આશા રાખું છું. દેશમાં શક્તિની જરૂર છે, કુશળતાની જરૂર છે, કવાયત અને કાયદા ( Descipline & rules )ની જરૂર છે. તે વગર સેવા નિષ્ફળ જાય છે. ગૂજરાતમાં વ્યાયામ માટે ઉત્સાહ વધતો જાય છે. વ્યાયામમા જે રાષ્ટ્રીય ભાવના ભાગ લેનાર છે તેઓને મળીને હિંદુસ્તાન સેવાદલની સંસ્થા સ્થાપન કરવી જોઇએ. સૈન્યનું ઐચ્છિક બીજું કોઇ સ્વરૂપ દેશના સંજોગોમાં થઇ શકે તેમ નથી.

કોંગ્રેસ સાથે પ્રદર્શન પણ હતું. મેં આશા રાખી હતી કે ત્યાં હિંદુસ્તાનનાં હુન્નર અને કળા સાથે સારો પરિચય થશે, પણ પ્રદર્શનનો મોટો ભાગ ખાદી પ્રદર્શનનો હતો. તે ભાગ મહત્ત્વનો હતો, તે વગર આજે કોંગ્રેસમાં પ્રદર્શન ભરી શકાય નહિ, પણ સાથે સાથે જો બીજા હુન્નર અને કળાનો સંગ્રહ થઇ શકે તો વધારે સારૂં. ગ્રામ્ય ઉદ્યોગને પણ ખાસ સ્થાન આપવું જોઇએ. બે ચાર માસ થયાં તો હું સીલોનમાં ગયો હતો. ત્યાં મેં જોયું કે સરકાર

અને લોકોના આગેવાનો ગ્રામ્ય ઉદ્યોગમાં સુધારા અને વધારા કરવામાં ઠીક સહકાર કરે છે. લેધ-સનું તથા લેકર ( lacquer ) નું કામ તથા ચટાઇ, પિત્તળનું કામ અને અનેક સુંદર ચીજો ગ્રામ્ય ઉદ્યોગ સંસ્થાના આશરા નીચે લોકો બનાવે છે. નિશાળોમાં બાળકોને તે ઉદ્યોગોનું શિક્ષણ આપવામાં આવે છે. ત્રણ પીરીઅડ લખવા વાંચવા માટે, અને ત્રણ પીરીઅડ ઉદ્યોગશિક્ષણ માટે કેટલીક નિશાળોમાં રાખવામાં આવે છે. બનેલી ચીજો સંસ્થાઓ મારફતે વેચવામાં પણ આવે છે, જેથી લોકોને સારો ભાવ મળી શકે છે, અને લેનારાને સારી ચીજ મળી શકે છે. ગુજરાતમાં એવી સંસ્થા સ્થાપન કરવાની જરૂર નથી ? કયાં સુધી આપણે માત્ર સ્વરાજ શબ્દનો જાપ કરશુ ? પ્રોફેસર ગેડીસ ( Geddes ) મને કહેતા હતા કે જેમ અમેરીકામાં સોસીઓલોજી-સ્ટસ્ ( Sociologists ) માત્ર 'ઍસ' અક્ષરની આસપાસ ફરતા રહે છે. તેમ હિંદુસ્તાનના લોકો સ્વરાજના 'ઍસ'ની આસપાસ ફરતા રહે છે. એકે એક દિશામાં ઉદ્યમની આવશ્યકતા છે.

\+ + +

હું આ નોટ લખવા બેઠો ત્યારે આટલી બધી વાતોમાં પડવાની મને કાંઇ ઇચ્છા ન હતી. ભાષા ઉપર કાબુ ન હોવાથી કદાચ હું મારા વિચારો ચોકખી રીતે જાહેર ન કરી શકયો હોઉં, વાચક વર્ગ ક્ષમા કરશે, એમ આશા રાખું છું.

અ. ટે. ગીદવાણી

### મહારાજા સયાજીરાવ.

વડોદરા રાજનાં નાનાં મોટાં દરેક ગામમાં મહારાજા સયાજીરાવ ગાયકવાડ રાજ્યગાદી પર બેઠા તેનો સુવર્ણમહોત્સવ ઉજવાયો હતો. શ્રીમંત સયાજીરાવનું નામ આખા હિંદુસ્તાનમાં તથા કેટલેક અંશે યુરોપ અમેરિકામાં મશહુર થઇ ગયું છે. બાર વર્ષની ઉમરે આ મહારાજાને ખાનદેશના એક નાના ગામડામાંથી લઇ આવેલા, તે વખતે એ કેવળ અભણ હતા. અઢાર વર્ષની ઉમરે તેમણે રાજકારભાર પોતાના હાથમાં લીધો. તેમનામાં રાષ્ટ્રીય ભાવના જાગૃત થઇ હતી; તેથી જેટલી માગણીઓ અને જરૂરીઆતો હિંદી મહાસભા બ્રિટિશ સરકાર પાસેથી કરતી હતી તેનો અમલ પોતાના રાજમાં વગર માગણીએ કરવાની તેમની અભિલાષા હતી. તે પ્રમાણે તેમણે ન્યાયખાતાને કાર્યવાહક ખાતાથી છુટું પાડયું. પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરી. અને જુદા જુદા પ્રકારની પંચાયતો મારફત સ્થાનિક સ્વરાજ્યની વ્યવસ્થા કરી. સામાજિક સુધારા દાખલ કરવાને માટે બાળલગ્ન અટકાવવા કાયદો કર્યો. અંત્યજોના શિક્ષણ માટે તેમ જ તેમની અસ્પૃશ્યતા દૂર કરવા માટે સંગીન પ્રયાસ કર્યો. શિક્ષણના પ્રયાસને માટે પુસ્તકાલયોની યોજના ઉદાર હાથે અમલમાં મુકાવી અને પછાત કોમોને માટે બોર્ડીંગ હાઉસ સ્થાપ્યાં. ઔદ્યોગિક કેળવણીને માટે એમણે કળાભવન ખોલેલું છે અને આજે ત્યાં છેક બંગાળા, મદ્રાસથી પણ વિદ્યાર્થીઓ અભ્યાસને માટે આવે છે.

સારા સારા માણસોને મળીને તેમના વિચારો જાણી લેવાની શક્તિ, તથા મુસાફરી દરમ્યાન સૂક્ષ્મ અવલોકન કરવાની શક્તિ હોવાને લીધે તેમના વિચાર ઉન્નત અને ઉદાર થયા. સ્વભાવે ઘણા મહેનતુ અને શરીરે મજબુત હોવાને લીધે અથાક પરિશ્રમ ઉઠાવી શકતા. આમ લગભગ ૧૯૨૨ ની સાલ સુધી તેમણે વડોદરા રાજ્યનો કારભાર ઉત્તમ રીતે ચલાવ્યો હતો.

ત્યાર પછી એમનું શરીર થાકી ગયું, આત્મશ્રદ્ધા ઓછી થઇ ગઇ અને પોતાની પ્રજામાં તેમ જ અમલદારોમાં કાંઇક અણવિશ્વાસ આવતો ગયો તેથી કરીને છેલ્લાં બાર તેર વર્ષથી એમનું દીલ રાજકારભારમાંથી ઉઠી ગયું છે—હાલમાં ઘણોખરો વખત યુરોપમાં ગાળતા હોવાને લીધે હિંદ દેશમાં તેમજ પોતાના રાજ્યમાં જે સુધારા ઝડપથી થયા છે, પ્રજાની શક્તિ

ખીલી છે અને તેને લીધે પ્રજાની ભૂખ ઉઘડી છે તે સયાજીરાવ મહારાજ સમજી શક્તા નથી. આજના જમાનામાં સુધારા અને ફેરફાર એટલા બધા ઝડપથી થાય છે કે, પંદર વર્ષ ઉપરના અહાદુર આગેવાનોનાં નામ સરખાં રહેતાં નથી. પંદર વર્ષ ઉપરના દુર્ગ્ગ આગેવાનોને આજે કોણ સંભારે? ફ્રાન્સદેશમાં છેલ્લા પંદર વર્ષમાં કેટલો બધો ફેરફાર થઇ ગયો છે? ક્યાં હતું પંદર વર્ષ ઉપરનું અફઘાનીસ્તાન અને આજે તેમાં કેટલો ફેરફાર અને સુધારો થઇ ગયો છે.ચીન જેવા વિશાળ અને સ્થિતિચુસ્ત દેશમાં પણ કેટલાયે વિપ્લવો અને ઉંધાચત્તી થઇ ગયાં છે. ગ્રીસદેશમાં પણ નવું વાતાવરણ પેદા થયું છે. યુરોપદેશનો નકશો ફરીથી ચીતરવો પડ્યો છે અને આપણા દેશની અંદર પણ તેવા જ ફેરફાર અને સુધારા થઇ રહ્યા છે. આપણે અહીં જ જુઓ સર સુરેન્દ્રનાથ બેનરજી જેવા મહાન નેતા તથા દેશસેવક જ્યારે પ્રગતિની કુચમાં પાછળ પડી ગયા એટલે તેમને દૂર બેસવું પડ્યું હતું. મહારાજા સયાજીરાવ થાકીને દમ લેવા બેઠા હતા એટલામાં સમસ્ત હિંદુસ્તાન અને તેમા વડોદરાની પ્રજા આગળ ચાલી રહી છે, એટલે મહારાજાની સ્થિતિ ઘણી કફોડી થઇ છે. એમની વફાદાર પ્રજાએ જે ભાવ મહોત્સવ વખતે બતાવ્યો છે તેવો ભાવ ભાગ્યે જ કોઇ રાજાએ અનુભવ્યો હશે, વીસ લાખ માણસની પ્રજા તેમને ભેટી પડી હતી, અને હર્ષના આસુ પાડ્યા હતા.

વયોવૃદ્ધ માબાપોએ પૂખ્ત ઉમરના છોકરાંને કેવી રીતે સ્વતંત્ર કરવા અને કેવી રીતે તેમનું માન સાચવવુ એ જાણવું જોઇએ. મહારાજા સયાજીરાવ પોતાના છોકરાંઓને કેળવવામાં સફળ નિવડ્યા નહોતા અને પૂખ્ત ઉમરે પહોંચેલી પ્રજાની સાથે કેવી રીતે વર્તવું તે સમજે છે કે નહીં તે હવે પારખવાનો વખત આવી રહ્યો છે. અમે આશા રાખીએ છીએ એમની ઉત્તરાવસ્થામાં ભૂતકાળની ઉજ્જવળ કાર કીર્દી ઉપર પાણી ફેરવાય નહીં.

સુ. મ.

## શ્રી કે સરસ્વતી

વિજ્ઞાન પરિષદને અંગે ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉય જાન્યુઆરી માસની શરૂઆતમાં મુંબઇ આવ્યા હતા. છાપાઓના પ્રતિનિધિને મુલાકાત આપતાં તેમણે જણાવ્યું હતું કે:—

" બંગાલમાં સરસ્વતીની ઉપાસના માટે વ્યાપાર તરફ દુર્લક્ષ થયું છે, ત્યારે મુંબઇમાં સાહિત્ય અને વિજ્ઞાનનો વિચાર થોડો જ થાય છે; અને જે થોડું વિજ્ઞાન જોવામાં આવે છે, તે ભવ્ય મકાનોમાં આવી વસ્યું હોય એમ જણાય છે. એક અંગ્રેજી કેળવણીકારે ટીકા કરી છે કે આ બાજુ ઉચ્ચ કેળવણી એટલે બાંધકામ ખાતાના આંકડા એવો અર્થ થતો દેખાય છે, મુંબાઇની 'કોલેજ ઑફ સાયન્સ'ના મકાન પાછળ કોણ જાણે કેટલા પૈસા ખર્ચાયા હશે? કોઇક વીસ લાખ કહે છે, વધારે પણ હોય! અમે બંગાલામાં સર તર્કનાથ પલીત અને સર રાશબિહારી ઘોષની ૩૦ લાખ જેવડી મોટી સખાવતથી "કોલેજ ઑફ સાયન્સ" સ્થાપી છે, પણ મકાન પાછળ તો ફક્ત ત્રણ જ લાખ રૂપિઆ ખર્ચ્યા છે. સખાવતનો મોટો ભાગ કોલેજને અંગે સાહિત્ય વસાવવામાં ખર્ચ્યો છે. રસાયણ અને ભૌતિકશાસ્ત્રની અધ્યાપકવૃત્તિઓ માટે વ્યવસ્થા કરી સંશોધન અને પરદેશગમન માટે છાત્રવૃત્તિઓ રાખી છે મુબાઇમાં ચાલુ 'ઇંટ ચુના' ની પદ્ધતિથી વિદ્યાર્થીઓ માટે આવશ્યક સાધનો ઉપર કાપકુપ કરવી પડે છે. પણ એનું વધારે ખરાબ પરિણામ તો એ આવે છે કે શહેરના સુલભ મોજશોખમાં ઝંપલાવાનું વિદ્યાર્થીને મન થઇ આવે છે; અને આ વૃત્તિ જો વિદ્યાર્થીમાં ઘર કરી બેસે છે તો મોજશોખ છોડી સખત મહેનત કરી વિદ્યા મેળવવા માટે વિદ્યાર્થી નકામો થાય છે.

મેં કહ્યું તેમ મુંબાઇ અને કલકત્તા સામસામે છેડે છે; આ બન્ને છેડાનો ત્યાગ થવો જોઇએ. મધ્યમ માર્ગ શા માટે ન સ્વીકારવો? વ્યાપારવૃત્તિ અને બૌદ્ધિક વિકાસ વચ્ચે શા માટે વિરોધ હોય? ઇંગ્લાંડ કે જ્યાં શેક્સપિયર અને મીલ્ટન, ફેરેડે અને ડાર્વીન જેવા પેદા થયા છે તે ઇંગ્લાંડ વ્યાપાર ઉદ્યોગમાં પણ આગળ પડતું છે અને લીવરહ્યુમ અને ઇન્ચેપ જેવા મોટા વ્યાપારીઓ હોવાનું માન ધરાવે છે."

ડૉ. રૉય એ મોટા વિજ્ઞાનશાસ્ત્રી છે. એમના વિજ્ઞાનપ્રેમ જેટલી જ કે વધારે એમની દેશભક્તિ છે. એમના સહવાસમાં દર ક્ષણે કાંઇ ને કાંઇ જાણવાનું મળે જ છે, આ વિચારો તેઓ આજે પહેલી જ વાર નથી દર્શાવતા. મુંબાઇ કે ગૂજરાતમાં આવા ઉદ્ગારો તેમણે વખતો વખત કાઢ્યા છે, આજે આ ઉદ્ગારો જનતા પાસે પ્રસિદ્ધ થાય છે; એમાં કેટલું મોટું સત્ય રહ્યું છે? ગુજરાતમાં વિદ્યાની ઉપાસના અનન્ય દૃષ્ટિએ થાય છે? એમ હોય તો ગુજરાત માટે જુદી વિદ્યાપીઠ કાઢવાની વાત થાય ત્યારે વિદ્યાપીઠ ચલાવવા યોગ્ય ગૂજરાતીઓ નહિ મળે એવો આક્ષેપ શા માટે? ગૂજરાતે લક્ષ્મીની પૂજા પાછળ જીવનને મહત્ત્વની એવી અન્ય કેટલીક વસ્તુઓ જતી નથી કરી શું? સંગીત, ચિત્ર વિગેરે લલિત કળાઓનો પ્રચાર ગુજરાતમાં કેવો છે? સાહિત્ય અને વિજ્ઞાનનું કેવું સેવન થઇ રહ્યું છે? સરસ્વતી અને શ્રીનો ઝઘડો કવિકુલગુરૂએ કલ્પ્યો છે, પણ એ કલ્પના વ્યક્તિગત છે, રાષ્ટ્ર બન્નેનું સાહચર્ય સાધી શકે છે. ગુજરાત બન્નેને કેમ પહોંચી ન વળે? કેળવણીની સંસ્થાઓમાં કેળવણીના ભોગે મકાનો પાછળ થતા પૈસાના ધુમાડાનો વિરોધ ડૉ. રૉયે બરાબર જ કર્યો છે. વિદ્યાર્થીના માનસ ઉપર થતી ભવ્ય મકાનની અસર તેમણે સત્ય જ કહી છે. પણ જરા ઊંડાણમાં જોશું તો એ વૃત્તિ આખા સમાજમાં જણાઇ આવે છે; અને દેખાદેખીના કારણે સમાજજીવન આજે કલુષિત થઇ રહ્યું છે એમ કહેવાને કોઇ પણ ઘડીભર લલચાય છે.

૯.

**મી. હોર્નીમેન:**

સાત સાત વર્ષે મી. હોર્નીમેન હિંદુસ્થાન પાછા ફરી શકે છે અને એમ બ્રિટીશ નોકરશાહીએ કરેલા અન્યાયનો લાંબા સમયે અંત આવે છે. મી. હોર્નીમેન હિંદુસ્થાનની ભૂમિ પર પગ મૂકી જ્યાં જ્યાં ફર્યા છે ત્યાં હિંદીઓએ તેમને ઊંચી અવાજે વધાવી લીધા છે; અને હિંદી નેતાઓએ એમની સેવાની તારીફ કરી એમને હાર્દિક આવકાર આપ્યો છે. અમે એ આવકારમાં જોડાઇએ છીએ. હોર્નીમેન એક બાહોશ પત્રકાર છે, એટલું જ નહિ પણ સ્વાતંત્ર્યના હિમાયતી અને અન્યાય અને જુલમના કટ્ટર વિરોધી છે. કલકત્તાના એક અંગ્રેજી છાપાના તંત્રી મંડળ પર કામ કરવા હિંદુસ્થાનમાં પહેલ વહેલા આવી, હિંદીઓ પ્રત્યે પોતાના જાતભાઇઓ તરફથી ચલાવવામાં આવતું અન્યાયી વર્તન તેમની નજરે પડ્યું; બ્રિટીશ સામ્રાજ્યવાદનો ખરો અર્થ તેઓ સમજ્યા; અને તેમનું લોહી ઉકળ્યું. ૧૯૧૩ માં મુંબાઈ ક્રોનીકલ શરૂ થતાં એનું તંત્રીપદ તેમણે સ્વીકાર્યું અને ત્યારથી હિંદુસ્થાનની સ્વાતંત્ર્ય માટેની લડતમાં એમણે ભાગ લેવો શરૂ કર્યો. ૧૯૧૩ પછીનું મુંબાઇ ઇલાકાનું જાહેરજીવન રચવામાં એમનો મોટો ફાળો છે. એમની વાણી અને લખાણમાં જુસ્સો છે, વેગ છે. બન્ને હિંદની સેવામાં રોકાયાં; અને જ્યાં જ્યાં અન્યાય કે જુલમ નજરે પડ્યા ત્યારે ત્યારે તે એમણે પ્રકટ કર્યાં અને વખોડી કાઢ્યા. અધિકારીઓ એમનાથી ધ્રુજતા અને મુંબાઇ ક્રોનીકલ શું કહેશે એની સર્વ રાહ જોતા. આવી ફત્તેહો તો એમણે કેટલીય મેળવી છે. એમના હદપાર

થયા પછી જ્યારે જ્યારે એવા પ્રસંગો ઉભા થતા ત્યારે એમનું નામ બહુ જ વ્યક્તિથી સંભારાયું છે. હવે તેઓ પાછા ફરે છે. એમણે જે કાંઇ કર્યું છે એના માટે એમને રેજ પણ પશ્ચાતાપ નથી; જૂના જ માર્ગે આગળ વધવાની એમને અભિલાષા છે. હિંદી સ્વાતંત્ર્યનાં સ્વપ્નાં એમણે રચ્યાં છે અને એ સ્વપ્નાં સાચા પડતાં સદેહે જોવા માગે છે. જે પત્રની પ્રતિષ્ઠા એમની સેવા વડે બંધાઇ છે એના તંત્રીપદે તેઓ ફરીથી નીમાયા છે અને મુંબાઇ ક્રોનીકલના વ્યવસ્થાપકોએ પત્રની નીતિ ઘડવાનું મી. હોર્નીમેન ઉપર છોડી એમનામાં પોતાનો તેમ જ હિંદી જનતાનો વિશ્વાસ જાહેર કર્યો છે. મી. હોર્નીમેનને જ્યારે હિંદ મૂકાવેલું, ત્યારે હિંદ આગળ ધપી રહ્યું હતું, એકતાના સુર સર્વત્ર સંભળાતા. આજે વસ્તુસ્થિતિ ઉલટી છે. આવી પરિસ્થિતિમાં આવો અડગ અને ઉત્સાહી લડવૈયો મળવા માટે અમે હિંદમાતાના ધન્યવાદ ગાઇએ છીએ.

હ.

શોકજનક અવસાનો:

ગં. સ્વ. બાજીગૌરી મુન્શીના શોકજનક અવસાનની નોંધ લેવાનું અમને અહિં પ્રાપ્ત થાય છે. આ ગુજરાતી મહિલાએ પોતાનો વૈધવ્યકાળ સ્ત્રી ઉન્નતિના કાર્યમાં ગાળી એને દીપાવ્યો છે. સુરત, મુંબાઇ, રાજકોટના વનિતાવિશ્રામો એમના તેમ જ એમની શિષ્યા ગં. સ્વ. નાની બ્હેન ગજ્જરના પ્રયાસનાં ફળ છે. દુષ્કાળના સમયમા સંકટ નિવારણ અર્થે શારીરિક અગવડો વેઠી તેઓ ગુજરાત કાઠિયાવાડમા ફર્યાં છે. ગુજરાતની સ્ત્રીઓ અને ખાસ કરીને વિધવાઓ એમના કેળવણીના કાર્ય માટે એમની હમ્મેશની ઋણી રહેશે. અમે સદ્‌ગતના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

'બીજું અવસાન તે 'બડા દાદા' નામે પ્રસિદ્ધ થયેલ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના જયેષ્ઠ પુત્ર અને કવિશ્રી રવીન્દ્રનાથ ટાગોરના મોટા ભાઇ દ્વિજેન્દ્રનાથ ટાગોરનું. એમનું જીવન બંગાળી સાહિત્યની અને બ્રહ્મોસમાજની સેવામાં અર્પાઇ ચૂક્યું હતું. એમની વૃદ્ધાવસ્થામાં તેઓ શાંતિનિકેતનમાં નિવૃત્તિ નિવાસ કરી રહ્યા હતા. ત્યાં બેઠા બેઠા તેઓ દેશનું શુભચિંતન કર્યા કરતા. મહાત્માજી પ્રત્યે તેમને બહુ જ માન હતું, અને એમના રચનાત્મક કાર્યક્રમમાં અપૂર્વ શ્રદ્ધા હતી. મહાત્માજીને રેંટિયા વિગેરે બાબતો સંબંધી અવાર નવાર લખી તેઓ જુવાનોમાં નવી પ્રેરણા ફુંકતા. પ્રભુ એમના આત્માને શાંતિ બક્ષે.

હ.

સરકારી ન્યાયનાં કાટલાં:

આજે ચાલુ હિંદુ-મુસ્લીમ વિખવાદ નોકરશાહીને ગમે છે અને નોકરશાહીના ધોરણથી તે પોષાય છે, એવું કાંઇક મુંબઇ ગવર્નરના ખાનગી મંત્રીએ સીંધના હિંદુ એસોસીએશન ઉપર લખેલા બે પત્રોમાં જણાઇ આવે છે. સુધારાનો અમલ નોકરશાહી કેવી વૃત્તિથી કરે છે તે પણ સ્પષ્ટ થાય છે.

સીંધના હિંદુઓએ મુંબઇ ઇલાકાની ધારાસભા ઉપર વધારે પ્રતિનિધિઓ મોકલવા માટે કરેલી માગણીનો જવાબ પહેલા પત્રમાં આપવામાં આવ્યો છે. ઇલાકાની લોકસંખ્યાની ગણત્રી પ્રમાણે સીંધના હિંદુઓ ધારાસભા ઉપર ૩.૭ પ્રતિનિધિઓ મોકલી શકે. પણ પ્રતિનિધિઓની સંખ્યા જૂદી જૂદી લોકસંખ્યાવાળા વિભાગો વચ્ચે ગણિત પદ્ધતિથી વ્હેંચી નથી શકાતી, છતાં સીંધી હિંદુઓના ધારાસભા ઉપર ચાર પ્રતિનિધિ છે, સીંધમાં જો કે હિંદુઓનું સંખ્યાબળ મુસલમાનો કરતાં ઓછું છે, છતાં આખા ઇલાકામાં હિંદુઓની જ વસ્તી વધારે છે, માટે સીંધના હિંદુઓને વધારે પ્રતિનિધિ ન આપી શકાય. સીંધી હિંદુઓના

ચાર પ્રતિનિધિ ગણાવતાં, સુરત જીલ્લાના પ્રતિનિધિ મી. શીવદાસાનીનું નામ લેવાયું છે, કારણ કે તેઓ સીંધી છે, વળી હિંદુ છે. સુરત જીલ્લાનો પ્રતિનિધિ સીંધી હિંદુનો પ્રતિનિધિ કેવી રીતે હોઇ શકે એ તો સરકાર જ નક્કી કરી શકે.

વધારે અન્યાયી અને એથી જ વધારે વાંધાવાળો જવાબ તો બીજા પત્રમાં છે. સીંધ એસોસીએશને સરકારી નોકરીમાં સીંધી હિંદુઓને લાયકાત પ્રમાણે નીમવામાં નથી આવતા કે ઉપર ચઢાવવામાં નથી આવતા એવી ફરિયાદ કરી હતી. ગવર્નરના મંત્રીએ જવાબમાં હિંદુઓના પ્રતિનિધિઓ ધારાસભામાં સરકાર તરફ કે વિરુદ્ધ મત કેવી રીતે આપે છે એની યાદી મોકલાવી છે. પહેલી ધારાસભામાં ત્રણે સભ્યોએ સરકાર વિરુદ્ધ વધારે વખત મત આપ્યા હતા. ૧૯૨૩ માં ફરીથી ચૂંટણી થઇ એમાં બે સભ્યો તો ફરીથી ચૂંટાઇ આવ્યા; પણ ત્રીજા સભ્ય કે જેમણે બીજાઓની સરખામણીમાં સરકારનો વિરોધ થોડો કરેલો તેમની જગ્યાએ મી. અડવાણી આવ્યા અને સરકારનો વિરોધ કરવામાં આજે તે ત્રણેમાં ચઢી જાય છે. સરકાર વિરુદ્ધ જે પ્રજાના પ્રતિનિધિઓ મત આપે એમનો સરકારદ્રોહ સિદ્ધ થયો જ ગણાય. માટે સરકાર આવી દ્રોહી પ્રજાના માણસોને શા માટે નોકરી આપે કે ઉપર ચઢાવે? ખાનગી મંત્રી તો એમ કહે છે કે સરકારનું એવું વલણ નથી પણ વસ્તુસ્થિતિ સમજાવવા માટે ઉપરની હકીકત જણાવવામાં આવી છે.

નોકરશાહી પોતાની કૃપા માટે આટલો બદલો પણ ન માગે? નોકરશાહીના ગુણો વિરોધીઓ ક્યાં સમજે છે.

હ૦

### વિનીત પરિષદ:

વિનીતોની પરિષદ નાતાલમાં કલકત્તા મુકામે મધ્યપ્રાંતની કારોબારી સભામાંથી તુરતં જ નિવૃત્ત થયેલા સભ્ય સર મોરોપંત જોશીના પ્રમુખપદ઼ંઠળે મળી હતી. આ પક્ષના અનુયાયીઓ જૂજ છે, પણ એમાંના ઘણાખરાએ હિંદના રાજકીય તખ્તા ઉપર ઠીક ભાગ ભજવ્યો હોવાથી એમના વિચારો કાને ધરવા યોગ્ય છે.

પ્રમુખે સર્વ રાજકીય પક્ષોનું ધ્યેય એક છે, પણ પદ્ધતિ જૂદી જૂદી છે એમ કહી સર્વ પક્ષોની આકાંક્ષા આજે રાજકીય પ્રગતિ છે એમ જાહેર કર્યું. વાઇસરોય અને ભારતમંત્રીની મંત્રણા થયા પછી લોર્ડ બર્કનહેડે કરેલા ભાષણમાં તેઓ આશા અને નિરાશા બન્ને જુએ છે. લોર્ડ બર્કનહેડ સ્વરાજપક્ષની સહકાર કરવાની વૃત્તિનો અભાવ જૂએ છે, પણ અસહકાર અને સ્વરાજપક્ષની ચળવળ પાછળ વચન ભંગોને કારણે બ્રિટીશો પ્રત્યે ઉત્પન્ન થયેલો અવિશ્વાસ ભૂલી જાય છે. સુધારામાં રહેલા દોષોને કારણે કે પ્રજાના એકનિષ્ઠ સહકારને કારણે સુધારાના અમલની તપાસ દશ વર્ષ પહેલાં કમીશનથી કરાવી શકાય એમ લોર્ડ બર્કનહેડ કહે છે પણ મુડીમેન સમિતિ આગળ બતાવેલા દોષોનો ખ્યાલ તેઓ કરતા જ નથી અને લોકો સહકાર કરતા નથી એમ કહે છે. વિનીતો બીજા પક્ષોની માફક સુધારાથી સંતોષાયા ન હતા, છતાં એમણે સહકાર કર્યો છે અને બીજા પક્ષોનું વલણ પણ ધીમે ધીમે બદલાયું છે. મુડીમેન સમિતિના લઘુમતનું સમર્થન કર્યું છે અને હિંદીઓની મહત્ત્વાકાંક્ષા સંતોષવા ખાતર નહિ તો મુડીમેન સમિતિની લઘુમતીએ જણાવેલા દ્વિમુખી રાજતંત્રના દૂષણો દૂર કરવા સુધારાની આવશ્યકતા જણાવી છે, કોમી ઝઘડાનું બહાનું સરકાર તરફથી રજુ થાય છે એનો રદીઓ આપ્યો છે અને એ ઝઘડા શાંત થઇ શકે એમ છે તેમ જણાવ્યું છે. સરકારનો ટીકાકાર થઇને પણ સહકાર કરવામાં વિનીત પક્ષને ખમવું પડ્યું છે અને છેલી ચુંટણીની નિષ્ફ-

ળાનું પણ એ એક કારણ છે. વિનીત પક્ષને બીજા પક્ષો સાથે દુશ્મનાવટ નથી. મનભેદ છતાં સર્વ પક્ષો એક જ ધ્યેયને માટે કામ કરી રહ્યા છે એમ વિનીતો સ્વીકારે છે અને પ્રતિયોગી સહકાર એ વિનીતોનો જ કાર્યક્રમ છે. મહાસભા જો સવિનયભંગ અને કર નહિ ભરવાની વાતો બંધ કરે તો સર્વ પક્ષો એકઠા થઇ શકે એમ છે, અને રાજકીય ઐક્યની ખાસ જરૂર છે. વિનીતોએ રાજકીય ચળવળનો જે માર્ગ સ્વીકાર્યો છે એ છેવટે સાચો જણાયો છે, અને વિનીતો એને જ વળગી બંધારણ પૂર્વક સ્વાતંત્ર્ય માટે લડવાના છે. છેવટમા જાહેર જીવનમાં આવેલી અસહિષ્ણુતા માટે શોક કરેલો છે.

પરિષદે મુડીમેન સમિતિની બહુમતીથી વિરોધ અને લઘુમતીથી સમ્મતિ દર્શાવતો, વાઇસરોય અને ભારત મંત્રીની સુધારા સંબંધી વલણથી થયેલી નિરાશા જાહેર કરતો અને વડીધારાસભાએ મુડીમેન સમિતિના હેવાલ સંબંધી કરેલા ઠરાવનું સમર્થન કરતો, હિંદી રાજબંધારણમાં વધુ સુધારા માગતો, સરકારને દેશપાર કરવાની સત્તા આપનાર કાયદાઓ ક્રીમીનલ લૉ. એમેન્ડમેન્ટ એક્ટ, ૧૮૧૮, ૧૮૧૯ અને ૧ ૨૭ ના રેગ્યુલેશનો રદ કરાવવા માગતો, ઠરાવો પસાર કર્યા હતા. અન્તર્જકાન વિષે, કારોબારી અને ન્યાયી ખાતાઓ જૂદાં પાડવા સંબંધી, અંત્યજો સંબંધી, ઠરાવો પસાર થયા હતા. લી કમીશનના હેવાલ અનુસાર લોકમત વિરૂદ્ધ બ્રિટીશ પાર્લામેન્ટે પસાર કરેલ સીવીલ સર્વીસ બીલનો વિરોધ પરિષદે કર્યો હતો, દક્ષિણ આફ્રિકાના હિંદવાસીયો વિરૂદ્ધના કાયદા સંબંધી વિરોધ પરિષદે જાહેર કર્યો હતો અને નવો કાયદો પસાર થાય તો બ્રિટીશ સરકારને એને નામંજુર કરવા કહેવા હિંદી સરકારને આગ્રહ કર્યો હતો; કેનિયાની સ્થિતિ વિષે પણ વિરોધ જાહેર કર્યો હતો. જમીનદાર અને ખેડુતોના સંબંધ વિષે અને મજૂરોની સ્થિતિ વિષે ઠરાવો પસાર થયા હતા, અને વિનીતમંડળોને સામાજિક કામ હાથમાં લેવાનું સૂચવાયું હતું. લશ્કરની આઠ ટુકડીઓમાં જ હિંદી અફસરોની ભરતી કરવાની યોજના સામે પરિષદે અવાજ ઉઠાવ્યો હતો અને લશ્કરના સર્વ વિભાગમાં હિંદીઓને તાલીમ આપવાની માગણી કરી હતી.

વિનીતોની વિરોધની પદ્ધતિ હજુ એવી ને એવી ચાલુ છે. વિરોધથી અન્યાયો અટક્યા નથી. વિનીતોનો સહકાર નિષ્ફળ નીવડયો છે. વિનીતોનો કાર્યક્રમ હિંદી નવપ્રજામા પ્રાણનો સંચાર કરે એમ નથી

ઉ.

### મુસ્લીમ પરિષદો:

અલીગઢમાં સને ૧૮૭૫ મા સર સૈયદ અહમદે મુસ્લીમ કેળવણીનું બીજારોપણ કર્યું હતું. મહોમેડન ઍંગ્લો-ઓરીએન્ટલ કૉલેજ સાત શિક્ષક અને ૧૧ વિદ્યાર્થીથી શરૂ થઇ હતી, આજે એ બીજ ફુલીફાલીને મોટા વૃક્ષ રૂપે પરિણમ્યું છે, કૉલેજનુ રૂપાંતર વિદ્યાપીઠમા થયુ છે, આજે એના વિદ્યાર્થીઓની ગણત્રી હજારોથી થાય છે. અલીગઢ મુસ્લીમ યુનીવર્સીટીનો સુવર્ણ મહોત્સવ આ વર્ષે ઉજવવાનો હોઇ, આ વર્ષની સર્વ મુસ્લીમ પરિષદો આ ઉત્સવના સમયે નાતાલમા અલીગઢમા જ મળી હતી.

મુસ્લીમ કેળવણી પરિષદમાંથી સ્ત્રીઓને બાતલ રાખવાનો પ્રયાસ એના મંત્રી નવાબ સદરયારજંગ તરફથી થયો હતો; પણ મુસ્લીમ સ્ત્રીઓએ મુંબાઇવાળાં આતીયા બેગમની સરદારી નીચે એનો સફળ વિરોધ કર્યો હતો. આતીયા બેગમે કેળવણી પરિષદમા જાહેર ભાષણમા જણાવ્યું હતું કે 'ઇસ્લામમા સ્ત્રીઓને ઉચ્ચ સ્થાન છે, અને ઇસ્લામ નારીપ્રતિષ્ઠા માટે પ્રસિદ્ધ છે. અંતે એવી જ મુસ્લીમ સ્ત્રીઓ

કવિ, ઓલીયા અને રાજકરનાર તરીકે મશહૂર થઇ છે. અલીગઢે મુસ્લીમ સ્ત્રીઓ માટે કાંઇ કર્યું નથી એ શોચનીય છે, પણ મુસ્લીમ યુવકો પોતાની મા બ્હેનોને થતો અન્યાય દૂર કરશે ? પ્રમુખ નવાબ સર અબ્દુલ કાસમખાને ખેતીવાડીના અને ઔદ્યોગિક શિક્ષણ ઉપર ભાર મૂક્યો હતો અને કેળવણીના વાહન તરીકે ઉર્દૂની હિમાયત કરી હતી. પરિષદે પંજાબ વિદ્યાપીઠની નિયામક સભા ઉપર અર્ધા નિયામકો મુસલમાન હોવા જોઇએ એવો ઠરાવ પસાર કર્યો હતો. મુસ્લીમ કોમે ફરજીયાત પ્રાથમિક કેળવણીનો લાભ લેવા અને એમાંથી કન્યાઓને બાતલ નહિ કરવાનો ઠરાવ ખૂબ વિરોધ સાથે પસાર થયો હતો.

મુસ્લીમ સ્ત્રી પરિષદે સ્ત્રીઓને કેળવણી પરિષદમાંથી બહાર રાખવાને થયેલો નિષ્ફળ પ્રયાસ વખોડી કાઢયો હતો, મુસલમાનો માટે ફરજીયાત કેળવણી માગી હતી અને મુસ્લીમ સ્ત્રીઓની કેળવણી માટે સારા દેશમાં સંસ્થાઓ ખોલવા સ્ત્રી પુરૂષોના બનેલા મધ્યસ્થ મંડળની જરૂરિઆત જણાવી હતી.

સુવર્ણ મહોત્સવની ઉજવણી પ્રસંગે પ્રમુખસ્થાને બીરાજતા નવાબ સર મહમ્મદ મુઝમીલ ઉલાહખાને એક લાખ રૂપીઆની સખાવત જાહેર કરી હતી, અને સંસ્થાની પચાસ વર્ષની કારકીર્દીનું અવલોકન કર્યું હતું. વિદ્યાપીઠના કુલનાયક સાહેબઝાદા આફતાબ અહમદખાને વિદ્યાપીઠના ભવિષ્ય માટે બે કરોડ રૂપીઆની જરૂરિઆત જાહેર કરી હતી, જેમાંથી ૨૨ લાખ ઔદ્યોગિક કેળવણી પાછળ, અને ૧૫ લાખ રૂપીઆ નવાં છાત્રાલયો પાછળ ખર્ચવાના છે. પૈસા એકઠા કરવા માટે ઉત્સવ પૂરો થયે પ્રતિનિધિઓ જૂદા જૂદા પ્રાંતમાં જશે એમ જાહેર કર્યું હતું.

મુસ્લીમ યુનિવર્સિટી યુનીઅનના આશરા તળે આ પ્રસંગે કોમી રાજકીય કાર્યક્રમને સ્થળે રાષ્ટ્રીય કાર્યક્રમના તાત્કાળિક સ્વીકારમાં હિંદી પ્રશ્નનો ઉકેલ રહેલો છે એ વિષય ઉપર ચર્ચા ચાલી હતી. અને વ્યક્તિ બળવાળી હોવા સિવાય સમુદ બળવાળો થઇ ન શકે એ દલીલના આધારે કોમી કાર્યક્રમનું મી. જીન્નાહ, સર મહમ્મદ શફી, સર અલી ઇમામ જેવા મુસલમાન આગેવાનોએ સમર્થન કર્યા છતાં ઉપરનો ઠરાવ પસાર થયો હતો. આથી એટલો હર્ષ થાય છે કે જુવાન મુસ્લીમો કોમી ઝગડાનાં અનિષ્ટ સમજે છે. અને તેમનું વલણ રાષ્ટ્રિય એકય તરફ દોરે છે.

મુસ્લીમ રાજકીય પરિષદ તે મુસ્લીમ લીગ. આ સંસ્થાનો ઇતિહાસ જાણવા જેવો છે. રાષ્ટ્રીય મહાસભાના વિરોધી તરીકે ઉત્પન્ન થઇ, હિંદુ અને મુસ્લીમ એકય સ્થાપવામાં એ મદદગાર થઇ. લખનૌની સમાધાની રાષ્ટ્રીય મહાસભા અને મુસ્લીમ લીગ વચ્ચેનો કરાર છે જે મોન્ટેગુ-ચેમ્સફર્ડ સુધારા વખતે સરકાર તરફથી માન્ય રખાયો. ખિલાફત ચળવળના જોસમાં એનું અસ્તિત્વ ભૂલાયું, તે કોમી ઝગડા પાછા આવતાં ફરીને નજરે પડે છે. આ બેઠકના પ્રમુખ ઇસ્લીંગટન કમીશનના સભ્ય તરીકે જૂદી નોંધ લખી સ્વ. ગોખલેના ગોઠિયા તરીકે પ્રસિદ્ધ થયેલ સર અબ્દુર રહીમ હતા. આ વખતે તેઓ નવા પ્રકાશમાં જ ભભુકી ઉઠયા, અને એના કારણ તરીકે બંગાલ કારોબારી સભાના સભ્ય તરીકે એમનો નોકરશાહીનો સહવાસ મનાય છે. એમનું વ્યાખ્યાન કોમી લાગણીથી ભરપુર હતું, અને એમનો ક્રોધ હિંદુઓ સામે સળગી ઉઠયો હતો. એમણે હિંદુ મુસ્લીમ કોમ વચ્ચે એવા તો ભેદ જોયા છે કે એમને મન આ કોમોનુ એક પ્રજામાં સંગઠિત થવું લગભગ અસંભવિત છે. હિંદુ કોમ અને એના કેટલાક આગેવાનો સામે કાઢેલા એમના બખાળાથી અંગ્રેજ છાપાંઓ પણ વિસ્મીત થયાં છે અને સર અબ્દુર રહીમને પોતાના કહેવાનો

ભાવાર્થ બદલવો પડયો છે. તેમણે મુસલમાનો માટે જ નહિ અંગ્રેજો માટે પણ કોમી પ્રતિનિધિત્વની માગણી કરી છે, અને મુસલમાનોનું હિત જાળવવા પ્રાંતિક તેમ જ વડી ધારાસભામાં મુસ્લીમ પક્ષ ઉભો કરવાની હિમાયત કરી છે જેને કર્યા સિવાય મુસલમાનોનો રાજકીય આત્મઘાત તેઓ જુએ છે. રાજકીય સુધારણા સંબધી તેમની ફક્ત બે જ સૂચનાઓ છે. એક ઇન્ડિયા કાઉન્સીલ કાઢી નાખવાની અને બીજી હિંદ રાજ્યબંધારણના કાનુન અનુસાર કરેલા નિયમોમાં ફેરફાર કરવાની. જ્યારે રાજકીય પ્રગતિની વાતો થતી હોય ત્યા આ માગણીઓ તો ફીકી જ લાગે છે.

સદ્‌ભાગ્યે મુસ્લીમ લીગ સર પીર અબ્દુર રહીમના અભિપ્રાયથી દોરવાઇ નથી. મી. જીન્હાની સૂચનાથી સુધારાનો અમલ કરવા સરકાર સાથે સહકાર કરવાનો લીગે ખાસ ઠરાવ પસાર કર્યો છે, પણ સાથે સાથે રાજકીય પ્રગતિને અર્થે વધારે સુધારા આપવા રૉયલ કમીશનને તુરત નીમવા માગણી કરી છે અને ભવિષ્યના રાજ્યબંધારણ માટે નીચેના સિદ્ધાન્તો સૂચવ્યા છે.

(૧) દેશમાં ચુંટણીથી બનતી ધારાસભા અને બીજી સંસ્થાઓમાં નાની કોમોનું પૂરતું પ્રતિનિધિત્વ હોવું જોઇએ.

(૨) કોમી પ્રતિનિધિત્વ માટે મતદાર મંડળો જૂદાં જોઇએ. સિવાય કે કોઇપણ મંડળ કોઇપણ સમયે જુદું મતદાર મંડળ દૂર કરી સામાન્ય મતદાર મંડળમાં ભળી શકશે.

(૩) પંજાબ, બંગાલ, સરહદના વાયવ્ય પ્રાંતના મુસલમાનોની વધુ લોકસંખ્યા જળવાઇ રહે એવી રીતે જરૂર પડે નવા પ્રાંતો બનાવવા

(૪) દરેક કોમને સંપૂર્ણ ધાર્મિક છૂટ.

(૫) જો કોઇ પણ ચૂંટણીથી બનેલી સંસ્થામાં બીરાજતા કોઇપણ કોમના ¾ પ્રતિનિધિઓ કોમી હિતથી વિરૂદ્ધ જાય છે એ કારણે કોઇપણ કાયદા કે ઠરાવનો વિરોધ કરે તો એ કાયદો કે ઠરાવ પસાર ન થાય.

કોમી મતદાર મંડળો રાષ્ટ્રહિતથી વિરૂદ્ધ છે અને એક વખતે સ્વીકારવામા આવે તો રાષ્ટ્રીય ઐક્ય સધાતાં ખૂબ સમય થાય છે. ધારાસભામાં સ્વીકારેલા કોમી મતદાર મંડળના સિદ્ધાન્ત પાછળ સ્થાનિક સંસ્થાઓમાં અગાની કોમી પ્રતિનિધિત્વની માગણી રહી છે. હિંદુસ્થાનમાં એવી નાની નાની કોમો વસે છે કે એ કોમ ધારે તો ઉપર જણાવેલો ૪ થો સિદ્ધાન્ત માન્ય થયે કોઇપણ ચૂંટેલી સંસ્થાનું કાર્ય અશક્ય કરી મૂકે. હિંદુસ્થાનના દર્દનું ઓસડ કોમી પ્રતિનિધિત્વમાં નથી. મુસ્લીમ લીગનો બીજો મહત્વનો ઠરાવ દક્ષિણ આફ્રિકા માટેનો હતો.

ઉ.

## સાહિત્ય પરિષદના પ્રમુખ:

રા. બ. રમણભાઇ મ. નીલકંઠ આગામી ગુજરાતી સાહિત્ય પરિષદના સર્વાનુમતે પ્રમુખ નીમાયા છે. તે માટે તેમને અભિનંદન આપીએ છીએ અને સ્વાગતકારિણી સભાને ધન્યવાદ આપીએ છીએ.

૨.

卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧ . ફાગણ ૧૯૮૨ અંક ૫

# અચલ શ્રદ્ધા

પૃથ્વી સૉનેટ

ન માર્ગ હજિ યે દિસેઃ નવ દિસે જ દીઠેલ કો :
દિસે અહિંતહીં બધા જ લઘુ કાર્યમાં ડૂબતા;
દિસે અહિંતહીં ઘણા લઘુ ગણી મહત્ ડૂલતા,
ફુલાય અમથા, વળી અહહ ! કૈંક ડૂલાવતા.

વહ્યો યુગ જુનો, નહીં યુગ નવો જ ઊગ્યો હજી,
નિશા જ પસરી બધે અજબ ભૂત-ભડકા સજીઃ
નિશાટવિ વિશે ભુલી ભુલવતા ઘણાને સુઝી,—
નવો યુગ ઉગે જ કે ક્ષણ કિહાં, ન જાણંત કો.

અહો યુગયુગાન્તરાલ ઘનઘોર વાંસે દ્યુતિ !
ન માર્ગ દિસતો ભલેઃ અચલ મ્હારિ શ્રદ્ધા તુંમાં.
ન માર્ગ દિસતો ભલે, લઘુ મળે જ કાર્યો ભલે,
ભુલૂં ન લઘુતા તથાપિ કરું શ્રેષ્ઠ નિષ્ઠા વતીઃ
ન માર્ગ દિસતો તથાપિ લઘુતા ન ઉત્સાહમાંઃ
ન સાથ, ગુરુ, શિષ્ય નાઃ અચલ તો ય શ્રદ્ધા તુંમાં.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# સામાજિક વિદ્યાઓના અભ્યાસની પદ્ધતિ વિષે કેટલાક વિચારો

હાલ આપણા દેશમાં સામાજિક અને રાજકીય વિષયોમાં ખૂબ મન્થન ચાલે છે. આમ થવાના અનેક કારણો છે. તેમાં એક કારણ પૂર્વ અને પશ્ચિમની વિચારરૂઢિઓનું સંઘર્ષણ છે. આપણી અત્યાર સુધીની સરકાર તરફથી મળતી કેળવણીનું એક ધ્યેય આપણામાં પશ્ચિમની સંસ્કૃતિ ઉતારવાનું પણ હોવાથી કોઇ પણ વિષયમાં વિચાર કરતા આપણે સ્વાભાવિક રીતે ત્યાંના સિદ્ધાન્તોને પ્રમાણભૂત ગણી બીજા વિચારોની કિંમત આંકીએ છીએ. આ સિદ્ધાન્તો જો ખરેખરા સત્યરૂપ હોય તો તેમ કરવામાં તાત્ત્વિક દષ્ટિએ કાંઇ વાંધો નથી; પણ જે વિષયોમાં એવું તાત્ત્વિક સ્વરૂપ ન જણાયું હોય તેમાં પણ અમુક વિચારો પશ્ચિમમાંથી આવે છે માટે તેને પ્રમાણ ગણવા એ આપણી પરાધીનતાનું સૂક્ષ્મ પણ બુદ્ધિસત્ત્વનું ઘાતક પરિણામ છે. મનુષ્યનું સામાજિક જીવન એ એક એવો વિષય છે કે જેની શાસ્ત્રીય શોધ હજી પ્રાથમિક દશામાં છે ભૌતિક અને પ્રાણિશાસ્ત્રના તત્ત્વો જેટલા વ્યાપક છે તેટલા જ સમાજજીવનના પણ હશે. પણ તેની શોધ થવી હજી બાકી છે. અને એ થાય તે પ્હેલા પશ્ચિમના અર્થશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રના–એટલે કે સંપત્તિશાસ્ત્ર, ( Economics ), લોકશાસ્ત્ર ( Sociology ), સમાજશાસ્ત્ર ( Politics ), શાસનવ્યવસ્થા ( Science of governance ) ઇત્યાદિ સમાજજીવનના શાસ્ત્રોના સમૂહના–સિદ્ધાન્તો નિરપેક્ષ દષ્ટિથી સ્વીકારી શકાય નહિ. ખરી વાત તો એ છે કે હજી આ વિદ્યાઓ શાસ્ત્રની કોટિએ જ પ્હોચી નથી. અને એનાં મુખ્ય બે કારણો છે. એક એ કે સામાજિક શાસ્ત્રોના આધારરૂપ ચિત્તશાસ્ત્રમાં–વ્યક્તિના અને સમાજના—હજી સર્વમાન્ય તત્ત્વોની સ્થિતિ પ્રાપ્ત થઇ નથી; અને બીજું એ કે તે સામાજિક શાસ્ત્રોમાં સામાન્ય તત્ત્વોનું નિરૂપણ કરતી વખતે જે હકીકતો ધ્યાનમાં રાખવામાં આવે છે તે મુખ્યતઃ પશ્ચિમની જ પ્રજાઓની હોય છે[૧]. આધુનિક યૂરોપીય સમાજશાસ્ત્રીઓ એરીસ્ટોટલના 'સમાજશાસ્ત્ર' ( Politics ) સામે એ વાંધો ઉઠાવે છે કે તેની ગવેષણાનું ક્ષેત્ર બહુ સંકુચિત હતું. એની આગળ ફક્ત ગ્રીસનાં જ રાજ્યો હતાં. આ વાંધો આધુનિક યૂરોપીય સમાજશાસ્ત્ર સામે

૧ માનવવિદ્યા ( Anthropology )માં અનેક જંગલી પ્રજાઓ અને તેમની સંસ્થાઓની સમાલોચના કરવામાં આવે છે. તેમાંથી નીપજતા વિચારોનો ઉપયોગ સંસ્કૃત પ્રજાઓની સંસ્થાઓની ઉત્પત્તિની ચર્ચામાં કરવામાં આવે છે. પણ આ વિદ્યા જે વિગતો અને અનુભવો ઉપર આધાર રાખે છે તેની યથાર્થતા ઘણીવાર શંકા ભરેલી હોય છે; એટલે તે ઉપરથી કહાડાતાં અનુમાનો 'સંભવ' ની કોટિનાં જ ગણી શકાય, એને 'નિર્ણય' ગણવા માટે વધારે નિશ્ચિત પુરાવાની અપેક્ષા રહે છે; એટલે આ 'અનિર્ણીત નિર્ણયો' વાળી વિદ્યાનો ઉપયોગ બીજાં અનુમાનો દોરવામાં બહુ ન જ થઇ શકે.

હજી પણ મુકી શકાય એમ છે. ત્યાંના ઘણાખરા લેખકો સમાજશાસ્ત્રનો અથવા તેના કોઇ એક ભાગનો વિચાર કરે છે ત્યારે યૂરોપની જ પ્રજાઓ એમની દૃષ્ટિ આગળ હોય છે.[૨] હા, એ સાચું છે કે તેઓ હિન્દુસ્થાનની પ્રજા અને સામાન્ય રીતે જાપાન સિવાય એશીઆની બધી પ્રજાઓને જંગલી ગણે છે. પણ હું ધારૂં છું કે આ જ દૃષ્ટિ તેઓના સમાજશાસ્ત્રના તત્ત્વોને સર્વવ્યાપી ગણવામાં મોટું બાધક પ્રમાણ છે. આવાં અનેક કારણોથી તે શાસ્ત્રોમાં થતું વિષયનું નિરૂપણ ઘણે ભાગે એકદેશીય હોય છે.

આ એકદેશીય શાસ્ત્રોનો અભ્યાસ કરી તે પ્રમાણે હિન્દુસ્થાનના સામાજિક અને રાજકીય જીવનને દોરવા પ્રયત્ન કરવો એ સત્યની તેમ જ લાભાલાભની દૃષ્ટિએ અજુગતું છે. જેમ પાશ્ચાત્ય દેશોની આબોહવા અને કુદરતના વર્ણન ઉપરથી નીપજતી ત્યાંની રહેણી-કરણીના નિયમો પૂર્વને લાગુ ન પડે, તે પ્રમાણે ત્યાંની પ્રજાઓના આચાર—વિચારમાંથી

---

* ૨ ઉદાહરણ તરીકે આપણા દેશમાં યુનીવર્સીટીઓમાં પાઠ્યપુસ્તક તરીકે પ્રચલિત પ્રેસીડન્ટ વીલ્સનનું સ્ટેટ લઇએ. તેમાં વિષયની મર્યાદા આર્યપ્રજાઓથી આંકી છે ( પૃ. ૨ ). પણ ગ્રંથ જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે આર્યપ્રજા એટલે લેખકને મન પશ્ચિમની આર્ય પ્રજાઓ જ છે. તેમની જ ભૂત અને વર્તમાનકાળની સ્થિતિ તેઓએ મોટે ભાગે તપાસી છે. પૂર્વની આર્ય કે આર્યેતર પ્રજાઓને ધ્યાનમાં લીધી નથી. પ્રકરણ ૧૯–૨૦ માં રૂશીઆ અને ટુર્કી તથા જાપાનના શાસનતંત્રોનું વર્ણન કર્યું છે, પણ સામાન્ય સિદ્ધાન્તો તારવતી વખતે તો યૂરોપની સબળ પ્રજાઓનો જ અહેવાલ ધ્યાનમાં લીધો છે. ધી સ્ટેટના લેખકના મને હિંદ અને ચીન પ્રગતિમાં અટકી ગયેલી, ગોંધાઇ ગએલી પ્રજાઓ છે. પ્રજાઓના મહાન પ્રવહણમાં હિંદ અને ચીન ' પાછલાં પાણી ' છે. We may say from what we discern of the movements of the nations from their original seats, that the races of China and India were the 'back-water' from the great streams of the migration. Those great streams turned towards Europe and left those outlying waters to subside. પૃ. ૨૦ ૧૯૧૮ ની આવૃત્તિ. આ જાતના વિચારો શાસ્ત્રીય ગવેષણામાંથી નહિ પણ ગર્વમાંથી પેદા થાય છે. આવા વિચારો ફેલાવવાનું માન (!) પ્રસિદ્ધ જર્મન ફીલસુફ હેગલને પણ છે. 'અણુ' નામધારી એક આપણા વિદ્વાને પણ હિંદુસ્થાન વિષે કેટલાક વિલક્ષણ વિચારો હેગલ ઉપર આધાર રાખી યુગધર્મના પ્હેલા અંકમાં જણાવેલા છે.

આમાં અપવાદરૂપ પણ કેટલાક લેખકો હશે. ઉદાહરણ તરીકે જુઓ બીનોયકુમાર સરકારનો ઇન્ડીઅન હીસ્ટોરીકલ ક્વાર્ટર્લીમાં (વૉ. ૧ નં. ૩–૪) Hindu Politics in Italian નામના લેખમાં જણાવેલા લેખકોના ગ્રંથો—જેમકે Salvatore Cognetride Miertos નું Socialism Antico—' પ્રાચીન સમાજવાદ ' નામનું પુસ્તક. આ ગ્રંથમાં, પ્રૉ. બીનોયકુમાર જણાવે છે તે આધારે, હિંદુસ્થાન વિષે ખાસ પ્રકરણો છે અને બીજા અનેક સ્થાને તે વિષે ઉલ્લેખો છે; Carlo Formichi ના Salus ' Populi: Saggio discienza politica ' " લોક હિત—સમાજશાસ્ત્ર વિષે નિબંધ " માં મેળવીઆવેલી, હોબ્સ અને કામન્દકિની તુલના કરી છે. વળી ફ્રેંચભાષામાં લખાએલ Paul Janet ના Historic de la Science Politique dans ses Rapports Avec la Morale "સમાજશાસ્ત્રનો ઇતિહાસ ચારિત્રશાસ્ત્રના સંબંધપૂર્વક 'માં પચાશેક પાનાં હિંદ અને ચીન વિષે છે. આ ફ્રેંચ ગ્રંથની માહીતી માટે હું અધ્યાપક આણંદરાવ ઠાકોરને તથા આચાર્ય ગીદવાણીને આભારી છું.

ઉપજાવેલાં સમાજવ્યવસ્થાદિકનાં વર્ણનો અને નિયમો આપણા દેશને લાગુ ન પડે. હિન્દુસ્થાનની પ્રગતિનો આધાર હિન્દુસ્થાનના સમાજસ્વભાવના ખ્યાલ ઉપર છે. હિન્દુસ્થાનને ઉપયોગી થાય એવાં સામાજિક શાસ્ત્રો તૈયાર કરવા માટે આ જનસ્વભાવ સમજવો જરૂરનો છે. આ જ્ઞાન વર્તમાન સ્થિતિનું નિરીક્ષણ કરવાથી તેમ જ પ્રાચીન વિદ્વાનોએ લોકની પ્રકૃતિ જોઇ સામાજિક વ્યવસ્થા ઉપર જે કાંઇ વિચારો કર્યાં હોય તે જાણવાથી થાય છે. સાથે સાથે વર્તમાન સ્થિતિ જોડે એનું અનુસંધાન કરવાની પણ જરૂર છે. કેવળ શાસ્ત્રની પ્રગતિની દૃષ્ટિએ પણ આમ કરવું જરૂરનું છે.

પશ્ચિમનાં સામાજિક શાસ્ત્રોને એકદેશીય કહ્યાં એનો અર્થ એવો નથી કે આપણે તેનો તિરસ્કાર કરવાનો છે. તેમાં વાપરેલી પદ્ધતિ આપણને અનેકવાર માર્ગસૂચક થઇ પડે. તેમાં સાબીત કરેલાં કેટલાં તત્ત્વો એકદેશીય રહ્યાં છે અને કેટલાં સર્વદેશીય થયાં છે એ પણ બન્નેની સરખામણી કર્યાથી જ સમજી શકાય. અને સર્વવ્યાપી સામાજિક સિદ્ધાન્તો સ્થાપવા માટે પણ આ જ માર્ગ છે. એટલે આપણે પશ્ચિમનાં સામાજિક શાસ્ત્રો પણ આદર પૂર્વક ભણવાની જરૂર છે. પણ પ્રારંભમાં કહ્યું છે તે પ્રમાણે સરકારી કેળવણીના પરિણામે અત્યારે ભય પશ્ચિમની ઉપેક્ષાનો નથી. આપણા ઘણાખરા અગ્રેસરો જે હિન્દુસ્થાનમાં સ્વરાજ સ્થાપવા પ્રયાસ કરે છે તેમના આદર્શોની પણ અંજન પરીક્ષા કરીએ તો જણાઇ આવશે કે તેમના આચારની વિચારભૂમિકા મોટે ભાગે પશ્ચિમના એકદેશીય વિચારોની બનેલી છે. એટલે અત્યારે બીજી બાજુ ઉપર ભાર મુકવામાં આવે તો ખોટું નથી.

ઉપર જણાવ્યું તે પ્રમાણે કોઇ પણ પ્રજાની સામાજિક સંસ્થાઓ અને જરૂરીઆતો સમજવા માટે તે પ્રજાની પ્રકૃતિ સમજવી જરૂરની છે. તેની વર્તમાન સ્થિતિનું નિરીક્ષણ આ બાબતમાં કેટલેક અંશે મદદ કરે છે. પણ પ્રજાની વર્તમાન સ્થિતિ એ સંબંધ વિનાની એકલ વસ્તુ નથી. તેનો ભૂતકાળ સાથે ગાઢ સંબંધ હોય છે. અને ગતસ્થિતિઓ સાથે અનેક રીતે સંકળાએલી હોય છે. એટલે તેના સ્વભાવનો બરાબર ખ્યાલ તેની ભૂતકાળની સ્થિતિઓના જ્ઞાનથી મળે છે. વર્તમાન પ્રજાના વિચારપટમાં ભૂતકાળના અનેક તન્તુઓ ગુંથાએલા હોય છે. પશ્ચિમના સામાજિક અને રાજકીય આદર્શોનું મૂળ તેના ભૂતકાળમાંથી શોધાય છે;—જેમકે સ્વાતંત્ર્યનો આદર્શ આથેન્સમાંથી આવ્યો, કાયદાકાનુનો અને વ્યવસ્થા રોમમાંથી આવ્યાં; આખી દુનીઆને એક સત્તા નીચે આણવાની સાર્વભૌમ ભાવના મધ્યયુગમાંથી આવી; રાષ્ટ્રભાવના પુનરુજ્જીવનના ( Renaissance ) સમયમાંથી ઉતરી; અને મનુષ્ય માત્ર માટે સમાનતા, બન્ધુતા, અને સ્વતન્ત્રતાની ભાવનાઓ ફ્રાન્સની રાજ્યક્રાન્તિમાંથી આવી.[૩] હાલની યુરોપની રાજકીય ભાવનાઓ આવાં અનેક વિચાર તન્તુઓથી ગુંથાએલી હોઇ તેનું બરાબર સ્વરૂપ સમજવા માટે જેમ તેના ભૂતકાળના આદર્શો શોધાય છે, તેમ હિંદી સંસ્કૃતિના સામાજિક અને એવા બીજા આદર્શોની કાંઇ કલ્પના આવી શકે તે માટે તેના પ્રાચીન વિચારકોએ આ બાબતમા શા વિચાર કર્યા છે તે સમજવા જરૂરના છે. આમા પણ પશ્ચિમની પ્રજાઓ કરતાં આપણે વિશેષ કરવાનુ છે. યુરોપના આદર્શો અને તેનું જીવન તેનાં ભૂતકાળ અને પરંપરા સાથે સુસંગત છે. તેણે બહારથી બહુ લીધું છે

૩ જૂઓ. Delisle Burns. Political Ideals પૃ. ૨૩ અને આગળ. આખો ગ્રંથ આ નિરૂપણપદ્ધતિના પૂરાવા આપે છે.

પણ તેણે પોતાનું મૂળ કાઢું જાળવી પોતાને અનુકૂળ તત્ત્વો લઈ સમન્વય કર્યો છે. કમનસીબ હિન્દુસ્થાન ઉપર આપણી નબળાઇ અને અંગ્રેજ શાસનપદ્ધતિને પરિણામે સર્વવ્યાપી પારતન્ત્ર્ય મુકાતાં રાષ્ટ્રીય સ્મૃતિનો નાશ થયો છે. એટલે વર્તમાન શિક્ષિત વર્ગના આદર્શો બહુધા પારકાં પીછાં પહેર્યાં જેવા લાગે છે. અને આવી પરિસ્થિતિ હોવાથી આપણને યૂરોપ કરતાં એ ભૂતકાળનું સ્મરણ કરવાની વધારે જરૂર છે.

૨.

---

# આસામની પહાડી કોમો

અને

## તેમનામાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર

આ દેશની ઇશાન દિશાનો ત્રિકોણાકારનો પ્રદેશ તે આસામ પ્રાંત છે. હાલમાં આસામને ત્યાંના ચાહના બગીચાઓથી આપણે ઓળખીએ છીએ. પુરાણોના કાળમાં આ પ્રાંત કૌંડીલ્યના રાજા ભીષ્મકની કન્યા રૂક્મિણીને શ્રીકૃષ્ણ પરણી લાવ્યા, તથા શ્રીકૃષ્ણના પુત્ર અનિરૂદ્ધ બાણુરાજાની કન્યા ઉષા ( અથવા ઓખા ) ને હરણ કરી ગયા તે માટે પ્રસિદ્ધ હતો. આસામની છેક પૂર્વે સદીયાથી ઉગમણી તરફ કુંડીલ નામે નદી આજે વહે છે, તેની આજુબાજુનો પ્રદેશ તે કૌંડીલ્યના રાજાનો પ્રદેશ; અને બાણુરાજાની રાજધાની શોણિતપુર, જે અનિરૂદ્ધે જીતી લીધી તે આજનું બ્રહ્મપુત્રાને ઉત્તર કિનારે આવેલું તેજપુર શહેર છે. આસામમાં આજે કામરૂપ જીલ્લો છે, તેની સુંદર રમણીઓને માટે આજે પણ ગુજરાતમાં હલકી પ્રતિની દંતકથાઓ ચાલી રહી છે, તે જાણીતી જ છે. આ આસામ પ્રાંતમાં ( અસલના કામરૂપ દેશમાં ) સૈકાઓ થયાં ટિબેટ, બ્રહ્મદેશ અને ચીન દેશ તરફથી મોંગોલીઅન જાતિઓ આવીને પહાડીઓ ઉપર વસેલી છે. મહાભારત અને પુરાણોમાં પણ તે જાતિઓનો ઉલ્લેખ છે. આજે પણ તે જ જાતિઓ કાંઇક મિશ્રણવાળી અને કાંઇક પોતાની અસલીયાતવાળી મોજુદ છે. પહાડીઓ અને જંગલો મૂકીને તેઓ બ્રહ્મપુત્રાની કે સુરમા નદીની ખીણના સપાટ પ્રદેશમાં વસતા હિંદુઓના સમાગમમાં આવે છે, તેમ તેમ તેઓ હિન્દુત્વ ગ્રહણ કરતા જાય છે, અને ન જણાય તેવી રીતે જથ્થાબંધ હિન્દુઓ બનતા જાય છે. પણ મોટા જથ્થામાં નાનો જથ્થો ભળી જાય અથવા જે વાતાવરણમાં આપણે વસતા હોઇએ તેના પરિણામે આપણામાં લાંબે કાળે ફેરફાર થાય, તે જ ન્યાયે આ જંગલમાં વસતી પ્રજા હિન્દુ બનતી જાય છે, નહિ કે હિન્દુ ધર્મના આચાર્યો કે અનુયાયીઓના કોઇ ખાસ પ્રયત્નથી કે પ્રસિદ્ધ યા પરોક્ષ પ્રચાર કાર્યથી.

## પ્રદેશ અને રાજકીય વિભાગ

આસામ પ્રાંતના ત્રણ વિભાગ કરી શકાય. બ્રહ્મપુત્રા નદીના વહેણનો પૂર્વથી પશ્ચિમનો ૪૦૦ માઇલનો ભાગ છે, તેના બન્ને કાંઠાનો પ્રદેશ તે એક વિભાગ. આ ભાગને બ્રહ્મપુત્રાની ખીણ અથવા આસામની ખીણ કહેવામા આવે છે. આ પ્રદેશના ૭ જીલ્લા છે. ગ્વાલપાડા, કામરૂપ, દુરંગ, નવગોંગ સીબસાગર અને લખીમપુર. આ જીલ્લાઓમાં ઇંગ્રેજ તથા બંગાળી જમીનદારોના સાહસથી તથા સસ્તા દરે મજુરો મેળવી આપનારા અન્યાયી કાયદાઓની મદદથી બનેલા ચાહના બગીચાઓ છે. પશ્ચિમ છેડે ધુબરીથી ગૌહત્તી સુધી બ્રહ્મપુત્રાને ઉત્તર કિનારે ઇસ્ટર્ન બંગાલ રેલવે, અને દક્ષિણ કિનારે ગૌહત્તીથી પૂર્વ છેડે સડીયા સુધી આસામ–બંગાળ રેલવે આ વિભાગમાં જ કરોડોને ખર્ચે બાંધેલી છે. બીજો વિભાગ તે આ ખીણની દક્ષિણે આવેલો પૂર્વ પશ્ચિમ આવેલી પહાડીઓનો પ્રદેશ. આ પ્રદેશના ચાર પહાડી જીલ્લાઓ છે અને તેમા અસલ વતની લોકો, અથવા પ્રચલિત ભાષામાં જેને જંગલી લોકો કહેવામા આવે છે તેમની મુખ્ય વસ્તી છે. આ ચાર જીલ્લાના નામ ગારોની પહાડી, ખાસી અને જૈંટીઆ પહાડી, નાગાની પહાડી અને લુશાઇ પહાડી એવા છે. વસનારા લોકોની જાતિના નામ પરથી જ પહાડીઓ તથા જીલ્લાઓ ઓળખાય છે. ત્રીજો વિભાગ તે સુર્મા નદીની ખીણનો પ્રદેશ. સુર્મા નદી નાની છે, અને તે આસામના બીજા ભાગોથી એટલે બ્રહ્મપુત્રાની ખીણથી જુદી પડેલી છે. બે ખીણોની વચમાં ઉપર કહેલ પહાડોની હાર આવેલી છે, અને તેથી એ બે ખીણોની વસ્તી, ભાષા તથા રીતરિવાજોમા બહુ જ ફરક છે. આમા બે જ જીલ્લા છેઃ સિલ્હટ અને કાચાર. કાચારનો ઉત્તર ભાગ પહાડી છે અને તેની ગણના પહાડી પ્રદેશના ચાર જીલ્લાઓની સાથે થઇ શકે. સિલ્હટ ઘણો જ મોટો જીલ્લો છે. તેની વસ્તી ૨૫ાા લાખની છે એટલે સુરત, ભરૂચ, અમદાવાદ અને પંચમહાલ એ ચાર જીલ્લાની વસ્તીના સરવાળા કરતા પણ ત્રણ લાખ વધારે છે. સીલ્હટ જીલ્લો એ ખરી રીતે આસામ કરતા બંગાળાનો ભાગ વાજબી રીતે ગણી શકાય. ત્યાના બધા લોકો બંગાળી ભાષા બોલે છે, આસામી બોલતા નથી. આ જીલ્લો એટલો મોટો છે કે આસામની ધારાસભામા તે જીલ્લાના સાત હિન્દુ અને સાત મુસલમાન સભાસદો ચુંટાઇને જાય છે. હિન્દુ અને મુસલમાનની વસ્તી લગભગ સરખી છે–મુસલમાનની સ્હેજ વધારે છે. આ જીલ્લાને આસામમાંથી છુટો કરી બંગાળમા ભેળવી દેવાની ઘણા વખતથી ચળવળ ચાલ્યા કરે છે. ગયા જાનેવારી માસમા જ આસામની ધારાસભાએ બહુમતીથી આ જીલ્લાને બંગાળમા ભેળવી દેવાની દરખાસ્ત પસાર કરી હતી. સરકાર તેનો અમલ કરે છે કે નહિ તે જોવાનું બાકી જ છે. આ ત્રણ પ્રદેશો સિવાય મણીપુરનું પહાડી દેશી રાજ્ય તે પણ આસામમાં છે. ઇ. સ. ૧૮૯૧ માં કેટલાક ઇંગ્રેજ અધિકારીઓના ખુન થવાથી આ પૂર્વ સરહદ ઉપર આવેલું નાનકડું રાજ્ય પ્રસિદ્ધિમાં આવ્યુ, તે જ છે. ત્યાં અસલની જંગલી જાતો પણ હિન્દુ ધર્મમાં ભળી ગએલી એવી વસ્તી મોટે ભાગે છે. રેલવેનો પ્રવેશ આ રાજ્યમાં હજી થયો નથી. તેનું મુખ્ય શહેર ઇમ્ફલ આસામ—બંગાલ રેલવેના દક્ષિણ વિભાગના એક સ્ટેશનથી આશરે ૮૦ માઇલ દૂર છે.

## પહાડી જાતોનુ વર્ણન

આસામની કુલ વસ્તી ૮૦ લાખની છે. તેમાં પહાડી જાતોની વસ્તી લગભગ ૨૦ લાખની એટલે ચોથા ભાગની છે. પહાડી જાતોનું આટલું મોટું પ્રમાણ બીજા કોઇ પ્રાંતમાં

નથી. તેનાથી ઓછું પ્રમાણ–કુલ વસ્તીનું એક પંચમાંશ–મધ્ય પ્રાંત અને વરાડમાં આવે છે. પણ મધ્ય પ્રાંતમાં એટલું મોટું પ્રમાણ આવે છે તે ગોંડ લોકોની એક જ કોમની ઘણી મોટી વસ્તીને લીધે છે. મધ્ય પ્રાંતમાં ગોંડ જાતિની કુલ વસ્તી ૨૧ લાખની છે. બીજી જાતિઓ નાની નાની છે. પણ આસામમાં એકે પહાડી જાત બહુ મોટી સંખ્યાવાળી નથી. મોટામાં મોટી નાગા જાત, તેની વસ્તી સવાબે લાખના છે. નાની નાની ઘણી જાતિઓના સમૂહવાળો આ પહાડી પ્રદેશ છે; પણ તેમાંની દરેક જાતિની ભાષા જુદી, વેષ જુદો, રીત-રિવાજ જુદા. એક જાતિ બીજી જાતિ સાથે લગ્ન તો ન જ કરે, પણ ભાષા પણ ન સમજે અને કોઇ પણ જાતનો વ્યવહાર જ ન કરે. સૌથી મોટી જાત નાગાની; તેમાં પણ અનેક વિભાગ છે, અને ભાષાઓ પણ પાંચ જુદી જુદી છે. એક ભાષાનો કોઇ અભ્યાસ કરે તો તેથી તેને બીજી ચારમાથી એકે સમજી શકાય નહિ. મુખ્ય જાતિઓ તથા તેની વસ્તી–૧૯૨૧ ના વસ્તીપત્રક પ્રમાણે–નીચે મુજબ છે:—

| | |
|---|---|
| ક્ષત્રિય | ૩,૪૭,૦૦૦ |
| નાગા | ૨,૨૧,૦૦૦ |
| કાચારી | ૨,૦૭,૦૦૦ |
| ગારો | ૧,૬૨,૦૦૦ |
| મુંડા | ૧,૨૮,૦૦૦ |
| ખાસી | ૧,૨૪,૦૦૦ |
| મીકીર | ૧,૧૨,૦૦૦ |
| સાંતાલ | ૮૪,૦૦૦ |
| મેચ | ૮૦,૦૦૦ |
| કુકી | ૭૩,૦૦૦ |
| રાભા | ૭૦,૦૦૦ |
| મીરી | ૬૯,૦૦૦ |
| લુશાઇ | ૬૧,૦૦૦ |
| પાંચ નાની જાતો | ૧,૮૬,૦૦૦ |
| પરચુરણ જાતો | ૫૪,૦૦૦ |
| | ૧૯,૭૮,૦૦૦ |

ઉપરની જાતિઓમાં જે ક્ષત્રિય જાતિ સૌથી મોટી છે, તે ખરી રીતે પોતાને હિન્દુ ગણાવનારી અનેક પહાડી કોમોનો સમુદાય છે. મણીપુરના પહાડી પ્રદેશની જાતો ઘણા જમાના થયાં હિન્દુ થયેલ છે અને તેઓ પોતાને ક્ષત્રિય લેખે છે. તેમનો આમાં મોટે ભાગે સમાવેશ થાય છે. તે ઉપરાંત ગયા દસકામાં જ્વાલપાડા જીલ્લામાં લગભગ અર્ધો લાખ લોકો જે આગલા સેન્સસમાં 'રાજબંસી' તરીકે અથવા 'કોચ' અથવા 'મેચ' તરીકે ગણાયા હતા, તેમણે ૧૯૨૧ ની ગણત્રીમાં પોતાને ક્ષત્રિય લેખાવ્યા હતા.

નાગા લોકો ખરા પહાડોમાં વસનારા છે. અંગામી, આસો, સેમા અને લ્હોટા એ નાગાઓમાં ચાર મુખ્ય પેટાજાતિઓ છે. તે ઉપરાંત કચ્છા અને રેંગમા એ બે નાની જાતો

પણ છે. મુખ્યત્વે કાચાર જીલ્લાના ઉત્તર પહાડી ભાગમાં તથા બ્રહ્મપુત્રાની ખીણના છએ જીલ્લાઓમાં કાચારીઓ વસે છે. તેઓ ધીમે ધીમે પોતાની ખાસ ભાષા છોડીને બંગાલી ગ્રહણ કરતા જાય છે, અને હિન્દુ ધર્મમાં ભળતા જાય છે. ગારો લોકનો મોટો ભાગ પોતાના પહાડી જીલ્લામાં જ વસે છે. તેઓનું વલણ ખ્રિસ્તીધર્મ કે હિન્દુધર્મ તરફ ખાસ ઢળેલું નથી, પણ ખ્રિસ્તી મીશનો તેમના પહાડોમાં થાણાં નાખીને પડેલાં છે. મુંડાજાત આસામની નથી, છોટાનાગપુરના રાંચી તથા બીજા જીલ્લાઓની છે અને તેઓ પોતાના જીલ્લાઓમાંથી ચાહના બગીચાઓમાં મજુરી કરવા મોટી સંખ્યામાં આવીને રહે છે અને પછી વસવાટ કરે છે, તેથી આસામમાં ગણાય છે. ખાસી એ બહુ ચંચળ અને હુશીયાર જાત છે. બધી પહાડી જાતોમાં વેપાર ધંધામાં તેઓ ઘણા ચપળ હોય છે, તથા ખ્રિસ્તી ધર્મ, પહેરવેશ અને રીતભાત બહુ જ ઝડપથી તેમણે ગ્રહણ કર્યાં છે. ખાસી અને જૈંટિયા પહાડી જીલ્લાની કુલ વસ્તી ( ૨,૪૩,૦૦૦ ) નો છઠ્ઠો ભાગ અને લુશાઇ જીલ્લાની વસ્તી (૯૮,૪૦૦) નો ચોથો ભાગ ખ્રિસ્તી થઇ ગયેલ છે. આ બે જીલ્લાઓમાંથી અને જાતોમાંથી સેંકડો, બલ્કે હજારો લોકો દર સાલ ખ્રિસ્તી થાય છે, તેમનાં સેંકડો બાળકો અને બાળકીઓ હાઇસ્કૂલોમાં અને કોલેજોમાં અભ્યાસ કરે છે અને હિન્દુસ્થાનની સંસ્કૃતિનું અભિમાન છોડતાં જાય છે. મીકીર જાત મુખ્યત્વે જૈંટિયા પહાડોમાં અને બ્રહ્મપુત્રાની ખીણના નવગોંગ અને શીબસાગર જીલ્લામાં વસે છે. મીકીર સૌથી બીકણુ જાત ગણાય છે અને નવીન સંસ્કૃતિ—હિન્દુ કે ખ્રિસ્તી—ગ્રહણ કરવામાં સૌથી પછાત છે. સાંતાલ મુંડાઓની માફક બીહારના જીલ્લાઓમાંથી ચાહના બગીચાઓમાં આવી વસેલા છે. લુશાઇની પહાડીના લુશાઇ લોકોમાં તો ખ્રિસ્તી થવાનો પવન વાયો છે. હાલ તેમનો ચોથો જ ભાગ ખ્રિસ્તી થયો છે, પણ હવે પછી ૨૦–૩૦ વર્ષમાં તમામ ખ્રિસ્તી થઇ જાય તો પણ નવાઇ નહિ. બીજી બધી જાતો નાની છે, કેટલીક જાતો તો આસામની ઉત્તર સરહદ પરની હિમાલયની તળેટીમાંથી થોડી નીચે ઉતરી આવેલી છે.

## ખ્રિસ્તી ધર્મનો પ્રચાર

આસામની પહાડી જાતોમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર પવનને વેગે ચાલી રહ્યો છે. મૂળમાં આસામમાં હિન્દુઓની વસ્તી જ ઓછી. કુલ ૮૦ લાખની વસ્તીમાંથી ૪૩॥ લાખ હિન્દુઓ છે, એટલે કે સેંકડે ૫૪॥ ટકા હિન્દુઓ છે. તેમાં પણ કેટલોક ભાગ તો પહાડી જાતોમાંથી હિન્દુ થયેલો છે, એટલે હિન્દુપણાના અભિમાનવાળા તો ઓછા જ. આર્યસમાજ જેવી સંસ્થાનું તો નામનિશાન પણ નહિ. કલકત્તાનું બ્રહ્મસમાજ કાંઇક કામ કરી રહ્યું છે, પણ તે જીવ વિનાનું. વળી પહાડીઓ ઉપર જંગલો ઘણાં, જવાને રેલવેની ખામી, તથા ઓછી વસ્તી, આ બધાં કારણોને લીધે ત્યાં જવાનું સાહસ ખેડનારા અને વસનારા હિન્દુઓ બહુ જ જુજ. તેથી તેમની સાધારણ અસર પણ પહાડી જાતો પર થાય નહિ. સપાટ પ્રદેશમાં રહેનાર પહાડી જાતોના લોકો પર હિન્દુધર્મની અસર થોડી ઘણી થાય છે, પણ પહાડીમાં તો શૂન્ય જ. તેને લીધે પહાડીઓમાં ખ્રિસ્તી મીશનોને જાણે ઇજારો જ મળી ગયો હોય તેમ તેઓ કામ કરવા લાગી ગયા છે અને તેનો ફાલ પણ તેમને પુષ્કળ મળે છે. ૧૯૦૧ ના વસ્તીપત્રકના રિપોર્ટમાં કહેવામાં આવ્યું છે કે ગયા દસકામાં ખ્રિસ્તી ધર્મે ( આસામમાં ) ખૂબ ઝપાટો માર્યો છે. કેથી ખ્રિસ્તીઓની સંખ્યા ૧૮૯૧ માં

૧૪,૮૦૦ થી વધીને ૩૩,૬૦૦ ની થઇ છે. આ વધારો મોટે ભાગે લોકોએ સ્વેચ્છાથી ખ્રિસ્તીધર્મ સ્વીકારવાને લીધે થયો છે. વટલાવનારી મુખ્ય સંસ્થા વેલ્સનું (કેલવીનીસ્ટીક) મિશન છે. તે પંથવાળાની ૧૮૯૧ માં ૬,૯૦૦ ની સંખ્યા હતી, તે વધીને ૧૭,૦૦૦ ની થઇ. ખાસી લોકોમાં જાતપાત જેવું અથવા ન્યાત બ્હાર મુકવાનું કે એવું કાંઇ હોતું નથી, તેમ જ હિન્દુત્વનો તેમના ઉપર કોઇ પણ જાતનો છાંયો પડતો નથી, તેને લીધે બહુ સ્હેલાઇથી તેઓ ખ્રિસ્તી બની શકે છે. આ ક્ષેત્રમાં કામ કરનારૂં બીજે નંબરે બેપ્ટીસ્ટ મિશન છે. આ પંથવાળાની સંખ્યા ૩,૮૦૦ ઉપરથી વધીને ૧૦,૦૦૦ ની થઇ છે. આ મિશન ગારોની પહાડી, ગ્વાલપાડા, કામરૂપ અને સીબસાગરના જીલ્લામાં કામ કરી રહ્યું છે. નાગાની પહાડીઓમાં ખ્રિસ્તીઓની સંખ્યા ગયા દસકામાં દોઢી થઇ, પણ હજુ તેની કુલ સંખ્યા તો ૫૬૩ ની જ છે. નાગા લોકો ગારો, ખાસી, તથા જૈંટિયા જેટલા ખ્રિસ્તીધર્મ તરફ વળતા નથી. ખાસી લોકોમાં રોમન કેથોલિક મિશન પણ ૧૮૯૧ થી કામ કરવા લાગી ગયું છે અને ૫૫૦ લોકોને ખ્રિસ્તી બનાવ્યા છે.

## ૧૯૦૧ થી ૧૯૧૧ સુધીની ખ્રિસ્તી પ્રગતિ

આ દસકામાં પ્રગતિ આગલા દસકા જેટલી ન હતી, છતાં સેંકડે ૮૫ જેટલો તો વધારો થયો જ હતો. ૧૮૮૧ માં આસામમાં જેટલા ખ્રિસ્તી હતા તેના કરતાં ૧૯૧૧ માં, એટલે ૩૦ વર્ષના અરસામાં, નવગણા એટલે ૬૬।। હજાર થયા હતા. હિન્દુધર્મની કાંઇ પણ છાયા પહાડોમાં વસતી જાતો પર પડી નથી, તેથી તેની જાતોમાં ખ્રિસ્તીધર્મને સ્વાભાવિક રીતે વધારે લાભ મળી શકે. તેમાંયે ખાસી અને જૈંટિયા પહાડીમાં કુલ ખ્રિસ્તીઓનો અર્ધો ભાગ, એટલે ૩૧,૦૦૦ થી વધારે છે. આ દસકામાં સૌથી મોટો વધારો લુશાઇ પહાડીમાં થયો. ૧૯૦૧ માં ત્યાં ફક્ત ૪૫ ખ્રિસ્તીઓ હતા, તે ૧૯૧૧ માં ૨,૪૬૧ જેટલા થયા. નાગાની પહાડીમાં પણ ૫૬૩ ના વધીને ૩,૩૦૦ થયા. ખ્રિસ્તી ધર્મનો પ્રચાર અજબ થયો હતો એ આ આંકડાથી સાબીત થાય છે, એમ વસ્તીપત્રકકાર અભિમાન સહિત કહે છે તે યથાર્થ છે.

સૌથી વધારે કામ કરતું મિશન તે વેલ્સનું કેલ્વીનીસ્ટીક મેથોડિસ્ટ મિશન છે. તેનું મુખ્ય મથક આસામની રાજ્યધાની શીલોંગમાં છે, અને લુશાઇ પહાડીમાં, કાચારમાં અને સીલ્હટમાં તેની નાની શાખાઓ છે. બીજા નંબરનું અમેરીકન બેપ્ટીસ્ટ મિશન છે. આ મિશન બ્રહ્મપુત્રાની ખીણના ૭ જીલ્લા પૈકી પાંચમાં, નાગા, ગારો તથા ખાસીઓની પહાડીઓમાં, અને મણીપુરમાં ધર્મપ્રચાર કરે છે. આ બે મોટાં મિશનો ઉપરાંત નીચે જણાવેલાં મિશનો થોડુંઘણું કામ કરી રહ્યાં છે.

જર્મન લ્યુથરન મિશન—કામરૂપ, સીબસાગર અને લખીમપુર જીલ્લામાં.

સોસાઇટી ફૉર પ્રોપેગેશન ઑફ ગોસ્પેલ—કાચાર, ડારંગ, અને સીબસાગર જીલ્લામાં.

રોમન કેથોલિક—સીલ્હટ, ખાસીની પહાડી, કામરૂપ અને લખીમપુરમાં.

ફ્રી ચર્ચ ઑફ સ્કૉટલેંડ મિશન—સિલ્હટમાં.

| જીલ્લો. | ૧૮૮૧ | ૧૮૯૧. | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
|---|---|---|---|---|---|
| ગ્વાલપાડા | ૫૧૩ | ૧,૬૩૨ | ૩,૪૯૫ | ૫,૨૫૨ | ૧૦,૩૧૨ |
| કામરૂપ | ૩૬૬ | ૯૪૮ | ૧,૪૭૯ | ૨,૫૩૫ | ૩,૬૮૧ |
| ડારંગ | ૩૭૧ | ૮૪૯ | ૧,૬૫૮ | ૧,૯૧૩ | ૫,૩૧૮ |
| નવગોંગ | ૨૫૪ | ૪૧૭ | ૫૯૩ | ૧,૩૭૩ | ૨,૯૨૫ |
| સીબસાગર | ૮૦૪ | ૧,૩૬૫ | ૨,૪૮૯ | ૫.૪૧૦ | ૮.૩૮૦ |
| લખીમપુર | ૮૩૭ | ૧,૬૦૬ | ૩,૧૧૨ | ૪,૭૮૯ | ૭,૭૩૧ |
| કાચાર (સપાટ ભાગ) | ૭૬૫ | ૮૦૯ | ૯૫૭ | ૧,૧૧૭ | ૧,૬૧૦ |
| સીલહટ | ૩૭૬ | ૬૪૩ | ૭૪૪ | ૧,૫૧૨ | ૧,૭૫૬ |
| કુલ | ૪,૨૮૯ | ૮,૨૬૯ | ૧૪,૨૨૭ | ૨૩,૯૦૧ | ૪૧,૭૧૩ |
| પહાડી જીલ્લાઓ | | | | | |
| ગારો | ૬૭૦ | ૧૧૮૪ | ૩,૬૪૭ | ૫.૪૩૯ | ૭,૬૦૮ |
| ખાસી અને જૈંટિયા | ૨,૧૦૭ | ૭,૧૪૪ | ૧૭,૩૨૧ | ૩૧,૨૫૭ | ૪૧,૧૨૨ |
| કાચાર (પહાડી ભાગ) | ૨ | ૧ | ૮૩ | ૬૪ | ૭૮૩ |
| નાગા | ૨૫ | ૨૩૧ | ૬૦૧ | ૩,૩૦૮ | ૮,૭૩૪ |
| લુશાઇ | ૦ | ૧૫ | ૪૫ | ૨,૪૬૧ | ૨૧,૭૨૦ |
| મણીપુર રાજ્ય | ૭ | ૦ | ૪૫ | ૧૩૨ | ૪૦૫૦ |
| કુલ. | ૭.૧૦૦ | ૧૬,૮૪૪ | ૩૫,૯૬૯ | ૬૬,૫૬૨ | ૧,૩૧,૭૦૭ |

સપાટ પ્રદેશના આઠ જીલ્લાની વસ્તી ૬૯ાા લાખની છે, અને પહાડી પ્રદેશની ૧૭ાા લાખની છે. તે ઉપરથી જણાશે કે પહાડી પ્રદેશમાં કેટલો ફેલાવો થયેલો છે.

## એટી હિંદુઓ આંખ ઉઘાડશો ?

ઇંગ્રેજી રાજ્યમાં બધા ધર્મને પોતાનો ધર્મ વિધર્મીઓને સમજાવીને પોતાના ધર્મમાં લેવાની છુટ છે. તેનો લાભ પૂર્ણપણે ખ્રિસ્તી તથા મુસલમાની ધર્મ ઉઠાવી રહ્યા છે. પણ હિન્દુધર્મ તો પોતાના ધર્મવાળાઓને ધર્મ બહાર કરી શકે, પણ બહારવાળાઓને અંદર કેમ દાખલ કરી શકે? હિન્દુધર્મમાંથી બહાર જવાના બધા દરવાજા ઉઘાડા છે, કોઇને અંદર આવવા દેવાની આડે ખંભાતી તાળાં દરવાજાઓને લાગેલાં છે. હિન્દુધર્માચાર્યો તો ધન એકઠું કરવામાં, મોટરગાડીએ ફરી દુનીયાની મોજમજા મારવામાં, તથા ગાદી માટે ઝગડાઓ કરી તેના કજીયા લંડનની પ્રીવીકાઉન્સીલ સુધી લડવામાં રોકાઇ ગયેલા રહે છે. હિન્દુધર્માનુયાયીઓ રસોડામાં જ ધર્મને પુરી રાખીને, સ્પર્શાસ્પર્શનો શાસ્ત્રાર્થ કરવામાં, અને આઠવલા, બારવલા, સોળવલા કે દશાનીમાં એવા એવા પેટા ભેદો પાડવામાં ખુંચી ગયા હોય છે. તેમને આસામના શી પડી હોય, આસામની પહાડીઓની શી પડી હોય કે નાગા, ખાસી કે એવી જ જંગલી જાતોની શી પડી હોય? પોતાના ઘર આગળના ભીલ, ચૌધરી, કોળી, ઘોડીયા અને દુબળાને સુધારવાનો તથા ધર્મોપદેશ કરવાનો તો ખ્યાલ આવતો નથી તો પછી ૧૫૦૦ માઇલ દૂર પડેલા આસામની પહાડી પર મરવા કોણ જાય? ખ્રિસ્તી મિશનરીઓ ઈંગ્લંડ, સ્વીડન, નોર્વે, યુનાઇટેડ સ્ટેટ્સ, કેનેડા વિગેરે દેશોમાંથી પરદેશોમાં,

પરજાતોમાં, પરભાષામાં પોતાના ધર્મનો ફેલાવો કરવા સેંકડોબંધ ઉતરી પડે, પોતાના દેશમાંથી લાખો રૂપીઆ લાવીને હિંદમાં ખર્ચે અને હજારો હિન્દીઓને ખ્રિસ્તી બનાવે, પણ હિન્દુધર્મને તેમાં શું ? તે તો બહુ બહુ તો સંગઠ્ઠન કરે, મુસલમાનની મસ્જીદ પાસે વાજાં વગાડવાના હક્કનો આગ્રહ કરે, અથવા થોડાઘણા પુરુષો કે સ્ત્રીઓ મુસલમાન થાય તેથી તેમની જોડે જીવસટોસટની લડાઇ, ટંટા, હુલ્લડો કરવા તૈયાર થાય. પણ ખાળે ડુચા અને દરવાજા ઉઘાડા છે, તે દરવાજેથી આખી જાતિઓને જાતિઓ ખ્રિસ્તીધર્મમાં ચાલી જાય છે, તેનો તો કોઇને વિચાર સરખોએ નથી આવતો. આર્યસમાજીઓ પણ થોડા મલકાના કે મોલેસલામોને—જે અર્ધ હિન્દુ તો હતા તેમને હિન્દુત્વમાં આણીને કૃતકૃત્ય થઈ ગયા માને છે. તેઓ પહાડી જાતિઓના ઉદ્ધાર માટે, તેમને ધર્મ શીખવવા માટે, તેમને માટે કેળવણીની સંસ્થાઓ તથા દવાખાનાંઓ કાઢી આપવા મિશનો કેમ નં કાઢે? સ્વામીનારાયણ પંથનો પૈસો વકીલ બારીસ્ટરોના ખીસામાં જાય છે તે ભીલ કાળીપરજની ઉન્નતિના કામમાં કેમ ન વપરાય ?-વલ્લભાચાર્યના વૈશ્ણવ મહારાજો લાખો રૂપીયા મોજમજામાં તથા છપ્પનભોગમાં ઉડાવે છે, તે પહાડી જાતોને માટે હાઇસ્કૂલો, કોલેજો તથા દવાખાનાં કાઢી આપી તેમને પોતાના ધર્મ તરફ કેમ ન આકર્ષે ? જૈનોના ભંડારો પોતાના ધર્મના ઉપદેશમા કામ નહિ આવશે તો શું લાખો અને કરોડો વ્યાજ ખાવા માટે જ કે પાલીતાણા કે પારસનાથની ટેકરીના કજીયા લડવા માટે એકઠા કરે છે ? એક સૈકો થયાં ખ્રિસ્તી મિશનો કામ કરી રહ્યાં છે, આજમીતીએ ૪૫ લાખ ખ્રિસ્તી બનાવી ચુકયાં છે, છતા તમારી કુંભકર્ણની ઉંઘ કેમ નથી ઉડતી ? ક્યારે તમારા યુવાનોને મિશનરીઓ તરીકે તાલીમ આપી પર પ્રાંતમાં, પર મુલકમાં તમારી સંસ્કૃતિનો, તમારા ધર્મનો ફેલાવો કરવા મોકલશો ? અરે પરમુલક તો જવા દો, પરપ્રાંત પણ જવા દો, પણ પોતાના પ્રાંતમાં પણ કામ કરવાને જોઇતા માણસો અને દ્રવ્યબળ કાં ન આપો ? હાલ તો કાગડા કુતરાની માફક પોતાનું અને પોતાના કુટુંબનું પોષણ કરીને બેસી રહેવાનું જ તમને ભાન છે. પ્રભુ તમને ઉંચા વિચાર સુઝાડો અને મનુષ્યજાતિના કલ્યાણ કાર્યપર નજર પહોંચાડવાની બુદ્ધિ આપો.

અમૃતલાલ વિ. ઠક્કર.

નાગપુર તા. ૨-૨-૧૯૨૬.

---

# "થાક્યા આવડું બૈરીથી ?"—

"શાને ના સમજે હજી કહીં કહી કૂચો થયો જીભનો !
બુઢ્ઢો હું બનતાં તને કયમ થયો આ શૉખ સ્વચ્છન્દનો ?
શોધું ત્યાં ન મળે, રહે ભટકતી, પત્તો કશો ના મળે,
મૂંઝાઉં ફરિ–યાદીં કયાં કરવીં જે તે યે ન સૂઝે હવે.
ને કો રાત્રિ જરા હું સ્વસ્થ થઇને ધ્યાને બનુ લીન ત્યાં,
કે કૈં પુસ્તક લૈ વિચાર કરવા, કે પેન લૈ હાથમાં
બેસું જ્યાં લખવા, તહીં તું વણબોલાવી જ આવી રહે,
ને નક્કામીં ચીજોની ટક્ટક કરી માથું ભમાવી મુકે,
અસ્તવ્યસ્ત વિચાર સૌ કરી મુકે, સીધી ન રહે સાથમાં.
મૈત્રી આ કંઇ આજકાલનીં નથી, છે જીવ સાથે જડી,
જૂદાઇ નથીં જાણીં તુંથીં, સઘળી સંપત્તિ સોંપી તને,
તારાથી કંઇ લોકમાં ય કિર્તિ પામ્યો, પ્રસિદ્ધિ મળી,
ને તારા પર માત્ર નિર્ભર છું હું, એવા પરાધીનને
કાં તું હાલ ફજેત છેક કરતી લોકોમહીં જાહરી ?
તે દા'ડે નવું મિત્રમંડળ મળ્યું, હોંશેથીં મેં સંઘરી
રાખેલી નવીં ચીજ ના જ ધરીં ત્યાં, વર્ષોજૂની પાથરી,
ને જૂની નવીં સેળભેળ કરીંને એવી કરી આપદા—
હાવાં માફ, સખી ! સુરખ્ખીં ! તુજથી આવ્યો ખરે વાજ હું,
ચાહે તે કર, જા, ન આવતીં લલે પાછી, ભલે નંઠીં જા—"
"થાક્યા આવડું બૈરીંથી ?" "નહિ નહિ, મારી સ્મૃતિને કહું."

'ભૂલારામ'

# એક બીજા મીસ્ત્રી

ત્રીજા અંકમાં ડૉ. હરિપ્રસાદે મીસ્ત્રી સોમનાથ ભૂધર વિષે માહિતી આપી છે. આજે તેવા જ એક બીજા મીસ્ત્રીની માહિતી પ્રસ્થાનના વાચકોને ભેટ કરવામાં આવે છે. આ ઉપરથી આપણા દેશ અને જાતિનો પ્રાચીન વારસો, તેમ જ એક વિષયની સતત લગની અને ઊંડાણ જે દરેકના જીવનમાં આવશ્યક છે; તે જોવામાં આવશે.

છેલ્લાં બે વર્ષ થયાં આ મીસ્ત્રીનો પરિચય મને થયો અને તે અનેકવાર. વિશેષતા એ હતી કે એ મીસ્ત્રી જ્યાં અત્યારે રહે છે, અને કામ કરે છે ત્યાં જ હું રહેતો. આખા દિવસમા ઘણીયે વાર સાથે બેસું અને તેઓની કારીગરી તથા પ્રાચીન અનુભવો વિષે પૂછું પણ તે વખતે આ પરિચય લખવાની કલ્પના ન હતી તેથી કેટલીક બાબત રહી ગયેલી જે હમણા એક મિત્ર મારફત પૂછાવી જાણી લીધી. તે ઉપરથી આ ટૂંક પરિચય લખું છું.

મીસ્ત્રીનું નામ નારાયણદાસ, તેમના બાપનું નામ ઘેલાભાઇ. તે જાતે વાંઝા સુતાર અને અસલથી જામનગરના રહેવાસી છે. નારાયણદાસની ઉંમર અત્યારે ૭૦ વર્ષની છે. પરિવારમા તેઓને ફક્ત એક પુત્રી છે. જે જુનાગઢ તરફ રહે છે. એટલે અત્યારે તો આ વૃદ્ધ મીસ્ત્રી એકલા જ છે. તેઓને હૂંફ હોય તો ફક્ત પોતાની કારીગરીની જ. મેં વાતચીતમાં ક્યારેયે તેઓની બીજા પુત્રઘેલા લોકોની પેઠે છોકરો ન હોવાની ફરિયાદ સાંભળી નથી. જ્યારે બેસો ત્યારે તેઓ પાસેથી કારીગરીની જ પ્રસન્ન વાતો સાંભળો.

આઠ વર્ષની ઉમરે નારાયણદાસે પોતાના બાપ પાસે વાંસલો, કરવત અને સારડીનો પાઠ શરૂ કરેલો ૧૩ વર્ષની ઉમ્મર થતાં તેઓએ એક બીજા મીસ્ત્રીને ગુરુ બનાવ્યા. એ મીસ્ત્રી જાતે ગુર્જર સુતાર—અને નામે કેશવજી કાનજી જામનગરના જ રહેવાસી. આ મીસ્ત્રી પાસે નારાયણદાસે નકશીનું કામ શીખવા માંડયું. આ કામ તેઓ ૨૩ વર્ષની ઉમ્મર સુધી શીખતા રહ્યા. અને પાંચ વર્ષની પૂર્વ તૈયારી તેમ જ દશ વર્ષનો સતત યોગ, કુલ પંદર વર્ષના અભ્યાસને અંતે તેઓ નકશીમાં નિષ્ણાત થયા. જીવનક્ષેત્રમાં પગ મૂક્યો. તેઓએ પોતાની પ્રથમ કૃતિ જામનગરમાં વ્રજનાથ મહારાજની હવેલીમાં બનાવી. એ કૃતિ તે રૂપાનો હિંડાળો, અને સોનાનું પારણું. આ કામ કરવામાં તેઓને માસિક ૧૫ રૂપિયા પગાર મળતો. ત્યાર બાદ રાજકોટ દરબાર માટે ૬ રૂપાની ખુરસીઓ ૧ રૂપાનો કોચ અને એક રૂપાનો છત્રીપલંગ માસિક ૩૨ રૂપિઆને પગારે બનાવ્યા. ત્યાર બાદ જામનગરમાં જ પુરુષોત્તમ જસરાજ લોટવાળાના મંદિરમાં રૂપાનાં કમાડો, રૂપાનાં સિંહાસન અને ઠાકુરજીના બે લાકડાના ઘોડા અને બે હાથી બનાવ્યા. ત્યાર પછી જુનાગઢ દરબારમાં, જનાજામના દરબારમાં, કિસનગઢ દરબારમાં, સોના રૂપા અને લાકડાના નકશીવાળા અનેક નમુના તેઓએ બનાવ્યા. હાથીદાંત ઉપર પણ તેઓએ ઘણું કામ કર્યું છે. કદાચ આજે આમાંના ઘણા નમૂનાઓ વિલાયતમાં અમીરોના મહેલો શોભાવતા હશે. મીસ્ત્રીના લાકડા ઉપરના નકશીકામના નમૂના તરીકે અમદાવાદ સ્વામિનારાયણના મંદિરમાં ગણપતિની મૂર્તિ છે. જૈનમંદિરો પણ તેઓની કૃતિથી ભૂષિત છે.

આજે જીંદગીના છેવટ ભાગમાં સમગ્ર અનુભવના પરિપાક રૂપે પોતાની કારીગરી એ મીસ્રી એક જૈન મંદિરમાં દાખલ કરે છે. આ મંદિર લાકડાનું અને તેનું ખોળું રૂપાનું છે. મંદિર કરાવનાર જામનગરના જાણીતા ગૃહસ્થ સેઠ કેશવજી માણેક છે. એ શેઠ જેવા અર્થરક્ષક મેં બહુ ઓછા જોયા છે. છતાં તેઓ મને વારંવાર કહેતા કે આવા વૃદ્ધ અનુભવી મીસ્રીની કારીગરી ગમે તેમ કરીને પણ સાચવી જ લેવી, અને એ જ દષ્ટિથી મારા સ્નેહી તે શેઠે આ મંદિરનું કામ કરાવવા માંડયું છે. માત્ર શેઠ પોતે જ એકલા ખંતીલા નથી પણ તેઓનું આખુ કુટુંબ આ મંદિરની રચના માટે મમત્વ ધરાવે છે. તે એટલે સુધી કે આખું કુટુંબ આ મીસ્રીને વૃદ્ધ પિતારૂપે અગર વૃદ્ધ ગુરુરૂપે માની તેઓની બધી પરિચર્યા ઉઠાવે છે.

મીસ્રીને માસિક ૧૨૫ રૂપિયા મળે છે. અને ખાનપાન વિગેરેની બધી પૂરી સગવડ-પણ શેઠ જેવા કુશળ તેવા મીસ્રી કૃતજ્ઞ. ગયા વર્ષમાં મીસ્રીને ન્યુમોનિયા થયો, શેઠે પોતાના પિતા જેટલી જ સેવા કરી. એમાં સ્વોપકાર અને પરોપકાર બન્ને હતાં. મંદિરનુ કામ હજી ચાલે જ છે. શેઠના સમગ્ર કુટુંબની સેવાથી મીસ્રી બચી ગયા. એકવાર મેં પુછ્યું દાદા! પગાર શ્યો લ્યો છો. તેઓનો ઉત્તર એક ગભીર તપસ્વી જેવો હતો; તેઓએ કહ્યું મારૂં માસિક તો ૧૨૫ રૂપિયા છે. પણ આ કુટુંબે હમેશાં અને મારી છેવટેણ બીમારીમાં જે સેવા કરી છે. તે જોતાં હું કશું જ કહી શકતો નથી. દેલવાડાના પ્રસિદ્ધ મંદિરો બનાવનાર કારીગરોની 'અનુપમા દેવી' એ સવારે શીરો ખવાડવાની અને તાપણી તપાવવાની સેવા કનિદાસમા વાંચેલી ઉક્ત શેઠને ત્યાં આ મીસ્રીની એ જ સેવા નજરે જોઇ છે.

મીસ્રીની આટલી વૃદ્ધ ઉમરે જે કાર્યતપરતા છે તે અચબો પમાડે તેવી છે. રાતના બાર બાર વાગ્યા સુધી અને ઘણી વાર તો જ્યારે ઉંઘ ઉડે ત્યારે નકશા જ ચિતરતા હોય આગળ કરવાના નમુનાઓ વિચારી વિચારી કાગળ ઉપર ગોઠવતા હોય. સવારે શેઠને બતાવે અને મત મળ્યે કે વળી આખો દિવસ એ ભોંયરામાં પોતાના જીવન-સાથી કિંમતી ઓજારો સાથે કારીગરીનો યોગ સાધવા મંડી જાય. મેં ઘણી વાર જોયું કે એ કામની ઝંખનામાં મીસ્રી દુધ અને ભોજન સુદ્ધાંનો વખત ભૂલી જાય.

તેઓનું મંદિર લગભગ પુરૂં થવા આવ્યું છે. બધી કુશળતા એમાં જ રેડવાનો મીસ્રીનો ઇરાદો મેં ઘણીવાર તેઓને મોઢેથી સાંભળ્યો છે. પણ એ વ્યવહારકુશળ શેઠ ઘણીવાર કહે છે કે બહુ જ ઉંડાણમાં ઉતરવા જતાં રખે આ છેલ્લી કૃતિ જેવું મંદિર મીસ્રીના વૃદ્ધત્વને લીધે અધૂરૂં રહી જાય. મીસ્રી મને કહેતા કે કોઇ શીખતું જ નથી નહીં તો જે ઇચ્છે તેને શીખડાવું. જે આવે છે તે થોડા દિવસમાં જ ધીરજ છોડી ચાલતો થાય છે. ખરેખર આવી કારીગરી શીખવા ઇચ્છનારમાં સ્થિરતા અને સેવાપરાયણતા હોવાં જ જોઇએ. નહીં તો આ યોગ સાધી શકાય નહીં.

મીસ્રીની કારીગરીના ફોટાઓ લેવા જોઇએ અને પ્રસ્થાનના પાઠકોને ભેટ ધરવા જોઇએ એ કામ હજી બાકી જ છે. મીસ્રીની અનેક ન્હાની મ્હોટી કૃતિઓ જે પોતાને ઘેર હતી તે બળી ગઇ છે. હવે તો જે જે મંદિરોમાં, રાજમહેલોમાં અને ગૃહસ્થોને ત્યાં રહી હશે તે જ જોવા લાયક છે. જે માણસ આ કળાનો ખરો શોખી હોય તે એક તરફી પોથાંની માથફોડમાંથી મુક્તિ મેળવી આવા મીસ્રીની ઉપાસના કરે તો હજીયે ખરી પ્રાચીન વસ્તુ સાચવી શકાય તેમ છે. અત્યારે જામસાહેબ અને અન્ય રાજાઓ વિદેશી બહુમૂલ્ય નમુનાઓથી જ પોતાના ભવનો શણગારે છે પોતાના દેશનો જુનો કિંમતી, અને સસ્તો વારસો આમ નષ્ટ થાય છે. એ જાગૃત કળાભક્તોને માટે દુઃખદ બીના છે.

સુખલાલ

# સોનાનાં નળીઆં વિરુદ્ધ માટીનાં નળીઆં

સોનાનાં તથા માટીનાં નળીઆંમાંથી જો મારે પસંદગી કરવાની હોય તો હું જરૂર માટીનાં જ પસંદ કરૂં. સોનાનાં નળીઆં પતરાંની માફક ઉન્હાળામાં અતિશય ગરમ થઇ જાય અને શિયાળામાં એકદમ ઠંડાં થઇ જાય, જ્યારે માટીનાં નળીઆં બારે માસ લગભગ સરખી હૂંફ આપ્યા કરે. પણ જનસમાજને સોનાનો એટલો બધો મોહ છે કે સૌને સોનાનાં નળીઆં કરવાં બહુ જ ગમે છે. અને આ મોહ ફક્ત અશિક્ષિત માણસોને જ નથી, શિક્ષિતો તથા પંડિતો પણ સોનાનાં નળીઆં પસંદ કરે છે. દા. તઃ એક વકીલ મિત્ર હતા. તેમણે બે ત્રણ વર્ષમાં ત્રણેક હજાર રૂપીઆ બચાવેલા અને તેને સારે ઠેકાણે વ્યાજે મુકવા માગતા હતા. તેમને ત્યા શેરબજારમા કામ કરતો એક અસીલ આવતો હતો અને વકીલે તેની સલાહ માગી. ઉત્તર મળ્યો " ટાટા ડીફડ લ્યો સાહેબ, ન્હાલ થઇ જશો અને સોનાનાં નળીઆં થશે. અને મને પણ યાદ કરશો સાહેબ. " ખરેખર હજુ તે વકીલ તેમના સલાહકાર અસીલને યાદ કરે છે. હજારના ભાવે ત્રણ શેર લીધેલા. પરિણામે સોનાનાં નળીઆંને બદલે માટીનાં નળીઆ પણ ગુમાવી બેઠા. આ પ્રમાણે છેલ્લા દશ વર્ષમાં સેવિંગ્સ બેન્ક તથા અન્ય સહિસલામત સ્થળેથી પૈસા ઉપાડીને વધુ પૈસા મેળવવાની લાલચમાં શેરો ખરીદનારાઓના હજારો દાખલા મળી આવે છે. પરિણામે ઘણીયે વિધવાઓ અનાશ્રિત તથા નિર્ધન થઇ ગઇ છે અને અસંખ્ય મધ્યમ વર્ગના માણસો તથા વેપારીઓ પોતાનું સર્વસ્વ ગુમાવી બેઠા છે. આપણને સહજ પ્રશ્ન થાય છે કે આનું કારણ શું હશે ?

એક જ શબ્દમાં કહું તો આનું કારણ શેરબજાર. શેરબજારનું વાતાવરણ એટલું બધું અનિષ્ટ છે કે જે લોકો તેમાં સંડોવાય છે તે બધા પાયમાલ થઇ જાય છે. આ સમજવા માટે આપણે શેરબજારનો ખ્યાલ મેળવવો જોઇએ.

જેમ શાકબજાર. દાણાબજાર. રૂપાબજાર વિ. તેમ શેરબજાર. અથવા જ્યાં શેરની ખરીદ તથા વેચાણ થઇ શકે તે શેરબજાર. સામાન્ય રીતે જોતાં આમાં કંઇ અનિષ્ટ લાગતું નથી અને જે માણસો શેરો ખરીદવા અથવા વેચવા માગતાં હોય તેમને તે જરૂરી પણ છે. પરંતુ આ સંસ્થાનો હડહડતો દુરૂપયોગ કરવામાં આવે છે અને વાસ્તવિક ખરીદ તથા વેચાણને બદલે વાયદાના વેપારના રુપમાં સટ્ટો કરવામાં આવે છે. એટલે આ સટ્ટાનું વાતાવરણ ઘણું હાનિકર્તા થાય છે, અજ્ઞાન માણસો મોહને વશ થઇને તેના ભોગ થઇ પડે છે. પ્રશ્ન થાય છે કે સટ્ટો એટલે શું ?

સટ્ટો એટલે ભાવોની વધઘટ ઉપર કરવામાં આવતો વેપાર અથવા સુધરેલી જાતનો જુગાર. તેમાં પાનાં અથવા પાસાને બદલે અમુક વસ્તુના ભાવ ઉપર દાવ ખેલવામાં આવે

છે અને બન્નેમાં હાર જીતનો સરખો સંબંધ હોય છે. જેમ પાસા નાંખતી વખતે કેટલા દાણા પડશે તેની જુગારીને ખબર નથી તેમ ભાવ વધશે કે ઘટશે તેની સટોરીયાને ખાત્રી હોતી નથી. જેમ જુગારીને પાસા સાથે સંબંધ નથી પરંતુ તેના દાણા સાથે સંબંધ છે તેમ સટોરીયો શેર તથા તેના વ્યાજ તરફ બેદરકાર હોય છે કારણ કે તે તો ફક્ત તેના ભાવની વધઘટ ઉપર જ ધ્યાન આપતો હોય છે અને તેનો આશય શેરની લેવડદેવડને બદલે ફક્ત તફાવત આપવાનો અથવા લેવાનો હોય છે. આ સટ્ટાનું પ્રમાણ આપણે ત્યાં વધતું જાય છે, કારણ કે માસિક વાયદા પદ્ધતિને લીધે સટ્ટાને ઘણું ઉત્તેજન મળે છે. આખી દુનીયાભરમાં કોઇ પણ શહેરમાં એકથી વધુ શેરબજાર નથી. જ્યારે થોડાં વર્ષ પહેલાં અમદાવાદમાં ત્રણ શેરબજાર હતાં અને અત્યારે બે શેરબજાર ચાલુ છે. સટ્ટાની દૃષ્ટિએ જોતાં અમદાવાદ આખી દુનીયામાં પ્રથમ સ્થાન ભોગવે છે. આને લીધે આપણે ત્યાં એક આળસુ વર્ગ વધતો જાય છે, જે વર્ગ મહેનતુ વર્ગના બચાવેલા પૈસા ઉપર ગીધની માફક ત્રાપ માર્યા કરે છે.

હવે આપણે કહી શકીએ કે શેરબજાર એટલે સટ્ટા બજાર અથવા સટોરીયાઓનો અખાડો. અને તેનાં પ્રલોભનો એટલાં ગહન હોય છે કે બહારનો માણસ જે તેને વશ થાય છે તે તેના માટે પાથરવામાં આવેલી જાળમાં ફસાઇ જાય છે અને માર ખાઇને પાછો આવે છે. સાધારણ રીતે સટોરીયાઓનું તથા બહારના માણસોનું નશીબ શેરના ભાવ સાથે બાંધેલું હોય છે. એટલે આપણે શેરબજારમાં શેરોના ભાવમાં કેવી રીતે અથવા કયા કારણોને લીધે વધઘટ થાય છે તે તપાસીશું.

સામાન્ય રીતે તપાસતાં શેરોના ભાવમાં વધઘટ થવાનું કારણ રસ્તે જનાર કોઈ પણ માણસ આપણને બતાવી શકશે. તે કહેશે કે દરેક વસ્તુની કિંમતનો આધાર તેની નીપજ તથા ખપત ઉપર હોય છે અર્થાત્ જો તેની ખપત ઓછીવત્તી થાય તો તેની કિંમત પણ વત્તીઓછી થાય. સંપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ પણ આ કારણ સત્ય લાગે છે. પરંતુ શેરબજારની વધઘટનું કારણ આવક અથવા ઉપાડ નથી હોતું પણ આવક તથા ઉપાડ વિષે સટ્ટો કરનારાઓની માન્યતા અથવા અભિપ્રાય હોય છે. જો તેઓ એમ માને કે અમુક શેરનો થોડા વખતમાં ઉપાડ વધશે તો તેઓ અત્યારથી જ તે ખરીદવા માંડે અને ખરીદને પરિણામે ભાવમાં વધારો થવા માંડે. અત્યારે ખરીદ કરવામાં તેમનો આશય નીચા ભાવે ખરીદી પછીથી જ્યારે તેમના ધાર્યા મુજબ ઉપાડ વધે અને તેને અંગે ભાવ વધે ત્યારે ઉંચા ભાવે તે શેરો વેચી નાંખી નફો મેળવવાનો હોય છે. અથવા જો તેમને મંદીની રૂખ બેસે તો અત્યારથી ઉંચા ભાવે શેરોનું વેચાણ કરે અને પછીથી જ્યારે ધાર્યા પ્રમાણે શેરના ભાવ ઘટે ત્યારે તે વેચાતા લઇ વાયદાના દિવસે તેમની પાસેથી ખરીદનારને આપી દે. આ પ્રમાણે નીચા ભાવે લીધેલા શેરોનું ઉંચા ભાવે કરેલું વેચાણ તેમને લાભદાયક થાય. આ સમગ્ર વેપારમાં શેરની સંખ્યા અથવા ગુણદોષ ઉપર ધ્યાન અપાતું નથી કારણ કે તેમનો હેતુ ઉપર બતાવ્યા પ્રમાણે વધઘટના આધારે વલણને દિવસે તફાવત આપવાનો અથવા ખાવાનો હોય છે. આમ કરવામાં જો તેમની રૂખ સાચી ઠરે તો તેઓને નફો મળે અને જો રૂખ ખોટી ઠરે તો તેઓને નુકશાન આપવું પડે. આ વસ્તુ નીચેના દાખલા ઉપરથી વધુ સ્પષ્ટ થશે: ધારો કે આજે એટલે માર્ચની પહેલી તારીખે ' કોહીનુર 'નો ભાવ રૂ ૨૬૦ છે. આનો અર્થ એ

થયો કે વલણના દિવસે એટલે ડીસેમ્બરની ૩૦ મી તારીખે આશરે રૂ ૨૬૦) ના ભાવે મળશે. હવે મને એવી ખાનગી બાતમી મળી છે કે આ મીલ અમુક કારણોને લીધે વ્યાજ વહેંચી શકે તેમ નથી અને તેથી મને મંદીની રૂખ બેઠી. આનો લાભ લેવા હું માર્ચની બીજી તારીખે ' કોહીનુર ' વેચવા માંડીશ અને અમુક શેર રૂ ૨૬૦ તથા રૂ ૨૫૫) ના ભાવે વેચીશ. પછીથી મારી માન્યતા ખરી છે કે ખોટી તેની રાહ જોઇશ. ધારો કે ત્યાર પછી એટલે માર્ચની ૧૫ મીથી ભાવ ઘટવા માંડયા અને માર્ચની ૨૫ મી તારીખે રૂ ૨૨૦ થઇ ગયા. હવે રૂ ૨૨૦) ના ભાવે મેં જેટલા શેર વેચ્યા હતા તેટલા હું ખરીદી લઇશ. પછી વલણના દિવસે જ્યારે પતાવટ થશે ત્યારે રૂ ૨૨૦) ના લીધેલા રૂ ૨૬૦) તથા રૂ ૨૫૫) ના ભાવે આપીશ અને તફાવત નફા તરીકે મેળવી શકીશ. પરંતુ જો મારી રૂખ ખોટી ઠરશે તો ૨૫ મી માર્ચે મારે ઉંચા ભાવે શેર લેવા પડશે અને નીચે ભાવે આપવા પડશે. આ ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે શેરબજારની વધઘટનું કારણ સટ્ટો કરનારાઓની માન્યતા હોય છે અને જે બાજુ તરફ વધુ બળ હોય તે તરફ ભાવ ઘસડાય છે. પરંતુ શેરોના ભાવ ઉપરની સટોરીયાઓની અસર કાયમી હોતી નથી. તે અસર પતાવટને દિવસે નાબુદ થઇ જાય છે. શેરોના ભાવમાં વધુ કાયમી અસર તો બહારના માણસો જ કરે છે કારણ કે તેઓ ખરેખર પૈસા અથવા શેર આપીને ખરીદ અથવા વેચાણ કરનારા હોય છે એટલે સંપત્તિશાસ્ત્રનો કાયદો બહારના માણસોથી થતી વધુ કાયમી વધઘટને લાગુ પાડી શકાય.

આ પ્રમાણે શેરબજારના શેરોના ભાવની વધઘટનાં કારણો તપાસ્યા પછી આપણે મુખ્ય વસ્તુ ઉપર આવીશું અને બહારના માણસો જેઓ શેરબજારમા પૈસા રોકવા માગે છે તેઓ તેમ કરવામાં ફાવતા નથી તથા નુકશાન ખમે છે તેનાં કારણો તપાસીશું.

૧. પ્રથમ કારણ તો એ છે કે જ્યારે શેર બજારમાં ભાવ વધતા હોય ત્યારે આપણે તે હજુએ વધશે એમ માનીએ છીએ અને ઉંચા ભાવે ખરીદવા તૈયાર થઇએ પરંતુ જ્યારે ભાવ ઘટતા હોય ત્યારે એકદમ શંકાશીલ થઇ જઇએ છીએ અને હજુએ ઘટશે એમ ધારીએ છીએ. એટલે જ્યારે ભાવ વધતા હોય ત્યારે ખરીદનારા હોય છે અને તેને લીધે ભાવ અસાધારણ રીતે વધે છે અને જ્યારે ઘટતા હોય ત્યારે બધા તેનાથી ગભરાતા ફરે છે અને ટેકાના અભાવે ભાવ અસાધારણ રીતે પડે છે. આ હકીકત જરા વિચિત્ર લાગે છે. જ્યારે આપણે બુટ લેવા હોય ત્યારે જે વેપારી સસ્તા આપે તેને ત્યાથી ખરીદીએ છીએ અને જ્યારે શેર ખરીદવા હોય ત્યારે સસ્તા ભાવે મળતા શેર લેતા નથી પરંતુ મોંઘા શેર લઇએ છીએ. પણ આ હકીકત તદ્દન સત્ય છે અને તેને લીધે બહારના માણસો ઉંચા ભાવે શેર ખરીદે છે અને પછીથી જ્યારે તેના ભાવ ગગડી જાય છે ત્યારે તેમના પૈસાનું પાણી થઇ જાય છે.

૨. બીજું કારણ એ છે કે બહારનો માણસ દરેક વખતે મોડો પડે છે અને તેથી તેને નુકશાન ભોગવવું પડે છે. એક ઉદાહરણથી આ વસ્તુ સ્પષ્ટ થશે. ધારો કે અમુક સટોરીયાએ શેરબજારમાં એવી ગપ ઉડાવી કે અમુક માણસ વિલાયતથી આવ્યા છે અને પાર્લામેન્ટના માણસો પાસેથી એવી ખબર લાવ્યા છે કે થોડા દિવસમાં મીલોના કાપડ ઉપરની જકાત બંધ કરવામાં આવનાર છે. આની અસર મીલોની સ્થિતિ સુધારવામાં તથા

વ્યાજનો દર વધારવામાં થશે તેથી યે જો વધારે બરાબર ઉડાવવામાં આવી હશે તો એકદમ ઘણા માણસો (શરબજારના) મીલોના શેર ખરીદવા તૈયાર થશે અને તેજીનું વાતાવરણ ઉત્પન્ન થશે. પરિણામે તે દિવસે શેરોના ભાવમાં વધારો થશે. તે દિવસે સાંજના દલાલો તેમના ગ્રાહકોને બજારના ભાવતાલના અહેવાલો મોકલશે અને તેજીનો બજાર બતાવશે. બીજે દીવસે છાપાઓમાં પણ તેવા અહેવાલો છપાશે અને તેથી બહારના ધન રોકનારાઓ તેમાં ભાગ લેવા તથા પૈસા કમાવા લલચાશે. પરંતુ સાવચેતીને ખાતર એક દિવસ થોભી જશે અને બીજા દિવસની રૂખ જોશે. પણ સટોરીઆઓ તો ખરીદ ચાલુ રાખતા હોવાથી ભાવ તો વધે જ જવાના. ત્રીજે દિવસે ધીરજ ખુટવાથી બહારના માણસો શરબજારમાં ખરીદ કરવા આવશે અને અસાધારણ ઉંચા ભાવે શેરો ખરીદશે. આ બધી ખરીદી તેમને સટોરીઆઓ પુરી પાડશે એટલે સટોરીયાઓએ જે પ્રથમ બે દિવસોમાં નીચા ભાવે શેરો ખરીદેલા હશે તે હવે ઉંચા ભાવે બહારના માણસોને વેચવા માંડશે. આ પ્રમાણે સટોરીઆઓ તેમના લીધેલા શેરો બહારના માણસોને વેચી દઇ નફો મેળવશે જ્યારે બહારના માણસના ગળામાં ઉંચા ભાવના શેરો ભરાશે. થોડા સમયમાં જકાત બંધ થવાની છે તે ગપ ખોટી ઠરશે અને એકદમ ભાવ પડવા માંડશે. પરિણામે બહારના માણસોના ગળામાં ભરાયેલા શેરોના ભાવ 'સોના સાઇઠ' થઈ જશે અને સોનાનાં નળીઆં મેળવવા જતાં માટીનાં પણ મુશ્કેલ થઇ પડશે.

ટુંકમાં, શેરબજારમાં સટ્ટાનું અથવા જુગારનું જોર એટલું બધું પ્રબળ હોય છે કે જુગારમાં નહિ માનનારા દરેક માણસે તેનાથી દૂર જ રહેવું જોઇએ.

કાળીદાસ ભગવાનજી

---

# મુસલમાનો અને હિંદુ સાહિત્ય

૧

લગભગ ૧૩૫૭ વરસ પહેલાં જ્યારે હઝરત મોહમદે અરબસ્તાનમાં પોતાનો ધર્મ શરૂ કર્યો, ત્યારે અરબસ્તાનમાં નિરક્ષરતા અને અજ્ઞાનતાનું રાજ્ય હતું. તે વખતના ઘણા મોટા મોટા માણસો પણ વાંચવા લખવામાં શરમ અને હીણપત સમજતા હતા. તેથી હઝરત મોહમેદે તેમનામાં વિદ્યાનો શોખ ઉત્પન્ન થાય તે માટે ઘણા પ્રયત્નો કર્યા. 'વિદ્યા મેળવવી એ દરેક મુસલમાન સ્ત્રી પુરૂષની ફરજ છે' એમ બોધ કર્યો; વળી તે સાથે કહ્યું કે જો ચીન જેવા પરધર્મી દૂર દેશમાં પણ વિદ્યા હોય તો ત્યાંથી પણ મેળવવી જોઇએ. પેગંબરના શિક્ષણની અસર ઘણી થઇ. એમની જીંદગીમાં જ અરબસ્તાનમાં ઘણા માણસો

એવા હતા કે જે સારી રીતે લખી અને વાચી શકતા. પેગંબરના હુકમથી એમના જ વખતમાં મુસલમાનો પરધર્મીઓના પરદેશીલોકોના ભાષા, ધર્મ રીતરિવાજો વગેરેનો અભ્યાસ કરતા હતા. બીજાઓની જે સારી વસ્તુઓ હતી તે હઝરતે પોતે જ સ્વીકારી લીધી હતી આ બધા કાર્યોથી અને પેગંબરના હુકમથી મુસલમાનોમા જ્ઞાન મેળવવાનો બેહદ શોખ ઉત્પન્ન થયો હઝરતના મરણ પછી ૪૦ વરસની અંદર એશિયા અને આફ્રિકાનો ઘણો ભાગ મુસલમાનોના તાબામા આવ્યો તેથી મુસલમાનો બીજી કોમોના ધર્મ, ભાષા, સાહિત્ય, વિદ્યા વગેરે સાથે સંસર્ગમા આવ્યા આથી અને મુસલમાનોએ ઘણો ફાયદો મેળવ્યો. તેમને શરૂઆતથી જ શિક્ષણ મળેલું હતું, કે 'વિદ્યા એ મુસલમાનની ગુમ થયેલી વસ્તુ છે તેને જ્યા જુઓ ત્યાથી ઉપાડી લો * ;આ શિક્ષણના પ્રતાપે તેઓ જે બીજી કોમેના સંસર્ગમા આવતા ગયા તેમ તેમના દરેક જાતના પુસ્તકોના અરબીમા ભાષાતરો કરવા લાગ્યા. તે વખતની ખેડાયલી ભાષાઓમા યુનાની (ગ્રીક), ફારસી, સુરયાની લેટીન, સંસ્કૃત અને ઇબરાની વગેરે હતી. આ ભાષાઓમાથી સારા પુસ્તકોનું ભાષાતર પહેલા મુસલમાનો બીજાઓ પાસે કરાવવા લાગ્યા અને પછી પોતે જ તે ભાષાઓ શીખી ભાષાતરો કરવા લાગ્યા. ઇસ્લામના એક ખલીફા અમીર મઆવીયા (હી ૭૦ની અંદર)ના વખતમા ભાષાતરોની શરૂઆત થઇ. એક ઇસાઇ ઇબનેઆસાલે સૌથી પહેલા યુનાની (ગ્રીક) ભાષામાથી ખલીફા માટે વૈદકના કેટલાક પુસ્તકોનું અરબીમા ભાષાન્તર કર્યું અમીર મઆવીયાનો પૌત્ર જે ઘણો મોટો અને વિદ્વાન હતો તે પોતે જ પર કોમોની ભાષાઓ શીખી કીમિયા ઉપર કેટલાક પુસ્તકો લખ્યા આથીયે મોટું કામ એ કર્યું કે પરભાષામાથી એ ભાષાન્તર કરાવવા તરફ ઘણુ ધ્યાન આપ્યુ ગ્રીક વિજ્ઞાન આ વખતે મીસ્ર (ઇજીપ્ત)મા હતું, ત્યાથી ખલીફાએ મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓને લાવી ગ્રીક અને ખીલતી ભાષાઓમાથી ભાષાતરો કરવા માટે નીમ્યા. હી ૧૨૫મા અમીર મુઆવીયાના કુળમાથી ગાદી ગઇ અને અબ્બાસી ખાનદાન × ના હાથમા આવી અત્યાર સુધી ઇસ્લામને પ્રગટ થયાને સવાસો વરસ થયા હતા, એટલી ટૂંકી મુદતમા તો મુસલમાનોમા ઘણી જ વિદ્યા ફેલાઇ હતી અને યુનાની (ગ્રીક) ફારસી, ખલતી વગેરે ભાષાઓમાથી ઘણા ભાષાન્તરો થયા. એટલુ જ નહિ પણ એક એવો મોટો વર્ગ ઉત્પન્ન થઇ ગયો કે જે પોતે જ ઉપરની ભાષાઓ જાણતો હતો અમીર મઆવીયાના કુળ પછી અબ્બાસી ખાનદાન આવે છે, તે આપણા માટે ઘણો જરૂરી છે, કેમકે અત્યાર સુધી મુસલમાનોએ ઘણી ભાષાઓમાથી ભાષાન્તરો કર્યા હતા પણ સંસ્કૃતમાથી કંઇએ કર્યું નહોતું. એનું કારણ એ હશે કે ગ્રીક ને ફારસી ભાષાઓમાથી ભાષાતરો કરતા હતા તેથી તેમને સંસ્કૃતમાથી ભાષાન્તર કરવાની ફુરસદ નહિ મળી હોય અને બીજુ કારણ એ કે હિંદુસ્તાન મુસલમાનોની રાજ્યધાનીથી ઘણે દૂર હતું અબ્બાસી ખાનદાનનો બીજો બાદશાહ મનસુર હતો. તેના વખતમા અરબી સાહિત્ય ઘણું વિસ્તૃત થતું ગયુ મનસુર પોતે પણ વિદ્વાન હતો એની ખ્યાતિ દૂર સુધી પહોચી હતી આથી ઘણે દૂર દૂરથી પરકોમને પરભાષાના વિદ્વાનો તેના દરબારમા આવતા હતા.

એનાજ વખતમા પહેલવહેલો અરબીમા સંસ્કૃત ભાષામાથી ભાષાતર થવા લાગ્યા

* ગૂજરાત વિદ્યાપીઠની ધ્યાનમુદ્રામા જે અરબી મજકૂર છે તે આનુ જ અસલ વાક્ય છે.
× ખાનદાન એટલે કુળ

પહેલો ભાગ એ આ લેખને વિષય છે. અરબ મુસલમાનોએ સંસ્કૃતમાંથી કયાં પુસ્તકોનાં ભાષાંતરો કર્યાં, ભાષાંતર કરનારા કોણ હતા અને કયા હિંદુ વિદ્વાનો મુસલમાનોના દરબારો અને ચર્ચા મંડળોમાં હતા, તે શોધી કહાડવું ઘણું જ મુશ્કેલી ભરેલું છે અને તેમાં સફળ થવાનો પુરાવો ઘણો જ ઓછો છે. એનાં બે ત્રણ મોટાં કારણો છે.

( ૧ ) આપણે જે રીતે આ વિષયને લખવા ઇચ્છીએ છીએ તે રીતે આ વિષય અરબી પુસ્તકોમાં એકે જગ્યાએ લખાયલો નથી. બધું અવ્યવસ્થિત અને છુટું છવાયું છે.

( ૨ ) આપણા વિષય સબંધી જે કંઇ માહિતી મળી શકતી હતી તે પણ ઘણા લાંબા કાળને લીધે અને મુસલમાનોની પડતી થઇ ત્યારે આ વિષયનો શોધ રહ્યો નહિ, તેથી તેનો ઘણોખરો નાશ થઇ ગયો છે.

( ૩ ) જે કાંઇ હાલ મળે છે તે પણ ઘણું ગુંચવણ ભરેલું છે. કેમકે સંસ્કૃત શબ્દોના ઉચ્ચારો અરબીમાં આવી તદ્દન બદલાઇ જાય છે. તેથી જે થોડાં ઘણાં નામો આપણને મળી શકે છે તે પણ આપણે સમજી શકતા નથી.

આ કારણોને લીધે આ વિષયમાં સફળ થવું અશકય છે. તો પણ જે થોડી ઘણી સામગ્રી હાથ લાગી છે તેને હું ગુજરાતી વાંચકો સમક્ષ મુકું છું.*

મુસલમાનોએ હિંદના એક ભાગ સિંધ ને પહેલી સદી હીજરીમાં જ જીત્યું ત્યારથી મુસલમાનો હિંદુઓના વધારે સમાગમમાં આવ્યા. હિંદુઓ પાસે ખેડાયલી ભાષા અને દરેક જાતના જ્ઞાનથી ભરપુર સાહિત્ય હતું. મુસલમાનો પાસે વિદ્યા ને જ્ઞાન માટે પૂજ્ય ભાવ અને પરધર્મીઓ તરફ પ્રેમ હતો. પરધર્મીઓના ધર્મ અને સાહિત્ય તરફ તેઓ માનથી જોતા હતા અને પરધર્મીઓની ભાષા તેઓ હોંશથી શીખતા હતા. મુસલમાનોની આવી ઉચ્ચ વર્તણુંકે એ હિંદુઓને પોતાના તરફ ખેંચ્યા. હિંદુઓ અને મુસલમાનો જ્ઞાન લેવાના કામમાં સાથે જોડાયા. આપણે ઉપર જોઇ ગયા છીએ કે હી. ૧૫૬ માં હિંદનો એક પ્રખ્યાત ખગોળ અને જ્યોતીષ શાસ્ત્રી મુસલમાન ખલીફાના દરબારમાં, જો કે હિંદ ઘણે છેટે હતું અને ત્યાં હિંદનો ધર્મ નહોતો છતાં પણ, એક ' સીદ્ધાંતા ' નામનું પુસ્તક લઇને આવ્યો. હી. ૧૫૬ પહેલાં જ મુસલમાનોમાં ઉચ્ચ સંસ્કૃત જાણનાર ઉત્પન્ન થઇ ગયા હતા તેથી દરબારના એક મુસલમાન વિદ્વાન મોહમંદ *બીન ઇબરાહીમ ફેરાઝીએ તેનું અરબીમાં ભાષાંતર કર્યું. આ પુસ્તક એક ' ઝીચ ' હતું.* ઝીચમાં ખગોળ શાસ્ત્રની દૃષ્ટિથી આકાશના તારા અને બીજી વસ્તુઓના નકશા કાઢેલા હોય છે, જે ઉપરથી વરસ, મહિના ને દિવસ વગેરેની ગણત્રી કરવામાં આવે છે. સંસ્કૃત પુસ્તકોની અસર તે વખતનાં વિદ્વાનો ઉપર ઘણી પડતી હતી. આ જ ઝીચને તે વખતના વિદ્વાનો મામુનુર રશીદના કાળ સુધી પ્રમાણભૂત ગણતા હતા.

દિવસે દિવસે મુસલમાનોને હિંદના વિદ્વાનોનો અને પુસ્તકોનો સમાગમ વધતો જતો હતો. હિંદમાં જે પ્રખ્યાત વિદ્વાન હોય તેનું નામ મુસલમાનોના વિદ્યાપ્રેમના કારણો દૂર દેશોમાં પણ પ્રખ્યાત થઇ જતું હતું. આપણે ઉપર જોઇ ગયા છીએ કે ખલીફા હારૂન રશીદ જે મનસુર પછી ત્રીજો ખલીફા હતો. તેના વખતમાં હિંદથી ખલીફાના ઇલાજ માટે એક મનકા

* લેખને આ પહેલો ભાગ અલ્લામા શીબલીના ઉર્દુ પુસ્તક ' રિસાયલે શીબલી '' ઉપરથી લખાયલો છે.

નામના વૈદ્યને બોલાવવામાં આવ્યો હતો અને તેને એક ઇસ્પીતાલમાં વ્યવસ્થાપક અને અધિકારીની ઉચ્ચ જગ્યા આપી હતી. તેણે ઘણાં શાસ્ત્રીય સંસ્કૃત પુસ્તકોનું અરબીમાં ભાષાન્તર કરાવ્યું અને પોતે શશરૂત (સુશ્રુત)ના પુસ્તકનું અને સામીકાનું ભાષાન્તર કર્યું. આ ખલીફાના દરબારમાં ઘણા હિંદુ વૈદ્યો હતા. આ વૈદ્યક સંબંધી જ્ઞાન અરબીમાં આવી ગયું.

ખલીફા હારુનુર રશીદ પછી તેનો પુત્ર મામુન ગાદીએ આવ્યો. આ વખતે બીજી સદી હીજરીની અંતમાં ને ત્રીજી સદી હિજરીની શરૂઆત હતી. એટલે કે ઇસ્લામના અસ્તિત્વને ૨૦૦ વરસ થયાં હતાં. આ ખલીફાના વખતમાં હિંદુ વિદ્વાનોનું આગમન અને મુસલમાનોની સંસ્કૃતમાં ઉચ્ચ પ્રવીણતા એ વધતાં ગયાં. મામુનના વખતના પ્રખ્યાત ભાષાન્તરકારોમાં એક યાકુબ નદી હતો, જેને મુસલમાનોમાં અરસ્તુ (એરિસ્ટોટલ)ના સમાન માનવામાં આવે છે. તેણે યુનાની (ગ્રીક) અને ફારસીમાં જેટલી પ્રવીણતા મેળવી હતી એટલી જ પ્રવીણતા સંસ્કૃતમાં પણ મેળવી હતી. તેના હાથ નીચે ઘણા ભાષાન્તરકારો હતા. એણે પોતે કોઇ સંસ્કૃત પુસ્તકનું ભાષાન્તર કર્યું હોય એવું જાણવામાં નથી, પરંતુ સંભવિત છે કે કદાચ તેની દેખરેખ હેઠળ સંસ્કૃતમાથી ભાષાન્તરો કરાવવામાં આવતાં હોય.

**બરામકા ખાનદાન**—આ ખાનદાને હિંદુ પંડિતોને પોતાને ત્યાં બોલાવવા અને રાખવામાં ઘણો મોટો ભાગ લીધો છે. આ ખાનદાન અબ્બાસ ખલીફાઓના દરબારમાં ઘણી મોટી મોટી જગ્યાઓ મેળવી હતી. આ ખાનદાનના એક યાહ્યા નામે માણસે સૌથી પહેલાં હિંદુસ્તાનના પંડિતો, વૈદ્યો અને તત્ત્વજ્ઞાનીઓને બોલાવ્યા અને તેમની પાસે સંસ્કૃત પુસ્તકોનું ભાષાન્તર કરાવ્યું. આનાજ હુકમથી કલીલા દમના (પંચતંત્ર)નું બીજું ભાષાન્તર અબદુલ્લા બીન બીલાલ 'એહવાઝીએ કર્યું. હી. ૧૬૫ 'મુજસતી' નામના પુસ્તકનું પણ સૌથી પહેલાં એણે જ ભાષાન્તર કરાવ્યું. ઘણું કરીને યાહ્યા પોતે એ વિદ્યામાં પ્રવીણ હતો. કેમકે જ્યારે એ પુસ્તકના જુદા જુદા તરજુમા તેની પાસે આવ્યા, ત્યારે તેણે તેમને નાપસંદ કર્યા અને બીજાં ભાષાન્તરો કરાવી બધાનો મુકાબલો કરી તેમાથી એક નવું તૈયાર કર્યું. બરામકાના ખાસ ખાસ ભાષાન્તરકારો અબદુલ્લા બીન બીલાલ, માણક (હિંદુ) અને ઇબ્ને દહન (હિંદુ) વગેરે હતા.

હિંદથી જે વિદ્વાનો આવતા હતા તે મુસલમાનોનાં વિદ્યા વિષયક મંડળો અને ચર્ચા મંડળોમાં પણ ભાગ લેતા હતા. યાહ્યાએ વાદવિવાદ, ચર્ચા અને વિચારોની આપલે માટે એક મંડળ બનાવ્યું હતું અને પોતાને ત્યાં તેની બેઠકો ભરતો હતો. આ મંડળમાં દરેક વર્ગ, કોમ અને ધર્મના માણસો હતા. આ મંડળનું કામ ઘણી વ્યવસ્થાપૂર્વક અને ઉચ્ચ રીતે ચાલતું હતું. આ મંડળમાં દરેક કોમ ને ધર્મના માણસો હતા તેથી હિંદુ વિદ્વાનો પણ તેમાં ભાગ લેતા હશે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે ઘણા હિંદુ વિદ્વાનો મુસલમાનોના દરબારોમાં હતા અને ત્યાં મુસલમાન અને હિંદુ બંને સંસ્કૃત પુસ્તકોનાં અરબીમાં ભાષાન્તર કરતા. હવે તેઓ એક પગલું આગળ વધે છે. મુસલમાનોનો વિદ્યાપ્રેમ, હિંદભૂમિનાં પુસ્તકો વાંચી એટલાથી અટકી ગયો નહિ. પણ તેઓ હિંદમાં વિદ્યા વિષયક વસ્તુઓની શોધખોળ માટે અહીંના માણસોના ધર્મ ને રીત રિવાજો વગેરેનું નિરીક્ષણ કરવા માટે હિંદમાં આવવા લાગ્યા. યાહ્યા બરમકીએ એક માણસને હિંદની દવાઓ અને વનસ્પતિ શોધી લાવવા માટે, ત્યાંના લોકોના ધર્મ અને માન્યતાઓનો સવિસ્તર હેવાલ લાવવા માટે

હિંદ મોકલ્યો. આ માણસે એક મોટો રિપોર્ટ તૈયાર કરીને આણ્યો હતો. અલ્લામા ઇબ્ને નદીમે ૨૪૬ હિજરીમાં લખેલા રિપોર્ટની એક પ્રત જોઇ હતી. મજકુર અલ્લામા લખે છે કે હિંદના ઘણા પંડિતોને બુગદાદમાં બોલાવવામાં આવ્યા હતા. પરંતુ અફસોસ કે હવે તેમનાં નામ મળતાં નથી વળી આ વાતને બીજેથી પણ ટેકો મળે છે. જાહઝ પોતાના 'કીતાબુલ બ્યાન' નામના પુસ્તકમાં લખે છે કે, મોએરે કહ્યું હતું કે જ્યારે યાહ્યા બીન ખાલીદે હિંદના તત્ત્વજ્ઞાનીઓ એટલે કે મનકા, મારલકર, લસરહલ, સીંદહાર વગેરે વગેરેને બોલાવેલા હતા, ત્યારે મેં 'ભલા હિંદીને' પુછ્યું કે બલાગત (સારી રીતે લખવું) કોને કહે છે. આથી પણ પત્તો લાગે છે કે ઘણા હિંદુઓ દરબારમાં હતા પણ નામોનો પત્તો લાગતો નથી આજ વખતે એક બીજો પ્રખ્યાત હિંદુ પંડિત હતો તેણે સંસ્કૃત પુસ્તકોનાં ભાષાન્તરો કર્યાં હતાં. એના બાપનું નામ દહન હતું. અરબો એને અરબી રીત પ્રમાણે ઇબ્નેદહન એટલે દહનનો પુત્ર લખે છે. આ ઇબ્નેદહન બુગદાદની ઇસ્પીતાલનો અધિકારી હતો.

સંસ્કૃતમાંથી મોટા પ્રમાણમાં ભાષાન્તરો થયાં હતાં. હિંદુ પંડિતો બુગદાદમાં આવતા હતા અને મુસલમાનો હિંદમાં જતા હતા તેનું એક પરિણામ આ આવ્યું કે મુસલમાનોમાં સંસ્કૃત અને ભાષા (પ્રાચીન હિંદી)નો અભ્યાસ ઘણો વધી ગયો. અને ઘણા લાંબા કાળ સુધી મુસલમાનોનો એક વર્ગ સારી રીતે હતો. આ ભાષાઓથી, તે વાકેફ હતો. બુગદાદમાં ચર્ચા ને વાદવિવાદ કરવા માટે હિંદુ વિદ્વાનો આવતા હતા, તેમ હિંદમાં મુસલમાનો પણ જતા હતા. હારૂનુરશીદે એક મુસલમાન વિદ્વાનોનો વર્ગ હિંદમાં ચર્ચા ને વાદવિવાદ કરવા માટે મોકલ્યો હતો. તેઓ સંસ્કૃત જાણતા હોવા જોઇએ, કારણ કે સંસ્કૃત જાણ્યા વિના તેઓ વાદવિવાદ કરી શકે નહિ. વળી ઇતિહાસકાર મસઉદી હી. ૩૦૩માં ખંભાત આવ્યો હતો અને તેણે ત્યાંની બધી સ્થિતિની માહિતી મેળવી હતી. તે લખે છે કે 'અહીંનો રાજા ધાર્મિક વાદવિવાદોનો ઘણો શોખીન છે. અને મુસલમાનો અને બીજા ધર્મના લોકો જે અહીંયાં આવે છે તેમની સાથે ચર્ચા અને શાસ્ત્રાર્થ કરતો રહે છે." આ સમયે મુસલમાનો સંસ્કૃત જાણતા હોવા જોઇએ અને લગભગ ચોથી સદી હીજરીમાં કેટલાંક કારણોને લઇને તેઓએ સંસ્કૃતના જ્ઞાન અને વિદ્યા ઉપર વધારે કાબુ મેળવ્યો. સુલતાન અલીમરદના જમાનામાં એક પંડિત ભોજર નામે હતો તે બનારસથી મુસલમાનો સાથે વાદવિવાદ કરવા નીકળ્યો અને શહેર અકફુત પહોંચી તેણે કાજી રૂકનુદ્દીન શમરકંદીની મુલાકાત લીધી. વાદવિવાદનો વિચાર તજી, કાજી સાહેબ પાસે તે અરબી ભણવા લાગ્યો અને એક પુસ્તક જેનું નામ અમરતખંડ હતું તે તેણે કાજીસાહેબને ભેટ તરીકે આપ્યું. કાજીસાહેબે જ્યારે એ પુસ્તકની અંદર રહેલી વસ્તુઓ સાંભળી ત્યારે તેના ઉપર એટલા બધા મોહી પડ્યા કે ભોજર પાસે પોતે સંસ્કૃત ભણવા લાગ્યા અને સંસ્કૃતમાં પ્રવીણતા મેળવી આ પુસ્તકનું ભાષાંતર કર્યું. પણ એ પુસ્તકમાં કેટલાંક સ્થળોનું ભાષાન્તર બરાબર થયું નહોતું. અકસ્માત ભોજરનો એક શિષ્ય જેનું નામ અંભનાનાથ હતું, તે ત્યાં આવી ચઢ્યો. ત્યારે બીજા એક સંસ્કૃત જાણનાર મુસલમાન વિદ્વાને તેની પાસે આ પુસ્તકનો અભ્યાસ કર્યો અને તેમણે બીજી વખતે આ પુસ્તકનું ભાષાન્તર કર્યું, જેનું નામ 'મીરાતુલમઆની લાદરાલ આલમુલ ઇન્સાની' રાખ્યું. આ લેખ જે પુસ્તક ઉપરથી લખાયો છે, તેના કર્તા મૌલાના શીબ્લીએ આ પુસ્તકની એક જુની પ્રત જોઇ છે.

આ પછી બીજા એક વિદ્વાન જેમનું નામ મોહમંદ બીન ઇસ્માઇલ તનુખા હતું, તેમણે ખગોળ શાસ્ત્રી અને જ્યોતિષ શીખવા માટે હિંદની મુસાફરી કીધી. અને ઘણાં વરસો સુધી હિંદમાં રહી આ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એમના જેવા બીજા ઘણા દાખલા મળી શકે છે પરંતુ આવા માણસોમાં સૌથી પ્રખ્યાત અબુરીહાન બીરૂની છે. અબુરીહાને હિંદ સંબંધી જે કંઇ લખ્યું છે એની પહેલાં યુનાની (ગ્રીક) અને ચીની મુસાફરોએ પણ હિંદ સંબંધી ઘણું ખરૂં લખેલું છે, પણ એ બધું બીરૂનીએ જે લખ્યું છે તે દરીયા આગળ ટીપા જેવું હોય એમ છે. અબુરીહાન એક ઘણો મોટો વિદ્વાન હતો. એણે હિંદમાં ઘણાં વરસો સુધી રહી ઘણી મુશ્કેલીથી હિંદુઓની વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તે પોતે લખે છે કે "આ ભાષા શીખવામાં અને ઘણી મુશીબતો પડી. હિંદુઓનું ધર્માંધપણું એટલું વધેલું છે કે જેની કાંઇ હદ નથી. તે હમો મુસલમાનોને મ્લેચ્છ કહે છે, આપણને તેમની જે વસ્તુ અડકી જાય તે અપવિત્ર થઇ જાય છે, તે તેમનાં બાળકોને હમારા નામથી બીવરાવે છે અને આપણને શયતાન કહે છે. આ ઉપરાંત તેઓ આખા જગતને અભણ અને જંગલી સમજે છે." એને અનેક મોટી મુશ્કેલીઓ વેઠવી પડી હતી. તે પુસ્તકો ખરીદવા માટે અનહદ રૂપીયા ખરચતો હતો. તો પણ તેને પુસ્તકો મળતાં નહોતાં. આખરે બધી મુશ્કેલીઓનો તેણે મુકાબલો કર્યો અને સંસ્કૃતમાં ઘણી સારી પ્રવીણતા મેળવી ઘણાં ઉપયોગી પુસ્તકોનું ભાષાંતર કર્યું. હિંદ સંબંધી એક ઘણો, મોતેબર અને માહિતીથી ભરપુર 'કીતાબુલ હિંદ' નામનો તેણે ગ્રંથ લખ્યો છે, જેને જર્મનીના પ્રખ્યાત પ્રોફેસર ઝખાઉએ સંસ્કરણ કરી પ્રગટ કર્યો છે. પુસ્તકના કર્તા અબુરીહાન બીરૂનીએ સંસ્કૃતના ઘણા મોતેબર અને પ્રાચીન પુસ્તકોમાંથી સામગ્રી એકઠી કરી છે. એક આશ્ચર્યકારક વાત એ છે કે હિંદુઓ પોતાનાં પુસ્તકો આપવામાંને ભણાવવામાં કંજુસાઇ કરતા હતા, તેથી તેણે ઘણાં પુસ્તકોનો મ્હોંડે અભ્યાસ કરી યાદ રાખી લીધાં હતાં. જુદાં જુદાં પુરાણોમાંથી તેણે જે મ્હોંડે યાદ કર્યા હતાં તેની નોંધ નીચે પ્રમાણે છેઃ—

૧ ઉપુરાણ ૨ મચ્છપુરાણ ૩ કરમપુરાણ ૪ પરાવપુરાણ ૫ નરસીંગપુરાણ ૬ વાયુપુરાણ ૭ બ્રાહ્મણપુરાણ ૮ નંદપુરાણ ૯ સ્કંધપુરાણ ૧૦ ઉત્તપુરાણ ૧૧ સુમપુરાણ ૧૨ સાંપપુરાણ ૧૩ બ્રહ્માનંદપુરાણ ૧૪ મારકંદપુરાણ ૧૫ તારકશપુરાણ ૧૬ બશનપુરાણ ૧૭ બ્રહ્મપુરાણ ૧૮ હમીરાપુરાણ.

આ નામો અરબીમાં લખાયલાં છે, તેથી સંસ્કૃતનાં મૂળ નામોથી ઘણાં બદલાયલાં હશે; કેમકે અરબી લેખન પદ્ધતિ જ એવી છે એ વાંચકોએ યાદ રાખવું જોઇએ. બીરૂનીનું પુસ્તક 'કીતાબુલ હિંદ' ની વ્યાપકતા અને માહિતીની વિશાળતાનો અંદાઝો આ ગ્રંથનાં મથાળાં વાંચવાથી કરી શકાય છે. એ પુસ્તકમાં કુલ ૮૦ મથાળાં છે. કર્તાએ દરેક મથાળા હેઠળ લંબાણપૂર્વક ચર્ચા કરી છે. અને જે કંઇ લખ્યું છે તે સંસ્કૃતના મોતેબર ગ્રંથો ઉપરથી લખેલું છે. નમુના માટે કેટલાંક મથાળાંની અહીંઆં નકલ કરૂં છું.

(૧) પરમેશ્વર સંબંધી હિંદુઓની માન્યતા.
(૨) બ્રહ્માંડની વસ્તુઓ સંબંધી માન્યતા,

(૩) પુનર્જન્મનો સિદ્ધાંત.
(૪) વેદ, પુરાણ અને બીજાં ધાર્મિક પુસ્તકો.
(૫) વ્યાકરણ અને પિંગળ સબંધી ગ્રંથો.
(૬) બીજાં શાસ્ત્રો સંબંધી ગ્રંથો.
(૭) ખગોળ શાસ્ત્ર અને જ્યોતિષ શાસ્ત્રો સંબંધી ઘણાં મથાળાં રાખ્યાં છે અને દરેકની નીચે લંબાણથી ચર્ચા કરેલી છે.
(૮) હરામ અને હલાલ.
(૯) વારસાનો કાયદો વગેરે.

આ પુસ્તક સિવાય આ પ્રખ્યાત કર્તાએ સંસ્કૃતનાં ઘણાં પુસ્તકોનું ભાષાન્તર કર્યાં છે અથવા સંસ્કૃત ઉપરથી પુસ્તકો લખ્યાં છે. એમની વિગત નીચે પ્રમાણે છેઃ—

(૧) સપામીકા.
(૨) પાતંજલિ.
(૩) પલ્સ સીદ્ધાંતાં.
(૪) બ્રહ્મ સીદ્ધાંતા
(૫) બ્રહ તસાયતા.
(૬) લાજુ–બ્રાહ્મની કૃતિ.
(૭) સીદ્ધાંતાં–ઉપર એક પુસ્તક જેનું નામ 'જવામેસુલ મોજુદ' 'ખાતેરૂલ હુનદ' છે, તે ૫૦૦ પાનાનું છે. આ પુસ્તકના દરેક ખંડનું ભાષાંતર પહેલાં અરબીમાં થયું હતું, જેને અરબી ભાષામાં અરખંડ લખે છે.
(૮) કસુદ્ર ( આંતર જ્ઞાન ) ઉપર એક લઘુ પુસ્તક.
(૯) એક લઘુ પુસ્તક હિસાબ ઉપર છે, એમાં એણે એ દેખાડયું છે કે, હિંદ અને સિંધમાં મીંડાઓથી લખવાની પદ્ધતિ છે.
(૧૦) એક લઘુ પુસ્તકમાં તે દેખાડે છે કે સંખ્યાઓ હિંદી કરતાં અરબીમાં વધારે સારી રીતે નક્કી કરેલી છે.
(૧૧) રાસીકા ઉપર લઘુ પુસ્તક.
(૧૨) સંખ્યાઓની ગોઠવણી ઉપર એક લઘુ પુસ્તક.
(૧૩) બ્રમ સિદ્ધાંતામાં હિસાબની જે પદ્ધતિ છે તેનું ભાષાન્તર.
(૧૪) હિંદી વરસ અને તારીખથી હાલના જમાનાનો ફેસલો.
(૧૫) એક લઘુ પુસ્તકમાં આકાશના તારાઓ સબંધી.
(૧૬) હિંદુ વિદ્વાનોએ એને સવાલો પૂછ્યા હતા તેના જવાબો.
(૧૭) કાશ્મીરથી તેને સવાલો મોકલ્યા હતા તેના જવાબો.
(૧૮) ઉમ્મર ગણવાની હિંદી પદ્ધતિ.
(૧૯) લાઘુજતાકમ એના કર્તા દરાહમેહર છે, જન્મ સંબંધી આનાનું પુસ્તક છે, એનું ભાષાન્તર કર્યું.
(૨૦) નીલુપરનો કિસ્સો, જેમાં દિલબત્તી અને બરભાકરનું વર્ણન છે,

આ સિવાય બીજાં પુસ્તકો જે જ્યોતિષ સંબંધી છે, ને એક પુસ્તક કોઇ દેવના ફરી પ્રગટ થવા સંબંધી છે.

આ બધાં પુસ્તકો ઉપરથી જોઇ શકાય છે કે તેનું હિંદ સંબંધી જ્ઞાન કેટલું અગાધ હતું. તેણે ફક્ત સંસ્કૃત પુસ્તકોનું અરબીમાં ભાષાન્તર કર્યું અને સંસ્કૃત ઉપરથી પુસ્તકો લખ્યાં એટલું જ નહિ પરંતુ તેણે હિંદુઓ માટે કેટલાંક અરબી અને ફારસી પુસ્તકોનું સંસ્કૃતમાં ભાષાન્તર કર્યાં છે. અને કેટલાંક તેણે પોતે સ્વતંત્ર લખ્યાં છે. જો કે એ પુસ્તકોનાં નામ હમણાં આપણને મળતાં નથી. મુસલમાન વિદ્વાનોમાંથી સંસ્કૃતમાં પુસ્તકો લખનાર કદાચ તે પહેલોજ હશે. એની પહેલાં ગ્રીક અને ચીના લોકો પણ હિંદમાં આવતા હતા અને અહીંના સંબંધી કંઇક લખતા હતા. ચીની સાધુઓ તો અહીં અભ્યાસ પણ કરતા હતા. આ પરદેશી ચીની સાધુઓએ સંસ્કૃતમાં પુસ્તકો જો લખ્યાં ન હોય તો આપણે કહી શકીએ કે આખા જગતમાંના ગેરહિંદી વિદ્વાનોમાંથી અબુરીહાન બીરૂની સૌથી પહેલો સંસ્કૃતમાં પુસ્તકો લખનાર છે.

સંસ્કૃતમાંથી અરબી અને ફારસીમાં ખગોળશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, સંગીત, સ્વપ્ન, ખેતીવાડી, તત્વજ્ઞાન, ગણિત, ધર્મ, વૈદક વગેરે દરેક વિદ્યા અને કળાનાં પુસ્તકોનાં ભાષાન્તરો થયાં છે. આ ભાષાન્તરો વિષે લંબાણથી લખવું હોય તો એક પુસ્તક લખવાની જરૂર પડે. આટલી મહેનત પણ આપણે કરી શકીએ, પરંતુ મુશ્કેલી એ છે કે સંસ્કૃત નામો અરબીમાં એવાં બદલાઇ ગયાં છે કે તેમનાં ખરા નામો મળી શકતાં નથી. અલ્લામા ઇબ્ને અસીબાએ 'તબકાતુલ અતબ્બા'માં લખ્યું છે કે કનકતા હિંદનો સૌથી પ્રખ્યાત તત્વવેત્તા અને વૈદ્ય હતો. તેનાં પુસ્તકોનો અરબીમાં તરજુમા કરવામાં આવ્યા હતા. તેનાં અરબી નામ નીચે પ્રમાણે છે.

(૧) કીતાબુલ નમુદાર ફીલઅેમાર.
(૨) અસરારૂલ મવાલીદ.
(૩) અલકરાનાતુલ કબીર.
(૪) અલકરાનાતુલ સગીર. (૫) કનાશ. (૬) કીતાબ ફીલતવહમ.
(૭) કીતાબફીલ એહદાસુલ આલમ વદદુર ફીલકુરાન.

કનકતાનાં જે પુસ્તકોનાં નામો ઇબ્ને અસીલાએ લખ્યાં છે, તે અરબીમાં મોજુદ છે. પણ ખુદ કનકતાનો પત્તો લાગતો નથી કે મુળ સંસ્કૃતમાં તેનું શું નામ છે. અલ્લામા મજકુરે હિંદુસ્તાનના બીજા પણ તત્વજ્ઞાનીઓનાં નામો લખ્યાં છે તે નીચે પ્રમાણે છે.

૧ બાખર. ૨ રાજા. ૩ સખ. ૪ દાહેર. ૫ રંગલ. ૬ જીહર. ૭ અંદિ. ૮ જારી વગેરે. અને લખ્યું છે કે આ તત્વજ્ઞાનીઓનાં ઘણાં પુસ્તકોનાં અરબીમાં ભાષાન્તરો થઇ ગયાં છે.

વૈદક કૃતિઓમાંથી ખરાં ઉચ્ચાર સાથે ફક્ત હમને બે ગ્રંથોનો પત્તો લાગે છે. એક ચર્કા (ચરક) ના પુસ્તકનો જે આજથી પાંચ હજાર વર્ષો પૂર્વે ઘણો પ્રખ્યાત વૈદ્ય હતો અને જેને હિંદુઓ ઘણો મોટો ઋષિ માનતા હતા. ચર્કાના પુસ્તકનું પહેલાં ફારસીમાં અરબીમાં તરજુમો કર્યો. બીજું પુસ્તક સસરતા (સુશ્રુત) નો છે. જેનાં દસ પ્રકરણો છે

અને જેનું ભાષાન્તર યાહયા બીન ખાલીદના હુકમથી કરવામાં આવ્યું હતું. નામોના ખરા ઉચ્ચારો આપવામાં નિરાશ થઇ, હમે ત્રણ નાની નાની યાદીઓ આપીએ છીએ.

(૧) પહેલામાં સંસ્કૃતમાંથી અરબીમાં ભાષાન્તર કરનારા કોણ હતા, તેની ટુંકાણમાં માહિતી મળશે.

## ભાષાન્તરકારો

| મુસલમાન. | હિંદુ. |
| --- | --- |
| (૧) મોહમંદબીન ઇબરાહીમ ફ્રઝારી | (૧) સાલેહ (મુળ નામ સાલી હશે) |
| (૨) અબદુલ્લા બીન બીલાલ એહવાઝી | (૨) મનકા હિંદુ |
| (૩) કાજી રૂકનુદદીન સમરકંદી | (૩) માણક હિંદુ |
| (૪) મોહમંદબીન ઇસમાઇલ તનુખી | (૪) ઇબ્ને દહન હિંદુ વગેરે |
| (૫) અબુરીહાન બીરૂની | |
| (૬) અબદુલ્લા બીનઅકી | |
| (૭) ઇસમાઇલ તનુજી | |
| (૮) મોહમદ બીન ઇસમાઇલ તનુખી | |

બીજી યાદીમાં (ક) કયા હિંદુ વિદ્વાનો મુસલમાનોના દરબારમાં હતા અને (ખ) કયા હિંદુ વિદ્વાનોનાં પુસ્તકોનાં ભાષાંતર થયાં તે ટુંકાણમાં છે.

(ક) હિંદુ વિદ્વાનો જે મુસલમાનોના દરબારમાં હતા તેમનાં નામોઃ—
(૧) સાલેહ (૨) મનકા (૩) માણક (૪) ઇબ્નેદહન (૫) મારલકર (૬) ફૂલસરહલ (૭) સીંદહાર (૮) ભલા હિંદી (૯) ભોજૂ (૧૦) અંબવા નાથ.

(ખ) હિંદુ વિદ્વાનો જેમનાં પુસતકના તરજુમા થયા છે તેમનાં નામોઃ—
(૧) આખર (૨) રાજા (૩) સખ (૪) દાહેર (૫) રંગલ (૬) જીહર (૭) અદિ (૮) જારી (૯) કનકતા (૧૦) સસરૂના (૧૧) ચર્કા વગેરે.

ત્રીજી યાદીમાં હમે ઉપર આપેલાં પુસ્તકો સિવાયનાં પુસ્તકોનાં ટુંકાણમાં નામો આપીએ છીએ. જેથી ખબર પડશે કે દરેક વિદ્યા ને કળા સંબંધી પુસ્તકોનાં સંસ્કૃતમાંથી ભાષાન્તરો અરબીમાં કરવામાં આવ્યાં હતાં.

| પુસ્તકનું નામ. | વિષય અને શેરો |
| --- | --- |
| (૧) બદાન | ૪૦૪ બિમારીઓનું વર્ણન છે |
| (૨) શંદહીશાન | ઇબ્નેદહેને ભાષાંતર કર્યું |
| (૩) શીયા ઇખતીલાફ શીલહિંદવર રૂમ | આ પુસ્તક હિંદી અને યુનાની વૈદકમાં જે ફરક છે તે દેખાડવા માટે લખાયું છે |
| (૪) તફસીર અસમાઉલ અકાખીર | દવાઓનાં નામ છે. મંકાએ ઇસહાક બીન સુલેમાન માટે એનું ભાષાનર કર્યું |
| (૫) રાઇનું પુસ્તક | સંર્પોની જાતો અને ઝેરનું વર્ણન |
| (૬) ઇસતાંકરનુ પુસ્તક ગર્ભવતી સ્ત્રીઓના ઇલાજ | ઇબ્નેદહને એનું ભાષાંતર કર્યું |
| (૭) સોકસરનું પુસ્તક | સો બિમારીઓનો ઇલાજ છે |

| પુસ્તકનું નામ. | વિષય અને રીમાર્ક |
|---|---|
| (૮) રસાની કીતાબુસસકર | સ્ત્રીઓની બીમારીઓનો ઇલાજ |
| (૯) કીતાબુલ સમુમ | ઝેરોનું વર્ણન છે |
| (૧૦) કીતાબુલ બતીરા | જાનવરોના ઇલાજ |
| (૧૧) કીતાબહીન નજુમ | જ્યોતિષનું છે. કર્તા શાનાક છે |
| (૧૨) કીતાબુલ મવાલીદ | જીવરની કૃતિ છે |
| (૧૩) તોરા | ન્યાયશાસ્ત્રનું છે |
| (૧૪) અલ ઇકતીલાફ ફીલ ફીલસફતુલ વર રૂમ | ૧૫) સીંદબાદનો કિસ્સો જે અલેફલયલા (અરેબીઅન નાઇટસ્) માં છે. તે મૂળ તો સંસ્કૃતમાંથી લીધેલો છે. |

આ સિવાય બીજાં ઘણાં પુસ્તકોનાં નામો લખેલાં છે, દાખલા તરીકે ૧ કીતાબુલ બલદ ૨ કીતાબ અદબુલ હિંદ ( હિંદનું સાહિત્ય ) ૩ કીતાબ મુલ કુલ હિંદ વગેરે વગેરે પરંતુ અમે ગુંચવણ ભરેલાં અને ખોટા ઉચ્ચારનાં અને સમજી ન શકાય એવાં નામો લખી લખીને કંટાળી ગયા છીએ. તેથી આપણે એટલેથીજ સંતોષ માનવો જોઇએ.

આ લેખનો પહેલો ભાગ પુરો થાય છે, પણ એમાં નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ.

(૧) ઉપર જે કાંઇ સંસ્કૃતમાંનાં ભાષાંતરો સબંધી લખ્યું છે તે ઘણુંજ થોડું છે સંસ્કૃતમાંથી અરબીમાં ભાષાંતરો થયાં હતાં એટલી હકીકત જ જાહેરમાં મૂકવા માટે આ લખાયું છે.

(૨) આ લેખમાં જે હિંદુ વિદ્વાનો અને તેમનાં પુસ્તકો સંબંધી ઉલ્લેખ આવે છે તે હિંદના વિદ્વાનો તો ખરા પણ મોટે ભાગે બુદ્ધ ધર્મના હશે.

( અપૂર્ણ )

મુનિરૂદ્દિન ર. ગવસી.

# બે મિત્રો

ચંદુલાલ જાની મરીન લાઇન્સ સ્ટેશન પાસેના ફૂટપાથ ઉપરથી ઉતાવળે ઉતાવળે એક હાથે પોટલું અને બીજા હાથે ચારેક વરસનું છોકરું ખભા સરખું રાખી સડક ઓળંગી સામેના ફૂટપાથ ઉપર આવી પહોંચ્યા. તેણે છોકરાને નીચે ઉતારી પોટલું જરા ઠીકઠાક કરી રૂપાની ફ્રેમવાળાં ચસમાં સમાં કરી છોકરાને બરાબર તેડી 'આગળ ચાલવા માંડયું. ત્યાં તેમની પછવાડેથી આવતી એક મોટર તેમની આગળ થતાં કોકે ડોકું બ્હાર કહાડી કહ્યું "હેલો ચંદુલાલ?" ચંદુલાલે નજર એ તરફ ફેરવી "શ્યામલાલ કાજી?" મોટર ઉભી રહી. ચંદુલાલ મોટર પાસે ગયા. શ્યામલાલે છોકરો લઇ લીધો. તેના ગાલ ઉપર બચી કરી ચંદુલાલને હાથ ઝાલી મોટરમાં ખેંચી લીધો. મોટર ચાલી.

ચંદુલાલ જરા સંકોચથી બેઠા હતા. મોટરની નરમ બેઠક ઉપર કેટલો ભાર દઇ બેસવું એનો અભ્યાસ ન હોવાથી તેનાથી કઢંગી રીતે કોઈ વાર ઉછળી જવાતું. શ્યામલાલે પૂછ્યું "ચંદુભાઇ આમ અકસ્માત કયાંથી? અને કેટલાં વરસે?" "તમે બેરીસ્ટર થઇને આવ્યા ત્યારે તમને લેવા આવ્યો હતો. આપણે દેશમાં સાથે ગયા હતા. અઠવાડીયું ભેગા રહ્યા હતા." છોકરો શ્યામલાલના ખોળામાંથી ચંદુલાલ પાસે જવા મથતો હતો. શ્યામલાલે થોડીકવાર મજાકમાં તેને પકડી રાખી ચંદુલાલના ખોળામાં મૂકી દીધો. ચંદુલાલ બાળકને ખોળામા લઇ તેના વાળ ઉપર આંગળીઓ ફેરવવા લાગ્યા. શ્યામલાલે સુભદ્રા ભાભીની ખબર પૂછી. "ગૂજરી ગઇ" ચંદુલાલે કહ્યું. "કયારે?" "છ માસ થયા" બન્ને જણાએ થોડીક વાર મૌન રાખ્યું.

મોટર કોમ્પાઉન્ડમાં પેઠી, પગથીઆં આગળ ઊભી રહી. યશોદા—શ્યામલાલનાં પત્ની પોતાની નાની છોકરીને તેડી બારણામાં ઉભાં હતાં. "ચંદુભાઇ તમે ક્યાંથી?" "રસ્તામાંથી બારીસ્ટર સાહેબે પકડી લીધો." સહજ સ્મિતથી ચંદુલાલે જવાબ આપ્યો. યશોદાએ છોકરીને શ્યામલાલને આપી. ચંદુલાલના હાથમાંથી છોકરો લઇ લીધો. નોકરે પોટલું લઇ અંદર મૂકયું. યશોદાએ સુભદ્રા બ્હેનની ખબર પૂછી. શ્યામલાલે ઉત્તર આપતાં તેનું ગળું રૂંધાઇ ગયું. 'હેં હેં' શાથી?' 'સુવાવડમાં' ચંદુલાલે જવાબ આપ્યો. યશોદા રડી પડી.

બધાં અંદર ગયાં. ચંદુલાલને કોચ ઉપર બેસાડી શ્યામલાલ અંદર કપડાં બદલવા ગયા. યશોદા છોકરાને તેડી છોકરીને આંગળીએ ઝાલી અંદર જવા લાગી. બાળક સહજ સ્નેહભાવ સમજતું હશે? કશી પણ આનાકાની વગર યશોદા સાથે તે અંદર ગયો. પણ છોકરીને આ પોતાનું સ્થાન પડાવી લેનાર છોકરા તરફ સહાનુભૂતિ ન હતી. તેણે ચાલવું બંધ કર્યું. ચંદુલાલ એ જોઇને જરા હસ્યો. યશોદા બન્ને બાળકોને આંગળીએ ઝાલી અંદર લઇ ગઇ.

"ચંદુભાઇ કપડાં ત્યાં ખીંટીએ ભરાવી અહીં અંદર જ આવો." શ્યામલાલે બાજુના ખંડમાંથી કહ્યું. ચંદુલાલ ખાદીની ટોપી ખીંટીએ ભરાવી અંદર ગયા. બન્ને મિત્રો સામસામા આરામખુરશીમાં પડ્યા. વચમાં નાનું ટેબલ હતું. તેના ઉપર ચીરૂટની રાખ નાંખવાની નાજુક રકાબી હતી. શ્યામલાલ ધૂમાડાના ગોટા સીલીંગ તરફ ચઢાવતા હતા. થોડીકવાર બન્ને શાન્ત બેઠા. વરસોનો અન્તરાય સરવા લાગ્યો. સહચાર પ્રત્યક્ષ થયો. શ્યામલાલે ટટાર થઇ વાત શરૂ કરી.

"ચંદુ, બહુ ફીક્કો અને નબળો પડી ગયો છું." ચંદુલાલ હસ્યો. "અને આમ બાઘા જેવો એક હાથમાં છોકરૂં અને બીજા હાથમાં પોટલું લઇ ક્યાં જતો હતો?"

"બોરીબંદર સ્ટેશન ઉપર."

"પણ તારો રસ્તો તો એ તરફ ન આવે!"

"ઘણા વરસે મુંબાઇ આવ્યો એટલે ભૂલ થઇ હશે."

"બોરીબંદર કેમ?"

"પૂના મેઇલમાં જવું હતું."

"કેમ?" "હીરા બ્હેન પાસે છોકરો મૂકવા."

"હીરા બ્હેન હજુએ પૂને જ છે."

"હા."

શ્યામલાલને વિચાર આવ્યો કે આમ પરગામ જવા નીકળેલો પોતાનો મિત્ર કંઇ પણ આનાકાની વિના તેની સાથે આવ્યો અને જાણે ક્યાંઇ પણ ન જવું હોય એમ નીરાંતે બેઠો છે. આ ચંદુ જે પોતાનું ધાર્યું કોઇ પણ ભોગે કરતો–જેને ઉપહાસ કે ભય રોકી ન શકતાં–તે દિવસે કોલેજમાંથી પગરસ્તે ચાલીને શિવાજીના કિલ્લા જોવા નીકળેલો–સાથીઓની જરા પણ પરવા કર્યા વિના–માફ કહ્યું પણ નહિ માનેલું–ચાર દિવસની રજા પૂરી થયા છતાં પાછો નહિ આવેલો–સુપરીન્ટેન્ડન્ટે કારણ પૂછતાં જણાવેલું કે 'શિવાજીના કિલ્લા ચાર દિવસમાં પૂરેપૂરા ન જોવાઇ રહે,' સુપરીન્ટેન્ડન્ટે બીજે દિવસે હોસ્ટેલમાંથી નીકળી જવાનું કહેતાં–તત્કાલ જ–રાતના દશ વાગ્યા હતા–પોતાનો સામાન ઉપાડી આખી રાત જીમખાનાના ઓટલા ઉપર પડી રહેલો: આ દ્દઢતાની–બળવાન સંકલ્પની મૂર્તિ સમો–ચંદુ જાણે મારે ઘેર જ આવતો હોય એમ આવ્યો–રસ્તામાં પણ વાત ન કરી; અને અત્યારે–ઓહો એનાં ભવાં આટલાં બધાં વ્યગ્ર કેમ છે–શું શોધે છે–વિચારે છે–પડ્યો પડ્યો શેમાં લીન થયો છે.

"ચંદુલાલ" શ્યામલાલ ધીમેથી બોલ્યા.

"સુભદ્રા" કહી ચંદુલાલ ટટાર થયા. આંખનો ખૂણો લૂછી–"હાં, શું છે શ્યામુભાઇ."

શ્યામલાલ ચકિત થયો. એને ન સમજાયું–ચંદુલાલના સામું જોઇ રહ્યો–કાંઇક સમજાયું.

ચંદુલાલે વાત કરવા પ્રયત્ન કર્યો–"કામ કેવું ચાલે છે,?"

"ઠીક" શ્યામલાલે જવાબ આપ્યો.

શ્યામલાલને ચંદુલાલનો ગાઢો પ્રેમ સ્મરણમાં આવ્યો.–શુક્લતીર્થ ગયા હતા. ચંદુલાલને કોઇકે ખબર આપી કે સુભદ્રા તેનાં માતપિતા સાથે અંકલેશ્વર જાય છે. તે સમયે અમે જુનીઅર ક્લાસમાં હતા. સગાઇ તાજી જ થએલી હતી–અને એની સગાઇપે કેવી

વિલક્ષણ રીતે થએલી. રજાઓમાં ઘેર ગએલા. સુભદ્રાના પિતા સુભદ્રા સાથે એના ઘેર મેમાન હતા. અને નવલકથાઓ અને નાટકોમાં વાંચીએ છીએ એમ–અને ચંદુની વિલક્ષણ રીતે જાય અને શરમ વિના–પૂર્વ પરિચિત હોય એમ બન્ને જણાંએ સવારથી સાંજ સુધી વાતો જ કર્યા કરી. ચંદુની માએ એ જોયું અને સમજી,–કાં તો દીકરો ગુમાવવો કે કાંતો સુભદ્રા મેળવવી. સુભાગ્યે બધું સિદ્ધ થઇ ગયું; અને હું સાંજે ફરવા બોલાવા ગયો ત્યારે ભાઇ સાહેબ ખુરશી ઉપર વોટસનના 'કાન્ટ એકસપ્લેઇન્ડ' તળે રાખી બેઠા બેઠા વાતો કરતા હતા. મને પોતાની માશુક બતાવી. સુભદ્રાને અમારી સાથે ફરવા આવવા કહ્યું–પણ સુભદ્રાએ ના પાડી. પછી સુભદ્રા બાપ સાથે એના ઘેર ગઇ હતી. ત્યાર પછી અમે શુકલતીર્થ મોજ કરવા ગયા હતા. ચંદુલાલે ખબર સાંભળી અને પુછ્યું કે "ઝઘડીઆ સ્ટેશન થઇને ?" સીધો જ નર્મદાના કાંઠે આવી ઊભો. અમે બધા એની પછવાડે ગયા. નર્મદાનાં પૂર ચઢ્યાં હતાં. પનાઇવાળો એટલામાં મળે નહિ, અમે આમ તેમ તપાસ કરતા હતા. એટલામાં ચંદુએ કપડાં કહાડી નદીમાં ઝંપલાવ્યું. અમે બધા જોઇ જ રહ્યા–મૂઢ થઇ ગયા. ચંદુ સામા કાંઠે પ્હોંચે એટલી વાર ઉભા રહ્યા. થોડી વારે પનાઇવાળો આવ્યો તેની સાથે ચંદુનાં કપડાં મોકલ્યાં: ચંદુને કપડાં પ્હેરી દોડતો જોઇ અમે પાછા આવ્યા. મેં ઉતારે આવી અમારા ધનસુખશંકરભાઇને માર્લો કવિનું હીરો અને લીએન્ડર વંચાવ્યું. ચંદુ પાછો આવ્યો એટલે અમે બધા એની લીએન્ડર કહી મશ્કરી કરતા–અને હું પૂછતો કે 'હીરો દીઠી કે નહિ ? કે તે દિવસે ફરવા આવવા ના પાડી હતી એમ આજે મોઢું ઢાંકી દીધું ?'—

એ રીતે શ્યામલાલના ચિત્તમાં સ્મરણોનું પૂર ઉભરાવા લાગ્યું; અને ચંદુલાલની પ્રકૃતિ અને વિકૃતિ સમજાવા લાગી. શોકની વૃત્તિએ બીજી બધી વૃત્તિઓને શિથિલ કરી નાખી હતી. જે દઢતા બાહ્ય પરિસ્થિતિને પહેલાં કબજે કરતી તે આજે એવી વિલક્ષણ રીતે પરિણામ પામી હતી કે બ્હારની સાદામાં સાદી બાબત પણ એને વશ કરતી હતી. અને છતાં સામે મૂઢ જેવા પડેલા ચંદુના મુખ ઉપર હઠીલાઈની રેખાઓ જરા પણ બદલાઇ નહતી. જાણે હઠપૂર્વક જે પાછું નથી આવવાનું એની પ્રતીક્ષા કરતો હોય એવો એ દેખાય છે. પણ અમે જે આ મોટી હનુવાળાને હનુમાન કહી–વજ્રાંગ કહી–સેન્ડો કહી બનાવતા–તે આજે આ હાડકાનો માળો થઇ ગયો છે! પણ આમાંથી એ શી રીતે મુક્ત થાય ! દુન્યવી ચીજ હોત તો એણે જ રસ્તો શોધ્યો હોત. પણ સુભદ્રા કાંઇ પાછી આવવાની છે.! ચંદુની પ્રકૃતિ સમજતાં એને શોકમાંથી મુક્ત કરવાની પોતાની અશક્તિ સમજાતાં શ્યામલાલને જરા ચીડ ચઢી. આવી પ્રકૃતિવાળાઓ ઉપર ચીડ ચઢી અને એક કઠોર વિચાર ચિત્તમાં ઉદય પામ્યો. 'આવા તંતીલા માણસો દુઃખી થવાને જ સરજાએલા હોય છે.' વિચાર આવ્યો એવો શમી ગયો. વકીલાતથી પ્રકૃતિ કઠણ થવા લાગી હતી. પણ શ્યામલાલ હજી વૃદ્ધ થયા ન હતા–ફોજદારી કેસો ઘણા ચલાવ્યાથી જેમ ઘણા ઘરડા વકીલોની મુખાકૃતિ ગુન્હેગાર જેવી થઇ જાય છે, એ સ્થિતિએ તે હજી પહોંચ્યો નહતો. ચંદુ પોતાનો સમોવડીઓ અને ગોઠીઓ હતો. પોતાના નિર્દય ડહાપણ માટે તેને કાંઇક શરમ આવી.

યશોદા બાળકને લઇ સામેના ઓરડામાંથી આવી. બાળક છ મહિને મા પાછી મળી હોય એમ સુખી દેખાતો હતો. ચંદુલાલને બાળકને સુખી અને પ્રસન્ન જોઇ કાંઇક

દ્વેષ થયો–'માણસ સ્વાર્થી જ ઘડાયું છે.!' પણ સુભદ્રાની નાનકડી મૂર્તિ જેવા બાળક ઉપર એ ભાવ આલમ્બી શકે એ અશક્ય હતું. તેને યશોદા માટે કૃતજ્ઞતા અને માનની લાગણી થઇ,–તેના સાચા, અંગત કુટુમ્બ ભાવનાથી અમર્યાદિત, ઉદાર, માતૃહૃદય માટે. યશોદા એક નાની ખુરશી ઉપર બાળકને બેસાડી પોતે ચંદુલાલની બાજુ ઉપર ખુરશી ખેંચી બાળકની સામે બેઠી.

"ચંદુભાઇ કાંઇ લેશો, ચ્હા–કોકો–કૉફી." થોડીવાર પછી "જમુ બ્હેન–જે હશે તે લઇશ."–ચંદુલાલ મિત્રની પત્નીઓને કદી ભાભી કહેતા નહિ.

થોડીવાર પછી ચ્હાની કીટલી વગેરે આવ્યાં. યશોદાએ બાળકના હાથમાં પૂરી આપી તેના આગળ દૂધનો પ્યાલો મૂકી બીજા બે પ્યાલામાં ચ્હા રેડી બન્ને આગળ મૂકયા. અને બાળકને ખાતાં અને પીતાં ફાવતું ન હોવાથી તેની પાસે નીચે ઘુંટણીએ બેસી તેને પાવા લાગી.

"ચંદુભાઇ હાલમાં કયાં છો?" યશોદાએ પૂછ્યું. પ્યાલો ટેબલ ઉપર મૂકી "હાલમાં તો કયાંઇ નથી. સુભદ્રાના ગયા પછી નાતના લોકોથી બચવા આમ તેમ ફર્યા કરૂં છું."

"સુભદ્રા બ્હેનનું કયે ગામ—" "–માં એક ગામ છે, તમને એની કાંઇ ખબર નહિ પડે." ચંદુએ યશોદાના મુખ ઉપર કાંઇ પણ ન સમજાતું હોય એવો ભાવ જોઇ કહ્યું.

"ત્યાં કેમ જવું પડયું હતું," શ્યામલાલે પૂછ્યું "તમે તો કોઇ રાષ્ટ્રીયશાળાના હેડ-માસ્તર–એને માટે તમે આચાર્ય શબ્દ વાપરો છો—આચાર્ય હતા એમ કયાંક વાંચ્યું હતું."

"હા હતો, પણ ત્યાંના લોકનાયકોને મારા કેળવણી વિષેના વિચારો ન ગમતા. એટલે તેઓ મને બીજી અનેક રીતે હેરાન કરતા. એકવાર તેઓએ મારા ઉપર અપ્રમાણિકતાનો છૂપો આરોપ મૂકી પોતાની લાગવગથી ગામમાં ગપ્પું પણ ફેલાવી દીધું. મેં તેમને કહ્યું કે હિસાબ તપાસો. ત્યારે તેઓએ કહ્યું કે હિસાબ તો ગમે તે રીતે રાખી શકાય. મને ખૂબ ચીડ ચઢી–મારાથી ન રહેવાયું–મેં ફટકાને તુરત જ એ બોલનારના મ્હોં ઉપર લગાવી દીધો. ખૂબ હોહા થઇ ગઇ. મેં રાજીનામું આપી નિશાળ છોડી દીધી. એ નિશાળના કેટલાક –ગામના છોકરાઓ મને બહુ ચાહતા હતા. તેઓએ મારી સાથે નિશાળ છોડી દીધી અને મને પોતાને ગામ આવવા કહ્યું."

યશોદાએ પૂછ્યું–'બીજી ચ્હા લેશો" ચંદુએ ના કહેતાં નોકર પાસે કીટલી વગેરે લેવડાવી, બાળકને મ્હોં ધોવા અંદર લઇ ગઇ.

શ્યામલાલ ટકોર કરતા હોય એમ પૂછ્યું "અરે તમારા મહાત્મિક ઓર્ડરમાં પણ આવા માણસો હોય છે!"

ચંદુલાલે સખતાઇથી કહ્યું "દરેક જગ્યાએ વકીલો"—શ્યામલાલની બરાબર સામું જોઇ "આપના નાતીલા જ વકીલ બંધુઓ—"

"મહાત્મા ગાંધી પણ બેરીસ્ટર હતા" શ્યામલાલે હસીને કહ્યું–"વારુ આગળ ચલાવો."

ચંદુલાલના ચિત્તમાં છેલ્લા આઠ દશ મહિનામાં બનેલા બનાવો તાજા થવા લાગ્યા. મનમાં આવેશ અને તોફાન ઉભાં થયાં. ચંદુલાલનું મન જ્યારે બીજી બાબતોમાં વ્યગ્ર થતું ત્યારે સુભદ્રા નથી એ સ્મરણ એમના મનમાંથી સરી જતું. હજીએ એમનું મન એ બનાવ ગ્રહણ કરવાની ના પાડતું હતું; અને બીજા ભાવોમાં બાહ્ય પરિસ્થિતિને લીધે મન રોકાતાં એ બનાવની કાંઇ પણ અસર ન હોય એમ એ વર્તતો. પોતાનો સહાધ્યાયી મિત્ર, જેની સાથે કૉલેજમાં અને પછી અનેક ચર્ચાઓ કરેલી, વર્ગમાં પોતા કરતાં ચઢીઆતા મિત્રને પોતાની વધારે પ્રભાવશાલી પ્રતિભાનું ભાન કરાવેલું—એ મિત્રની સાથે વાતચીતનો પ્રસંગ આવતાં ચંદુલાલના ચિત્તમાં ઉત્સાહ સ્ફુરવા લાગ્યો. "હાં પછી એ ગામમાં જઇ નિશાળ કહાઢી. મેં ગામના લોકોને કહ્યું 'એ મહિના સુધી પગાર નહિ જોઇએ. તમે લોકો એક મકાન અને થોડી આગળ ખુલ્લી જગા આપો. અને સરસામાનનો ખર્ચ આપો.' સુભદ્રાએ શહેરમા મળતા પગારમાથી હું ન જાણું એ રીતે બસો રૂપીઆ બચાવ્યા હતા. અમે —છોડયું ત્યારે મારી પાસે છેલ્લા પગારના દશ રૂપીઆ બાકી હતા. અને ઘરના ભાડાવાળાને પંદર રૂપીઆ આપવાના હતા. તે વખતે સુભદ્રાએ એ નોટો સો સોની મારા હાથમાં મુકેલી. ત્રીજા મહિનાથી માસિક ચાળીસ રૂપીઆ હું લઇશ, એમ મેં એ લોકોને કહ્યું. ગામની એક ધર્મશાળા નિશાળ તરીકે મળી. ત્યા અમારા શહેરી વકિલબંધુના કેટલાક સાગરિતો એ ગામમાં ફંડ ઉઘરાવા આવ્યા. મેં કહ્યું 'આ ગામ ગરીબ છે. એ એક શાળા ચલાવે તોય બસ, પેલા લોકો ચીડાયા અને પાછા ગયા. કાંઇ ન સમજાય એ રીતે ગામમાં મારા વિષે અસંતોષ ફેલાવા લાગ્યો. ત્યાંના એક વાણીઆને—મનસુખભાઇ કે એવું કાઇક નામ હતું—નિશાળ સમિતિનો પ્રમુખ બનાવ્યો હતો. નિશાળમાં કેટલોક સામાન આવેલો તેનું બિલ ચૂકવવાના પૈસા આપવા એણે ના પાડી. બ્હાનું—સીલક નથી એમ કહાડયું. મેં પેસા ભરનારાની ટીપનું કાગળીયું કહાડયું. મનસુખભાઇએ પચાસ રૂપીઆ આપવા કહેલું. મેં પૂછ્યું તમારા બધા પૈસા આવી ગયા? 'પાંચ તો ભર્યા સે બાકીના ધીમે ધીમે ભરીશું. માસ્તર ઈમાં આંખો શીની કાઢો સો?' મેં કંઇ જવાબ ન આપ્યો. ચાળીસ રૂપીઆનું બીલ મારી પાસેથી ચૂકવ્યું."

"ત્યાં તમને ખરચ કેટલું આવતું?" શ્યામલાલે પૂછ્યું.

"ખર્ચ બે જણને ત્રીશેક રૂપીઆ આવતું. પણ સુભદ્રાએ પોતાની સ્થિતિનો વિચાર કરી કેટલોક સામાન આગળથી ભરી લીધો હતો એટલે સોએક રૂપીઆનું ખર્ચ થઇ ગએલુ."

"પછી એ ચાલીશ રૂપીઆ તમને મળ્યા કે નહિ?"

"હજી સુધી તો મળ્યા નથી. નિશાળ કહાડે મહિનો સવા મહિનો થયો હશે. નિશાળમાં કામ થઇ રહ્યા પછી હું ઢેડવાડે છોકરા લેવા જવા લાગ્યો. હું રોજ સાંજે ન્હાતો એટલે ગામના લોકો ધારતા કે હું ન્હાઉં છું તો ખરોને! એક ઢેડે પોતાનો છોકરો મોકલવા હા પાડી, 'પણ બાપજી તમે આવીને લઇ જાઓ તો'"

એને પાટીદારોનો ભય લાગતો હતો. હું સવારમાં નિશાળે જતાં પ્હેલાં ઢેડવાડે જઇ એક છોકરાને લઇ આવ્યો. છોકરા માટે સુભદ્રાએ ખાસ સીવેલાં કપડાં તેને પ્હેરાવી તેનો હાથ ઝાલી નિશાળે લઇ ચાલ્યો. ચૌટાના લોકો જરા આશ્ચર્યથી જોઇ રહ્યા. પણ કપડાં ચોખ્ખાં હોવાથી તેઓ કાંઇ સમજી શકયા નહિ. પણ સાંજ પડી ત્યાં તો નિશાળ સમિતિના

બધા સભ્યો આવી પ્હોંચ્યા. તેમને માટે બ્હાર ઓટલા ઉપર ચટાઇ બીછાવવાને ઢેડના છોકરાને મેં મોકલ્યો. તે બધા ઊભા જ રહ્યા. હું વર્ગ પૂરો કરી બ્હાર ગયો. મેં કહ્યું 'આવો બેસો' એમ કહી ચટાઇ ઉપર બેઠો. બધા ઊભા જ રહ્યા; એક જણે બીજાને કહ્યું કે ' એ તો શણની છે, કાંઇ વાંધો નહિ.' બધા બેઠા. લક્ષ્મીનારાયણ નામના એક બ્રાહ્મણે પૂછ્યું ' માસ્તર આ શું ?' મેં કહ્યું–'તમને પહેલેથી તો કહ્યું હતું. નિશાળ ન્હોતી કહાડવી.' બધા એક બીજાના સામું જોવા લાગ્યા. લક્ષ્મીનારાયણે કહ્યું 'એ આ મનસુખભાઇએ હા પાડી હશે. એમને શ્રાવકને શું ?' મનસુખભાઇ ચીડાયા ' તમારા ઑંમણુ કરતાં હારા આખો દહાડો પાણી ઢોળઢોળ કરો એટલે ચોખા થઇ ગયા.' ત્યાં એક પાટીદારનો છોકરો– એણે માથે ઢકની ગાંધી ટોપી પ્હેરી હતી અને એમ માનતો હતો કે બધા એને ખાદીની ગણે છે–ગોરજીઓ અને ઢુંઢીઆના સાધુઓ સંબંધે કાંઇ કહેવા જતો હતો. મેં એને બોલતો બંધ કરી કહ્યું 'આપણા નિયમો લાવી આપું ! તે ઉપર આપની બધાની સહી છે.' ત્યાં એક ગરાશીઆએ કહ્યું. ' પણ તે અમને શી ખબર કે તમે હાથોહાથ ઢેડીઓ ઘાલશો ' હું બધાની સામે ચકિત થઇ જોઇ રહ્યો. બધાનાં મોઢાં એ જ કહેવાને ઇચ્છતાં હતાં. ત્યાં લક્ષ્મીનારાયણ અને મનસુખભાઇ બાજુ ઉપર જઇ કાંઇ વાત કરી આવ્યાં. મનસુખભાઇએ કહ્યું 'કાંઇ નહિ કાંઇ. એમાં હું' લક્ષ્મીનારાયણે બધાને બાજુએ બોલાવી વાત સમજાવી દીધી. પાટીદારનો છોકરો બોલી ઉઠ્યો. ' એ મારૂં કામ.' લક્ષ્મીનારાયણે એનો હાથ દબાવી ચૂપ રાખ્યો. મને વ્હેમ આવ્યો પણ મને એ લોકોની પરવા ન હતી. બધા ઉઠ્યા અને રામ રામ કરી ચાલ્યા. બીજે દિવસે ઢેડનો છોકરો નિશાળે ન આવ્યો. હું સાંજે ઢેડવાડે ગયો. ઢેડે મોકલવા ના પાડી. મેં પૂછ્યું ' કેમ ' ' અમને મારી નખાવા હહે ! ' ' કેમ ? ' ધનીઆને પાટીદારના છોકરાએ સખત મારેલો, અને ઢેડને પણ માર મારેલો એ બધી હકીકત જણાવી. હું ચીડાઇને ચાલ્યો ગયો. થોડા દિવસ ગયા હશે ત્યાં ગામમાં પેલા શહેરના એક અગ્રણી આવ્યા. મારે ઘેર જમ્યા. એમના ગયા પછી ગામમાં ખટપટ જોરનું વધ્યું. મનસુખભાઇ મારી પાસે નિશાળના ખર્ચનો હિસાબ માગવા આવ્યા. મેં કાચી નોંધ બતાવી. ' માસ્તર હિસાબ આમ રખાતા હશે. આવી ખબર હોત તો નિશાળ કહાડત જ નહિ. આ બધું નકામું ખરચ શીનું ? નકશાનું તે વળી ચમ કરવુંતું. અમારે આ બધું પોહાય નહિ.' મેં કહ્યું ' નકશાનું બીલ મેં ચૂકવ્યું છે.' ' તે તમે ઓછા સોડી દેશો.' ' નહિ લઉં, કેમ સંતોષ થયો, શેઠ ? ' શેઠ કાંઇ કાંઇ બોલવાનું યાદ કરતા હોય એમ લાગ્યું. બે ચાર એ અને હું ન સમજીએ એવા શબ્દો બોલ્યા. મને થયું કે વાણીઓ કાંક પાક ભજવે છે. એ બધાનું મૂળ પેલા શહેરી લોકનાયક લાગ્યા. પાટીદારના છોકરાને બે ચાર સવાલો પુછી ખાત્રી કરી લીધી. ત્રીજો મહિનો શરૂ થયો. પૈસા બધા ખુટી ગયા. પણ ત્રીજે મહિને પગાર આપવાનું કબુલ કર્યું હતું. દિવસે દિવસે નિશાળમાંથી છોકરા ઓછા થવા લાગ્યા. સુભદ્રાની સુવાવડ નજીક આવતી હતી. મેં ઘેર પૈસા માટે લખ્યું. હીરા બ્હેનને આવવા પણ લખ્યું. ત્રીજો મહીનો પૂરો થવા આવ્યો હતો. હું આગળથી અડધો પગાર મનસુખભાઇની દુકાને લેવા ગયો. વાણીઆએ કહ્યું ફંડ ખાતે શીલક નથી. પાછો આવ્યો. રાતે સુભદ્રાને બાળકી જન્મી. એક બે વિદ્યાર્થીઓ મારે ઘેર રહેતા હતા. એકને મોકલી દાયણ બોલાવી. દાયણે કેટલીક ચીજો મંગાવી. ખીસામાં કાંઇ ન મળે, એક

વિદ્યાર્થી પોતાના પૈસાથી લઇ આવ્યો. બીજે દિવસે સુભદ્રાને તાવ આવ્યો–" ચંદુલાલ ખુરશી ઉપરથી ઉભા થઇ ગયો. ઉતાવળથી આંટા મારવા લાગ્યા. યશોદા કાંઇ પુછવા આવી હતી તે બારણામાં જ ઉભી રહી ચંદુલાલનો અવાજ ઘેરો થઇ ગયો. "અને શ્યામલાલ, ડાક્તરને બોલાવા મોકલ્યો. દાક્તરે ફી માગી. ફરીથી એ વાણીઆએ ના પાડી. દાક્તર થોડીવાર પછી કોણ જાણે શાથી આવ્યો. મેં એને ધકકો મારી બ્હાર કહાડયો–" ચંદુલાલે બાજુ ઉપરની ખુરશી ઉંચી કરી નાખી. ચંદુલાલ પોતે વાત કરતા કરતા બધું ફરીથી જાણે ભજવવા લાગ્યાઃ "હેં સુભદ્રા તું નહિ બોલે, બચ્ચા નન્દન! માને બોલાવ. હીરા બ્હેન હીરા બ્હેન–" શ્યામલાલ ઉભા થયા, ચંદુલાલને હાથ ઝાલી ખુરશી ઉપર બેસાડયો. યશોદા સામી આવી ઉભી. થોડીક વાર પછી માથુ ધુણાવી ચંદુ "કાંઇ નહિ." કહી હસ્યો. "હાં હાં શ્યામુભાઇ વાણીઆના ઘેર ગયો. મેં કહ્યું પૈસા આપો છો કે નહિ. વાણીઓ રોકડ ગણતો હતો. મેં રૂપીઆ ઉપર નજર નાખી. વાણીઆએ પાંચ રૂપીઆ આપ્યા. સુભદ્રા બાળી હો શ્યામલાલ–સુભદ્રાને મારે હાથે બાળી હેં–હેં અને કેવી સળગતી હતી. બેટા નન્દન!" યશોદાએ નન્દનને એના ખોળામાં બેસાડયો. ચંદુ આંખો મીંચી તેના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો.

શ્યામલાલ આ વિલક્ષણ દૃશ્ય જોઇ રહ્યો. જરા ચકિત થયો. અણગમો પેદા થયો. આવા ઉદ્દામ ભાવોને શ્યામલાલના જીવનમાં સ્થાન નહતું. કશું પણ વધારા પડતું ન કરવું–અતિ સર્વત્ર વર્જયેત્–એ ડહાપણનું સૂત્ર શ્યામલાલના જીવન પટમાં વણાઇ ગયું હતું. એમના જીવનની સફળતા એટલે કે ધન, પ્રતિષ્ઠા કૌટુમ્બિક સુખ–આ બધું એમને આ ડહાપણથી વર્તવાથી જ મળ્યાં હતાં. ધીકતો વકીલાતનો ધંધો એમને ભાગ્યે જ લાગણીઓમાં વખત ગુમાવવા દેતો. પત્નીના અવસાનથી થોડાક દિવસ શોક થાય એ એમને માન્ય હતું. પણ આમ ગાંડા જેવા થઇ જવું એ એમને મૂર્ખાઇ લાગતી. ચંદુની પ્રકૃતિથી એ પરિચિત હતા. અને આ પ્હેલાં અનેકવાર તેને મૂર્ખ ગણ્યો હતો. આ પ્રમાણે મિત્ર વિષેની લાગણીઓ તેમને પીડતી હતી, તેથી શ્યામલાલ જરાક ચીડાયા પણ ખરા. પણ તુરત જ એમને સમજાયું કે આ ચીડ ચડે છે એનું કારણ ચંદુ વિષે વધારા પડતી લાગણી છે.........અને આ લાગણીનું બીજ વિદ્યાર્થી જીવનમાં વવાઇ ગયું હતું, જીવનમાં હિસાબ ગણતાં શીખ્યા તે પ્હેલાં, અને એમના સદ્ભાગ્યથી વ્હેતા જીવનમાં આવા અણધાર્યા વિક્ષેપથી શ્યામલાલ અસંતુષ્ટ થયા. એમના જીવનમાં એમણે અન્ય સંબંધીઓને દુઃખી અવસ્થાઓમા નહિ જોએલા એમ નહિ પણ દરેક તરફ એ માપસર અનુકમ્પા બતાવી પોતાના લૂખા ધંધામાં રોકાઇ જતા, જીવનમાં યોગ્ય રસ મૂકી શકતા, પરદુઃખે દુઃખી થવાની લાગણી માટે પોતાને ધન્યવાદ આપી શકતા. પણ આ તો હૃદયમાં વધારે ખળભળાટ કરે, પોતાને સાચેસાચ અસ્વસ્થ બનાવે એવો પ્રસંગ હતો. ચંદુ તરફ માપસર અનુકમ્પા બતાવી તેમનું ચિત્ત પોતાના સહજ પ્રવાહમા વ્હેવાની ના પાડતું હતું. આ આસક્તિમાંથી છુટવા દરેક અર્ધ–યોગીને પ્રયત્ન કરવો પડે છે. શ્યામલાલે પણ સફળતાપૂર્વક પ્રયત્ન કરેલો, પણ આજે તેઓ મૂઝાતા હતા...... ધીમે ધીમે મિત્ર તરફ અણગમો થવા લાગ્યો, અથવા એમ નહિ–ઢીલા–અણસમજુ માણસો તરફ અણગમો થવા લાગ્યો.

યશોદા ચંદુલાલ પાસે ઉભી રહી ધીમેથી બોલી–"ચંદુભાઇ ધીરજ રાખો." ચંદુ લૂખી

આંખે યશોદા સામું જોઇ જરા હસ્યો. યશોદાની સૂચનાથી મોઢું ધોઇ ચંદુલાલ આરામ ખુરશીમાં આંખો મીચી પડયો. શ્યામલાલ તેની સામે ટટાર બેસી જીવનના સિદ્ધાન્તોનો વિચાર કરતા હતા. ચંદુલાલને સ્વસ્થ થતો જોઇ પોતે સ્વસ્થ થતા હતા. સહજ રીતે એમના મનમાં ચંદુલાલ અને પોતાની સ્થિતિની સરખામણી થઇ ગઇ. સહાધ્યાયી હતો એટલે જ સરખામણી થઇ; નહિ તો એક પંતુજી અને પ્રતિષ્ઠિત બેરીસ્ટર વચ્ચે સરખામણી શી રીતે સંભવે ? અને આ સરખામણીમાંથી એમને આત્મસંતોષ થયો. 'ચંદુલાલે રાષ્ટ્રસેવાને બ્હાને જીંદગી બરબાદ કરી. મારા કરતાં વધારે શ્રીમંત માબાપનો દીકરો બુદ્ધિમાં પણ કોઇથી ન ઉતરે એવો—અને છતાંએ એ થર્ડક્લાસ અને સેકન્ડ ક્લાસ. બસ એ ત્યારથી જ એવો હતો. દશાનું માપ નહિ. કાન્ટના ગ્રંથો આખા વાંચવાની શી જરૂર હતી. અને છતાં તેનું આખું "ક્રીટીક ઑફ્ પ્યૉર રીઝન" વાંચી ગયો.' શ્યામલાલના મુખ ઉપર સ્મિત આવ્યું. પોતે બી. એ. માં ફર્સ્ટક્લાસમાં પાસ થયા હતા અને ચંદુ સેકન્ડ ક્લાસમાં પાસ થયો હતો. એમ. એ. માં પોતે ત્રીજાવર્ગમાં અને ચંદુ બીજા વર્ગમાં પાસ શી રીતે થએલો એ એમને પરિણામના દિવસથી તે આજ સુધી સમજાયું ન હતું. પોતે ત્રીજા વર્ગમાં આવ્યા તેનું કારણ પોતે સાથે એલ. એલ. બી. થએલા એ લાગ્યું. ચંદુની બીજી એક વિલક્ષણતા સ્મરણમાં આવી. 'હું નાતને માનતો નથી માટે નાતની સ્કૉલરશીપ લઇ ઇંગ્લેન્ડ નહિ જાઉં.' પોતાને પૂછવામાં આવ્યું. ચંદુએ આપેલા જવાબથી એમને મૂંઝવણ થઈ. કારણ કે પોતે પણ અનેકવાર જ્ઞાતિવિરુદ્ધ વિચાર દર્શાવેલા. પણ એમણે તો નક્કી કરેલું કે નાતની સ્કૉલરશીપ લેવામાં શો વાંધો હોય. ચંદુ સાથે ચર્ચા કરતાં જણાવેલું કે 'તમે નાતની કન્યા કેમ પરણ્યા ?' બીજી એક વાર ચર્ચા બી. એ. ની ડીગ્રી લઇ આવ્યા તે જ સાંજે થએલી સ્મરણમાં આવી. જીવનના ધ્યેય વિષે કોલાબાના દરીઆ આગળ વાત ચાલતી હતી. પોતે પ્રથમ વર્ગના હતા. એટલે કાંઇક વધારે આત્મશ્રદ્ધાથી અને ગંભીરતાથી વિચારો જણાવતા હતા. 'જીવનમાં ક્રમ હોય છે. કુટુમ્બ ઉપર સમાજનો આધાર છે. માટે કુટુમ્બના હિતનો વિચાર કર્યા વિના દેશના કામમાં પડવું એ એક રીતે દેશનું અહિત કર્યા બરાબર છે. જીવનનો ક્રમ સાચવવો જોઇએ.' બીજા બધા મિત્રો આ પ્રથમ વર્ગના વિદ્યાર્થીના વ્યવસ્થિત દેખાતા વિચારો માનપૂર્વક સાંભળતા હતા, પણ ચંદુએ ભેદી નાખે એવો ભાર દઇ કહેલું કે 'હા વાણીઆઓ માટે એ જ સાચો ક્રમ છે. પણ દુનીઆમાં ગણિતનો ક્રમ એ જ એકલો ક્રમ નથી.' શ્યામલાલને આ ઘા સખ્ત લાગેલો. બધા મિત્રો વચ્ચે ક્ષણવાર એ ચૂપ થઇ ગએલા. તેમને એ વખતે લાગેલું કે ચંદુને પોતાના પ્રથમ વર્ગની ઇર્ષ્યા આવે છે. પણ પછીથી ચંદુની નિખાલસ વર્તણુકથી તેઓ સ્વસ્થ થયા હતા. પણ એ કેરડાના કાંટાની જેમ અંદર ભોંકાઇ રહેલો કાંટો બહાર નહોતો નીકળ્યો. અને આજે—બન્ને મિત્રોએ પોતપોતાના વિચારો પ્રમાણે જીવનમાર્ગ પકડયા પછી કેટલાંએ વરસે જાણે એ કાંટો નીકળતો હોય એમ લાગ્યો—પોતાના ધ્યેયનો વિજય થયો હોય એમ એ સહજ સરખામણીમાંથી જણાઇ આવ્યું. અને પોતે નક્કી કરેલા એ જીવનક્રમ પ્રમાણે બરાબર આચરવા પોતે તૈયાર હતા. કુટુમ્બનું હિત એમણે સાધ્યું હતું. અને દેશહિતના કાર્યમાં પણ પોતાનો ભાગ આપવાના પ્રયત્ન કરતા હતા. મીસીસ બેસંટની હોમરૂલ લીગની ચળવળ વખતે ગૂજરાતનાં કેટલાંક શહેરોમાં ભાષણ આપવા તેઓ બે ત્રણ શુક્રવાર ઉતરી પડેલા. બે ચાર નોખી મોટી સંસ્થાઓમાં મંત્રી

પ્રમુખ વગેરે પણ થયા હતા. પણ ત્યાર પછી ગાંધીની ગાંડી ચળવળ આવી. 'બેરીસ્ટરનો ધંધો છોડી દેવો? જીવન નિર્વાહનો ઉપાય છોડી દેવો? આ ગાંધી શું ઘેલાં કહાડે છે? ગાંધીજીની આખી ચળવળ ખોટી છે. એ નિષ્ફળ જવાની છે' ઇત્યાદિ વિચારો કરી તેઓએ તેની સામે એકાદ ભાષણ પણ આપેલું. તેમાં કહેલું 'ગાંધી એ તપસ્વી હશે. પણ તે બુદ્ધિશાળી માણસ નથી. રાજકાજમાં તેને શી સમજણ પડે!' ઇત્યાદિ. પણ પોતે જોયું કે આ પૂર સામે ટકી શકાય એમ નથી, એટલે ગંભીર તટસ્થતા ધારણ કરી દીધી હતી. હવે ગાંધીચળવળ શાન્ત પડતી હતી એટલે તેઓ ફરીથી જાહેર જીવનમાં પોતાનો યોગ્ય હીસ્સો આપવાની તૈયારી કરતા હતા. ગાંધીચળવળના અરસામાં પોતે સંયમી રહી સારા પૈસા પેદા કરી લીધેલા હતા.

ચંદુ સ્વસ્થ થઇ ખુરશી ઉપર બેઠો હતો અને ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ વીકલીમાંથી નન્દનને અને શ્યામલાલની પુત્રીને ચિત્રો બતાવતો હતો. શ્યામલાલે પૂછ્યું, "ચંદુભાઇ હવે શું કરવા ધારો છો? હું વિલાયત ગયો ત્યારે તમે એલ. એલ. બી. થએલા ખરૂં?"

"હા, ચંદુએ જવાબ આપ્યો થોડાક દિવસ નદીઆદમાં પાટીયું પણ લટકાવેલું."

ઘડીઆળમાં સાડાછનો ટકોરો વાગ્યો.

"અસહકાર તો નિષ્ફળ ગયો?" શ્યામલાલે કહ્યું

"હું નથી માનતો" ચંદુએ 'નથી' ઉપર ભાર મૂકી કહ્યું. ચંદુએ પાનું ફેરવ્યું. પોતાના જેવાં છોકરાંનાં ચિત્રો જોઇ બાળકોએ કિલકિલાટ કર્યો

શ્યામલાલે કહ્યું "તો તમારી શાળાઓ કેમ તૂટી પડી?"

"કારણ કે દેશમાં તમારા જેવા માણસોની હજી ઘણી મોટી સંખ્યા છે." ચંદુલાલે સહેજ માથું ઊંચું કરી સ્મિત સાથે કહ્યું. અને પાનું ફેરવ્યું. કુતરાઓના પ્રદર્શનનું ચિત્ર હતું. નન્દને કહ્યું 'અધધધ કેટલાં બધાં કુતલાં.'

"વારૂ પણ તમે એટલું તો સ્વીકારો છો ને કે અસહકારનો જુવાળ એકદમ ઉતરવા માંડયો છે?" શ્યામલાલે પૂછ્યું.

ચંદુલાલે ચોપાનીઉં છોકરાઓને આપી પૂછ્યું "એટલે?"

"એટલે કે અસહકારીઓ અત્યાર સુધી જે એમ કહેતા કે લોકમત અમારી તરફેણમાં છે તે હવે એમ નહિ કહી શકે." શ્યામલાલે ભાવાર્થ જણાવ્યો.

ચંદુલાલે કહ્યું "ન કહી શકે. તેથી શું? પણ બીજા કોણ કહી શકે એમ છે?" શ્યામલાલે થોડી વાર મૌન રાખ્યું. "અને શ્યામલાલ અસહકારનો જુવાળ ઉતરી ગયો એ તમારા માટે અભિમાનની વાત છે?"

"મેં તો એ પ્હેલેથી જ કહ્યું હતું." શ્યામલાલે જણાવ્યું.

"એટલે તમને સંતોષ તમારી ભવિષ્યવાણી સાચી પડી એ માટે થાય છે. મને લાગે છે તમે દેશના નાશના પયગમ્બર છો?" ચંદુલાલે ટકોર કરી.

શ્યામલાલ જરા ચીડાયા; પણ ચીડ ઉપર સંયમ સામા પક્ષના બેરીસ્ટરોએ તેમનામાં કેળવ્યો હતો. "પણ વિચાર કર્યા વિના પગલું ભરવું એ ઠીક નથી. આપણા પ્રાચીનોએ પણ કહ્યું છે કે 'સહસા વિદધીત ન ક્રિયા.' પણ તમે મને કહેશો કે Oh even the devil can quote Bible in his support." શ્યામલાલે ઉમેર્યું.

"ના—ના, એમ કહી ડેવિલના નામને હું વગોવવા નથી માગતો. ડેવિલ થવા માટે ઉદ્દામ ભાવો અને અગાધ ખાઈમાં ભુસ્કો મારવા માટે અતિમાનુષ બેપરવાઈ જોઈએ છે. તમને ગમે તો હું તમને કૂટસ્થ યોગી કહેવા તૈયાર છું. કારણ કે તમે અસહકારના પ્રલોભન સામે સફળતા મેળવી શક્યા." ચંદુની જીભ હવે કાતરની માફક ચાલતી હતી.

બેરીસ્ટરને માઠું લાગ્યું. "ચંદુલાલ આટલા બધા કટાક્ષથી કેમ બોલો છો? તમારા મતમાં ન ભળે એ બધાને ટાઢી ઉની ગાળો જ દેવાની? વારુ પણ તમે હવે શું કરવા ધારો છો?" શ્યામલાલે પૂછ્યું.

"ખાસ કાંઈ નહિ" ચંદુએ શાન્તિથી જવાબ આપ્યો. "મારા બોલવા ઉપર માઠું ન લગાડશો."

"જારે જા વળી તારા બોલવા ઉપર માઠું કોણ લગાડે? વારુ પણ તું હવે વકીલાત કરવાનું ન ધારે? હું તને મદદ કરી શકું!"

"શા માટે" ચંદુલાલે પૂછ્યું.

"તારે કાંઈક કરવું તો જોઈએને. હવે તમારા અસહકારમાં શું કરવાનું રહ્યું છે?" શ્યામલાલે કહ્યું.

"ઘણું કરવાનું રહ્યું છે." ચંદુએ જવાબ આપ્યો.

"તો તું પાછો કોઈ રાષ્ટ્રીય શાળામાં શિક્ષક બિક્ષક થવાનો તો નથી ને?" શ્યામલાલે પૂછ્યું.

"ના" ચંદુએ જવાબ આપ્યો.

"ત્યારે?"

"કાંઈ જ નહિ મેં કહ્યું ને?"

"જા જા એ શું ગાંડાં કાઢે છે? વારુ પણ તું મને મદદ કરે કે નહિ?"

"તમારે શું કરવું છે. વકીલાત માટે હું નકામો છું. મને એ ધંધાની સુગ આવે છે, એ બધો બુદ્ધિના એકતારનો ધંધો મને ગમે જ નહિ. અને ગાંધીજીએ જો કે હમણાં આ પરદેશી સરકારને ગાળો દેવી બંધ કરી છે પણ હું તો કહું છું કે મારે મન તો હિન્દુસ્થાનમાં એના કરતાં બીજું મોટું અનિષ્ટ નથી."

"પણ હું તને વકીલાત કરવા નથી કહેતો. અને હું પણ એ સ્વીકારું છું કે પરદેશી સરકાર એ અનિષ્ટ છે. અને તેની સામે થવાની આપણી ફરજ પણ સ્વીકારું છું!"

"વારુ?"

"હું તારી એ કામમાં જ મદદ માગું છું. હું હવે તૈયાર છું."

"તમે કેટલી મૂડી ભેગી કરી છે?" ચંદુએ તીર ફેંક્યું.

શ્યામલાલે હસીને કહ્યું "તારા અને મારા બન્નેનાં કુટુમ્બને સો વર્ષ ચાલે એટલું?"

"મારે કુટુમ્બ નથી."

"એ કાંઈ ચાલશે?" શ્યામલાલે જરા હસીને કહ્યું.

ચંદુલાલની આંખમાં વીજળી ઝબુકી. શાન્ત થઈ એણે પુછ્યું. "તમે શું કરવા માગો છો?"

"હું હવે જાહેરજીવનમાં પડવા માગું છું. હવે આકાશ સાફ થયું છે. દેશ શાન્તિથી વિચાર કરી શકે એવી સ્થિતિમાં આવ્યો છે?"

"તમને દેશના ચિત્તનું દર્શન ક્યારે થયું? હાઇકોર્ટમાં કોઇ કોઇ દહાડો એ આવે છે?"

"હા હાઇકોર્ટમાં પણ આવે છે. તેની પણ ઉપેક્ષા ન થવી જોઇએ."

"વારુ તમે શું કરવા માગો છો?" ચંદુએ એનો એ પ્રશ્ન ફરી પૂછ્યો.

"હું એક નવો પક્ષ સ્થાપવા માંગું છું."

"શા માટે? દેશની સેવા કરવા?"

"નહિ તો એમા બીજો હેતુ શું હોઇ શકે?"

"તો તેમાં મારે શું કરવાનું છે?" ચંદુએ પુછ્યું.

"હું એક પેપર કહાડવા ઇચ્છુ છું? તું એનો તન્ત્રી ન થાય? અને તું જો વકીલાત કરે તો મારા કામનો બોજો ઓછો થાય, અને હું સહતન્ત્રી તરીકે કામ કરું?"

"મારા વિચારો તમે બધા જાણો છો?"

"કેમ?" શ્યામલાલે પુછ્યું

"તમને એ અનુકૂળ પડશે?"

"પણ પોલીસી આપણે બન્ને ભેગા થઇ વિચારીશું ને?"

"તમારી પોલીસી શું છે?"

"મારી પોલીસી? અલબત મહાત્મા ગાંધીથી તો જૂદી જ પડે છે, અને મને લાગે છે કે તારા અનુભવ પછી તું પણ હવે તેમનાથી જૂદો પડતો હઇશ?"

"કોણે કહ્યું?" ચંદુએ સખતાઇથી પૂછ્યું.

"કહે કોણ? દરેક બુદ્ધિવાળો માણસ અનુભવથી ડહાપણ શીખે છે?"

"તમે તમારા અનુભવથી શું ડહાપણ મેળવ્યું છે?"

"ઘણું એ. કોક દિવસ કહીશ! પણ તને મારો વિચાર ગમે છે?"

"પણ હુ બુદ્ધિવાળો માણસ નથી. મને મારા અનુભવથી મહાત્માજીમાં વધારે શ્રદ્ધા આવી છે." ચંદુએ ઠંડાપેટે જવાબ આપ્યો.

"એટલે કે મહાત્માજી તરફ વધારે પૂજ્યભાવ થયો હશે? મને પોતાને પણ એમના તરફ ઘણો પૂજ્યભાવ છે. પણ એમની રાજનીતિ ખોટી છે–તમે લોકો પોલીટીક્સ માટે શું શબ્દ વાપરો છો?–એ તો હવે થોડી બુદ્ધિવાળો પણ સમજે છે. એમણે પોતે જ પોતાની કેટલીક હિમાલય જેવડી ભૂલો કબુલ કરી છે. ધીમે ધીમે તે બધી કબુલ કરશે. તે માટે મને તેમના તરફ ખૂબ પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. પણ આપણે શા માટે રાહ જોવી?"

"બરાબર છે. રાહ ન જોવી. હું કહું છું કે મહાત્માજી ના પાડે તો પણ આપણે સરકાર સામે બેઠો બળવો ફેલાવવો? તમે તૈયાર છો?"

"હેં હેં! ચંદુ આ શું બોલે છે? મહાત્માજી પોતે જે વસ્તુ અશક્ય માને છે તે આપણે શી રીતે કરી શકીએ. અત્યારે સત્યાગ્રહ માટે સમય નથી એમ મહાત્માજીએ અનેક વાર કહ્યું છે."

"ઠીક!" ચંદુલાલે 'ઠી' લંબાવી લ્હેગાર કહાડ્યો.

"કેમ ત્યારે?" શ્યામલાલે આશાભર્યો સવાલ પૂછ્યો.

"શું?" ચંદુલાલ કાંઇ ન સમજતો હોય એમ બોલ્યો.

"આપણે પેપર કઢાડી નવો પક્ષ સ્થાપીએ. મને પોતાને હવે ધંધા ઉપર કંટાળો આવે છે?"

"એટલે વિનોદના સાધન તરીકે પેપર કઢાડી નવો પક્ષ સ્થાપવાનું કહેતા હશો?" ચંદુ જરા ઉશ્કેરાઇને બોલ્યો.

"એવો ઉંધો અર્થ શા માટે કઢાડવો? જે મેં કહ્યું એ તો તમે સમજ્યા છો. રાજનીતિ બદલવાની જરૂર છે. અસહકાર નિષ્ફળ ગયો છે. ગાંધી ધીમે ધીમે ભૂલો કબુલ કરે છે. આટલું સમજવા માટે બહુ બુદ્ધિની જરૂર નથી."

બારીસ્ટરે ચાંપ દબાવી દીવો કર્યો.

"સાચું હશે. મારામાં મુદ્દલ જ બુદ્ધિ નથી. એવા માણસને તમે તમારા પેપરનો તન્ત્રી કરી શું કરશો?"

"પણ મારી મદદથી તમે કામ કરી શકશો" શ્યામલાલથી બોલી જવાયું.

"એટલે કે તમારે એક સેક્રેટરી જોઇએ છે ખરૂં ને? મને લાગે છે કે તમને મારા કરતાં વધારે સસ્તા અને અનુકૂળ કારકુનો મળી રહેશે. તમે ખુશીથી નવો પક્ષ સ્થાપજો." ઉભો થઇ "તસ્દી આપી એ માફ કરજો." કહી નન્દનને હાથ ઝાલી ઉભો કર્યો.

"ચંદુ આમ ક્યાં જાય છે?"

"પૂના"

શ્યામલાલ આભો બની ગયો. રોકવા ઉભો થયો પણ પાછું બેસી જવાયું. થોડી વાર પછી યશોદાએ બારણા પછવાડેથી કહ્યું. "ચંદુભાઇ ન્હાઇને જમશોને? હેં? ચંદુભાઇ ક્યાં ગયા?" શ્યામલાલ યશોદાના મુખ સામું જોઇ રહ્યા.

સંજય

---

# હિંદુ પદપાદશાહી

શ્રી વિનાયક સાવરકરે 'હિંદુ પદપાદશાહી' નામનું પુસ્તક લખ્યું છે તેમાં, મરાઠા એટલે મહારાષ્ટ્રના રાજ્યની સ્થાપના થઇ તે માત્ર અમુક કોમની જાગૃતિના પરિણામે નહિ પણ સ્વધર્મ અને સ્વસંસ્કૃતિના રક્ષણાર્થે ઇસ્લામ તથા મુસલમાન પાદશાહી અને મોટા મુસલમાન સરદાર અને નવાબોની સામે હિંદુ પ્રજાએ ધર્મયુદ્ધ આદર્યું અને જીત મેળવી હતી, એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે. "અમે ધર્મને માટે ફકીરી લીધી છે" એ શિવાજી મહારાજના વાક્યથી શરૂઆત કરીને પેશ્વા સવાઇ માધવરાવના વકીલ ગોવિંદરામ કાલેએ નિઝામ-ઉલ-મુલ્કના ભર દરબારમાં ધમકી આપી હતી કે "આ હિંદુસ્તાન છે, તુર્કસ્તાન નથી." એવા ૧૫૦ વર્ષના ઇતિહાસ ઉપરથી બતાવ્યું છે કે મુસલમાન પાદશાહ તથા નવાબોના જુલ્મોની સામે હિંદુ પ્રજા સામે થઇ અને અંતે દીલ્હીમાં પોતાની સત્તા જમાવી. જેવી રીતે મરાઠા મહારાજને સતારામાં ગાદી ઉપર બેસાડીને ખરી સત્તા પુનામાં

પેશ્વાઓના હાથમાં આવી હતી તેની જ રીતે દીલ્હીના તખ્ત ઉપર પુતળા જેવો બાદશાહ બેસાડીને પેશ્વા માધવરાવ મહારાજાધિરાજ અને વકીલ-એ-મુતલીક થયા હતા. તે આખા હિંદી સામ્રાજ્યના વઝીર, પાદશાહી લશ્કરના સેનાધિપતિ, થયા હતા. અને રાજ્યગાદી ઉપર કોને નીમવા તેનો નિર્ણય કરવાની સત્તા પણ તેમણે મેળવી હતી. હિંદુઓની સરખામણીમા મુસલમાન કોમને વધારે મહત્વ મળવું જોઇએ એવી અનિષ્ટ માગણી કેટલાક ધર્માંધ અતિ-ઇસ્લામીઓ કરે છે કારણ કે અંગ્રેજ સરકારે હિંદી રાજ્ય મુસલમાન સત્તા પાસેથી છીનવી લીધું હતું, હિંદુઓ પાસેથી નહિ—એ દલીલનું અસત્ય સચોટ રીતે બતાવી આપ્યું છે.

સમર્થ રામદાસ સ્વામીએ આખા હિંદમાં પોકાર જગાડયો કે "તીર્થક્ષેત્રો ભ્રષ્ટ થયાં છે." અને જરૂર પડે તો ધર્મ માટે મરી ફીટો, પણ મરતાં મરતાં મારીને આપણું રાજ્ય લો. શિવાજી મહારાજ અને એમના જુવાન સાથીઓએ સહ્યાદ્રિના પર્વત ઉપર પ્રતિજ્ઞા લીધી કે મુસલમાનોને હઠાવીને "હિન્દી સ્વરાજ્ય" સ્થાપવું છે. શિવાજી મહારાજે નાનું સરખું રાજ્ય સ્થાપ્યું પણ તેની સાથે અને પછીથી ધનાજી સંતાજી, બાલાજી અને બાજી, નાના અને ભાઉ, મલ્હરિરાવ અને દત્તાજી, માધવરાવ અને પરશુરામ પંત, નાના અને બાપુ એવા મહાન નેતાઓ પાકયા અને શિવાજી મહારાજના રાજ્યને મોટું, ખરેખરૂં મહારાષ્ટ્ર બનાવ્યું.

શિવાજીનો છોકરો સંભાજી દારૂડીઓ, રંડીબાજ અકુશળ નિવડયો પણ જ્યારે ઔરંગઝેબ પાદશાહે એને ઇસ્લામ અથવા મોત સ્વીકારવા ફરજ પાડી ત્યારે તેણે સ્વધર્મ માટે મરવાનું પસંદ કર્યું. એની આંખ ફોડી નાખી, લાલચોળ ચીપીઆથી ખેંચી કાઢી, જીભના ટુકડે ટુકડા કર્યા અને છેવટે ગળું કાપી નાખ્યું. આ બલિદાનને લીધે મરાઠા પ્રજાની અંદર કુસંપ હતો તે નીકળી ગયો અને બ્રાહ્મણ, મરાઠા, પરભુ, ગરીબ અને તવંગર સૌ એકમત થઇને ધર્મયુદ્ધમાં કુદી પડયા.

લેખક સાવરકરની દલીલ એવી છે કે આ ઉભરો અમુક વ્યક્તિઓ અથવા રાજ્યોની સ્વાર્થી તૃષ્ણાને લીધે નહોતો. રાજ્યનો કારભાર પણ "મહારાષ્ટ્ર મંડળને હસ્તક હતો, તેના પ્રમુખ શાહુ છત્રપતિ હતા અને તેનો આત્મા બાજીરાવ પેશ્વા હતા."

મરાઠાઓ લુંટ કરતા હતા, અમુક આગેવાનોએ સ્વાર્થ પણ સાધ્યો હતો, મરાઠા શિવાયના બીજા હિંદી રાજાઓનાં રાજ્યો લુંટાયાં હતાં અને ઝુંટવી પણ લેવાયાં હતાં એ બધું સાચું છે. દરેક મોટી લડત અને ઝુંબેશમાં કેટલાક લુચ્ચા, સ્વાર્થી, હલકા, અધર્મી માણસો આગળ પડી જાય છે. પણ જગતમા એવો અન્યાય અનિવાર્ય છે. જે હિંદી રાજાઓ અને સરદારો ધર્મની ભાવનાને નહીં સ્વીકારતા મોગલ પાદશાહ તરફથી લડે અથવા મહારાષ્ટ્રના લશ્કરને કનડગત કરે તેવા માણસોને ભારે નુકશાન થયાં હશે એ પણ સહેજ સમજી શકાય એમ છે. આજે સ્વરાજ્યની લડતમાં જેટલા માણસો સરકારના પક્ષમાં ભળી ગયા છે અથવા સ્વતંત્ર રહીને સ્વરાજ્ય પક્ષને તોડી પાડવા અને હલકો પાડવાનો પ્રયત્ન કરે છે તેમને નુકશાન ખમવુંજ પડે એ સ્વાભાવિક છે. તે પ્રમાણે જ્યારે મહારાષ્ટ્રી એમ માનતા હતા કે એમની લડત ધર્મના રક્ષણ માટે સ્વરાજ્ય પ્રાપ્તિને માટે છે ત્યારે વિરોધીઓ તરફ સખ્તાઇ કરી હશેજ. તેમની લડત માત્ર દેશ જીતવા માટે નહોતી,

તેમનો ઝુંડો ભગવા રંગનો હતો અને હિંદ દેશમાં હિંદુ પદપાદશાહી સ્થાપવા માટે પેશ્વા બાજીરાવે હાકલ મારી હતી.

મહારાષ્ટ્રના ઇતિહાસમાં ઉતરવાની જરૂર નથી. મરાઠાઓએ મુસલમાન સત્તાને ફરી ફરીને હરાવી નાંખી અને હિન્દુસ્તાનમાં હિંદુઓ માટે સ્વતંત્રતા મેળવી પણ એ અરસામાં યૂરોપની એક વધારે બળવાન પ્રજાએ પોતાનું રાજ્ય જમાવ્યું.

શ્રી. સાવરકરે મહારાષ્ટ્રને માટે જે સિદ્ધાંત રજુ કર્યો છે તે સર્વાંશે સત્ય હોય કે નહિ. પણ એટલું તો ખરૂં છે કે મુસલમાનોના જુલમથી કંટાળેલી હિંદુ પ્રજાએ સંગઠન કર્યું અને હિંદુ મહારાજ્ય સ્થાપ્યું, મુસલમાનોની સત્તા છિન્નભિન્ન કરી નાખી, હિંદુ તીર્થોનું રક્ષણ કર્યું. તેમનું આત્મબળ ધાર્મિક સ્વમાનને લીધે હતું તે વિષે પણ શંકા લાવવા જેવું નથી. શીવાજી મહારાજે જે રાજ્ય સ્થાપ્યું તે એક સંન્યાસીને અર્પણ કર્યું અને લડાઇને મોખરે ભગવો ઝુંડો ફરકવા માંડ્યો. તે વખતના બીજા હિંદુઓ મુસલમાન રાજ્યથી કંટાળ્યાં તો હશેજ પણ તેમને મરાઠાઓના બિનસ્વાર્થીપણા વિશે શંકા હશે, તેમજ મરાઠાઓ મુગલ પાદશાહી સામે ટકી શકે તેટલી શક્તિ વિષે અશ્રદ્ધા હશે, તેથી તે જોડાયા નહિ. અંગ્રેજ સરકારે હિંદી સીપાઇઓ વડે જ હિંદુસલ્તનત જીત્યું છે એમ કહેવાય છે તે ખોટું નથી. હિંદુઓ બધા એકઠા થઇ ગયા હોત તો અંગ્રેજી રાજ્ય સ્થપાત નહિ. પણ એ ઐક્ય દેશમાં નહોતું. ૧૮૫૭ શીખના બળવામાં સિપાઇઓએ અંગ્રેજોને મદદ કરી હતી. સર્વ સામાન્ય દુશ્મનની સામે થવા માટે જે સંગઠનની આવશ્યકતા હતી તે ૧૮૫૭ ના 'બળવા'માં પણ નહોતી.

આ પુસ્તક વાંચવા લાયક અને મનન કરવા લાયક છે. વિચારશીલ વાંચકને તેમાંથી ઘણું શીખવાનું મળશે.

આ દેશ હિંદુસ્તાન છે તુર્કસ્તાન નથી, આ દેશની પ્રજા હિંદી છે, ૨૪ કરોડ હિંદુ છે અને ૭ કરોડ હિંદુમાંથી વટલેલા મુસલમાન અગર હિંદુ-મુસલમાનની ઓલાદના છે. જે થોડી વસતી શુદ્ધ મુસલમાનની છે તે સેંકડો વર્ષથી હિંદુઓ સાથે રહીને હિંદુ જેવીજ બની રહી છે. આખો દેશ હિંદુ ધર્મનું સ્થાન નહિ થાય પણ હીંદી સંસ્કૃતિનું. એ સંસ્કૃતિમાં હિંદુ મુસલમાન, ખ્રીસ્તી અને બીજા ધર્મના માણસોને સ્થાન હોય. બત્રીસ કરોડ માણસની વસતિવાળા દેશમાં ઐક્ય લાવવું અને સર્વમાન્ય સંસ્કૃતિ ફેલાવવી એ અત્યંત કઠણ કામ છે, અને મહારાષ્ટ્રનો અખતરો નિષ્ફળ નથી ગયો પણ વધારે વિશાળ સમન્વયને માટે અત્યંત ઉપયોગી તૈયારી કરી ગયો છે.

સુમન્ત મહેતા

# લોકચર્ચા

## બોરસદ રાષ્ટ્રીય સૈનિક સંમેલન

ખેડા જીલ્લા સમિતિના મંત્રીઓ શ્રી ફુલચંદ બાપુજી શાહ અને શ્રી લલ્લુભાઇ પટેલના શુભ પ્રયાસથી અને દરબાર સાહેબ શ્રી ગોપાળદાસની સંમતિથી, અસહકારની ચળવળમાં લગભગ છેલ્લા પાંચ વર્ષ દરમિયાન ખેડા જીલ્લાના જે ભાઇઓએ હરકોઇ સ્થળે સ્વયંસેવક-સૈનિક તરીકે કામ કર્યું હોય અથવા અસહકારને જ અંગે જેમણે જેલયાત્રા કરી હોય તેવા સર્વ નાના મોટા કાર્યકર્તાઓને આમંત્રણ આપેલું હતું. આશરે એકસો સૈનિકો તેમ જ અન્ય હિતેચ્છુઓ પણ હાજર હતા.

'દેશને માટે' જુદે જુદે ગામડેથી આવેલા અને સાથે કામ કરવા એકવાર કટિબદ્ધ થયેલા આ સૈનિકોનું સ્નેહ સંમેલન બહુ જ આનંદદાયક હતું આ મેળાવડાના યોજકો માટે ધન્યવાદના શબ્દો લગભગ દરેક મુખથી સંભળાતા હતા અને લાંબે વખતે પાછા મળેલા મિત્રોને હરેક પ્રકારની સુખદુઃખની વાતો કરતા જોવામાં આવતા હતા. આજે તેમાંના ઘણાખરા પોતપોતાને કામે વળગેલા હતા. છતાં શૂરવીરતા દેખાડવાનો ફરી પાછો જો પ્રસંગ સાંપડે તો ફરીવાર તૈયાર થવાનું કહેનાર પણ ઘણા હતા. આ સંમેલન એક પ્રકારે અસહકારની પૂર્ણાહુતિના પ્રસંગે એમનું થયું હોય તેવું પણ લાગતું હતું

સંમેલનના કાર્યક્રમના એક અંગ તરીકે ભવિષ્યમાં કામ કરવાની યોજના વિષે વિચાર કરવાનો હતો. પણ તેને માટે હાજર રહેલા ન્હાના ન્હાના કાર્યકર્તાઓમાં ભાગ્યે જ કોઇ ગંભીર જણાતું હતું. એટલે કે એ કાર્યક્રમ તરફ અશ્રદ્ધા જેવું કાંઇક જણાતું હતું. ખાદી ઉત્પાદન-તેનો પ્રચાર-રાષ્ટ્રીય શિક્ષણ, અંત્યજ પ્રશ્ન અને ગ્રામ્ય સંગઠન આદિ વિષયો પર ચર્ચા કરી યોજનાઓ તૈયાર કરી ઠરાવ પસાર કરવાનું હતું.

પહેલે દિવસે બપોરે એટલે મહા સુદ ૧૪ તા. ૨૭-૧-૨૬ ને દિવસે લગભગ ત્રણથી વધારે કલાક સુધી આ પ્રશ્નો પર ચર્ચા થઇ અને તેમાં અગ્રસ્થાને ખાદીના ઉત્પાદન અને પ્રચાર વિષેનો સવાલ હતો. ખાદીનું કામ કરના બે મુખ્ય કાર્યકર્તાઓ ભાઇ લલ્લુભાઇ પટેલ (મંત્રી) અને ભાઇ શિવાભાઇ ભાદરણવાળાએ પોતપોતાના વિચારો જણાવ્યા બન્નેના અભિપ્રાયો જુદા હતા.

ભાઇ લલ્લુભાઇએ વિસ્તારથી પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે ગુજરાતમાં-કાંતણ-પીંજણ અને વણાટણની મોંઘાઇને લીધે ગુજરાતમાં પેદા થયેલી ખાદી-અ'. તીરપુર જેવા પ્રદેશની ખાદી કરતાં હમેશાં ભાવમાં મોંઘી પડશે અને પરિણામે ગુજરાતમાં ઉત્પાદનનું કામ-ગુજરાત-પ્રાંતિક સમિતિની હાલ જે મદદ મળે છે તે અટકતાં ધીરું પડશે. તેમાં

જવાબમાં ભાઇ શિવાભાઇએ માત્ર પવિત્ર આશા બતાવી કે વખત જતાં ગુજરાતની ખાદી સોંઘી થશે પણ તેમના શબ્દોમાં એટલી સ્પષ્ટતા ન હતી. કમનસીબે શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ બીજે દિવસે આવ્યા એટલે તેમનો અભિપ્રાય આ બાબતમાં છેક સુધી રજુ થયો નહિ.

બીજો સવાલ એક રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થા ઉભી કરવા વિષેનો હતો. "હજી ખેડા જીલ્લામાં થોડા ઘણા ( અસહકારી ) ગૃહસ્થો છે, જેઓ પોતાનાં બાળકોને સરકારી સંસ્થાઓમાં કેળવણી લેવા મોકલવા નથી ઇચ્છતા, તેમને માટે જીલ્લામાં એક સારી રાષ્ટ્રીય ( વસતિ ગૃહવાળી ) શાળાની જરૂર છે !" આ અભિપ્રાય લગભગ સર્વમાન્ય હતો. પણ તે સ્થાપન કરવાની યોજનાનો,–પૈસા, માણસો, સ્થાન, સાધનો, બાળકોની સંખ્યા, વગેરે જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી વિચાર અને વિરોધ કરવામાં આવ્યો. છેવટે નડિયાદના હાલના વિનયમંદિરમાં કામ કરતા બે શિક્ષક ભાઇઓએ પોતાની જોખમદારીથી એક સારી શાળા ચલાવવાનું માથે લીધું. અને સભાએ તેમને મુંગી સંમતિ આપી. આ સિવાય બીજી કોઇ મહત્ત્વની બાબત પર ચર્ચા થઇ નહિ. હાજર રહેલા સર્વને બહુ રસ પણ ન હતો. તેમ જ ન હતી બીજી કોઇ યોજના. ફક્ત સુણાવ રાષ્ટ્રીય શાળામાં કામ કરતા એક દક્ષિણી શિક્ષકે એક રીતે લાજ રાખી–તેમણે ઠરાવ મૂક્યો કે–( પહેલો જ ઉપયોગી ઠરાવ ) "આ સંમેલનની યાદગીરીમાં દરેક હાજર રહેલો ભાઇ ચરખા સંઘમાં સભાસદોનો વધારો કરશે." આ ઠરાવ પસાર થયો અને તે જ વખતે એક બીજાના આગ્રહથી તેમ જ પોતાની ઇચ્છાથી આશરે ૧૫ નામો સભાસદ તરીકે ઉમેરાયાં. આ સિવાય આવાં સંમેલનો અનેક વાર ભરવાનો એક સાદો ઠરાવ પસાર થયો હતો. શ્રી વલ્લભભાઇ પટેલ બીજે દિવસે હાજર રહેલા હતા. તેમણે વખત સર ચેતવણી આપીને સૌને–ઠરાવો પસાર કરવા હાથ ઉંચો કરતાં પહેલાં–પોતાની વ્યક્તિગત ફરજ યાદ લાવવાનું સૂચવ્યું હતું. અને તે વખતે કેટલાક ઉપયોગી શબ્દો કહ્યા હતા.

તા. ૨૮ મીની રાત્રે શ્રી ઝવેરચંદ મેઘાણીની વીરરસ ભરેલી વાતો અને બીજાં ભજનો સાંભળી સંમેલન વિસર્જન થયું. આખા ક્રમનો રસિક ભાગ ફક્ત આ હતો.

અંત્યજ આશ્રમ,
**નવસારી.**

**પરીક્ષિતલાલ મજમુદાર**

---

## મહર્ષિ દયાનંદ જન્મભૂમિ શતાબ્દી મહોત્સવ

મહા વદ ૯ થી ૧૪ સુધી બૃહદ્ ગૂજરાતમાં મોરબી રાજ્યની હદમાં ટંકારા નામના ગામે મહર્ષિ દયાનંદનો શતાબ્દી ઉત્સવ ઉજવાયો, તે એક અપૂર્વ સંમેલન હતું એમ કહી શકાય.

સંકુચિત ધર્મભાવનાવાળાઓ સ્વામી શ્રી દયાનંદના નામથી ભડકી ગયેલા છે અને ગૂજરાતમાં ધર્મભાવના એટલી બધી સંકુચિત છે કે આવા એક શ્રેષ્ઠ ભારતપુત્રની જે વીરપૂજા થવી જોઇએ, તેવી વીરપૂજા નથી થતી. સ્વામી દયાનંદના સ્થાપિત સમાજના કેટલાક સભ્યોએ હિંદુ સમાજના જે દોષો છે તે દોષોનું દર્શન કરાવતાં ઘણી કટુતા ઉપજાવેલી છે એ પણ સ્વામી દયાનંદની વીરપૂજામાં વિઘ્નરૂપ ગણી શકાય.

જેમ અસહકારના જમાનામાં જે અને તે સરકારને ગાળો ભાંડવા લાગ્યા હતા અને તેથી મહાત્મા ગાંધીજીએ તે હીલચાલને વખોડી કાઢી. કહ્યું હતું કે 'સરકારને શયતાન કહેવાનો અધિકાર મ્હને જ છે, કારણ મ્હેં તેની શુદ્ધ નિષ્ઠાથી સેવા કરી છે અને હજુ યે મ્હારામાં શત્રુ પ્રત્યે યે પ્રેમ વિકસેલો છે' તેમ હિન્દુ ધર્મનાં પોગળ કે અન્ય ધર્મોનાં પોગળ પ્રકાશ કરવાનો હક સ્વામી દયાનંદને હતો કે તેના પવિત્ર પગલે ચાલનારા સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી જેવાઓને હોય.

છતાં આર્યસમાજનો, હિન્દુ જાતિ ઉપર અને આખા ભરતખંડ ઉપર જે મહાન ઉપકાર છે તે વિસરી ન શકાય.

હું આ ઉત્સવમા તે વીરની પૂજામાં ભાગ લેવાના અને સમાજીઓમાં જે દર્શન કરવા યોગ્ય મૂર્તિઓ હોય તેમનાં દર્શન કરવાના હેતુથી ગયો હતો.

વ્યવસ્થા એટલી બધી ઉત્તમ નહોતી. તેમ જ ધાર્યા પ્રમાણે મેદની જામી નહોતી. જોઇએ તે પ્રમાણમાં સમાજના નેતાઓ હાજર નહોતા. છતાં ભેગા થયેલા પંજાબી અને ઉત્તર હિન્દુસ્તાની સમાજીઓએ જે ઉત્સાહથી આ ઉત્સવ ઉજવ્યો તે ગમે તેવા નિરુત્સાહીના દીલમાં પણ જોશ આણે તેવો હતો. નિડરતા, ઉદ્યોગપરાયણતા, ચીવટાઇ, લાગણી, શ્રદ્ધા, ટેક આદિ દેશની રગોમા અમૃત રેડનારા ગુણોનું મૂર્તિમંત દર્શન અહીં જ થયું. બ્રહ્મચર્યનો પ્રભાવ પણ અત્રે જ દષ્ટિગોચર થતો હતો.

ટંકારા એ સ્વામીજીની જન્મભૂમિ એમ નિઃશંક કબૂલ થયું. આ ટંકારેથી જ સ્વામીજીનો ટંકાર આખા ભારતવર્ષમાં ફેલાયેલો. છતાં ટંકારાના કેટલાક લોકોને સ્વામીજી વિષે કાંઇ ખબર નહોતી અને કેટલાક તેમને વંઠેલ કહેતા હતા.

સમાજીઓમાંનો મ્હોટો ભાગ પંજાબમાં છે; અને ત્યાં અત્યારે હિન્દુ–મુસ્લિમ ઝઘડાઓએ તીવ્ર સ્વરૂપ પકડયું છે. આની વરાળ ગૂજરાતમાયે આવી છે અને તે વરાળે કેટલાક શેકાય છે. અહીં ટંકારામા તે પ્રશ્નને જરાયે સ્થાન નહોતું, છતાં થતાં વ્યાખ્યાનોમાં ઇસલામીઓ વિરૂદ્ધ કટુતા વપરાયેલી. વળી પુસ્તકોની દુકાનોમાં કેટલાંક એવાં ઝેર ઉત્પન્ન કરનારાં પુસ્તકો પણ હતાં. પણ જેમ દરેક સમાજ, સંસ્થા કે પક્ષમાં ક્ષુલ્લકહૃદયધારીઓનો શંભુમેળો હોય છે તેમ આ સમાજમા પણ તેવા ક્ષુદ્ર મનોવૃત્તિવાળાઓનું જ તે કાર્ય હતું; અને કેટલાક સાચા દીલથી અતિ તપ્ત થયેલા તેથી યે ભાન ભૂલી બોલી બેસતા. સમાજના નેતાઓ તો આવા કાર્યને વખોડી રહ્યા હતા.

પણ હિન્દુ ધર્મ અને હિન્દુ જાતિ માટે જેટલી તીવ્ર લાગણી અને તે યે સાચી આ લોકોમાં જણાઇ આવતી હતી તેટલી ભાગ્યે જ ગૂજરાતના કહેવાતા સમાજીઓમાં હશે. ઘણા ગૂજરાતી સમાજીઓ કેવળ જૈની તેની નિંદા જ કરતા હતા. કેટલાક મહાત્મા ગાંધીજીને વખોડયા જ કરતા હતા, જ્યારે સમાજના નેતાઓ કહેતા કે સ્વામી દયાનંદના કાર્યને મહાત્માજીએ પ્રકાશમાં આણીને જોઇતું બળ પણ આપ્યું છે.

સ્વામી શ્રદ્ધાનંદજીની રામાયણની કથા એ આ ઉત્સવમાં સૌથી સુંદર કાર્ય હતું. જે પ્રભાવશાળી શૈલીમાં અને જે પ્રેમભક્તિથી તેમણે રામાયણની કથા કહી તે શ્રોતાઓને ડોલાવે અને સચોટ અમર કરે તેવી હતી.

ધોળકા, }
તા. ૧૯–૨–૨૬. } ડાહ્યાભાઇ મ. પટેલ

## અમદાવાદ મજૂર મહાજનનો સને ૧૯૨૪ નો હેવાલ

ગઇ તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બરને રોજ અમદાવાદ મજૂર મહાજનનો જે હેવાલ મજુરોની વાર્ષિક સભામાં વાંચી સંભળાવવામાં આવ્યો હતો તે લગભગ ત્રણ માસ પછી છપાઇને હમણાં બહાર પડયો છે. મહાજન હેવાલની બાબતમાં એક વર્ષ પાછળ કામ કરતું હોય એમ લાગે છે. ૧૯૨૫ નો હેવાલ મળવો જોઇએ ત્યારે આગલી સાલનો હેવાલ આપણને મળ્યો છે; અને તે પણ ૨૦ પાના જેટલા હેવાલમાં* શુદ્ધિપત્રક, પાછળથી કરેલા બે સુધારા અને બીજી નાની ભૂલો સાથે. પરંતુ આ મહત્વની વસ્તુ નથી. તે ઉપરથી સંસ્થાના કાર્ય સંબંધી કંઇ ખ્યાલ આવતો નથી તે માટે તો મહાજનની સઘળી પ્રવૃત્તિ તપાસવી જોઇએ અને જુદી જુદી દિશામાં પ્રગતિ કેટલી થઇ છે તે જાણવું જોઇએ.

મહાજને હેવાલના વર્ષ દરમિયાન કરેલું કાર્ય પ્રશંસનીય છે એમ હેવાલ ઉપરથી પ્રતીત થાય છે તેણે એ વર્ષમાં નીચેનાં નવાં કામ ઉપાડયાં હતાં:—

૧ 'મજૂર સંદેશ' પ્રગટ કરવાનું
૨ સસ્તા માલની દુકાનો ઉઘાડવાનું
૩ મ્યુનિસિપાલિટી તરફથી અગવડો દૂર કરવાનું
૪ અકસ્માતની નુકશાની આપવાનું
૫ વાંચનાલય અને પુસ્તકાલય ઉઘાડવાનું
૬ ચૉલ કંટ્રાકટપર રાખી ભાડાની રાહત આપવાનું
૭ શહેરના લત્તાઓમાં મહાજનની શાખાઓ ઉઘાડવાનું
૮ મજુરોને લગતા પ્રશ્નોનું સંશોધન કરવાનું

આ ઉપરાંત સને ૧૯૨૩ ની હડતાળ પછીની નિરાશા દૂર કરીને વર્ષ દરમિયાન લગભગ ૬૦૦૦ સભાસદો વધાર્યા હતા. એકંદરે ૭૪૫ ફરિયાદોને લગતું કામ શિરસ્તા મુજબ ચાલુ રાખવામાં આવ્યું હતું. પ્રેમ દરવાજે એક નવું દવાખાનું ઉઘાડવામાં આવ્યું હતું. લગભગ દસ હજાર રૂપિયાની લોન જુનાં દેવાં પતાવવા વગેરે માટે મજુરોને આપવામાં આવી હતી અને ૧૧૬૬ મજુરોનાં બાળકોને શિક્ષણ આપવામાં આવ્યું હતું.

આટલા કામ માટે, કોઇપણ સંસ્થા મગરૂર થઇ શકે છતાં 'આ સાલમાં અમે બહુ કરી બતાવ્યું હોય એમ તો નથી' એવો અસંતોષ મંત્રીએ જાહેર કર્યો છે. ભવિષ્યના કામની જે રૂપરેખા તેમણે ચિતરી છે અને લાંબો પંથ કાપવાનું જણાવ્યું છે તેની સરખામણીમાં આ પ્રગતિ તેમને ઓછી લાગે એ સ્વાભાવિક છે પરંતુ પ્રજાએ એમના કામની કસોટી જુદી રીતે કરવાની છે. સભાસદોની મોટી સંખ્યા હોવી એમાં જ કાર્યવાહકોની કુશળતાની પરીક્ષા નથી. વર્ષ દરમિયાન મોટી હડતાળો પાડવી એમાં જ સંસ્થાની સફળતા

*આ ઉપરાંત બીજી બાબતો પણ ધ્યાન ખેંચે એવી છે પરંતુ તે નજીવી હોવાથી નીચે સૂચના પુરતી આપી છે:—

૧ પહેલાંના હેવાલો કરતાં આ વખતના હેવાલના પુંઠા પાછળ વધારે ખર્ચ કર્યું હોય એમ લાગે છે.
૨ મંત્રીના નામ આગળ 'એમ. એ. એલ. એલ. બી.' ની પદવી લખી છે ત્યારે આસિસ્ટન્ટ સેક્રેટરી જેઓ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક છે તેમની પદવી લખી નથી.
૩ નાણા સંબંધી સ્થિતિ સમજવા માટે વર્ષના આવક ખર્ચનો હિસાબ આપ્યો નથી.
૪ જોડણીના નિયમોનું બરાબર પાલન કરવામાં આવ્યું નથી.
૫ ભાષા કેટલેક અંશે તરજુમીઆ રહી ગઇ છે.

નથી પણ મજુરોનું આંતર અને બાહ્ય જીવન સુધારવા ખરા દીલથી પ્રયાસો કરવા એમાં જ મહાજનની ખરી પ્રગતિ રહેલી છે તે કામ કેટલે અંશે આગળ વધ્યું છે તે ઉપરના ટુંકસાર ઉપરથી જણાશે.

એ કામ કેવી જાતનું છે તે પણ તપાસવા જેવું છે. તેમાં નથી વર્ગવિરોધની હિમાયત કે નથી કડવાશ ઉભી કરવાનો પ્રયાસ. શાંત ચળવળ એજ સંસ્થાનો મુદ્રાલેખ હોય એમ ભાસે છે. માલિકોએ આ વસ્તુ જલદી પીછાની લેવાની જરૂર છે. પશ્ચિમના દેશોમાં મૂડીદાર વચ્ચે જે ઝગડાઓ થાય છે, તોફાની હડતાળો થાય છે તેના પ્રમાણમાં અહીંનું કામ કેટલી શાંતિથી થાય છે, એની કદર કરવાની જરૂર છે. અને મજુરો તરફ પ્રેમણે કાર્યથી દિલસોજી બતાવવી જોઇએ. કોઇપણ ફરિયાદ માટે ૧૫ થી ૨૦ વખત મીલમાં જવું પડે એ શરમાવા જેવું તંત્ર સુધારવું જોઇએ. જમવાના માંડવા અને પીવાનાં પાણી વગેરેની વ્યવસ્થા તરત જ કરી. આપવી જોઇએ અને માનવતાની ખાતર નહિ તો ઉદ્યોગના હિતની ખાતર પણ મંત્રીએ કરેલી અગત્યની સુચનાઓ અને નીચેની હિતાવહ વિનંતિનો અમલ કરવો જોઇએ:—

'અમે જે કંઇ કરીએ છીએ તેની અસર મજુરની કાર્યકુશળતા ઉપર અવશ્ય થશે અને તેની ઉત્પાદક શક્તિ વધશે. મહાજન મજુરોની ન્યાયી માગણીઓ રજુ કરે છે. મજુરોની સામાન્ય જરૂરિયાત મેળવવા પ્રયાસ કરે છે. હડતાળો અટકાવે છે અને તકરારો છેવટે પંચ આગળ રજુ કરે છે. આમાં માલિકોને દરેક રીતે લાભ છે. મજુરોને પણ પુરેપુરો લાભ છે તો મજુર મહાજનના વિકાસ માટે માલિકો પુરેપુરી સહાનુભૂતિ નહિ આપે?'

કયો માલિક આ સહાનુભૂતિ માટે આનાકાની કરી શકે?

મજુરોને પણ આવી જ વિનંતિ કરવામાં આવી છે. એ શબ્દો મજુરોએ હૃદયમાં કોતરી રાખવા જેવા છે.

"એક પણ મજુરને મહાજનથી અલગ રહેવું પરવડે નહિ. તેમણે જાણવું જોઇએ કે મહાજન ભલે હાલ તુરત તેમને કંઇ ખાસ લાભ ન અપાવે તો પણ મહાજન એક એવી સંસ્થા છે જે મજુરોના હિતનું રક્ષણ કરી શકે અને ઉદ્યોગમાં અને સમાજમાં તેમને ઘટતું સ્થાન મેળવી આપી શકે."

જેમાં મજુરો જ કરતા હરતા હોવા જોઇએ એ સંસ્થાના મંત્રીને મજુરોને આમ વિનંતિ કરવી પડે એ દુઃખદ છે. હડતાળ પછીનું એમનું વર્તન શોચનીય છે. વર્ષની શરૂઆતમાં ૨૫૦૦૦ માંથી ફક્ત ૬૦૦૦ સભાસદો રહે એ શું બતાવે છે? પ્રતિનિધિઓના ૮૦ ટકા હાજરી આપે એ આનંદની વાત છે પરંતુ સામાન્ય મજુર વર્ગ પગાર ઘટવાને લીધે મહાજન ત્યજી દે એ શરમભરેલું છે. એમાં નથી ડહાપણ કે ઉંડી પહોંચ. કડવો ઘુંટડો પાનારજ ખરા હિતેચ્છુ હોય છે એ નાનપણની શિખામણ પણ તેઓ વિસરી ગયા લાગે છે. પગારનો ઘટાડો મહાજને સ્વીકાર્યો તો વધારો કરાવી આપનાર પણ એજ સંસ્થા છે એમ સમજાવવાની કંઇ મજુરોને જરૂર હોય? છતાં ઉંધુ જ સમજીને તેઓ વર્ત્યા છે. સ્થિતિ હવે સુધરતી જાય છે. પગારના વધારાની આશા સિવાય કે દિવાળીના બોનસના સંભવ સિવાય સભાસદોની સંખ્યા વર્ષ આખરે બમણી થઇ હતી અને ૧૯૨૫ ના છેલ્લા ગાળાની લગભગ ૧૪૦૦ જેટલી હતી એ પ્રગતિસૂચક ચિન્હ છે. એ પ્રગતિ દિનપ્રતિદિન ચાલુ રહેશે અને માલિકો તથા મજુરો પોતાની ફરજ સમજશે એમ આપણે આશા રાખીએ.

વિ.

## ગૉખલે એડ્યુકેશન સોસાયટી

પુનામાં ડેક્કન એડ્યુકેશન સોસાયટીએ પહેલ કરીને કૉલેજ, હાઇસ્કૂલ તથા પ્રાથમિક શાળાઓ માર્ફત શિક્ષણને સોંઘું, સારૂં તથા સ્વતંત્ર કરવાનો જે પ્રયાસ કર્યો છે તેવો પ્રયાસ આપણા ગુજરાતમાં બહુ જ થોડે અંશે થયો છે. શિક્ષણ પ્રસારક મંડળે પણ તેવી જ સંસ્થાઓ સ્થાપીને અંતે ન્યુ પુના કૉલેજ કાઢી છે, અને ગૉખલે એડ્યુકેશન સોસાયટી ધીમે ધીમે ખ્યાતિમાં આવતી જાય છે. એ સંસ્થાનો ઇતિહાસ શિક્ષણમાં રસ લેતા ગુજરાતી ભાઇઓને ઉપયોગી અને ઉત્તેજક થઇ પડશે.

માત્ર ૬ાા વર્ષ પહેલાં એટલે ૧૯૧૮ ના જુન માસમાં પાંચ ઉત્સાહી યુવકોએ આ સંસ્થાની શરૂઆત કરી હતી, તેમાંથી ચાર સભ્યોને ખાસ અનુભવ અથવા ખાસ ટ્રેઇનિંગ મળ્યું નહોતું. આજે બાર સ્વયંસેવકો આ મંડળમાં જોડાયા છે અને તેમની માર્ફત એક કૉલેજ (નાસિક,) ત્રણ હાઇસ્કુલો, એક રાત્રીશાળા, બે પ્રાથમિક શાળાઓ, એક ઔદ્યોગિક શાળા, અને બે વસતિગૃહોનો કારભાર ચાલી રહ્યો છે. જમીન, મકાનો, તથા સરસામાન મળીને લગભગ ત્રણ લાખ રૂપીઆ એકઠા કર્યા છે અને સોસાયટીનો વાર્ષિક ખર્ચ રૂ. ૮૦,૦૦૦ થાય છે. રા. કુલકર્ણી આ મંડળના આત્મા છે.

આવું ઉત્તમ મંડળ આપણા આખા ગુજરાત કાઠીઆવાડમાં એક પણ નથી અને તે છતાં દરેકે દરેક જીલ્લામાં એક મંડળ હોય તો કેળવણીનો પ્રચાર કેવો સારો થાય? આપણે ત્યાં નાનાં છુટક મંડળો છે પણ તેમનો બરાબર વિકાસ થતો નથી અને કાર્યપ્રદેશ સંકુચિત રહી જાય છે.

સુ. મ.

---

## શિક્ષણ અને શારીરિક ખીલવણી

માનસિક કેળવણીની સાથે શારીરિક ખીલવણીની આવશ્યકતા છે તે હવે સ્વીકારાયું છે પણ હજી આપણી શાળાઓ શહેરોમાં અને ગામોમાં કાઢવામાં આવે છે. આપણા ઋષિમુનિઓના આશ્રમો અને ગુરુકુળો વનમાં, નદી કીનારે, ગામોથી દૂર રાખવામાં આવતાં હતાં. એકાંતમાં, ખુલ્લી હવામાં, જનસમૂહથી ખૂબ દૂર રહેવાના ફાયદા આપણે સમજતા નથી. યુરોપીઅન, એન્ગ્લો-ઇન્ડિઅન તથા પારસીઓનાં છોકરાંઓને માટે પહાડો ઉપર વસેલાં સ્થાનોમાં નિશાળો કાઢવામાં આવે છે. આવી નિશાળો હિમાલયમાં સેંકડો જગ્યાએ છે, અને તેવી જ રીતે માથેરાન, મહાબળેશ્વર, પંચગીની, ખંડાળા, દેવલાલી, આબુ વિગેરે સ્થળોએ પણ હોય છે. બિચારા હિંદુ ભાઇઓ જેવા ને તેવા રહી ગયા છે.

જેવી રીતે પહાડો ઉપર સારી અને ચોખ્ખી હવા મળી શકે તેવી જ રીતે દરીયા કીનારે પણ મળી શકે, માત્ર ઉંચાઇનો ફાયદો ન મળે. મુંબાઇથી તે ખંભાત સુધી દરીઆ કીનારો છે અને કાઠીઆવાડની ત્રણ બાજુએ દરીયો છે એટલે આપણે ત્યાં દરીયા કીનારા ઉપર ગુરુકુળો કાઢીએ તો ચાલી શકે. મુંબાઇથી વલસાડ સુધી રેલ્વેગાડી એવી રીતે આવે છે કે દરીઆ કીનારાનાં ગામોને પહોંચવાની સગવડ ઘણી સારી છે. વલસાડની પાસે તીથળનું સ્થાન છે તે લગભગ વલસાડ સાથે જોડાઇ ગયું છે.

વલસાડથી વસાઇ તદ્દન પાસે છે, અને વચમાં કોઇ મોટાં ગામો આવતાં નથી તે છતાં એ ભાગમાં નીચે પ્રમાણે શાળાઓ સ્થપાઇ છે, એમ અમે સાંભળ્યું છે.

| ગામ. | શાળા. |
|---|---|
| વલસાડ | હાઇસ્કુલ |
| પારડી | હાઇસ્કુલ |
| નારગોળ | હાઇસ્કુલ |
| ઉમરગાવ | મીડલ સ્કુલ |
| બોરડી | હાઇસ્કુલ |
| દહેણુ | મીડલ સ્કુલ |
| ચીંચન–તારાપુર | હાઇસ્કુલ |
| વસાઇ | હાઇસ્કુલ |

કેટલીક શાળાઓ વચ્ચે સાત માઇલ જેટલું અંતર પણ નથી.

વલસાડથી ખંભાત સુધીનો દરીઆ કીનારો રેલ્વે લાઇનથી જરા દૂર છે અને તેને પરિણામે ગુજરાત તેનો લાભ બહુ જ થોડો લે છે, પણ અમે જાણીએ છીએ કે ઉત્તરના ભાગોમાં પણ બહુ સારાં સ્થળો છે. ગુજરાતી શિક્ષણકારો આ બાબતનો વિચાર કરશે?

સુ. મ.

---

## ભીલ સેવામંડળ

પંચમહાલના દાહોદ અને ઝાલોદ તાલુકાઓમાં આશરે એક લાખ ભીલોની વસ્તી છે. તેમનામાં શિક્ષણ તથા સુસંસ્કારનો પ્રચાર કરવા માટે આ મંડળ સ્થપાયું છે અને તેના કાર્યને ત્રણ વર્ષ પુરાં થયાં છે. વીસમી સદીની શરૂઆત સુધી આપણી પછાત અને અભણ કોમોની ઉન્નતિને માટે જેટલું કાર્ય થયું હતું તે સઘળું ખ્રીસ્તી મીશનોની મારફતે થયેલું. તેની સાથે સાથે કેટલાક મુસલમાન પીર અથવા સાધુઓએ આવી પછાત કોમોને ઇસ્લામ ધર્મની અંદર દાખલ કરી હતી. તદ્દન નિઃસ્વાર્થ બુદ્ધિથી અને માત્ર ભ્રાતૃભાવની લાગણીથી પ્રેરાઇને જે મંડળો પછાત કોમોને મદદ કરી રહ્યાં છે તેમાં આ સંસ્થાને ઉચ્ચ સ્થાન આપવાનું છે. તેના સ્થાપક ભાઇ અમૃતલાલ ઠક્કરને આખું ગુજરાત ઓળખે છે. એમનાં મંડળમાં ૧૬ સ્વયંસેવકો ત્રણ વર્ષની સેવા કરવા માટે જોડાયા છે અને શિક્ષણના કામ માટે બીજા ૧૬ ભાઇઓને રોકવામાં આવ્યા છે. મંડળ તરફથી મીરાખેડી, જેસાવાડા તથા ઝાલોદમાં આશ્રમો સ્થપાયાં છે, તેમાં વિદ્યાર્થીઓને માટે વસતિગૃહ હોઇ ત્યાંની શાળાઓમાં શિક્ષણ અપાય છે. સામાન્ય શિક્ષણ ઉપરાંત, કાંતવાનું, વણવાનું, ખેતીવાડીનું વગેરે કામો શીખવવામાં આવે છે.

ત્રણ આશ્રમોની ઉપરાંત જુદે જુદે સ્થળે સાત શાળાઓ કાઢવામાં આવી છે તેમાં લગભગ ૩૦૦ છોકરાં આજે ભણે છે. ભીલ પ્રજામાં ધાર્મિક ભાવનાની ખીલવણી થાય તેટલા માટે જેસાવાડામાં એક મંદિર બાંધવામાં આવ્યું છે, અને ભજન મંડળીઓનો પ્રચાર વધતો જાય છે. મંડળ તરફથી બે દવાખાનાં ચલાવવામાં આવે છે અને આ બધાં

કાર્યને માટે વાર્ષિક રૂ. ૧૮૪૩૭ નો ખર્ચ થયો છે. ખ્રીસ્તી લોકો પણ શાળાઓ, મંદિરો, દવાખાનાં વિગેરે કાઢીને પોતાનો ધર્મ ફેલાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ મંડળ તેમના પ્રતિસ્પર્ધિ તરીકે નહીં પણ સંપૂર્ણ સેવાભાવથી ભીલ જેવી પછાત કોમની સેવા બજાવી રહ્યું છે. સહકારી મંડળીઓનો પ્રચાર થાય તો ભીલોની આર્થિક સ્થિતિ સુધરે એવા હેતુથી 'ઠક્કર બાપા'એ સહકાર્યનું કામ પણ સારી રીતે જમાવ્યું છે. દારૂનિષેધ તથા વેઠની બાબતમાં સરકાર સાથે તેમને મતભેદ હોય એ સ્વાભાવિક છે અને એકંદરે સરકારે જેટલી મદદ આ સંસ્થાને કરવી જોઇએ તેટલી કરી નથી, અને કેટલાક જુઠ્ઠા કેસો મંડળના કાર્યકર્તાઓ વિરૂદ્ધ ઉભા કર્યા હતા, જે સારે નસીબે નિષ્ફળ નિવડયા. ભાઇ અમૃતલાલ ઠક્કરના કામને વખાણવાની જરૂર ન હોય, પણ ગુજરાતના ધનિક શેઠીઆ તથા ધાર્મિક બંધુઓ પોતાની પવિત્ર ફરજ સમજીને આ ગુજરાતના દેશસેવકને મદદ કરતા રહે એવું અમે ઇચ્છીશું, અને ગુજરાતના નૌજુવાનો જેમને સ્વરાજ્યને માટે તીવ્ર તૃષ્ણા હોય તેમણે આવાં કાર્યોમાં જોડાઇને પોતાની મહત્વાકાંક્ષા પાર પાડવાની છે.

સુ. મ.

---

## વાંકળના કાળીપરજ

જેવી રીતે સુરત તથા નવસારી જીલ્લાના કાળીપરજોમાં આત્મસુધારણાને માટે ચળવળ ચાલી રહી છે તેવી જ રીતે વાંકળના કાળીપરજોમાં પણ નવો જુસ્સો આવ્યો છે. આ પ્રદેશ તાપી તથા નર્મદા નદીઓની વચ્ચે આવ્યો છે અને તેમાં નવસારી કાળીપરજ સંકટ નિવારક મંડળ તરફથી વિદ્યાર્થી આશ્રમ એક વર્ષથી સ્થપાયું છે. વડોદરા રાજ્યમાં કેળવણી મફત અને ફરજીઆત હોવાને લીધે કેળવણી આપવાનો ઉદ્યોગ તથા ખર્ચ સેવામંડળને માથે પડે તેમ નથી. તે છતાં સરકારી બોર્ડીંગોમાં જે સંખ્યા રાખવાની ઠરેલી હોય છે તેના કરતાં વધારે મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓને લાભ મળે તેટલા માટે આશ્રમ સ્થાપવાની આવશ્યક્તા હોય છે.

આ આશ્રમનો આત્મા બાપુરાવ વડવળે છે અને પૈસાની તંગીને લીધે તેમણે પોતાના ઘરમાં જ વિદ્યાર્થીઓને રાખ્યા છે. શિક્ષણ સરકારી શાળામાં અપાય છે પણ તે ઉપરાંત ખેતીવાડીના તથા સુતારી કામના શિક્ષણને માટે, તેમ જ શારીરિક કેળવણી અને ધાર્મિક તથા રાષ્ટ્રીય ભાવનાની ખીલવણીને માટે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી છે.

આખા વાંકળ તાલુકામાં એક જ સરકારી શાળા હોવાને લીધે વેરાકુઇ તથા ઇશનપુર એ બે ગામડાંમાં શાળાઓ ખોલવામાં આવી છે. આ મંડળની દેખરેખ અને વ્યવસ્થા કાળીપરજ મંડળને હસ્તક છે જેના પ્રમુખ ડૉ. સુમન્ત મહેતા છે. આ સંસ્થાને જેમ જેમ નાણાંની મદદ મળતી રહેશે તેમ તેનાં કાર્યમાં વૃદ્ધિ થશે કારણ કે હજી ઘણાં ગામોમાં સ્વતંત્ર શાળાઓ કાઢવાની જરૂર છે.

સુ. મ.

# પુસ્તકપરિચય અને સ્વીકાર

**આહાર શાસ્ત્ર પ્રવેશિકાઃ**—લેખક રા. દ. રા. જોગળેકર, બી. એ., અને રા. કૃ. રા. સંત, બી. એ., વડોદરા. છપાવી પ્રસિદ્ધ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી . કિંમત આઠ આના.

વડોદરા રાજ્યે ઘણી બાબતમાં અને ખાસ કરીને કેળવણીના વિષયમાં ઘણા પ્રયોગ કર્યા છે અને કરે છે. આઠેક વર્ષ પર અમેરિકાની સિનસિનેટીની વિદ્યાપીઠના ગૃહવિદ્યાનાં અધ્યાપિકા મિસિસ એ. જી. સ્ટ્રોન્ગને ગાયકવાડ સરકારે તે વિષયનું જ્ઞાન પોતાની પ્રજાને અપાવવા માટે ખાસ રોક્યાં હતાં. તેમની દેખરેખ નીચે એક વર્ગ ખોલવામાં આવ્યો અને તેમાં કેળવણી તથા ખાનગી ખાતામાંથી ગ્રેજ્યુએટસને પસંદગીથી લેવામાં આવ્યા હતા. આ સંકીર્ણ વિષય સમજવા પૂરતું પદાર્થવિજ્ઞાન, રસાયન, જીવવિદ્યા વિ૦ વિષયો માટે નિષ્ણાત અધ્યાપકોની નિમણુક થઇ હતી. આવો વર્ગ કાઢવાનો હેતુ એ હતો કે તેના વિદ્યાર્થીઓ, આગળ ઉપર આ વિષયના શિક્ષકો તરીકે તૈયાર થાય અને તે વિષય માતૃભાષામાં ગુજરાતી અને મરાઠી શાળાઓમાં શિખવી શકાય. રા. જોગળેકર અને સંત તે વર્ગમાં આગળ પડતા વિદ્યાર્થીઓ હતા.

એકલા ગુજરાતમાં નહિ પણ આખા હિંદની અન્ય ભાષામાં આહાર માટે શાસ્ત્રીય દૃષ્ટિએ કોઇ પુસ્તક લખાયું હોય એવું જાણ્યામાં આવ્યું નથી, જો કે પાકશાસ્ત્ર, ભોજનદર્પણ, ભોજન પ્રકાશ, પાકપ્રણાલી, એવાં નામનાં પુસ્તકો ગુજરાતી, મરાઠી, બંગાળી અને બીજી ભાષાઓમાં પ્રગટ થયાં છે. જે પુસ્તકોનો પરિચય થયો છે તે પરથી જણાય છે કે તેમા હકીમના નુસ્ખાની માફક અમુક પદાર્થો અમુક માપમાં લઇ અમુક રીતે ગોઠવા, તળવા, બાફવા, ઉકાળવા, ઉભાળવા કે સીજવવા વિષે સૂચના કરેલી હોય છે. પરંતુ સામાન્ય ખાદ્ય પદાર્થોમાં કયા કયા ઘટકો હોય છે, કયા શરીરને જરૂરના છે, કયા પર ગરમીની કેવી અસર થાય છે વિ૦ બાબતો બીલકુલ સમજાવવામાં આવતી નથી. પરિણામે તેવા પાકશાસ્ત્રોમાં ઘરડા ડોશીમાની વાતો સિવાય બીજું કશું હોતું નથી.

રા. જોગળેકર અને સંતે લખેલું પુસ્તક શાસ્ત્રીય દૃષ્ટિએ ઘણું સારૂં છે. તેમણે મૂળ 'આહારશાસ્ત્ર પ્રવેશ' નામનું પુસ્તક મરાઠીમાં લખ્યું અને તેનો તરજુમો 'આહાર શાસ્ત્ર પ્રવેશિકા' તરીકે ગુ. વ. સો. એ પ્રસિદ્ધ કર્યો છે.

આવાં પુસ્તકોની ગુજરાતને ઘણી જરૂર છે અને આવો પ્રયાસ ચાલુ રહે એવું ઇચ્છીએ છીએ.

મો. અલમૌલા

**રઢીયાળી રાત, ભાગ ૨ જો**—સંગ્રાહક ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક અમૃતલાલ દલપતભાઇ શેઠ. મૂલ્ય એક રૂપિયો.

લોકસાહિત્યના ક્ષેત્રમાં આ ઉત્સાહી કાર્યકર્તાને આ પ્રકાશન માટે અમે અભિનન્દન આપીએ છીએ. આ ક્ષેત્રમાં પહેલ કરવાનું માન સદ્ગત સાક્ષર રણજીતરામ વાવાભાઇને ઘટે છે. તેમણે હજી સુધી અલિખિત રહેલા એ સાહિત્ય તરફ ધ્યાન ખેંચ્યું, તેનું રહસ્ય અને મહત્ત્વ સમજાવ્યું અને તેના રસનું પાન કરાવ્યું. તેમના અકસ્માત મૃત્યુ પછી આ કામ કોઇ કોઇ અંગત શોખથી કરતું હતું પણ તે છૂટું છવાયું થતું હતું. કોઇએ એ જ કામને લક્ષ્ય કર્યું ન હતું. તે પછી સૌરાષ્ટ્ર સાપ્તાહિક નીકળતાં, તેને અંગે અનેક સાહિત્ય પ્રવૃત્તિ અને પ્રકાશનનું કામ હાથ ધરાતાં શ્રી મેઘાણીએ આ હજી અણખેડેલા ક્ષેત્ર તરફ નજર કરી અને સારો ફાલ પણ મેળવ્યો અને ગુજરાત આગળ ધર્યો છે.

એ તો કહેવાની જરૂર નથી કે આ કામમાં શ્રી મેઘાણીને સારી ફતેહ મળી છે. એ ફતેહનાં કારણો જોવા યોગ્ય છે અને તેથી સાહિત્યના વિકાસ ઉપર પણ કેટલોક પ્રકાશ પડશે. આ કારણોમાં મુખ્ય તો અસહકારને અંગે સમસ્ત જીવનમાં આપણી દૃષ્ટિ સ્વદેશ તરફ વળી એ છે. અસહકારના આદ્યદ્રષ્ટા ગાંધીજીએ કોઇવાર લોકગીતો સંબંધી ખાસ કહ્યું સ્મરણમાં નથી, તેમણે આ વિષય માટે ખાસ આગ્રહ તો નથી જ કર્યો, પણ તેમની પ્રવૃત્તિથી જે નવું ચેતન સ્ફૂર્યું તે જીવનના સર્વ પ્રદેશમાં વિલસ્યું છે અને આ જૂના દુર્લક્ષ્ય પામેલા સાહિત્યને પણ તેણે ફરી સજીવન કર્યું છે. આપણો ધર્મ આપણી કલા આપણું સંગીત આપણું સાહિત્ય એ સર્વ હવે કાંઇ જુદી જ દૃષ્ટિથી લોકસમૂહ જોવા લાગ્યો છેઃ વળી ગાંધીજીએ સાદા જીવન માટે જે આદર ઊભો કર્યો અને દેશના ઉદયને માટે ગામડાનું જે મહત્ત્વ સમજાવ્યું તેથી પણ આ ગ્રામજીવન અને તેની સુંદરતા તરફ લોકોનું લક્ષ્ય ગયું અને આપણા રાસો અને આપણાં ગીતો લોકમાનસને આકર્ષવા લાગ્યાં. સૌરાષ્ટ્ર પત્ર આ અસહકાર પ્રવૃત્તિમાં જ ઉદય પામ્યું છે, તેણે પણ આ પ્રવૃત્તિમાંથી પોષણ મેળવ્યું છે અને લોકગીતોના ભંડારરૂપ કાઠિયાવાડમાંથી તેણે લોકસાહિત્યને લઇ સંગ્રહી પોતાનું નામ અને સ્થાન સાર્થક કરવા માંડયાં છે.

આ સર્વ સામાન્ય બલો ઉપરાંત આ કાર્યમાં શ્રી મેઘાણીને ફતેહ મળવાનું એક અંગત કારણ છે. તેઓ અંગ્રેજી કેળવણીના સંસ્કાર પામેલા છે, તેમનામાં આ કામને માટે ઉત્સાહ છે, જૂના જીવનમાંથી તેમને રસ લેતાં આવડે છે, તે સર્વ સામગ્રી ઉપરાંત તેમની ફતેહનું ખાસ કારણ તેમનો કંઠ અને જૂના રાસોના રાગો ગ્રહણ કરવાની તેમની શક્તિ છે. સદ્ગત રણજીતરામને, અંગ્રેજ ટીકાકાર લેંબની પેઠે, ગાવાનો મ્હાવરોજ નહોતો. અને લોકકાવ્ય લોકસંગીત વિના સજીવન થઇ શકતું નથી. સંગીત અને કાવ્ય અને કવચિત્ નૃત્ય એ ત્રણેય મળીને લોકગીતનો દેહ બંધાયો છે. ગીત અને કાવ્ય બન્ને ત્યાં ઓતપ્રોત થયેલાં છે. લોકગીતમાં કોઇ કોઇ જગાએ તો કાવ્ય કરતાં ગીત જ પ્રધાન છે તે એટલે સુધી કે તેમાંથી ગીત કાઢી લ્યો તો વાંચન કે પઠનથી ઉપભોગ કરવા જેટલું તેમાં કાવ્ય મળે પણ નહિ. આ ગીત અને કાવ્ય બન્ને પોતે ગ્રહણ કરીને શ્રી મેઘાણીએ ગુજરાત પાસે ગ્રહણ કરાવ્યાં છે. પણ હજી ગુજરાતના વાંચનાર વર્ગે તે બરાબર ગ્રહણ કર્યાં ન ગણાય. જ્યારે આપણો શિક્ષિત વર્ગ એ ગીતોનાં અસલ અને જીવન્ત સંગ્રહસ્થાનો જ નહિ પણ

સંસ્થાઓ જેવા આપણા ગામડામાંથી એ રસ લેશે, કૃત્રિમ તટસ્થતાથી–ગ્રામજીવનથી દૂર ઊભાં રહી પ્રેક્ષક તરીકે નિહાળીને નહિ પણ એ રસપ્રવાહમાં પોતે ભળશે વહશે અને એક થશે ત્યારે લોકગીતોનો તેણે ખરેખરો આદર કર્યો ગણાશે. અને ત્યાર પછી લોકગીત આપણા સાહિત્યમાં નવે અવતારે અવતરશે.

આ સંગ્રહ પણ ગયા સંગ્રહ જેવો જ કાળજીથી કરેલો છે. આ ભાગમાં, લોકગીતની પછવાડે, તેની ભોંયરૂપ રહેલી લોકસૃષ્ટિનો પરિચય આપેલો છે એ તરફ અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. તેમાં ગ્રામજીવનનું લેખીની ચિત્ર આપેલું છે. અને લોકગીતમાં ઉલ્લેખ પામતાં ગ્રામજીવનનાં જુદાં જુદાં અંગોનું શું રહસ્ય છે તે સ્ફુટ કરી બતાવ્યું છે, તે ઉપરાંત દરેક ગીત સંબંધી ટૂંકી ટીકા છૂટી છાપી છે. આ પુસ્તક પણ પહેલાંનાં પુસ્તકો પેઠે રસથી વંચાશે એમ અમે આશા રાખીએ છીએ.

**सायन पंचांग**—कर्ता हरिहर प्राणशंकर भट्ट, कृष्णाराम व्हालजी भट्ट, नारायण सदाशिव मराठे, गुजरात पंचांग संशोधन मंडळना सभ्यो, प्रकाशक हरिहर प्राणशंकर भट्ट, राष्ट्रीय विद्यामंदिर, सत्याग्रहाश्रम.

साबरमती पंचांग मिलनेका पत्ता: (१) दक्षिणामूर्ति भवन, भावनगर (काठियावाड) (२) गोविंद जनार्दन विंझे, गणेश मंडळोचें दुकान, बुधवार पेठ, पूना (सिटि) मूल्य दो आने.

આ અત્યંત ઉપયોગી પુસ્તકને હિંદીમાં પ્રકાશિત કરી આખા હિંદુસ્તાનને સુગમ કરી આપ્યું એ યોગ્ય જ કર્યું છે. હિંદુસ્તાનનાં દરેક સ્થળનાં ગણિતો પણ આપેલાં હોવાથી સર્વ સ્થળને માટે આ ઉપયોગી છે. ગ્રહોની ખરેખરી સ્થિતિ પ્રમાણે આ પંચાગ હોવાથી આ ગ્રંથને ખગોળના વ્યાકરણ જેવો ગણવો જોઈએ અને જૂનાં ટીપણાં પેઠે જ દરેક ઘરમાં એ રાખવું જોઈએ.

**લાલચીન**—પ્રયોજક ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ. પ્રકાશક મેસર્સ વર્ધમાન ઍન્ડ સન્સ પાયધુની, મુંબઈ મૂલ્ય રૂ. ૩–૦–૦ ઐતિહાસિક નવલકથા, હિંદીનો અનુવાદ.

**ऋषि दयानन्द के चरणोंमे शिवरात्रिकी भेट**—लेखक प्रो. गोपीचन्द्र.

**आयुर्वेद**—મનુષ્યજીવન શાસ્ત્ર, પ્રાણાચાર્ય ડૉ. પોપટ પ્રભુરામ એલ. એમ. એસ. પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ. અમદાવાદમા ભરાયેલા ગુજરાત આયુર્વેદિક કૉન્ફરન્સના પ્રમુખપદેથી આપેલું ભાષણ.

**अलंकार**—स्नातक मंडल गुरुकुल कांगडीका मुखपत्र, मुख्य संपादक प्रो. सत्यव्रत सिद्धान्तालंकार वार्षिक मूल्य रु. ३)

# જ્ઞાનગોચરી.

### ગુજરાતનો ઇતિહાસ

ગુજરાતનો થોડોક ઇતિહાસ વિચારીશું ?

૭૧૬ ની સાલમાં પારસીઓ દક્ષિણ ગુજરાતને કાંઠે ઉતર્યાં, સંજાણમાં જાદી રાજાના રાજ્યમાં. તે પછી ૭૪૬ માં વનરાજદેવે અણહિલ્લપુર પાટણ વસાવ્યું. તે પછી ઇ. સ. ૧૧૭૬ માં શ્રીમાલ નગર ભાગ્યું ને શ્રીમાલીઓ ઉત્તર ગુજરાતમાં ઉતર્યા; સિદ્ધરાજ જયસિંહના રાજ્યમાં પરાશરના અરણ્યમાંથી પાટણમાં.

તે પહેલાં, બસ્સોક વર્ષ ઉપર એક સાલની આસપાસ મહારાજ મૂળરાજ સોલંકીએ ઉદીચ્યોને ટાળકીયા ઉદીચ્યોને ઉત્તર દેશમાંથી પાટણમાં નોતર્યાં.

શ્રીમાળીઓના ગુજરાતમાં ઉતર્યાં પછી સોએક વરસે ૧૩ મા સૈકાની છેક આખરે ઈસ્લામે ગુજરાત જિત્યું ને પાટણમાં ક્ષત્રીય વાવટો ઉતારી ઇસ્લામી નીશાન ફરકાવ્યાં. ત્યહારથી ઇસ્લામે ગુજરાતમાં વસવાટ માંડયો.

તે પછી સોએ વર્ષે ઇ. સ. ૧૪૧૨ માં ગુજરાતના અહમ્મદશાહ બાદશાહે અમદાવાદ વસાવ્યું, ને સ્હાડી છસ્સોએક વર્ષ ગુજરાતનું રાજધાનીપદ ભોગવી પાટણ સદાનું ગુજરાતનું પાટનગર મટી ગયું.

અમદાવાદ જૈનપુરી કહેવાય છે, એમ ઇસ્લામનગરી યે કહી શકાય. ત્રણસો વર્ષ ગુજરાતની ઈસ્લામી રાજધાની. એક હજાર મસજીદોના એ હજાર તેડાઓ જાણે આભને ટેકવતા ને એક હજાર તેડાઓ ઉપરથી નીમાઝની બાંગ આસ્માનને ગજવતી.

હવે બે જ સવાલો કહી આપને પજવીશ.

૧૪૭૧ માં મહમદ બેગડાએ જૂનાગઢ લીધું, ને નાગબાઈના ને નરસિંહના શાપ રા' માંડળિકને નડયાઃ અને કહેવાય છે કે ૧૪૭૦ માં નરસિંહ મહેતાને ભગવાને હાર આપ્યો.

મીરાંબાઈ પ્રતાપ રાણાનાં કાકી હતાં, ઉદા રાણાનાં વિધવા ભાભી હતાં એ હવે મેવાડનો ઇતિહાસ ને મેવાડના શામળદાસજી કવિ સ્પષ્ટ કહે છે. અકબર બાદશાહે ઉદા રાણાને હરાવીને ચિત્તોડ લીધું ૧૫૬૮ માં. મીરાંબાઇ, સુરદાસજી, તુલસીદાસજી, હરિદાસજી સહુ થયાં અકબરશાહના રાજ્યસમયમાં.

આ તારીખો તો સર્વવિદિત જેવી જ છે ને ? સન્નારીઓને ને સજ્જનો ! નરસિંહ મીરાંની પૂર્વે ગુજરાતી કવિઓ નથી થયા એમ નહીં. પણ આદિકવિનું માન સંસ્કૃતમાં વાલ્મીકિજીને છે, ઇંગ્લંડમાં ચૌસરને છે, તેમ ગુજરાતીમાં નરસિંહ મેહેતાને છે.

ગુજરાતી ભાષાના એ આદિ કવિની યે પૂર્વે પોણા બસ્સો વરસથી ઇસ્લામીઓ ગુજરાતીઓ, સવા સાતસો વરસથી અણહિલ્લપુર પાટણની સ્થાપના પૂર્વે ત્રીસેક વર્ષથી પારસીઓ ગુજરાતીઓ છે.

ઉદીચ્યો કે શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણીયા, દશા કે વીસા શ્રીમાળી સોની, સકલ શ્રીમાળીઓ કરતાં-મ્હારા પૂર્વજો કરતાં પારસીઓ ઓછા ગુજરાતી નથી. બન્ને ય આઠમા ને બારમા સૈકાથી ગુજરાતીઓઃ ઈસ્લામીઓ ને પારસીઓ નરસિંહ-મીરાની પહેલાના ગુજરાતીઓ છે. પારસીઓ પાટણ પહેલાંના ગુજરાતીઓ છે.

યુનાઇટેડ સ્ટેટસના કેનેડાના અમેરિકનો અમેરિકન્સ થયા તે પહેલા ૮૦૦ વરસથી પારસીઓ ગુજરાતીઓ છે. દક્ષિણ આફ્રિકાના આફ્રિકન્સ થયા પૂર્વે ચારસોક વરસથી ઇસ્લામીઓ ગુજરાતીઓ છે.

**શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિના વ્યાખ્યાનમાંથી**

# ભાષાનો વિકાસ

ભાષા ઉત્પન્ન થઇ ત્યારથી તે આજ સુધીમાં તેનું કેવી રીતે સંવર્ધન થયું, જુદી જુદી જાતોએ પોતાની શક્તિ અભિરુચિ ઉપયોગ વગેરે માટે તેને અનુકૂલ કેવી રીતે બનાવી તેનો વિસ્તૃત કે સંક્ષિપ્ત ઇતિહાસ પણ એક સાથે ન્હાના લેખમાં સમાવવો અશક્ય છે. પરન્તુ પ્રજાના સાહિત્યને જ્ઞાનના બધા પ્રદેશોમાં સમૃદ્ધ કરવા માટે, વપરાતી ભાષામાં વધારે વાહકતા, અત્યારે તે છે તેના કરતાં વધારે યોગ્યતા લાવવાની જરૂર બધા ભાષાના અભ્યાસીઓ કબૂલ કરે છે અને ભાષાની એ પ્રકારની પ્રગતિ અનુકૂલ અને સાચી દિશામાં ક્યારે થઇ ગણાય તે નિશ્ચિત કરવાનું કાર્ય ભાષાશાસ્ત્રીઓનું છે. સાહિત્ય માટે ભાષાનો વ્યવહાર કરનારા સાહિત્યકારો પોતપોતાનાં વક્તવ્ય માટે ભાષામાં નવાનવા પ્રયોગો કરે છે અને ભાષાશાસ્ત્રીઓ એ પ્રયોગોની સફલતા નિષ્ફલતા તપાસે છે, જ્યારે વૈયાકરણો તે પ્રયોગનું પૃથક્કરણ અને વિવરણ કરે છે.

**ભાષાની ઉત્પત્તિ**

એ બધાં કાર્યો યોગ્ય રીતે સિદ્ધ કરવા માટે ભાષાઓના ઐતિહાસિક જ્ઞાનની આવશ્યકતા છે. મનુષ્યે માનવતા પ્રાપ્ત કર્યા પછી ઘણે લાંબે કાલે વાણીની શોધ થઇ છે. મનુષ્યના સ્વભાવમાં સામાજિકતાનો અંશ છે, તે ટોળે મળીને જીવનાર પ્રાણીના વર્ગમાં છે, અને પોતાના આવેશો કે લાગણીઓ પોતાના બન્ધુને નિવેદન કરવાની ઉત્કટ ઇચ્છામાંથી વાચાની ઉત્પત્તિ છે. બીજાં પ્રાણીઓમાં પણ બીજાંઓ જોડે વ્યવહાર કરવાનો સ્વભાવ હોય છે, કિન્તુ અવાજ અને વિચારશક્તિની ઉણપને લઇને પ્રાણીઓ પોતાના અવાજને વિકસિત કરી વાણીની કોટિ સુધી લઇ જઇ શક્યાં નથી. માણસની દશા પણ વ્યવહાર કરવા માટે અવાજના ઉપયોગ પૂરતી ઘણા કાલ સુધી પ્રાણીઓના જેવી જ રહી હશે પરન્તુ એ જ મોટો ભેદ છે કે જ્યારે કુતરા બિલાડાં ગાય ભેંસ ઘોડાં વગેરે પ્રાણીઓ, જો કે તેમાંનાં ઘણાં સમજણમાં આગળ વધેલ છતાં, તેમના વ્યવહારની વાણીમાં આટલાં વરસો પછી પણ જ્યારે કશો ફેર પડયો નથી, ત્યારે માણસે મનુષ્ય મનુષ્ય વચ્ચેના વ્યવહારનાં સાધન તરીકે વાણીની શોધ કર્યા પછી આજે તેમાં ઘણું આગળ વધી શકાયું છે, એટલું જ નહીં પરંતુ જેમ જેમ વખત જતો જશે તેમ તેમ એ શોધનો વિકાસ અને પ્રગતિ થયાં જ કરશે.

**ઉપયોગમાં આવતાં આવતાં થયેલી વાણી**

જંગલી દશામાં માણસની તેના બન્ધુ જોડે વ્યવહાર કરવાની વૃત્તિ તો ઉત્કટ હતી જ; જો કે એ વ્યવહાર માટે તેની પાસે અવાજ ઉપરાંત અભિનય વગેરે બીજાં સાધનો પણ હતા. પણ વ્યવહારના વાહન તરીકે કેવલ અવાજ નકામો છે કારણ કે છીંકનો, દુઃખનો, ખોંખારાનો વગેરે માણસના અવાજો કાંઇ વાચા તરીકે કે બીજાનું લક્ષ્ય ખેંચવા માટે વ્યવહારાયા નથી. પણ અવાજના ઉચ્ચાવચપણા વડે, તેની જુદી જુદી વિકૃતિઓ વડે, માણસે સામો માણસ સમજે તેવા સંકેતો રચ્યા. તે બધી ભાષા-

એના સ્વર વ્યંજનો છે. દરેક શબ્દનો ઇતિહાસ હમેશાં મળી શકે નહીં તો પણ ઘણા શબ્દોને છેક ઉત્પત્તિથી આજસુધી તપાસતાં જણાય છે કે તે શબ્દસંજ્ઞા અમુકજ તેના આજના અર્થમાં પહેલેથી વપરાતી આવેલ નથી પણ એકથી વધારે મનુષ્યોના સામાન્ય અનુભવમાંથી જે શબ્દની ઉત્પત્તિ થઇ તે ઉત્પત્તિમાં પ્રસંગોપાત્ત જુદા જુદા પ્રકારના સુધારાઓ થતાં આજનો શબ્દ બન્યો છે. આ વિકાસ પણ ચાલુ જ છે, કેમકે આજે એક શબ્દ જે વિશિષ્ટ અર્થમાં યોજાય છે તે જ અર્થ તેનો હમેશાં રહેશે નહીં.

**વાણીનું અધિકરણ અને ફેરફાર.**

એક બોલીમાં ઇશ્વર માટે જે શબ્દ વપરાય છે તે પહેલાં તો એ પ્રદેશના એક મોટા પર્વતનું નામ હતું. આ ઉપરથી એ બોલી બોલનારના મનમાં ઇશ્વર એ પેલા પર્વતનો ખ્યાલ આપે તેવો હોવો જોઇએ એ જોઇ શકાય છે. તે જ પ્રમાણે બોલીના બધા શબ્દો પ્રકૃતિ સાથેના સામ્યના અનુભવમાંથી યોજાયા હોય તેમ સંભવે છે. જેમ જેમ માણસોની સંખ્યા વધતી ગઇ અને એક ટોળાંનાં અનેક ટોળાં થયાં તેમ તેમ તેમની બોલીમાં પણ ફેરફાર થતો ગયો. આ ફેરફાર બે કારણોને લીધે અનિવાર્ય હતો. એક તો દરેક મનુષ્યની ઉચ્ચારણશક્તિમાં રહેલી ભિન્નતાને લીધે વિખૂટાં પડી ગયેલાં ટોળાંઓના ઉચ્ચારો વચ્ચેનો ભેદ દિવસે દિવસે વધતો ગયો. બીજું એ કે માણસના સ્વભાવો અને અભિરુચિઓ ભિન્ન હોવાને લીધે એક પ્રકારનો સ્વભાવ જે વાચાનો વારંવાર અને અનેક અખ્તરા સહિત પ્રયોગ કરે અને એ રીતે વાણીના એ અંશને અભિવૃદ્ધ કરે તેથી ઉલટું બીજા સ્વભાવને એ અંશમાંની અભિવૃદ્ધિની ખપ જ નહોય તેથી ત્યાં હોય તેટલો અંશપણ નષ્ટપ્રાય કે વિકૃત બની જાય. અંગ્રેજીમાં વહાણવટાને લગતા શબ્દો છે, અરબ્બીમાં અક્ષરગણિત માટેના, ગ્રીકમાં તર્કશાસ્ત્ર માટેના છે, તેટલા શબ્દો બીજી ભાષામાં નથી; તે એ એક વિષયમાં પારંગતિ પ્રાપ્ત કરવાના પ્રયાસનું પરિણામ છે. ભવિષ્યમાં પણ યાંત્રિક કે વીજળિક શોધો માટેના શબ્દો દરેક ભાષાને તે યંત્રની મૂળશોધના દેશની ભાષામાંથી મળી શકે, એ, ઉપર જે વૃત્તિનું નિરૂપણ થયું તેનું વિકસિત પરિણામ માત્ર છે.

**ભાષાના ઉપયોગનું પરિણામ**

ભાષાની ઉત્પત્તિ મનુષ્યનો પોતાના વિચારો કે આવેશો બીજાને વ્યક્ત કરવાની ઇચ્છામાંથી છે તેથી તેના વિકાસનો આધાર એ ઇચ્છા, અને એ વિચાર, ઊર્મિ, આવેશ વગેરે સમજવાની અને જે રીતે સમજે તે રીતે વ્યક્ત કરવાની માણસની શક્તિ ઉપર રહેલો છે. એટલું સ્પષ્ટ છે કે માણસ વાણી દ્વારા તેના બન્ધુ જોડે વ્યવહાર કરવા માંડયો ત્યારથી તેની કેળવણીમાં એક મહત્ત્વનું સાધન ઉમેરાયું અને વાણીને લીધે માણસ પોતાની ઊર્મિઓને અને વિચારોને વધારે સ્ફુટ અને વધારે સ્પષ્ટ સ્વરૂપમાં જોતાં શીખ્યો અને પછી એ અનુભવોને વધારે સ્પષ્ટ સ્વરૂપમાં મૂકતાં શીખ્યો, અને એકબીજાના અનુભવથી શીખી શીખીને તેણે વાણીને તેના તે વખતના જીવન માટેના ઉપયોગપૂરતી વાહક બનાવી. એ વખત સુધી વાણીની બધી વાહકશક્તિ તેના શબ્દોમાં નહોતી, કારણકે આવેશની તીવ્રતા અવાજના ઉચ્ચાવચપણા વડે નિર્દિષ્ટ થતી અને વાણીની બીજી ઊણપો હાથ પગ મ્હોંના બીજા અભિનયો અને સંકેતો વડે પૂરાતી. આ બધા સંકેતો સામાન્ય અને એ અર્થમાં સર્વમાન્ય

હોવાને લીધેજ માણસની વૃત્તિના પ્રકટીકરણના સાધન તરીકે તેનો ઉપયોગ થઇ શકવો સંભવિત હતો, કેમકે જો સંકેત કરનારના મનમા તેનો એક અર્થ હોત અને જોનાર સાભળનાર તેને જુદા અર્થમા વ્યવહરતો હોત તો બન્ને વચ્ચે વ્યવહાર અશક્ય થઇ પડત. આમા ભાષાનું એક મહત્ત્વનું સૂત્ર એ સિદ્ધ થાય છે કે ભાષા જો કે મનુષ્યના વિચારો અનુભવો વગેરે બીજાને વ્યક્ત કરવા માટે હોવા છતા એ વિચારો અને એ અનુભવો બીજો માણસ તે જ સ્વરૂપમા સમજે તે તેનો પ્રધાન ઉદ્દેશ છે. આના સમર્થન માટે કોઇ સાહેબે ગીતા મગાવેલી તેની વાત કહી શકાય

ભાષાના વિકાસમા લેખનની શોધ થઇ ત્યારથી તેમા ઘણા મહત્ત્વના વધારા થયા.

**વાણીમાંથી ભાષા સ્થાને આરોહણ**

લેખિત સંકેતોમા અવાજ કે અભિનયની વાહકશક્તિ ન હોવાને લીધે, જે કાર્ય ઉચ્ચારાતા અવાજથી ને ચિત્રવિચિત્ર અભિનયથી સરતું હતું તે કાર્ય શબ્દો દ્વારા લેવુ પડવાથી શબ્દોની અર્થશક્તિ વધારવાની જરૂર પડવાને પરિણામે વાણીમા શબ્દવૃદ્ધિ અને શબ્દવૈવિધ્ય આવ્યા. તેજ પ્રમાણે વિચારશક્તિનો વિકાસ થતો ગયો, સસ્કૃતિ વધતી ગઇ, અનુભવો વધતા તેમજ બદલાતા ગયા, કેવળ દુઃખ કે ક્રોધ કે જરૂરને પ્રસગેજ પોતાના બન્ધુ સાથે વ્યવહાર કરવાને બદલે સુખદ અનુભવમા પણ તેને ભાગીદાર કરવાની વૃત્તિ જન્મતી ગઇ, તેમ તેમ ભાષામા પણ તે બધા અનુભવો વ્યક્ત કરવા જેટલી સમૃદ્ધિ આવતી ગઇ મનુષ્યની આ પ્રવૃત્તિ ચાલુજ છે, અટકી શકે નહીં તેવી છે અને હજી પણ એ વૃત્તિને પરિણામે ભાષા નવાનવા પ્રયોગોવડે સમૃદ્ધ થતી આવે છે " ઉદાહરણ તરીકે અવલોકનના એક નિબધમા એક વિદ્યાર્થીબાલાએ વાદળા આકાશમા ફાંફા મારતા હતા એમ લખ્યુ હતું. આ ન્હાનું વાક્ય એટલું તો સિદ્ધ કરે છે કે વાદળાઓ ખરે ફાંફા મારતા હોય કે ન હોય પણ પોતાના અનુભવને સ્પષ્ટતમ સ્વરૂપમા વ્યક્ત કરવા માટે તે વિદ્યાર્થીને ફાંફા મારવા પડેલા નહી. આમા અવલોકનની સૂક્ષ્મતા છે અને કરેલ અનુભવને સમર્થ રીતે મૂકવાથી આવેલ ભાષાની સ્પષ્ટતા છે કોઇ આગળ વધી એમ પણ કહી શકે કે તેમા કવિત્વ છે તે બધા લક્ષણો ગણાવી શકાય, તો પણ પ્રસ્તુત વાત એ છે કે એ પ્રયોગમા નવીનતા છે અને નવીનતા સફલ છે.

લેખનની શોધ પછી, છાપખાનાની શોધ થઇ. પણ એ શોધ થયા પૂર્વે જ આજે

**સાહિત્યની ભાષા ઉપર અસર**

આપણે જેને સાહિત્ય ગણવા ટેવાયા છીએ તે સાહિત્યની અસર નીચે ભાષામા અનેકવિધ સુધારા વધારા થઇ ગયા હતા. ભાષા અને સાહિત્ય બન્નેનું મૂલ ઉત્પત્તિ-સ્થાન એક જ હોવા છતા બન્નેમા તાત્ત્વિક ભેદ છે. માણસની વૃત્તિના સર્જકવૃત્તિ અને રક્ષણવૃત્તિ કે ધારકવૃત્તિ એવા અંશો છૂટા પાડતા સાહિત્ય એ તેની સર્જકવૃત્તિનુ પરિણામ છે. જો કે તેમા પણ મનુષ્યની ધારકવૃત્તિ રહેલી છે જ્યારે કોઇ કાંઇ સુન્દર અનુભવ કરે છે અને એ અનુભવનો આસ્વાદ ચિરજીવ રાખવા તેમ જ એ અનુભવનો આસ્વાદ બીજાને આપવા તે ઇચ્છે છે ત્યારે તે અમુક કલાની કૃતિ સર્જે છે કવિઓ અને સાહિત્યકારો પોતાના સર્જન માટે ભાષાનો આશ્રય લે છે. તેમની પ્રતિભાવડે ભાષામા ગૌરવ, વિશદતા, બલ આવે છે

સાહિત્ય ભાષાનો ઉપયોગ કરે છે અને તેની તેમ જ ભાષાની ઉત્પત્તિનાં મૂલ એક જ હોવા છતાં સાહિત્ય ભાષા ઉપર અવલંબતું નથી. ભાષાના વિકાસમાં

**ભાષાના પ્રકાર**

સાહિત્યનું સ્થાન અગ્રગણ્ય છે. મનુષ્યે સાહિત્ય સર્જવાની શરૂઆત કર્યા પછીથી ભાષામાં થયેલો વિકાસ વિવિધ છે અને તેને અનેક સ્વરૂપે તપાસી શકાય. શબ્દોના અર્થમાં થયેલ ફેરફારો, એ અર્થનાં સંકોચન કે સંવર્ધન વગેરે ન્યાયની દૃષ્ટિથી અને ભાષાશાસ્ત્રીની દૃષ્ટિથી તપાસી શકાય. વાક્યરચનાના ફેરફારો, બલ કે ગૌરવ લાવવા માટે કરેલા પ્રયોગો વૈયાકરણની દૃષ્ટિથી તપાસી શકાય તેમ જ સાહિત્યના સાધન તરીકે ભાષાને કલાની દૃષ્ટિથી તપાસી શકાય. આવાં દૃષ્ટિબિન્દુઓમાંથી કોઇ પણ એક રીતે અભ્યાસ કરવાની સરલતા ખાતર વાઙ્‌મયના પ્રકારો અથવા વિભાગો પાડવા જોઇએ. કેમકે એ આખા વિષયને બધાં બિન્દુથી તપાસવાનું ન્હાના લેખમાં ન બને. વાઙ્‌મયના બે પ્રકારઃ અગ્રથિત એટલે બોલવાના સામાન્ય વ્યવહારમાં વપરાતી અને કલાગ્રથિત. કલાગ્રથિતના પણ ગદ્ય અને પદ્ય એવા વિભાગો પડે. વક્તૃત્વની ભાષા પણ કલાગ્રથિત રચનાનો એક પ્રકાર છે, અને તે સામાન્ય રીતે જેને ગદ્ય કહેવામાં આવે છે તેનાથી વિશિષ્ટ છે.

દેશ દેશની ભાષાઓમાં ભિન્નતા છે. અને એ ભિન્નતાનું કારણ એ છે કે મનુષ્યના સ્વભાવમાં ભિન્નતા છે. અને ઘણા લોકો એક જ ભાષાનો ઉપયોગ

**ભાષાના સાર્જકો**

કરે છે તે માત્ર સુગમતા ખાતર છે. સાહિત્યમાં તો એક જ ભાષામાં પણ અનેક સર્જકો હોય અને તેઓ સર્વે પોતપોતાના હેતુ, મનોદશા, સ્વભાવ, પ્રતિભા વગેરે અનુસાર ભાષાના નવા નવા પ્રયોગો કરે. એક ગુજરાતીમાં પણ નર્મદની ભાષા, મણિલાલની ભાષા, ગોવર્દ્ધનરામની ભાષા એ બધી ભાષાઓને વિશિષ્ટ કહી શકાય. ભાષા ભાષા વચ્ચે જેવો તફાવત છે તેવો તફાવત આમાં નથી; કારણ કે આ ભેદ લેખનશૈલીનો છે. અને સાહિત્યનો સર્જક સંસ્કૃત નિયમબદ્ધ રચનાનો પૂજક હોય અથવા તો અનિયત સ્વૈર લેખનનો પક્ષકાર હોય તે પ્રમાણે તેમની શૈલી જૂદી પડે છે. સંસ્કૃત લેખકનું માનસ કલાના નિયમો તેણે જે સ્વીકાર્યા હોય તેને પૂજે છે અને તેનો ભંગ કરવો એ તેને મન અપરાધ છે. બીજા પ્રકારના સર્જકો પોતાના સર્જન માટે કોઇ નિયમ સ્વીકારવો ઇષ્ટ ગણતા નથી. આથી પરિણામ એ આવે છે કે કેટલાક લેખકો કવિતામાં અમુક શબ્દો, અમુક રચનાને તદ્દન વર્જ્ય ગણે છે, જ્યારે બીજાઓ બધાં જ સાધનો સ્વીકાર્ય માને છે. બેશક ગદ્યમાંથી વક્તૃત્વને બાદ કરવું પડે કેમકે વક્તૃત્વના કલામય ઉપયોગ માટે કોઇ પણ શબ્દ કે રચના વર્જ્ય છે જ નહીં.

શબ્દો કે રચનાના આવા વર્જ્યાવર્જ્યપણાની નોંધ અહીં અપ્રસ્તુત હોવા છતાં લેવાનું પ્રાપ્ત થવાનું કારણ એક ખાસ લક્ષણ ઉપર ધ્યાન ખેંચવું

**સાવધાન**

એ છે. હમણાં 'લોક' શબ્દનો પ્રયોગ અતિવ્યાપ્ત થતો જાય છે. અને લોકગીત લોકવાર્તા લોકભાષા વગેરેના ઉત્સાહી પૂજકો લોકોત્તર ભાષાને દૂર કરવી એ જ લોકભાષાને સાહિત્યમાં રૂઢ કરવાનો એક માત્ર ઉપાય સમજી બેસવાની ભૂલ કરે છે. તેમની દલીલ એ છે કે લોકોત્તર ભાષાથી સાહિત્ય લોકહૃદયમાં

સ્થાન પામતું નથી. માટે એ સાહિત્યની ભાષા પણ લોકવ્યાપ્ત હોવી ઘટે. સાહિત્ય કે કલાની દૃષ્ટિએ આ ખોટી દલીલના અનેક પ્રતિવાદ થઇ શકે પણ ભાષાની દૃષ્ટિએ એક જ પ્રતિવાદ ઇષ્ટ છે અને તે એ કે ભાષામાં બધાને સ્થાન છે. સંસ્કૃત નિયમાધીન લેખક કે સ્વૈર અનિયત લેખક બન્ને ભાષાને સમાન ઉપકૃત કરે છે. પણ એક યત્ન તરીકે પણ લોકભાષાને રૂઢ કરવાના હેતુથી બીજા પ્રયોગો દૂર કરવા એ અત્યાર સુધી ભાષાના ઇતિહાસ વિશે જે કહેવામાં આવ્યું તેથી વિરુદ્ધ છે. એ અપકારક છે અને એથી ભાષાના વિકાસ અને પ્રગતિનો હ્રાસ થાય છે.

ઇતર પ્રશ્નો

ભાષાના વિકાસનો વિચાર કરતાં, લેખકની કલા, લેખનશૈલી, વગેરે અનેક પ્રશ્નોનો આમાં છે તેના કરતા વધારે સંપૂર્ણ સ્વરૂપમાં વિચાર થવો ઘટે છે. એટલું જ નહીં પણ ગદ્યકાવ્ય વગેરેની પણ વધારે સ્પષ્ટતા થવી જોઇએ. એ બધા વ્યવસાયો અન્ય સ્થલ,કાલ અને અન્ય જનો માટે રહેવા દીધા છતાં ભાષાના વિકાસ માટેનો એક મુદ્દો સ્પષ્ટ થવાની જરુર છે. તે એ કે બોલવું, વક્તૃત્વ, લેખન, પદ્ય, ગદ્ય, વગેરે બધાનો આશય કર્તાનું વક્તવ્ય બીજાને જેટલું બને તેટલું સ્પષ્ટ થાય એ છે; અને તેનો વિચાર એ જ શૈલીનો વિચાર છે. બોલવામાં ખાસ શૈલી હોતી નથી લેખનમાં પણ એક શૈલી હોતી નથી અને કઇ શૈલી ઉત્તમ તેનું સ્પષ્ટ નિરૂપણ કરવા માટે એક બીજા નિબંધની જરૂર છે; તો પણ એટલું કહી શકાય કે કલામય શૈલીનો વિકાસ એ જ આજના જમાનામાં ભાષાનો વિકાસ છે.

મુનિકુમાર મણિશંકર ભટ્ટ



# નોંધ

**દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ :**

આજે સારાયે હિંદુસ્થાનનું લક્ષ દક્ષિણ આફ્રિકા તરફ ખેંચાયું છે. ત્યાં વસતા હિંદીઓની સ્થિતિ દિવસે દિવસે વિકટ થતી જાય છે અને સર્વ હિંદવાસીઓ કોમી અને પક્ષીય ભેદો ભૂલી જઇ આફ્રિકાવાસી હિંદીઓને પૂરતી સહાય આપવા એક મત થયા છે.

હિંદીઓની વસવાટ નાતાલ પ્રાંતમાં સને ૧૮૬૦ થી શરૂ થઈ. નાતાલ પ્રાંતની પ્રગતિ મજૂરોના અભાવે અટકી પડી હતી, ધંધાની પાયમાલીનો મોટો ભય ઉભો થયો હતો અને વસાહત નિષ્ફળ થશે એમ લાગતું હતું. એવા સમયે હિંદી મજૂરોને ગીરમીટ પદ્ધતિથી લાવવાનું નક્કી થયું, તે સને ૧૯૧૧ માં ગીરમીટ પ્રથા બંધ પડયા સુધી ચાલુ રહ્યું. નાતાલ દેશની આબાદી હિંદી મજૂરોના કારણે છે એમ અનેક વાર કબુલ કરાયું છે.

ગીરમીટ પ્રથાના જુલ્મોથી હિંદી પ્રજા વાકેફ છે; મજૂરોને ફોસલાવી, લલચાવીને લઇ જવામાં આવતા હતા. તેઓ પરદેશમાં રહેવા તૈયાર ન હતા. પણ એમની જરૂર એટલી બધી હતી કે સને ૧૮૭૦ માં ગીરમીટીયા મજૂરને કરારનો દશ વર્ષનો સમય પૂરો થયે હિંદ સુધીનું બોટ–ભાડું આપવાને બદલે વગર કિંમતે જમીન આપવાનું નક્કી થયું અને ખેતી તેમ જ અન્ય ધંધામાં સ્વતંત્ર રહી કામ કરવાનો હક્ક અપાયા.

ગીરમીટીયા મજૂરોની સાથે એમની જરૂરિયાતો પૂરી પાડવા હિંદમાંથી વ્યાપારી વર્ગ દાખલ થયો અને ટ્રાન્સવાલમાં સુવર્ણ યુગ શરૂ થયે એના વિકાસમાં આગલ પડતો ભાગ લીધો.

પણ દેશ જેમ જેમ આબાદ થતો ગયો અને હિંદી મજૂરોની જરૂર ઓછી જણાવા લાગી કે હિંદી વિરૂદ્ધ ચળવળ ઉભી થઈ. ૧૮૯૫ માં ૩ પાઉંડનો માથા વેરો નખાયો. અને ત્યારથી હિંદીઓનાં દુઃખ શરૂ થયાં. એક પછી એક હિંદીઓના હક્ક ડુબવા લાગ્યા અને વર્ણસુગના કારણે હિંદીઓ પ્રત્યેનું વર્તન ક્રૂર થતું ચાલ્યું.

ગીરમીટ પ્રથા સને ૧૯૧૧ માં બંધ થઇ, તે પહેલાં ગાંધીજીની સરદારી નીચે સત્યાગ્રહ ચળવળ શરૂ થઇ ગઇ હતી અને ૮ વર્ષની સતત લડાઇને અંતે સ્મટ્સ–ગાંધી નામે ઓળખાતા કરાર થયા. એ કરારથી નવા હિંદીઓનું આફ્રિકા ગમન બંધ થયું; પણ આફ્રિકામાં વસેલા હિંદીઓના કેટલાક હક્કો પાછા અપાયા અને એમની સ્થિતિ સુધારવા વચન અપાયું.

પણ આફ્રિકાના ઇતિહાસમાં હિંદીઓ તરફના વચનભંગના જ દાખલાઓ મળી આવે છે. મહાવિગ્રહ દરમિયાન હિંદીઓને કાંઇક રાહત મળી, પણ એ પૂરો થયે પાછી સતામણી ચાલુ થઇ. અને એ સતામણી પાછળ રહેલો હિંદીઓને આફ્રિકામાંથી કાઢી મુકવાનો હેતુ અનેકવાર ત્યાંના આગેવાનો પાસેથી સંભળાયો છે.

આફ્રિકાથી આવતા ખબર આજે એક જ પ્રકારના છે. ગોરાઓ ત્યાંના હિંદીઓને રંજાડી રહ્યા છે. કલકત્તાવાળા બીશપ ફીશર હમણાં જ ત્યાં જઇ આવ્યા. હિંદીઓ પ્રત્યેનું ગોરાઓનું વર્તન તેમણે ધિક્કારી કાઢ્યું છે અને ખ્રિસ્તીધર્મના સિદ્ધાન્ત વિરૂદ્ધનું જાહેર કર્યું

છે દક્ષિણ આફ્રિકાના હિંદીઓ તરફથી હિંદુસ્થાનમા હિંદી સરકાર અને હિંદી પ્રજાને આફ્રિકાની પરિસ્થિતિથી વાકેફ કરવા અને તેમની સહાય યાચના હમણા જ એક પ્રતિનિધિમંડળ આવી ગયુ એના સરદાર ડૉ. અબ્દુલ રહેમાનના શબ્દમા એ દુખોનુ વર્ણન નીચે પ્રમાણે આપી શકાય

"બોઅર વિગ્રહની સમાપ્તિ પછી આફ્રિકામા હિંદીઓ તરફનું વર્તન અન્યાયી અને ક્રૂર થતુ ગયુ છે. મહાવિગ્રહના સમય દરમિયાન આ ત્રાસ બધ પડયો હતો, પણ એ વિગ્રહ પૂરો થયે હિંદીઓના ઔદ્યોગિક વ્યાપારી અને રાજકીય હક્કો સામે સતત નિર્દય વિરોધ શરૂ થયો છે હિંદીઓના રાજકીય અને મ્યુનિસિપલ મતાધિકારો લઇ લેવામા આવ્યા છે, અને વ્યાપારી હક્કો એટલા તો નિયત્રિત થયા છે કે ભવિષ્યમા વ્યાપારી માટે કોઇ સ્થાન નથી ઉમેદવારી સબધી કાયદો હસ્ત કૌશલ્યના ધધા શીખતા રોકે છે, અને 'સુધરેલ મજૂરી' ( civilized labour ) ની નીતિ અખત્યાર થવાથી ૫૦૦૦ આફ્રિકાવાસી અને હિંદવાસીઓને રેલ્વે અને બદર ઉપરની નોકરીમાથી રજા મળી છે અને તેમની જગ્યાઓ ગરીબ ગોરાઓથી ભરવામા આવી છે આ ઉપરાત હિંદીઓ ઉપર એવો ત્રાસ અને નીચ વર્તાવ ગુજારવામા આવે છે કે એમનુ જીવન લગભગ અસહ્ય થઇ પડયુ છે, પણ આથી વધારે તો પાર્લામેન્ટની આવતી બેઠકમા નીચેના ધારાઓ પસાર થવાના છે

(૧) ધી કલર બાર બીલ વર્ણ (રગ) ભેદના કારણે પ્રતિબધ કરનારો કાયદો આ કાયદાથી કોઇ આફ્રિકાવાસી કે એશીયાવાસી કોઇ પણ જાતના યંત્ર ચાલતા હોય ત્યા યંત્રો ઉપર કામ કરી શકશે નહિ. લીફ્ટ પણ ચલાવી શકશે નહિ આ કાયદો હમણા જ એના સામેનો વિરોધ વિચાર્યા સિવાય ખૂબ ઝડપથી આફ્રિકાની સરકારે પાર્લામેન્ટમા પસાર કરાવ્યો છે.

(૨) ધી લીકર લૉ એમેન્ડમેન્ટ એક્ટ કેફી પીણા સબધી કાયદામા થવાનો સુધારો આ સુધારાથી જ્યા કેફી પીણું બનાવવામા આવતુ હશે અથવા વેચવામા આવતું હશે ત્યા કોઇ આફ્રિકાવાસી કે એશીયાવાસી કામ કરી શકશે નહિ આવી રીતે હોટલોમા કામ કરતા હજારો માણસો બરતરફ થશે

(૩) ધી એરીઆઝ રીઝર્વેશન અને ઇમીગ્રેશન રીસ્ટ્રીક્શન બીલ જૂદી વસવાટો પાડનાર અને આફ્રિકાપ્રવેશ અટકાવનાર કાયદો આ કાયદાથી હિંદીઓ માટે રહેવાને તેમ જ ધધો કરવાને જુદા વસવાટો નક્કી થશે આથી હિંદીઓ ઔદ્યોગિક તેમજ રાજકીય દૃષ્ટિએ ગુલામી દશાને પામશે અને આફ્રિકામા તેમનું જીવન અસહ્ય થયે હદપાર થઇ આફ્રિકા છોડી દેશે '

આવા આવા ત્રાસો હિંદીઓ ઉપર દક્ષિણ આફ્રિકામા ગુજરી રહ્યા છે અને છતાય બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટીશ ન્યાયની વાતો મગરૂરીથી કરાતી સભળાય છે બ્રિટીશ સામ્રાજ્યના એક ભાગના પ્રજાજનો એક જ બ્રિટીશ ન્યાય સીમાના બીજા ભાગમા સ્વતત્ર હકોની ખાત્રી મળે જ ગયા છતા આવી દુખદ સ્થિતિ પામે છે આવા વર્ણભેદ અને વ્યાપાર ઉદ્યોગમા હિંદીઓની સરસાઇ હરિફાઇની ઇર્ષા એમાંકેન નજરે તરી આવે છે

કેપટાઉનમ આફ્રિકાવાસી હિંદીઓની મહાસભાની બેઠક ગયા વર્ષમા બોલાવવામા આવી હતી અને આજની પરિસ્થિતિમા તોડ કાઢવા સર્વ પક્ષોના પ્રતિનિધિઓની સભાની માગણી તેઓએ કરી હતી તેમણે આફ્રિકાના

સ્વદેશખાતાના પ્રધાન ડૅા. મેલનની મુલાકાત પ્રતિનિધિઓ દ્વારા લીધી હતી; પણ ડૅા. મેલને "એશીયાટીક બીલ" નામે ઓળખાતા જૂદી વસવાટો પાડનાર ધારામાં રહેલ સિદ્ધાન્ત ચર્ચવાની ના પાડી હતી અને સર્વપક્ષની પરિષદ વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય આપ્યો હતો. હિંદી સરકારે મી. પેડીસન, સૈયદ રઝાઅલી અને મી. બાજપૈનું પ્રતિનિધિમંડલ ૨૫ મી નવેંબરે આફ્રિકા મોકલ્યું છે. ડૅા. સર્વાધિકારી તેમાં પાછળથી જોડાયા છે, એમનું કાર્ય હિંદીઓની પરિસ્થિતિનો અભ્યાસ કરી, એમના વિચારો જાણી લઇ હિંદી સરકારને નિવેદન કરવાનું હતું.

કેપટાઉનમાં ભરાયેલી આફ્રિકાની મહાસભાએ હિંદમાં ડૅા. અબ્દુર રહેમાનની સરદારી તળે એક પ્રતિનિધિમંડળ મોકલવાનું નક્કી કર્યું હતું, તે પ્રમાણે ડીસેંબરમાં તેમના પ્રતિનિધિઓએ હિંદુસ્થાનમાં આવી હિંદી પ્રજા અને સરકારને ખરી વસ્તુસ્થિતિથી વાકેફ કર્યાં છે અને હિંદી પ્રજામતને જગાડી દીધો છે. દેશના જે જે ભાગમાં તેઓ ગયા ત્યાં ત્યાં તેમને એકી અવાજે વધાવી લેવામાં આવ્યા છે અને તેમને પૂરતી સહાય આપવા હિંદી પ્રજાએ ઠરાવ કર્યો છે.

આજ અરસામાં દીનબંધુ એન્ડ્રુસ મુંબાઇના ઇમ્પીરીઅલ સીટીઝન્સ એસોસીયેશનના મોકલ્યા આફ્રિકા ગયા છે, અને ત્યાં તેમણે હિંદીઓ માટે મોટા પાયે ચળવળ ઉત્પન્ન કરી છે. ગોરાઓને અને ખ્રિસ્તી પાદરીઓને મળી હિંદવાસીઓનાં દુઃખ તેમણે રજુ કર્યાં છે અને એમાંથી સહૃદય સજ્જનોએ હિંદીઓની તરફેણ કરી છે. પ્રીટારીઆના બીશપે સ્મટસ ગાંધી કરારનો ભંગ થાય છે એમ જાહેર કર્યું છે. આથી આફ્રિકામાં મોટો ખળભળાટ ઉભો થયો છે.

દીનબંધુ એન્ડ્રુસ અને ડૅા. અબ્દુર રહેમાનના પ્રતિનિધિ મંડળની ચળવળને કારણે એશીયાવાસીઓનો પ્રશ્ન આફ્રિકાનાં છાપાઓમાં ખૂબ જ ચર્ચાઇ રહ્યો છે; અને જે લોકો ચર્ચાથી દૂર રહેવા માગતા હતા એમને પણ ચર્ચામાં ઉતરવું પડયું છે.

હિંદુસ્થાનમાં આવી ડૅા. અબ્દુર રહેમાનના પ્રતિનિધિ મંડલે ના. વાઇસરોયની મુલાકાત લીધી હતી અને પોતાની હકીકત વિનયી છતાં તેજ ભાષામાં મૂકી હતી. હિંદી સરકારની અને તેમનાથી ન બની શકે તો તેમની મારફત બ્રિટીશ સરકારની મદદ આ ધારાઓ પસાર થતા અટકાવવા તેમણે માગી હતી અને સર્વ પક્ષ પરિષદની માગણી આફ્રિકા સરકાર પાસે કરવા વિનંતિ કરી હતી.

ઉત્તરમાં વાઇસરોયે મીઠા શબ્દોમાં પોતાની સહાનુભૂતિ બતાવી હતી; પણ એમાં રહેલી નિર્બળતા તરી આવતી હતી. એ સહાનુભૂતિમાં લૅાર્ડ હાર્ડિંજની ધગશ નહોતી. હિંદી સરકારના આવા નિર્બળ વલણના કારણે આફ્રિકા સરકાર સાથે ચાલતી એમની મસલત જોઇએ એવી સફળ થઇ નથી. પણ આજે વધારે અને વધારે જોસમાં ચાલતી ચળવળના કારણે આફ્રિકા સરકારને પણ નમવું પડયું છે. જે સરકાર એશિયાટીક બીલ પાછળ રહેલ સિદ્ધાન્તો ચર્ચવાની ના પાડતી હતી, એને એ સિદ્ધાન્તો ચર્ચવાની હા પાડવી પડી છે.

'કલર બાર બીલ' એકદમ ઝડપથી પસાર કરાવી, આફ્રિકાની સરકારે એશિયાટીક બીલ પાર્લામેન્ટમાં રજૂ કર્યું છે. અને એની કલમો ૧૯૨૪ માં નામંજુર થયેલા ધારાથી પણ વધારે સખત રાખવામાં આવી છે. કેઇપ પ્રોવીન્સ જે અત્યાર સુધી વર્ણસુગથી પર રહ્યો છે, અને ૧૯૨૪ માં જુદી વસવાટો ઉભી કરવાનું જેની મરજી ઉપર છોડવામાં આવ્યું હતું, ત્યાં પણ જુદી વસવાટો પાડવા આ ધારામાં ગોઠવણ થઇ છે. આ ધારો પહેલી વાર અને બીજી વારના વાંચનમાંથી પસાર થયો હતો

અને વિગતો વિચારવા માટેજ મસલત સમિતિ નીમાવાની હતી. પણ વધતા જતા દબાણ પાસે આફ્રિકા સરકારને નમવું પડ્યું છે, અને બીજી વારનું વાંચન રદ કરી મસલત સમિતિ નીમવામાં આવી છે. જેથી કરી ધારામાં રહેલા સિદ્ધાન્તો ચર્ચી શકાશે. હિંદી સરકારે ફક્ત સિદ્ધાન્તો સંબંધી મસલત સમિતિ પાસે હકીકત રજૂ કરવા પોતાના પ્રતિનિધિ મંડળને ફરમાવ્યું છે.

આ ધારો હજી પસાર નથી થયો, ત્યાં તો ટ્રાન્સવાલમાં હિંદી વ્યાપારીઓને નવા પરવાના કરી આપવામાં આવ્યા નથી. આથી હિંદીઓ મોટા આર્થિક નુકસાનમાં આવી પડ્યા છે. હિંદુસ્થાનમાં આફ્રિકા વિરૂદ્ધ પગલાં લેવાનું વલણ ઉભું થયું છે. કલકત્તાની મ્યુનિસિપલ કાર્પોરેશને આફ્રિકાવાસી ગોરાઓને પોતાની નોકરીમાં દાખલ નહિ કરવાનો અને આફ્રિકામાં પેદા થયેલો માલ નહિ ખરીદવાનો ઠરાવ કર્યો છે.બીજાં સ્થળોએ પણ એવા જ ઠરાવ થનાર છે. વડી ધારાસભામાં પણ એવો જ ઠરાવ રજૂ થયો છે. પણ હાલ એની ચર્ચા મુલતવી રાખવામાં આવી છે. આવા ઠરાવોથી આફ્રિકાની સ્થિતિ ઉપર બહુ અસર થાય એમ લાગતું નથી, વખતે એથી હિંદ અને હિંદીઓને વધારે સહન કરવું પડે, પણ સ્વમાનની વૃત્તિ એમ કરવા પ્રેરે છે.

પરિસ્થિતિ આજે આ પ્રમાણે છે. એમાંથી શું પરિણામ નીપજે છે તે કહેવું મુશ્કેલ છે. અત્યાર સુધી આફ્રિકા સરકાર ડગતી ન હતી, એનું કારણ હિંદી સરકારની નિર્બળતા અને મક્કમતાનો અભાવ છે, હિંદી પ્રજાએ પણ પોતાના હક્કો સાચવવા સતત જાગતાં રહેવાની જરૂર છે. આજની પરતંત્ર દશામાં હિંદ પરદેશ વસતા ભારતવાસીઓને બહુ મદદ કરી શકે એમ નથી, છતાં આફ્રિકાના હિંદીઓ પાસે સત્યાગ્રહ રૂપી શસ્ત્ર તો રહ્યું જ છે. મહાત્મા ગાંધીજીની સરદારી નીચે એમણે એનો એકવાર સફળ ઉપયોગ કર્યો છે અને આજે સર્વ કાંઇ મસલત નિષ્ફળ ગયે એ અમોઘ શસ્ત્ર જ તેમને મદદ કરી શકશે. હ.

લેન્કેશાયરનો કાપડ ઉદ્યોગઃ—

ઓલ્ડહામ ચેંબર ઓફ કોમર્સ (વ્યાપારી મહાજન) નાં પ્રમુખે હમણાંજ જાહેર કર્યું છે કે સને ૧૯૨૩ માં વિલાયતી કાપડ જે પ્રમાણમાં હિંદુસ્થાન અને બીજા દેશોમાં આવ્યું હતું તે પ્રમાણના અડધાથી પણ ઓછું સને ૧૯૨૫ માં હિંદુસ્થાનમાં અને એનું ૭૬ ટકા જેટલું બીજા દેશોમાં વેચાયું છે. હિંદુસ્થાને જો ૭૬ ટકા જેટલો માલ પણ લીધો હોત તો લેંકેશાયરની મીલો દરરોજ ૭થી સાત કલાક ચાલી શકત. એ ઉપરથી સિદ્ધ થાય છે કે જો વિલાયતનો વ્યાપાર બ્રિટીશ સામ્રાજ્યમાં રહેલા દેશો સાથે જ કરવામાં આવેતો વધવા સંભવ નથી.

ઉપલી હકીકત વિચારવા જેવી છે. વિલાયતી કાપડના વ્યાપારના આંકડા સને ૧૮૪૪-થી શરૂ કરી તપાસવામાં આવે તો જણાઇ આવે કે સામાન્યતઃ હિંદુસ્થાન સાથેનો વિલાયતી કાપડનો વ્યાપાર દર દશ વર્ષે વધતો જ ગયો છે. પણ છેલ્લાં બાર વર્ષમાં એ વ્યાપાર વધવાને બદલે અડધા કરતાં પણ ઓછો થયો છે. આ ખાદી પ્રચારનું પરોક્ષ પરિણામ છે એમ માનવા અમે લલચાઇએ છીએ,

અમે જાણીએ છીએ કે વિલાયતી કાપડની જગ્યા એટલા મોટા પ્રમાણમાં ખાદીએ નથી લીધી; જાપાની કાપડ મોટા પ્રમાણમાં આયાત થાય છે અને હિંદી મીલો ઉપર એની નુકસાનકારક અસર થાય છે. પણ ખાદી પ્રચારે આણેલી સાદાઇનું આ પરિણામ છે.

લડાઇના સમયમાં વિલાયતના ચુનંદા સંપત્તિશાળીઓએ લેંકેશાયરના મીલ માલેકોને

ઉંચ્ચો માલ બનાવવા ખાસ ભલામણ કરી હતી. કારણ કે લડાઇ પૂરી થયે જાપાન વગેરે પૂર્વના દેશો જાડાં કાપડમાં લેંકેશાયરની સફળ હરિફાઇ કરી શકશે એમ એમની અટકળ હતી. હિંદી રજવાડા અને ધનિક વર્ગને જરૂરી બારીક કાપડ બનાવી હિંદી બજાર પોતાના હાથમાં રાખવા અને એના ઉપર મળતો વધારે નફો મેળવી પોતાનો ધંધો વધારવા એમણે લેંકેશાયરને પ્રેર્યું હતું.

પણ ખાદી પ્રચારને કારણે લોકરુચિ બદલાઈ છે. ખાદી ઉપર ભાર મૂકવાથી ખાદી જો કે વપરાઇ નથી પણ જાડું કાપડ વપરાતું થઇ ગયું છે અને બારીક કાપડની માગ નષ્ટપ્રાય થઇ છે. દેશી મીલો અને જાપાનના કાપડની વધતી જતી ઉત્પત્તિ અને લડાઇ પછી ઘટી ગયેલા ક્રય સામર્થ્ય ( Purchasing Power ) ના કારણે પણ આ સંભવે છે. પણ કોઇ વસ્તુની માગણી ઉપર લોકરુચિ વધારે અસર કરે છે અને આજની લોકરુચિ ખાદીથી ઘડાઇ છે.

૯.

## હિંદુસ્થાનની આબાદી કેમ સંભવે?

કેમ્બ્રીજ વિદ્યાપીઠના સંપત્તિશાસ્ત્રના અધ્યાપક પીગુએ હમણાં જ વિલાયતના પ્રખ્યાત સંપત્તિશાસ્ત્રી માર્શલનાં સંસ્મરણો બહાર પાડયાં છે. એમાં અ. માર્શલે સને ૧૯૧૦-૧૧ માં શ્રી મુકરજી અને મનોહરલાલ ઉપર લખેલા ચાર પત્રો પ્રકટ થયા છે. એમણે જણાવ્યું કે હિંદુસ્થાન ત્યારે જ આબાદ થાય કે **જ્યારે એના ઉચ્ચ કેળવણી પામેલા માણસો જાપાનીઝની માફક રાષ્ટ્રહિતનો પહેલાં અને સ્વહિતનો પછી વિચાર કરે.** હિંદુસ્થાનના લોકો જ્યાં સુધી અદાલતોમાં ભાષણ કરીને કમાય છે, અને જે ધંધો પોતાના દેશને દરિયાની રેતી જેવો ( Sands of Sea )જેવો નકામો છે, એવા ધંધામાં-વકીલાતમાં-પડયા છે; ત્યાં સુધી હિંદુસ્થાનને આબાદ થવાનો બીલકુલ સંભવ નથી. એક કે બે કોડી તાતાઓ દેશનું જેટલું ભલું કરી શકે તેટલું અંગ્રેજી રાજતંત્ર કે સ્વરાજતંત્ર પણ કરી શકે એમ નથી. હિંદુસ્થાનમાં અંગ્રેજ જાણકાર વડાઓને બોલાવી કારખાનાં કાઢવાથી હિંદુસ્થાન આબાદ થઇ શકે એમ નથી. અંગ્રેજ કારીગરોની જગ્યા લેવા હિંદીઓ લાયક થાય અને કારખાનાંઓ નીકળે તો જ હિંદ આબાદ થાય. આબાદી માટે નવા ધંધાઓ શરૂ કરવા એ એક જ રસ્તો નથી પણ ખેતીમાં ખૂબ સુધારો વધારો કર્યે દેશ આબાદ થાય છે એમ એમનો અભિપ્રાય છે. હિંદુસ્થાનના ભદ્રલોકો જ્યાં સુધી કલમથી જ પોતાની કમાણી કરે, અને પોતાના લુગડાંને ડાઘ ન પડે એવા ધંધાઓ કરવાનું પસંદ કરે અને કારખાનાંઓમાં હાથ વતી કામ કરવાનું માથે ન લે ત્યાં સુધી હિંદુસ્થાન આબાદ થાય એમ લાગતું નથી.

૧૯૧૦-૧૧ ની સાલને પસાર થયે ઠીક સમય થયો એમ ગણાય. હિંદીઓ આજે કાંઇક હાથવતી કામ કરતા થયા છે. છતાં અ. માર્શલના આક્ષેપો પહેલાંના જેટલાજ સાચા છે. આજના યુવકોને નવા પંથે વિચરવાનું ઘટે છે.

૯.

## ખેતીવાડીનું શાહી કમીશન.

ના. વાઇસરોયે આ સાલની વડીધારાસભાની બેઠક શરૂ થતાં કરેલા ભાષણમાં ખેતીવાડી માટે શાહી કમીશન નીમવાનું જાહેર કર્યું છે. આ કમીશનના ભણકારા લાંબા સમય થયાં સંભળાયા કરતા હતા. હિંદી વજીરે ખેતીવાડીમાં રસ લેવાનું એકદમ શરૂ કર્યું હતું અને ખેતીવાડી કમીશનના હિમાયતી અ. ગંગુલીને મુલાકાતો આપી હતી. હિંદુસ્થાન એ ખેતીપ્રધાન દેશ છે. ખેતીની સુધારણા ઉપર એની

આબાદીનો આધાર છે. જેમ જેમ અન્ય ધંધાઓ બંધ પડતા ગયા તેમ તેમ હિંદુસ્થાનની પ્રજાના મોટા ભાગનું શરણ ખેતી બની છે. એટલે ખેતીની સુધારણા અને ખેડુતની સ્થિતિ પ્રજા માટે હમ્મેશના વિષય છે. હિંદી સરકાર તેમ જ પ્રાંતિક સરકારો તરફથી જુદી જુદી જાતના અખતરા કરવામા આવે છે, અને હિંદી ખેડુતોને બીજા દેશોમાં નવી જાતના ઓજારો અને રાસાયનિક ખાતર મારફત થયેલી પ્રગતિનો ખ્યાલ આપવા પ્રયાસ થાય છે. પણ હિંદી ખેડુનો એનો બહુ લાભ લઇ શકયા હોય એવું જણાયું નથી કેટલીક વખત તો ખાતાના અમલદારી દોરને લીધે ખેડુનો એનાથી દૂર નાસતા ફરે છે. અને કયાંક દેશી ખેતીથી અજ્ઞાત અમલદારો એવી ભૂલ કરી બેસે છે કે, ખેડુનો એમના જ્ઞાન સંબંધી મશ્કરી કરના થઇ જાય છે. હિંદી ખેડુત રાતદિવસ તનતોડ મહેનત કરે છે, પણ ખેતી સુધારવાનાં સાધનો એ વસાવી શકતો નથી; નવા જ્ઞાનનો એ લાભ લઇ શકતો નથી. એનું કારણ એનો સ્થિતિરક્ષક સ્વભાવ નથી; પણ જ્યાં પૂરતું ખાવાનું મળવાને પણ સાસા હોય, ત્યા ખેતીની સુધારણા માટે રોકવી પડતી મૂડી કયાથી લાવે? ખેતર માટે પાણી પણ વગેરેની સગવડ પણ ઘણી મુશ્કેલીથી કરે છે. વરસાદ ઉપર ખેતી માટે સર્વ આધાર રાખવો પડતો હોવાથી વર્ષો નબળાં આવે છે, મ્હેસુલમા જોઇએ તે પ્રમાણમા રાહત મળતી નથી એવાં એવા બીજાં કેટલાય કારણોથી એની સ્થિતિ દયાજનક રહે છે. ખેતીવાડી કમીશન મારફત ખેતીની સુધારણા કરવાનો વિચાર રખાયો છે પણ ખેડુતોનું હિત જે વિષયોમાં વધુ રહ્યું છે એવા કેટલાક વિષયો તપાસમાથી બાતલ રખાયા છે. જમીન માલિકી, જમીન મ્હેસુલ અને પાણીના કરના પ્રશ્નો કમીશન છેડી શકે એમ નથી. ખેતીની સુધારણા કેમ થઇ શકે એ દેખીતું છે પણ એ સુધારણા ઉપર ખૂબ અસર કરતા વિષયો પડના મૂકાય તો તપાસની સફળતા કયાંથી રહે? છતા ખેડુતની સ્થિતિમાં કાંઇક પણ લાભદાયી ફેરફાર થશે તો તે આવકારદાયક જ છે. પણ એ ફેરફારના પ્રમાણમાં શાહી કમીશન પાછળ થવાનું ખર્ચ બહુ જ મોટું ગણાય. ખેતીવાડી આજે પ્રજાને સોંપાયેલ વિષય છે. પ્રધાનો એનો વહિવટ કરે છે, જૂદા જૂદા પ્રાન્તમાં ખેતીની સ્થિતિ નિરાળી છે. આવી પરિસ્થિતિમાં હિંદી સરકાર તરફથી નીમાતા શાહી કમીશનનો લાભ કેવો ઉઠાવી શકાય? પણ હિંદી પ્રજાના માબાપ હોવાનો દાવો કરનાર સરકાર પ્રજાનું હિત એમના હૈયે છે એમ દાખવવા આ શાહી કમીશન નીમી પ્રયાસ કરે છે અને હિંદી શિક્ષિત વર્ગ કરતાં સરકાર એમનું ભલું કરવા વધારે તત્પર છે એમ બતાવવા માગે છે, ખેતીવાડી ઉપર પ્રજાનું સર્વ ધ્યાન રોકી ઉદ્યોગો તરફ સરકાર બેદરકાર રહેવા માગે તો તેમ કરી શકશે નહિ. હિંદી વ્યાપારી વર્ગ વધારે જાગૃત થયો છે. અને પોતાની માગણી આગ્રહ પૂર્વક રજૂ કરે છે, પ્રજાએ એ માગણીને ટેકો આપવાની જરૂર છે.

૬.

## હોલ્કર પ્રકરણ

બાવલા ખુનમા આરોપીઓને તકસીરવાર ઠરાવતા ન્યાયાધીશે ગુન્હાનો સંબંધ બીજી કોઇ વ્યક્તિ સાથે જોડયો હતો અને આરોપીઓને તો માત્ર એના ભાડુતી જાહેર કર્યા હતા. એ વ્યક્તિને ન્યાયાસાન પાસે ઉભો કરવાની જરૂરીયાત ન્યાયાધીશે જાહેર કરી હતી. મુમતાઝ બેગમનો સંબંધ હોલ્કર સાથે હોવાથી હોલ્કરનું નામ આ ગુન્હાના સંબંધમાં સડોવાય છે. ના. વાઇસરોયે હોલ્કરના સંબંધ વિષે તપાસ કરવાનું જાહેર કર્યું છે અને એના નિમિત્તે કમીશન મોન્ટેગુ-ચેમ્સફર્ડ યોજના અનુસાર નીમવામાં આવનાર

છે. કમીશન નીમવાનું જાહેર થયા પછી એ કાયદેસર છે કે કેમ એના વિષે શંકાઓ જાહેર થઇ છે; અને હોલ્કરની તપાસ આ ગુન્હા સંબંધી આવા કમીશન મારફત થાય એ હોલ્કરના દરજ્જાને હીણપદવાળું છે એમ જાહેર કરી કમીશનનો વિરોધ થાય છે. બીજી બાજુએ એક નર હત્યા થઇ છે અને એ નરહત્યાના કાર્યમાં પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે જોડાએલ આસામીમાંથી કેટલાક બચી જાય છે. ઇંદોર નરેશને રાજા તરીકેના કેટલાક હક છે, અને આવું કમીશન નીમી એમની તપાસ કરવાનું નક્કી થયા પહેલાં એમની પદવી અને હકકો જરૂર ધ્યાનમાં લેવામાં આવ્યા હોવા જોઇએ, અને આવું પગલું ભરવાને માટે વાજબી કારણ સિવાય આજની પરિસ્થિતિમાં હિંદી સરકાર કોઇ પણ દેશી રાજા સાથે આ પ્રમાણે વર્તે નહિ.

દેશી રાજતંત્રમાં બ્રિટીશ સરકારની દરમિયાનગીરી ભાગ્યે જ કોઇ હિંદી વધાવી લે. દેશી રાજ્યો હિંદી સંસ્કૃતિના અવશેષો લેખાય છે, પણ આજના રાજતંત્ર ઉપરથી એ સંસ્કૃતિનો જો ખ્યાલ બાંધવામાં આવે તો તે બહુ જ હલકો નિવડશે. હિંદી સંસ્કૃતિએ રાજતંત્ર એક માણસના હાથમાં સોંપ્યું છે, પણ એના ઉપર નિયંત્રણ એટલાં જ મૂકયા છે. આજનાં દેશી રાજતંત્રો એવાં નિયંત્રણોથી પર છે. ભાગ્યે જ કોઇ દેશી રાજ્ય એવું હશે કે રાજતંત્ર વિરૂદ્ધ એની પ્રજાને ફરિયાદ કરવાનું કારણ ન હોય અને ફરિયાદ કરી યોગ્ય ન્યાય મેળવવાને માટે સવડ હોય. દેશી રાજાઓના હકકોની વાત ચારે બાજુથી સંભળાય છે; એમની પ્રજા તરફની જવાબદારીનો કોઇએ વિચાર કર્યો છે ? પગલે પગલે દેશી રાજ્યો રક્ષણ માગી લે છે, અને અંગ્રેજની વિદેશી સત્તાના આધાર રૂપ ગણી હિંદી સરકાર એમને એ આપે છે. બ્રિટિશ હિંદના રાજતંત્રમાં કાંઇ ફેરફાર કરવાની સૂચના થાય કે દેશી રાજ્યો પોતાની પ્રતિષ્ઠા જાળવવા બહાર પડયા જ છે. દેશી રાજ્યની પ્રજાનો કોઇ વિચાર પણ કરતું નથી. નીમુચાણાની કત્લ વિષે સત્ય શું છે એ જાણવા જેટલી પણ કોઇ જીજ્ઞાસા બતાવતું નથી. ઇંદોર નરેશને કમીશનની તપાસમાંથી બચાવવા સર્વ કોઇ પ્રયાસ કરે છે. હિંદુસ્થાનમાં હિંદી રાજાઓની જરૂર છે, પણ તે બિન જવાબદાર વિલાસી રાજાઓની નહિ, પણ સેવા પરાયણ પ્રજાહિતરત નૃપોની. વર્તમાન લોક-શાસનનો યુગ છે અને લોકહિતના ભોગે કોઇ પણ વ્યક્તિ રક્ષણ માટે લાયક નથી.

અમે કમીશનને વધાવી લઇએ છીએ અને વગર વિલંબે એ યોગ્ય ન્યાય આપે એમ માગીએ છીએ.

હ.

**બેકબેનો ખાડો:—**

ડેવેલપમેંટ ડીપાર્ટમેન્ટની સલાહકારક સમિતિએ બેકબેનો દરિયો પૂરવાની યોજના સંબંધી હેવાલ રજૂ કર્યો છે, અને એમાં ચોંકાવનારી વિગતો બહાર આવી છે. લડાઇ પૂરી થયા પછી તૂર્તજ બજારમાં કૃત્રિમ તેજી આવી હતી અને સટ્ટા ખેલવાની વૃત્તિ સાર્વત્રિક ફેલાઇ હતી. આ કારણે જમીનની માગ એકદમ વધી ગઇ હતી, અને બજારમાં જમીનના ભાવ ઘણા વધારે બોલાતા હતા. વધી ગયેલી ધમાલના કારણે એમ માનવામાં આવતું હતું કે હુન્નર ઉદ્યોગમાં નવી તેજી આવી છે, અને નવા ધંધાઓ સ્થાપવાનું કામ મોટા પાયાપર ચાલતું હતું. આ વસ્તુસ્થિતિનો લાભ લઇ મુંબાઇ શહેરની ખીલવણીની અને બેકબેનો દરીઓ પૂરવાની યોજના હાથ ધરવામાં આવી હતી: આગળ આવી યોજનાઓ હિંદી સરકાર પાસે મંજૂરી માટે મોકલવામાં આવી હતી, પણ સરકારે એ સર્વ નામંજુર કરી હતી. સુધારાઓને અંગે પ્રાંતિક સરકાર હિંદી સરકારના કાબુમાંથી વધારે સ્વતંત્ર થયેલ છે, અને આં નવી અમલી

સત્તાનો ઉપયોગ કરી મુબાઇ સરકારે હિંદી સરકારની આવી જંગી સાહસ માટે સંમતિ મેળવી લીધી હતી મુબાઇમા બાંધકામ ખાતું દ્વિમુખી રાજતંત્રમા પ્રજાને હસ્તક મૂકાયુ છે અને એનો વહીવટ પ્રજાના ચુંટેલા પ્રતિનિધિઓમાથી નીમેલો પ્રધાન કરે છે. આ યોજનાઓનો સંબંધ બાંધકામ ખાતા સાથે હોવાથી એનો વહિવટ પણ પ્રધાન મારફત થવો જોઇતો હતો, પણ મુબાઇ સરકારે એ કામ બાંધકામ ખાતાને નહિ સોપતા, ખીલવણી ખાતું નામે જૂદું ખાતું ખાસ સ્થાપ્યુ અને એનો વહિવટ કાર્યવાહક સભાના સભ્યના હાથ નીચે મૂકયો. કાર્યવાહક સભ્યો તરફથી ચલાવવામા આવતા ખાતાઓમા ધારાસભા તરફથી કરવામા આવતી ખર્ચની કાપકુપ ગવર્નર જરૂરિયાત બતાવી રદ કરી શકે છે સર જ્યોર્જ લોઇડ જેવા જોહુકમી ગવર્નરે આ યોજના અમલમા લાવવાનો નિશ્ચય કર્યો હતો અને એ નિશ્ચયને અંગે જરૂર પડે, લોકમતની અવગણના કરવાની ખાતર આ ખાતું જૂદુ ગખવામા આવ્યું હતુ. આ યોજના સબંધી સર્વ તૈયારીઓ ગુપ્ત રાખવામા આવી હતી અને યોજનાની અગત્ય ધ્યાનમા ગખી એ વિષે પૂરેપૂરી ચર્ચા કરવાની તક પણ ધારાસભાને આપવામા આવી નહોતી. સને ૧૯૨૦ ના ઑગસ્ટની ૩૭ તારીખે મુબાઇની ધારાસભામા આ યોજના માટે લોન ઉભી કરવાની મંજૂરી માગવામા આવી, ત્યારે જ લોકોને પહેલ વહેલી આ યોજના સબધી ખબર મળી.

વર્ષો વર્ષ અંદાજપત્રક રજૂ કરવાના સમયે આ યોજનાના ખર્ચ સંબંધી આકડાઓ રજૂ કરવામા આવતા હતા, પણ યોજના સંબંધી જૂજ જ હકીકત ધારાસભામા રજૂ થયેલી જણાય છે. સરકાર તો યોજનાઓથી થનાર લાભના મોટા મોટા સ્વપ્ના બાંધી બેઠી હતી અને એ ખાતાના સભ્ય સર ચીમનલાલ સેતલવડે સને ૧૯૨૧ ના માર્ચની ૧૪ મી તારીખે ૫૦ કરોડ જેટલો નફો મેળવવાની આશા દર્શાવી હતી મુબાઇના ગવર્નર સર જ્યોર્જ લોઇડ આ યોજના સબધી બહુ જ ખતીલા છે, ગવર્નર પદે આવી આ યોજના ઉપર એમણે ખૂબ જ લક્ષ આપ્યુ છે, અને હિંદી સરકાર અને ભારતમંત્રીની મંજૂરી મહામુશ્કેલીથી મેળવી છે એમ કહી ધારાસભાની સમ્મતિ મેળવવામા આવતી, અને ધારાસભાના મભ્યો યોજનાને હિંદી સરકાર અને ભારતમંત્રીની સમ્મતિની મંજૂરી મળેલી હોવાથી પૂરેપૂરી એમના તરફથી યોજના વિચારાઇ હશી, અને મોટો નફો બનાવવામા આવતો એથી એનો સફળ વિરોધ કરી શકતા નહિ. પણ યોજના વિરૂદ્ધનો કચવાટ તો પહેલેથી જ શરૂ હતો, ખીલવણી ખાતાને બાંધકામ ખાતા સાથે જોડી દેવા અને એને પ્રધાનના તંત્ર નીચે મૂકવા માગણી શરૂઆતથી થતી આવી છે. પણ સરકાર આ માગણીને ગણકારતી નહિ છેવટે એ ખાતા સાથે એક સલાહકારક સમિતિ જોડવા જેટલુ સરકારને નમતું આપવુ પડ્યું, જો કે પ્રજાને એથી સંતોષ થયો હતો નહિ ખીલવણી ખાતું અને એના ખર્ચ સબધી હરહમ્મેશ ધારાસભાઓમા તકરાર ચાલતી અને દરેક સમયે સરકાર પોતાનો બચાવ કરતી ગઇ છે. પણ છેવટે સરકારે એ ખાતા સબધી તપાસ કરી હેવાલ રજૂ કરવા સલાહકારક સમિતિને સોપ્યુ, જો કે લોકોની માગણી એક સ્વતંત્ર સમિતિ નીમવા માટે જ હતી

સલાહકારક સમિતિએ એક પેટા સમિતિ નીમી આ સંબંધી તપાસ કરાવી હતી અને પેટા સમિતિના આધારે સલાહકારક સમિતિએ પોતાનો હેવાલ રજૂ કર્યો છે

પેટા સમિતિ તેમ જ સમિતિએ બબ્બે હેવાલો રજૂ કર્યા છે, એક બહુમતીનો અને બીજો લઘુમતીનો. બન્ને હેવાલોમા બજાર

આવેલી હકીકત એક જ છે, એ હકીકત ઉપ-રથી બંધાતા નિર્ણય જૂદા છે.

સર જ્યોર્જ બુચાનન નામના ઈજનેરની સલાહ આ યોજનાના અંગે લેવામાં આવી હતી, પણ એમના તરફથી પૂરા પાડવામાં આવેલ ખર્ચના અડસટ્ટા વર્ષો વર્ષ વધતા જ રહ્યા છે. ૧૧૪૫ એકર જમીન દરિયો પૂરી બનાવવાનો ખર્ચ પહેલાં ૩ કરોડ ૬૭ લાખ રૂપિઆનો અડસટવામાં આવેલો, જે વધી ૭ કરોડ ૨ લાખ થયો અને છેવટનો અડસટ્ટો ૧૧ કરોડ રૂપિયાનો છે. જો કે ખીલવણી ખાતા સંબંધી હકીકત વખતોવખત ધારા-સભામાં રજૂ થયેલ છે, પણ ધારાસભાને આ વધતા જતા અડસટ્ટાથી અજાણ રાખવામાં આવી છે.–દરિયામાંથી કાદવ કાઢી એ વડે એક એ પૂરવાની યોજના વિચારાઇ હતી, પણ એ વિચારનો સ્વીકાર કરતા પહેલાં મુંબાઇ બંદ-રના અધિકારીઓની સલાહ એ સંબંધી લેવામાં આવી નહોતી, અને આગળ જતાં એ અધિકારીઓએ એના સામે વાંધો ઉઠાવ્યો હતો. કાદવ કાઢી પૂરનાર યંત્રો (Dredger) જેટલું કામ આપવા માટે તૈયાર કરાવવામાં આવ્યાં હતાં તેથી ચોથા ભાગનું કામ આપી શકયાં છે, અને એ જ કારખાનાનાં એવી જ જાતનાં યંત્રોનો અનુભવ મુંબાઇના બંદર ખાતાને પણ ખરાબ થયો છે, તો એ યંત્રો તૈયાર કરાવતા પહેલાં એમની સલાહ લેવામાં આવી ન હતી. આવી રીતે યોજના સંબંધી પુખ્ત વિચાર થયો હતો નહિ અને એ જ કારણે આજે પ્રજાને ૫ કરોડ રૂપિઆના મોટા ખાડામાં ઉતરવું પડે છે. બહુમતીએ યોજનાની નિષ્ફળતા માટે સર જ્યોર્જ બુચાનનને દોષિત લેખ્યા છે, જ્યારે લઘુમતી મુંબાઇ સરકાર ઉપર પણ દોષ મૂકે છે. અમુક કામ ચાલુ રાખી બાકીની યોજના બંધ કરી દેવાની ભલામણ સમિતિએ કરી છે. બહુમતીએ ૧, ૨, અને ૮ વિભાગ પૂરા કરવાની જ્યારે લઘુમતીએ ૮ મો વિભાગ પૂરો કરી અને એના અનુભવ ઉપરથી ૧ અને ૨ વિભાગનો વિચાર કરવાની ભલામણ કરી છે. શ્રી મનુ સુબેદાર જેઓએ પેટા સમિતિનો લઘુમતી હેવાલ રજૂ કર્યો છે અને જેમના અથાગ પ્રયાસને લીધે આ ગોટાળો બહાર આવ્યો છે એમણે કામને સદંતર બંધ કરવા ભલામણ કરી છે.

મુંબાઇના જૂના ગવર્નરે આ યોજનાના અંગે જોહુકમી અને બીનજવાબદારીથી કામ લીધું છે એ માટે પૂરેપૂરી તપાસ થવાની જરૂર છે. આ યોજના સાથે એમને અંગત સ્વાર્થ હોય એવી રીતે તેઓ કેટલીક સમય વર્ત્યા છે, આ યોજનાના અંગે કેટલોય સર-સામાન "મુંબાઇ ગવર્નર" ના સરનામે આવેલો છે.

બહાર આવેલી હકીકત ઉપરથી એ જરૂ-રનું છે કે આ યોજના સંબંધી પૂરેપૂરી તપાસ સ્વતંત્ર સમિતિ મારફત થવી જોઇએ અને એની નિષ્ફળતા માટે અને એનાથી થતા મોટા આર્થિક નુકસાન માટે ગુન્હેગારો શોધી એમને યોગ્ય નસીયત થવી જોઇએ.

હ.

**રાજકીય સુધારા:**

નાતાલના અઠવાડિયામાં લગભગ સર્વ રાજકીય પક્ષોની અને કોમોની પરિષદો ભરાઇ હતી, અને એ સર્વની માગણી સ્વ-રાજને લક્ષમાં રાખી આગળ કુચ કરવાની હતી. કોઇ પક્ષે શાહી કમીશનની તો બીજાએ બીજી એમ વધારે સુધારાની માગણી કરી હતી. કાનપુર મહાસભાએ વડી ધારાસભામાં રાષ્ટ્રપક્ષ તરફથી કરેલી માગણીનો જવાબ સરકાર પાસે માગ્યો હતો અને એ જવાબ ઉપર પોતાનું ભવિષ્યનું વર્તન નક્કી કરવાનું રાખ્યું હતું. સ્વરાજ પક્ષના પ્રમુખ પંડિત મોતીલાલજી

મારફત ધારાસભામા સરકાર પાસેથી રાષ્ટ્રીય માગણીનો જવાબ મેળવવાની ગોઠવણ હજુ થઇ નથી, પણ રાજસભામા સર ફીરોઝ શેઠનાએ વધારે સુધારાઓ આપવા માટે શાહી કમીશન માટેનો ઠરાવ રજૂ કર્યો હતો સરકારનો જવાબ શુ મળશે એ વાઇસરોયે વડીધારાસભા તેમજ રાજસત્તાને ખુલી મૂકતા સમયે કરેલા ભાષણોમા જણાઇ આવતો હતો, હિંદી સરકાર તેમજ બ્રિટીશ સરકાર હિંદમા જવાબદાર રાજતંત્ર સ્થાપવા તત્પર છે, પણ મળેલા સુધારાનો અમલ કરવા જેટલા સહકાર પ્રજા પાસેથી મળ્યો નથી, એ સહકાર પૂરેપૂરો મળે શાહી કમીશન સને ૧૯૨૯ પહેલા પણ નીમી શકાશે, અસહકારનુ વાતાવરણ નષ્ટ થઇ એની જગ્યા સહકારે લીધી છે એ યોગ્યજ છે સહકાર વધારે પ્રમાણમા થતો જાય છે, પણ સરકાર ધારે છે એટલો સહકાર હજુ મળ્યો નથી એટલે સુધારાનો પુરેપુરો અમલ થયો નથી

સરફીરોઝ શેઠનાએ પોતાનો ઠરાવ રજૂ કરતા સુધારાનો અમલ કેવી રીતે કરવામા આવ્યો છે, તેમા કેવી ત્રુટિઓ જણાઇ છે, અને એ ત્રુટિઓ દૂર કરવા માટે શાહી કમીશનની જરૂર છે વિગેરે જણાવ્યુ હતુ

અસહકાર પક્ષમા કેવી ફાટફુટ થઇ, સહકાર પક્ષ ઉભો થયો, અને સ્વરાજ પક્ષમાથી પ્રતિસહકારવાદીઓ ઉભા થયા, એ સરકાર સાથે સહકારનુ ધોરણ સૂચવે છે સરકારે સ્વરાજવાદીઓની ગણના ન કરવી જોઇએ કારણકે અતિમ વિચાર ધરાવનારા હમ્મેશા મળી આવે છે, શાહી કમીશનની માગણી જુદા જુદા પક્ષો તરફથી કેમ કરવામા આવી છે વિગેરે જણાવી તૂર્તજ શાહી કમીશન નીમાવાની દલીલ કરી હતી

નવી રાજસભામા સ્વરાજવાદી સભ્યો ઠીક પ્રમાણમા દાખલ થયા છે અને એમણે પોતાના મતવ્યો જાહેર કરી એને અનુકૂલ સુધારો સૂચવ્યો હતો

હિંદી સરકાર તરફથી સર એલેક્ઝાંડર મુડીમેને જવાબ વાળ્યો હતો વડી ધારાસભામા કરવામા આવેલી માગણીનો હિંદી સરકારે વિચાર કર્યો છે મહાસભા અને બીજી પરિષદોના ઠરાવો પણ તેમણે વિચારી જોયા છે સરકારે માગેલો સહકાર એમને મળ્યો નથી, માટે સરકાર બ્રિટીશ સરકારને સુધારા સબંધી કાંઇ ભલામણ કરી શકે એમ નથી

અસહકારની ચળવળની શક્તિનો ખ્યાલ ના શાસ્ત્રીએ એમના એક લેખમા આપ્યો છે અસહકારનુ વાતાવરણ દેશમા જ્યારે પ્રબળ હતુ ત્યારે સરકાર પ્રજાની પીડ સહનારીઓ મારફત થામડવા તૈયાર રહેતી, વર્ણભેદ ભૂલી જઇ વર્ણ ભેદ ઉપર રચેલા કાયદા દૂર કરવા તત્પર હતી અને વધારે સુધારાઓની માગણી પણ સમભાવથી વિચારતી આજે એ અસહકાર અદૃશ્ય થયે એ જ સરકાર પ્રજાને ચાદ બતાવી રહી છે પ્રજાની નિબળતા સાથે સરકાર વધારે પ્રબળ બની છે, અને પ્રજાની ગમે તેવી યોગ્ય માગણી નિશ્ચિત પણે હસી કાઢે છે હિંદી રાજકીય પક્ષોમા વધારે ફાટફૂટ થતી જાય છે. અને કોમી લાગણીનો સડો એ ફાટ વધારી રહી છે સ્વરાજ પક્ષ પ્રબળ છતા આજે નિર્બળ છે સરકારને એ નમાવી શકે એમ નથી પ્રજાએ ફરીથી એકત્રિત થઈ સ્વરાજની લડત લડવાની જરૂર છે

## હિંદી નાવિક સૈન્ય

રાજસભાની બેઠક ખુલી મુકતા સમયે વાઇસરોયે હિંદી નાવિક સૈન્ય ઉભુ કરવાના નિર્ણય જાહેર કર્યો હતો બ્રિટીશ સામ્રાજ્યનું દરિયામથી રક્ષણ આજે બ્રિટીશ કાફલો કરે છે સ્વરાજ્ય ભોગવતા સસ્થાનો પણ એમા મોટો ફાળો આપતા નથી લડાઇ પહેલા સૈન્ય સબધી થતી હરિફાઇને કારણે વિલાયત આ જવાબદારીનો ભાગ સસ્થાનો ઉપાડે એમ માગતુ હતુ અને એ રીતે બ્રિટીશ પ્રજા પર પડતા ખર્ચનો ભાર હલકો કરવા માગતુ હતુ પણ એ ભાર હજુ સુધી સસ્થાનોએ સ્વીકાર્યો નથી ઓસ્ટ્રેલીઆએ વિશિષ્ટ પરિસ્થિતિને કારણે પોતાનુ નાવિક સૈન્ય ઉભુ કરવાનો પ્રયાસ કર્યો છે, અને સીંગાપુરના દરિયાઇ મથક મા

રહેત બ્રિટીશ સામ્રાજ્ય સાથેનો સંબંધ જાળવવા ઇચ્છ્યું છે. સીંગાપુર મથકની તરફેણ આસ્ટ્રેલીઆએ આગ્રહપૂર્વક કરી હતી. વૉશીંગ્ટન મુકામે લડાઇ પછી સૈન્યની હરિફાઇ અટકાવવાના કારણે ભરાયેલી પરિષદમાં વિલાયતે ભાગ લીધો હતો, અને એ પરિષદના ઠરાવ અનુસાર વિલાયતે લડાયક સામગ્રીની અને સૈન્યની મર્યાદા સ્વીકારી છે. એ મર્યાદા આડકત્રી રીતે હિંદી નાવિક સૈન્ય વિગેરે યોજનાઓ હાથ ધરી લોપાય છે; અને દુનિયામાં જ્યારે સુલેહ અને હથિયાર બંધીની વાત થતી હોય ત્યાં અજુક્તું લાગે છે.

હિંદી નાવિક સૈન્ય સ્થાપવાનો હેતુ હિંદુસ્થાનને નાવિક તાલીમ આપવાનો અને જતે દિવસે પોતાનું દરિયા રસ્તે રક્ષણ કરવા માટે તૈયાર કરવાનો રખાયો છે. હિંદી પ્રજા આ હેતુ બર લાવવા શું થાય છે એની તપાસ રાખશે, અને એને જોવાનું રહે છે કે આ સૈન્ય બ્રિટિશ પ્રજાનો બોજો ઓછો કરવા માટે ઉભું થાય છે કે કેમ. નાવિક સૈન્ય સંબંધી યોજના મર્હુમ લોર્ડ રોલીન્સનના પ્રમુખપદ નીચે નીમાયેલી સમિતિની ભલામણ પ્રમાણે થનાર છે. દર વર્ષે ત્રણ નાવિક અમલદારની ભરતી થવાની છે, એમાંથી એક હિંદી નીમાશે. જે સૈન્ય નવેસરથી ઉભું થવાનું છે. એમા પણ આવો પક્ષપાત શા માટે? આ સૈન્ય ઉભું થયે હિંદી સરકારને વર્ષે દિવસે ૧૧ લાખ રૂપિઆ વધુ ખર્ચવા પડશે, એકાદ હિંદીને પણ નાવિક તાલીમ મળશે એટલા અપુર્ણ સંતોષ ઉપરાત ૧૧ લાખનું વધુ ખર્ચ હિંદ માટે કેવો લાભદાયી નીવડશે તે જોવાનું છે. હ.

દારૂ નિષેધ મંડળ

દારૂનિષેધનો પ્રશ્ન હિંદુસ્થાનમાં કેટલાય સમય થયાં ચર્ચાઇ રહ્યો છે. હિંદુસ્થાનના સર્વ ધર્મોએ દારૂની બંધી કરી છે, પણ સરકારે અખત્યાર કરેલા ધોરણના કારણે દારૂ વેચાણમાંથી સરકારની મ્હેસુલ વધતી જાય છે, અને આવી રીતે સરકાર પ્રજાના નૈતિક હ્રાસમાંથી આમાદ થાય છે. દારૂ વેચાણ સંબંધી વ્યવસ્થા કરવાનું કામ સ્થાનિક સંસ્થાઓને સોંપવા અને એમની ઇચ્છા હોય તો દારૂ સંબંધી બંધી કરવા રજા આપવા સરકાર પાસે માગણી કરવામાં આવી છે, પણ એ માગણી સરકારે સ્વીકારી નથી. દુકાનો એવી જગ્યાએ રાખવામાં આવે છે કે માણસો લલચાઇ દારૂ તરફ આકર્ષાય. દુકાનો ક્યાં રાખવી ક્યાં ન રાખવી એ માટે પણ પ્રજામતની દરકાર કરવામાં આવતી નથી. દેશના જૂદા જૂદા ભાગમાં દારૂ નિષેધ મંડળો સ્થપાયાં છે. પણ વ્યાખ્યાનો સિવાય એમનાથી બીજું કાંઇ બની શક્યું નથી, પ્રાંતિક ધારાસભાઓમાં દારૂ–નિષેધની માગણી કરવામાં આવે છે, ઠરાવો રજૂ કરવામાં આવે છે, તો સરકાર શાબ્દિક સહાનુભૂતિ બતાવી આર્થિક કારણે ઠરાવ વિરૂદ્ધ થાય છે. મુંબાઇ સરકાર જેવી સરકારો દારૂ નિષેધનું ધ્યેય સ્વીકારે છે, પણ એ ધ્યેય અમલમાં લાવતા અખાડા કરે છે. દારૂમાંથી આજે સરકારને સારી આવક મળે છે, અને એ આવક સરકાર કોઇ પણ રીતે જવા દેવા તૈયાર નથી. સરકાર પ્રજાને બીજા કર મારફત આવક આપવા કહે છે, જ્યારે સરકારનું ખર્ચ લખલૂટ વધતું જાય છે.

કાનપુર મહાસભાના પ્રસંગે શ્રી રાજગોપાલાચાર્યે દારૂ નિષેધની ચળવળ ઉપાડવાને મહાસભાને નિમંત્રણ કર્યું હતું કારણ કે અસહકારના દિવસોમાં આચળવળનાં સુપરિણામો આવ્યાં હતાં. એમણે તો દારૂની આવક જતી કરી પ્રાંતવાર અંદાજ પત્રો તૈયાર કરવા સૂચના કરી હતી. ખુશી થવા જેવું છે કે મહાસભાના સ્વરાજવાદીઓએ નવી ચુંટણીમાં દારૂ નિષેધના તત્વ ઉપર લડવાનું સ્વીકાર્યું છે.

દિલ્હીમાં શ્રી રામચંદ્રરાવના અધ્યક્ષપદ નીચે ભારત દારૂ નિષેધ મંડળ (Pohibition Leagent of India) સ્થપાયું છે. દારૂ નિષેધ માટે હિંદી મંતવ્ય અમલમાં મૂકાવા એ સફળ નીવડો એમ અમે ઇચ્છીએ છીએ. હ.

# અંત્યજ સેવામંડળ

આ મંડળને ત્રણ વર્ષ પુરાં થયાં છે. સ્વયંસેવકોની સંખ્યા વર્ષ આખરે ૧૦ થઇ છે અને ગોધરા આશ્રમમાં ૩ સેવકો કામ કરી રહ્યા છે. તે ઉપરાંત ૮ શિક્ષકોને રોકવામા આવ્યા છે. આ મંડળના પ્રમુખ ભાઇ ઠક્કર છે અને મંત્રી પરીક્ષિતલાલ મજમુદાર છે.

નવસારી તથા ગોધરામાં આશ્રમો છે તેમાંથી ગોધરાનું આશ્રમ શ્રી. ફડકે ( મામા ) ને સ્વતંત્ર સોંપાયું છે, તેમાં વિદ્યાર્થીઓ મોટી વયના હોઇ તેમને વણાટ તથા બગીચાનું કામ શીખવવામાં આવે છે. નવસારીના આશ્રમમાં ૨૬ વિદ્યાર્થીઓ રહે છે.

મંડળને હસ્તક ૭ શાળાઓ ચલાવવામાં આવે છે. તેમા આશરે ૨૫૦ અંત્યજ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, અને ત્રણ શાળાઓને આર્થિક મદદ આપી તેના ઉપર મંડળની દેખરેખ રહે છે. ગોધરાનું આશ્રમ છુટું પડવાને લીધે વાર્ષિક ખર્ચ રૂ. ૧૬૦૦૦ થશે એવો અંદાજ કરવામાં આવ્યો છે.

આ શાળાઓમાં શિક્ષણનું કાર્ય થાય છે તે ઉપરાંત નડીઆદના ભંગીઓના દેવાની યાદી ત્યાંની મ્યુનિસિપાલીટી માટે તૈયાર કરવામાં આવી હતી. દવા આપવાને માટે પણ વ્યવસ્થા કરવામાં આવી છે અને જાહેર દવાખાનાનો લાભ અપાવવાની કોશીશ થાય છે. જ્યાં કુવાની અડચણ હોય છે ત્યાં મદદ કરવાનો પ્રયત્ન થાય છે અને નડીઆદ તાલુકામા વસતા અંત્યજોનું વસ્તી–પત્રક કરીને તેમના ધર્મ, પીવાના પાણીની સગવડ વિગેરે કેટલીક ઘણી ઉપયોગી માહિતી એકઠી કરવામાં આવી છે. એ વસ્તીપત્રકમાંથી એક ઘણીજ જાણવા જેવી હકીકત એ છે કે લગભગ ૧૪૦૦૦ અંત્યજોમાંથી ૪૪ ટકા એટલે આશરે અડધી સંખ્યા ખ્રીસ્તી થઇ ગઇ છે, અને ૨ ટકા ઇસ્લામમાં દાખલ થયા છે. પરધર્મમાં દાખલ થવાનાં કારણો નીચે પ્રમાણે દર્શાવવામાં આવ્યાં છે.

(૧) વેઠનો ત્રાસ ઓછો થાય છે
(૨) શાળા, કુવાનો લાભ મળે છે,
(૩) બીજા ધંધામાં દાખલ થઇ શકાય છે.
(૪) છોકરાંઓને વગર ખર્ચે કેળવણી મળે છે અને કેટલીક વાર ભરણપોષણ પણ થાય છે. સામાન્ય નિશાળોમાં કોઇ દાખલ કરતું નથી.
(૫) ઉચ્ચ વર્ણના લોકોની ગાળો ખાવાનું મટી જાય છે.

જોરજુલમથી મુએલાં ઢોર ઉંચકી જવાના ત્રાસમાંથી મુક્ત થવાય છે.

આ બાબતનો વિચાર આપણા દેશ–હિતચિંતકોએ બારીકાઇથી કરવાની જરૂર છે.

જે ભાઇઓ આ મંડળમાં ન્યાતજાતનો વિચાર એક બાજુ પર મુકીને મહેનત કરી રહ્યા છે અને અંત્યજભાઇઓને જ્ઞાનનું દાન આપે છે, તેમજ જંગલી પુરાણા વિચારના હિંદુઓના ત્રાસથી બચાવે છે, તેમને અમે અભિનંદન આપીએ છીએ. સુચનાઓ કરવી ઘણી સ્હેલી છે તે છતાં અમે એક વિનંતી કરીએ છીએ કે આ મંડળે જાહેરાત (એટલે publicity)નું કામ વધારે પ્રમાણમાં કરવું જોઇએ.

જે સરકારી કે બોર્ડની શાળાઓમાં અંત્યજોને દાખલ ન કરતા હોય ત્યાં લડત કરવાની જરૂર છે, જ્યાં પાણીની મહામુશ્કેલી હોય ત્યાં લખાણ અને ખૂમરાણ કરવાં જોઇએ અને વણકરોને માટે તેમજ ચામારોને કેળવવા તથા વેપારને માટે સહકારી મંડળીઓ પણ સ્થાપવાની ઘણી આવશ્યકતા છે. શિક્ષણની સાથે આ પ્રજામાં સ્વમાનની લાગણી જાગૃત કરવાની બહુજ જરૂર છે જે સ્વમાનને માટે અને પોતાના હક્કોને માટે બીજી કોમ સાથે આગ્રહ કરવાને તૈયાર થાય.

સુ. મ.

# 卐 પ્રસ્થાન 卐

પુસ્તક ૧ ચૈત્ર ૧૯૮૨ અંક ૬

## तन्मे मनः शिवसंकल्पमस्तु*

જે ઊડે જાગ્રતનું દૂર દૈવી,
પ્રસુપ્તનું તેહ તેવુંજ જાય;
જે દૂરગામી સઉ જ્યોતિનું એક જ્યોતિ,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૧

જેથી કરે મનીષિઓ સ્તકર્મમાં જે,
કર્મો યજ્ઞે ને વિદથે સુધીરા;
અપૂર્વ જે યક્ષ પ્રજામહીં છે,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૨

જે પ્રજ્ઞાન ચિત્ત વા જે ધૃતિ છે,
જે આંતર જ્યોતિ, અમૃત પ્રજામાં;
જેના વિના કૈં ન કરાય કર્મ,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૩

*શુક્લ યજુર્વેદીય રુદ્રાષ્ટાધ્યાયીના પહેલા અધ્યાયની ૫ થી ૧૦ યજુઓનો અનુવાદ. દરેક યજુનું આ છેલ્લું ચરણ છે. શુ. ય. વે. અ. ૩૪.

જે અમૃતે ભૂત ભવિષ્ય સર્વ,
ને વર્તમાને પૂર્ણ ગ્રહી લીધું છે;
જેથી યજ્ઞે વિસ્તરે સપ્તહોતા,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૪

જેમાં ઋચા સામ અને યજુઓ
પામ્યાં પ્રતિષ્ઠા, નાભિમાં[૧] જેમ આરા;
જેમાં પ્રોવાયું સર્વ ચિત્ત પ્રજાનું,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૫

. સુસારથિ રાશથી જેમ અશ્વો,
દોર્યાં કરે જે તેવી રીતે મનુષ્યો;
જેનાં બલિષ્ઠ ગતિવેગ, હૃદે પ્રતિષ્ઠા,
તે મારું મન શિવ–સંકલ્પ થાઓ. ૬

રા. વિ. પા.

---

૧ રથચક્રની નાભિ, આરા ખોસેલા હોય છે તે. ગુજરાતીમા તેને નાઇડી કહે છે.
મૂળ આ પ્રમાણે છે ( સ્વર ચિન્હ આપ્યા નથી, )

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति ।
दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥

येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः ।
यदपूर्वं यक्षमन्तः प्रजाना तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ २ ॥

यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृत प्रजासु ।
यस्मान्न ऋते किंच न कर्म क्रियते तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ३ ॥

येनेदं भूतं भुवनं भविष्यत् परिगृहीतममृतेन सर्वम् ।
येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ४ ॥

यस्मिन्नृचः साम यजूंषि यस्मिन् प्रतिष्ठिता रथनाभाविवाराः ॥
यस्मिँश्चित्त सर्वमोतं प्रजाना तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ५ ॥

सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिन इव ।
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ ६ ॥

# જન્મ અને મૃત્યુ

જન્મ અને મૃત્યુને જેમણે જુદાં કરીને જોયાં છે તેઓ સત્યને જોઇ શક્યા નથી. સંગીતમાં તાલ વિના સૂર નકામો અને સૂર વિનાનો તાલ નકામો. જન્મ મૃત્યુ પણ સૂર અને તાલની માફક એકબીજાની ઊણપ પૂરી કરે છે. આ પૃથ્વી અનંત આકાશમાં જ્યોતિના આનંદે ફરતી ફરતી સૂર્યની ચારે તરફ નૃત્ય કરે છે—દિવસ એ તેનું પગ મૂકવું અને રાત્રિ એ તેનું પગ ઉપાડવું. આ બંને મળે ત્યારે સુસંપૂર્ણ થાય. આ દ્વૈતાદ્વૈતના યુક્ત યુગલના એક પક્ષને જ જેઓ જુદો કરી વળગી રહે છે તેઓ અંતરમાં સંપૂર્ણતાને પામતા નથી. દિવસ આપણી ચારે તરફ સર્વ ઉજ્જ્વલ કરી સમસ્ત આકાશના અસીમ જાજ્વલ્યમાન રૂપને ઢાંકી રાખે છે અને રાત્રિ આપણી ચારે તરફ સઘળું અંધકારમય કરી અસીમનાં રૂપને ઉદ્‌ભાસિત કરે છે. આવી જ રીતે જીવનમાં આપણે ચારે દિશાએ સઘળું સ્પષ્ટ જોઇયે છીએ અને મૃત્યુમાં થઇને આપણાં કાર્યમાં અનંતનો અનુભવ લઇએ છીએ. જેઓ યોગી છે તેઓ યોગદૃષ્ટિથી આ બંનેને યુક્ત કરી અસીમ સ્થલકાલનું સત્ય સ્વરૂપ અને તેની નિત્યલીલા અને નૃત્યલીલા જુવે છે.

આ યોગ જે અંતરમાં અનુભવી શકતો નથી તે "**मृत्योः स मृत्युमाप्नोति**" તે મૃત્યુમાંથી મૃત્યુને જ પામતો રહે છે. તેઓને સદા સર્વદા જ "**महती विनष्टिः**" હોય છે, પછી તો સદા દૈન્ય, સદા શંકા, સદા મૃત્યુ. આ યોગતત્ત્વના શિક્ષણદ્વારા જ મહાપુરુષો અમૃતનો અધિકાર આપણી પાસે પ્રકટ કરી ગયા છે. તેથી જ આથર્વણ ઋષિ મૃત્યુભીત માનવને અભય વચન આપી કહે છેઃ—

**मृत्युरीशे द्विपदां मृत्युरीशे चतुष्पदाम् ।**
**तस्मात् त्वां मृत्योर्गोपतेरुद्धरामि स मा बिभेः ॥**

अथर्व, ८, २, २३.

ચોપગાં મૃત્યુના તાબામાં છે, બેપગાં મૃત્યુના તાબામાં છે (અને મૃત્યુથી વિચલિત થાય છે, એ બધાં પશુઓ મૃત્યુને જ પોતાનો નિયંતા અને અધિપતિ માને છે.) ડરીશ મા, તે મૃત્યુપશી તારો ઉદ્ધાર કરીશ. (તું મનુષ્ય છે, અમૃતનો અધિકારી છે, જે મૃત્યુના ભયથી પશુઓ કંપે છે તે તને શું કરી શકે?)

**सोऽरिष्ट न मरिष्यसि मा बिभेः !**

अ, ८, २, २४.

હે સર્વજયી, ક્ષતિમૃત્યુજયી અમૃત માનવ! ડરીશ મા. મૃત્યુ તારે માટે નથી, તારે ક્યાંય પણ મૃત્યુ નથી.

यत्रेदं ब्रह्म क्रियते परिधिर्जीवनाय कम् ॥
अ. ८, २, २५.

જો આ બ્રહ્મને જીવનનો પરિધિ કરીને રહે, જો બ્રહ્મદ્વારા જીવનને વીંટી રહે તો તારી જીવનની કશી જ ઉણપ, કશી જ ખેંચતાણ કે અવસાન ન રહે. ત્યારે જીવનનું દૈન્ય શામાં ?

મહાત્મા કબીરે કહ્યું છે,—

जीवन मरण तहाँ ताड़ी पड़त है,
होत आनंद तहँ गगन गाजै ।
उठत झनकार तहँ नाद अनहद घुरै
तिरलोक महलके प्रेम बाजै ॥

જન્મ મૃત્યુના સૂર અને તાલ જ્યા ચાલે છે, આનંદનો જ્યાં મહોત્સવ થઇ રહ્યો છે, ત્યાં અસીમ ગગન સંગીતથી ભરપૂર થઈ ઉઠે છે, ત્યાં અસીમનો ઝંકાર ચાલે છે, તે ઝંકારે ઝંકારે અસીમનું પૂર્ણ સંગીત બાજે છે, ત્રિલોક ધામનો પ્રેમ ત્યાં વાજે છે.

जनम मरण बीच देख अंतर नहीं
दच्छ और बाम-यूँ एक आही ।
कहँ कबीर या सैन गूंगा तई
वेद का तेवको गम्य नाही ॥

જરા જો તો ખરો, જીવન અને મરણમા તો કશો જ ભેદ નથી. જમણો અને ડાબો એ તો એક જ. માની આ ગોદ અને પેલી ગોદ. કબીર કહે છે કે આ પાર જે પામ્યો તેને એ વાત પ્રકટ કરવાની ભાષા ન મળી, વેદ અને કુરાનથી પણ અતીત છે—આ બધા ગંભીર તત્ત્વો તો.

साँच ही कहत और साँच ही गहत है
काँचकु त्यागकर साँच लागा ।
कहँ कबीर युँ भक्त निर्भय हुआ
जन्म और मरणका भर्म भागा ॥

સાચું જ કહું છું અને સાચું જ ગ્રહણ કરું છું; જુઠાંનો ત્યાગ કરી સત્યની સાથે જ યોગમા યુક્ત થયું છે: કબીર કહે છે કે આવી રીતે જ ભક્ત ભયની બહાર જાય છે, આવી રીતે જ જીવન મૃત્યુનો ભેદ ભાગે છે

મહાત્મા દાદુએ કહ્યું છે,—

मरण तैं तुँ ना डरइ मरना अंत निदान
रे मन मरना सिरजा कहिले केवल प्राण ॥

મરણનો ભય કેવો ? મરણ જ તો જીવનની યથાર્થ પરિણતિ અને પૂર્ણતા છે. મૃત્યુ સરજાયું છે જ એ વાત પ્રકટ કરવા માટે કે "હે પ્રાણ તું જ સાચો છે."

જન્મમૃત્યુના આ યોગની વાત મહાપુરુષો માત્ર મુખથી જ પ્રકટ કરી ગયા નથી; જીવન દઇને એ યોગ તેઓ વધુ સારી રીતે સમજાવી ગયા છે. મૃત્યુ જીવનને નષ્ટ નથી કરતું પરિપૂર્ણ જ કરે છે એ સત્ય તેઓ જીવન દઇને પ્રકટ કરી ગયા છે. એ મહા સત્યનું ઉદ્બોધન જ ખરૂં ઉદ્બોધન છે. તે તત્ત્વની દીક્ષા જેઓ પામ્યા છે તેઓ પરિપૂર્ણ જીવન, નૂતન જીવન પામ્યા છે, તેઓ જ ખરા દ્વિજ. આ દીક્ષા જેણે જીવનમાં ન મેળવી તેનું જીવન એળે ગયું. જીવનનો ઉત્સવ તે માણી ન શક્યો, જીવન તેને માટે સદાસર્વદા દૈન્ય, લજ્જા અને ભયનું ક્ષેત્ર થયું જાણવું.

૨૧ વરસ પહેલાં માઘ માસમાં આ ઉત્સવની શરૂઆતમાં યોગયુક્ત જીવનનો ઉત્સર્ગ કરી મહર્ષિ દેવેન્દ્રનાથ એક નિત્યકાળનું ઉદ્બોધન સાધનાર્થીઓને માટે મૂકી ગયા છે. અભ્યાસની ( ટેવની ) જડતાને લીધે, ચૈતન્યના અભાવને લીધે તે મહા ઉદ્બોધન પણ આપણે ભૂલી ગયા હતા, તેથી ૨૧ વરસ પછી બરાબર તેવે જ દિવસે આ બ્રહ્મોત્સવની શરૂઆતમાં મહર્ષિના જ્યેષ્ઠ પુત્ર આજીવન બ્રહ્મસમાહિત ધ્યાનયોગી દ્વિજેન્દ્રનાથ ગઇ શ્રીપંચમીને દિવસે બ્રાહ્મમુહૂર્ત પૂરૂં થતાં નિરવસાન બ્રહ્મયોગમાં નિમગ્ન થઇ આપણાં ચિત્તને ફરીથી એક મહા ઉદ્બોધનવડે ઉદ્બોધિત કરી ગયા. પરમ શાંતિમાં જીવનનો ઉત્સર્ગ કરી તેઓ કહેતા ગયા કે મૃત્યુમાં જ જીવનની પરિપૂર્ણતા રહેલી છે; દેહની સાથે સાથે જ જે જીવન પૂરૂં થાય તે દીન જીવન તો વૃક્ષલતા અને પશુપક્ષીઓનું. મનુષ્યનો અધિકાર બહુ જ ગંભીર છે, તેનું "**विराट् मृत्युः**" મૃત્યુ પણ વિરાટ છે. તે અમૃતનો અધિકારી છે. જીવનમાં તે દેહ સહિત બ્રહ્મ સાથે યુક્ત હોય છે, મરણમાં તે દેહનું વ્યવધાન પણ દૂર કરી પેલા પરબ્રહ્મ સાગરમાં પ્રવેશ કરશે, એનું નામ જીવનયોગ. જીવનનું એકેએક બિન્દુ ઉત્સર્ગ કરીને નિત્ય દીપ ચેતાવવો પડશે. અનાડંબર યોગીન્દ્ર દ્વિજેન્દ્રનાથ આપણને આવું જ એક મહા ઉદ્બોધન આપી ગયા છે. આ વખતના ઉત્સવમાં તે બધાંને નિમંત્રણ આપી સહુને છેતરી–વંચિત કરી ખસી ગયા નથી*, આ વખતે તો તેમણે ઉત્સવમાં પોતાને નિઃશેષ રીતે ઢોળી દીધા છે. આ વખતે હવે આપણને કોઇ પણ ઉદ્બોધનની જરૂર નથી. આપણાં હૃદય, મન અને પ્રાણને અનુકૂળ કરી તે જ સત્યનિષ્ઠ બ્રહ્મર્ષિની ઉદ્બોધન વાણી સાંભળવી પડશે.

તેમની ઉદ્બોધન વાણી, આજે આ ઉત્સવ–આકાશને પૂર્ણ કરી ગાજે છે— "આ ક્ષુદ્ર જીવનમાં બંધાઇ રહીને પોતાનાં જીવનને વ્યર્થ મા કરો, હે માનવ ! અસીમ તારો અધિકાર છે, મૃત્યુની તાકાદ શી કે તારો અંત આણે ? મૃત્યુનું આવરણ ખસેડી નાખીને અમૃતની અંદર તારે પ્રવેશ કરવો પડશે. આવું ઉદ્બોધન જ તારે યોગ્ય છે. આવી દીક્ષા જ તારે યોગ્ય દીક્ષા છે. નવજીવન પામ, દ્વિજ થા, સંપૂર્ણ થા, જીવનને ઉત્સવ બનાવી દે."

અંતરાત્મામાં જે આ વાણી સાંભળવા પામીએ તો પછી આજે બીજું કોઇ ઉદ્બોધનની જરૂર છે ખરી ? મહર્ષિની સાધનાની સિદ્ધપીઠ શાંતિનિકેતનમાં જેઓ ૩૦ વરસ

---

*શ્રી દ્વિજેન્દ્રનાથનું મૃત્યુ ઘણું જ ઓચિંતું થયું હતું. બ્રહ્મસમાજના ઉત્સવનાં આમન્ત્રણો તેમના નામનાં નીકળી ગયાં હતાં અને તેમના મૃત્યુ પછી તે નિમન્ત્રણો પાછાં ખેંચવા જેટલો પણ વખત રહ્યો ન હોતો એ હકીકતને લક્ષીને ઉપરનો ઉલ્લેખ કર્યો છે.

અટલ યોગાસને બેઠા હતા, જેઓની પ્રાણપૂર્ણ વાણી સ્થળ અને કાળની સર્વ બાધાઓને વટાવવાને શક્તિમાન છે, તેમની વાણીને શું આપણી અભ્યાસની જડતા અને અચેતનતા આગળ હાર સ્વીકારવી પડશે? આજ તેમની અશરીરી યોગસિદ્ધ મહાવાણી આગળ આપણા ચિત્તનું સઘળું દૈન્ય, દારિદ્ર્ય, અશ્રદ્ધા, અવિશ્વાસથી દૂર થઈ જાવ, કલ્પના, સ્વાર્થબુદ્ધિ, નીચ અભિમાન બળી ભસ્મ થઈ જાઓ.

આજે આ આકાશમાં માત્ર દ્વિજેન્દ્રનાથની જ ઉદ્બોધન વાણી તરે છે એમ નથી, જો સ્થિર થઈને સાંભળીએ તો સાંભળી શકીએ કે તેમની વાણીની પાછળ કેટકેટલા સાધકોની મહાવાણી ગુંજે છે અંતરમાં દીક્ષાનું મહા ઉદ્બોધન માત્ર તેમના મંત્રથી જ આજે ગુંજે છે એમ નથી, અંદર અને બહારનો બધો કોલાહલ શાંત કરી ધ્યાનસ્થ થઈએ તો અમૃતમય વાણી આવતી સંભળાશે કે

तु चैतन्य स्वरूप है जड बन्धन भ्रमरूप ।
सो तेरो आभास है साधिहो मनभूप ॥
मरण माया है मृषा तमरूपि भ्रमरूप ।
तू अनंत स्वरूप है अनहद आनंद रूप ॥

તું ચૈતન્ય સ્વરૂપ છે. જે બંધનો તને બાંધી રહ્યાં છે તે બધાં જડબંધન છે અને ભ્રમરૂપ છે માત્ર અભ્યાસ અને સંસ્કારને લીધે જ તું એ બંધનોને કાપી શકતો નથી. સાધનાના બળે બંધનને દૂર કરી મનનો રાજા થા. મરણ તો માયા છે, મિથ્યા છે. મરણ તો તમોરૂપી છે, ભ્રમરૂપી છે તું અનંત સ્વરૂપ છે, નાદ આનંદરૂપ અસીમ છે.

બહાર અને અંદરનો બધો કોલાહલ શાંત થયા વિના આ બધી મહાવાણી વાસ્તવિક રીતે સાંભળી શકાશે નહિ દિવસના પરિમિત અતિ-પ્રકાશમાં આપણે આપણી પાસેની વસ્તુઓને જ બહુ ઉજ્જ્વલ રૂપે દેખીએ છીએ, પરંતુ તેમાં ગ્રહચંદ્રતારામય અસીમનું જ્વલન રૂપ ઢંકાઈ જાય છે રાત્રિની માફક સ્તબ્ધ, મૌન અને ગંભીર થઈએ તો જ જોઈ શકીએ કે અનંત આકાશને ભરીને કેટકેટલા જીવન્ત સત્યો ઝળક ઝળક કરતા ઉદ્ભાસિત થઈ રહ્યા છે

निरगत परगत रहहु नहीं बोलहु रे
रजनी किया दीन्ह शांति कुंजीते गोलहु रे ।
चमकत निमल रूप झलकत जनु हीरा रे ।
जगजीवन यह मगन भैष तेहिं तीरा रे ॥

બહુ લવલવ બકબક ન કર, માન ધ્યાન થઈને જો. રાત્રિના બધા બારણાં શાંતિની ચાવી વતી ખોલી નાખ, ત્યારે જોવા પામશે કે કેવું નિર્મળરૂપ ચમકી રહ્યું છે! અગણિત ગ્રહ, નક્ષત્ર અને તારાથી જગજીવન હીરાની માફક ઝળકે છે. જગજીવન કહે છે ગંભીર યોગમાં મગ્ન થઈને, પ્રેમમગ્ન થઈને તે અનંત જીવન-સમુદ્રને તીરે સ્થિર થઈને બેસ.

વિધાતાની સાથે ગંભીર યોગમાં યુક્ત થવું પડશે, તેમના રસના રસિક થવું પડશે, તેમના દરદના દરદી થવું પડશે; તો જ આ વિશ્વની જીવંતલીલા અને મહોત્સવ આપણે મેળવી શકીશું. જે પીંછી વડે વિધાતા આ વિશ્વછબિ ચિતરે છે તે તો પ્રેમની જીવંત પીંછી છે. અનંત શક્તિ તેમની છે ખરી, પરંતુ આપણા તરફ તેમનો જે પ્રેમ છે તે પ્રેમનો રસ ન મળે તો તેમની સર્વશક્તિમત્તાના સૂકા રંગો તેઓ ઓગાળશે શેમાં ? શક્તિ જો રસમાં ન ઓગળે તો સૃષ્ટિ થાય જ શી રીતે ?

> सुन्नके कागज पर माणिक कलम लिये
> अरूप सेती रूप न्यारो न्यारो निकरि आयो है।
> यारि सो आदि ओंकार, जासो यह भयो संसार
> हौं रस वर्णक बीच विना चित्र न पायो है॥

શૂન્યના પટ ઉપર તેમણે પ્રેમમાણેકની પીંછી લીધી, અને તરત જ અરૂપમાંથી સેંકડો રૂપો નીકળવા લાગ્યાં ! આદિમાં તો પેલો ઓંકાર જ હતો, જેમાંથી આ સંસાર થયો. યારી કહે છે કે તેમના સૂકા રંગમાં હું જ માત્ર રસમય ભળ્યો છું. મારા સિવાય આ વિશ્વચિત્ર થવાનો કશો સંભવ જ ન હતો. આ સૃષ્ટિમાં મારો જો કશો અધિકાર ન હોત તો આ વિશ્વના ઉત્સવમાં મારે આનંદ શાનો ?

આ ઉદ્બોધન જો જીવનમાં સાચું થાય, જો અંતરની દૃષ્ટિ ખરેખર જ ખુલી જાય, તો તો આપણે જોઇ શકીએ કે આ વિશ્વજગતે પ્રેમના યોગે જ ચાલી ચાલીને એક પ્રેમનો સમાજ તૈયાર કર્યો છે. અણુપરમાણુના નૃત્યથી માંડીને સૂર્ય મહાસૂર્યની પ્રચંડ ગતિ એક કેન્દ્રસ્થ પ્રેમ-યોગદ્વારા જ નિયંત્રિત થયેલી છે. સહુ કો પોતપોતાના પ્રેમનો દીપ ચેતાવી પ્રેમને પંથે પરમપુરુષ, જીવનસ્વામી પરબ્રહ્મને જીવનપ્રદીપ વડે વરવાને યાત્રા કરે છે. મને પણ તેઓ નિરંતર બોલાવે છે, જો યોગયુક્ત થઇને તે સાદ સાંભળી શકત તો તો આ બધી ચંચલતા, સ્વાર્થબુદ્ધિ, નીચતા, કપટતા, અભિમાન દૂર કરી પોતાના અંતરને બોલાવી કહેત કે,—

> मन तुम प्रेम चलन समाजो।
> अविगति गँति ब्रह्म विराजी॥
> अचरज दियना बरो मन्दिरमँ।
> प्रेम ज्योति छवि छाजी॥
> धरणी आकाश तँहा नहि दीखत।
> सुन्दर पुरुष इक साजी॥

હે મન, તું તો પ્રેમ-પથ-ચલન-સમાજી છે. અગતિની ગતિ બ્રહ્મ તેજ પ્રેમ સમાજમાં વિરાજે છે. આ વિશ્વમંદિરમાં પ્રત્યેકના હાથમાં એક એક આશ્ચર્યકારક દીવો છે. શી પ્રેમજ્યોતિની શોભા પ્રકટી રહી છે ! ધરણી, આકાશ કશું જ ત્યાં દેખાતું નથી, માત્ર સુંદર પરમ પુરુષ જીવનનો સ્વામી તે પ્રેમ-સમાજમાં પોતાની શોભાથી પોતે જ પ્રકાશે છે.

ત્યારે હું પણ તે જીવનસ્વામીને કહું છું,–" હે પ્રિયતમ, મારા આ જીવનદીપને જો ન ચેતાવો તો આ માનવજન્મ વ્યર્થ થશે, પછી તેની ગમે એટલી શક્તિ, ગમે એટલું જ્ઞાન, ગમે એટલું ઐશ્વર્ય ભલેને હોય. ક્યારે હું કૃતકૃત્ય થઈને કહી શકીશ– તેમણે પોતાના સ્પર્શમણિના અગ્નિથી મારા પ્રાણને પ્રદીપ્ત કર્યો છે, મને ઉદ્બોધન થયું છે, હું વિશ્વજગતના ઉત્સવમાં ભાગ લઈ શકયો છું ! "

यहि तनके जगदीप कियो प्रीत बतिया जगाय ।
पाँच तत्त्वके तेल चुयाये ब्रह्म अगिन जगाय ॥
प्रेम पियाला पियाइके हो पिया दियो बौराय ॥

પ્રેમની જ્યોત લગાવીને આ તનને જ વિશ્વદીપ કર્યો છે. " ક્ષિતિ, આપ, તેજ, મરુદ્, વ્યોમ "–વિશ્વના આ પાંચ ભૂતની ભૌતિક કહીને ઘૃણા તો કરતો નથી તેઓના અંતરનો રસ જ તેલની માફક ખેંચી બહાર કાઢી તે વડે જ આ જીવનમાં બ્રહ્મજ્યોત ચેતાવી છે એ જ્યોત ચેતવવાના વેંત જ જોઉં છું તો પ્રિયતમ સામે બેઠા છે. તેમણે ત્યારે પ્રેમનો પ્યાલો પાઈને મને મત્ત બનાવ્યો

જીવનની આ બ્રહ્મ જ્યોત ચેતાવવી એ જ ખરું ઉદ્બોધન 'પ્રેમની પીડ' વિના એ જ્યોત ચેતતી નથી આઘાત વિના જેમ અગ્નિ સળગતો નથી તેમ દર્દ વિના પ્રેમની જ્યોત પણ જાગતી નથી

અગ્નિ સળગાવવા માટે તેની ઉજ્જ્વળ જ્વાળાનું મૂલ્ય આપવું જોઈએ બળવાને જો તૈયાર ન થાય તો દીવાને પોતાની ઉજ્જ્વળ જ્યોત મળત ક્યાંથી ? તેને જીવનના વ્યર્થ ઉપકરણો વહી વહીને જ અનંતકાળ અંધકારમાં વીતાડવો પડત. પ્રિયતમનું મુખ જો જોવું હોય તો જીવનના પ્રેમદીપની જ્યોત ચેતાવવી પડશે, દાઝવું પડશે, મરી મટવું પડશે જીવનની આ જ્યોત ચેતાવી લેવી. એનું નામ જ ઉદ્બોધન

विरहिणी मन्दिर दियना बार ।
बिन बाति बिन तेल दरदसों प्रेम दीप उजियारा ।
प्राणप्रिया मेरे घर आयो, यारो अपरको ओंयारा ॥

ઓ વિરહિણી ' જીવનમંદિરના દીપ સળગાવી દે તેલ અને વાટ ન હશે તોયે ચાલશે માત્ર દર્દ અને વ્યથા વડે જ પ્રેમનો દીપ ઉજ્જ્વળ રીતે બળશે આજે તો સળગવું જ પડશે. ભય પામ્યે ચાલશે નહિ, પ્રાણના પ્રિયતમ આજે ઉત્સવ માણવા માટે મંદિર આવ્યા છે હે પ્યારી, આજે પોતાને ચેતાવી પ્રદીપ કરી તેમની સામે ધર.

આજની આ પુણ્યતિથિએ જેઓ આ ઉત્સવક્ષેત્રમાં ભેગા મળ્યા છે તેઓ કોઈ ખાસ સંકુચિત દલના માણસો નથી જુદા જુદા ઘર, જુદા જુદા મંદિરમાંથી આજે અહીં જેઓ ભેગા થયા છે તેઓ બધા " प्रेमपथ चलन समाजी " છે, બધા પ્રિયતમનો સાદ સાંભળી, તેમના જ ઉત્સવમાં ભેગા મળ્યા છે

રાત્રિના કમાડ ખુલી ગયા છે.

"चमकत निर्मल रूप झलकत जनु हीरा"
"अचुत तारका चमके कांचनहार, कत
सूर्य कत चन्द्र नाहि अंत तार।"

વસુંધરાની આજ શી શોભા છે! ધન્ય મહેશ્વરની અપરૂપ રચના!" "**सुन्नके कागज पर माणिक कलम लिये**" શાં વિચિત્ર રૂપો નીકળી આવ્યાં! શો ઉત્સવ તેમણે આજ રચ્યો છે! એ તો તેમનો પોતાનો ઉત્સવ! તેમનાં પોતાનાં પ્રિયજનોને જ તેમણે પોતાના ઉત્સવમાં બોલાવ્યાં છે.

આ મંદિરમાં પ્રિયતમ આજ ઉત્સવ કરવા આવ્યા છે. આજે જો દાઝવાની બીકે પોતાને બચાવી લઇએ તો એ અકૃતાર્થતાનું પછી પ્રાયશ્ચિત્ત જ ક્યાં છે? એટલા માટે આજે હવે ભય પામવાનો ય ઉપાય નથી, આજે જો પોતાથી ન બને તો તેમને કહીશું કે તું મને દેવાલયનો દીપ બનાવી ધન્ય કર, અને તું સત્ય ઉદ્બોધન આપ, આવો અમૂલ્ય ઉત્સવ વ્યર્થ ન થવા દે.

હે સ્વામી, તને જો પામું તો વિશ્વનું કોઇએ ઐશ્વર્ય, કોઇએ સંપત્તિ, મને કૃતાર્થ કરી શકશે નહીં. આવો માનવ જન્મનો સાર જે તારો મિલનમહોત્સવ તેને વ્યર્થ મા થવા દેતો. એમાં જો દાઝવું પડે તોયે સારું, તોપણ તું પોતે મને તારી બ્રહ્મજ્યોતવડે ઉદ્બોધિત કર, પ્રદીપ્ત કર, સાર્થક કર. ઉત્સવ સત્ય હો.

**ક્ષિતિમોહન સેન**

---

# પીટર ક્રોપોટકીન

રૂશિયા વિશે વિચાર કરતાં આપણાં મનોચક્ષુ આગળ બે મૂર્તિઓ ખડી થાય છે: ટૉલસ્ટૉય અને લેનીન. ટૉલસ્ટૉયે રૂશિયાના સાહિત્યમાં નવો યુગ આણ્યો, નવી વિચાર-સૃષ્ટિની સ્થાપના કરી; લેનીને બોલ્શેવિઝમનો સિદ્ધાંત વિકસાવ્યો અને તેનો અમલ કરી બતાવ્યો. આ બન્નેને જોડનાર અંકોડો એ ક્રોપોટકીન.

સાહિત્યમાં ટૉલસ્ટૉયનું જે સ્થાન, બોલ્શેવિઝમમાં લેનીનનું જે સ્થાન તે રાજક્રાન્તિમાં ક્રોપોટકીનનું છે. ત્રણેએ આધુનિક રૂશિયાના ઇતિહાસને ઘડ્યો છે. ત્રણેએ ખાસ વર્ગનું જોર તોડી આમ વર્ગની સર્વોપરિ સત્તા સ્થાપી છે. ત્રણેએ અંગમહેનત–મજૂરીની મહત્તા જીવનમાં ઉતારી છે. ત્રણેએ જન્મથી મળેલ સુખસંપત્તિને તિલાંજલિ આપી પ્રજામાં વાસો કરી રહેલ પ્રભુની સેવા આદરી છે અને એ સેવા કરતાં અનહદ દુ:ખ અને સિતમ વેઠ્યાં છે. આથી ત્રણેનાં નામ પ્રજાના હૃદયમાં અંકિત થઈ ગયાં છે.

ટૉલ્સ્ટૉય અને લેનીનના જીવનથી આપણે સૌ વાકેફ છીએ તેમના વિશે ખૂબ પુસ્તકો લખાયાં છે અને હજુ પણ લખાય છે પણ ક્રોપોટકીનના જીવન વિશે એક પણ પુસ્તક લખાયું જાણ્યામાં નથી. જે એક પુસ્તક છે તે ક્રોપોટકીનનું પોતાનું આત્મચરિત છે અને તે દુષ્પ્રાપ્ય છે. આથી રશિયાના આ રાજ્યક્રાન્તિકારક વીરપુરુષના જીવનથી આપણે અત્યાર સુધી અજ્ઞાત જ રહ્યા છીએ એનું આ આત્મચરિત દુનિયાના તમામ આત્મચરિતોમાં સુંદર અને અપૂર્વ છે લેખકનું જીવન ઘટનાઓથી જેવું ભરપૂર છે તેવું જ તેનું હૃદય નિખાલસતાથી પૂર્ણ છે જીવનની મેઘશ્યામ ઘટનાઓ પણ હાસ્યની વિશુદ્ધિથી પ્રકાશી ઊઠે છે અને વાચકને અદ્ભુત રસમાં તરબોળ કરે છે

આવું આ આત્મચરિત છે અવકાશ હોય તો આખું યે આપણી ભાષામાં ઉતારવા જેવું સરસ છે, પણ આ માસિકના લઘુકાય અંગમાં તે સમાય એમ નથી એટલે એના અવતરણો આપીને જ હું સંતોષ માનીશ

## જન્મ અને બાળપણ

ક્રોપોટકીનનો જન્મ સન ૧૮૪૨ માં રાજવી કુટુમ્બમાં થયો એના પિતા લશ્કરમાં ઑફિસર હતા અને માતા પણ ઑફિસરની જ પુત્રી હતી આ માતામાં સ્ત્રી-ઉચિત સૂક્ષ્મ-મૃદુ ભાવો પણ કેળવાયા હતા એનામાં સાહિત્ય અને કલા પ્રત્યે અસાધારણ રુચિ હતી અને ગરીબો પ્રત્યે માયા અને મમતાથી એનું હૃદય ઉભરાઈ જતું ખેડૂતસ્ત્રીઓને ગોળ કુંડાળામાં રાસ લેતી જોઈ એના પગ થનગની ઊઠતા અને ઝરૂખામાં ઊભી ઊભી પોતાની અમીભરી નજરે અને ઉત્સાહપ્રેરક વચનોએ એ રાસમાં અનેરો રસ રેડતી કેટલીકવાર તો એ એ રસપ્રવાહમાં તણાઈ જતી, નીચે ઉતરતી અને રાસમાં ભળી જતી ખેડૂતસ્ત્રીઓમાં ગોપિકા વચ્ચે રાધા શોભે એમ એ શોભતી આવી એની રસિકતા હતી, આવી એની નિરભિમાન વૃત્તિ હતી

પણ ઘણાના ભાગ્યમાં નથી હોતું તેમ ક્રોપોટકીનના ભાગ્યમાં પણ આવી માતાનું સુખ લખ્યું નહોતું માતાની રસિક વૃત્તિ જ માતાના અકાળ મૃત્યુનું કારણ થઈ પડી એકવાર રાસમાં વેગથી ફુદડી ફરતા પવનનો ઝપાટો લાગ્યો, એમાંથી ફેફસાંનો સોજો ઉપડ્યો અને ક્ષયરોગ લાગુ પડ્યો માએ સશા (અલેક્ઝાન્ડર) અને પીટર (ક્રોપોટકીન)ને પોતાની પાસે બોલાવ્યા અને પોતાના પલંગ પર ચડાવી બન્ને બાળકોને ખાવાનું આપ્યું બાળકોને હરખથી ખાતા જોઈ મા પણ હરખાઈ અને હેતથી પોતાના સાવ દોરડી જેવા હાથે પંપાળવા લાગી પણ ત્યાં તો ઉધરસ ઉપડી અને માની આંખમાં આંસુ આવી ગયાં બહારથી ઉલીઆના આવી બાળકોને લઈ ગઈ અને સુવાડી દીધા. બીજે દિવસે સવારે ઊઠી બાળકો "બા ક્યાં ગઈ? બા ક્યાં ગઈ?" એ પૂછવા લાગ્યા

આ સમયે સશા પાંચ વરસનો અને પીટર સાડાત્રણ વરસનો હતો. બીજે દિવસે બન્ને બાળકોને એક નવા ઘરમાં લઇ ગયા અને તેમને એક જર્મન બાઇ મેડમ બુર્મન અને ઉલીઆનાના હાથમાં સોંપ્યાં. જર્મન બાઇએ આ બાળકોની બહુ સંભાળ લીધી. એને સંસારમાં કોઇ નહોતું–આ બાળકો જ હતાં. પોતાના પગારમાંથી એ બાળકોને રમકડાં લઇ આપતી અને સારૂં સારૂં ખાવાનું આપતી. જ્યારે જ્યારે એના જેવો જ એકલવાયો જર્મન ફેરિયો હંજર બિસ્કીટ વેચવા આવતો ત્યારે તો બાળકોને પેટ ફાટે ત્યાં સુધી એ હંજર બિસ્કીટ ખવાડતી અને તેઓ માંદાં પડશે તો શું ? એની પણ ચિંતા કરતી નહિ.

આમ ને આમ બે વરસો વીતી ગયાં અને એક દિવસ એમના પિતાએ મોકલેલો માણસ આવી બન્ને બાળકોને જૂના ઘરના દિવાનખાનામાં લઇ ગયો. ત્યાં એક સ્વરુપવાન, જુવાન બાઇ બેઠી હતી. આ નવા માણસને જોઇ બાળકો ખમચાયાં પણ બાઇએ એ બન્નેને પોતાની પાસે ખેંચી લીધાં અને તેમની સાથે હસી હસીને રમવા લાગી. બાઇને હસતી જોઇ બાળકો પણ હસી પડ્યાં એટલે બાઇએ કહ્યું: " જુઓ, હું તમારી મા થાઉં." બાળકો રીસાઇને દૂર ઉભાં રહ્યાં અને બોલ્યાં કે: " અમારી મા તો આકાશમાં ગઇ."

બીજે દિવસે મેડમ બુર્મનને રજા મળી. એ જર્મન બાઇએ પોતાને નહિ કાઢવા ખૂબ આજીજી કરી, રડી, " તમને છોકરાં થશે એમને પેટનાં છોકરાં માફક ઉછેરીશ " એમ કંઈ કંઈ વીનવણી કરી પણ નોકર માણસનું કોણ સાંભળે ? નવી બાઇએ એને રજા આપી. ઉલીઆનાને ફ્રોલ સાથે પરણાવી અને છોકરાંઓને ફ્રેન્ચ શિક્ષક પોલેનના હાથમાં સોંપ્યાં.

આ શિક્ષકે બાળકોને ભણાવવું શરુ કર્યું. " વ્યાકરણ શું છે ? " " શુદ્ધિપૂર્વક લખવાની અને બોલવાની કળા તે વ્યાકરણ " વગેરે ફ્રેન્ચ વાક્યોની ગોખણપટ્ટીથી જ ભણતર શરુ થયું. ઇતિહાસનું શિક્ષણ પણ આ ધાટીએ જ શરુ થયું. " ઇતિહાસ વાંચી રાજકુમારો પોતાની પ્રજા પર રાજ કરવાના ઉત્તમ ઉદાહરણો શીખે છે, સિપહસાલારો યુદ્ધની કળા શીખે છે, ન્યાયશાસ્ત્રી..."–ગાડું અટકી પડ્યું. " એ ! અંગુઠા પકડ ! " " ગ્રાન્ડ દાદા ! અંગુઠા પકડ ! " અને બન્ને બાળકોએ નીચા નમી અંગુઠા પકડ્યા અને ન્યાયશાસ્ત્રી ઇતિહાસમાંથી શું શીખે છે ? એ જાણવાનો સજલ નયને વિફલ પ્રયત્ન કરવા લાગ્યાં.

અંગુઠા પકડ વાક્યો મોઢે થતાં નહિ અને કામ આગળ ચાલતું અટકી પડતું ત્યારે પોલેનમાસ્તર સોટીની સહાય લેતા અને બે–ત્રણ–ચાર સબોડી દેતા. બીચારાં બાળકો બૂમરાણ મચવતાં, પણ એ " રાજકુમારો, સિપહસાલારો અને ન્યાયશાસ્ત્રીઓ " સિવાય કોઇ એમની વારે ધાતું નહિ. એકવાર એમની મોટી બ્હેન હેલન ( ઉમ્મર વરસ ૧૩ ) ઘેર આવેલી એણે આ બૂમો સાંભળી. એ લાગલી પિતાના ઓરડામાં દોડી અને આંસુથી છલકાતી આંખે બોલી કે. " મારા ભાઇઓને તમે આ નવી માને સોંપી દીધા અને નવી માએ આ ફ્રેન્ચ નગારચીને સોંપી દીધા. અમારી મા મરી ગઇ. અમારૂં આ ઘરમાં હવે કોઇ બોલનાર નથી. પણ હું છું તો. મારા ભાઇઓને આ નગારચી આમ મારશે એ હું નથી સાંખવાની." પિતાજી સજ્જડ થઇ ગયા. મારવાનું બંધ થઇ ગયું. અને સોટીનો પ્રયોગ શિક્ષક અને બાળકોની તહેનાતમાં રહેલા નોકર ટ્રેસર પર થવા લાગ્યો. બીચારો ટ્રેસર !

એકવાર સશા અને પીટરે સંતાકૂકડી રમતા રમતા કાચનું ઝુમ્મર ફોડી નાખ્યું નોકરોને ખબર પડી એટલે તેઓ બધા એકઠા થયા પણ એમાથી કોઇએ બાળકોને ઠપકાનુ વેણુ સરખું કહ્યું નહિ બીજે દિવસે સવારે પદર રૂબલ લઇ ટિખન બજારમા જઇ એ જ જાતનુ ઝુમ્મર ખરીદી લાવ્યો અને ખાલી જગ્યાએ ગોઠવી દીધું. આ પદર રૂબલ નોકરોએ પોતામાથી જ એકઠા કર્યા હતા. આ વાતની નોકરો સિવાય કોઇને ખબર પડી નહિ

આમ ને આમ ક્રોપોટકીન આઠ વરસનો થયો અને એકવાર તેને રૂશિયાના ઝાર નિકોલાસની નાચપાર્ટીમા લઇ ગયા ત્યા ક્રોપોટકીને રૂવાની ઊંચી ટોપી પહેરી હતી અને એના વાળના ઝુલ્ફા એના ગોળ, રૂપાળા મ્હોડાની આનપાસ વીંટળાઈ નીચે લટકતા હતા. ઝારને આ રૂપાળો છોકરો આકર્ષક લાગ્યો અને તેને ઉપર બોલાવી પોતાની પાસે બેસાડ્યો પછી ધીમે રહી પોતાની પુત્રવધૂ મેરી જે ગર્ભિણી હતી અને પાસે બેઠી હતી તેને કહ્યું, "જો, તારે મને આવો છોકરો આપવાનો છે" મેરીનુ મ્હો શરમથી રાતુચોળ થઇ ગયુ.

આ તો ઝારની માત્ર મશ્કરી જ હતી, પણ તે સાચી પડી હોત તો? તો રૂશિયાનો ઇતિહાસ, યૂરોપનો ઇતિહાસ અને જગતનો ઇતિહાસ કાઈ જૂદો જ લખાત, નહિ?

ઝારે પીટરને શુ ખાવાનુ જોઇએ છે એ પૂછ્યુ પીટરે બિસ્કીટ માગ્યા અને ઝારે એક નોકરને બોલાવી બિસ્કીટની ભરેલી આખી થાળી પીટરની રૂવાવાળી ટોપીમા ઠલવાવી. પણ પીટરે એમાથી એકે બિસ્કીટ લીધુ નહિ ઝારે પૂછ્યુ "કેમ, ખાતો નથી?" પીટરે જવાબ આપ્યો "હુ આ ઘેર સશા માટે લઇ જઇશ." અને જ્યારે પીટર ઘેર આવવા નીકળ્યો ત્યારે કેટલાય સગાવહાલાઓ એની આસપાસ વીંટાઇ વળ્યા અને કહેવા લાગ્યા. 'પિટિયા,* તને તો છડીદાર બનાવ્યો" પીટર કહે "ના, હુ છડીદાર શાનો? હુ તો ઘેર જઇશ" અને પીટર બન્ને હાથે બિસ્કીટ ભરેલી ટોપી ઝાલી ઘેર આવ્યો અને એના ભાઇ સશાને ભેટ્યો ત્યારે એના આનદનો પાર રહ્યો નહિ નવી મા કહેવા લાગી "એ તો જતી વેળા મે મારા હાથે જ ચાદલો કર્યો હતો, તેથી શુકન ફળ્યા" પિતા પણ ખૂબ આનદમા આવી ગયા અને નવી માના હાથમા બીજી શી શી કરામતો હશે એનુ મનમા ને મનમા ચિંતન કરવા લાગ્યા

એકવાર પીટર એકલો બેસી ચોપડીમા માથુ ઘાલી વાચતો હતો ત્યા એક નોકર આવ્યો

"એકલો છે કે?"

"હા"

"નીચે ચાલ નીચે ચાલ તારી ધાવના ગામના મળવા આવ્યા છે"

પીટર નીચે આવ્યો ત્યા એક ખેડૂતે તેના હાથમા રગબેરગી રૂમાલે બાધેલી પોટલી મૂકી: "લે, આ તારી ધાવ વસીલીસાએ મોકલી છે. જો, મફરજન ફરી તો નથી ગયા ને? ફરી નહિ ગયા હોય મેં આખે રસ્તે પોટલી ગાતી પર ને છાતી પર રાખી છે. રસ્તે ઝાકળ ખૂબ પડ્યુ હો" અને એ બૂરી આખો એવી મીઠી રીતે હસી કે એ ધોળા વાળના ભરાવમા મોતી જેવી બે મોટા ટારો પીટરની નજરે પડી

*પીટરનું હુલામણું નામ

"અને આ તારા ભાઇને માટે એની ધાવ અનાએ મોકલી છે," એમ કહી એક બીજા ખેડૂતે પીટરના બીજા હાથમાં પોટલી મૂકી. "કહેતી'તી કે સશો નિશાળે જાય ત્યારે કાંઇ જોઇએ ને!"

પીટરને આ બધું જોઈ શું કહેવું તે સમજ ન પડી અને જતાં જતાં બોલ્યો કે: "વસીલીસાને કહેજો કે એ મને બહુ યાદ આવે છે અને અનાને પણ." આ સાંભળી ખેડૂતો અને નોકરો બધાય હસી પડ્યા અને કહ્યું કે: "જરૂર કહીશું."

ત્યાં તો પિતાના ઓરડાના બારણેથી કરિલા દોડતી આવી અને કહ્યું કે: "જલદી ઉપર જાઓ, ઉપર જાઓ. બાપા આવ્યા. અને પેલો રૂમાલ ભૂલશો નહિ. પાછો લઇ જવાનો છે."

પીટરે પોતાની પોટલી છોડી અને ખાલી કરી. એમાંથી બોર અને સફરજન અને સક્કરપારા અને કંઈ કંઈ નીકળ્યું. પછી પીટરે એ રૂમાલની ગડો વાળી ત્યારે એના મનમાં થયું કે 'હું પણ વસીલીસાને કાંઈ મોકલું.' પણ 'શું મોકલું?' તે તેને સૂઝે જ નહિ. એની પાસે મોકલવા જેવું રમકડું પણ નહોતું–કશું નહોતું. ખિસ્સાખર્ચીના પૈસા પણ તેને મળતા નહિ. ગરીબ બીચારો પીટર!

પીટરને એના પિતા ખિસ્સાખર્ચી નહિ આપતા એને દુઃખ ગણીએ તો આ દુઃખનો બદલો એના પિતા એને રાતે સૂતી વખતે જે વાતો કહેતા એથી બરાબર વળી જતો. પીટરને જો એના પિતાએ ખિસ્સાખર્ચી અને વાતો એ બેની વચ્ચે પસંદગી કરવાને કહ્યું હોત તો પીટર વાતોને જ પસંદ કરત એવો એ વાતોનો રસીયો હતો. પીટર અને સશા મોડી રાત સુધી એમના પિતાને મોઢે જ્ઞાનની અને ગમ્મતની વાતો સાંભળતાં સાંભળતાં ઉંઘી જતા અને કેટલીક વાર તો વચમાં એવા સવાલ પૂછતા કે એમના પિતાને પણ એના જવાબ આપવા ભારે થઈ પડતા.

એકવાર એમના પિતાએ પોતે તુર્કોની સાથે લડતા હતા તે વેળાની વાત કહી. એમનો નિમકહલાલ નોકર ફ્રોલ એમની સાથે જ રહેતો. તે બન્ને એક નિર્જન તુર્ક ગામડા પાસે થઇને ઘોડેસ્વાર થઈ જતા હતા ત્યા કાંઈ પચાસ–સો તુર્કી કૂતરાઓ તેમની કેડે પડ્યા અને તેમના પર એવો હલ્લો કર્યો કે તેમને તેમની તલવાર મ્યાન-બ્હાર કરવી પડી અને એ તલવારનો સ્વાદ કૂતરાઓએ ચાખ્યો ત્યારે જ એમણે પીછો છોડ્યો. પીટર અને સશા તો તુર્કી સિપાઇઓ સાથેની તેમની લડાઈની વાત સાંભળવા માગતા હતા પણ આ તો તુર્કી કૂતરાઓ જ નીકળ્યા! છતાં તેમણે મન વાળ્યું કે "ખેર, સિપાઇઓ નહિ તો કૂતરાઓ, લડાઈ તો થઈ." ઘણીવાર યુદ્ધમાં ગયેલા સિપાઇઓ લડાઈ કર્યા વિના જ પાછા આવે છે એ આપણે ક્યાં નથી જાણતા? છતાં તેઓ પાછા આવીને તો લડાઈની જ વાતો કરે છે એ પણ આપણે જાણીએ છીએ. એટલે પીટર અને સશા આવી બનાવટી વાતો કરતા કૂતરાઓ સાથેની પણ આવી સાચી લડાઈની વાતો સાંભળીને ખૂબ ખુશી થતા અને પોતાના પિતાને બીજી એવી વાતો કહેવા ખૂબ આગ્રહ કરતા; પણ એમના પિતા સાચાબોલા હતા; એમને કૂતરાઓ સાથે કે બીજાં કોઈ પ્રાણીઓ સાથે વિશેષ લડાઇઓ થયેલી નહિ એટલે લડાઈની વાત ટાળી દેતા. પણ એથી

પીટર હઠી જાય તેવો નહોતો એણે પિતાની છાતીએ લગાડેલા ચળકતા સોનાના ચાદ તરફ આગળી કરી કહ્યુ, "બાપા, આ ચાદ તમને શેનો મળેલો છે ?" 'બાપા'ના મુખ પર સ્મિત ફરક્યુ અને મ્હો મલકાવીને કહ્યુ કે "પિટિયા, એ તો બહાદુરીનો ચાદ છે" "શેની બહાદુરી, બાપા ?" "જો, એકવાર અમે બધા તુર્કસ્તાનના એક ગામડા આગળ કેમ્પ નાખીને પડ્યા હતા ત્યા આગ લાગી તે વખતે પવન ખૂબ જોરથી ફુકાતો હતો એટલે આગ આખા ગામમા જોતજોતામા ફેલાઈ ગઈ અને મોટા ભડકા દેખાવા લાગ્યા ગામના લોક જીવ લઇને નાઠા પણ એક બાળક ગામમા રહી ગયુ બાળકની મા હૈયાફાટ રડવા લાગી આથી આપણો નોકર ફ્રોલ આગમા કૂદી પડ્યો અને બાળકને બ્હાર કાઢી લાવ્યો જ્યારે ફ્રોલે એ બાળકને એની માના હાથમા સોપ્યુ ત્યારે એ એના પગમા ઢળી પડી અને એના પગને આસુથી ભીંજવી નાખ્યા ઉપરી અમલદાર પાસે ઉભો રહી આ બધુ જોતો હતો તે બહુ જ પ્રસન્ન થયો અને એણે આ બહાદુરીનો ચાદ આપ્યો"

"પણ, બાપા, એ તો ફ્રોલે એ બાળકને બચાવ્યુ!"

"તેમા શુ ? એ મારો માણસ ખરો કે નહિ ? એ બધુ એક જ"

પણ પીટરને 'એ બધુ એક જ' એ બાબતની ખાત્રી ન થઈ અને એ વિષે વિચારમા ને વિચારમા આખી રાત વીતી ગઈ તેનુ પણ તેને ભાન રહ્યુ નહિ

બીજે દિવસ રાતે પિતાએ બીજી વાત માડી "તમને ખબર છે કે તમારી મા મારી પાસે આવી હતી ?"

"કેવી રીતે, બાપા! એ તો મરી ગઈ"

"તમે, છોકરાઓ, આવી વાત માનો નહિ એક દિવસ રાતે ખૂબ મોડો હુ આ ખુરસીમા બેઠો હતો અને ઝોકા ખાતો હતો ત્યા પાછળથી બારણામા સફેદ ચાદર ઓઢી ચળકતી આખોવાળી તમારી માને આ ઓરડામા દાખલ થતી મેં જોઈ તેનુ આખુ શરીર ફીકુ હતુ મેં એને મરતી વખતે વચન આપ્યુ હતુ કે એની દાસી માશાને (દુબળાપણ માથી) હુ છૂટી કરીશ એ મરી ગઈ અને બીજા કામોમા હુ એવો ભરાઈ પડ્યો કે એને મરી ગયે બાર મહિના વીતી ગયા પણ માશાને હુ છૂટી કરી શક્યો નહિ આથી એ મારી પાસે આવી અને ધીરેથી મને કહ્યુ "અલેક્ષીસ, તમે માશાને છૂટી કરવાનુ મને વચન આપ્યુ હતુ તમે એ વચન ભૂલી ગયા ?" હુ તો ચમકીને ઊભો થયો અને જોઉ તો કોઈ ન મળે મેં નોકરોને બોલાવ્યા અને તેમને આ વાત કરી તેમણે કહ્યુ કે કોઇએ તમારી માને મારા ઓરડામા દાખલ થતા જોઈ નહોતી આખી રાત મને ઉંઘ ન આવી બીજે દિવસે સવારે વહેલો ઊઠી હુ તમારી માની કબરે ગયો અને ત્યા શાતિની પ્રાર્થના કરી માશાને છૂટી કરી"

[જ્યારે પીટરના પિતા મરણ પામ્યા ત્યારે માશા પણ તેમને દફન કરવા આવી હતી તે વખતે તે પરણેલી હતી અને તેને બાળબચ્ચા પણ થયા હતા એના મ્હો પર સુખની લાલી આવી હતી પીટરના ભાઇએ હસતા હસતા પિતાએ કહેલી વાત, માશાને કહી સંભળાવી અને પૂછ્યુ "માશા, આમા સાચુ શુ છે ?"

માશાએ કહ્યું, " આ વાત બન્યે તો વરસો વીતી ગયાં એટલે હવે હું તમને સાચે-સાચી વાત કહીશ. તમારી દેવ જેવી મા મરી ગઈ અને બાર મહિના વહી ગયા પણ તમારા બાપ તો મને છૂટી કરવાની વાત વિસરી જ ગયા. આથી હું સફેદ ચાદર ઓઢીને એમના ઓરડામાં ગઈ અને તમારી માના જેવો અવાજ કાઢીને મેં એમણે આપેલું વચન યાદ દેવડાવ્યું. આ સાચી વાત છે. બોલો, આથી તમે મારા પર પ્યાર તો નહિ રાખો ને ?"

" કદી નહિ. "

[ માશા છૂટી થઈ તે પછી રાજના કાયદાથી રૂશિયાના તમામ દુબળાઓ પણ છૂટા થયા. ત્યારબાદ કેટલે ય વરસે પીટર એના પિતા સાથે વાતચિત કરતો બેઠો હતો ત્યાં દુબળાઓ વિશે વાત નીકળી. ]

" બાપા, તમે એટલું તો કબૂલ કરશો જ કે તમે પણ તમારા દુબળાઓને ખૂબ સતાવતા અને કાંઈ કારણ વિના. "

" બીજું થાય પણ શું ? " અને આમ બોલી એ એમની આરામખુરસીમાં આડા પડ્યા અને ઘણીવાર વિચારમાં ને વિચારમાં પડ્યા રહ્યા. પછી બોલ્યાઃ

" પણ હું જે કરતો હતો તે કાંઈ વિસાતમાં જ નથી. આ સામલેફ બહારથી કેવો મુંવાળો દેખાય છે. બોલે છે કેવું મીઠું મીઠું. પણ એના દુબળાઓને તો એ હેરાન હેરાન કરી નાંખતો. કેટલીયે વાર એ દુબળાઓએ એનો પ્રાણ લેવાનો પ્રયત્ન કરેલો, પણ નસીબનો જબરો તે બચી જતો. મેં કોઈ દિવસ મારી દુબળણો પર હાથ નાંખ્યો નથી. અને પેલો સાળો ટોનકોફ ! એકેને ન છોડી. એકવાર તો બધી દુબળણો એકઠી થઈને એનું કાટલું કાઢવાની હતી......પણ કંઈ નહિ. હવે મોડું થયું છે. સૂઈ જઓ. " ]

[ અપૂર્ણ ]

નંદલાલ મણિલાલ શાહ

---

# સ્વતંત્ર સ્ત્રીનો સંસાર

લોકમાન્યતા એવી છે કે 'સ્વતંત્ર સ્ત્રી' એટલે 'સ્ત્રી' મટીને જે 'પુરુષ' બની છે અથવા બીજું કાંઈ બની છે તે. સ્વતંત્ર સ્ત્રીમા સ્ત્રીપણું તો કોઇ પણ રૂપમા દેખાય જ નહિ. સ્વતંત્ર સ્ત્રી પરણે ? નહિ જ. સ્વતંત્ર સ્ત્રીને વિવાહબંધનનું પારતંત્ર્ય કેમ જ ગમે ! કદાચ પરણે તો સંસાર ચલાવે કે ? નહિ જ તો. ગૃહસંસાર ચલાવવો એટલે તો ગૃહની ચાર દિવાલોની અંદર પોતાની જાતને પૂરી દેવી એવું તે સ્વતંત્ર સ્ત્રીને કેમ પાલવે ?

સ્વતંત્ર સ્ત્રી રાધે ? સ્વતંત્ર સ્ત્રી ધણીની ચાકરી કરે ? સ્વતંત્ર સ્ત્રી અતિથિસ્વાગત કરે ? સ્વતંત્ર સ્ત્રી છોકરા જણે ? કદાચ અકસ્માતથી છોકરા થાય તો તેમને ઉછેરે ? આવા આવા અનેક પ્રશ્નો લોકમન આગળ ખડા થાય છે અને લોકમન તેના જવાબો 'નહિ જ તો' એમ જ આપે છે.

લોકમન એક બીજું એ સ્વીકારી બેઠું છે કે ભણેલી સ્ત્રી એટલે સ્વતંત્ર સ્ત્રી ! સ્વતંત્ર સ્ત્રી વિષેની જે ઉપર કલ્પના આપી તે સર્વમાન્ય ભણેલી સ્ત્રીને સરેરાશ લાગુ પાડવામાં આવે છે, ગુજરાતી પાચ ચોપડીથી માડીને તે બી. એ. કે એમ. એ સુધીનું શિક્ષણ લીધેલી બધી સ્ત્રીઓને સામાન્યત. 'ભણેલી સ્ત્રી' તરીકે ઓળખવામા આવે છે.

ભણેલી સ્ત્રી–અર્થાત્ સ્વતંત્ર સ્ત્રી–સામાન્ય સ્ત્રીની જેમ લગ્નબંધનમાં જકડાઇને વાળવું, રાધવું, સીંધવું, દળવું, ભરડવું, ને છોકરાછૈયા ધવરાવવા વગેરે આવું આવું ન જ કરે. સ્વતંત્ર સ્ત્રી તો કમાવા જશે. પુરુષોની જેમ દસથી પાચ વાગ્યા સુધી નોકરી ઉપર રહેશે. ફરવા જશે. નાટક સિનેમા વગેરેમા મોજમજા કરશે ફુરસદને વખતે નૉવેલો વાચશે. સામાન્ય સ્ત્રી તેમની સાથે વાત કરવા જશે તો તેનો ઉપહાસ કરશે બહુ બહુ તો સભામા ભાષણો કરશે. છાપામા લેખો લખશે સામાજિક સસ્થાનુ મંત્રી તરીકે કામ કરશે. અથવા રાજકીય ક્ષેત્રની ધમાલમા પડશે. સારાશ આજે પુરુષો જે જે કરે છે તે બધું તે કરશે.

આજે ભણેલી સ્ત્રી સંબંધે આ જાતની માન્યતા સ્પષ્ટ અસ્પષ્ટપણે થોડી વા વધુ પ્રમાણમા સર્વત્ર જોવામા આવે છે. લોકમન એટલે સામાન્ય જનતાનું મન આ પ્રમાણે માને છે, એટલું જ નહિ પણ ઘણાખરા સુશિક્ષિત પુરુષો પણ આ જ વિચારો ધરાવતા હોવાથી 'સ્વતંત્ર સ્ત્રી' એ શબ્દપ્રયોગથી લોકો કંપે છે. ને સુશિક્ષિત સ્ત્રી પ્રત્યે અનાદર અને તિરસ્કાર રાખે છે. કેટલીએક સ્ત્રીઓ પણ ઉક્ત માન્યતાને પોતાના વર્તનથી ટેકો આપતી દેખાય છે. યુવાન હિંમતવાન પુરુષો પણ ભણેલી સ્ત્રીને પરણતા ડરે છે. અદૂરદર્શી, રસિક એવા યુવાનો, ભણેલી સ્ત્રી સાથે આપણું જીવન વધારે રસમય થશે એમ ધારીને તેને પરણવા નીકળે છે–અથવા પરણવાની અભિલાષા રાખે છે.–એને તેમ બનવું અશક્ય હોય તો પોતાને દુખી માને છે. પીઢ અનુભવી, દૂરદર્શી આપ્ત ઇષ્ટજનો તેને ચેતવે છે. સુશિક્ષિત કન્યાના માબાપો

આવશે. તે વેળાએ ભારતવર્ષીઓ શું પોતાના જંબુદ્વિપમાં બેસી રહી શકશે. રણમાં દાવાનળ સળગી રેતીનો પ્રચંડ ઝંઝાપાત તથા મોટું વાવાઝોડું થઈ તોફાન જાગે ત્યાં શાહમૃગની માફક રેતીમાં માથું ઘાલી દઇ નિરપેક્ષ નિઃસ્વાર્થ ઝીંદગી ટકાવી રાખી શકાશે ?

આપનો મ્હેં ઘણો વખત લીધો તે માટે ક્ષમા માગું છું. આજનો વિષય પૂરો કરતાં પહેલાં માત્ર આપણી લલિત કલાના પુનરુદ્ધાર માટે શું શું થવા આપણો દેશ આપની પાસે આશા રાખી શકે તે માટે દેશનો સંદેશ જણાવવાની જરૂર છે. બાઇબલમાં જેવી રીતે Ten Commandments એટલે દસ આદેશો આપ્યા છે. તે પ્રમાણે આપણે પણ દસ ફરમાનો પાળવાની જરૂર છે. તે ગણાવી આજનું પ્રદર્શન ખુલ્લુ મૂકયાનું જાહેર કરીશ.

**દસ આદેશ.**

૧ કોઇ પણ હિન્દીવાનને પ્રાસાદ, દર્મ્ય કે બંગલો બંધાવવો હોય તો તેણે હિંદુ શિલ્પશાસ્ત્રના અભ્યાસવાળા સૂત્રધાર પાસે તેનો નકશો કરાવી તેના હસ્તક જ તે બંધાવવો.

૨ કોઇ પણ હિન્દીવાને પોતાના ઘરનો શણગાર કરવો હોય તો ખુરશી, કોચ, ફરનીચર વગેરે સર્વ ગૃહશૃંગારનાં ઉપસ્કરણ હિંદી કારીગરીનાં પસંદ કરવાં.

૩ સૃષ્ટિસૌન્દર્ય અને કલાલાવણ્ય માટે આદરભાવ ઉભો થાય તે માટે શાળાઓનાં મકાનો તથા બીજાં સર્વ જાહેરમકાનો આસપાસ સુગંધીફૂલ સાથેના બાગબગીચા, જળાશયો, ફુવારા વિગેરે મનરંજન થાય તેમ રચાવવા.

૪ લાવણ્યની પૂજા માટે જાપાન દેશ પ્રમાણે જાહેર તહેવારો પસંદ કરવા જેવા કે વસંત રૂતુમાં વસંતપંચમી; શરદ ઋતુમાં શરદપૂર્ણિમા; હેમંતોત્સવ કે જે દિવસે કમળ અગર કુમુદિનીનાં ફુલોથી સર્વ ઉત્સવવિહારીઓ સજ્જ થાય કે અશોકના પ્હેલાં અંકુર ફુટવાના પ્રસંગે લલનાઓ અલક્તક લગાડેલા પગે તેને લાત મારી સૌન્દર્યની પૂજા સ્થાપે.

૫ ધાર્મિક ઉત્સવના દિવસોએ પણ પૂજા અર્ચાની વિધિમાં ફળફુલેવાળાં વૃક્ષ રોપવાની વિધિ દાખલ કરાવવી.

૬ શાળાનાં મકાનો તેમ શેહેરનાં બીજાં જાહેર મકાનો ઉપર દેશના પુરાણોમાંથી બોધ અને નીતિસૂચક ચિત્રપટો દીવાલના શૃંગાર માટે ચિતરાવવાં.

૭ ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ગૃહસૃંગારમાં હિંદુસ્થાનની ચિત્રકલાનાં નમુનેદાર ચિત્રો એકત્ર કરી તેનું પ્રદર્શન કરાવવું.

૮ દેશના સંગ્રહસ્થાનોમા હિંદુસ્તાનના શિલ્પના પૂતળાંઓ તથા ચિત્રોનો સંગ્રહ કરાવવો.

૯ પરદેશની લલિતકલાઓના અભ્યાસ માટે હોનહાર યુવાનોને શિષ્યવૃત્તિ આપી કલાની કેળવણીમાટે પરદેશ મોકલવા અને

૧૦ દેશના કારીગરોએ પોતાના સાંકડાં મન પ્રફુલ્લ કરી સૌન્દર્યની ઉપાસના માટે પરદેશના લાવણ્યમય નમુનાઓને પોતાના કારખાનામાં સ્થાન આપવું.

આટલા આદેશો પળાવ્યાથી લલિતકળાનું ભવિષ્ય સુધરશે એવી હું આશા રાખું છું.

તથાસ્તુ.

---

# આઠમી સાહિત્ય પરિષદની બેઠક

અગાઉથી નક્કી થયા મુજબ આઠમી સાહિત્યપરિષદની બેઠક ચાલુ એપ્રિલની તા. ૨-૩-૪ના રોજ મળી હતી. આ તારીખો નક્કી થવાનું કારણ તો એ છે કે આ દિવસો ઇસ્ટર તહેવારના હોઇ જાહેર રજા તરીકે પળાય છે પણ તેનો આકસ્મિક લાભ, ઋતુની અનુકૂળતા, પણ પસંદગીનું સંપૂર્ણ નિર્ણાયક અને સમર્થક કારણ ગણાવું જોઇએ. નહિ ટાઢ, નહિ તડકો, વસંતની તાઝગી ગમે તે સંમેલનને માટે અનુકૂળ છે, તો વસંતનો મહિમા ગાતા આપણા સાહિત્યને માટે તો વિશેષ કરીને.

તા. ૨ જીએ જૈન વિદ્યાલયમાં બપોરના સંમેલન ભરાયું. સંમેલનનો ખંડ જરા સાંકડો પડતો હતો, પણ મુંબઈનાં સાધનો જોતા એકંદર એ પસંદગી ખોટી નહોતી. સંમેલનનું કામ સંગીતથી શરૂ થયું. પ્રથમ શ્રી નરસિંહરાવના સરસ્વતી સ્તવનનો સંસ્કૃત શ્લોક ગવાયો જેમા **गूढं नूपुरशब्दमात्रमपि** નો ઉલ્લેખ હતો. બીજાં ગુજરાતી ગીતોમાં શ્રી. ખબરદારના 'સદાકાળ ગુજરાત' કાવ્યે સૌનું ધ્યાન ખેંચ્યું. એ શ્રી લલિતજીએ ગાયું.

"જ્યાં જ્યા વસે એક ગુજરાતી ત્યા ત્યાં સદાકાળ ગુજરાત"! બૃહદ્ ગુજરાતની ભાવનાની આ પંક્તિ છે. આપણો ઇતિહાસ, આપણી વહેપારી સાહસિકતા, આપણું મીલનસારપણું એ સર્વ જોતાં આ ભાવના ગુજરાતને સ્વાભાવિક છે. અનુકૂળ સંજોગો હોત તો જાવાથી ઝાંઝિબાર સુધીનો દરિયો ગુજરાતનો જ હોત. પણ અત્યારે તો એ ભાવના ઉપર ટૂંકી વર્ણભેદ ઉપર રચાયેલી સામ્રાજ્યની નીતિના પ્રહારો જ પડે છે. અને એ બૃહદ્ ગુજરાતમાં વસતા ગુજરાતીઓ માટે ગુજરાતે શું કર્યું છે? ગુજરાતના સાહિત્યકારોએ શું કર્યું છે? જો આપણા વિચારકોએ ધાર્યું હોત તો આફ્રિકાની અસંસ્કૃત જાતિઓને આપણે આપણી લિપિ આપણું સાહિત્ય આપણી સંસ્કૃતિ આપી શકયા હોત. તેને બદલે આપણે એ પ્રદેશ તરફ બેદરકાર જ રહ્યા છીએ, ત્યાંના આપણા ગુજરાતીઓ સાથે કલા કે સાહિત્યનો કોઈ જીવન્ત સંબંધ રાખ્યો નથી. હજી કાંઈ મોડું થયું નથી. હજી આપણા સાહસિક જુવાનો, માત્ર વહેપારની મહત્ત્વાકાંક્ષાથી નહિ પણ સાહિત્ય, રાજકારણ, શિક્ષણ, વગેરેની મહત્ત્વાકાંક્ષાથી ત્યાં જાય તો અહીંની બલ અને સંસ્કાર પોષતી પ્રજાકીય સંસ્થાઓના સંબંધમા રહી ત્યાં ઘણું કરી શકે. આખા બૃહદ્ ગુજરાત સાથે આપણી પ્રજાકીય સંસ્થાઓએ હૃદય અંગોનો સંબંધ રાખવો જોઈએ.

સંગીત બાદ સ્વાગતસમિતિના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાનું સત્કાર ભાષણ વાંચ્યું. આપણા સાહિત્યની મુખ્ય ચાર ઊણપો તરફ તેમણે પરિષદનું ધ્યાન **ખેંચ્યું:-કોશ**, સાફ વ્યાકરણ, ગુજરાત-કાઠીયાવાડનો સંશોધાયેલો ઇતિહાસ અને જોડણીનું **સર્વમાન્ય ધોરણ**. ભાષણ દરમિયાન તેમણે-હાલના સાહિત્યમંથનના વેગનો પણ ઉલ્લેખ કર્યો. એ વેગજન્ય વિપુલતામાં કયાં દોષસ્થાનો રહેલાં છે તે બતાવ્યાં. 'હાલનું વાતાવરણ

એવું છે કે દરેક લેખક પોતાને કાંઇક વજુદવાળો સમજે છે. અને તેથી તેને કોઈ માર્ગદર્શકની જરૂર છે એમ તેને લાગતું નથી;' એવું તેમણે હાલના સાહિત્યના વાતાવરણનું નિદાન કર્યું. તે અમને યથાર્થ લાગે છે. માત્ર અમે એટલું ઉમેરવા માગીએ છીએ કે લેખકની આ માન્યતા નીચે કોઈ ખરી આત્મશ્રદ્ધા રહેલી હોતી નથી પણ કંઇક જનતાની અવજ્ઞા અને કંઇક વિષય તરફની ભક્તિનો અભાવ, અને સાહિત્ય તો માત્ર જનતાને ચકિત કરે એવું હોય તો બસ છે એવી સાહિત્ય વિશેની બાલિશ માન્યતા રહેલી છે. અને આ સંજોગોમાં જ જો તે સાહિત્યવેગ ગંભિરવિષયો ઉપર ધસે તો એ વિષયનો અભ્યાસ માત્ર ડહોળાય એટલુંજ પરિણામ આવે એમ અમને ભય રહે છે. પણ છતાં અમે પણ સત્કારમંડળના પ્રમુખશ્રી સાથે એકમત થઈ, આ સર્વ મંથનમાંથી અંતે તો સાહિત્યનો ઉત્કર્ષ જ જોઇએ છીએ; એ કૃત્રિમવેગનું પૂર થોડા કાલમાં ઉતરી જઈ પ્રસન્ન શારદજલ વહેવા માંડશે એવી આશા રાખીએ છીએ.

સત્કારનું ભાષણ પૂરૂં થતાં પ્રમુખની નીમણુકની દરખાસ્ત આવી. શ્રી નરસિંહરાવે રા. બ. રમણભાઇની વિદ્વત્તાની અને સાહિત્યસેવાની પ્રશંસા કરી અને તેમના નાનપણમાં જ પોતે તેમને વિષે આવું ભવિષ્ય ભાખ્યું હતું,—દેવર્ષિએ જયા વિષે ભાખ્યું હતું તેમ—એમ જણાવ્યું. તેને ટેકો આપતાં શ્રી કેશવલાલ ધ્રુવે 'પર્વત' પડછે 'રાઇ' જેટલી પ્રશંસા કરી અને શ્રી વી. મા. દલાલે પારસીઓએ હજાર વરસ ઉપર ગુજરાતની ભૂમિ, ભાષા અને વેષ સ્વીકાર્યો હતો એ વાતનું સ્મરણ કર્યું.

શ્રી પ્રમુખનું ભાષણ અમોએ અન્યત્ર આપેલું છે. તેને વિષે તેમાં પ્રેરણા નહોતી, અમુક વિચારનેતાઓ કે અમુક વિચારપેઢીઓ ઉપર તેમાં અપ્રસ્તુત આક્ષેપો છે વગેરે ટીકા ત્યાંને ત્યાં કહી નાંખવી સહેલી છે અને એવી ટીકાઓ થઇ હતી પણ ખરી. સાહિત્યપરિષદને અંગે જે ખોટી ગરબડો ધમાલો શંકાઓ અને ફરિયાદો થાય છે તેનો તેમણે અદ્ભુત માર્મિક જવાબ આપેલો છે. અને તેમાં વ્યક્તિગત આક્ષેપનો આરોપ ન કરતાં તે છે તેવા સિદ્ધાન્ત રૂપે તે કથનો લઇએ તો ભાષણ તટસ્થ રીતે લખાયું છે એમ ગણાવું જોઇએ.

સાહિત્યનાં સર્વ પ્રકારોની અને તેનાં લક્ષણોની તેમણે સમીક્ષા કરી છે. આ વિષય ઉપર ઘણાં વરસોથી તેઓ જે વિચારો દર્શાવતા આવ્યા છે તે ઉપરાંત આમાં બહુ વિશેષ નથી પણ એ કાંઈ ભાષણનો કે ભાષણકર્તાનો દોષ ન ગણાય. પદ્ય સંબંધી તેમના વિચારો આપણે જાણીએ છીએ, પિંગળના અનાદરથી કાવ્યબંધમાં શિથિલતા આવે છે એમ તેઓ માને છે. નિયમિત પદ્યરચના કાવ્યને આવશ્યક છે એટલુંજ નહિ પણ સ્વાભાવિક પણ છે. અજ્ઞાનથી કે અસામર્થ્યથી થતાં સ્ખલનો, પદ્યનાં કે વ્યાકરણનાં, ભૂષણ નથી પણ દૂષણ છે. કાવ્યેતર સાહિત્યમાં તેમણે નવલકથા અને નાટકને યોગ્ય મહત્ત્વ આપ્યું છે, અને માસિકોની નાની નવલિકાથી સંતોષ ન માનતાં વિસ્તારી નવલકથાનો પ્રયત્ન કરવા લેખકોનું ધ્યાન ખેંચ્યું છે તે યોગ્ય કર્યું છે. ગદ્યમાં ઇતિહાસ જીવનચરિત્ર અર્થશાસ્ત્ર સમાજશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્ર વગેરે જ્ઞાનના સર્વ વિષયોમાં હવે મૌલિક ગ્રન્થોની જરૂર છે. વિવેચનના વિશે તેમણે યોગ્ય રીતેજ બહુશ્રુતપણા ઉપર ભાર મૂકેલો છે અને છેવટે કલા નિતિથી પરાઙ્મુખ ન હોઈ શકે એવો પ્લેટોનો મત ટાંકેલો છે જે અત્યારના વિવે ધ્યાનમાં રાખવા જેવો છે.

સાજથી વિષય વિચારિણી સમિતિ બેસવાની હતી તેને માટે પ્રથમ પ્રતિનિધિ મંડળમાંથી ચૂંટણી થઈ. કહેવું જોઈએ કે આપણા સમાજમાં જાહેર પુરુષોનો પરિચય ઘણો ઓછો છે અને સાક્ષરો તો આ બાબતમાં કેટલાક સામાન્ય માણસો કરતા પણ ઓછી આવડત વાળા જણાતા. તેના પરિણામે પ્રથમ નામોની સંખ્યા થવી જોઈએ એ પછી મત લેવાય અને મત લેવાતા એક માણસ બે વખત મત ન આપી શકે એની સંભાળ પણ લેવાનું કોઈને સૂઝયું નહોતું. ગમે તેમ ખોટા ખરા મતો લેવાયા અને સમિતિમાં તો તેથી પણ વધારે ગરબડાટ ચાલતો હતો. એ સર્વ વ્યતિકર અમે જાણવા માગીએ છીએ અને એવા માર્ગ નાયકો આગળ રજુ પણ કરવા માગતા નથી. માત્ર ત્યાં ચાલતા વિવાદો અને ટપાટપી ઉપરથી અમને એટલું જ કહેવું જરૂર લાગે છે કે એ સર્વમાં અમને આપણી સમસ્ત જનતામાં રહેલો પરસ્પરનો અવિશ્વાસ, નકામા આક્ષેપો, અનૌચિત્ય વગેરે જ પ્રતીત થતું હતું. કોઈ બંધારણમાં નામ નહિ કરવાને લીધે વસ્તુસ્થિતિના અજ્ઞાનની મંદતા અને નિધિનતા પણ દેખાતી હતી. તેમાં પણ ભાવનગર પરિષદે પરિષદમંડળની સત્તા આપવામાં વિચિત્ર સ્થિતિ ઊભી કરી હતી. સામાન્ય રીતે જે સત્તા અમુક સમિતિને ધારા ઘડવાનું કામ સોંપે તે સત્તા આગળ જ તે ધારા છેવટની મંજુરી માટે આવવા જોઈએ. ભાવનગર સાહિત્ય પરિષદે એક મંડળ નીમ્યું અને તેને બંધારણ ઘડવાની છુટ સત્તા આપી. તેણે બંધારણ ઘડી

આગલી સાંજે જ ગુમ થઈ ગઈ. આમાં અમે કાર્યકર્તાઓનો ખાસ દોષ કાઢતા નથી. લેખકો જો વખતસર નિબંધો આપી સહકાર ન કરી બતાવે તો કાર્યકર્તાઓ તેમાં નિરુપાય છે.અમે માત્ર એટલુંજ કહેવા માગીએ છીએ કે આ બાબતમાં હવે ચોક્કસ અને નિશ્ચયવાળાં પગલાં લેવાની જરૂર છે. આવતી સાહિત્ય પરિષદ માટે જો કાર્યકર્તાઓ અત્યારથી ચેતે, નિબંધો ને માટે અત્યારથી ચાંપતા ઉપાયો લેવા માંડે, નિબંધો ગમે તેટલા ઓછા આવ્યા હોય છતાં અમુક તારીખ પછી ન જ સ્વીકારે અને સ્વીકારેલાને છપાવી રાખે, નિબંધોના વિષય વિભાગ ન પાડે તોપણ અમુક સામાન્ય જનતાને રસ પડે એવા અને અમુક વિશિષ્ટ વિદ્વાનો એમ નિબંધો વહેંચી, તેનો સમય નિર્દિષ્ટ કરી બહાર પાડે, અને સર્વરસિક નિબંધોનો સાર અગાઉથી કઢાવી રાખી તેટલોજ અમુક સમયમાં વાંચવાનો નિયમ કરે અને તે અમલમાં મૂકે તો આવો ગોટાળો નહિ થાય એમ અમારૂં માનવું છે. આતો એવું બને છે કે જેમ ગયા યુરોપીય યુદ્ધમાં ખાઇમાં લડતો સિપાઇ આખા સમરાંગણ વિશે કશું જ જાણતો નહિ, તેમ પરિષદમાં હાજર રહેલો પ્રેક્ષક વંચાયલા નિબંધોના ગુણદોષો વિષે કશું જ જાણે નહિ. ત્યાં સાંભળી ન શકે વાંચવા નકલ ન મળે, અને દિવસરાતનો ચાલુ કાર્યક્રમ હોવાથી દૈનિકોમાં વાંચી પણ ન શકે.

આવી સ્થિતિમાં નિબંધો વિશે ખાસ મત આપવો અમને જોખમ ભરેલું લાગે છે. આ સ્થિતિનું એક વિચિત્ર પરિણામ એ આવે છે કે પરિષદ ચાલતાં દરમિયાન નિબંધો ઉપર જે કાંઈ અભિપ્રાયો અપાય તે નિબંધો પૂરા જાણ્યા વિના અપાય અને નિબંધો પૂરા છપાઈ એકાદ બે વરસે બહાર પડે ત્યારે એ વિષય જૂનો થઈ ગયો છે એમ ધારી તેના પર અભિપ્રાય અપાય જ નહિ. એટલે સાહિત્ય પરિષદના નિબંધો ઉપર પુખ્ત વિચારના અભિપ્રાયો બહાર જ ન પડે. આ વખતના નિબંધ વિભાગ માટે મન ઉપર પડેલી છાપ માત્ર આપી શકાય કે સારા નિબંધોની સંખ્યા ઘણી જૂજ હતી. કાર્યકર્તાઓ છેક છેવટ સુધી નિબંધો સ્વીકારવાને તત્પર હતા અને ડૉ. કુંવરજી નાયકનું, સર મનુભાઈ નંદશંકર મહેતાનું, સૌ. લીલાવતીનું અને સૌ. સરોજની મહેતાનું ભાષણ શ્રોતાઓએ રસપૂર્વક સાંભળ્યું હતું.

નિબંધવાંચન પછી સર મનુભાઈ નંદશંકર મહેતાને હાથે પ્રદર્શન ખુલ્લું મૂકાયું. પ્રદર્શનના કેટલાક નમૂનાઓમાં ફાર્બસ સભાના અને શ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજીના નમૂનાઓ ખાસ ધ્યાન ખેંચે એવા હતા. મુંબઈમાં એ કલારસિક અને વિદ્યારસિક શ્રીમંતના અમૂલ્ય ગ્રન્થસંગ્રહ અને પુરાતત્ત્વવસ્તુસંગ્રહની કદર અને ઉપયોગ જોઇએ એવાં થતાં નથી. એમનો એ સંગ્રહ જેમણે જોયો છે તેમને એમના સૌજન્ય, કલારસિકતા, અને વિદ્યાકલાને માટે આપેલા ભોગ માટે માન થયા વગર રહ્યું નથી. બંગાળા વગેરે પ્રાન્તોના મોટા જાગીરદારોને કોઇને કાંઈ વિદ્યા કે કલા વિશે શોખ હોય છે અને તેથી ત્યાં વિદ્યાકલા સારી પોષાય છે પણ ગુજરાતમાં તો આવા વર્ગમાં એમની સાથે કોઇને મૂકી શકાય એમ લાગતું નથી. પણ સમગ્ર લોકમાં જે નવું જીવન સ્ફુરવા લાગ્યું છે તે શેઠિયા વર્ગમાં પણ પહોંચ્યું છે અને નિકટના ભવિષ્યમાં આપણા શ્રીમંત વર્ગને વિદ્યાકલા પાછળ ખરચ કરતો આપણે જોઇશું એ આશા ખોટી નથી.

બપોરના ફરી વિષયવિચારિણી સમિતિ બેઠી હતી. ગઈ રાત્રે વિચાર કરવાનો વખત મળેલો હોવાથી ચર્ચામાં ભાગ લેનાર દરેકની ચર્ચા મુદ્દાસર હતી અને દરેક માણસ તોડ-

જોડ કરવાના મુદ્દા અને સીમા વિષે નિશ્ચિત હતો. તોડજોડ પણ તરત થઈ ગઈ. પરિષદ મંડળમાંથી જે મધ્યસ્થ સભા ચૂંટાવાની હતી તે સભામાં પરિષદ સાત સભ્યો ચૂંટીને મોકલે અને પછી એવી મધ્યસ્થ સભામાથી સાતની કાર્યવાહક સમિતિ ચૂંટાય એવો નિયમ બંધારણમાં હતો તેને બદલે પરિષદે મોકલેલા એ સાત સભ્યો કાર્યવાહક સમિતિના જ ગણાય એવું સમાધાન થયું, જેથી છેવટના કાર્યનિર્ણય વખતે પરિષદનું પ્રતિનિધિત્વ મોટા પ્રમાણમાં રહે. સર્વ પક્ષે આ ઠરાવમાં સંમતિ આપી અને બાકીના સુધારાનું કામ એકદમ ચાલ્યું. માત્ર છેવટની કલમમા શ્રી મટુભાઈએ આગ્રહ કર્યો કે વિષયવિચારિણી સમિતિએ મંજુર કરેલા ઠરાવો ઉપર પરિષદનો ગમે તે સભ્ય પ્રમુખની પરવાનગીથી સુધારો લાવી શકે એમ ઠરાવવું જોઇએ અને એવો સુધારો તેમણે પરિષદની બેઠકમાં લાવવા હક્ક રખાવ્યો. રાત્રે ફરી વિષયવિચારિણી સમિતિ બેઠી અને તેમા ગુજરાતી પાઠ્યપુસ્તકો કરવા સંબંધી અને ગુજરાત યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં બીજી ભાષા તરીકે દેશી ભાષા દાખલ કરવા સંબંધીના ઠરાવો અગત્યના હતા. દેશી ભાષાના ઠરાવની ચર્ચા બહુ રસમય હતી. એક તરફ શ્રી નરસિંહરાવનો આગ્રહ એવો હતો કે ગુજરાતી તથા મરાઠી સાથે, અભ્યાસક્રમ વધારે કઠણ ન થઇ જાય એવી રીતે સંસ્કૃત પણ રાખવી જોઇએ અને શ્રી કેશવ હર્ષદ ધ્રુવ જેવા સંસ્કૃતના વિદ્વાન અને શ્રી બળવંતરાય ઠાકોર જેવા અનુભવી પણ તેમની વિરુદ્ધ હતા.

ત્રીજે દિવસે નિબંધવાચન થઈ રહ્યા પછી ઠરાવો આવ્યા. ઘણાખરા ઠરાવો તો વિરોધ વિના જ પસાર થઇ ગયા પણ પરિષદે મોકલવાના સાત સભ્યોની ચૂંટણીના પ્રશ્ને ઘણો સમય લીધો. આગલે દિવસે વિષયવિચારિણી સમિતિએ દરખાસ્ત માટે સાત નામો નક્કી કર્યાં ત્યારે પણ વિરોધ થયો હતો. અને હવે અનેક નામોની દરખાસ્તો આવવા લાગી અને તે સાથેજ જેમના નામોની દરખાસ્તો મૂકાઈ હતી તેમાંના કેટલાક પોતાને ચૂંટાવાની મરજી નથી એમ જાહેર કરવા લાગ્યા. સભામા અવ્યવસ્થા થઇ ગઈ. પરિષદની ખુલ્લી બેઠકમા સુધારો લાવવાનો જે હક્ક શ્રી મટુભાઇએ આમવર્ગ માટે પસાર કરાવ્યો હતો તે પ્રશ્નની અનિષ્ટ બાજુ ત્યા બરાબર ઉગ્ર રૂપે મૂર્તિમન્ત થઇ. આ સમયે એક કાર્યકુશળ વ્યક્તિએ પ્રવેશ કર્યો. ત્યા હાજર રહેલા માણસોને, તે સમયનો સભાનો ક્ષોભ અને વ્યક્તિનો પ્રવેશ ઘણો સમય યાદ રહેશે. શ્રી પટ્ટણી સમાધાનીના ચિહ્નરૂપ શ્વેતવસ્ત્રે દાખલ થયા. તેમના રંજનાર્થે શ્રી રાયચુરાએ એક લોકગીત ગાયું. શ્રી પટ્ટણીએ આવી દરખાસ્તોમા વખત ગાળવાને બદલે બધા નામોમાથી પ્રમુખશ્રી પોતેજ સાત નામો પસંદ કરી લે એ પરિષદને વધારે શોભાસ્પદ છે એમ જણાવ્યું અને આમવર્ગના હક્કના પ્રતિપાદન માટે લડના આમવર્ગે છેવટે આ યોજના સ્વીકારી અને સાત નામો ચૂંટાયાં. આ પછીનું બધુ કામ બહુ જ સરલતાથી ચાલ્યુ. આભાર માનવાના ઠરાવો આવ્યા. છેવટે આ પરિષદના કાર્યની મુખ્ય જવાબદારી ઉઠાવનાર શ્રી મુનશીએ બહુજ નિખાલસ રીતે અને માર્મિક રીતે પોતાના હૃદયના વિચારો રજુ કર્યા. તેમણે જણાવ્યું કે રાજકારણી સભાઓની વ્યવસ્થા સહેલી છે પણ સાહિત્યકારોની સભાની વ્યવસ્થા અઘરી છે કારણકે દરેક સાહિત્યકાર એક સ્વતંત્ર વ્યક્તિ છે 'દરેકને પોતાનું ઇન્દ્રાસન છે,' અને નડીઆદનુ આમંત્રણ આપનાર શ્રી ચન્દ્રશંકર પંડ્યાને ચેતવણી આપી કે માથે લીધેલા કામના ભારે–તેમને દમ તો છે જ અને–દમ ન નીકળી જાય એની સભાળ રાખે તો ઠીક...

પરિષદનું કામ પૂરું થયા પછી શ્રી મુનશીને ત્યાં ગાર્ડન પાર્ટી હતી ત્યાં ગરબા રાસ વગેરેનો સુંદર કાર્યક્રમ હતો. પરિષદના દિવસો દરમિયાન પણ શ્રી રાયચુરા અને શ્રી માવદાનજીની કથા વગેરેએ લોકોનું મન સારી રીતે ખુશ કરેલું હતું. આવી જાતનો કાર્યક્રમ, જુદી જુદી કોમોના રાસો, ભજનો, વારતાઓ, વગેરેથી કાર્યક્રમને વધારે સુંદર કરવાનો અવકાશ ગુજરાતમાં ભરાતી પરિષદોને વધારે રહેવો જોઇએ એવી અમે આશા રાખીએ છીએ.

પરિષદની ચર્ચામાં ગમે તેવી કડવાશ કોઇને લાગી હશે પણ છેવટે તો સર્વ પ્રસન્ન મને છૂટા પડ્યા છે. નિબંધો વગેરેના વાચનને માટે ગમે તેવા અભિપ્રાયો હશે, પરિષદ મંડળના બંધારણ વિશે ગમે તેવા અભિપ્રાયો હશે, પણ એક કામ પરિષદે સિદ્ધ કર્યું છે અને તે તેનું બંધારણ. બીજી સર્વ નાની વાતો વીસરવી જોઇએ અને વીસરાઈ જશે અને આ પરિષદે જે કુનેહથી બંધારણ પસાર કર્યું તેને માટે તેને પરિષદના ઇતિહાસમાં હમેશનું સ્થાન રહેશે. હવે તેની ઉપયોગિતા સિદ્ધ કરવાનું કામ સાક્ષરોનું રહેશે.

રા. વિ. પાઠક

---

# જ્ઞાનગોચરી

## હિંદ હળવો કર ભરે છે?

ઘણી વખત સરકારી અમલદારો પુસ્તકો દ્વારા જણાવે છે કે દુનીઆના બીજા કોઇ ભાગ કરતાં હિંદમાં ઓછામાં ઓછો કર છે. અને હમણાંજ મી. ફીન્ડલે શીરાજે પોતાના "The Science of public finance" નામના ગ્રંથમાં હિંદ અને બ્રિટનના કરોની સરખામણી કરી બતાવી આપ્યું છે કે હિંદ બ્રિટન કરતાં ઘણોજ ઓછો કર ભરે છે. મી. ફીન્ડલે શીરાજ લખે છે કે:—

"અગાઉ જણાવ્યા પ્રમાણે હિંદમાં કુલ આવકના ૪ ટકા કર લેવામાં આવે છે; જ્યારે બ્રિટનમાં ૨૪ ટકા લેવામાં આવે છે. હિંદ બચત–ફાજલ–આવકનો ૩૦ ટકા જેટલો કર ભરે છે; જ્યારે બ્રિટન ૮૨ ટકા ભરે છે."

મી. શીરાજ ૧૯૨૧–૨૨ ની હિંદની કુલ આવક ૨૮૬૬ કરોડ રૂ.ની ગણે છે. તેની બચત આવક ( કર ભરવાની શક્તિનું પ્રમાણ ) ૩૯૩ કરોડ રૂ. ની ગણવામાં આવે છે; જ્યારે કર માત્ર ૧૨૯·૩૩ કરોડ રૂ. લેવામાં આવે છે. આથી કુલ આવક પર કરનું પ્રમાણ ૪·૫ ટકા જેટલું આવે. અને બચત આવક પર કરનું પ્રમાણ ૩૨·૯ ટકા જેટલું આવે.

આ આંકડાઓનો અભ્યાસ નીચે પ્રમાણે થવો જોઇએ. મી. શીરાજ એક એવા સરકારી અમલદાર છે કે જેમનાં પુસ્તકો અર્થશાસ્ત્ર સંબંધી ગેરસમજુતી દુર કરવાના ઉપાયો તરીકે

ગણવામાં આવે છે. મુંબાઇ ઇલાકાનું ' મજુર સમાચાર '–( ફક્ત નામ માત્રમાંજ તે મજુર સમાચાર છે ) પણ એ જ ઉદ્દેશથી બહાર પાડવામાં આવ્યું છે કે કોઇ પણ હિંદી લેખક હિંદુસ્તાનના દૃષ્ટિબિંદુથી અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે તો તેને નિરુત્સાહી બનાવી દેવો એટલુંયે નહિ પણ તેને હલકો પાડી દેવો.

કર ભરવાની શક્તિનું પ્રમાણ આપણે પ્રજાના જીવનનિર્વાહના ખર્ચના આંકડાઓ ઓછામાં ઓછા લઇને, વધારે બનાવી શકીએ છીએ. મી. શીરાજ પોતાના ગ્રંથમાં આ આંકડો દર વ્યક્તિ દીઠ વર્ષ દહાડા માટે ૯૦ રૂપીઆનો મુકી પોતાનું કામ આગળ ચલાવે છે. ચાર જણાના એક કુટુંબને આથી દર વર્ષે ૩૬૦ રૂપીઆની આવક થઈ. એટલે દર મહિને ૩૦ રૂપીઆ થયા. શું આ ખર્ચ પૂરતું ગણાય ? મી. શીરાજ કહે છે કે " જીવનનિર્વાહના ખર્ચ માટે લીધેલા આ આંકડાઓ હાલ જેવી રીતે હિંદમાં ચાલી રહ્યું છે તે પ્રમાણે લીધા છે, અને નહિ કે તે ખર્ચ કેટલું હોવું જોઇએ તે જોવામાં આવ્યું છે," ખરૂં છે પણ આપણે આખી પ્રજાની કર ભરવાની શક્તિનું પ્રમાણ ખોળવા બેઠા છીએ; અને તેથી આખી પ્રજામાં આવતી ભિન્ન ભિન્ન વ્યક્તિઓની કર ભરવાની શક્તિનું પ્રમાણ કેટલું છે તે શોધવાથી આખા દેશની કર ભરવાની શક્તિનું પ્રમાણ મેળવી શકાય. જીવન ટકાવવાનું જરૂરી ખર્ચ બાદ કરતાં જે આવક બચત રહે તેને જ કર ભરવાની શક્તિ કહી શકાય. અને કુલ આવકમાંથી માત્ર જીવન ટકાવી રાખવા માટે જે ખર્ચ કરવામાં આવે તે બાદ કરીને જે આવક વધે તેને વધારાની આવક કહી શકાય નહિ, અને તેથી તેને કર ભરવાની શક્તિ પણ કહી શકાય નહિ. બીજા શબ્દોમાં કહીએ તો જીવનનિર્વાહનો ખર્ચ ઉદાર ધોરણે ઓછામાં ઓછો મુકીને પછી આવકમાં જે કંઇ વધારો રહે તેને જ આપણે કર ભરવાની ખરી શક્તિ કહી શકીએ. એક કુટુંબને સામાન્ય સુખ સગવડતાવાળું જીવન ગાળવાને જે ખર્ચ કરવો પડે, તે ખર્ચ કુલ આવકમાંથી બાદ કરી જે શેષ આવક રહે તેના પર કરનું ધોરણ નક્કી થવું જોઇએ.

થોડા વખત પહેલાં મુંબાઇના ' મજુર કાર્યાલય ' તરફથી મજુરોના કુટુંબનિર્વાહનો ખર્ચ કેટલો છે તે તપાસવા માટે મી. શીરાજની દેખરેખ નીચે એક કમીટી નિમવામાં આવી હતી. આ કમીટી મજુર જીવનના ધોરણ વિષે નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—

" આંકડાઓ અને બીજી બાબતથી ચોકખું જણાઈ આવે છે કે સામાન્ય સુખ સગવડતાનો વિચાર કરતાં જીવનનું ધોરણ ઘણું નીચું લાગે છે. ખરેખર જો કે હિંદી પ્રજાના જીવનના ધોરણમાં ઘણી ઝડપથી ફેરફાર થઈ રહ્યો છે તો પણ કબુલ કરવું પડશે કે હાલનું જીવનધોરણ ઘણું નીચું છે, અને જે કુટુંબ મહિને ૩૦ રૂપીઆ કમાય છે, તેનું તો ઘણું જ નીચું છે.........સારી રીતે કામ કરવાને સામાન્ય જરૂરીઆતો ( જેમકે ઘર વિ૦ ) જોઇએ તેવી જાતની નથી. કેળવણી પાછળ બહુ જ થોડો ખર્ચ કરવામાં આવે છે. અગર તો બીલકુલ ખર્ચ કરવામાં આવતો નથી. અને અન્ય ઔદ્યોગિક દેશોમાં જેવી રીતે મીલ-મજુરોના બાળકોને કેળવણી મળી રહી છે તેવી કેળવણી અહીંઆં આપવામાં આવતી નથી. વળી વધારામાં સામાન્ય રીતે આ કુટુંબો માંદગીના વખતમાં તેમ જ ઘડપણના વખતમાં પોતાનો નિર્વાહ કરવામાં અસમર્થ બને છે. "

(૧) મહાદેવ (૨) ભીમનાથ (૩) બાબા બલાસ (૪) નારાયણુ (૫) સીવજી (૬) માધુ (૭) રામભદ્ર (૮) શ્રી ભટ્ટ (૯) માધુ સરસ્વતિ (૧૦) જદરૂપ (૧૧) વિષ્ણુનાથ (૧૨) વિષ્ણુ (૧૩) રામકૃષ્ણુ (૧૪) નારાયણુ (૧૫) લુભધર (૧૬) હરજીસુર (૧૭) બાસદયુ મિશ્ર (૧૮) દામોદર ભટ્ટ (૧૯) બાહન ભટ્ટ (૨૦) રામતીર્થ (૨૧) બુધનવાસ (૨૨) નરસીંગ (૨૩) ગોરીનાથ (૨૪) બ્રહ્મઈંદ્ર (૨૫) ગોપીનાથ (૨૬) વજેસેન સુર (૨૭) કૃષ્ણુ પંડિત (૨૮) નીહાલચંદ (૨૯) ભટ્ટાચારજ (૩૦) કાશીનાથ વગેરે વગેરે.

મુસલમાન બાદશાહો કદર કરતા હતા તેથી કેટલા બધા હિંદુ વિદ્વાનો તેમના દરબારોમાં ખેંચાઈ આવતા હતા તેનો કંઈક ખ્યાલ ઉપલી નામાવલિથી આવશે. અકબર બાદશાહ સંબંધી વધારે આશ્ચર્યકારક વાત એ છે કે તેણે અરબ મુસલમાનોની, યુનાની ( ગ્રીક ) ભાષામાંથી ભાષાન્તરો કરવાની, પ્રથા ચાલુ કરી. તેણે ગ્રીક ભાષામાંથી ફારસીમાં ભાષાંતર કરવાની મદદ મળે તે માટે ગોઆથી પાદરી ફારમાલીઉમને બોલાવ્યો હતો. તેના વખતમાં સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતરો થયાં તેમાંથી કેટલાકનાં નામો ભાષાંતરકારોનાં નામ સાથે નીચે આપું છું.

| પુસ્તકનું નામ | ભાષાંતરકારનું નામ |
|---|---|
| ( ૧ ) કીશન જોશી | અબુલ ફઝલ |
| ( ૨ ) ગંગાધર | ” |
| ( ૩ ) મહેશ મહાનંદ | ” |
| ( ૪ ) મહાભારત | નાકીબખાન અને બીજા ચાર માણસો |
| ( ૫ ) રામાયણુ | નાકીબખાન, બદાયુની અને શેખ સુલતાન. |
| ( ૬ ) આરથવવેદ ( અથર્વવેદ ) | સર હિંદના હાજી ઇબરાહીમ |
| ( ૭ ) લીલાવતી | અબુલફયઝી |
| ( ૮ ) હરીવમસા ( હરીવંશ ) | મવલાના શહેરી |
| ( ૯ ) નલ દમયંતી | અબુલ ફયઝી |
| (૧૦) સીંગાસન બત્રીસી | બદાયુની |
| (૧૧) જોગ બશીષ્ટ ( યોગવાસિષ્ટ ) | અબુલફયઝી |
| (૧૨) ખાજક ( જ્યોતિષનો ગ્રન્થ ) | હકમલખાન ( ગુજરાતનો ) |

રામાયણુ અને મહાભારતનાં ભાષાંતરોમાં આ પુસ્તકોમાં આવતાં માણસો અને લડાઇઓનાં મોટા પ્રમાણમાં ચિત્રો બનાવી મૂક્યાં હતાં.

અકબર બાદશાહે જેવી રીતે સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતરો કરાવ્યાં તેવી રીતે અરબી અને ફારસી પુસ્તકોનાં ભાષાંતરો સંસ્કૃતમાં કરાવી સંસ્કૃત સાહિત્યમાં વધારો કર્યો. દાખલા તરીકે ઝીચ મીરઝાઇનું એક પુસ્તક સંસ્કૃતમાં ભાષાંતર કરાવ્યું. આ પુસ્તકનું સંસ્કૃતમાં ભાષાંતર કરનારાઓમાં નીચેના વિદ્વાનો હતા.

(૧) ફતેઉલ્લા શીરાઝી (૨) અબુલ ફઝલ (૩) કૃષ્ણુ જ્યોતિષી (૪) ગંગાધર (૫) મહેશ મહાનંદ.

અકબર પછીથી સંસ્કૃતમાંથી ભાષાંતરો કરવાની પ્રથા ઘણી નિયમિત જોવામાં આવે છે અને તેને બદલે બહુ ધ્યાન હિંદી તરફ આપવામાં આવે છે ફારસી અને અરબીમાંથી હવે હિંદીમાં ભાષાંતરો કરવામાં આવે છે મુસલમાન બાદશાહોનો આ વિદ્યાપ્રેમ અને પરધર્મી વિદ્વાનોની કદર કરવાની વૃત્તિની અસર હિંદુ રાજાઓ ઉપર પણ થાય છે મોગલ બાદશાહ મોહમદ શાહના જમાનામાં જેપુરના રાજા જેસીંગે ૨૦ લાખ રૂપિયા ખરચી એક વેધશાળા બનાવી ત્યારે તેના હુકમથી મુસલમાન વિદ્વાનોએ અરબીમાંથી ખગોળ અને જ્યોતિષશાસ્ત્રોના પુસ્તકોના ભાષાંતરો હિંદીમાં કર્યાં આઝાદ ‘ મુઆસ્સિરુલ મીરજાન ’માં લખે છે કે

‘ જેસીંગના હુકમથી હિંદના ઉલમાઓએ ( મુસલમાન પંડીતો ) શરેહ યગમની ખગોળ શાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર સબંધી ગ્રન્થોના અરબીમાંથી હિંદીમાં ભાષાંતરો કર્યાં ’

એ પ્રમાણે ઈસ્લામી હિંદી બન્ને સાહિત્યો એક બીજાથી સમૃદ્ધ થતા હતા

હવે હિંદી સાહિત્ય સાથેનો ઇસ્લામીઓનો સબંધ જોઇએ મુસલમાનો અહીં આવ્યા ત્યારે સંસ્કૃત મૃતભાષા હતી, વ્યવહારમાં તેનો ઉપયોગ થતો ન હોતો પરંતુ હિંદી ભાષા બોલાતી હતી તેથી મુસલમાનોને તેમાં કાવ્ય લખવાનો માર્ગ ખુલ્લો હતો મુસલમાનો હિંદમાં આવ્યા તે પહેલાથી જ તેઓ વિદ્યાપ્રેમને કારણે સંસ્કૃત અને હિંદી જાણતા હતા મેહમુદ ગીઝનીના કારણે હિંદના કેટલાક ભાગમાં મુસલમાનોનું રાજ્ય સ્થપાયું અને મુસલમાનોએ હિંદીમાં કાવ્ય લખવાનું શરૂ કર્યું મુસલમાનોની સ્વભાષા હિંદી નહોતી તેથી તેમાં તે સારા કવિ થઇ શકે એ અશક્ય હતું પરંતુ આ અશક્યતાને મુસલમાનોએ શક્ય વસ્તુ બનાવી દીધી અને હિંદીમાં સારા કવિ થઇ શક્યા. મુસલમાનોને હિંદુ અને તેમની ભાષા માટે કેટલો પ્રેમ હશે અને તેમાં તેમણે પ્રવીણતા મેળવવા માટે કેટલા પ્રયાસો કર્યાં

**અર્થ:**—તે પોતે પણ આવતો નથી તેમજ કાગળ પણ મોકલતો નથી તેથી નયનોમાં નિદ્રા નથી, અંગમાં આરામ નથી."

આ ખાનદાનો પછીના તઘલખ ખાનદાનના ફીરોઝશાહનું વર્ણન ઉપર આવી ગયું છે. આ ખાનદાન પછી શેરશાહના કાળમાં હિંદીના સૌથી મહાન કવિ મલેક મોહમંદ જાયસી થયા. જેમને હિંદના ઉત્તમ કવિઓની પંક્તિમાં મૂકી શકાય. તેમનું એક કાવ્ય 'પદુમાત' પ્રગટ થયું છે. તે સિવાય તેમનાં બીજાં બે કાવ્યો તેમના ખાનદાનમાં મોજુદ છે પણ હજી કમનસીબે પ્રગટ થયાં નથી. શેરશાહ પછી અકબરના કાળમાં હિંદી ભાષાનું માન એટલે સુધી વધ્યું કે અમીરો અને શાહઝાદા પણ હિંદીમાં કાવ્ય લખતા થયા. જહાંગીરે શાહઝાદા દાનયાલ વિષે લખ્યું છે કે 'તે હિંદી સંગીત માટે ઘણો પ્રેમ ધરાવતો હતો અને હિંદીમાં કવિતા રચતો હતો.' આ સિવાય એ જમાનાનો એક મહાન વિદ્વાન અને દરબારનો અમીર અબ્દુલ રહીમખાનખાનાન છે, જેનું સ્થાન હિંદી કાવ્યમાં ઘણું ઊંચું છે. જહાંગીરના કાળમાં ગવાસી નામના કવિની હિંદીની પ્રવીણતા એ ઉપરથી જોઈ શકાય છે કે તેણે તુતીનામા નામના એક ફારસી ગદ્ય પુસ્તકને એક વાર ફારસીમાં અને બીજી હિંદીમાં એવી રીતે કાવ્યમાં મૂક્યું. બીજા એક કવિ મુલ્લાતુરી હતા. આ કાળમાં સૌથી વધારે ખ્યાતિ મેળવનાર તો હિસારનો હાકેમ શેખ મોહમ્મદ કરબલી હતા. તેમણે એક હિંદુ છોકરીની હાજરજવાબીથી ખુશ થઇ તેને પોતાની સાથે રાખી કેળવણી આપી હતી. કરબલીના ઘણા દુહાઓ છોકરી સાથેના સવાલ જવાબ રૂપે છે. એક વખતે તે લાંબી સફરથી પાછા આવ્યા, છોકરીની આંખમાંથી હર્ષનાં આંસુ વહ્યાં. તેમણે કહ્યું

કેમ દુર્ગ ધરી સનાર મુમ આયો ભાયો નહિ

**અર્થ:**—હે, સન્નારી, તારી આંખો કેમ આંસુથી ભરાઇ ગઈ છે? શું મારૂં આવવું પસંદ ન પડ્યું? તે છોકરીએ તરત જ જવાબ આપ્યો કે

લયનન નયન પખાર લયન હતી તુકો દરસન બીન

**અર્થ:**—તમારી જુદાઇના કારણે મારી આંખોને માટી લાગી ગઈ હતી તેથી મેં તેમને આંસુઓથી ધોઈ નાખી.

હિંદી કવિઓની સંખ્યા ઘણી સારી હતી. ગુલામઅલી આઝાદે એક પ્રખ્યાત પુસ્તક કવિઓનાં જ વૃત્તાંતનું જ લખ્યું હતું જેના અર્ધભાગમાં ફક્ત હિંદી કવિઓનું જ વૃત્તાંત હતું.

તયમુરી બાદશાહ જેટલી પોતાની ભાષાની કદર કરતા હતા તેટલી હિંદીની પણ કરતા હતા; તેથી હિંદી સાહિત્યને સારી પુષ્ટિ મળી હતી. જહાંગીરના દરબારમાં સુરજસિંહ એક હિંદુ કવિને લાવ્યો. તેણે નવા વિષય ઉપર હિંદીમાં કવિતા રચી હતી. આથી બાદશાહ ખુશ થયો અને તેને એક હાથી ઇનામમાં આપ્યો, આ ઉપરાંત તે કાવ્યનું ફારસી ભાષામાં ભાષાંતર કરાવ્યું. આ વખતે હિંદુઓના ગ્રંથો તરફ મુસલમાનોને એટલો પ્રેમ હતો કે કેટલાક માણસો પ્રખ્યાત પુસ્તકોને મોઢે યાદ રાખતા હતા. એક પ્રખ્યાત માણસ મીર હાશમ વિષે કહેવાય છે કે "હિંદનું પ્રખ્યાત પુસ્તક મહાભારત જેમાં આશ્ચર્યકારક વર્ણન અને કથાઓ છે તે તેમને મોઢે યાદ છે."

આ પછી ઔરંગઝેબનો જમાનો આવે છે. સામાન્ય રીતે તેને વિષે કહેવાય છે કે તે ઘણો ધર્માંધ હતો અને તેને હિંદુઓની ભાષા પ્રત્યે તિરસ્કાર હતો. પરંતુ તાજુબની

વાત છે કે તેના વખતમાં હિંદી તરફ જેટલું ધ્યાન અપાયું તેટલું પહેલાં અપાયું નહોતું. તેના અમલદારોમાં ઈરાનનો એક પ્રખ્યાત કવિ ગૂનીર નામનો હતો, તેણે હિંદી કાવ્યોમાં પોતાનું તખલ્લુસ 'પથી' રાખ્યું હતું અને સંગીતના 'પારિજાતક' નામના પુસ્તકનું ફારસીમાં ભાષાંતર કર્યું હતું. એના સિવાય બીજો એક હિંદી કવિ જેનું તખલ્લુસ 'દાના' હતું તે પણ પ્રખ્યાત હતો. આ વખતે હિંદીનો શોખ એટલો બધો વધી ગયો હતો કે ઉલ્મા અને સુફીઓ પણ હિંદીમાં પ્રવીણતા પ્રાપ્ત કરતા હતા. એક મોટા મોલવી જેમનું હિંદીમાં 'ઇન્સાન' તખલ્લુસ હતું, તેમના સંબંધી આઝાદ લખે છે કે "હિંદીના કેટલાક ગહન પ્રશ્નો ઉકેલવા માટે બ્રાહ્મણો તેમની પાસે આવતા હતા. તેમના હિંદી કાવ્યો ઘણાં ઊંચાં હતાં. હિંદી કવિઓ તેમની આગળ માથું નમાવતા હતા અને પોતાનાં કવિત અને દુહા સુધરાવતા હતા." આ સિવાય આલમગીરના દરબારના એક બીજા આલેમ અબદુલ જલીલ બીલગીરામી છે તે પણ હિંદીમા કાવ્ય રચતા હતા. આ સિવાય ઉલમાઓએ એ જ જેપુરના રાજા જેસીંગના હુકમથી ઘણા કઠિન ગ્રંથોનાં હિંદીમાં ભાષાંતર કર્યાં હતા. આ વખતે સૈયદની ઝામુદ્દીન નામના માણસે બનારસનો પ્રવાસ કરી સંસ્કૃત અને હિંદીનો અભ્યાસ કરી તે માટે ઘણી ખ્યાતિ મેળવી. તેમની સંગીતની પ્રવીણતાના કારણે તેમને નાયક કહેવામાં આવતા હતા. હિંદીમાં સંગીત સંબંધી તેમણે નાદચંદ્રિકા અને મધ્ય-નાયક શૃંગાર નામનાં બે પુસ્તકો લખ્યા છે. આ સિવાય બીજા કવિ એક જાગીરદાર સૈયદ રહેમતુલ્લા હતા. તેમણે તે વખતના એક પ્રખ્યાત હિંદુ કવિ ચિંતામણની ભૂલ દેખાડી હતી. આ કારણથી ચિંતામણે તેમને પોતાથી મોટા માન્યા અને તેમની પ્રશંસામાં દુહા લખ્યા. હિંદીના એક ઉસ્તાદ સૈયદ ગુલામ નબી હતા, જેમનું તખલ્લુસ 'દર્શનલીન' અને કાવ્યપુસ્તક 'અંગદર્પણ' નામે છે. બીજા એક સૈયદ બરકતુલ્લા નામે મોલવી હતા જેમનું તખલ્લુસ 'પયમા' અને કાવ્યપુસ્તક 'પયહમ પ્રકાશ' છે. આ બુઝર્ગો સિવાય બીજા પણ ઘણા કવિઓ છે પણ જગ્યાની તંગી તેમના વૃત્તાંત લખવાની રજા આપતી નથી. જેટલા કવિઓ સંબંધી ઉપર લખાયુ છે તે પણ ઘણા ટૂંકાણને લીધે અરસિક થઈ ગયુ છે, પરંતુ એ જવાબદારી મારી નથી પણ જગ્યાની તંગીની છે.

સામાન્ય રીતે દરેક પ્રજા પોતાની સંસ્કૃતિને ઉત્તમ અને બીજાની સંસ્કૃતિને તે જ પ્રમાણે હલકી અને તિરસ્કાર પાત્ર માને છે. તેમા પણ હમેશાં જીતનારી પ્રજા પરાજિત પ્રજાની સંસ્કૃતિને હલકી જ માને છે. અત્યારે પણ એવી જ માન્યતા હિંદના હાલના વિજેતાઓ હિંદની સંસ્કૃતિ વિશે ધરાવે છે. એ જોતાં, સામાન્ય રીતે મુસલમાનોની હિંદુ સંસ્કૃતિ તરફના દ્વેષની ગમે તેવી વાતો અત્યારે પ્રચલિત થઈ છે છતાં, મુસલમાનોએ વિજયી પ્રજા તરીકે પણ હિંદુ સંસ્કૃતિ અને વિદ્યા કલા તરફ જે આદર અને સદ્‌ભાવ બતાવ્યો છે તે સામાન્ય કરતા ઘણો વિશેષ છે એમ કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. આનું કારણ આપણે ઇસ્લામનો જગત્‌પ્રેમ જ ગણવો જોઇએ.

આના પરિણામો પણ ઘણા જ મહત્ત્વનાં આવેલા છે. હિંદની વિદ્યા તરફના માનને લીધે મુસલમાનોમા સમસ્ત હિન્દ તરફ માન અને પ્રેમ ઉત્પન્ન થએલા છે. આ પ્રેમ ઘણા જૂના કાળથી ધાર્મિક સ્વરૂપ પકડતો પણ આપણે જોઇએ છીએ ઇસ્લામે એ હઝરત મોહંમદે હિંદને શ્રેષ્ઠ ગણ્યો છે એવી એક સામાન્ય માન્યતા પણ ઉત્પન્ન થઈ હતી. મોલવી

ગુલામઅલી આઝાદ બીલગીરામીએ પોતાના પુસ્તક 'ગીઝાલુલ હિંદ'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "પહેલાં સ્વર્ગ જેવા હિન્દુસ્તાનનું વર્ણન હદીસ (પેગંબર સાહેબનાં બોધવચનો) અને તફસીર (કુરાને શરીફને સમજાવનારા ગ્રન્થો) માંથી લખવામાં આવે." "સર્વ કરતાં સારી હવા હિન્દની છે" એવું ઇસ્લામના ચોથા ખલીફાનું વચન મનાય છે. એક રિભાયત (નિવેદન) છે કે દુનિયાના સૌથી પહેલા પુરુષ આદમ સ્વર્ગમાંથી નીકળી ત્યાંની ખુશબુઓ લઈ હિન્દમાં આવ્યા. એક કવિએ એ વિચારને કાવ્યમાં પરોવ્યો છે કે

"હિન્દુસ્તાન તે છે જે સ્વર્ગનો બદલો છે, આદમને જુઓ કે તે સ્વર્ગમાંથી હિન્દમાં આવ્યા."

જો કે આ ઉપરની બધી રિભાયતો ઇસ્લામી નથી પણ ક્ષેપક છે, પણ એનાથી હિન્દ સંબંધી મુસલમાનોના કેવા વિચારો હતા તે જણાઈ આવે છે. કવિ અમીર ખુશરૂએ "નો સુપહર" નામના કાવ્યમાં એક ખાસ પ્રકરણ હિન્દની શ્રેષ્ઠતા સાબીત કરવા માટે લખ્યું છે. શ્રેષ્ઠતાનાં કારણો તે જણાવે છે કેઃ—

૧. સમસ્ત જગત કરતાં હિંદમાં વિદ્યાએ વધારે વ્યાપકતા ગ્રહણ કરી છે.

૨. હિન્દના માણસો દુનિયાની બધી ભાષાઓ શીખી શકે છે પણ બીજા દેશના માણસો હિન્દની ભાષા બોલી શક્તા નથી.

૩. દુનિયાના માણસો હિંદમાં જ્ઞાન મેળવવા માટે આવ્યા છે પરંતુ કોઈ હિન્દી એ માટે બહાર ગયો નથી.

૪. અંકગણિતમાં શૂન્ય એ હિન્દુઓની શોધ છે.

૫. કલીલા દમના (પંચતંત્ર) જેવું દુનિયાની ઘણી ભાષામાં ભાષાન્તરો થયાં છે તે મૂળ હિંદનો ગ્રન્થ છે.

૬. શેતરંજની રમત પ્રથમ હિંદમાં શોધાઈ છે.

૭. હિંદમાં જેટલી સંગીતની વૃદ્ધિ થઈ છે તેટલી બીજે ક્યાંઈ થઈ નથી.

આઝાદ બીલગીરામી પોતાના ગ્રન્થમાં એક મુસ્લીમ વિદ્વાનનું નીચેનું વચન ટાંકે છે.

"સૌથી પહેલાં જે ભૂમિમાં પુસ્તકો લખવામાં આવ્યાં અને જ્યાં સૌથી પહેલાં ડહાપણ (તત્વજ્ઞાન) નું ઝરણ ફૂટ્યું તે હિન્દ છે."

આ જે વિદ્યાકલાનો સંબંધ આગળ વધતાં મુસલમાનો હિન્દુઓના ધર્મને પણ માન આપતા થયા હતા. જહાંગીર બાદશાહનો જદરૂપ જોગી માટેનો પ્રેમ મશહૂર છે. હિન્દુ ધર્મ તરફના સમભાવને લીધે જ મુસસલમાનો હિન્દુ ધર્મને પણ ઈશ્વરપ્રેરિત ધર્મ માનવા લાગ્યા હતા. અને હિન્દુ અને બૌદ્ધ ધર્મના મહાન પુરુષોને પયગંબરો પણ માનતા હતા. અમીર ખુશરૂ પોતાના 'નો સુપહર' નામના કાવ્યમાં ઇસ્લામેતર ધર્મોમાં હિન્દુ ધર્મને શ્રેષ્ઠ માને છે. આ ધર્મની વિશાળ ભાવનાથી મુસલમાન બાદશાહોમાં ધર્માન્તર સહિષ્ણુતા આવેલી છે. અકબર આ બાબતમાં મશહૂર છે. જહાંગીર પણ એક જગાએ કહે છે કે "બધા ધર્મોમાંથી કોઈ પણ ધર્મની દુશ્મનાઇથી પોતાના હૃદયને અપવિત્ર બનાવવો નહિ. અને બધા ધર્મોના મોટા પુરુષોને માન આપો, અને સુલેહથી વર્તો." મુસલમાન બાદશાહોએ અને ધર્માંધ ગણાતા ઔરંગઝેબે પણ હિન્દુ મંદિરોને જાગીરો વર્ષાસન વગેરે બક્ષ્યાં છે.

જેમ હિન્દુઓના સંસર્ગથી હિન્દુઓનાં વિદ્યાકલા, ધર્મવિચારો વગેરે ઇસ્લામીઓએ ગ્રહણ કર્યાં તેમ હિન્દુઓએ પણ સાંકડી સ્વરક્ષક નીતિ, પરધર્મનો તિરસ્કાર છોડી દીધાં

અને ઇસ્લામીઓની વિદ્યા ગ્રહણ કરી

આ બે સંસ્કૃતિઓના સંસર્ગથી થતી એકતા છેવટ એક ભાષારૂપે પ્રગટ થાય છે અને તેથી ઉર્દુ ભાષા અસ્તિત્વમા આવે છે

આ પ્રકારનો અત્યારસુધીનો બન્ને સસ્કૃતિઓનો સસર્ગ અને સમભાવ જોતા એ પ્રવાહ આગળ ચાલી બન્ને રાજકીય પ્રજા થઇ હિન્દને ફરીથી યશસ્વી કરશે એ આશા દુરાશા લાગતી નથી

મુનિરૂદ્દિન ર. ગવસી

---

# " લુંટારાનાં સ્વપ્ન "

એક અમેરિકન લેખક ગીબન્સે " યૂરોપનો નવો નકશો " એ નામનુ પુસ્તક ૧૯૧૪ની લડાઇ પહેલા લખ્યુ હતુ એ નકશો ત્યાર પછી કેટલો બદલાઇ ગયો છે તે જગજાહેર છે, પણ લડાઇની પહેલાના યુગમા ગોરા લોકોમા એવી માન્યતા ફેલાઈ ગઈ હતી કે એશિયા અને આફ્રિકાના ખંડો ટુક સમયમા યૂરોપના તાબામા ચાલ્યા જશે એ લેખકે ૧૯૨૨ ની સાલમા " રાજ્યનીતિનો ટુક ઇતિહાસ* " નામનુ પુસ્તક બહાર પાડ્યુ હતુ, તેમા તુર્કી રાજ્યને માટે ભવિષ્ય ભાખ્યુ હતુ કે એ દેશની જુદી જુદી પ્રજા છૂટી પડી જઇને પાસેના રાજ્યોમા ભેળાઈ જશે, તે થોડા વખતમા ખોટુ પડ્યુ છે

યૂરોપીય પ્રજાની અમાનુષી અદેખાઈ, દાવપેચ, જુલ્મ, અને છળકપટને પરિણામે " **આત્મનિર્ણય** " નો જન્મ થયો હતો જ્યારે જ્યારે સત્તાવાન પ્રજાને અનુકૂળ થઈ પડ્યુ ત્યારે નાના રાષ્ટ્રોને આત્મનિર્ણયનો હક્ક આપવાની બાજી ખેલવામા આવી હતી, એટલે અમુક પ્રજાને આત્મનિર્ણય સોંપી દેવાનો ઇરાદો માત્ર દુશ્મન રાષ્ટ્રને નુકશાન કરવાના હથિયાર તરીકે વપરાયો હતો જો જનસમાજના કલ્યાણ માટે આ સિદ્ધાતનો અમલ થયો હોત તો જગતમા શાંતિ અને સુદ્ધિનુ વાતાવરણ ફેલાઈ રહ્યુ હોત મેસોપોટેમીઆ અને પેલેસ્ટાઇનમા જીત મેળવવાનુ રહેલુ થઈ પડે એટલા માટે બ્રિટીશ સરકારે હેજાઝનુ સ્વાતંત્ર્ય કબુલ રાખ્યુ ઇજીપ્ટની પ્રજા હેજાઝના આરબોની માફક મુસલમાની ધર્મના છે અને અરબી ભાષા બોલે છે, અને તેમની સસ્કૃતિ હેજાઝની પ્રજાની સસ્કૃતિ કરતા ઘણી ઉત્તમ છે, તે છતા ઇજીપ્ટને આત્મનિર્ણય આપવાનુ સાથે સાથે સુઝ્યુ નહોતુ

આત્મનિર્ણયના સિદ્ધાતને લીધે ત્રણ મોટા રાજ્યોના ટુકડેટુકડા થઈ ગયા રૂશિયા માથી પોલ, ફીન્સ અને યુક્રેન છુટા પડ્યા અને તેવી જ રીતે ઑસ્ટ્રીઆ અને તુર્કી

* An introduction to world Politics, H A. Gibbons. George Allen & Unwin.

રાજ્યોના ભાગલા પડી ગયા. પણ ઈશ્વરી સંકેત શું હોય છે તે માણસ ક્યાં સમજે છે? રશિયા તુટી ગયું હતું તે ફરી જન્મ પામી નવા સ્વરૂપમાં એકઠું થયું અને તેણે એશિયાની તથા બીજી પ્રજાને સ્વતંત્ર થવાની પ્રેરણા કરી તથા મગદૂર પ્રમાણે મદદ કરવા માંડી. તુર્કી પણ સચેત થયું અને તેની બહાદુરીને લીધે એશિયાની દબાયેલી પ્રજામાં અનહદ આત્મશ્રદ્ધા અને જુસ્સો ફેલાઈ રહ્યાં.

જે રશિયાનો હાઉ એશિયાની બધી પ્રજાને ખાઈ જવા માટે આગગાડી બાંધતો હતો, અને ધીમે ધીમે થોડો પ્રદેશ પચાવતો હતો તે આજે દબાયેલી પ્રજાઓને બંધનમુક્ત કરવા અથાગ પ્રયાસ કરી રહ્યો છે.

યૂરોપનું ભવિષ્ય ભાખવાનું સાહસ આપણે ન ખેડીએ તો પણ એટલું તો ચોક્કસ કહી શકાય કે હવે ઈજીપ્ટ, હિંદુસ્તાન. ઇરાન, ચીન વગેરે દેશોને આત્મનિર્ણય એટલે સ્વરાજ્યનો હક્ક મળ્યા વિના નહીં રહે. યૂરોપ, અમેરિકા, જાપાન વગેરેની પ્રજા નડયાં કરશે તો સ્વતંત્રતા મોડી મળશે, પણ રાષ્ટ્રભાવનાનો પ્રવાહ મંદ પડી ગયો છે, સામ્રાજ્યની ભાવના કટાઇ ગઇ છે, પછાત પ્રજાને કચડી નાંખવાની દુષ્ટ પ્રણાલિકા વગોવાઈ રહી છે અને રાષ્ટ્ર તરફ નહીં તો પ્રજા તથા મનુષ્ય તરફ ન્યાયથી વર્તવાનો નવો માર્ગ ખુલ્લો થયો છે.

માણસનો પ્રયત્ન ગમે તે દિશામાં હોય પણ સમાજના ફેરફાર ઈશ્વરના હાથમાં છે. બ્રિટીશ અને જર્મન સરકારની અદેખાઈ તથા હરીફાઇને લીધે જે મહાભારત યુદ્ધ લડાયું તેને લીધે આયર્લેંડ જેવો પ્રદેશ જે યૂનાઇટેડકિંગડમનો ભાગ છે તે લગભગ સ્વતંત્ર થઈ ગયો. એ સામ્રાજ્યે વસાવેલા દેશો ઑસ્ટ્રેલીઆ, સાઉથ આફ્રિકા, કેનેડા, વગેરે પોતાના પિતૃદેશની વ્હારે ધાઈ આવ્યા ત્યારે બ્રિટનનો આનંદ ઉભરાઇ ગયો, પણ જેવી લડાઇ પૂરી થઇ અને લડાઇની ભયંકર ઉત્પત્તિ વિષે હકીકત બહાર પડવા માંડી ત્યારે એ બધા દેશો લગભગ છુટા પડી ગયા. જો હમણાં ફરીને લડાઈ જામે તો એ દેશો ફરીને પોતાનાં લશ્કર યૂરોપમાં મોકલે એવો સંભવ નથી.

આ લડાઈ ભવિષ્યમાં ફરીને લડાઇ ન થાય એટલા માટે લડવામાં આવી હતી, સત્યના આગ્રહને માટે હતી, બેલ્જીઅમ જેવા નાના દેશોની સહીસલામતી માટે હતી, હંમેશને માટે દુનિયામાં સુખ અને શાન્તિ ફેલાઈ રહે તેટલા માટે લડવામાં આવી હતી વગેરે જુઠાણાં પ્રગટ થઇ ગયાં છે અને બીચારો અમેરિકાનો પ્રેસિડન્ટ ભોળોભટ, પંતોજી વિલ્સન્ વર્સેલ્સમાં મોટી મોટી ફીલ્સુફીની વાતો કરીને પોતાની પ્રખ્યાત ૧૪ કલમો લાવ્યો ત્યારે બ્રિટીશ, ફ્રેન્ચ અને ઇટાલીના મુત્સદ્દી કારભારીઓ લુંટ અને ચોરીની યોજનાઓ ઘડી રહ્યા હતા. એ સુલેહને પરિણામે નથી થઈ સુલેહ કે શાન્તિ, નથી ગયો દ્વેષભાવ કે અણવિશ્વાસ, નાનાં રાજ્યોને નથી મળ્યું અભયવચન, લડાઇની તૈયારીઓ ઓછી થઈ નથી અને જે સ્થિતિ ૧૯૧૪ માં હતી તેના કરતાં આજે ખટપટ, છુપી તપાસ, અને છળકપટ વધ્યાં છે.

પણ યૂરોપીય રાજ્યોની મુશ્કેલી તથા અદેખાઇને લીધે એશિયા અને આફ્રિકાનાં ચગદાઈ ગયેલાં રાજ્યોમાં હિંમત આવી છે. જે રાજ્યો લગભગ નાબૂદ થવા આવ્યાં હતાં તેમને બચવાનો પ્રસંગ મળ્યો છે, અને તેને માટે આત્મસુધારણાના ભગીરથ પ્રયત્નો આવી

રહ્યા છે. જો યૂરોપની પ્રજાઓ અદેખાઈમા રચીપચી રહી ન હોત તો ઇરાનને પોતાની ઇચ્છાપ્રમાણે સુધરવાની તક ક્યાથી મળત ? તેવી જ રીતે ચીન દેશમા પણ કનડગત છે તેથી ત્યા સુધારા તથા ફેરફારો થઈ રહ્યા છે ઇજીપ્ટ તથા હિંદુસ્તાનને આજે જ બચવાનો વખત છે. યૂરોપની અનીતિથી કંટાળેલા બે દેશો—અમેરિકા અને રૂશિયા તટસ્થ રહેશે અને થોડી ઘણી મદદ પણ કરશે રૂશિયાએ નિશ્ચય કર્યો છે કે યૂરોપના દુખો ત્યાના મુડીદારોની ઉદ્યોગ તથા વ્યાપારને લગતી અનીતિને પરિણામે છે તેથી એ આર્થિક વ્યવસ્થાને જડમૂળથી ખોદી નાખવી, પણ આજની આખી યૂરોપીય સંસ્કૃતિનો આધાર એ આર્થિક વ્યવસ્થાના પાયા ઉપર રચાયો છે, એટલે જો તેનો નાશ કરવામા આવે તો યૂરોપીય સંસ્કૃતિ પણ કડડ–ભૂસ કરીને તૂટી પડે રૂશિયા એવા ધરતીકંપ જેવા વિપ્લવથી ગભરાતુ નથી, અને જ્યા એની સલાહ અને મદદનો સ્વીકાર થાય છે ત્યા મુડીવાદની સામે બળવો જગાડવાને મથી રહ્યુ છે. રૂશિયા ઘણુ વિશાળ છે, ઘણુ શક્તિવાન છે તેથી તેની અસર "પૃથ્વી ગ ત્યકારણ" ( World–Politics ) ઉપર થયા વિના રહેશે નહીં.

ખરાબ ઝેરી વાતાવરણમા જન્મ પામીને ઉછરેલા માણસો ચોકખા વિચાર ભાગ્યે જ કરી શકે, તે પ્રમાણે આ પુસ્તકનો લેખક ભવિષ્યમા લડાઈ જ જોઈ રહ્યો છે જ્યારે જર્મન કયઝરને યૂરોપીય લડાઇને માટે તૈયારી કરવી હતી ત્યારે તેણે પીળી પ્રજાના ( મોગોલ ) સંગઠનની બ્હીક બતાવી હતી સર્વ મુસલમાન પ્રજાના સંગઠનની બ્હીક આજે પણ બતાવાય છે, તેવી રીતે મી ગીબન્સ એમ માને છે ભવિષ્યમા અંગ્રેજી ભાષા બોલનારી પ્રજાઓનું સગઠન થશે, એટલે તેમા બ્રિટીશ અને અમેરિકા, કૅનેડા, આયર્લૅંડ, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલૅંડ, સાઉથ આફ્રિકા, વિગેરેની પ્રજા એકઠી થશે અને જંગી સામ્રાજ્ય જમાવશે તેમને બીજી પ્રજાઓ સામે થવાનો સંભવ છે, અને તેટલા માટે નીચે બતાવ્યા પ્રમાણે સંગઠન થઈ શકે ( ૧ ) જાપાન અને લૅટીન યૂરોપ, ( ફ્રાન્સ, સ્પેઈન, ઇટાલી ) ( ૨ ) જાપાન, જર્મની અને રૂશિયા, અથવા ( ૩ ) ચીન અને જાપાન

બિચારા હિંદુસ્તાનને તો કોઈ ઠેકાણે સ્થાન જ નથી ભવિષ્યમા લડાઈઓ થશે એ હકીકત નિર્વિવાદ છે, પણ સમાજની વૃત્તિ અને આદેશ હમેશા એક જ પ્રકારના નથી રહેતા, રાષ્ટ્રીય ભાવના કાઈ અમર નથી, અદેખાઈ ને દ્વેષ હમેશા ટકી રહેતા નથી યૂરોપની બહાર મોટી સત્તા જામશે ત્યારે એ દ્વેષભાવ ઓછો થશે, અને રાષ્ટ્રીય ભાવનાને બદલે ધીમે ધીમે સર્વ રાષ્ટ્રીય–સાર્વજનિક ભાવના ઉત્પન્ન થાય અને ભ્રાતૃભાવ આખી દુનિયામા ફેલાઈ રહે એવુ સ્વપ્ન તદ્દન ફેંકી દેવા જેવુ છે ? રાષ્ટ્રીય એટલે સંકુચિત ભાવનાની પછવાડે મુડીવાદ, નબળી પ્રજાને ગુલામ બનાવી લેવાની તત્પરતા, વ્યાપારનો ફેલાવો, સામ્રાજ્યવાદ વિગેરેનુ જોર હતુ તે ક્ષીણ થતુ જાય છે, એટલે અમારો અભિપ્રાય એવો છે કે ભવિષ્યમા એક બે ટક્કર અને ઝપાઝપી થયા પછી સંપ, શાતિ, અને સ્થિરતા ફેલાઈ રહેશે એ સ્થિરતા કેટલા સૈકા સુધી ચાલશે, અને તેને લીધે પાછી અવનતિ અને સડો પેસશે કે નહીં એ જુદી વાત છે, પણ ગણિતના ત્રિરાશીના નિયમો સમાજશાસ્ત્રને અગર કોઈ પણ જીવત વસ્તુને લાગુ પડતા નથી

સુમન્ત મહેતા

---

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબઈ, ૧૯૨૬

તા. ૨ ૭ એપ્રીલ ૧૯૨૬

## રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠે પ્રમુખપદેથી કરેલું ભાષણ

**સાહિત્યરસિક સન્નારીઓ અને સજ્જનો**

ગુજરાતી સાહિત્ય પરિષદની આ બેઠકના પ્રમુખપદે મારી પસંદગી કરવામાં આવી તે માટે હું કૃતજ્ઞ છું.

આ સાહિત્યપરિષદનો જન્મ થયાને એકવીસ વર્ષ થયાં છે, અને કાયદાએ મનુષ્યની જાત માટે ઠરાવેલી અવધિ પ્રમાણે આ પરિષદની પુખ્ત તથા લાયક ઉમર થઈ છે. આ પ્રસંગે પરિષદની બાલ્યાવસ્થાના અનુભવ તરફ કાંઇક અવલોકન કરવાનું પ્રાપ્ત થાય છે.

સાહિત્યપરિષદ ભરવાની યોજના પ્રથમ ઉપસ્થિત કરનાર સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા આજે આ લોકમાં દુર્ભાગ્યે હયાત નથી. એમના અકાલ અવસાનથી ગુજરાતને ભારે ખોટ પડી છે. યુરોપમાં મળતી ઓરીએન્ટલ કોન્ગ્રેસને ધોરણે મળનારી સંસ્થા ગુજરાતમાં પણ થાય એ તેમની ઉત્કટ ઇચ્છા હતી. ગુજરાતી ભાષાના વિદ્વાનોની વિદ્વત્તાનો નિષ્કર્ષ એકત્ર કરી તે સુલભ અને ફલદાયક કરવાનો આ ઉદ્દેશ જેમ મોટી આકાંક્ષાઓ ભરેલો છે તેમ તેમાં સાહસ પણ રહેલું છે. મહત્ત્વની આકાંક્ષાથી જેમ ઊર્ધ્વ ગતિની વૃત્તિ થાય છે, તેમ આ કાર્યમાં જોખમ રહેલું છે કે આનુષંગિક ફલરૂપે એવા સંજોગો ઉત્પન્ન થાય કે વિમાર્ગની દિશામાં ઘસડી જનારાં બળની પ્રવૃત્તિ થાય.

સાહિત્ય પરિષદને વિમાર્ગે તાણી જનારાં બળ આ રીતે પ્રવર્તિત થયાં છે. સાહિત્ય પરિષદના જન્મથી થયેલા ઉમંગને લીધે કેટલાએકને એવી ઇચ્છા થઈ કે જે જે સાર્વજનિક પ્રવૃત્તિઓ વિશેષ આગળ કરવા જેવી પોતાને જણાતી હોય તેનો સાહિત્ય પરિષદના પ્રયોજન સાથે સંબંધ હોય કે ન હોય તોપણ તે સૌનો સાહિત્યપરિષદમાં સમાવેશ કરવો. આ રીતે નીશાળોનો અભ્યાસક્રમ સાહિત્યપરિષદના કાર્યક્રમમાં દાખલ કરવાનો કેટલાકે આગ્રહ કર્યો છે. વક્તૃત્વકળાનું ઉત્તેજન સાહિત્ય પરિષદે માથે લેવું જોઇએ એમ કેટલાકને અભિલાષા થઈ છે. હિંદુસ્થાનની ભાષા પ્રમાણે પ્રાન્તવિભાગ પાડવાની યોજના સાહિત્ય પરિષદે હાથમાં લેવી જોઇએ એમ કેટલાક તરફથી સૂચના થઈ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એક છે એ ચર્ચા સાહિત્ય પરિષદે કરવા જેવી છે એમ કેટલાકને લાગ્યું છે. પુનર્જન્મનો પ્રશ્ન સાહિત્ય પરિષદે ઉપાડી લેવો જોઇએ એમ એક તરફથી સૂચના થઈ છે. સાહિત્ય પરિષદનું વિશેષ કાર્ય પૃથક્ રીતે હાથમાં લેવાના હેતુની આ સર્વ પ્રયાસોમાં વિસ્મૃતિ થાય છે. જે કાર્યો સારાં લાગે તે સર્વ એક સંસ્થામાં જોડવાથી સર્વ કથળે છે એ આવા પ્રયત્નમાં ધ્યાનમાં રહેતું નથી.

પરિષદના કાર્યમા ક્ષતિ કરનાર બીજો એક અવરોધ ઉત્પન્ન થયો છે કે સાહિત્ય પરિષદનું લક્ષ્ય વિદ્વત્તા ઉપર છે એ ભૂલાઈ જઈ કેટલેક સ્થળે એવી માન્યતા થઈ છે કે સારા માણસને અમુક માનની પદવી આપવાનું માથે લેવું એ પરિષદનું કાર્ય હોવું જોઇએ. તે માટે, અમુક વિદ્વત્તાભર્યું કાર્ય અમુક મનુષ્યે કર્યું હોય તે લક્ષમા લેવા ઉપરાત અમુક કાર્ય અમુક મનુષ્યે નથી કર્યું છતા તે કરવા તે સમર્થ છે અથવા ઈન્તેજાર છે તે લક્ષમાં લઈ પરિષદે તેને ધન્યવાદ આપવો અથવા પદવી આપવી એવી કેટલાકને તીવ્ર ઇચ્છા થઈ છે.

એક ગુંચવાડો 'સાક્ષર' શબ્દથી થયો છે. પરિષદે એ શબ્દનો પ્રચાર નથી કર્યો, પરિષદ સ્થપાયા પ્હેલાં એ શબ્દ ગુજરાતમા વપરાવા લાગ્યો છે; પરંતુ પરિષદની સ્થાપના થયા પછી સામાન્ય વ્યવહારની ભાષામા એ શબ્દ વિશેષ મહત્ત્વ પામ્યો છે; ઘણા લેખકોને એવી ઇચ્છા થઈ છે કે અમે 'સાક્ષર' છીએ એવું ઘોષણ પરિષદ તરફથી થવું જોઇએ. જેઓ વિદ્વાન લેખકો નથી એવા ઘણાને આવી ઇચ્છા થવા લાગી છે, અને, 'સાક્ષર' કયા માણસને કહેવા એ બાબતમા સાહિત્ય પરિષદે કૈં પ્રયાસ નથી કર્યો, સાહિત્ય પરિષદે અમુક મનુષ્યોને સાક્ષર કહ્યા, અમુકને નિરક્ષર કહ્યા, એવું બન્યું નથી, તે છતાં જેમને એમ લાગે છે કે અમને 'સાક્ષર' પદવી નથી અપાતી એ માટે પરિષદ જવાબદાર છે તેઓ પરિષદ અમુક પક્ષની છે–પરિષદમા વાડા છે એવો પુકાર કરે છે. સામાન્ય વાચકો અમુક લેખકોને 'સાક્ષર' કહે કે ન કહે તે એ વાચકોની ખુશીની વાત છે. જેમને વાચકો તરફથી પોતાની એ પદવીનો અંગીકાર કરાવવો હોય તેઓ વાચકોની રુચિ સંપાદન કરે, પણ એ સંબંધમા સાહિત્ય પરિષદને માથે શી રીતે જવાબદારી આવે? પરિષદ તરફથી કોઈ લેખકોના લાભમા કે વિરુદ્ધ કાઇ વિવેચન કરવામા આવતુ નથી. પરિષદમા સામેલ થવાની સૌને છુટ આપવામા આવે છે, પરિષદમાં સામેલ થવાની કોઇને ના કહેવામા આવતી નથી. પરિષદમા સામેલ થનાર પુરુષોએ પરિષદ બહાર અમુક વિચાર દર્શાવ્યા હોય તે ઉપરથી પરિષદને માથે જવાબદારી ઠરાવી શકાય નહીં. આમ છતાં પરિષદ અમુક પક્ષનો જ સ્વીકાર કરે છે એમ શા ઉપરથી કહી શકાય?

પરિષદના પ્રમુખપદનો પ્રશ્ન એ પરિષદના કાર્યમા વ્યગ્રતા વડે ક્ષતિ કરનારૂં વળી બીજું કારણ બને છે. પરિષદની બેઠકનો સમય પાસે આવે છે ત્યારે વર્તમાનપત્રો વાચનારા અને ચર્ચાપત્રો લખનારા જે સખ્સોને ગુજરાતી ભાષાના અને ગુજરાતી સાહિત્યના પ્રશ્નોમા ઝાઝો રસ પડતો નથી અને પરિષદ તમાશા તથા ધાધલ રૂપે જ આકર્ષક લાગે છે તેમને પરિષદના પ્રમુખની પસંદગીનો પ્રશ્ન ઘણા અસ્વસ્થ કરે છે, હિંદની મહાસભાના પ્રમુખપદના પ્રશ્ન કરતા પરિષદના પ્રમુખપદના પ્રશ્નથી તેમને વિશેષ બેચેની થાય છે, પરિષદમા કરવાનું કાર્ય તેમને ગૌણ જણાય છે, અને, પ્રમુખની પસંદગીના વાદવિવાદનો કોલાહલ તેમને પ્રધાન જણાય છે. ભાષા અને સાહિત્યના પ્રશ્નોમા જેમની રુચિ મંદ રહે છે, તેમને આવા ઉપર ઉપરના પ્રશ્નોમાં ઘણી તીવ્રતા રહે છે. અને દુર્ભાગ્યે આ વાદવિવાદમા કટુતા તથા દુરાગ્રહ દાખલ થાય છે અને તેથી આડકતરી રીતે પરિષદની પ્રગતિને હાનિ થાય છે. સમસ્ત ભારતવર્ષના સાર્વજનિક જીવનમા પાયમાલી ફેલાવી રહેલો કોમી ભેદનો સવાલ પણ આ ચર્ચામા દાખલ કરતા કેટલાક ભાઇઓને સંકોચ થતો નથી. તો પછી, બીજી અપ્રસ્તુત વાતોની શી ગણતરી? અમુક ગૃહસ્થ સાહિત્યના અમુક કામ માટે અમુક

રકમ આપવા તૈયાર છે માટે તેને પરિષદના પ્રમુખપદે પસંદ કરવા જોઇએ એ દલીલ પણ આવે પ્રસંગે થઈ છે.

આ સંબંધે અહીં એટલું જ કહીશું જેને પોતાના લેખની ઉત્તમતાનો સ્વીકાર કરાવવો હોય તેને માટે એ જ માર્ગ છે કે તેણે ઉત્તમ લેખ લખવા; બીજું બધું પોતાની મેળે થઇ રહેશે. પરંતુ શીશીમાં પાણી ભરી તેના પર ‘ શરબત ’ની ચીઠ્ઠી ચોડાવવાનો આગ્રહ કરવો કે લોક એ રીતે પાણીને શરબત ગણી પી જાય અને શીશીમાંના પાણીની પ્રશંસા કરે એ વ્યર્થ છે. ચીઠ્ઠીઓ ચોઢી માણસોને વિદ્વાન બનાવવાની પરિષદમાં શક્તિ નથી.

ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ એ સાહિત્ય પરિષદનું લક્ષ્ય છે. ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ ભાષા અને સાહિત્યમાં પ્રવૃત્તિ કર્યાથી અને તે કાર્યમાં શિષ્ટતા સંપાદન કર્યાથી થાય છે. બીજાં ધોરણો આ વિષયમાં નિરર્થક છે એ વસ્તુસ્થિતિનો અનાદર કર્યાથી ઉપર કહ્યાં તેવાં પરિણામ થાય છે. શિષ્ટતા ઉપર આગ્રહ કરવાની આવશ્યક્તા છે. શિષ્ટતાની સંપત્તિ માટે લેખમાં જે અંશો જરુરના છે તેની ગણના કંઇક આમ થઈ શકે: ( ૧ ) બહુશ્રુતપણાના સંસ્કાર. ઉત્તમ લેખોનાં વાંચન, અભ્યાસ તથા વિવેચનથી વિદ્વત્તાના સંસ્કાર કેળવ્યા વિના લેખ લખવા જતાં લેખ ગ્રામ્યતા, અજ્ઞાન અને અપરિપક્વતાવાળા તથા કઠોર લાગે છે. ( ૨ ) વાણી અને વિચારની શુદ્ધતા, સામર્થ્ય અને ઉદાત્તતા. વિચારના તત્ત્વમાં અને તેના ઉચ્ચારણમાં નિર્મલતા ન હોય ત્યાં જુગુપ્સા ઉત્પન્ન થાય છે. જેમાં ઉદાત્તતા ન હોય, વાંચનારા કે સાંભળનારાના ચિત્તને ગ્રહણ કરવાની અને ઉચ્ચ માર્ગે દોરવાની તથા ઉચ્ચતાનું દર્શન કરાવવાની શક્તિ ન હોય તે મોળું, નિર્વીર્ય થઇ પડે છે. ( ૩ ) અપૂર્વતા અને કલ્પનામયતા. લેખકનો કોઇ ખાસ સંદેશો છે, તેના વક્તવ્યમાં અથવા ઉક્તિપ્રકારમાં કાંઇ નવીનતા છે, તેના ચિત્તે કાંઈ ઉદ્દયન કર્યું છે, અર્થને પ્રકાશિત કરવા કાંઇ કલ્પનાનો આશ્રય કર્યો છે, એમ લાગે ત્યાં સુધી આકર્ષતા નથી આવતી. ( ૪ ) વિષય નિરૂપણ ગંભીરતાવાળું વિવેકવાળું અને સમતોલપણાવાળું હોવું જોઇએ. વિષયના નિરૂપણમાં ઉછાંછળું, તોછડાપણું, બાલિશતા, પક્ષપાતીપણું, વિવેકહીનતા અથવા અવિચારી અત્યુક્તિ જણાય ત્યારે તેનું સામર્થ્ય ન્યૂન થાય છે, લેખક ઉપર માનવૃત્તિ થતી નથી અને તેનું લખાણ આદરને પાત્ર થતું નથી, તથા નિરૂપણ અસર કરી શકતું નથી. ( ૬ ) લેખન-શૈલીમાં ઓજસ્ પ્રસાદ તથા માધુર્ય હોવાં જોઇએ. સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં લેખનના આ ગુણો આવશ્યક કહ્યા છે. ઓજસથી શૈલીમાં વીર્ય, ચિત્તનો વિસ્તાર કરનારી દીપ્તિ તથા સ્ફૂર્તિ આવે છે અને તે વિના મંદતા વ્યાપે છે. પ્રસાદથી અર્થની સ્પષ્ટતા થાય છે, ભાષામાં નીતર્યાં પાણી જેવી સ્વચ્છતા અને વિશદત્વ આવે છે. તે ન હોય તો લેખન ડોહોળાઈ ગયેલું લાગે છે. એકને બદલે અનેક અર્થનો ભાસ થવાથી ગુંચવાડો થાય છે, અને અર્થરહિતતાની શંકા નડે છે. માધુર્યથી ભાષામાં મીઠાશ આવે છે, નિરૂપણ રમણીય લાગે છે. તેની રુચિકરતાથી મનોરંજકતા વ્યાપે છે તથા નિરૂપણ આકર્ષક થાય છે. આ રીતે આ ગુણો લેખનમાં આવશ્યક છે.

છઠ્ઠી સાહિત્ય પરિષદમાં સાહિત્યવિભાગમાં અધ્યક્ષપદેથી વ્યાખ્યાન કરતાં સાહિત્યની વ્યાખ્યા કરતાં મેં સ્ટોપફર્ડ બ્રુકનાં આ વચનો ઉતાર્યાં હતાં:—

'The History of English literature is the story of what great English men and women thought and felt and then wrote down in good prose and beautiful poetry in the English language'

'મહાન ઇંગ્રેજ પુરુષોએ અને સ્ત્રીઓએ કેવા વિચારો બાંધેલા અને તેમને કેવી લાગણીઓ થયેલી, અને તે સર્વ ઇંગ્રેજી ભાષામાં સારા ગદ્યમાં અને સુન્દર કવિતામાં ઉતારીને કેવી રીતે લખેલા એ વૃત્તાંતથી ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ બનેલો છે' આ વચનોને આધારે મેં કહેલું કે, "શિષ્ટતાવાળા લેખોનો ભંડાર તે સાહિત્ય" છે આ વ્યાખ્યા વિરુદ્ધ ટીકા કરવામાં આવેલી કે એ વ્યાખ્યા ઘણી સાંકડી અને સંકુચિત છે એ ટીકાનો આશય એવો સમજાય છે કે સાહિત્યની વ્યાખ્યા એવી વિસ્તારી હોવી જોઇએ કે અશિષ્ટતાવાળા લેખની પણ સાહિત્યમાં સહેલથી ગણના થાય પરન્તુ, આ રીતે અશિષ્ટતાનો અંગીકાર કરવાથી સાહિત્યની ઉચ્ચતા નષ્ટ થાય તેમ છે

આ સંબંધમાં મરાઠી ભાષામાં ત્રણ શબ્દો વપરાય છે વાઙ્મય, સારસ્વત અને સાહિત્ય ભાષામાં જે કંઈ લખાયું હોય અથવા બોલાયું હોય તે તે શબ્દોમાં જ્યાં પ્રકટ થયું હોય તે વાઙ્મય વાઙ્મયના વિશાલ પ્રદેશમાં સારસ્વતનો સમાવેશ થાય જે વાઙ્મયમાં ઉદાર, લલિત, અભિજાત તથા નાગર ગદ્યપદ્ય પ્રબંધ હોય તે સારસ્વત ગણાય સારસ્વતમાં સાહિત્યનો સમાવેશ થાય જે પ્રબંધરચના વિચારસૌન્દર્યવાળી તથા ભાષાસૌન્દર્યવાળી હોય તેની સાહિત્યમાં ગણના થાય રા રા વાસુદેવ ગોવીંદ આપ્ટે નીચે પ્રમાણેની બે વ્યાખ્યાઓ આ સંબંધમાં ધ્યાનમાં લે છે

"Literature consists of all the books, and they are not so many, where moral truth and human passions are touched with a certain largeness, sanity and attraction of form."—Lord Morley

"જે લેખમાં નીતિનાં સત્ય તત્ત્વ અને મનુષ્યના મનોભાવનું નિરૂપણ કંઈક ઉદારતાથી અને ડાહપણથી આકર્ષક સ્વરૂપથી કર્યું હોય તે સર્વ પુસ્તકોથી સાહિત્ય બને છે, અને એવાં પુસ્તકો ઘણાં નથી હોતાં—લૉર્ડ મોર્લી

"*Literature is a vital record of what men have experienced* of it, what they have thought and felt about those aspects of it which have the most immediate and enduring interest for all of us,"—Hudson.

"માનવી જીવિતના નિકટ તથા નિત્ય સંબંધમાં આવેલી બાબતો વિશે માણસોએ જે કંઈ અનુભવ્યું છે, જે કંઈ વિચાર્યું છે અને તેમને જે કંઈ લાગ્યું છે, તે સર્વની માર્મિક નોંધ તે સાહિત્ય"—હડસન

એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા (૧૧ મી આવૃત્તિ)માં પ્રો જેમ્સ કેની સાહિત્યની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે—

"Literature may stand for the best expression of the best thought reduced to writing."

"સાહિત્યનો અર્થ એવો થાય કે ઉત્તમ વિચારો ઉત્તમ ભાષામાં ઉતારેલા હોય તે લેખ છે."

**"साहित्यसंगीतकलाविहीनः" भर्तृहरि। "साहित्यपाथोनिधिमन्थनोत्थं कर्णामृतं रक्षत भो कवीन्द्राः। बिल्हण।** એ ઉક્તિઓ પરથી રા. રા. વાસુદેવ ગોવિન્દ આપ્ટે અનુમાન કરે છે કે પૂર્વે "સાહિત્ય" શબ્દનો અર્થ "કાવ્ય" થતો. પણ, સાંપ્રત કાળમાં તે શબ્દની વ્યાપ્તિ વધી છે એમ તેઓ સ્વીકારે છે. **सहितस्य भावः साहित्यम्** એ વ્યુત્પત્તિ સૂચવી તેઓ કહે છે કે અનેક વ્યક્તિના વિચારનું સંમેલન ભાષાદ્વારા જ્યાં પ્રગટ થયું હોય તે સાહિત્ય. **हितेन सह सहितं तस्य भावः साहित्यम्** એવી પણ વ્યુત્પત્તિ કેટલાક કરે છે, તેમને મતે હિતકારક ઉક્તિઓનો સંગ્રહ તે સાહિત્ય છે. એમાંની પહેલી વ્યુત્પત્તિ રા. રા. વાસુદેવ ગોવિન્દ આપ્ટે વધારે પસંદ કરે છે. પરંતુ, સાહિત્યથી હાલ શું વિવક્ષિત થાય છે તે નક્કી કરવામાં વ્યુત્પત્તિ આપણને ઝાઝી મદદ કરી શકે તેમ નથી. ઉપર જે વ્યુત્પત્તિઓ ઉતારી તે સંબંધમાં એટલું કહીશું કે "સાહિત્ય" શબ્દવડે જે સમુદાય કહેવો ધારેલો છે તે લેખકોના વિચારો કે યુક્તિઓનો સમુદાય નહિ, પણ લેખમાં ગુણસંપત્તિ આણનાર કલામય સામગ્રીઓનો સમુદાય છે. અલબત્ત ઉત્તમ લેખમાં એ સામગ્રીઓનું બાહુલ્ય હોય તેથી સમુદાયનો ભાવ ચિત્ત આગળ હંમેશ વિદ્યમાન રહે છે. વળી, અમુક પંક્તિના કે અમુક વિષયના લેખ સમદૃષ્ટિ રૂપે વિચારમાં લેવાની ટેવને લીધે સાહિત્ય શબ્દમાં લેખોનો સમુદાય વિવક્ષિત રહે છે. "સાહિત્ય" ની ઉપર ઉતારેલી સર્વ વ્યાખ્યાઓમાં એ વાત સ્પષ્ટ રીતે કહેલી છે કે **વિચાર દર્શાવવાની પદ્ધતિમાં જ્યાં ઉદાત્તતા અને ઉત્તમતા રહેલી હોય ત્યાં "સાહિત્ય" શબ્દ ઉપપન્ન થાય, આ રીતે "શિષ્ટતાવાળા લેખોના ભંડાર તે સાહિત્ય"** એ ઉપર કહેલી વ્યાખ્યા વિદ્વાનોને માન્ય છે. અને **શિષ્ટતા હોય તે વિના સાહિત્ય-પદ ઉપપન્ન થાય નહિ,** એમ ફલિત થાય છે.

આપણો મુખ્ય ઉદ્દેશ સાહિત્યના ઉત્કર્ષ માટે કરવાના પ્રયાસનો છે. "સાહિત્ય" શબ્દની વ્યાખ્યાનું એ માટે જ મહત્ત્વ છે. ભાષાનો ઉત્કર્ષ સાહિત્યના ઉત્કર્ષ સાથે સંકળાએલો છે. બંનેના વિચાર તથા બંનેના પ્રયાસ એક બીજાને અવલંબીને થાય છે. ઉત્તમ લેખ લખવામાં રોકાએલું મન પોતાના એ પ્રયાસની સાથે જ ઉત્તમ ભાષા લખવાના પ્રયાસમાં રોકાય છે. જેમ ઉંચા પ્રકારની ભાષા લખવાની શક્તિ વિના ઉંચા પ્રકારના લેખ લખી શકતા નથી, ભાષા ઉપરના કાબુ વિના લેખન ઉપર–વિચારપ્રકાશન ઉપર–કાબુ આવતો નથી, તેમ ઉંચા પ્રકારના લેખ લખવાની સાથે ઉંચા પ્રકારની ભાષા આપોઆપ લખાય છે, લેખની શક્તિ અને ભાષાની સાથે સાથે પ્રવર્તે છે, કારણકે, વિચારની ઉત્કટતા અથવા લાગણીની તીવ્રતા બહુશ્રુતપણાના સંસ્કાર સાથે મળી ઉદ્ગાર માર્ગ ખોળે છે ત્યારે એ સંસ્કાર વિચારપ્રકાશનનાં બીબાં રજુ કરે છે અને એ બીબાંમાં છપાઇ છપાઇને એ ઉદ્ગાર બહાર પડે છે, અને એ બીબાંમાં શિષ્ટ વાણી અન્તર્ભૂત રહેલી હોય છે, તે એવે પ્રસંગે પોતાનું બળ બહાર પાડે છે. શિષ્ટ લેખકોની જે વાણી ચિત્તને પ્રેરવામાં સહાયભૂત હોય છે તે વાણી પોતાનું ઇષ્ટ સ્વરૂપ સ્ફુરણ પામી મૂર્તરૂપ ગ્રહણ કરતા વિચારોમાં ભળે છે. જેઓ બહુશ્રુતપણાના સંસ્કારથી રહિત હોય તેઓ વિચારની ઉત્કટતા અથવા લાગણીની

તીનતાને વશ થઇ લેખ લખવાના પ્રયાસ કરે ત્યારે વગર કેળવાએલા વિચારમા રહેલી સંસ્કૃત વાણીની અશક્તિ તેમના પ્રયાસને નિષ્ફળ કરે છે, અથવા, તેમના ઉદ્ગાર અજ્ઞાન તથા ગ્રામ્યતા ભરેલા, અપરિક્વ તથા તથા કઠોરરૂપે અર્થાત્ અશિષ્ટ સ્વરૂપે બહાર પડે છે

આ માટે સાહિત્યના દ્વારમા બહુશ્રુતપણાના સસ્કાર ઉમગ પર રહેલા છે અસંસ્કૃત વિચારોનો ઢગલો વાણીમય થાય તોપણ તેવા વિચારોની અસસ્કૃત વાણી સાહિત્યમા સ્થાન પામતી નથી લોર્ડ મોર્લી પ્રથમ સાહિત્યમા કેળવાયા પછી રાજકીય વિષયમા તેમની પ્રવૃત્તિ થઇ ત્યારે તેમના સાહિત્યસસ્કારોએ તેમના રાજકીય વિચારોના આલેખનને સાહિત્ય ઉચિત રૂપ આપ્યુ, માત્ર વિચારોના કે લખાણોના બાહુલ્યથી એ રૂપ સિદ્ધ થયુ નહોતુ મિ લોઇડ જ્યોર્જના ભાષણોનુ બાહુલ્ય છતા સાહિત્યના સસ્કાર તેમા છપાયા નહોતા ગુજરાતી સાહિત્યમા એ સાવચેતી રાખવાની છે કે ધાર્મિક અથવા રાજકીય વિચારોના લખાણના ઢગલામા બાહુલ્ય હોય છતા તે બાહુલ્ય જાતે જ જે લખાણને સાહિત્યને ઉંચુ સ્થાન અપાવવા સમર્થ નથી તે વિચારો પ્રકટ કરનારના અનુયાયીઓના ઉત્સાહથી એવા લખાણમા સાહિત્યોચિત ઉચ્ચતા પ્રાપ્ત થતી નથી સાહિત્યમા બહુશ્રુતપણાના સસ્કારથી આરંભ થાય છે. અને શિષ્ટતાથી ઉચ્ચ રૂપ બધાય છે એવી શિષ્ટતા વગરની વાણીને સાહિત્યમા ઉંચુ સ્થાન આપવાની માગણી સાહિત્યનો અપકર્ષ કરે છે

આ માટે એ આગ્રહ કરવાની જરૂર છે કે ગુજરાતી લેખકો બહુશ્રુત હોવા જોઇએ કોઇ પણ મરાઠી સુપુસ્તક ઉપાડીને વાચીશુ તો લેખકની વિદ્વત્તા પ્રથમ આપણા ચિત્તનુ આકર્ષણ કરે છે વર્તમાન ગુજરાતી સાહિત્યમા વિદ્વત્તા હાલ આદર્શરૂપે ગણાતી નથી એ શોચનીય છે વર્તમાન પત્રોમા વપરાતી શૈલી અને ભાષા તે સાહિત્ય માટે આદર્શભૂત થઇ શકે નહીં મરાઠી વર્તમાનપત્રોમા વિદ્વત્તાના સસ્કાર સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે તે સ્થિતિ પણ ગુજરાતીમા નથી

સાહિત્યપરિષદ્મા વિદ્વત્તાભર્યા લેખ રજુ થતા તેથી રસિકતા અને વિદ્વત્તાનો શોખ જાગ્રત થવો જોઇએ, પણ, વિવેચકોની વિવેચનપદ્ધતિ તે સર્વને રદ કરે છે વર્તમાન પત્રોની પદ્ધતિએ થતુ વિવેચન નિબધોના વિષય તથા તેમાની ચર્ચાની અવગણના કરે છે અને સાહિત્યપરિષદની વ્યવસ્થાને પ્રધાનતા આપે છે કોઈ નિબધના લેખક વિશે આ વિવેચનમા ચર્ચા કરવામા આવે છે તો તેણે દર્શાવેલા વિચારોના સ્વરૂપ વિશે નહીં પણ તેની બોલવાની રીત, તેના દીદાર અને તેની નાતજાત વિશે ચર્ચા કરવામા આવે છે આ રીતે વિદ્વત્તાનુ વાતાવરણ ઉભુ કરવામા કે સહાયતા થતી નથી અને વિદ્વત્તાનો વિષય ગૌણતા પામે છે સમસ્ત સાહિત્ય પરિષદ્ના શ્રોતાઓમા વિદ્વત્તામા રસ લેનારા બહુ થોડા હોય છે અને બહારની વાતો તથા સમારભની ગોઠવણમા રસ લેનારા ઘણા હોય છે તેથી સુસસ્કાર અને શિષ્ટતા એક ખુણામા પડી જાય છે અને તમાશગીરોને પ્રિય થઇ પડે એવુ ધાધલ આગળ પડે છે વિદ્વાનોની વિદ્વત્તાનો નિષ્કર્ષ આ રીતે ફલવત થતો નથી અને ભાષા તથા સાહિત્યના ઉત્કર્ષ ઉપર ધ્યાન ઝાઝુ ખેંચાતુ નથી

એ ખરૂ છે કે વિદ્વાનોના પ્રયાસ બહુધા સમષ્ટિથી થઇ શકે નહિ પણ દરેક વિદ્વાન પોતાને ઇષ્ટ માર્ગે પ્રયાસ કરે તેથી સાહિત્યમા પ્રગતિ થાય વ્યાકરણ કોષ વગેરે કેટલાક વિષય એવા છે કે જેમા સહવ્યાપાર થઈ શકે, પરતુ નિસર્ગશક્તિથી રચનાના મૌલિક

ગ્રંથો તો દરેક ગ્રંથકાર જાતે રચે અને એવા ગ્રંથો ઘણા રચાય અને ઉત્તમ પંક્તિના રચાય ત્યારે સાહિત્યમાં પ્રગતિ થાય. એવા ગ્રંથો રચાવા માટે કંઈ યોજના થઈ શકે નહિ. વિદ્વાનોની સ્વયંભૂ વૃત્તિ ઉપર જ આધાર રહે. પરંતુ વિદ્વત્તાનું વાતાવરણ પરિષદ ઉત્પન્ન કરી શકે અને અમુક વિષયો તરફ લક્ષ ખેંચી શકે, તથા સાહિત્યનું વલણ કેવું બંધાય છે તે વિચારમાં લઇ સૂચનાઓ કરી શકે, એવી કેટલીક સૂચનાઓ આ પ્રસંગે અસ્થાન નહિ થાય.

પ્રાચીન સમયમાં કાવ્યસાહિત્ય અગ્રેસર પદવી ધરાવતું. આનું કારણ એ છે કે મનુષ્ય જાતમાં પ્રથમ લાગણી થાય છે, પછી વિચાર થાય છે. અને હાલ પણ કાવ્યસાહિત્યની પદવી ઘણી મોટી છે. તે તરફ પ્રથમ લક્ષ લઇ જઇશું. કાવ્યના સ્વરૂપ વિશે અનેક પ્રકારે વિવેચન થયું છે અને તે વિશે વિવેચન આ સંબંધમાં પ્રસ્તુત નથી. માત્ર કાવ્યસાહિત્યના કેટલાક અંશ આ પ્રસંગે ધ્યાનમાં લેવા યોગ્ય છે.

પ્રથમ કવિતા સભામાં વાંચી સંભળાવવામાં આવતી તે સ્થિતિ હવે રહી નથી. એટલું જ નહીં, પણ, કવિતા મોટેથી વાંચવાનો અથવા વાંચી સંભળાવવાનો અભ્યાસ બહુ ઓછો થઇ ગયો છે, અને દરેક વાંચનાર પોતાની મેળે ઘાંટા પાડ્યા વિના કાવ્ય વાંચી લે એ પદ્ધતિ સામાન્ય થઈ ગઇ છે. આને લીધે કવિતામાં તાલનું મહત્ત્વ ઘણું ઓછું થઇ ગયું છે, અને માત્રામેળ છંદો જ્યાં તાલનું મહત્ત્વ વિશેષ હોય તેમાં માત્રાને આધારે કવિતા રચાય અને તાલની અવગણના થાય એમ બનવા લાગ્યું છે. ઊર્મિ અનુસાર આન્દોલનવાળી વાણીમાં રચના થાય તેથી કવિતાના ગુંજનમાં તાલ અવશ્ય આવવાનો અને આન્દોલન સુવ્યવસ્થિત હશે ત્યાં તાલનો નિયમ યથાર્થ રીતે સચવાવાનો પરંતુ તાલ સંબંધી જે શિથિલતા ઉદ્દભવ પામી છે તે સમૂળગી કાઢી નાખી શકાય તેમ નથી. અક્ષરમેળ વૃત્તની લઘુ ગુરુ માપવાળી તથા યતિના વિભાગવાળી રચનાની અશિથિલતા જેવી ગુંજનની સુકરતા માટે આવશ્યક છે તેવી તાલની વ્યવસ્થા આવશ્યક નથી અને પદ્ય રચના મોટેથી બોલવાની ન હોય ત્યાં તાલની અવ્યવસ્થા નભી જાય તેમ હોય તેવે ઠેકાણે તાલની ખામી પર ધ્યાન ઓછું ખેંચાય એ સ્વાભાવિક છે, પણ, જ્યાં માત્રામેળછંદમાં તાલની ગોઠવણ પર ચરણના બંધારણને આધાર હોય ત્યાં તાલનો અનાદર નભી શકે તેમ નથી. વળી જ્યાં ચરણનો અમુક અક્ષર લઘુ કે ગુરુ આવે એ નિયમ સાચવ્યાથી તાલ જળવાતી હોય તેવે ઠેકાણે મોટેથી બોલ્યા વિના છંદ રચનાર તાલ કરતાં લઘુ ગુરુ અક્ષરના નિયમ પર વધારે ધ્યાન દે એવો સંભવ છે. ઉદાહરણ, હરિગીત છંદમાં દરેક ચરણમાં અઠ્ઠાવીસ માત્રા આવે, છેવટે ગુરુ અક્ષર આવે, અને 'ત્રીજી ઉપર પછી ત્રણ ચતુર પર એમ આઠે તાલ છે,' તથા તાલમાં જગણ ન આવે: એ કૈંક સંકુલ નિયમને બદલે 'ગાગાલગા, ગાગાલગા' 'ગાગાલગા ગાગાલગા' એ માપનો નિયમ સચવાય અને દરેક 'ગાગાલગા'માં પાંચમી માત્રાએ લઘુ અક્ષર આવે એ નિયમ પળાય તો તાલનો નિયમ આપોઆપ સચવાય અને જેટલામી માત્રાપર તાલ હોય તે માત્રા અને તે પછીની માત્રા મળીને ગુરુ અક્ષર થવો જોઇએ એ નિયમ આપોઆપ સચવાય અને તાલ તુટતાં 'લાગે કવિતા લંગડી' એ જોખમ ના રહે. પહેલાં જ્યારે પદ્ય રચના મોટેથી બોલીને સંભળાવવાની પ્રથા હતી ત્યારે તાલના નિયમવાળી માત્રામેળ છંદની રચનામાં પદ્ય વિશેષ જોડાતાં અને, હવે જ્યારે પદ્ય રચના મનમાં વાંચી જવાની પ્રથા વિશેષ છે ત્યારે અક્ષર-

મેળ વૃત્તની રચનાવાળા પદ્ય વધારે જોડાય છે તેનુ આ એક કારણ છે અક્ષરમેળ વૃત્તમા લઘુ ગુરુ અક્ષરની મર્યાદા સાચવ્યાથી પદ્ય જોડાય છે અને તાલ આપોઆપ આવી રહે છે એથી રચનાને સુકરતા લાગે છે

આ સંબંધમા એ લક્ષમા લેવાનુ છે કે માત્રામેળ રચના મૂળ અક્ષરમેળ રચના પરથી ઉદ્‌ભવેલી હોવાથી અને એક ગુરુ અક્ષરની બે માત્રા બે લઘુ અક્ષરથી દર્શાવવાની શક્યતા અથવા બે લઘુમાત્રાને બદલે એક ગુરુ અક્ષર મુકવાની શક્યતા ઉપયોગમા લેવાયાથી માત્રામેળ રચનાને અક્ષરમેળ કરવાની ગોઠવણ આ રીતે ઉપયોગમા આવી શકે છે માટે તેમ થવા દઇ તાલને આપોઆપ જગાવવા દઇ કવિતાને તાલ વિનાની લગડી થતી અટકાવવી એ સલાહ ભરેલુ છે આ રીતે, દોહરાને “ગાગા ગાગા ગાલગા, ગાગા ગાગા ગાલ’ એવુ વિકલ્પે અક્ષરમેળ રૂપ આપી શકાય કે જ્યા એક ગુરુ અક્ષરને બદલે તેજ ઠેકાણે બે લઘુ અક્ષર આવે અને અગીઆરમી માત્રાને ઠેકાણે લઘુ અક્ષર આવે એવો નિયમ રહે એવી ગોઠવણ કર્યાથી તાલ અક્ષરમેળ રચનામા સહેલાઇથી સચવવાનો અને પદ્યરચનાને સુંદરતા પ્રાપ્ત થવાનો સંભવ છે

અલબત્ત, માત્રામેળ કે અક્ષરમેળ બન્ને પ્રકારના બંધારણ વિના પદ્ય રચના થાય એ ઇષ્ટ નથી, કવિતાના મૂળમા રહેલા અન્તક્ષોભ સાથે જે આન્દોલન જોડાયલુ છે તે રદ થઇ શકે તેમ નથી અને તે રદ કરવુ ઇષ્ટ નથી તે માટે તેમજ સુન્દરતા માટે આન્દોલન-વાળી વાણી આવશ્યક છે અને આન્દોલન પિંગળમા દર્શાવેલા છન્દો તથા વૃત્તોમા અથવા નવા યોજેલા છન્દોમા કે વૃત્તોમા શક્ય છે એ ધ્યાનમા રાખવુ જોઇએ એ આન્દોલનો માટે રચનાપ્રકારના નિયમો સ્પષ્ટ હોવા જોઇએ એવા નિયમોનો અભાવ હોય ત્યા સુવ્યવસ્થાનો અનાદર કરવાની વૃત્તિ થાય છે અને પરિણામે અન્તક્ષોભના આન્દોલન વગરની વાણી કવિતામા નભશે એમ માન્યતા થાય છે અને એ રીતે વિરસ વાક્યો, ટુચકા, પ્રસ્તાવિક વચનો સિખામણની વાતો વગેરે કવિત્વહીન ઉક્તિઓ કાવ્યપ્રદેશમા દાખલ થવાનો દાવો કરે છે,

આજથી ત્રીસ ચાલીસ વર્ષ પર ગુજરાતી કવિતા લખનાર ઘણાખરા શિક્ષક વર્ગના હતા, અને તે વેળા એ સર્વમાન્ય ગણાતુ કે—

‘પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય,
વળી વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય’

આ કારણથી સર્વ લેખકો પિંગળનો અભ્યાસ કરતા અને પિંગળનુ અનુસરણ કરતા હવે પિંગળનુ અજ્ઞાન ‘પ્રસર્યુ છે અને તેની મર્યાદાના નિયમનો ભંગ કરવામા વિશેષતા છે એમ મનાવા લાગ્યુ છે માટે, નિયમસર રચનાવડે કવિતાના આન્દોલન તથા સુન્દરતા સચવાય છે એ ધ્યાનમા રાખી નિયમનો આગ્રહ કરવો આવશ્યક છે તેનો અપકર્ષ થયો છે અને વિરસતા હોય ત્યા તે ત્યા પિંગળનો અનાદર કર્યાથી ખુબી આવી છે એમ મનાય છે આને પરિણામે કાવ્યસાહિત્યમા શિથિલતા વ્યાપી છે મથાળે જે છંદનું નામ લખ્યુ હોય તે છન્દનુ માપ રચનાના ચરણોમા મળે નહીં, અને અનેક છંદોના કકડા ઠેકાણા વિના એકઠા કરેલા જોવામા આવે, માપમા જ્યા લઘુ અક્ષર જોઇએ ત્યા

ગુરુ જોવામાં આવે, ગુરુ અક્ષરને ઉતાવળે વાંચી લઘુ માનવાનો હોય અને ઉદ્દિષ્ટ કરેલા છન્દને બદલે તે છન્દની ચાલ ગણવાની હોય, એ વગેરે અનિયમિતતા અનેક પ્રકારે જોવામાં આવે છે.

પિંગળના અનાદર સાથે વ્યાકરણનો અનાદર પણ પ્રવર્તમાન થવા લાગ્યો છે તથા અલંકાર ઔચિત્યવાળા તથા રુચિકર હોવા જોઇએ એ વાત ઉપર પણ દુર્લક્ષ થવા લાગ્યું છે. એક પ્રકારની શિથિલતા જોડે અનેક પ્રકારની શિથિલતા નીભાવી લેવાની વૃત્તિ થાય છે.

ગુજરાતી કાવ્યસાહિત્યના સામર્થ્યમા આથી ક્ષતિ થાય છે. એ સામર્થ્ય જ્યારે યથાર્થ રીતે જળવાશે ત્યારે કાવ્યસાહિત્ય આગળ વધવાનું શક્ય થશે.

હાલ પિંગળમાં જે અક્ષરમેળ અને માત્રામેળ છંદો તથા વૃત્તો કહ્યા છે તેટલા જ શક્ય છે અને ઉચિત છે એમ કોઇ કહેતું નથી. કવિઓ વખતો વખત વિષય અને વૃત્તિના પ્રવાહની અનુકૂલતા માટે નવા છન્દો અને વૃત્તો યોજે છે એ સુવિદિત છે. હરિગીતમાંથી વિષમ હરિગીત અને ખંડ હરિગીત થયા છે. મેઘદૂતના ભાષાન્તર માટે મેઘ છન્દ યોજાયો છે. ગુજરાતીમાં વીરરસ માટે યોગ્ય છન્દ કે વૃત્ત નથી, એમ ઘણાને લાગ્યું છે. તે રસના કાવ્ય માટે રોળાવૃત્ત અથવા લાવણીનો ઉપયોગ ફતેહમન્દ થતો નથી એમ માલમ પડ્યું છે. કવિ નર્મદાશંકરે આ માટે વીરવૃત્ત યોજેલું, પણ તે પ્રચલિત થયું નથી. હાલના છન્દ અને વૃત્તના ઇતિહાસ જડે તો તે પણ કવિઓની રચનાની અનુકૂળતા માટે, અથવા કવિઓની કલ્પનાનું પૂર ઝીલી લેવા માટે યોજાયેલા અને બીજા છન્દોમાંથી નીકળેલા માલમ પડશે. પણ એ સર્વમાં અમુક નિયમ છે, આન્દોલનનાં મોજાં તે તે અમુક રીતે અનુસરે છે, અને તાલની ગતિને અમુક રીતે સાચવે છે. અર્થાત્ આન્દોલનની સુવ્યવસ્થા વિનાના છન્દ કે વૃત્ત હોઈ શકતા નથી. આ સર્વમાં વક્તવ્ય એ છે કે આન્દોલનની સુવ્યવસ્થાનો અનાદર થવો ન જોઇએ. કવિઓને હજી સુધી છન્દ તથા વૃત્ત વડે આન્દોલનની સુવ્યવસ્થા સાચવવાનું પ્રાપ્ત થયું છે, બીજું કોઈ સાધન એ સુવ્યવસ્થા માટે જડતું હોય તો તેનો સ્વીકાર કરવાને વાંધો નથી. પરન્તુ મનોભાવના જે આન્દોલનને લીધે તેની લલિત ગતિના ઉંડા મૂળમાં છન્દ તથા વૃત્ત અન્તર્ભૂત રહ્યાં છે તે આન્દોલન છન્દ અથવા વૃત્ત વિનાના ગદ્યમાં મૂર્તિમન્ત કરી શકાય તેમ નથી, એ સામાન્ય અનુભવ લક્ષમાંથી કાઢી નાખવો ન જોઇએ. છન્દ તથા વૃત્તના અભાવથી જે ન્યૂનતા રહે છે તે છન્દના તથા વૃત્તના નિયમના ભંગમાં પણ રહેલી છે. આન્દોલનની ગતિને તાલ જાણે કે બાંધી રાખી ઉચ્ચારણની અમુક કાલમર્યાદામાં સાચવે છે. અને કાવ્ય મ્હોટેથી બોલવાનું નહોય ત્યારે પણ તાલની કાલમર્યાદા એની એ હોય છે. એ મર્યાદા આપોઆપ જળવાય તે માટે ઉપર વ્યવસ્થા સૂચવી છે. તેનો હેતુ એ નથી કે તાલનો અનાદર થાય, પણ તાલ વિશેનાં કર્ણપરીક્ષા જ્યાં મન્દ હોય ત્યાં પણ તાલનો નિયમ સચવાય એ હેતુ છે.

નિયમો પાળ્યાથી કવિત્વ આવે છે એમ કહેવાનો હેતુ નથી. કવિત્વ તો સ્વાભાવિક શક્તિથી આવે છે, પરન્તુ તેનો મૂર્તિમન્ત આવિર્ભાવ કદર્થિત ન થાય તે માટે નિયમો પાળવાની જરૂર છે. અનુભવીઓના લાંબા અનુભવને પરિણામે નિયમો ઘડાય છે; તે માટે અલંકારશાસ્ત્રમાં નિયમોને મહત્ત્વ આપ્યું છે. અલંકારશાસ્ત્રીઓ કહે છે તેમ રસવિષયમાં બારીક બાબતોમાં **सचेतस एव प्रमाणम्।** સહૃદય જનોની પરીક્ષા એ જ પ્રમાણ છે.

મેળ વૃત્તની રચનામાંના પદ્ય વધારે જોડાય છે તેનું આ એક કારણ છે અક્ષરમેળ વૃત્તમાં લઘુ ગુરુ અક્ષરની મર્યાદા સાચવવાથી પદ્ય જોડાય છે અને તાન આપોઆપ આવી રહે છે એથી રચનારને સુકરતા લાગે છે

આ સમ્બન્ધમાં એ લક્ષમાં લેવાનું છે કે માત્રામેળ રચના મૂળ અક્ષરમેળ રચના પરથી ઉપજાવેલી હોવાથી અને એક ગુરુ અક્ષરની બે માત્રા બે લઘુ અક્ષરથી દર્શાવવાની શકયતા અથવા બે લઘુમાત્રાને બદલે એક ગુરુ અક્ષર મુકવાની શકયતા ઉપયોગમાં લેવાયાથી માત્રામેળ રચનાને અક્ષરમેળ કરવાની ગોઠવણ આ રીતે ઉપયોગમાં આવી શકે છે માટે તેમ થવા દઇ તાનને આપોઆપ જળવાવા દઇ કવિતાને તાન વિનાની લગડી થતી અટકાવવી એ સલાહ ભરેલું છે આ રીતે, દોહરાને ‘ ગાગા ગાગા ગાલગા, ગાગા ગાગા ગાલ એવું વિકલ્પે અક્ષરમેળ રૂપ આપી શકાય કે જ્યાં એક ગુરુ અક્ષરને બદલે તેજ ઠેકાણે બે લઘુ અક્ષર આવે અને અગીઆરમી માત્રાને ઠેકાણે લઘુ અક્ષર આવે એવો નિયમ રહે એવી ગોઠવણ કર્યાથી તાલ અક્ષરમેળ રચનામાં સહેલાઇથી સચવવાનો અને પદ્યરચનાને સુન્દરતા પ્રાપ્ત થવાનો સંભવ છે

અલબત્ત, માત્રામેળ કે અક્ષરમેળ બન્ને પ્રકારના બંધારણ વિના પદ્ય રચના થાય એ ઇષ્ટ નથી કવિતાના મૂળમાં રહેલા અન્તઃક્ષોભ સાથે જે આન્દોલન જોડાયલું છે તે રદ થઇ શકે તેમ નથી અને તે રદ કરવું ઇષ્ટ નથી તે માટે તેમજ સુન્દરતા માટે આન્દોલનવાળી વાણી આવશ્યક છે અને આન્દોલન પિંગળમાં દર્શાવેલા છન્દો તથા વૃત્તોમાં અથવા નવા યોજેલા છન્દોમાં કે વૃત્તોમાં શકય છે એ ધ્યાનમાં રાખવું જોઇએ એ આન્દોલનો માટે રચનાપ્રકારના નિયમો સ્પષ્ટ હોવા જોઇએ એવા નિયમોનો અભાવ હોય ત્યાં સુવ્યવસ્થાનો અનાદર કરવાની વૃત્તિ થાય છે અને પરિણામે અન્તઃક્ષોભના આન્દોલન વગરની વાણી કવિતામાં ખપશે એમ માન્યતા થાય છે અને આ રીતે નિરસ વાક્યો, તુચ્છ અપ્રસ્તાવિક વચનો શિખામણની વાતો વગેરે કવિત્વહીન ઉક્તિઓ કાવ્યપ્રદેશમાં દાખલ થવાનો દાવો કરે છે,

આજથી ત્રીસ ચાલીસ વર્ષ પર ગુજરાતી કવિતા લખનાર ઘણાખરા શિક્ષક વર્ગના હતા, અને તે વેળા એ સર્વમાન્ય ગણાતું કે—

‘ પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય
નવી વ્યાકરણ વિના વદે વાણી વિમળ ન હોય’

આ કારણથી સર્વ લેખકો પિંગળનો અભ્યાસ કરતા અને પિંગળનું અનુસરણ કરતા હવે પિંગળનું અજ્ઞાન પ્રસર્યું છે અને તેની મર્યાદાના નિયમનો ભંગ કરવામાં વિશેષતા છે એમ મનાવા લાગ્યું છે માટે, નિયમસર રચનાવડે કવિતાના આન્દોલન તથા સુન્દરતા સચવાય છે એ ધ્યાનમાં રાખી નિયમનો આગ્રહ કરવો આવશ્યક છે તેનો અપકર્ષ થયો છે અને નિરંકુશતા હોય ત્યાં તે છતાં પિંગળનો અનાદર કર્યાથી ખુબી આવી છે એમ મનાય છે આને પરિણામે કાવ્યસાહિત્યમાં શિથિલતા વ્યાપી છે મથાળે જે છન્દનું નામ લખ્યું હોય તે છન્દનું માપ રચનાના ચરણોમાં મળે નહીં, અને અનેક છન્દોના કકડા ઢંગધડા વિના એકઠા કરેલા જોવામાં આવે, માપમાં જ્યાં લઘુ અક્ષર જોઇએ ત્યાં

જ્યાં હોય ત્યાં તેનો વિકાસ થાય એ શક્ય છે. આ માટેની અભિલાષા પ્રકટ કરતાં એ આશા દર્શાવીશું કે અનેક દેશોના સમર્થ નાટકકારોની કૃતિઓનો ઉંડો અભ્યાસ ગુજરાતના વાચકવર્ગમાં ફેલાશે અને જનસ્વભાવપરીક્ષા તથા કલ્પનાના ઉડ્ડયનવડે પાત્રાલેખનની તથા વસ્તુસંકલનાની કળા વિકાસ પામશે. વ્યવહારના અને વાતચીતના સામાન્ય પ્રસંગો ઉંડા હૃદયાન્વેષણ વિના લઘુભાર કથામાં દાખલ કરવાનો હાલના યુરોપના નાટકસાહિત્યનો ધ્વનિ ગુજરાતીમાં આણવાનો કેટલોક પ્રયાસ થાય છે. પરંતુ, સર્વાનુભવરસિક કવિતાની ગહનતા યથાર્થ રીતે દર્શાવનારૂં સાહિત્ય થાય તે પછી એવા લઘુભાર સાહિત્યનો અવકાશ આવે. હાલ તો પાત્રોના સ્વભાવનાં સૂક્ષ્મ પૃથક્કરણ તથા અન્વેષણ કરનારાં નાટકોના સાહિત્યની આવશ્યકતા છે. અમુક જાતના મનુષ્યસ્વભાવ વિધવિધ પ્રસંગો આવતાં કેવાં પરિવર્તન પામે છે, જુદી જુદી પરિસ્થિતિમાં જુદા જુદા રસની નિષ્પત્તિ વેળા જુદા જુદા મનુષ્યો કેવી વૃત્તિમાં આવે છે, કેવાં વચન ઉચ્ચારે છે અને કેવાં આચરણ આચરે છે, એ સૂક્ષ્મ પરીક્ષા કરવાની અને પ્રકટ કરવાની શક્તિ ખીલે ત્યાં સુધી નાટકસાહિત્ય સામર્થ્યહીન રહે છે, અને, એવા સામર્થ્યનો ઉલ્લાસ થવા પહેલાં નાટકકારો એ શક્તિ અજમાવવાનો પ્રયાસ છોડી દઇ લઘુભાર રચનામાં પ્રવૃત્ત થાય તો નાટક સાહિત્યનો ઉદય શક્ય નથી.

નિબંધનું સાહિત્ય રચવાનો આરંભ કવિ નર્મદાશંકરે કરેલો તે પછી નિબંધનું સાહિત્ય કંઇક આગળ વધ્યું છે, પરંતુ જેવી સુઘટિત તથા મધુર શૈલીવાળું ગદ્ય સામર્થ્યવાન થાય તેમ છે તેવું ગદ્ય ગુજરાતી ભાષામાં હજી બંધાયું નથી.

પ્રૌઢ સુંદર ગદ્ય શૈલી માટે ઇતિહાસના બહોળા સાહિત્યની આવશ્યકતા છે. એમ જણાય છે કે ઇતિહાસ લખવાનો શોખ ગુજરાતી લેખકોમાં હજી જાગ્યો નથી. ઐતિહાસિક વૃત્તિ ઉત્પન્ન થાય એવું ઇતિહાસવાંચન ગુજરાતી પ્રજામાં ફેલાવો પામ્યું નથી. ઇતિહાસના સાહિત્યમાં જીવનચરિત્રનો સમાવેશ થાય છે. ગુજરાતી ભાષામાં થોડા ઇતિહાસ લખાયા છે અને ઘણાં થોડાં જીવનચરિત્ર લખાયાં છે. ઇતિહાસ તરફની આ બેદરકારી શોચનીય છે. ઇતિહાસ તથા જીવનચરિત્ર સારૂં કરવાની શોધખોળ તથા સામગ્રીસંગ્રહ માટે બહુ ઓછા પ્રયાસ થાય છે. એ શોધખોળ માટે વિશાલ ક્ષેત્ર છે. પરંતુ કોઇ પ્રકારના આલસ્યથી આપણે અનૈતિહાસિકતામા બંધાઇ રહીએ છીએ. જે પ્રજાત્વની ભાવના દેશમાં સ્ફુરાયમાન થઇ રહી છે તે પણ ઐતિહાસિક વૃત્તિને ઉત્તેજિત કરતી નથી. બીજાઓના લખેલા ઇતિહાસોના ભાષાન્તરવડે આપણે ચલાવી લઇએ અને તેમાંથી ઇતિહાસની સામગ્રી વીણી કાઢી સંતોષ માનીએ. એ આપણી આકાંક્ષાનું અલ્પ પ્રમાણ દર્શાવે છે. માત્ર નિશાળોમાં શીખવવાના શાળોપયોગી અને બાળોપયોગી ઇતિહાસ રચાય તેનું કંઈ બહુ મહત્ત્વ નથી. આપણા દેશનાં અને આપણી પ્રજાનાં ઇતિહાસ તથા જીવનચરિત્ર આપણે હાથે આપણી ભાષામાં લખાવાં જોઇએ, આપણા ઇતિહાસનાં સાધનો આપણે શ્રમ કરી સાધ્ય કરવાં જોઇએ. આપણા પ્રજાજીવનની જુના કાળની હકીકત આપણે યથાર્થ રીતે ચીતરવી જોઇએ, એટલું જ નહીં પણ ઇતિહાસ અને જીવનચરિત્રના ક્ષેત્રમાં આપણે આગળ પગલાં ભરી બીજા દેશોના ઇતિહાસ રચવા તરફ પ્રવૃત્તિ કરવી જોઇએ. આપણા દેશનાં મહાન સ્ત્રીપુરુષોની જીવન-કથામાં રહેલું પ્રજાત્વ આપણે પ્રદર્શિત કરીશું નહીં તો એ કાર્ય બીજું કોણ કરશે? હિંદુસ્થાની પ્રજામાં ઐતિહાસિક વૃત્તિ મન્દ છે એમ કહેવામાં આવ્યું છે તેનો રદીઓ

ઘણા પ્રાન્તોએ ઇતિહાસના ગ્રંથો રચી આપ્યો છે, પણ, ગુજરાતમાં એવા પ્રયત્ન થવાનાં ચિહ્ન જણાતાં નથી. ઇતિહાસરચનામાં માત્ર તવારીખ આપવાનું નથી હોતું, પણ રાજકીય ક્રાન્તિ, સમાજજીવનની ઘટના તથા ભાવાનો ક્રમ મૂળમાંથી દર્શાવવાનાં હોય છે, અને તેમાંથી ફલિત થતું તત્ત્વજ્ઞાન સૂચવવાનું હોય છે. મેકોલે કહે છે તેમ ઇતિહાસમાં કવિતા આવે છે તેમજ ફીલસુફી આવે છે, વિશિષ્ટતાવાળા તથા દૂર પહોંચતા પરિણામવાળા બનાવોનાં વર્ણનમાં રસિકતા ઉદ્ભૂત કરવાનો પ્રસંગ હોય છે અને બનાવોના અને તેમનાં કારણો તથા પરિણામના વર્ણનમા તત્ત્વમીમાંમાનો પ્રસંગ આવે છે. જનસમાજમાં પ્રવર્તેલા રિવાજ, પ્રજાનું સાહિત્ય, દેશમાં ફેલાએલા ધર્મ, દેશની કારીગરી, ઉદ્યોગ, વેપાર, એ સર્વનું ચિત્ર કાઢવામાં કલ્પના વ્યાપારની સહાયતાથી વીખરાએલાં દૃષ્ટિબિંદુઓને એકત્રિત કરી શકાય છે. આ સર્વ કાર્ય ગંભીરતાથી કરવાનું માથે લેનારા ઇતિહાસ લેખકો ઉદ્ભૂત થાય ત્યારે ઉચ્ચ પ્રકારનું ગદ્ય ભાષામાં લખાય અને ઉત્તમ શૈલીનો ભંડાર ભરાય.

અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર. રાજનીતિશાસ્ત્ર, એ વગેરે વિષયોનું સાહિત્ય ગુજરાતી ભાષામાં છે જ નહીં. એ ખોટ ચાર પાંચ ભાષાંતરોથી પુરાય તેમ નથી. એ શાસ્ત્રના અભ્યાસમાં નિપુણ પંડિતો તરફથી નવા મૌલિક ( Original ) ગ્રંથો એ વિષયના રચાય ત્યારે એ સંબંધી સાહિત્ય થવા માડે અને એ વિષયના વિચાર તરફ લક્ષ જતાં નવા વિચાર પ્રદર્શિત કરવાની વૃત્તિ થવા માડે. જાહેરજીવનના પ્રસંગોમા આ વિષયોની છુટક ઉપલકીઆ ચર્ચા કરવા આપણે તત્પર રહીએ છીએ, પરંતુ આ વિષયોનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો શ્રમ લેવાની ઇચ્છા આપણામા વિદ્યમાન નથી. એ વિષયોના નાના નિબંધ હજી લખાવા માંડ્યા નથી તો વિસ્તારી પરીક્ષાવાળા ગ્રંથો—શ્રમસાધ્ય ગ્રંથો લખાવાની હાલ શી રીતે આશા રાખી શકીએ ! આપણે આ પ્રવૃત્તિથી સર્વથા વિમુક્ત છીએ એટલું કબૂલ કરી આ વિષયોના અભ્યાસપૂર્ણ શિષ્ટ ગ્રંથો લખાશે એવી આશા રાખવામાંજ હાલ તો સંતોષ માની શકાશે.

ઇતિહાસ, જીવનચરિત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અને રાજનીતિશાસ્ત્ર, સરખા વિષયો પર પ્રૌઢ ગ્રંથો લખાય; માત્ર તવારીખના ઇતિહાસ સંબંધી નહીં પણ લોકજીવનનો ઇતિહાસ, ભાષાનો ઇતિહાસ, સાહિત્યનો ઇતિહાસ, ધર્મનો ઇતિહાસ, એ વગેરે ઇતિહાસના ગ્રંથો લખાય—તે વિના ગુજરાતી ભાષાનું ગદ્ય સમર્થ બેગવાન અને વિવિધ વિષયોને પહોંચી વળનારુ થવાનું નથી. આધ્યાત્મિક વિષયો સંબંધી, નીતિમીમાંસા સંબંધી અને તત્ત્વચિંતન સંબંધી મૌલિક ગ્રંથની પણ અપેક્ષા છે. માત્ર એ વિષયમાં જોખમ એ રહેલું છે કે એવા વિષયોમાં પ્રવેશ કરતાં આપણે આપણી સામાન્ય નિર્વેદવૃત્તિમાં પડી જઇએ અને " સંસાર માયા છે." " નસીબ બળવાન છે. " એવા નિર્જીવ વાક્યોની શુષ્ક પુનરુક્તિમાં ખેંચાઈ જઇએ તો આ વિષયોમાં કૈં મીમાંસા થાય નહીં અને નવું સાહિત્ય રચાય નહીં. આપણે હિમ્મતથી એ ભયની સામે થઈ શકીએ અને જીવને જીવવાનું છે તો તે સફળતાથી જીવી શકીએ અને, જેટલા ગર્ત આવે તેટલાની પાર જઈ શકીએ એવી સબળ દૃઢતા ધારણ કરી શકીએ ત્યાં સુધી આપણે ઉત્કર્ષને માર્ગે ક્રમણ કરી શકીએ એમ નથી એ લક્ષમાં રાખીશું તો નિરાશાવાદમાં ડુબી જતા બચીશું.

જ્ઞાનના જે વિષયો છે તે સર્વમાં પ્રગતિ કરનારા સાહિત્યની આવશ્યકતા છે. વિજ્ઞાન, ગણિત, વ્યાકરણ, એ વિષયના ગ્રન્થો માત્ર બાળોપયોગી કે શાળોપયોગી નહીં તેમજ ભા-

પાન્તરમય નહીં પણ મૌલિક કૃતિના અને વિસ્તારવાળા લખાવાની જરુર છે. એવું સાહિત્ય હજી થવા માંડ્યું નથી, પરંતુ, તે થવા માંડશે ત્યારે આપણામાં જાગૃતિ આવી છે એવી ખાત્રી થશે. પંડિતો આ સંબંધી વિચાર કરવા માંડશે ત્યાર પછી તેમના વિચારનું સાહિત્ય લખાશે.

ગુજરાતી ભાષાનો વિસ્તારી કોષ રચવાની પરમ આવશ્યક્તા સર્વમાન્ય છે, છતાં એ કામ હજી અધુરું છે. નર્મદાશંકરે એકલે હાથે એ વિષયમાં ભારે પ્રયાસ કરેલો તે પછી એટલા આગ્રહથી બીજા કોઇએ એ કામ ઘણા વખત સુધી ઉપાડી લીધું નહીં એ ખેદજનક છે. રા. રા. લલ્લુભાઈ ગોકળદાસ પટેલે અને રા. રા. જીવનલાલ અમરશીએ એ ધોરણે ગુજરાતી કોષ બહાર પાડેલા છે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો મહાન પ્રયાસ હજી ચાલુ છે. અધુરી સામગ્રીના કોષથી હવે ચાલે તેમ નથી. અનેક વિદ્વાનો તરફથી જાતજાતના કોષ રચાશે ત્યારે આ મોટું કાર્ય આગળ વધશે. ગુજરાતના જુદા જુદા સ્થળોના અને જુદા જુદા ધંધાના ખાસ શબ્દોવાળો વ્યુત્પત્તિ સાથેનો તથા શબ્દોના ઉપયોગના ઉદાહરણ દર્શાવનારા ઉતારા સાથેનો સચિત્ર કોષ રચાય અને સંસ્કૃત, ફારસી, બંગાળી, હિંદી, મરાઠી, વગેરે ભાષાઓમાંના સમાનાર્થ શબ્દો તેમાં દર્શાવવામાં આવે એ કાર્ય હવે થોડા સમયમાં સિદ્ધ થશે એમ કહીએ તો આપણે અત્યાશાન્વિત ગણાઈશું નહીં.

હિંદુસ્થાનના બીજા પ્રાન્તોની ભાષા તથા તેના સાહિત્ય વિશેનો પરિચય સુજ્ઞ જનો માટે આવશ્યક છે; અને એવો પરિચય મેળવ્યા વિના વ્યક્તિની કેળવણી અધુરી રહે છે, એ ભાવ ઉત્પન્ન થશે ત્યારે બીજા પ્રાન્તોની ભાષાની તથા તેના સાહિત્યની ગુજરાતી ભાષા ઉપર કેવી અસર થઇ શકે તેમ છેઃ એ સાક્ષાત્કાર થશે. ગુજરાતી ભાષામાં પુસ્તકો લખાવા માંડ્યાં તે પહેલાં હિંદુસ્થાનના બીજા પ્રાન્તોની પેઠે ગુજરાતમાં પણ વિદ્વાનો વ્રજ ભાષામાં પુસ્તકો લખતા એ પ્રથા હવે જતી રહી છે, પણ વ્રજ ભાષાથી ગુજરાતી ભાષા પર તથા ગુજરાતી સાહિત્યપર પડેલા સંસ્કાર હજી કાયમ છે. એ લક્ષમાં લેતાં વ્રજ ભાષાનો અને તે પછી થયેલી હિંદી ભાષાનો પરિચય ગુજરાતી ભાષાનું બંધારણ સમજવા માટે તથા ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ સમજવા માટે કેવો આવશ્યક છે તેનો સાક્ષાત્કાર ત્યારે થશે. આથી કંઈક ઓછે દરજ્જે મરાઠી ભાષા ગુજરાતી ભાષા સાથે સંપર્કમાં આવી છે. ગુજરાતમાં પેશ્વાનું રાજ્ય રહ્યું તે દરમીઆન ઘણા મરાઠી શબ્દો સાધારણ વ્યવહારમાં અને ખાસ કરી રાજ્યતંત્રના વ્યવહારમાં પ્રચલિત થયા. અને વડોદરામાં ગાયકવાડનું રાજ્ય સ્થપાયા પછી મરાઠી ભાષાનો ને મરાઠી સાહિત્યનો સંસર્ગ ગુજરાતના લોકોને વિશેષ થયો. હિંદી અને મરાઠીનો પરિચય હાલના જમાનામાં ગુજરાતમાં પ્રવર્તમાન નથી. હવે બંગાળી સાહિત્યનો પરિચય ગુજરાતના વાચકોને વિશેષ થવા લાગ્યો છે. એ ભાષાઓનો પરિચય આ સ્થિતિને લીધે ઉપયોગી છે. તેમજ સમસ્ત ભારતવર્ષમાં વસતા લોકોની ભાષા તથા તેમનું સાહિત્ય દરેક પ્રાન્તના સુજ્ઞ જનોએ સારી રીતે જાણવું જોઇએ. તે વિના ભારતવર્ષના જીવનથી તેઓ ઘણા અણવાકેફગાર રહે અને સમસ્ત દેશનું જીવન જીવી શકે નહીં. એ કારણથી પણ એ જરુરનું છે કે હિંદુસ્થાનમાં બોલાતી મુખ્ય ભાષાઓમાં તથા તેમાંના સાહિત્યમાં ગુજરાતના વિદ્વાનો નિપુણ હોવા જોઇએ.

ગદ્ય સાહિત્યમાં કયા કયા વિવિધ વિષયો ગુજરાતી ભાષામાં ખીલવવા જોઇએ તે વિશે ઉપર કેટલીક સૂચનાઓ કરી છે. પરંતુ, પદ્ય સાહિત્ય માટે એવી સૂચના કરી નથી;

આનુ કારણ સુગમ છે પદ્ય સાહિત્યમા મુખ્યભાગ તે કવિતા છે, અને કવિતામા લાગણી અને ભાવના આવિર્ભાવના લેખ લખાય છે. એક વેળા પદ્યમા ઇતિહાસ, ભૂગોળ, વગેરે રચવામા આવતા પણ તે સમય હવે ગયો છે સ્મૃતિને મદદ કરવા માટે પણ એવા વિષયો હવે પદ્યમા રચાતા નથી

ઇરાન હિંદુસ્થાન ને, સીયામ અર્બસ્તાન,
બ્રહ્મ, ચીન, જાપાન ને, રૂશીઆ તુર્કસ્તાન
"કહુ મરાઠારાય, શિવાજી ને સંભાજી,
વળી રાજારામ પછીથી થયો શિવાજી."
"એ બી સી ડી ઇ એફ જી. એચ આઇ જે જાણ
કે એલ ને એમ પછી, એન ઓ પી કયુ આણ
આર એસ ટી યુ વી ને, ડબલ્યુ વળી એક્ષ
વાઇ. ઝેડ. મુળાક્ષરો, અંગ્રેજી આ પેખ,

એવી રચના હવે પદ્યમા થતી નથી તેમજ જ્ઞાન, ઉપદેશ, અને તત્ત્વચિન્તનના પદ્ય બહુધા રચાતા નથી કવિતાનો પ્રધાન હેતુ તે આનન્દ છે, અને પ્રત્યક્ષ રીતે શિક્ષક પેઠે કે ભાષણકર્તા પેઠે બોધ આપવો તે કવિતાનુ કામ નથી એ બહુધા સર્વત્ર સ્વીકાર થયો છે

બે જણ વાત કરે જ્યા છાની, ત્યા ઉભા નવ રહીએ
હુકારા વિણ વાત ન કરીએ, ઇચ્છા વિણ નવ જમીએજીરે

એવા ઉપદેશના પદો હવે બહુધા રચાતા નથી તત્ત્વચિન્તન અમૂર્તરૂપે હજી પદ્યમા લખાય છે, પરતુ, કવિતામા લાગણી અને ભાવનુ પ્રાધાન્ય હોવું જોઇએ એ ભાવના સર્વમાન્ય થાય છે એમ જણાય છે લાગણી અને ભાવ એ કવિની સ્વયભૂ ઊર્મિનો વિષય છે, તેથી કવિતામા શુ લખાવુ જોઇએ, તેનુ વિવેચન થઈ શકે તેમ નથી કયા વિષયો કવિત્વને યોગ્ય નથી એટલોજ નિર્દેશ થઈ શકે એમ છે આ સબધમા અહીં એટલુજ કહીશું કે વીરરસ કવિતામા દાખલ કરવા જે પ્રયાસ નર્મદાશકરે કરેલા તે તેમના પછી ભીમરાવ ભોળાનાથ તથા હરિલાલ હર્ષદરાય ધ્રુવ સિવાય બીજા કોઇએ કર્યા નથી તેથી ગુજરાતી કાવ્ય સાહિત્યમા વીરરસની અપેક્ષા છે અને તે રસ પણ ખીલવવો જોઇએ, એટલુ કહેવુ અપ્રાસાગિક નથી

વીરરસ સાથે દેશભક્તિના કાવ્યો પણ નર્મદાશકરે અને ભીમરાવ ભોળાનાથે તથા હરિલાલ હર્ષદરાય ધ્રુવે લખેલા તે પણ કવિવર્ગની દૃષ્ટિ આગળ રજુ કરીશુ કે એ વિષયની વિસ્મૃતિ ન થાય

સાહિત્યમા જેનો સમાવેશ થઈ શકે એવા અનેક વિષયો ગણાવતા સર્વ વિષયોના સાહિત્યને નિયન્ત્રિત કરનારા તથા યોગ્ય મર્યાદામા રાખનાર વિવેચન સાહિત્યની ગણના કરવાનુ ભૂલી જવુ ન જોઇએ વિવેચનની કસોટીમા સમસ્ત સાહિત્ય જગત મુકાવુ જોઇએ તે વિના ગ્રથોનુ યથાયોગ્ય મૂલ્ય થઈ શકતુ નથી કવિ કાલીદાસ કહે છે તેમ—

**હેમ્નઃ સંલક્ષ્યતે હ્યગ્નૌ વિશુદ્ધિઃ શ્યામિકાપિ વા।**

સુવર્ણને અગ્નિમા નાખ્યા વિના જણાતુ નથી કે તેમા શુદ્ધતા કેટલી છે અને તેમને શોધે ચઢેલી કાળાશ કેટલી છે

દોષૈકદર્શન એ વિવેચનનું કાર્ય નથી પરંતુ કૃતિમાંના ગુણ અને દોષ જુદા પાડવા, કૃતિમાં કયા ગુણ છે અને કયા દોષ છે, તે ખોળી કાઢી રજુ કરવા, કૃતિની ખુબીઓ તેમજ ખામીઓ દર્શાવવી, અને કૃતિનું સમસ્ત સ્વરૂપ લક્ષમાં લઈ તેની તુલના કરવી એવિ વેચનનું કાર્ય છે. આવા વિવેચન સાહિત્યની ગુજરાતી ભાષામાં ખોટ છે. તેનું કારણ કે વાચકોના તેમજ લેખકોના લક્ષમાં વિવેચનનું મહત્ત્વ ઉતર્યું નથી. ગ્રંથોની યથાયોગ્ય તુલના થાય તે લેખકોને લાભપ્રદ છે. તેમજ વાચકોને લાભપ્રદ છે. એવી તુલના વિના સાહિત્યમાં સુસ્થતા આવતી નથી, પોતાની કૃતિની કિંમત લેખકોને સમજાતી નથી, તેમજ લેખકોની કૃતિઓની કિંમત શી રીતે આંકવી તેનું માર્ગદર્શન વાચકોને મળતું નથી. આ કાર્ય કરવાનું માથે લેનાર વિવેચકની જવાબદારી ભારે છે. બે પ્રશંસાનાં વચન અને બે દોષદર્શનનાં વચન કહ્યાથી એ કાર્ય સિદ્ધ થતું નથી. વિવેચક પોતે બહુશ્રુત હોવો જોઇએ, અને પોતાના અભ્યાસનો લાભ વાચકોને મળે એવી રીતે પ્રવૃત્તિ કરવી જોઇએ. વિવેચન સાહિત્યના સુપ્રખ્યાત વર્તમાન ઇતિહાસલેખક તથા સાહિત્ય પરિક્ષાના ધોરણ પ્રવીણ લેખક મિ. જ્યોર્જ સેઇન્ટસબરી વિવેચકની યોગ્યતા માટે આ પ્રમાણે માર્ગ દર્શાવે છે.

"સૌથી પહેલો અને મહાન નિયમ એ છે કે વિવેચકે વાંચવું જોઇએ, અને બની શકે ત્યાં સુધી બધું વાંચવું જોઇએ, વિવેચક જો કોઈ સમયનું સાહિત્ય વાંચવાનું મૂકી દે, ગમે એટલા નહાના પણ વાસ્તવિક મહત્ત્વના કોઇ લેખકની કૃતિઓ વાંચવાનું મૂકી દે તો તે વિવેચક પોતાનું દૃષ્ટિબિન્દુ સુસ્થતામાંથી ખશેડી દે એ જોખમ રહે છે. બીજાં સાહિત્યની ગણના કરવાનું વિવેચક ધ્યાનમાં ન રાખે તો તેની સ્થિતિ એવા જ જોખમમાં આવેલી થાય. વળી વિવેચકે નિરન્તર પુસ્તકો, લેખકો અને સાહિત્યની સરખામણી કરવી જોઇએ કે એ સર્વમાં શો તફાવત છે તે તે જોઈ શકે. પણ કોઈમાં બીજાના અંશ નથી માટે તેની તરફ અરુચિ થાય એ હેતુથી એ કાર્ય તેણે કરવું ન જોઇએ, અને વળી કોઈ પુસ્તક જોયા સિવાય તેમાં શું આવવું જોઇએ એનો ખ્યાલ તેણે બનતા સુધી મનમાં બાંધવો ન જોઇએ. અર્થાત જે પડ પર તે છબી પાડે તે બને તેટલી સંભાળથી તૈયાર કરવી જોઇએ અને રેખાઓની યથાસ્થિત મૂર્તિ એમાં પ્રકટે એવી તૈયારી તેણે કરવી જોઇએ, પણ તે સાથે એ સંભાળ પણ બારીક રીતે લેવી જોઇએ કે પટમાં સૂક્ષ્મતમ પણ રેખા છાયા કે ડાઘનો અવરોધ ના નડે અને પાડવાની છબિનું રૂપ અણુમાં અણુ પ્રમાણમાં બદલાય નહિ."
( History of Criticism.)

ગ્રંથની પરીક્ષા સંબંધમાં "નિયમો" અને "સિદ્ધાંતો" એવા ભેદ કરવામાં આવે છે. "નિયમો" વસ્તુ, છંદ, ભાષા અને શૈલી જેવી ઓછા મહત્ત્વની બાબતો વિશે હોય છે. અને "સિદ્ધાંતો" મુદ્દાની બાબતો વિશે હોય છે, એટલે સમસ્ત કૃતિથી વાંચનારના મન પર કેવી અસર થાય છે, તથા તેની કલ્પના કેવી રીતે ઉત્તેજિત થાય છે એ પરીક્ષા સિદ્ધાંતો વિશેની છે. વિવેચનમાં "નિયમો" ગૌણ હોય છે અને "સિદ્ધાંતો" મુખ્ય છે તથા વિચારમાં લેવા યોગ્ય છે, એમ કેટલાકનું કહેવું છે. નિયમોથી ગુણદોષનું દર્શન થાય છે. પણ જમાના બદલાતાં તેનું મહત્ત્વ બદલાય છે, પરંતુ, સિદ્ધાંતો મનુષ્યોના મનને લગતા હોવાથી સર્વકાલમાં એના એ રહે છે, એમ કેટલાકનું માનવું છે. નિયમોને હદ

ઉપરાંત મહત્ત્વ આપવાથી વિવેચન કૃત્રિમ થઈ જાય છે, એ ખરૂં છે, પરંતુ નિયમો પણ રસિકતાના કોઈ ધોરણો પર રચાએલા હોય છે, અને જમાને જમાને રુચિઓ બદલાય, પરંતુ રસિકતાનું ધોરણ બદલાય નહિ એ લક્ષમાં લેતાં નિયમો છેક અવગણનાને પાત્ર છે એમ કહી શકાશે નહિ. અલબત્ત, નિયમોને અક્ષરશઃ વળગી રહેવું ન જોઇએ, પરંતુ નિયમોમાં રહેલું હાર્દ ધ્યાનમાં રાખવું જોઇએ. ઉદાહરણાર્થ, કોઈ શબ્દ કે વિચારની પુનરુક્તિ ન થવી જોઇએ એવો નિયમ છે, પરંતુ કેટલેક પ્રસંગે શબ્દ તથા વિચારની પુનરુક્તિનો સંભવ હોય છે અને તે પુનરુક્તિ વિના ન્યૂનતા જણાય છે. આવા પ્રસંગમાં નિર્ણાયક વાત છે કે બીજા શબ્દ કે વિચારની ખામીને લીધે અથવા વિના પ્રયોજન પુનરુક્તિ થવી ન જોઇએ એટલે અંશે એ નિયમ માન્ય રાખવા જોગ છે. રસિકતાના ધોરણો શી રીતે ગોઠવવાં એ અભ્યાસ કરવાની મનને ટેવ પડે અને તુલના કરવામાં મન કેળવાય એ નિયમોની મોટી કિંમત છે. વિવેચક નિયમોથી માહીતગાર હોવો જોઇએ પણ નિયમોનો ક્યાં ઉપયોગ કરવો અને ક્યાં ન કરવો એ નિર્ધારણ કરવાની વિવેચકમાં શક્તિ હોવી જોઇએ અને નિયમોના અનુસરણથી કૃતિમાં સત્ત્વ આવતું નથી, એ મોટી વાત ભૂલી જવી ન જોઇએ. સત્ત્વ તો લેખકના મનમાં રહેલી ભાવનાવડે સિદ્ધ થાય છે. પણ ભાવનાનો પ્રકાર ઉત્તમ હોય ત્યાં નિયમોમાં કહેલી રીતિથી વિરોધી માર્ગ ગ્રહણ થતો નથી તથા નિયમોમાં પરિહાર્ય કહેલા દોષ દૂર રહે છે, એ મનોવ્યાપાર ભૂલી જવો ન જોઇએ.

વળી ગ્રંથમાં જોવાની મુખ્ય વસ્તુ તે તેનું વક્તવ્ય છે. એ વક્તવ્ય પ્રદર્શિત કરવાની રીત તે એટલી પ્રધાન નથી. પરંતુ, વક્તવ્ય પ્રદર્શિત કરવાની રીત એ લેખકની કલાનું પરિણામ છે અને લેખકની કલા અરુચિકર હોય તો વાચનારના ઉપર અસર થઈ શકતી નથી. આ રીતનો બહોળો અર્થ લેતાં પ્લેટોએ એ ધોરણ ગ્રહણ કરેલું કે વસ્તુનું પ્રતિપાદન નીતિમય હોય તે સિવાય તેમાં ઉત્તમતા હોઈ શકે નહીં તથા જ્યાં રીતિમાં ન્યૂનતા હોય ત્યાં વિચારમાં અને સંરક્ષણમાં ન્યૂનતા હોવી જોઇએ.

વિવેચનના સ્વરૂપ અને હેતુ વિશે આમ કંઈક દિગ્દર્શન કર્યા પછી ગુજરાતી સાહિત્યમાં વિવેચન સંપત્તિ કેટલી છે તે વિચારમાં લઇશું. નવલરામે વિવેચન સાહિત્ય ઉત્પન્ન કરવા માંડ્યું ત્યાર પછી તે બંધાયું. પરંતુ હાલ વિવેચન સાહિત્ય બહુધા દેખા દેતું નથી. એક વેળા એવો સમય હતો કે માસિક અને ત્રૈમાસિક પત્રો વિવેચનકાર્ય એ પોતાની ફરજ ગણતાં અને એ રીતે કેટલુંક સાર વિવેચનકાર્ય થયું છે. પરંતુ, એ માર્ગનું પણ ઝાઝું અનુસરણ હવે થતું નથી. આનું કારણ ખોળતાં કદાચ એ કલ્પના થશે કે ગુજરાતના લેખકોને વિવેચનની બહુ કદર નથી, પરંતુ આ વિચાર એક પક્ષેજ ખરો છે. પ્રશંસામય વિવેચનની ઘણી કદર થાય છે તે પુસ્તકો માટે અભિપ્રાય (અર્થાત્ પ્રશંસામય અભિપ્રાય) માટે ઘણી માગણીઓ થાય છે એ પરથી સ્પષ્ટ થાય છે. પ્રશંસામય વિવેચન માટે સાધારણ રીતે ઉત્સુકતા પ્રવર્તમાન છે, પણ, અપ્રશંસામય વિવેચન તરફ અણગમો સાધારણ છે, અને માત્ર લેખકો આ નિર્બલતાને વશ છે એમ નથી, પણ, વાચક વર્ગમાં જે લેખ તરફ રુચિ ઉત્પન્ન થઇ હોય તેના હદ પાર વખાણ વાચકોને પસંદ પડે છે અને તેના દોષ અથવા ન્યૂનતા દર્શાવનાર ટીકા તરફ વાચક વર્ગને બેદરકારી હોય છે. વાચક વર્ગની નિર્મર્યાદ પ્રશંસાની અસર લેખકો પર પણ થાય છે અને માત્ર પોતાની પ્રશંસા હોય એવા વિવેચનની તેઓ આશા રાખે છે, અને લેખકની કૃતિમાં

રહેલા દોષ દર્શાવ્યા હોય એવું વિવેચન લેખકનું અપમાન કરે છે એમ વાચક વર્ગ માને અને તેને લીધે લેખક વર્ગ પણ એવી માન્યતાની ભૂલમાં પડે છે. આનું એક પરિણામ એ થયું છે કે અમુક વર્ગ, કોમ, કે જાતિ લેખનકળામાં પછાત હોય તો વિવેચકોએ તેમના લેખમાંના દોષ દર્શાવવા નહિ. પણ ગુણજ દર્શાવવા એ એવા લેખકોને ઉત્તેજન આપવાનો માર્ગ છે એમ કહેવામાં આવે છે. એવા લેખકોને સુસ્થ માર્ગે મુકવા સારુ તેમની કૃતિની યથાર્થ પરીક્ષા કરવી જોઇએ, અને એજ તેમને ઉત્તેજન આપવાનો ખરો માર્ગ છે એ મોટી વાત ઘણી વેળા ધ્યાનમાં આવતી નથી. લેખકની કૃતિમાંના દોષ દર્શાવવા તેનો અર્થ એ નથી કે લેખક દુષ્ટ છે અથવા મૂર્ખ છે એમ કહેવું, પણ જ્યાં ગુણ હોય ત્યાં તે પ્રકટ કરવા નહીં એ જેમ વિવેચનના કાર્યમાં અયોગ્ય છે તેમ દોષને દોષ રુપે પ્રકટ કરવા નહિ, દોષ પર ધ્યાન ખેંચવું નહિ એ પણ અયોગ્ય છે. અને, લેખકોના દોષનું દર્શન સહન કરવાની વાચક વર્ગમાં તેમજ લેખક વર્ગમાં શક્તિ આવશે નહિ, ત્યાં સુધી વિવેચન સાહિત્ય સુદ્દઢતાથી બંધાશે નહિ. જેમ દોષદર્શન હદ પાર જવું જોઇએ નહિ તેમ ગુણદર્શન પણ હદપાર જવું જોઇએ નહિ તેમ ગુણદર્શન પણ હદપાર જવું જોઇએ નહિ. ગુણ હોય ત્યાં તેના કથન ઉપરાંત વિવેચક પોતાનું સમતોલપણું ખોઇ બેસે અને લેખકની અત્યુક્તિ ભરેલી પ્રસંસા કરે એથી પણ મર્યાદાના અવધિનો ભંગ થાય છે અને વિવેચકની કિંમત નષ્ટ થાય છે. હાલ આપણા સાહિત્યમાં લેખકોના ગુણદોષની પરીક્ષા આ રીતે સમતોલપણા વગરની થાય છે એથી યથાર્થ વિવેચન સાહિત્યની પ્રજામાં કીંમત નથી. યથાર્થ વિવેચન વિના કૃતિ કસોટીમાં ઉતરી શકતી નથી, અને સુવર્ણને અગ્નિમાં નાખી કરવાની ગ્રંથકારની પરીક્ષા જે કાલિદાસે આવશ્યક કહી છે તેનો અમલ થતો નથી. ત્રૈમાસિક અને માસિક પત્રોની વિવેચન સંબંધે જે ખાસ ફરજો છે તે અદા કરવાને તેઓ ચુકશે નહિ, અને ગુણદોષનું કથન નિષ્પક્ષપાત રીતે તથા કુશળતાથી તેઓ કરશે, અને અતિપ્રશંસાના અથવા દોષદૃષ્ટિના ભ્રમમાં ન પડતાં તેઓ વિવેકથી તથા ડહાપણથી ગ્રંથપરીક્ષા કરશે અને એ રીતે વિવેચનસાહિત્ય બાંધવામાં સહાયભૂત થશે એવી આશા રાખીશું.

માસિક પત્રો અને ત્રૈમાસિક પત્રો વિશે કરેલા ઉલ્લેખથી એ પત્રોના વિકાસ વિશે સૂચન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સદ્દગત હાજી મહમદ અલારખીઆએ ઉચ્ચ પ્રકારનું સચિત્ર માસિક કાઢી જે માર્ગ ખુલ્લો કર્યો તે માર્ગનું અનુસરણ હજી સુધી ચાલુ છે એ આનન્દજનક છે. માસિકોમાં અને ત્રૈમાસિકોમાં વાર્તા તથા વિવેચન ઉપરાંત સામાન્ય જ્ઞાનના લેખનો સમાવેશ થવો જોઇએ અને એ રીતે તેમની ઉપયોગિતા અનેક પ્રકારની થવી જોઇએ એટલું કહીશું તો બસ થશે.

ગુજરાતી ભાષા બોલનાર વિવિધ કોમો ગુજરાતી સાહિત્યની ઉન્નતિના કાર્યમાં સામીલ થવા ઇંતેજાર છે એ સંતોષજનક છે. જૈન, પારસી, મુસલમાન, સર્વ કોમો સાહિત્ય સેવામાં પોતાનું સાહિત્ય રજુ કરે છે, અને એ સર્વના સંમિલનથી ગુજરાતનાં વિસ્તાર તથા મહત્ત્વનું દર્શન થાય છે. આ બાબતમાં એક સાવચેતી ધ્યાનમાં લેવાની જરુર છે અને તે એ છે કે જુદી જુદી કોમો વચ્ચેનો ભેદ આગળ કરવો ન જોઇએ, પણ સર્વ એક ભાષા બોલનાર છે એ કારણથી ઉપજતું ઐક્ય આગળ કરવું જોઇએ. આ માટે જ્યાં ધર્મનો ભેદ છે ત્યાં જુદી જુદી કોમના ધર્મનું સાહિત્ય બાજુ પર રાખી જે સાહિત્યમાં બધી કોમોને રસ પડે તેવું હોવું જોઇએ તેને પ્રધાનપણું આપવું જોઇએ. દરેક કોમના લેખકોએ પોતાની કોમના

સાહિત્યમા ગુજરાતી વાચકોને રુચિ ઉત્પન્ન કરનારા અશો ક્યા કયા છે તે પર ધ્યાન ખેંચવુ જોઇએ જે કોમના લેખકોની સાહિત્યસેવા સામાન્ય ગુજરાતી વાચક વર્ગની દૃષ્ટિ આગળ રજુ કરવા જેવી હોય તે લેખકોની કૃતિઓ પર ધ્યાન ખેંચવુ અને તેના ગુણ દોષ આગળ પાડવા એ તે કોમના લેખકોની ફરજ છે એ કાર્યમા ધર્મની વિશેષતા પર ભાર મુકવો ન જોઇએ, પણ, કૃતિની વિશેષતા આગળ કરવી જોઇએ જૈન તથા મુસલમાન ગુજરાતી લેખકો એ પ્રવર્તમાન ગુજરાતી ભાષા કાયમ રાખી લેખનપ્રવૃતિ કરી છે હાલની ગુજરાતી ભાષાના આરંભકાળથી જૈન લેખકો ગુજરાતી સાહિત્યની સેવામા હાજર થયા છે અને ગુજરાતી ભાષા તે પોતાની ભાષા છે એમ માની લઇ પ્રવૃત્ત થયા છે તેમની એ સેવા માટે ગુજરાત ઋણી છે, એ સેવા તેઓ ચાલુ રાખશે એમ ગુજરાતી પ્રજા આશા રાખે છે

મુસલમાન લેખકોએ પણ ગુજરાતી ભાષાનુ મૂળ સ્વરૂપ સ્વીકારેલુ છે, અને ગુજરાતી ભાષા છે તેવી જ ઉપયોગમા લેવા પ્રવૃત્તિ કરી છે મિ કરીમઅલી રહીમઅલી નાનજીઆણીના પુસ્તકો તથા ' હઝરત અલી ( અ મ ) ના બોધવચનો ' એ નામનુ પુસ્તક નવસારી નિવાસી પીરજાદા સૈયદ સદરૂદ્દીન હાસમશા દરગાવાળા તરફથી થોડા વખતપર પ્રગટ થયુ છે તે મુસલમાન લેખકોની શુદ્ધ ગુજરાતી ભાષાના નમુના રૂપ છે

પારસી કોમે ગુજરાતના ઉદ્યોગની તથા સમૃદ્ધિની ભારે સેવા કરી છે અને તેમની તરફથી સાહિત્યની ભારે સેવા થઈ શકે તેમ છે, તો તેમને વિનતી કરવી ઉચિત છે કે પ્રવર્તમાન ગુજરાતી ભાષાનો લેખનપ્રવૃત્તિમા સ્વીકાર કરી તેમનુ સાહિત્ય સમસ્ત ગુજરાતી પ્રજાને ઉપયોગી થાય એવો ઉદ્યોગ તેમણે આદરવો જોઇએ એ કાર્ય તેમનાથી થઇ શકે તેમ છે, અને મિ મનબારી, મિ તાલેયારખા મિ ખબરદાર વગેરે વિશિષ્ટ પારસી લેખકોએ ઉત્તમ ગુજરાતી શૈલીમા લેખ લખ્યા છે પારસી લેખકો ગુજરાતી સાહિત્યમા ઉચ્ચ લખાણ કરવા સમર્થ છે ગુજરાતી ભાષાનુ સામર્થ્ય તેઓ વધારી શકે તેમ છે તો આ વિનતી અસ્થાને નથી

આ સબધે કવિ નર્મદાશંકરના વચન લક્ષમા લેવા યોગ્ય છે

" કોની કોની છે ગુજરાત ?
પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી વસ્યા,
કોઇ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત
વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા ર્ક્યા,
પરધર્મી પણ હિત ઇચ્છનારા માતતણા એ ભાઇ ઠર્યા
તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત "

અતમા આપણ સર્વની ભાષા તથા સાહિત્યના ઉત્કર્ષ માટેની અભિલાષા ઇશ્વરકૃપા થી પરિપૂર્ણ થાય એમ આશા રાખી યાચના કરીશુ **विन्देम देवतां वाचममृतामात्मन: कलाम् ॥**

# આઠમી ગૂજરાતી સા. પરિષદનું પ્રદર્શન ખોલતી વખતે નામદાર સર મનુભાઈ નંદશંકર મ્હેતાએ આપેલું ભાષણ.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

**કલા એ સાહિત્યનું જ અંગ છે.**

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના આશ્રય નીચે લલિતકલા તથા પ્રાચીન અને અર્વાચીન હસ્તલિખિત ગ્રંથોનું પ્રદર્શન ભરવામાં આવ્યું છે તે ખુલ્લું મૂકવાનો સમારંભ આજે થવાનો છે, તેમાં હાજર રહેતાં મ્હને ઘણો આનંદ થાય છે. સાહિત્ય પરિષદ્‌ની સાથે આવી કલાનું પ્રદર્શન પણ ભરવાની કલ્પના ઉત્તમ છે. કારણ કલા એ એક સાહિત્યનું જ અવશ્યનું અંગ છે. ખરા સાહિત્યનો પ્રારંભ અને અંત માત્ર વાઙ્મય સાહિત્ય સાથે આવતો નથી. જેવી રીતે એક સુંદર કાવ્યમાં રસાત્મક ચમત્કાર છૂપાયેલો હોય છે તેવો જ રસ એક સુંદર ચિત્રપટ જોયાથી કે એક ખૂબસુરત પ્રતિમા નીહાળવાથી અનુભવી શકીયે છીયે. એટલે સાહિત્યનો પ્રદેશ બહુરત્ના વસુંધરા જેવો જ વિસ્તીર્ણ છે.

**હસ્ત લિખિત ગ્રંથો ઉપરથી ઇતિહાસનાં સાધન.**

પ્રાચીન ગ્રંથો વાંચ્યાથી ઇતિહાસનાં સાધનો ઉપલબ્ધ થાય છે. અમુક કાળમાં સમાજની સ્થિતિ કેવી હતી તે જાણવા માટે આવા પ્રાચીન ગ્રંથોમાં આભૂષણોનાં વર્ણન, પ્હેરવેશની માહીતિ, જૂના શિક્કાઓનો સંગ્રહ, સાધના માળાના ગ્રંથોમાંથી વદિક અથવા તાંત્રિક સેવા, તથા પૂજા અર્ચાની વિધિ વિગેરેની વિગતો વાંચ્યાથી તે કાલનો ચિતાર નજર આગળ મૂર્તિમાન ખડો થાય છે. અને આવાં સાધનોથી જે તે દેશકાલના ઇતિહાસની આરસી ઉપરથી અંધકારનો પટ ભૂંસી શકાય છે, આ સર્વ સાહિત્યના જ ફાંટા છે. તેમને સાહિત્ય પરિષદ્ આશ્રય આપે છે તે સંતોષની વાત છે.

**એકવારનું સૌન્દર્ય તે સદાનું સૌન્દર્ય.**

આજથી દશ વર્ષ પ્હેલાં સુરતમાં પાંચમી સાહિત્ય પરિષદ્‌નું સંમેલન થયું હતું તે વેળાએ પણ લલિતકળાનું આવું પ્રદર્શન ખુલ્લું મુકવાની વિનંતિ મેં કરી હતી. આજે પણ તે જ સંસ્થા ખુલ્લી મૂકવાનો આનંદ પ્રારબ્ધે મ્હને અપાવ્યો તેથી સંતોષ થયા વિના રહેતો નથી. પ્રથમ જ્યારે આ સૂચના સાક્ષરરત્ન રા. કન્હૈયાલાલ મુનશીએ મ્હને કરી ત્યારે આ માન સ્વીકારવા મ્હને આંચકો લાગ્યો. પ્હેલીજ કલ્પના દુષ્યન્તે જેવી રીતે શકુંતલાની બાબતમાં કરી કે વેદાભ્યાસથી જડ થઇ ગયેલા વિધિની આ કૃતિ ન હોય, તે જ પ્રમાણે રાજ્યવ્યવસ્થાના ખટરાગથી શુષ્ક થઇ ગયેલા અરસિક, આબકારી અને આયપત વેરાના કીચડમાં ગળાં સુધી ડુબેલા એક અમલદાર પાસે લલિતકળાની સુંદરી ઉપરનું ઉત્તરીય ઉપાડવાનું બીડું ઝડપવું એ માત્ર ધૃષ્ટતા જ ગણાશે—એવી ઉમી થઇ—પરંતુ ધોરીવારે ડિમ્મન

આવી યાદ આવ્યું કે સૌન્દર્યનું પાન કરવું તે મનુષ્ય માત્રની સ્વભાવસિદ્ધ બક્ષીસ છે. "સકૃત સૌન્દર્ય તે સદા સૌન્દર્ય" એ ન્યાય ખરો સમજાયો. અને પૂર્વાવસ્થામાં લલિત-કલાનો મોહ જે અનુભવ્યો હતો તો આજે પણ તે સમજવા જેટલો અનુરાગ બીજી ભાવનાઓ ભસ્માવશેષ થઇ હશે તો પણ સજીવ રહ્યો હશે એમ માની લઇ આપનું આમંત્રણ મેં સ્વીકારવાની હિમ્મત કરી છે. તરવાની અને તસ્કરવાની કલા એકવાર આવડી હોય તો તે ભૂલાતી નથી. તે પ્રમાણે સૌન્દર્યની તૃષ્ણા એક પ્રકારના અશિક્ષિત બોધ જેવી જ પ્રેરણા શક્તિ છે. આજે તે મહાન શક્તિની સહાય માટે આટલી નાંદી રૂપે સ્તુતિ કરી આગળ પગ મૂકવા રજા માગું છું.

**કલાની વ્યાખ્યા.**

કલા એટલે શું? તેનો અર્થ કરતાં તેના પ્રસિદ્ધ પૂજારી રસ્કિને કહ્યું છે કે-ઉત્તમ કલાનો હેતુ કુદરતની ખામીઓ સુધારવાનો નથી તેમ તેની ખામી છૂપાવવાનો પણ નથી. પરંતુ તેવી દેખાતી ખામીઓના પડદા પાછળ જ્યાં જ્યાં સૌન્દર્ય છૂપાયેલું હોય, જ્યાં જ્યાં પવિત્ર ભાવના અંધારામાં આવી ગઇ હોય તે તે સુંદર અને પુનિત કૃતિઓ ઉપરનું વિવરણ દૂર કરી તેને આકર્ષક સ્વરૂપમાં પ્રગટ કરવી એમાં જ કળાનું રહસ્ય રહેલું છે. જેટલા પ્રમાણમાં ચિત્રકાર સૃષ્ટિ-સૌન્દર્ય તરફ પોતાનો પ્યાર દર્શાવી શકે તેટલા પ્રમાણમાં તેની કળા વખણાવા પામે. માત્ર ચિત્રકારે કદી પણ પોતાના ચમત્કારથી સત્યનું બલિદાન આપવાનું નથી. રસ્કિનની પરીક્ષાની આવી કસોટીમા કદાચ ભ્રમણાનો દોષ આવી જવાને માર્ગ છે. જો કુદરતની ખામીઓ સુધારવાનું અગર તે છૂપાવવાનું કલાકોવિદનું કામ નથી તો શું કલા માત્ર કુદરતની નકલ કરવામા જ આવી રહી છે? જ્યાં માત્ર આબેહુબ અનુકરણ કરવામાં જ કલાની પરાકાષ્ટા મનાતી હોય ત્યાં કલાની પ્રગતિ કેવી રીતે થાય? કલા કાંઇ નકલી બહુરૂપી સ્વરૂપની નથી. કલામાં રચનાત્મક શક્તિ તો તેના જીવ જેટલી આવશ્યક છે. ઉત્પાદક શક્તિ વિના કલા પોષાય જ નહી. પોતાની રચેલી સૃષ્ટામા કુદરતમાં જે સૌન્દર્ય ન જોવામાં આવે તેવા સૌન્દર્યની ખૂબી પણ આણવી તેને જ કલા આલેખવી જોઇએ.

**Not imitation but creation. અનુકરણ નહિ પણ સરજન**

**કુદરત કરતાં કલા વધારે સુંદર.**

આપે ઘણા પ્રસંગે અનુભવ્યું હશે કે આપની ભાવનામાં જે સૌન્દર્ય રહ્યું હોય તે આપ જગત્‌ના વ્યવહારમાં જોવા પામતા નથી. જે ખૂબી પોતાના આદર્શપટમાં સમાયેલી છે તે કુદરતના ખડબચડા માંચડામાં ઉતારી શકાતી નથી. જે ચમત્કાર કવિની દૃષ્ટિ આગળ ચમકારા માર્યા કરતો હોય તે સૃષ્ટિની જડપાષાણની મૂર્તિમાં સ્ફૂરી શકાતો નથી. વર્ડ્સવર્થને "યારો વીઝીટેડ" નું કાવ્ય લખતી વેળા કેટલો વિષાદ થયો હશે? સ્વાતંત્ર્ય-પ્રિય ગ્રીસ દેશના કિનારા ઉપર પ્રથમ પગ મૂકતા બાયરને "શું આ થર્મોપિલિ!" કહી જે નિઃશ્વાસ મૂકયો હતો તેથી તેની કલ્પના અને ખરી વસ્તુસ્થિતિ વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત તેણે વ્યક્ત કર્યો હતો. ગગનચુંબી ગિરિરાજ અને લીલી હરિયાળીનાં આચ્છાદનોથી ઘેરાયલી ગિરિગહ્વરો અને કન્દરોના મોહન મંત્રોથી મુગ્ધ થયેલો પ્રવાસી કિંપાકવનના પાષાણો ઉપર ચઢી નીચે તાપથી સસડતી ખીણમાં ઉતરતાં પ્રકૃતિનું ખરૂં ભાન

તેને થતાં કુદરત અને કલા વચ્ચે કેટલો ભેદ છે તે તેને સહજ સમજાય છે. છતાં ખામીવાળી કુદરતની માત્ર નકલ કરવામાં જ સત્યનું સંરક્ષણ કરવાનો કલાનો ધર્મ છે એમ આપને ગળે ઉતરી શકે છે? આ કોહેડાનો અર્થ ઉકેલવાના કામે "સત્ય" એટલે શું તેનું નિરીક્ષણ કરવાની જરૂર છે.

**સત્યનો અર્થ.**

પ્લેટોએ કહ્યું છે કે "જનસમાજમાં ખરેખર મળી આવે એવો એક કુદરતી માણસ લો, અને ઉચ્ચ કોટીની કલાથી ચિતરાયેલો એક માણસ તેના મુકાબલામાં મૂકો તો તમને માલમ પડશે કે કુદરતની કૃતિ તુચ્છ અને ઓછી ખુબસુરત છે. કારણ કુદરત કરતાં કલાને સત્ય વધારે વ્હાલું છે." આ વચનમાં આપને વક્રોક્તિ અગર વિરોધનો ભાસ જણાશે. પરંતુ પ્લેટોનાં વચનો સરળ અને ખરાં તત્ત્વજ્ઞાનવાળાં જ હોય છે. પ્લેટોની શિક્ષા પ્રમાણે જે સત્યનું સંરક્ષણ કરવાની કલાની ફરજ છે તે આપણા માત્ર ચર્મચક્ષુને જે ખરૂં લાગે તે સત્ય નહીં. સત્ય સદા સાપેક્ષ છે. દિવ્યચક્ષુથી જોતાં નિરાળીજ સૃષ્ટિ સત્ય લાગશે. માયાનાં ચશ્માં કાઢી નાંખી જડ સૃષ્ટિની યવનિકા પાછળ સંતાયેલી દિવ્ય સૃષ્ટિની ઝાંખી કરો; ચર્મપટલથી આચ્છાદિત કાનની શ્રવણશક્તિ તીવ્ર કરી દિવ્ય સુંદરીઓના ગરબાનાં તાન સાંભળવાની શક્તિ ખીલવો. માત્ર શુક્ર શોણિત શરીરના તુચ્છ પાશબંધ તોડી અમૃતનો સ્વાદ ચાખી તમારી પિપાસા શાંત કરવાનો આદર્શ કેળવો તો પછી ખરૂં સત્ય આબેહુબ તમારી કલ્પના આગળ ખડું થશે; અને તેને પ્રકટ કરવાની શક્તિ તે જ ખરી કલા. આ પ્રમાણે હરેક સાત્વિક સૃષ્ટિની પાછળ આદર્શ સૃષ્ટિની આવશ્યકતા છે જ.

**Ideal without Real has ou life. Real without Ideal has no beauty.**

સત્ વિનાના ચિત્માં જેમ જીવ નથી તેમ ચિત્ વિનાના સત્માં શણગાર નથી, સૌન્દર્ય નથી એ બેના સંબંધમાં જ સચ્ચિદાનંદ સમાયેલું છે. અને તે આનંદ પ્રકટ કરાવવાની શક્તિ તે જ કલા. મનુષ્ય જીવનના સુખ માટે આવી ઉચ્ચ કલાની બહુ જરૂર છે. તેવી કલાની સહાયથી જ ચક્ષુદ્વારા મનને પોષણ મળે છે. અને મનની છાયા પાછી ચક્ષુદ્વારા સૃષ્ટિ ઉપર પડે છે. સોળ કલાના સૂર્યથી મન અને આંખ બન્ને સતેજ થાય છે. એક વિદ્વાને ગણિતના કોષ્ટકમાં ઉમેર્યું છે કે હજાર વાત કરનારા માણસો મળે ત્યારે સો વિચાર કરનારા સાંપડે. અને સો વિચાર કરનારા મળે તો એક અવલોકન કરી શકે એવો સુલક્ષણો માણસ મળે. અવલોકન કરવાની શક્તિ બહુ અમૂલ્ય છે. અને અવલોકન શક્તિ ઉપર જ કલાની ઇમારત રચાયેલી હોય છે. કલાનો ઉદ્દેશ આંખને કેળવવાનો છે. તેને છેતરવાનો નહીં, અને આંખ કરતાં પણ મન સાથે તેનો વધારે નિકટનો સંબંધ છે.

**સત્ય તેજ સદ્‌ગુણ અને તેજ સૌન્દર્ય.**

કલાથી ખુલેલાં આવાં અંતર્ચક્ષુ વડે જ આપણે જોઇ શકીએ છીએ કે જે ખરૂં સત્ય છે તે જ વિશુદ્ધ અને સારૂં છે. અને સત્ય, સદ્‌ગુણ અને સૌન્દર્ય એ સર્વ એકાકાર એક જ સ્વરૂપ છે. વીક્ટર કુસેંએ કહ્યું છે કે "સત્ય, સદ્‌ગુણ અને સૌન્દર્ય એ માત્ર ઇશ્વરનાં ત્રણ અંગો છે. આપણને એ ત્રણેમાં જે તત્ત્વ આકર્ષક લાગે છે તે તેની પાછળ રહેલું ચેતન, અગર દિવ્ય સ્વરૂપ છે તે; અને પરમાત્મા તરફની આપણી ભક્તિ માત્ર આ ત્રણ તેના અંગો તરફના આપણા પ્રેમભાવે પ્રાદુર્ભાવ પામે છે." આ કારણના

લીધે જ કલાકાર પોતાની સાધનામાં સારી કૃતિથી પણ સંતોષ પામતો નથી કારણ તેનાં અંતર્ચક્ષુ જેમ જેમ ઉઘડે છે તેમ તેમ તેના ધ્યેય વધારે ને વધારે દૈવી બનતા જાય છે અને સૌન્દર્ય તથા સત્યની આ પરિસીમાએ જ્યાં સુધી પ્હોંચાતું નથી ત્યાં સુધી અસંતોષ જ રહી વધારે ને વધારે સુધારાની ટોચે પ્હોંચવાની તેની તીવ્ર આતુરતા કાયમ જ રહે છે આવો અસંતોષ એ જ પ્રગતિનો ખાસ હેતુ થઈ પડે છે મહાન મનોરથની દશા જેમ સુધારાના પ્રયત્નોની પરાકાષ્ઠાનું પરિણામ છે તેમ વધારે સુધારાની ઇચ્છામાંનું પણ તેમાં જ વિરામ છે મનુષ્ય જીવનને તેમ જ કલાને સાધનાર પણ શ્રેષ્ઠ ઉન્નતિના શિખર ઉપર આવવાનું શક્ય નથી સદાકાળ તે પ્રગતિના પગથીયા ઉપર જ ચઢતું ને ચઢતું રહી શકે પરિણતિ નહીં પણ પરિપૂર્ણ થવાની પ્રવૃત્તિ એ જ આપણી ઇશ્વરી બક્ષીસ છે સિદ્ધિ નહીં પણ સાધનોની અખંડિત શ્રેણી એ જ જનસમાજનો પણ સારમો છે

**કલા અને વિજ્ઞાન.** આ પ્રમાણે જ્યારે સત્ય સદ્ગુણ અને સૌન્દર્ય એ માત્ર એક જ વાજીંત્રના ત્રણ તારો છે એમ આપણને દેખાય છે ત્યારે જ કલા અને વિજ્ઞાનનો નિકટનો સંબંધ આપણે સમજી શકીએ છીએ વિજ્ઞાનથી આપણે સત્યનું સંશોધન કરી શકીએ છીએ ત્યારે સૌન્દર્યનું દર્શન આપણને માત્ર કલાદ્વારા જ થઈ શકે છે વિજ્ઞાન અને કલા એ બેને ઘણી વાર બે સહચરી બ્હેનોની ઉપમા આપવામાં આવે છે વધારે વાસ્તવિક રીતે જોતાં તેમનો સંબંધ ભાઇ બ્હેનના જેવો છે વનિતાના વચનાના જેવી છે વિજ્ઞાનની પેઠે તેને તનતોડ કષ્ટ કરવાની જરૂર પડતી નથી પરંતુ ગૃહિણી પેઠે પરિશ્રમમાંનો પણ આનંદ વ્યક્ત કરાવી ગૃહજીવનમાં જ્યાં જ્યાં નજર પડે ત્યાં ત્યાં સૌન્દર્યની પ્રતિભા આગળ ધરી મોહમંત્રથી શાંતિ ફેલાવો એવો કલાનો સંદેશો છે વિજ્ઞાનના વિહારમાં મસ્તિષ્ક અને હસ્તનો ઉપયોગ કામમાં આવે છે પણ કલાની કેળીમાં તો હસ્ત અને મસ્તિષ્ક ઉપરાંત હૃદયના પણ ધબકારા ગણવા પડે છે

**કલા અને ધર્મ.** કલાના વિકાસમાં આ પ્રમાણે સહૃદયતા અને રસિકતાનો સંબંધ આવેલો હોવાથી કલાની ઉત્પત્તિ ધર્મની ભાવનામાંથી જ થઈ શકે છે કુદરતમાં જે સૌન્દર્ય દેખાતું હોય તેથી પણ અધિક ચમત્કારવાળા સૌન્દર્યને જન્મ આપવા કલાની ચેષ્ટા હોવાના કારણે આપણે આપણા આદર્શો ઉચ્ચ અને અધિક ઉચ્ચ કોટી ઉપર ચડાવી રાખવા પડે છે આવા ઉચ્ચ આદર્શો માત્ર દૈવી જીવનમાં ઉપલબ્ધ હોવાના કારણે આપણે દેવોની આરાધના ભક્તિભાવથી કરવાની જરૂર પડે છે મનુષ્યની મલિનતાથી દૂર રહેવું હોય તો દેવો તરફની ભક્તિ જીવતી જ્યોત જેવી સતેજ રાખવી જોઇએ પવિત્ર ગંગાજીની કેટલી મલિનતા, કેટલી અધોગતિ થઈ છે તે ગુમનીના પાણીમાં પગ મૂકવાથી સમજાય એમ છે પરંતુ તેની વિશુદ્ધતાનો અનુભવ લેવો હોય તો કનખલથી હરદ્વાર સુધી ચઢી ત્યાંના પવિત્ર સ્રોતની આનંદ લહેરી અનુભવી તેથી પણ ઉપર ભાગીરથીની સહસ્રધારાના મૂળ તરફ ચઢતાં ચઢતાં ગંગોત્રી સુધી જવું જોઇએ અને ત્યાંના હિમાચલ શિખરો ઉપર ચઢી સ્વયંભૂ શંભુની જટા સુધીની કલ્પના કરી આપણા આદર્શમાંથી સર્વ તુચ્છ અને મલિન અંગો ધોઈ નાખવા જોઇએ આવી દિવ્ય કલ્પના વિના આધુનિક કલાનો વિનિપાત કેટલો થયો છે તે સમજી શકાશે નહીં

**કલાનું દિવ્ય અંગ.** ગ્રીસ દેશના પુરાણોમાં એવી એક દંતકથા છે કે જ્યારે ત્યાંના પ્રસિદ્ધ શિલ્પકાર પ્રોમીથીયુસે મિનરવા-દેવી શારદાની-પાષાણની પ્રતિમા બનાવી ત્યારે તેના અતિશય સૌન્દર્યથી દેવી સરસ્વતી પોતે તુષ્યમાન થઈ કારીગરને સ્વપ્નામાં સૂચવ્યું કે તેને જો એ પ્રતિમા હજુ વધારે સુંદર બનાવવા માટે સ્વર્ગમાંથી પણ કાંઇ દેણગી જોઇતી હશે તો દેવી પોતે તે લાવીને આપશે. શાણા પ્રોમીથીયુસે આરાધના કરી કે તેને પોતાને સ્વર્ગમાં દેવીએ દાખલ કરવો, કે ત્યાંની દિવ્ય સામગ્રી પોતે તપાસી જરૂરના સાધનો પોતે પૃથ્વી ઉપર આણી શકે. મિનરવા તેને સ્વર્ગમાં પોતે ઉંચકી ગઇ. અને ત્યાંથી પ્રોમીથીયુસે અગ્નિ પૃથ્વી ઉપર આણ્યો. અને તેની અમર જ્યોતિનું સ્ફુરણ કરી પાષાણની સુંદર પુતળીમાં જીવ મૂક્યો, કે જેમાંથી એક અતિ રૂપવતી યુવતી પ્રકટ થઇ શકી. આપણી કલાના આદર્શ દિવ્ય રાખ્યાથી આવી ઇશ્વરી બક્ષિસ પ્રાપ્ત કરી શકાય છે.

**કલાનો અમર આત્મા.** પિગમેલીયન નામના બીજા ગ્રીક શિલ્પકારે એક યુવતીની પ્રતિમા એવી સુંદર ઘડી કે તે પોતે પોતાની કૃતિના મોહપાસમાં ફસી પડી મુગ્ધ બની જઈ પોતાનું કામ પણ ભૂલી ગયો. આહાર વિહાર નિદ્રા વગેરેને તિલાંજલી આપી પોતાની આદર્શ દેવીની આરાધના કરવામાં તે એટલો નિમગ્ન બની મશગુલ રહ્યો કે થોડા કાળ પછી સૌન્દર્યની અધિષ્ઠાતા દેવી વીનસે તેના ઉપર તુષ્યમાન થઈ તેની પાષાણની પૂતળીમાં રતિનું રૂપ હતું જ તે સાથે જીવની પણ બક્ષિસ આપી. પુતળું સજીવન થયું. પિગમેલિયન તેની સાથે પરણ્યો અને સુખી થયો. આ પ્રમાણે જડ પ્રકૃતિ પાછળ છૂપાયેલા ચેતનની અનન્ય ભક્તિથી આરાધના કરવાથી આપણા ઉચ્ચ આશયો પ્રફુલ્લ કરી શકાય છે તેનું આ દૃષ્ટાંત છે.

**કલામાં પ્રેમનો અંશ.** ખૂબસુરત નરકીસસ નદીના પ્રવાહમાં પડેલા પોતાના જ પ્રતિબિમ્બથી એટલો મોહિત થઈ ગયો કે પોતાનું ભાન ભૂલી તે અશાશ્વત પ્રતિબિમ્બ તળે છૂપાયેલાં અનાદિ અને અનન્ત તત્ત્વની આરાધના કરતાં કરતાં તે ઇશ્વરી સત્તા સાથે તન્મય તદાકાર થઈ, નદીમાંનું પ્રતિબિમ્બ ચૂંટવા જતાં ડુબી મૂઓ, પરંતુ તે જગ્યાએ તે ઇશ્વરી સત્તાની હયાતી સૂચવનારૂં નરગીસનું સુકોમલ અને સુવાસવાળું ફુલ ઊગી નીકળ્યું.

**કલાનો દૈવી આશય.** આ સર્વ દૃષ્ટાન્તોનો બોધ એ છે કે આપણી કલાના આશયો અને આદર્શો ધાર્મિક અને દિવ્ય જ્યોતિવાળાં રાખવાં જોઇએ. અકબર બાદશાહે કહ્યું છે કે કલાને સન્માર્ગે ચઢાવી હોય તો તેથી ઇશ્વરી સત્તા અને ઇશ્વરી સદ્ગુણો સમજવામાં ઘણી સહાય મળે છે. મનુષ્ય જીવનમાં માનસિક વિકાસ અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવી હોય તો કલાનો દૈવી સંદેશ આપણે સારી રીતે સમજવો જોઇએ. અકબર બાદશાહે પોતાનો એક નવો ધર્મ "ઇલાહી" ધર્મ પ્રચારમાં લાવવા પ્રયત્ન આદર્યો હતો, આ નવિન ધર્મ કાંઇ જૂદા જૂદા ધર્મસિદ્ધાન્તોમાંથી માત્ર સુગંધી ફુલો ચુંટી તેના મિશ્રણ ( Eclectic mixture ) નાસ્વરૂપનો ન હતો, પરંતુ તેમાં રચનાત્મક ( Synthetic ) અંગ પોષવાનો તે બાદશાહનો

ઉચ્ચ આશય હતા અને તે જ ઉદ્દેશથી તેણે કલાને ધર્મની પરિચારિકા ( Handmaid ) તરીકે કલ્પેલી હતી

**જ્ઞાનનું મૂળ અચંબો.**

એ સિદ્ધાન્ત તો ખરૂં છે કે જેમ જ્ઞાનની ઉત્પત્તિ અચંબામાંથી ઉદ્ભવે છે, તેમ કલાનો પ્રાદુર્ભાવ ધર્મની ભાવનામાંથી જ થાય છે જ્યાં સુધી સૃષ્ટિના કોઈ અસાધારણ પ્રસંગથી આશ્ચર્ય કે વિસ્મયની ભાવના થતી નથી ત્યાં સુધી તેના રહસ્ય સમજવાની જીજ્ઞાસા થતી નથી જ્ઞાનની પ્રગતિ કોઈ પણ અદ્ભૂત કાર્યનું કારણ શોધવામાં જ થાય છે આપણા ભારતવર્ષની કલાઓ ધાર્મિક ભાવનાને કેટલી વળગી છે તે સહજ વિચારથી સમજાશે લલિતકલાઓના મુખ્ય સ્વરૂપ પૈકી આ પ્રસંગ માટે માત્ર ત્રણ સ્વરૂપો ઉપર આપણે લક્ષ પહોંચાડીશું એક શિલ્પકલા, તેના બે ભાગ હોય છે architecture એટલે ઈમારતી શિલ્પ અને બીજું Sculpture એટલે પ્રતિમાનું શિલ્પ ત્રીજી ચિત્રકળા આ ત્રણે કલાઓની પ્રગતિનો ઇતિહાસ તપાસશો તો માલમ પડશે કે પ્રારંભથી જ તેની સાથે ધર્મની ભાવના સચોટ જોડાયેલી છે પ્રથમ તો દેવની કલ્પના સાધારણ મનુષ્યો માટે આકર્ષક કરવા માટે તેની મૂર્તિ પ્રતિમા બનાવવી જોઈએ પરંતુ આ પ્રતિમા સ્થાપવા માટે તેથી પણ પૂર્વે મંદિર બાંધવું જોઈએ મંદિર બંધાયા પછી તેમાં દેવની મૂર્તિની સ્થાપના કર્યા બાદ તેની અહોનિશ ઘેર બેઠા પણ આરાધના થઈ શકે તે માટે તેના ચિત્ર આલેખવા જોઈએ આ વિચાર શ્રેણીને અનુસરી કોઈ પણ દેશમાં શિલ્પની બન્ને કળાઓનો તથા ચિત્રકલાનો પ્રારંભ થયો છે એવું સહજ જણાય છે

**યુરોપના શિલ્પના નમુના.**

યુરોપમાં જોશો તો ત્યાંના ( આર્કીટેક્ચર ) શિલ્પના શ્રેષ્ઠ નમુના ત્યાંના મંદિરો અને દેવગૃહો અને ધાર્મિક પ્રગતિ માટે જ બંધાયેલા જણાશે લંડનમાં વેસ્ટમિન્સ્ટર એબી તથા સેંટપૉલ્સ કથીડ્રલ પારીસમાં મેડેલીન તથા નોટરડામના દેવળો રોમમાં સેંટપીટર્સ ચર્ચ તથા પાન્થીયન, વેનીસમાં સેંટ માર્કો ઇસ્તંબુલમાં સેંટ સોફીયા એ ભવ્ય મકાનોમાં શિલ્પશાસ્ત્રની પરાકાષ્ઠા નજરે પડે છે એ સર્વ ધર્મની ભાવનાનો પ્રતાપ છે હિંદુસ્તાનમાં જો કે હિંદુ ધર્મની પરિચારિકા તરીકે શિલ્પકળા બહુ ખીલેલી નથી તો પણ દક્ષિણ હિંદુસ્થાનમાં મદુરાના ભવ્ય દેવાલયો તન્જાવર અને ત્રીચીનાપલ્લીના હેરત પમાડે તેવા મંદિરો આ ધર્મની ભાવનાના જ ચિન્હો છે તે જ પ્રમાણે બૌદ્ધધર્મના પ્રચારની નિશાનીઓ તરીકે એલોરાની ગુફા અને બીજા સ્તૂપો હજી કાયમ છે ઇસ્લામી ધર્મના ઉત્સાહના પરિણામે આપણા દેશમાં ઘણી સુંદર મસ્જીદો તથા મકબરાઓ બંધાયા છે જગવિખ્યાત તાજમહેલ તથા ફત્તેહપુર સિક્રીમાં સેલીમ ચિસ્તી ઓલીયાની કબર પણ શિલ્પના નમુના તરીકે મશહુર છે ધાર્મિક ભાવનાના જ પગલે પગલે મહાન પુરૂષો તરફના આપણા આદરભાવને પણ

**હિંદુસ્થાનમાં ઈમારતી શિલ્પ.**

આ સીડીના બીજે પગથીયે સ્થાન મળે છે અને આ દેશના મહા રાજાઓ બાદશાહો તથા બ્રીટીશ શહેનશાહતના પ્રતિનિધિ વાઇસરોયોએ બંધાવેલા ભવ્ય મકાનો દેશની ( આર્કીટેક્ચરલ ) શિલ્પસમૃદ્ધિમાં વધારો કરી રહ્યા છે દિલ્હીના કુતુબમિનાર, અને દીવાનેખાસ તથા મોતીમસ્જીદ આગ્રાનો કિલ્લો લખનૌમાં ઇમામ બારાનું મકાન તથા હુસેનાબાદ, તેમજ

હાલના જમાનામાં બાંધેલા કલકત્તામાં વિક્ટોરીયા મેમોરીયલ તથા મુંબાઇમાં ગેટ વે ઑફ ઇંડિયાનાં મકાનો આ જ વર્ગમાં આવે છે. આપણા દેશમાં મહાન અશોકે બાંધી રાખેલા કીર્તિસ્તંભોનો પણ આ દેશની શિલ્પકલાની પ્રગતિના સૂચક ચિહ્નો ( MileStones ) તરીકે સ્વીકાર કરી શકાય એમ છે.

**કઈ કલા પ્રથમ પ્રફુલ્લ થવા પામી ?**

લલિત કલાઓની પ્રગતિની રૂપરેખા દોરવાના architecture એટલે પુર અને પ્રાસાદના શિલ્પને જો કે મેં પ્હેલું સ્થાન આપ્યું છે. પરંતુ તેથી કાળના ક્રમમાં શિલ્પની આ શાખા પ્હેલી પ્રગતિમાં આવી એમ મ્હારો અર્થ નથી. કાળક્રમે પ્હેલું સ્થાન તો પ્રગતિમાન શિલ્પને ( sculpture ) આપવું જોઇએ. પ્રતિમા અગર મૂર્તિ એ મનુષ્યની સૌથી વધારે સ્થૂળ અને ગૌણ ઇન્દ્રિયના પ્રદેશ સાથે સંબંધ રાખે છે. સ્પર્શેન્દ્રિય સર્વથી પહેલી ખીલે છે અને તે કેવળ સરળ અને અક્લિષ્ટ હોય છે. ઇશ્વરી કલ્પના કરવામાં જ્યાં માત્ર આસ્થાથી સંતોષ થતો નથી. ત્યાં એક જડ પાષાણનો કકડો, માદળીયું, તાવીજ સ્હેલાઇથી સમજી શકાય છે. છાતી સરસું તે દાબી શકાય છે. ચક્ષુજન્યજ્ઞાન આવતાં વાર લાગે છે. પણ સ્પર્શજન્ય જ્ઞાન તો પ્રેરણા જેવું જ અશિક્ષિત પ્રાપ્ત થાય છે. તેથી ચિત્ર કરતાં પ્રતિમા દ્વારા ઇશ્વરનું ભાન આપણને સ્હેલું લાગે છે. ચિત્રશાસ્ત્રમાં જેટલી બારીકાઇ અને સંદેહ સંભ્રમને માટે અવકાશ છે તેવો અવકાશ શિલ્પશાસ્ત્રમાં નથી. અને તે જ કારણથી ચિત્રકલા કરતાં શિલ્પકલાને પ્રથમ પ્રફુલ્લતા પ્રાપ્ત થયેલી હોવી જોઇએ.

**અવતાર.**

આપણા ભરતખંડમાં તો શિલ્પ અને ચિત્રકલા બન્ને પ્રારંભમાં ધર્મની ભાવનાથી જ પોષાવા લાગી. જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મની ગ્લાનિ થાય છે તે તે યુગમાં ઇશ્વર મનુષ્યનો અવતાર ધારણ કરી મનુષ્ય દેહે જન્મ લે છે, આ કલ્પના કેટલી ગહન છે. છતાં તેમાં કેટલું સૌન્દર્ય રહ્યું છે. અવતારના સંબંધથી જેવી રીતે દેવને પણ કામ ક્રોધ મોહ લોભરૂપી મનુષ્યના ષડ્રીપુનો ચેપ લાગે છે તેવી રીતે તેના બદલામાં પામર મનુષ્યમાં પણ દૈવી સદ્‌ગુણોનો પ્રાદુર્ભાવ થતો નજરે પડે છે. આ પ્રમાણે સારા નરસા ગુણોની દેવ અને દાનવો વચ્ચે આપ લે અને લ્હાણી થતાં આખરે સત્યનો જ વિજય થાય છે. એવા પ્રસંગોથી જેવી રીતે સત્ય તરફ આપણી આસક્તિ વધે છે તે જ પ્રમાણે નીતિ તરફ આપણી નમ્રતા અને પક્ષપાત પોષાય છે. અને તેના જ પ્રભાવથી સૌન્દર્ય તરફ આપણી પ્રીતિ ઉભરાય છે. આ સર્વ ધાર્મિક ભાવનાનો પ્રભાવ છે. અને હિંદુસ્થાનમાં શિલ્પકલા અને ચિત્રકલા તે જ કારણથી પ્રારંભમાં દેવોની જ સેવા માટે નિર્મિત થયેલી હોવી જોઇયે.

**નિર્માણશિલ્પ.**

ઇમારતી શિલ્પ architectureમાં ચિત્રકલા કરતાં પણ વધારે ચઢીયાતી એક પ્રકારની અપૂર્વ સૂક્ષ્મતા રહેલી છે. અખંડ. અનાદિ અને અનંત શક્તિ તરફ મનુષ્યના હૃદયમાં જે આદરભાવ છે તે માત્ર બાથમાં ભીડી શકાય તેવી મૂર્તિ તરફની સ્પર્શ મર્યાદિત ભાવનામાં લઈ પામી શકતો નથી. તેમ માત્ર ચક્ષુને આલ્હાદ આપનારા ચિત્રપટમાં તે વિરામ પામી શક્તો નથી. તે મહાન અમૂર્ત દિવ્ય અદૃશ્ય તરફની આતુર આસક્તિની તૃપ્તિ માટે તો તેવું જ સૂક્ષ્મ અને અદૃશ્ય સૌન્દર્યનું સ્ફુરણ કરાવે એવી ગંભીર કૃતિ જોઇએ. એક ભવ્ય અને રૌદ્ર રસને .

તૃપ્ત કરે એવા હતા અતિ સુંદર કેથીડ્રલનુ વર્ણન કરતા મેડમ દી સ્તાલે કહ્યુ છે કે તેના ગભીર સહવાસમા આવતા હિમ જેવા શિલીભૂત સગીતનુ તે ભાન કરાવતુ હતુ ( Frozen Music ) જડમા ચૈતન્ય, પાષાણમા ચિત્તચેષ્ટા ( Thougt in stone )ની તે પ્રતીતિ આપતુ હતુ અને તેના ગવાક્ષ રૂપી ચક્ષુઓ ( Windows ) પારદર્શક રગની રશ્મિનો પ્રવાહ વરસાવી રહ્યા હતા અનત અગોચર અજરામર શક્તિના ધામે પ્હોચવાની પિપાસા હોય તો આવા શિલ્પના સૌન્દર્યના જ ઘુટડાથી તૃષ્ણા મટાડી શકાશે આપણા સસ્કૃત સાહિત્યમા પણ પુર અને પ્રાસાદના શિલ્પ બાબત ગ્રથો રચાયેલા જણાય છે હાલમા જ વડોદરા રાજ્ય તરફથી ગાયકવાડ પ્રાચીન સાહિત્યમાળામા સમરાઙ્ગણ નામનો ગ્રથ પ્રકટ થયો છે તેમા આ શિલ્પની ભાવનાનુ સારી રીતે દિગ્દર્શન કરેલુ છે

**કલાની અધોગતિ.**

આ ત્રણે કલાઓની આપણા દેશમા એક વેળા કેવી અધોગતિ થઈ હતી તેનો ખ્યાલ કરતા કોને ખેદ નહીં થાય ? શિલ્પકળાના સુદર નમુના હજુ આપણી ગુફાઓ અને મન્દિરોમા મોજૂદ છે એલોરાની ગુફામા શિલ્પની યશસ્વી કારકીર્દિનુ આપણને સારૂ ભાન થાય છે અને જો મુસ્લીમ સત્તાના દાબ તળે પ્રતિમાઓ ખડિત થઈ પ્રતિમા કરવાની કલા છિન્ન વિચ્છિન્ન થઈ ગઈ તો પણ જે દેવાલયો પાછળથી બધાયા અગર જે મુસલમાન બાદશાહોની ઇતરાજીના ભોગ થઇ પડતા બચ્યા તેમાની શિલ્પ કારીગરી હજુ પણ આપણા મનને રજન કરવા સમર્થ છે દેલવાડાના સુદર દેવાલયો જોઇને કોના હૃદયમા આલ્હાદનો ઉમળકો ઉઠ્યો નહીં હશે ?

**મુગલ શેહેનશાહત.**

ચિત્રકલાની પણ અવદશા આપણા દેશના કાળચક્રના પરિણામે આવતી ગઈ અકબર બાદશાહે પોતાના દરબારમા ઘણા પ્રખ્યાત કલાવિશારદોને એકત્ર કરી રાજ્યાશ્રય આપ્યો હતો અને તેની કારકીર્દિમા ચિત્ર કલાએ સારી પ્રગતિ કરી હતી બાદશાહ જહાંગીર તથા શાહજહાન લલિતકલાના કેટલા પ્રેમી હતા તેનો ખ્યાલ આજે પણ કાશ્મીરના પ્રવાસીને શાલીમાર તથા નિશાત બાગ અને અચ્છાબલ તથા વેરી નાગના સુદર બાગો નિહાળવાથી તથા ત્યાના રમણીય કલરવ કરતા ઝરણાનો ઝણકાર નાદ સાભળવાથી સહજ થઈ શકે એમ છે આજે પણ ચિત્રકલાના જે બે પથો આ દેશમા ઉતરી આવ્યા છે તેમાનો મુગલ ચિત્રપ્રબધ આ બે બાદશાહોના જ પ્રતાપે પોષાયો હતો બીજો રજપૂત ચિત્રોનો પ્રબધ વિક્રમાદિત્યના અને રાજા ભોજના આશ્રય તળે નિષ્પત્તિ પામ્યો હતો એમ આપણને તે કાળના કાવ્યો અને નાટકો ઉપરથી સહજ સમજાય એમ છે કવિ ભવભૂતિના ઉત્તર રામચરિતમા જે ચિત્રપટનો હૃદયવેધક ચિતાર આપ્યો છે અને કવિ કાલિદાસે શકુંતલાના ચિત્ર તરફ દુષ્યન્તની મૃગતૃષ્ણા જેવી ચેષ્ટા જે ખૂબીથી વર્ણવી છે તે કાળથી હિંદુ ચિત્રકલા ઉતરતી ઉતરતી રજપુત ચિત્રોના પ્રબધમા વિરામ પામી ઉદેપુર, જયપુર, જોધપુર, બિકાનેર તથા બુંદીકોટાના રાજ્યો મરાઠા અને મુગલ સૈન્યોથી પરાજય પામી નિસ્તેજ થયા તે સાથે રાજ્યાશ્રયનો પણ અસ્ત થવાથી ચિત્રકલાનો ઝરો સૂકાઈ ગયો બીજી તરફ દિલ્હીના તખ્ત ઉપર જ્યારથી ધર્મઝનુની ઔરગઝેબ બેઠો ત્યારથી ચિત્ર અને શિલ્પકલા ધર્મના સિદ્ધાન્તોથી નિષિદ્ધ હોવાથી વૈધવ્ય પામી

**અરાજ્યનો સમય.** પરંતુ આગળ જતાં જ્યારથી આ દેશ ઉપર વાણિજ્ય પ્રેમી કંપની સરકારની સત્તા સ્થપાઇ ત્યારથી તો લલિત કળાઓને દેશવટો મળ્યો હોય એમ તેમનો લોપ થઇ ગયો. ચિતારાની પીંછીને ઉધાઇ લાગવા માંડી અને શિલ્પકારની કાનસને કાટ ચડવા માંડ્યો. એવો એક સિદ્ધાંત સમાજશાસ્ત્રમાં સ્વીકારવામાં આવ્યો છે કે કોઇપણ દેશના સુધારાનું માપ કાઢવું હોય તો તે દેશમાં નારીપ્રતિષ્ઠાની ભાવના કેવી છે તે તપાસવું જોઇએ. લલિતકલા પણ એક લલના છે. તેથી તે દેશમાં લલિતકલાનો અસ્ત થતો હોય તો તે દેશની આબાદી અને સુધારણનો પણ શતમુખ વિનીપાત જ નિર્મેલો હોય છે. લલિતકળાનો વિસ્તાર અને પ્રગતિ ને તે દેશની આબાદી માપવાનું તેનું શીતોષ્ણ માપ લેવાનું એક યંત્ર છે; એક તરફ વિધર્મી રાજકર્તા અને નવાબોના જુલમથી બચવા ખાતર જ્યાં સ્ત્રીઓને પડદા પાછળ ભરાવું પડ્યું ત્યાં લલિતકલાની અધિષ્ઠાતા દેવીઓનો સમાજમાંથી લોપ થવાથી ચિત્રકલામાંનું સત્ય અને તે સત્યનું ઑજસ નિસ્તેજ થઈ પડયું. બીજી તરફથી જ્યાં ઠગ પીંડારા આદિ લુંટારાનાં વાદળ જેવાં દળોથી વસ્તી કચડાતી ગઇ ત્યાં અબલા જાતિનો આરો રહ્યો નહીં. અને લલિતકલાનું લાવણ્ય ગ્રહણથી ઘેરાયું. શિલ્પકલાવિશારદને સલાટ અને પથ્થરફોડો કહી સંબોધવા લાગ્યા. સમરાંગણ સૂત્રધારને સુતાર અગર ગજ્જર કહી તેનું અપમાન થવા લાગ્યું. પ્રતિમા બનાવનારો કુંભાર અને ચિત્રકાર ચિતારા અગર રંગરેજ તરીકે ઓળખાવા લાગ્યા. લલિતકલાનો અસ્ત હજુ વધારે કલ્પી શકાય એમ છે?

**નિરાશામાં આશા.** પણ દુનિયામાં નિરાશા માટે સ્થાન નથી. ક્યાં તો મનુષ્યના હૃદયમાં આશાના અંકૂરો હમેશાં તાજા રાખવા જોઇયે. અગર તેમ થવું અશક્ય જ હોય તો સમુદ્રમાં ડુબકી ખાઇ તેના તળીયામાંથી શો દિલાશો મળી શકે છે તે જોવા અને સમુદ્રસુંદરીઓ સાથે વિહાર કરવા જળશાયી થવું જોઇએ. અસ્તોદયના ચક્રની ઘટમાલ અનંત અને અખંડ છે. ત્યારે આપણા દેશની અધોગતિએ પ્હોંચેલી લલિતકલાઓનો પણ પુનરુદ્ધાર કરવાની આશા અમર છે. આ વાદળની પાછળ હાલ પણ એક સોનેરી કિરણ જોર કરી ઝબકારા મારી રહ્યું છે. આપણા દેશની ચિત્રકલાના ઉચ્ચ આદર્શો બંગાલાના યુવકો ફરી પોષવા લાગ્યા છે. અવનીન્દ્રનાથ ઠાકુરનાં ચિત્રોમા એક અવનવા ચમત્કારની ઝાંખી થવા લાગી છે. ઉમ્મર ખય્યામની રૂબાયતનાં ચિત્રો તેણે આલેખી સારી નામના મેળવી છે. તેના અનુયાયી મંડળમાંથી નંદલાલ બોસ અને સુરેન્દ્ર ગાંગુલીએ ચિત્રકળાની સારી સેવા બજાવી છે. આપણા જ મુંબાઇ ઇલાકામાં છેલ્લા દાયકામાં યુવાન ચિત્રકારોએ પીંછી ઉપર સારો કાબુ મેળવેલો જણાય છે. ફૈઝી રાહમીન, ધુરંધર, શ્રીમાન પુરુષોત્તમ, રવિશંકર રાવલ, ગોવર્ધનભાઇ પટેલ, દત્તાત્ય, જોગલેકર, કનૈયાલાલ, રવિશંકર પંડિત તથા ઘાસીરામ એ નામો સાહિત્ય સંસદના ચિત્રકારો તરીકે ખ્યાતિમાં આવવા લાગ્યા છે. શિલ્પકળા માટે મ્હાત્રે, તાલીમ, ફણીન્દ્ર બોઝ, વાઘ, ફડકે, કોલાટકર વર્ખડી વગેરે યુવાનોએ નામના મેળવવાની પ્હેલ કરી છે. એ સર્વ શુભ ચિહ્નોથી આપણી લલિતકલાનું નસીબ હજુ પણ ઉઘડશે એવી આશા બાંધવા જતાં શશશૃંગ જેવો અસંભવ જણાતો નથી.

**પરદેશ ગમન.**

પરતુ આપણી મૃતપ્રાય થયેલી કલાઓને પાછી ધીકતી અને ધસતી શક્તિ આપવી હોય તો આપણા અનુભવની મર્યાદા વિસ્તીર્ણ કરવી જોઇએ દેશના ઉછરતા અને હિતસ્વી યુવાનો જેઓ લલિતકલામા સારો રસ લેતા હોય એવા કલાકોવિદોને યુરોપના દેશોની મુલાકાત લેવા મોકલવા જોઇયે યુરોપની કલા જોઇ તેઓના સાકડા મનના પડદો ઉઘડી જશે તેમની કલાના આદર્શો ઉદાર અને આહ્‌લાદકારક થવા માડશે પારીસ શહેરમા સુદર રોયલ ઓપેરાની ઇમારત ઉપરાત ભવ્ય લુવના કલાના ખજાનાઓ જોઇ તેમના ધ્યેયમા જુસ્સો આવશે વીનસ ડી માઇલોની રસભીની પુતળી જોઇ તેનુ હૃદય આર્દ્ર થઇ ચન્દ્રકાન્તની પેઠે તેમાથી રસના ઝરણ ફુટશે પ્રાચીન રોમનગરની મુલાકાત લેતા વેટીકનમાના ચિત્રો, માયકલ એંજેલોનુ લાસ્ટ જજમેંટનુ જગવિખ્યાત ચિત્ર તથા રાફેલનું સીસ્ટાઇન મેડોનાનું હૃદયદ્રાવક ચિત્ર જોઇ માતૃપ્રેમની પવિત્રતા અને બાલચેષ્ટાની નિર્દોષતાના પરસ્પર સંઘાતથી તેના હૃદયમા માનદાશ્ચર્યકારક ઉત્ક્રાન્તિ અનુભવાશે નેપલ્સની મુલાકાત લઇ ત્યાના ચિત્રોના સગ્રહસ્થાન તથા વીસુવીયસના ધરતીકપથી નાશ પામેલા પોપેઆઇના ખડીયરો જોવાથી રોમન શહેનશાહતની ભરયુવાનીમા શિલ્પ તથા ચિત્રકલા કેટલી ટોચે પ્હોચ્યા હતા અને તેમા વૈભવ અને વિલાસવૃત્તિની અનીતિ કેવી દાખલ થવા પામી હતી તેના સારા ઉદાહરણો તેને જોવાનુ સાધન મળશે ફ્લોરેન્સ શહેરમા વીનસ ડી મેડીચીની સુંદર પ્રતિમાના અભ્યાસથી જીવનસાગરનુ મથન કરવાની શક્તિ તે પ્રાપ્ત કરી શકશે અને ત્યાના સુંદર ચિત્રોની પીતી તથા ઉફીઝીની બન્ને ગેલેરીઓ જોવાથી તેને કોઇવાર પણ ચિત્રકળાના અમોઘ આયુધો ઉપર અવિશ્વાસ પેદા થશે નહીં

**યુરોપની કલા.**

આદ્રીયાટીક સમુદ્રની પટરાણી વેનીસની મુલાકાત લીધાથી તે શહેરના શિલ્પરત્નોની કિંમત તે સારી રીતે સમજી શકશે અને કેનોવાના વીનસ આદિ દેવીઓની પ્રતિમા જોઇ તેના આદર્શ ઉચા ને ઉચા ઉડવા લાગશે મિલાનનુ ભવ્ય કેથીડ્રલ, કોલોનનુ ગગનચુબી દેવળ અને મેરીલનુ સુદર નાણકદાર મદિર નિહાળવાથી યુરોપના શિલ્પશાસ્ત્રની શક્તિનુ તેને ભાન થશે અને ડ્રેસ્ડનની ગેલેરીમા પ્રખ્યાત રેફાઇલના મેડોનાના સુદર ચિત્રોથી તેના મન ઉપર ઘણી ઉમદા છાપ પડશે ટીશ્યન બોટીચેલી, લીયોનાર્ડો દા વીંચી ગીદોરીની તથા ટીંટોરેટો વિગેરે રીનાસાઝ (પુનરુત્થાન) વખતના ચિત્રોમા લાવણ્યની ખાણ છે, તે તેના ફાયદા માટે ખુલ્લી મૂકાયાથી તેમાથી જેટલી કલાનુ અપહરણ કરવું હોય તેને માત્ર તેની શક્તિનીજ મર્યાદ દોરાએલી તેને જણાશે ત્યાથી પૂર્વ તરફ આવતા વીએનાની ખુબસુરતીઓ નિહાળતા બાઇઝેનટાઇન તથા સેરેસીન ઢબના બાધેલા પ્રાસાદોના શિલ્પ વખાણતા તેને માર્ગ મળશે

**વિદેશી કલાનો સ્પર્શ, સ્વાર્થ.**

કદાચ તમે કોઇ આવી કહેશો કે આ તો બધી વિદેશી કલા અને તેના આભડછેટથી આપણી શુદ્ધ સ્વદેશી કલાનુ વ્યક્તિવિશિષ્ટત્વ રહેશે નહીં, પરતુ આવી ભીતિ રાખવાનું કાંઇ કારણ નથી જ્યા સુધી આપણી કળાના વિષયો આ દેશના પહેરવેશ, આ દેશની મુખાકૃતિ આ દેશમા જાગતી રખાય ત્યા સુધી માત્ર ચિત્રની શૈલી વધારે પ્રગતિ પામેતા અને સુધરેતા ચિત્રોની વિદેશી ઢબ ઉપર આંકવાથી આપણા સ્વદેશપ્રેમને આઘાત આવવો ન જોઇયે.

વળી પ્રારંભમાં જ આપણે કહી ગયા તે પ્રમાણે ખરી કલાની ખૂબી અનુકરણ કરવામાં નહીં પણ સારા નમુના જોઇ તે ઉપરથી ઉત્પાદક શક્તિ ખીલવવામાં રહી છે. જ્યારે આપણામાં સ્વમાનના અંકૂરો ફુટયા છે, સ્વદેશાભિમાનની જ્યોત સળગી છે અને સ્વોન્નતિની મહત્વાકાંક્ષા પોષાગી છે ત્યારે માત્ર આ વિદેશી કલાના દર્શનથી ધાસ્તી રાખવાની જરૂર નથી. હાલ પણ કોણ કહી શકશે કે આપણા ચિત્રોમાં વિદેશી કલાની છાયા નથી. જેવી રીતે મોગલ ચિત્રામાં ઇરાનની કલાની અસર આવી ગઇ છે તેવી જ રીતે બંગાલાની ચિત્રકલા ઉપર જાપાનની કલાની છાપ સહજ સમજાઇ શકે તેવી છે. બંગાલાના ચિત્રો સામે સારા કલા વાર્તિકકારોની એવી ટીકા છે કે તે ચિત્રોમાં કાંઇ શક્તિ નથી. રંગની પસંદગીમાં સુધારાને હજુ સ્થાન છે. ચિત્ર રેખામાંથી રાષ્ટ્રીય નબળાઇ પકડાઇ આવે છે. આપણા હિંદુસ્તાનની સર્વ લલિત કળાઓ સામે આક્ષેપ એજ છે કે તેમાં લાવણ્ય ( Meltdby ) અને સૌન્દર્ય છે છતાં તેમાં એકતાર અને સમતોલપણું ( Harmony ) નથી. મનુષ્યના શરીરનાં સમતોલ ચિત્રો દોરી શકાય તે માટે શરીરશાસ્ત્રના સારા અભ્યાસ ઉપરાંત શરીરના ઉમદા નમુના જોઇયે. આ દેશમાં કલા માટે " મોડલ " નમુના મેળવવાની ઘણી મુશ્કેલીઓ છે. ગ્રીક કલાની વિશિષ્ટ ખુબી નગ્ન ચિત્રો તથા નગ્ન પુતળાંઓમાં રહેલી હતી. વીનસ દી માઇલો તથા એપોલો બેલવેડેરના જગવિખ્યાત પૂતળાંઓ જોઇને તે દેશમાં શરીરશાસ્ત્રનો કેવો ઉચ્ચો અભ્યાસ થયો હશે તે સ્હેજ સમજાય એમ છે. રોમન કળામાં ચિત્રો તથા પૂતળાંઓને વસ્ત્રો પ્હેરાવેલાં હોય છે. છતાં આ વસ્ત્રધારણ કરવામાં પણ કેટલી ખૂબી કેવો એકતાલ કેવી ઝણુઝમક ( Rhythm ) સચવાયાં છે તે તેની સુંદર કારીગરીના નમુના જોવાથી ખાત્રી થાય છે. આપણી કલાઓમાં પણ તેવી એકસૂરતા, એકતાલ આણી શકાય તે માટે પરદેશની કલાના શ્રેષ્ટ નમુનાઓ જોવાની બહુ જરૂર છે. પરદેશના સહવાસ છતાં સ્વદેશની વિશિષ્ટતા જાળવી રાખવી એજ નિખાલસપણાની પ્રતીતિ છે. કોઈ પણ કલાને મહત્ત્વ પ્રાપ્ત કરવું હોય તો તેણે નિષ્કપટ અને નિખાલસ, સરળ અને શુદ્ધ રહેવું જોઇયે.

**સ્વાર્થ.**

વળી હાલ આપણા પોતાના જ સ્વાર્થ ખાતર આવી પરદેશી કલાના સંઘર્ષણની જરૂર છે. હાલનો જમાનો વ્યાપાર અને વાણિજ્યનો છે. જો આપણા દેશની કલાકારીગીરીની વસ્તુઓનો સારો ઉઠાવ થાય એવું જોવાની આપણી ઇચ્છા હોય તો આપણે તેની રૂપરેખા તથા રચના સુધારવાની બહુ જરૂર છે. એકને એક નમુનાને વળગી રહ્યાથી કલાની પ્રગતિ થતી નથી. આ વિષયમાં રોયલ એકેડેમીના પ્રમુખ સર ફ્રેડરીક લેઇટને શીખામણ દીધી છે કે " દેશની પડતી જતી આબાદી ટકાવી રાખવામાં કલાનો ઉપયોગ કરવાનો હવે વખત આવ્યો છે. ભિન્ન ભિન્ન દેશો વચ્ચે વ્યાપારની એટલી બધી હરીફાઇ અને ચરસાચરસીનો પ્રસંગ આવ્યો છે કે આ વ્યાપારની શરતના ખેલમાં જો જીતવું હોય તો માત્ર શ્રેષ્ટ કારીગરી અને વસ્તુઓની ઉત્તમ પસંદગી ઉપર બેસી ન રહેતાં તેમાં સૌન્દર્ય અને નકશીની ખુબી આણી તેને ખુબસુરત બનાવવા પ્રયત્ન થવો જોઇએ."

**વેમ્બલીનું પ્રદર્શન.**

વેમ્બલીના પ્રખ્યાત પ્રદર્શનમાં આપણા દેશના જે કારીગરો વિલાયત ગયા હશે તેમની આંખ હવે ઉઘડી ગઇ હશે. તે પ્રદર્શનમાં જતાં પહેલાં ઘણા ગૃહસ્થોની એવી માન્યતા હતી કે આપણી કલા, કારીગરી તથા હુનરના નમુના પરદેશમાં મોકલ્યાથી આપણા દેશને કાંઇ ફાયદો

નથી. માત્ર આપણા કૌશલ્યનું તેથી અપહરણ થવા પામે છે. અને આપણી કલાએ ગળાં તેની હરીફાઇમાં રૈંસાઇ જાય છે. આ ભીતિ કેટલેક દરજ્જે ખરી હશે. તો પણ કારીગરો અને હુન્નરના ઉસ્તાદો પોતે તે પ્રદર્શન જોવા ગયા હશે તેમનાં મન તો વ મોકળાં થયાં જ હશે. અને વધારે ઉદાર વધારે ઉદાત્ત આદર્શો કમઇને જ તેઓ પાછા હશે. આપણા હુન્નરના સંકોચ અને કારીગરોના સાંકડા મનનો જમાનો રહ્યો નથી. પાટણમાં પટોળાં વણનારાઓ અને સંખેડાના સંઘાડીયાઓ એ સાંકડા વિચારના હોય છે કે તેઓ પોતાનો ધંધો પોતાની દીકરીઓને શિખવા કે જોવા દેતા નથી. કે રખેને તેમની મારફતે તે કારીગરી પોત વ્હેવાઈના કુટુંબમાં જતી રહે. આવી ઇર્ષાથી દેશને કાંઇ લાભ નથી. જમ બદલાઇ ગયો છે. સાત સમુદ્રથી ઘેરાયલા અને સાત પર્વતમાળથી રક્ષાયે એકાકી જંબુદ્રીપની કલ્પના હવે ત્યજી દેવી જોઇયે. આપણો દેશ એક શહદારી મ થઈ પડ્યો છે. આગગાડી, આગબોટ અને હવે તો એરોપ્લેનના રસ્તે પણ પરદેશીએ હલ્લા ચાલુ જ રહેશે. પરદેશીઓનો અને આપણા દેશનો સંબંધ માત્ર નદીનાવ સંજોગ જે આકસ્મિક રહ્યો નથી. જગતના સંઘર્ષણમાં આવ્યા પછી ધક્કા ખાવા અને ધક્કા મારવ પણ શક્તિ ખીલવવાની જરૂર છે.

**ઝેરનો પ્રતિકાર.** સર્પ ડંખનું ઝેર સર્પજ પાછો ચુસી લઈ શકે છે; ડંખ ઉપર મોખડો ચોંટાડ્યા ઝેર તરત ચુસાઇ જઇ ઝેરનો પ્રતિકાર થાય છે. વિવેકાનન્દ સ્વા વચન એવું હતું કે આપણા દેશની કલાઓ, હુન્નર કારીગરીને શું પના સર્પનો ડંખ લાગ્યો છે. તો તે યુરોપી પ્રજા પાસે ફરીથી ચુસા લેવો જોઇએ; આપણી કલાઓ હુન્નર અને વ્યાપાર ચુસી જઇ તેના કુચા ચુંથી યુરોપ વ્યાપારીઓ દેશમાંથી દ્રવ્ય લઇ ગયા છે, તો આપણા દેશના વ્યાપારીઓએ પરદેશ જ વ્યાજ સાથે એ ઋણ ચુકાવવું જોઇએ.

**ગંગા સિંધુનો સંગમ.** આ હરિફાઇમાં નિરાશ થવાની જરૂર નથી. કહેવામાં આવ્યું છે કે પૂર્વ તો પૂર્વ રહેશે અને પશ્ચિમ સાથે તેનો કદાપિ મેળ પડશે નહીં. સિંધુ અ ગંગા વચ્ચે છેડો છૂટકો થયા પછી સિંધુ અને ગંગાના પ્રવાહ કોઇવાર સંગમ થઇ શકશે જ નહીં, એકનું વ્હેણ પૂર્વમાં ઉતરશે બીજો પ્રવાહ પશ્ચિમમાં ચાલુ રહેશે; આવી ચર્ચા કરનારા ભૂલી જાય છે કે એકવાર સાબ રાના રણમાં પણ સમુદ્ર ઘુઘવતો હતો અને રજપુતાણાના રણમાં સમુદ્ર જેવાં સરોવરો હ એમ ભૂગર્ભશાસ્ત્રનાં પ્રમાણો છે. વળી વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તોપણ નિરા થવાનું કારણ શું ? સૂર્ય ઉગશે તો પૂર્વમાં જ.

**પરસ્પર સંમેલન.** અસ્તોદયની ગતિ ન્યારી છે. જે પૂર્વને Unchanging East ( ગતિ શૂન્ય પૂર્વ એવો મજાકનો આક્ષેપ હતો, તેણે પોતાનાં પીંછાં ખંખેરવા માંડ છે. જાપાને પ્રગતિની પ્હેલ કરી છે અને ચીન દેશની ઉત્ક્રાન્તિ ક પૂર્વના દેશોના સામર્થ્યમાં વધારો કરવા જોશભેર પ્રયત્નો આદર્યા કાળની ગતિની બલિહારી છે. જે યુરોપ ને જડવાદી માનવામાં આવતું હતું તેની આં મહાન યુદ્ધ વખતે ઉઘડી જર્મનીના પગલે પગલે આધ્યાત્મિક Spiritual થવા વલણ પણ તે ગ્રહણ કરે છે. આવા પરસ્પર સંમેલનથી અણધાર્યા અણકલ્પેલાં પરિણા

આવશે. તે વેળાએ ભારતવર્ષીઓ શું પોતાના જંબુદ્વિપમાં બેસી રહી શકશે. રણમાં દાવાનળ સળગી રેતીનો પ્રચંડ ઝંઝાપાત તથા મોટું વાવાઝોડું થઈ તોફાન જાગે ત્યાં શાહમૃગની માફક રેતીમાં માથું ઘાલી દઇ નિરપેક્ષ નિઃસ્વાર્થ જીંદગી ટકાવી રાખી શકાશે ?

આપનો મ્હેં ઘણો વખત લીધો તે માટે ક્ષમા માગું છું. આજનો વિષય પૂરો કરતાં પહેલાં માત્ર આપણી લલિત કલાના પુનરુદ્ધાર માટે શું શું થવા આપણો દેશ આપની પાસે આશા રાખી શકે તે માટે દેશનો સંદેશ જણાવવાની જરૂર છે. બાઇબલમાં જેવી રીતે Ten Commandments એટલે દસ આદેશો આપ્યા છે. તે પ્રમાણે આપણે પણ દસ ફરમાનો પાળવાની જરૂર છે. તે ગણાવી આજનું પ્રદર્શન ખુલ્લુ મૂકયાનું જાહેર કરીશ.

**દસ આદેશ.**

૧ કોઇ પણ હિન્દીવાનને પ્રાસાદ, હર્મ્ય કે બંગલો બંધાવવો હોય તો તેણે હિંદુ શિલ્પશાસ્ત્રના અભ્યાસવાળા સૂત્રધાર પાસે તેનો નકશો કરાવી તેના હસ્તક જ તે બંધાવવો.

૨ કોઇ પણ હિન્દીવાને પોતાના ઘરનો શણગાર કરવો હોય તો ખુરશી, કોચ, ફરનીચર વગેરે સર્વ ગૃહશૃંગારનાં ઉપસ્કરણ હિંદી કારીગરીનાં પસંદ કરવાં.

૩ સૃષ્ટિસૌન્દર્ય અને કલાલાવણ્ય માટે આદરભાવ ઉભો થાય તે માટે શાળાઓનાં મકાનો તથા બીજાં સર્વ જાહેરમકાનો આસપાસ સુગંધીફૂલ સાથેના બાગબગીચા, જળાશયો, ફુવારા વિગેરે મનરંજન થાય તેમ રચાવવાં.

૪ લાવણ્યની પૂજા માટે જાપાન દેશ પ્રમાણે જાહેર તહેવારો પસંદ કરવા જેવા કે વસંત રૂતુમાં વસંતપંચમી; શરદ ઋતુમાં શરદપૂર્ણિમા; હેમંતોત્સવ કે જે દિવસે કમળ અગર કુમુદિનીનાં ફુલોથી સર્વ ઉત્સવવિહારીઓ સજ્જ થાય કે અશોકના પ્હેલાં અંકુર ફુટવાના પ્રસંગે લલનાઓ અલક્તક લગાડેલા પગે તેને લાત મારી સૌન્દર્યની પૂજા સ્થાપે.

૫ ધાર્મિક ઉત્સવના દિવસોએ પણ પૂજા અર્ચાની વિધિમાં ફળફુલોવાળાં વૃક્ષ રોપવાની વિધિ દાખલ કરાવવી.

૬ શાળાનાં મકાનો તેમ શેહેરનાં બીજા જાહેર મકાનો ઉપર દેશના પુરાણોમાંથી બોધ અને નીતિસૂચક ચિત્રપટો દીવાલના શૃંગાર માટે ચિતરાવવાં.

૭ ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ગૃહશૃંગારમાં હિંદુસ્થાનની ચિત્રકલાનાં નમુનેદાર ચિત્રો એકત્ર કરી તેનું પ્રદર્શન કરાવવું.

૮ દેશના સંગ્રહસ્થાનોમાં હિંદુસ્તાનના શિલ્પના પૂતળાંઓ તથા ચિત્રોનો સંગ્રહ કરાવવો.

૯ પરદેશની લલિતકલાઓના અભ્યાસ માટે હોતકરૂ યુવાનોને શિષ્યવૃત્તિ આપી કલાની કેળવણીમાટે પરદેશ મોકલવા અને

૧૦ દેશના કારીગરોએ પોતાના સાંકડાં મન પ્રફુલ્લ કરી સૌન્દર્યની ઉપાસના માટે પરદેશના લાવણ્યમય નમુનાઓને પોતાના કારખાનામાં સ્થાન આપવું.

આટલા આદેશો પળાવ્યાથી લલિતકળાનું ભવિષ્ય સુધરશે એવી હું આશા રાખું છું.

તથાસ્તુ.

---

# આઠમી સાહિત્ય પરિષદની બેઠક

અગાઉથી નક્કી થયા મુજબ આઠમી સાહિત્યપરિષદની બેઠક ચાલુ એપ્રિલની તા. ૨–૩–૪ના રોજ મળી હતી. આ તારીખો નક્કી થવાનું કારણ તો એ છે કે આ દિવસો ઈસ્ટર તહેવારના હોઇ જાહેર રજા તરીકે પળાય છે પણ તેનો આકસ્મિક લાભ, ઋતુની અનુકૂળતા, પણ પસંદગીનું સંપૂર્ણ નિર્ણાયક અને સમર્થક કારણ ગણાવું જોઇએ. નહિ ટાઢ, નહિ તડકો, વસંતની તાઝગી ગમે તે સંમેલનને માટે અનુકૂળ છે, તો વસંતનો મહિમા ગાતા આપણા સાહિત્યને માટે તો વિશેષ કરીને.

તા. ૨ જીએ જૈન વિદ્યાલયમાં બપોરના સંમેલન ભરાયું. સંમેલનનો ખંડ જરા સાંકડો પડતો હતો, પણ મુંબઈનાં સાધનો જોતા એકંદર એ પસંદગી ખોટી નહોતી. સંમેલનનું કામ સંગીતથી શરૂ થયું. પ્રથમ શ્રી નરસિંહરાવના સરસ્વતી સ્તવનનો સંસ્કૃત શ્લોક ગવાયો જેમા **गूढं नूपुरशब्दमात्रमपि** નો ઉલ્લેખ હતો. બીજાં ગુજરાતી ગીતોમાં શ્રી. ખબરદારના 'સદાકાળ ગુજરાત' કાવ્યે સૌનું ધ્યાન ખેંચ્યું. એ શ્રી લલિતજીએ ગાયું.

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યા ત્યાં સદાકાળ ગુજરાત"! બૃહદ્ ગુજરાતની ભાવનાની આ પંક્તિ છે. આપણો ઇતિહાસ, આપણી વહેપારી સાહસિકતા, આપણું મીલનસારપણું એ સર્વ જોતાં આ ભાવના ગુજરાતને સ્વાભાવિક છે. અનુકૂળ સંજોગો હોત તો જાવાથી ઝાંઝિબાર સુધીનો દરિયો ગુજરાતનો જ હોત. પણ અત્યારે તો એ ભાવના ઉપર ટૂંકી વર્ણભેદ ઉપર રચાયેલી સામ્રાજ્યની નીતિના પ્રહારો જ પડે છે. અને એ બૃહદ્ ગુજરાતમાં વસતા ગુજરાતીઓ માટે ગુજરાતે શું કર્યું છે? ગુજરાતના સાહિત્યકારોએ શું કર્યું છે? જો આપણા વિચારકોએ ધાર્યું હોત તો આફ્રિકાની અસંસ્કૃત જાતિઓને આપણે આપણી લિપિ આપણું સાહિત્ય આપણી સંસ્કૃતિ આપી શકયા હોત. તેને બદલે આપણે એ પ્રદેશ તરફ બેદરકાર જ રહ્યા છીએ, ત્યાંના આપણા ગુજરાતીઓ સાથે કલા કે સાહિત્યનો કોઈ જીવન્ત સંબંધ રાખ્યો નથી. હજી કાંઈ મોડું થયું નથી. હજી આપણા સાહસિક જુવાનો, માત્ર વહેપારની મહત્ત્વાકાંક્ષાથી નહિ પણ સાહિત્ય, રાજકારણ, શિક્ષણ, વગેરેની મહત્ત્વાકાંક્ષાથી ત્યાં જાય તો અહીંની બલ અને સંસ્કાર પોષતી પ્રજાકીય સંસ્થાઓના સંબંધમાં રહી ત્યાં ઘણું કરી શકે. આખા બૃહદ્ ગુજરાત સાથે આપણી પ્રજાકીય સંસ્થાઓએ હૃદય અંગેનો સંબંધ રાખવો જોઇએ.

સંગીત બાદ સ્વાગતસમિતિના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાનું સત્કાર ભાષણ વાંચ્યું. આપણા સાહિત્યની મુખ્ય ચાર ઊણપો તરફ તેમણે પરિષદનું ધ્યાન ખેંચ્યું:–કોશ, સારૂં વ્યાકરણ, ગુજરાત–કાઠીયાવાડનો સંશોધાયેલો ઇતિહાસ અને જોડણીનું સર્વમાન્ય ધોરણ. ભાષણ દરમિયાન તેમણે હાલના સાહિત્યમંથનના વેગનો પણ ઉલ્લેખ કર્યો. એ વેગજન્ય વિપુલતામાં કયા દોષસ્થાનો રહેલાં છે તે બતાવ્યાં. 'હાલનું વાતાવરણ

એવું છે કે દરેક લેખક પોતાને કાંઇક વજુદવાળો સમજે છે. અને તેથી તેને કોઈ માર્ગ-દર્શકની જરૂર છે એમ તેને લાગતું નથી;' એવું તેમણે હાલના સાહિત્યના વાતાવરણનું નિદાન કર્યું. તે અમને યથાર્થ લાગે છે. માત્ર અમે એટલું ઉમેરવા માગીએ છીએ કે લેખકની આ માન્યતા નીચે કોઈ ખરી આત્મશ્રદ્ધા રહેલી હોતી નથી પણ કંઇક જનતાની અવજ્ઞા અને કંઇક વિષય તરફની ભક્તિનો અભાવ, અને સાહિત્ય તો માત્ર જનતાને ચકિત કરે એવું હોય તો બસ છે એવી સાહિત્ય વિશેની બાલિશ માન્યતા રહેલી છે. અને આ સંજોગોમાં જ જો તે સાહિત્યવેગ ગંભિરવિષયો ઉપર ધસે તો એ વિષયનો અભ્યાસ માત્ર ડહોળાય એટલુંજ પરિણામ આવે એમ અમને ભય રહે છે. પણ છતાં અમે પણ સત્કારમંડળના પ્રમુખશ્રી સાથે એકમત થઈ, આ સર્વ મંથનમાંથી અંતે તો સાહિત્યનો ઉત્કર્ષ જ જોઇએ છીએ; એ કૃત્રિમવેગનું પૂર થોડા કાલમાં ઉતરી જઈ પ્રસન્ન શારદજલ વહેવા માંડશે એવી આશા રાખીએ છીએ.

સત્કારનું ભાષણ પૂરૂં થતાં પ્રમુખની નીમણુકની દરખાસ્ત આવી. શ્રી નરસિંહરાવે રા. બ. રમણભાઇની વિદ્વત્તાની અને સાહિત્યસેવાની પ્રશંસા કરી અને તેમના નાનપણમાં જ પોતે તેમને વિષે આવું ભવિષ્ય ભાખ્યું હતું,–દેવર્ષિએ જયા વિષે ભાખ્યું હતું તેમ–એમ જણાવ્યું. તેને ટેકો આપતાં શ્રી કેશવલાલ ધ્રુવે 'પર્વત' પડછે 'રાઇ' જેટલી પ્રશંસા કરી અને શ્રી વી. મા. દલાલે પારસીઓએ હજાર વરસ ઉપર ગુજરાતની ભૂમિ, ભાષા અને વેષ સ્વીકાર્યો હતો એ વાતનું સ્મરણ કર્યું.

શ્રી પ્રમુખનું ભાષણ અમોએ અન્યત્ર આપેલું છે. તેને વિષે તેમાં પ્રેરણા નહોતી, અમુક વિચારનેતાઓ કે અમુક વિચારપેઢીઓ ઉપર તેમાં અપ્રસ્તુત આક્ષેપો છે વગેરે ટીકા ત્યાંને ત્યાં કહી નાંખવી સહેલી છે અને એવી ટીકાઓ થઇ હતી પણ ખરી. સાહિત્યપરિષદને અંગે જે ખોટી ગરબડો ધમાલો શંકાઓ અને ફરિયાદો થાય છે તેનો તેમણે બહુજ માર્મિક જવાબ આપેલો છે. અને તેમાં વ્યક્તિગત આક્ષેપનો આરોપ ન કરતાં તે છે તેવા સિદ્ધાન્ત રૂપે તે કથનો લઇએ તો ભાષણ તટસ્થ રીતે લખાયું છે એમ ગણાવું જોઇએ.

સાહિત્યનાં સર્વ પ્રકારોની અને તેનાં લક્ષણોની તેમણે સમીક્ષા કરી છે. આ વિષય ઉપર ઘણાં વરસોથી તેઓ જે વિચારો દર્શાવતા આવ્યા છે તે ઉપરાંત આમાં બહુ વિશેષ નથી પણ એ કાંઈ ભાષણનો કે ભાષણકર્તાનો દોષ ન ગણાય. પદ્ય સંબંધી તેમના વિચારો આપણે જાણીએ છીએ, પિંગળના અનાદરથી કાવ્યબંધમાં શિથિલતા આવે છે એમ તેઓ માને છે. નિયમિત પદ્યરચના કાવ્યને આવશ્યક છે એટલું જ નહિ પણ સ્વાભાવિક પણ છે. અજ્ઞાનથી કે અસામર્થ્યથી થતાં સ્ખલનો, પદ્યનાં કે વ્યાકરણનાં, ભૂષણ નથી પણ દૂષણ છે. કાવ્યેતર સાહિત્યમાં તેમણે નવલકથા અને નાટકને યોગ્ય મહત્ત્વ આપ્યું છે, અને માસિકોની નાની નવલિકાથી સંતોષ ન માનતાં વિસ્તારી નવલકથાનો પ્રયત્ન કરવા લેખકોનું ધ્યાન ખેંચ્યું છે તે યોગ્ય કર્યું છે. ગદ્યમાં ઇતિહાસ જીવનચરિત્ર અર્થશાસ્ત્ર સમાજ-શાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્ર વગેરે જ્ઞાનના સર્વ વિષયોમાં હવે મૌલિક ગ્રન્થોની જરૂર છે. વિવેચનના વિશે તેમણે યોગ્ય રીતે જ બહુશ્રુતપણા ઉપર ભાર મૂકેલો છે અને છેવટે કલા નિતિથી પરાઙ્મુખ ન હોઈ શકે એવો પ્લેટોનો મત ટાંકેલો છે જે અત્યારના વિવેચકોએ ધ્યાનમાં રાખવા જેવો છે.

સાજથી વિષય વિચારિણી સમિતિ બેસવાની હતી તેને માટે પ્રથમ પ્રતિનિધિ મંડળમાંથી ચૂંટણી થઇ કહેવું જોઇએ કે આપણા સમાજમા જાહેર ચૂંટણીઓનો પરિચય ઘણો ઓછો છે અને સાક્ષરો તો આ બાબતમા કેટલાક સામાન્ય માણસો કરતા પણ ઓછી આવડત-વાળા જણાતા હતા રીતસર પ્રથમ નામોની દરખાસ્તો થવી જોઇએ એ પછી મત લેવાય, અને મત લેવાતા એક માણસ બે વખત મત ન આપી શકે એટલી સભાળ પણ લેવાનુ કોઇને સૂઝયુ નહોતુ ગમે તેમ હાહો કરતા મતો લેવાયા અને સમિતિમા તો તેથી પણ વધારે ગરબડાટ ચાલતો હતો એ સર્વ વ્યતિકર અમે ભૂલવા માગીએ છીએ અને એટલા માટે વાચકો આગળ રજુ પણ કરવા માગતા નથી માત્ર ત્યા ચાલતા વિવાદો અને ટપાટપી ઉપરથી અમને એટલુ જ કહેવુ જરૂરનુ લાગે છે કે એ સર્વમા અમને આપણી સમસ્ત જનતામા રહેલો પરસ્પરનો અવિશ્વાસ, નકામા આક્ષેપો, અનૌદાર્ય, વગેરે જ પ્રતીત થતુ હતુ. કંઇક બંધારણમા કામ નહિ કરવાને લીધે વસ્તુસ્થિતિના ગ્રહણની મંદતા અને શિથિલતા પણ દેખાતી હતી તેમા પણ ભાવનગર પરિષદે પરિષદમંડળની સત્તા આપવામા વિચિત્ર સ્થિતિ ઊભી કરી હતી સામાન્ય રીતે જે સત્તા અમુક સમિતિને ધારા ઘડવાનુ કામ સોંપે તે સત્તા આગળ જ તે ધારા છેવટની મંજુરી માટે આવવા જોઇએ ભાવનગર સાહિત્ય પરિષદે એક મંડળ નીમ્યુ અને તેને બંધારણ ઘડવાની કુલ સત્તા આપી, તેણે બંધારણ ઘડી રજીસ્ટર કરાવ્યુ અને બંધારણનો આઠ પૈકી માત્ર એક જ ભાગ પરિષદ આગળ મંજુરી અને ફેરફાર કે સુધારા માટે રજુ કર્યો વિષયવિચારિણી સમિતિના એક અગત્યના વર્ગને આ સમસ્ત બંધારણના મુખ્ય સિદ્ધાન્તો જ અનિષ્ટ હતા ચર્ચામા સિદ્ધાન્તના ભેદો રજુ થયા તે એ હતા કે (૧) પરિષદમંડળ નહિ પણ પરિષદ પોતે સર્વોપરિ રહેવી જોઇએ અને મંડળ તેની સત્તા નીચેનુ તેનુ કાયમી અંગ હોવુ જોઇએ (૨) મંડળ, તેની મધ્યસ્થ સભા અને કાર્યવાહક સમિતિ એમ ત્રણ નહિ પણ મંડળ અને એક બીજી સમિતિ એમ બે જ અંગો જોઇએ (૩) સમસ્ત બંધારણ વધારે સાદુ અને નિયમોથી ઓછુ જકડાયેલુ હોવુ જોઇએ ચર્ચામા સ્પષ્ટ જણાતુ હતુ કે સર્વ પક્ષકારોને વિચાર કરવા વિશેષ સમયની જરૂર હતી અને તેથી અનેક વાંધા અને વિરોધ પછી સભા મુલતવી રહી

બીજે દિવસે સવારે નિબંધવાચન હતુ નિબંધવાચનની વ્યવસ્થા સતોષકારક નહોતી શ્રોતાવર્ગમા ધૈર્ય અને સાક્ષરોચિત ગાભીર્ય નહોતુ એ ખરૂ પણ એ ગમે તેમ હોય પણ એવડો મોટો શ્રોતાવર્ગ પોતાને રૂચિકર ન હોય એવા વિષય ઉપરનુ લાબુ વ્યાખ્યાન પોતે સાભળી ન શકે, સમજી ન શકે, છતા દસ દસ મીનીટ વચ્ચેના દરમ્યાન શાન્ત બેસી રહે એ અસંભવિત જ હતુ છેલ્લી સાહિત્ય પરિષદની પેઠે નિબંધોના વિભાગો નહોતા કર્યા એટલે તે વિષયમા રસ લેનાર વર્ગ જ શ્રોતા હોય એવુ બન્યુ નહોતુ વળી ભાષણોની નકલો અગાઉથી છપાવી વહેંચાયલી નહોતી તેથી જેને ધ્યાન આપવુ હોય તે પણ ધ્યાન આપી શકે એમ રહ્યુ નહોતુ આ વખતે નિબંધ છપામણીનુ કામ કાર્યકર્તાઓના ઉત્સાહથી વિપરીત જ થયુ છે સાભળ્યુ છે કે, પરિષદ ઉઘડતા જ બધા ભાષણોની નકલો પ્રથમથી જ તૈયાર રાખી વહેંચી દેવા, અહેવાલનો એ ભાગ આખો છપાવી તૈયાર રાખવા કાર્યકર્તાઓની ઉમેદ હતી તેને બદલે બેચાર સિવાય કોઇપણ લેખ તેઓ છપાવી તૈયાર રાખી શક્યા નહોતા અને એક લેખની હાથપ્રત તો બેંકના ખંડમાંથી

જોડ કરવાના મુદ્દા અને સીમા વિશે નિશ્ચિન્ત હતા. તોડજોડ પણ તરત થઈ ગઈ. પરિષદ મંડળમાંથી જે મધ્યસ્થ સભા ચૂંટાવાની હતી તે સભામાં પરિષદ્ સાત સભ્યો ચૂંટીને મોકલે અને પછી એવી મધ્યસ્થ સભામાંથી સાતની કાર્યવાહક સમિતિ ચૂંટાય એવો નિયમ બંધારણમાં હતો તેને બદલે પરિષદે મોકલેલા એ સાત સભ્યો કાર્યવાહક સમિતિના જ ગણાય એવું સમાધાન થયું, જેથી છેવટના કાર્યનિર્ણય વખતે પરિષદ્નું પ્રતિનિધિત્વ મોટા પ્રમાણમાં રહે. સર્વ પક્ષે આ ઠરાવમાં સંમતિ આપી અને બાકીના સુધારાનું કામ એકદમ ચાલ્યું. માત્ર છેવટની કલમમાં શ્રી મટુભાઇએ આગ્રહ કર્યો કે વિષયવિચારિણી સમિતિએ મંજુર કરેલા ઠરાવો ઉપર પરિષદનો ગમે તે સભ્ય પ્રમુખની પરવાનગીથી સુધારો લાવી શકે એમ ઠરાવવું જોઇએ અને એવો સુધારો -તેમણે પરિષદની બેઠકમા લાવવા હક્ક રખાવ્યો. રાત્રે ફરી વિષયવિચારિણી સમિતિ બેઠી અને તેમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો કરવા સંબંધી અને ગુજરાત યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં બીજી ભાષા તરીકે દેશી ભાષા દાખલ કરવા સંબંધીના ઠરાવો અગત્યના હતા. દેશી ભાષાના ઠરાવની ચર્ચા બહુ રસમય હતી. એક તરફ શ્રી નરસિંહરાવનો આગ્રહ એવો હતો કે ગુજરાતી તથા મરાઠી સાથે, અભ્યાસક્રમ વધારે કઠણ ન થઇ જાય એવી રીતે સંસ્કૃત પણ રાખવી જોઇએ અને શ્રી કેશવ હર્ષદ ધ્રુવ જેવા સંસ્કૃતના વિદ્વાન અને શ્રી બળવંતરાય ઠાકોર જેવા અનુભવી પણ તેમની વિરુદ્ધ હતા.

ત્રીજે દિવસે નિબંધવાંચન થઈ રહ્યા પછી ઠરાવો આવ્યા. ઘણાખરા ઠરાવો તો વિરોધ વિના જ પસાર થઇ ગયા પણ પરિષદે મોકલવાના સાત સભ્યોની ચૂંટણીના પ્રશ્ને ઘણો સમય લીધો. આગલે દિવસે વિષયવિચારિણી સમિતિએ દરખાસ્ત માટે સાત નામો નક્કી કર્યાં ત્યારે પણ વિરોધ થયો હતો. અને હવે અનેક નામોની દરખાસ્તો આવવા લાગી અને તે સાથેજ જેમના નામોની દરખાસ્તો મૂકાઈ હતી તેમાંના કેટલાક પોતાને ચૂંટાવાની મરજી નથી એમ જાહેર કરવા લાગ્યા. સભામાં અવ્યવસ્થા થઇ ગઈ. પરિષદની ખુલ્લી બેઠકમા સુધારો લાવવાનો જે હક્ક શ્રી મટુભાઇએ આમવર્ગ માટે પસાર કરાવ્યો હતો તે પ્રશ્નની અનિષ્ટ બાજુ ત્યા બરાબર ઉગ્ર રૂપે મૂર્તિમન્ત થઇ. આ સમયે એક કાર્યકુશળ વ્યક્તિએ પ્રવેશ કર્યો. ત્યા હાજર રહેલા માણસોને, તે સમયનો સભાનો ક્ષોભ અને વ્યક્તિનો પ્રવેશ ઘણો સમય યાદ રહેશે. શ્રી પટ્ટણી સમાધાનીના ચિહ્નરૂપ શ્વેતવસ્ત્રે દાખલ થયા. તેમના રજનાર્થે શ્રી રાયચુરાએ એક લોકગીત ગાયું. શ્રી પટ્ટણીએ આવી દરખાસ્તોમા વખત ગાળવાને બદલે બધાં નામોમાંથી પ્રમુખશ્રી પોતેજ સાત નામો પસંદ કરી લે એ પરિષદને વધારે શોભાસ્પદ છે એમ જણાવ્યું અને આમવર્ગના હક્કના પ્રતિપાદન માટે લડના આમવર્ગે છેવટે આ યોજના સ્વીકારી અને સાત નામો ચૂંટાયાં. આ પછીનું બધું કામ બહુ જ સરલતાથી ચાલ્યું. આભાર માનવાના ઠરાવો આવ્યા. છેવટે આ પરિષદના કાર્યની મુખ્ય જવાબદારી ઉઠાવનાર શ્રી મુનશીએ બહુજ નિખાલસ રીતે અને માર્મિક રીતે પોતાના હૃદયના વિચારો રજુ કર્યા. તેમણે જણાવ્યું કે રાજકારણી સભાઓની વ્યવસ્થા સહેલી છે પણ સાહિત્યકારોની સભાની વ્યવસ્થા અઘરી છે કારણકે દરેક સાહિત્યકાર એક સ્વતંત્ર વ્યક્તિ છે 'દરેકને પોતાનું ઇન્દ્રાસન છે,' અને નડીઆદનું આમન્ત્રણ આપનાર શ્રી ચન્દ્રશંકર પંડ્યાને ચેતવણી આપી કે માથે લીધેલા કામના ભારે—તેમને દમ તો છે જ અને—દમ ન નીકળી જાય એની સંભાળ રાખે તો ઠીક...

ગણવામા આવે છે મુબાઇ ઇનાકાનુ મજુર સમાચાર –( ફક્ત નામ માત્રમાજ તે મજુર સમાચાર છે ) પણ એ જ ઉદ્દેશથી બહાર પાડવામા આવ્યુ છે કે કોઇ પણ હિંદી લેખક હિંદુસ્તાનના દૃષ્ટિબિંદુથી અર્થશાસ્ત્રનો અભ્યાસ કરે તો તેને નિરુત્સાહી બનાવી દેવો એટલુયે નહિ પણ તેને હલકો પાડી દેવો

કર ભરવાની શક્તિનુ પ્રમાણ આપણે પ્રજાના જીવનનિર્વાહના ખર્ચના આકડાઓ ઓછામા ઓછા લઇને, વધારે બતાવી શકીએ છીએ મી શીરાજ પોતાના ગ્રથમા આ આકડો દર વ્યક્તિ દી' વર્ષ વ્હાડા માટે ૯૦ રૂપીઆનો મુકી પોતાનુ કામ આગળ ચલાવે છે ચાર જણાના એક કુટુબને આથી દર વર્ષે ૩૬૦ રૂપીઆની આવક થઈ એટલે દર મહિને ૩૦ રૂપીઆ થયા શુ આ ખર્ચ પૂરતુ ગણાય ? મી શીરાજ કહે છે કે "જીવનનિર્વાહના ખર્ચ માટે લીધેના આ આકડાઓ હાલ જેવી રીતે હિંદમા ચાલી રહ્યુ છે તે પ્રમાણે લીધા છે, અને નહિ કે તે ખર્ચ કેટલુ હોવુ જોઇએ તે જોવામા આવ્યુ છે," ખરુ છે પણ આપણે આખી પ્રજાની કર ભરવાની શક્તિનુ પ્રમાણ ખોળવા બેઠા છીએ અને તેથી આખી પ્રજામા આવતી ભિન્ન ભિન્ન વ્યક્તિઓની કર ભરવાની શક્તિનુ પ્રમાણ કેટલું છે તે શોધવાથી **આખા દેશની કર ભરવાની શક્તિનુ પ્રમાણ** મેળવી શકાય જીવન ટકાવવાનુ જરૂરી ખર્ચ બાદ કરતા જે આવક બચત રહે તેને જ કર ભરવાની શક્તિ કહી શકાય અને કુલ આવકમાથી માત્ર જીવન ટકાવી રાખવા માટે જે ખર્ચ કરવામા આવે તે બાદ કરીને જે આવક વધે તેને વધારાની આવક કહી શકાય નહિ, અને તેથી તેને કર ભરવાની શક્તિ પણ કહી શકાય નહિ બીજા શબ્દોમા કહીએ તો જીવનનિર્વાહનો ખર્ચ ઉદાર ધોરણે ઓછામા ઓછો મુકીને પછી આવકમા જે કઇ વધારો રહે તેને જ આપણે કર ભરવાની ખરી શક્તિ કહી શકીએ એક કુટુબને સામાન્ય સુખ સગવડવાળુ જીવન ગાળવાને જે ખર્ચ કરવો પડે, તે ખર્ચ કુલ આવકમાથી બાદ કરી જે શેષ આવક રહે તેના પર કરનુ ધોરણ નક્કી થવુ જોઇએ

થોડા વખત પહેલા મુબાઇના 'મજુર કાર્યાલય' તરફથી મજુરોના કુટુબનિર્વાહનો ખર્ચ કેટલો છે તે તપાસવા માટે મી શીરાજની દેખરેખ નીચે એક કમીટી નિમવામા આવી હતી આ કમીટી મજુર જીવનના ધોરણ વિષે નીચે પ્રમાણે ટીકા કરે છે—

"આકડાઓ અને બીજી બાબતથી ચોકખુ જણાઈ આવે છે કે સામાન્ય સુખ સગવડનાનો વિચાર કરતા જીવનનુ ધોરણ ઘણુ નીચુ લાગે છે ખરેખર જો કે હિંદી પ્રજાના જીવનના ધોરણમા ઘણી ઝડપથી ફેરફાર થઈ રહ્યો છે તો પણ કબુલ કરવુ પડશે કે હાલનુ જીવનધોરણ ઘણુ નીચુ છે, અને જે કુટુબ મહિને ૩૦ રૂપીઆ કમાય છે, તેનુ તો ઘણુ જ નીચુ છે સારી રીતે કામ કરવાને સામાન્ય જરૂરીઆતો (જેમકે ઘર વિ૦) જોઇએ તેવી જાતની નથી કેળવણી પાછળ બહુ જ થોડો ખર્ચ કરવામા આવે છે અગર તો બીલકુલ ખર્ચ કરવામા આવતો નથી અને અન્ય ઔદ્યોગિક દેશોમા જેવી રીતે ત્યાંના મજુરોના બાળકોને કેળવણી મળી રહી છે તેવી કેળવણી અહીંઆ આપવામા આવતી નથી વળી વધારામા સામાન્ય રીતે આ કુટુબો માદગીના વખતમા તેમ જ ઘડપણના વખતમા પોતાનો નિર્વાહ કરવામા અસમર્થ બને છે '

દૃષ્ટાંત તરીકે લેવાયેલા કાંતનાર મજુરના ચાર જણના કુટુંબની માસિક આવક ૩૫ રૂ. ની છે. જ્યારે તેનો માસિક ખર્ચ રૂ ૩૫–૩–૦ નો છે. છેલ્લામાં છેલ્લા વર્ગના ગોદીના પ્રત્યેક મજુરના કુટુંબની આવક ૩૫ રૂ. ની જ્યારે ખર્ચ રૂ. ૩૭–૪–૬ નું છે.

આ આંકડાઓ બતાવી આપે છે કે મુંબાઈમાં ચાર જણના કુટુંબની ૩૫ રૂ. ની આવકના પ્રમાણમાં સામાન્ય ખર્ચ વધારે છે. મુંબાઈ અને બીજાં મોટાં શહેરોનું હાલનું સામાન્ય નિર્વાહખર્ચ ઓછામાં ઓછું મહિને દહાડે ૪૦–૦–૦ રૂ. ગણી શકાય; અથવા તો વર્ષે દહાડે દર વ્યક્તિ દીઠ ૧૨૦ રૂ. આવે. આખા હિંદને એકત્ર (શહેર અને ગામડાંઓ ભેગાં ગણતાં) લઇએ તો આ આંકડો ઓછામાં ઓછો ૧૦૦ રૂ. નો લેવામાં મોટી ભૂલ થવા સંભવ નથી. એટલે ચાર જણના કુટુંબને મહિને ૩૩–૩–૦ ખર્ચ આવે. મી. શીરાજે જે ઓછામાં ઓછું ખર્ચ ૩૦ રૂ. મૂક્યું છે તેના કરતાં આ આંકડો બહુ વધારે ગણી શકાય નહિ.

જ્યારે દર વ્યક્તિનું વાર્ષિક નિર્વાહ ખર્ચ ૧૦૦ રૂ. લઇએ તો હિંદ કેટલી ફાજલ આવક પાડી શકે, કે જેના ઉપર કર નાખી શકાય.

મી. શીરાજ પોતાની ગણત્રી પ્રમાણે નીચેના આંકડાઓ આપે છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ | કુલ આવક ૧૯૨૧–૨૨ | ૨૮૬૬ (કરોડ) | રૂ. |
| ૨ | ઓછામાં ઓછો નિર્વાહ ખર્ચ. (૨૪ કરોડ ૭ લાખની વસ્તી. દર વ્યક્તિની સરેરાશ નિર્વાહ ખર્ચ ૯૦–૦–૦ રૂ. લેખે.) | ૨૨૨૦ | ,, |
| ૩ | બીજ અને ખાતરનું ખર્ચ | ૧૯૮ | ,, |
| ૪ | સંગ્રહમાં રોકવા પડતા | ૫૫ | ,, |
| ૫ | ફાજલ પડેલી આવક–(કર ભરવાની શક્તિ) (૧–૨–૩–૪) | ૩૯૩ | ,, |
| ૬ | લેવામાં આવતો કર | ૧૨૯·૩ | ,, |
| ૭ | ફાજલ આવક ઉપર કરનું પ્રમાણ | ૩૨·૯ | ટકા |

હવે જો આપણે દર વ્યક્તિનું વાર્ષિક નિર્વાહ ખર્ચ ૧૦૦ રૂ. નું ગણીએ તો (૨) માં જણાવ્યા પ્રમાણે કુલ નિર્વાહખર્ચ રૂ. ૨૭૪૦ કરોડ આવશે. જ્યારે બીજી રકમો એમની એમ જ રહેશે. તેથી હિંદની ફાજલ આવક કે જેના ઉપર જ કર નાખી શકાય તે ૨૮૬૬–૨૭૪૦–૧૯૮–૫૫=૧૪૩ કરોડની થશે. અને આથી ફાજલ આવક અને લેવામાં આવતા કરનું પ્રમાણ ૯૦·૪ ટકા જેટલું આવશે, જ્યારે ગ્રેટબ્રિટનમાં માત્ર ૮૨ ટકા જેટલું જ છે.

મી. શીરાજ કહે છે કે "આ આંકડાઓ ઉપર બહુ આધાર રાખવો જોઇએ નહિ," અને છેવટે જણાવે છે કે "ગ્રેટબ્રિટનના પ્રમાણમાં હિંદ ઘણો જ ઓછો કર ભરે છે." પણ તેમણે યાદ રાખવું જોઇએ કે હિંદ જેવા ઓછી આવકવાળા દેશમાં થોડો કર પણ બહુ જ આકરો થઈ પડે છે, જ્યારે ધનિક દેશમાં વધારે પડતો કર પ્રમાણમાં તેટલો

આકરો થઈ પડતો નથી, વાસ્તવિક રીતે તો હિંદમા ઓછો કર લેવામા આવતો નથી, પણ વધારેમા વધારે લેવામા આવે છે દુનિયામા ઓછામા ઓછો કર ભરનાર કોઈ પણ રાજ્ય હોય તો તે હિંદુસ્તાન નથી, પણ સર્વ રાજ્યોમા ધનિક અમેરિકાનું સંયુક્ત રાજ્ય જ છે.

દેશ પરદેશના કરોના આકડાઓ સરખાવતી વખતે ઘણી મુસ્કેલીઓ ઉભી થાય છે જે અમલદારો એમ કહે છે કે હિંદમા ઓછામા ઓછો કર છે, તેઓ આ મુસ્કેલીઓ ધ્યાનમા લેતા નથી આવી સરખામણી કરતી વખતે દેશની આવક અને ખર્ચના આકડાઓ જોવા છતા પણ મુખ્યત્વે કરીને બે વાત ધ્યાનમા લેવાની છે—

( ૧ ) આવકનુ પ્રમાણ ( ૨ ) અને કર શા શા કામમા વપરાય છે

નીચેના આકડાઓ ૧૯૨૦ ની સાલમા જુદા જુદા દેશોની આવક બતાવે છે —

| | | હિંદ | જર્મની | ફ્રાન્સ | ઇગ્લૅન્ડ | અમેરિકા |
|---|---|---|---|---|---|---|
| अ | જીવનની જરૂરીઆતોની કિમ્મત બતાવનારો આકડો * | ૧૮૮ | ૧૦૦૪ | ૩૭૩ | ૨૬૭ | ૨૧૫ |
| ब | દરેક વ્યક્તિની આવક | ૧૦૭ રૂ | ૩૯૦૦ મા | ૩૨૦૦ ફ્રા | ૧૧૧·૫ પા | ૭૦૦ ડૉ |
| क | (अ પ્રમાણે કિમ્મતમા થયેલો વધારો ગણવામા આવતા ब ની ખરી કિમ્મત | ૫૭ રૂ | ૩૮૮ મા | ૮૫૮ ફ્રા | ૪૨·૧૫ પા | ૩૨૬ ડૉ |
| ड | क ને લડાઈ પહેલાના ભાવે ડૉલરમા લાવીએ તો | ૫૭ રૂ. | ૯૨૪ ડૉ. | ૧૬૩·૪ ડૉ, | ૨૦૪·૮ ડૉ | ૩૨૬ ડૉ |
| ई | ड. ને રૂપીઆમા લાવીએ તો ( ૧ ડૉ=૩·૦૮ રૂ ) | ૫૭ રૂ | ૨૮૫ રૂ | ૫૦૩ રૂ | ૬૩૧ રૂ | ૧૦૦૪ રૂ |
| फ | ई ને હિંદની આવકના ટકાનુ પ્રમાણ આપતા | ૧૦૦ રૂ | ૫૦૦ ,, | ૮૮૨ ,, | ૧૧૦૭ ,, | ૧૭૪૪ ,, |
| ग | આવક અને કરનુ પ્રમાણ | ૪·૬ ટકા | ૧૨·૨ ટકા | ૧૩·૦ ટકા | ૧૯·૬ ટકા | ૮·૦૭ ટકા |

હિંદની વ્યક્તિ દીઠ આવક ૧૦૭ રૂ ની ગણવામા આવી છે, જો કે આ આકડો ઘણો વધારે લેવામા આવ્યો છે, અને તે માટે મી શીરાજ જવાબદાર છે હુ મારી જાતે તે આકડાને વધારે પડતો જોઉ છુ, પણ અહીંઆ તો મારી દલીલ માટે તે આકડો ગમે તે હોઈ ચાલી શકશે ભલે તે આકડો ૧૦૭ કે ૧૦૦ કે પછી ૭૫ નો હોય તો પણ અહીંઆ તેનો ઝાઝો ખપ પડશે નહિ +

આપણે ઉપરના આકડાઓથી જોઈ શકીએ છીએ કે દેખીતી રીતે દેશની આવકના પ્રમાણમા હિંદના કરનો આકડો ઓછામા ઓછો છે પણ એ યાદ રાખવું જોઇએ કે

* જુલાઇ ૧૯૧૪ મા આ કિમ્મતનુ ધોરણ ૧૦૦ લઇએ તો

+ મી શીરાજ પોતાનો આકડો ૧૦૭ નો મુકે છે તે માટે કોઇ પણ જાતની સાબિતિ નથી, શિવાય કે તેમની પોતાની, અને પોતે કરેલા ઉત્પન્નના અનુમાનની આ વિષય પર હિંદી લેખકોના લખવા પ્રમાણે ( જે મી શીરાજ જેટલા જ વજુદવાળા ગણી શકાય ) આ આંકડો ૭૫ ની આજુ-બાજુમા આવે છે મી શીરાજ ૧૦૦ ઉપર આ આકડો લેવામા જેટલી ભૂલ ખાય છે, તેના કરતા ૭૫ લેવામા ઓછી ભૂલ રહેલી છે

વધારે આવકવાળાની કર ભરવાની શક્તિ તેની આવકના પ્રમાણમાં વધારે હોય છે. દાખલા તરીકે બે માણસો લઇએ. એકની આવક ૨૦૦૦ રૂ હોય અને બીજાની ૧૦૦૦૦ રૂ. હોય, હવે ધારો કે આવકના બે ટકા પ્રમાણે કર લેવામાં આવે તો પહેલો રાજ્યને રૂ ૪૦–૦–૦ ભરશે. જ્યારે બીજો તે પ્રમાણે રૂ. ૨૦૦ ભરશે; પણ ખરી રીતે આમાં પહેલાને કર બોજા રૂપ થઈ પડશે. અને આમ હોવાથી જ આજકાલ દુનિયાના સુધરેલા રાજ્યોમાં આવકના કદના પ્રમાણમાં કરનું ધોરણ ઓછાવત્તા પ્રમાણમાં રાખવામાં આવે છે. આ સિદ્ધાંતનો ઇંગ્લેંડમાં ક્યાં સુધી અમલ કરવામાં આવ્યો છે, તેનું ધોરણ બતાવનારૂં ટેબલ નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે. આ દેશમાં કર ભરવાની શક્તિના પ્રમાણમાં કર નાખવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

વિવાહિત જોડાનો, ત્રણ બાળકોના ભરણપોષણ જેટલા ખર્ચ ઉપર કર માફ કરવામાં આવે છે.

### કમાએલી આવક.

| આવક | દર પાઉન્ડે લેવાતો કર. | આવક ઉપર કરના ટકા. | ૪૦૦ પાઉન્ડની આવક પર કરનું ધોરણ ૧ મૂકીએ તો વધતી જતી આવકો ઉપર કરનુ ધોરણ. |
|---|---|---|---|
| પાઉન્ડ | શિ. પે. | | |
| ૨૦૦ | – – | – | – |
| ૩૦૦ | – – | – | – |
| ૪૦૦ | ૦ – ૪ | ૧.૬૬ | ૧ |
| ૬૦૦ | ૧ – ૧½ | ૫.૬૨ | ૩.૮ |
| ૮૦૦ | ૨ – ૨½ | ૧૧.૦૪ | ૬.૬ |
| ૧૦૦૦ | ૨ – ૧૦ | ૧૪ ૧૬ | ૮.૫ |
| ૨૦૦૦ | ૪ – ૧½ | ૨૦.૬૨ | ૧૨.૪ |
| ૩૦૦૦ | ૫ – ૪ | ૨૬.૬૬ | ૧૬.૦ |
| ૪૦૦૦ | ૬ – ૧ | ૩૦.૪૧ | ૧૮.૩ |
| ૫૦૦૦ | ૬ – ૮ | ૩૩.૩૩ | ૨૦.૧ |
| ૬૦૦૦ | ૭ – ૨ | ૩૫.૮૩ | ૨૧.૬ |
| ૮૦૦૦ | ૭ –૧૧ | ૩૯.૫૮ | ૨૩.૮ |
| ૧૦૦૦૦ | ૮ – ૭ | ૪૨.૯૧ | ૨૫.૮ |
| ૨૫૦૦૦ | ૧૦ – ૧ | ૫૦.૪૧ | ૩૦.૩ |
| ૫૦૦૦૦ | ૧૧ – ૦ | ૫૫.૦૦ | ૩૩.૧ |
| ૧૦૦૦૦૦ | ૧૧ – ૬ | ૫૭.૫ | ૩૬.૬ |

ઉપરના આકડાઓમા બે વસ્તુ ખાસ ધ્યાન ખેંચનારી છે ( ૧ ) શરૂઆતના આંકડાઓમા આપણે જોઈ શકીએ છીએ કે, જેના ઉપર કર નાખી શકાય તેવી ઓછામાં ઓછી આવક કરતા જો કોઈ પણ આવક બમણી કે પાંચ ગણી હોય તો તેવી આવક ઉપર લેવામાં આવતો કર ઓછામા ઓછી આવક ઉપરના લેવામા આવતા કર કરતા બમણા કે પાચગણાથી કંઇક વધારે છે. દાખલા તરીકે ૪૦૦ પાઉન્ડ ઉપરનો કર આવકના ૧.૬૬ ટકા છે. જ્યારે ૮૦૦ પાઉન્ડ ઉપરનો ૧૧.૦૪ ટકા છે. એટલે કે ૪૦૦ પાઉન્ડની આવક પર લેવામા આવતા કરના ધોરણ કરતા ૬.૬ ગણો વધારે છે, ૨૦૦૦ પાઉન્ડ ઉપર ૨૦.૧૨ ટકા છે, એટલે કે ૪૦૦ પાઉન્ડ ઉપર લેવાના કરના ધોરણ કરતા ૧૨.૪ ગણો વધારે છે. પણ આવકની અમુક હદ પછીના છેવટના આકડાઓ તપાસીશુ તો માલુમ પડશે કે કરમાં થતા વધારાનુ ધોરણ પ્રમાણમા ઓછું થતું જાય છે. આમ થવાનું કારણ ઉઘાડું છે. ધારો કે ૨૫૦૦ પાઉન્ડની આવકમાથી સેંકડે ૧૦ ટકા લેવામા આવે તો ૨૫૦૦૦ પાઉન્ડની આવકમાથી સેંકડે ૧૦૦ ટકા લઈ શકાય નહિ ઉપલા કોષ્ટકમા આપ્યા પ્રમાણે ૪૦૦ પાઉન્ડની આવકનો કર આવકના ૧.૬૬ ટકા છે. જ્યારે તેનાથી દસગણી મોટી ૪૦૦૦ પાઉન્ડની આવકનો કર તે આવકના ૩૦.૪૧ ટકા જેટલો છે; અર્થાત ૧૮.૩ ગણો વધારે છે. પણ ૮૦૦૦ પાઉન્ડની આવક ઉપરનો કર માત્ર ૨૩.૮ ગણો વધારે છે. આથી જણાઈ આવે છે કે આવકની અમુક હદ વટાવ્યા પછી કરનો બોજો પ્રમાણમા વધતો નથી, પણ ઓછો થતો જાય છે, અને છેવટે ઘણું જ સાદું પ્રમાણ રાખવામા આવે છે.

ઉપરની બાબતો ધ્યાનમા રાખીને હવે આપણે તપાસવું જોઇએ કે હિંદમા કરનો બોજો બીજા દેશની સરખામણીમા ઓછો છે કે વધારે ?

એક વખત એમ ધારીએ કે હિંદ, જર્મની, ફ્રાન્સ, ઇગ્લૅન્ડ અને અમેરિકાના સંયુક્ત રાજ્યોમા પોતાની સરકાર નથી, પણ તેમના ઉપર એક મધ્યવર્તી સંસ્થા જેમકે પ્રજાસંઘ ( league of nations ) રાજ્ય કરતી હોય, તો આ મધ્યવર્તી સંસ્થા દરેક દેશ ઉપર કરનો બોજો કેટલા અને કેવા પ્રમાણમા વહેંચશે ?

હવે ધારો કે ઇગ્લૅન્ડમા દેશની આવકના સેંકડે ૧૯.૬ ટકા જેટલો કર લેવાનું નક્કી થાય-( કે જે આકડો ૧૯૨૦ ની સાલમા લેવામા આવેલા કરની બરાબર છે )-તો હિંદ માટે વ્યાજબી કર શુ હોઈ શકે ?

હિંદ કરતા ઈગ્લૅન્ડની સરેરાશ આવક ૧૧ ગણી વધારે છે છતા ઉપરના આપેલા કોષ્ટક પ્રમાણે જેમ આવક વધે તેમ કરના ધોરણમા થતા વધારાના સિદ્ધાંત પ્રમાણે ઈગ્લૅન્ડ હિંદ કરતા ૧૮.૩ ગણો વધારે કર ભરવા શક્તિવાન છે. એટલે કે ઇંગ્લૅન્ડમા આવક ઉપરનો કર ૧૯.૬ ટકા હોય તો હિંદમા $\frac{૧૯.૬}{૧૮.૩}$=૧.૦૭ ટકા થાય

ઉપરના ધોરણ પ્રમાણે હિંદમા આવક ઉપરના કરનો બોજો આવકના ૧.૦૭ ટકા કરતા વધુ હોવો જોઇએ નહિ.

જર્મનીની આવક હિંદ કરતા પાચ ગણી વધારે છે અને તેથી ઉપરના સિદ્ધાંત અનુસાર જર્મનીમા કરનો બોજો હિંદ કરતા ૧૨.૪ ગણો વધારે હોવો જોઇએ. એટલે કે ૧.૦૭x૧૨.૪=૧૩.૨૬ ટકા હોવો જોઇએ.

ફ્રાન્સની આવક હિંદ કરતાં નવ ગણી વધારે છે અને તેથી હિંદ કરતાં તે દેશના કરનું ધોરણ ૧૬ ગણું વધારે હોવું જોઇએ એટલે કે ૧·૦૭×૧૬=૧૭·૧૨ ટકા હોવો જોઇએ.

અમેરિકાની આવક હિંદ કરતાં ૧૭૬ ગણી વધારે છે અને તેથી ઉપલા સિદ્ધાંતો પ્રમાણે તે દેશનો કર હિંદી કર કરતાં ૨૧·૬ વધારે હોવો જોઇએ. એટલે કે ૧·૦૭× ૨૧·૬=૨૩·૧૧ ટકા હોવો જોઈએ.

હવે નીચે આપેલા પાંચ દેશોમાં હાલ લેવામાં આવતા કર સાથે તે દેશોની કર ઉપાડવાની શક્તિ અનુસાર જે કર ગોઠવવામાં આવ્યો હોય તો કેટલો કર હોવો જોઇએ એ સરખામણી બતાવનારૂં કોષ્ટક નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

| દેશોનાં નામ. | હાલમાં લેવામાં આવતો કર. | કર ઉપાડવાની શક્તિ અનુસાર શું હોવું જોઇએ |
|---|---|---|
| હિંદ | ૪·૬ ટકા | ૧·૦૭ ટકા |
| જર્મની | ૧૨·૨ ,, | ૧૩·૨૬ ,, |
| ફ્રાન્સ | ૧૩·૦ ,, | ૧૭·૧૨ ,, |
| ઇંગ્લૅન્ડ | ૧૯·૬ ,, | ૧૯·૬ ,, |
| અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૭·૦૮ ,, | ૨૩·૧૧ ,, |

ઉપરના આંકડાઓ તપાસતા તદ્દન સ્પષ્ટ થાય છે કે કોઈ પણ દેશ કરતાં હિંદમાં કરનું ધોરણ ઘણું જ ભારે રાખવામાં આવ્યું છે. અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં સૌથી ઓછામાં ઓછું છે. જર્મની કંઈક વધારે બોજો ઉપાડી શકે તેમ છે; જ્યારે ફ્રાન્સ તો તે બોજો સારા પ્રમાણમાં ઉપાડી શકે તેમ છે.

આ પ્રશ્નની બીજી બાજુઓ પણ છે અને તે ઘણા ટુંકાણમાં તપાસીશું.

એમ કહેવામા આવે છે, અને તે ખરૂં છે કે જો પ્રજા પાસેથી લેવામાં આવતો કર યોગ્ય રીતે વપરાતો હોય તો કરનો બોજો પ્રજાને વધારે છે, એમ કહેવું અયોગ્ય છે. દાખલા તરીકે પ્રજાને અપાતી કેળવણીમાં, દેશના ઉદ્યોગોને ખીલવવામાં, અથવા તો કોઈ પણ બીજી રીતે રાષ્ટ્ર હિતના કામોમાં કરનો ઉપયોગ કરવામાં આવતો હોય તો લેવામાં આવતો કર બોજા રૂપ ગણી શકાય નહિ. પણ જ્યારે લેવામાં આવતો કરનો દુરુપયોગ થાય ત્યારે પ્રજાને તે કર બોજા રૂપ લાગે છે જ. દાખલા તરીકે હિંદની કુલ આવકના પ્રમાણમાં તેનુ લશ્કરી ખર્ચ ઘણું જ અયોગ્ય છે. અને તેથી હિંદની પ્રજા પાસેથી લેવામાં આવતો કર તેને બોજા રૂપ લાગે છે. વળી વધારામાં ( ૧ ) હિંદની બાબતમાં આપણે યાદ રાખવું જોઇએ કે તેના કરની કુલ ઉત્પન્નનો કેટલોક ભાગ–Home charges–તરીકે તે દેશની બહાર ઇંગ્લૅન્ડમાં વાપરવામાં આવે છે. ( ૨ ) એક જર્મન લેખકના લખવા પ્રમાણેઃ—

"જો કે ફળદાયક રીતે નહિ પણ કંઈ નહિ તો પ્રજાની આવક છેવટે પ્રજામાં તો ખરચાય છે જ, એ રીતે સરખા કિંમતની સેવા ન મળતી હોય છતાં પણ પ્રજાની આવક પ્રજામાં જ ખરચાય છે કે પ્રજાની આવક પરદેશીઓની આર્થિક સ્થિતિને દૃઢ કરવામાં અથવા તો ઇંગ્લૅન્ડમાં નોંધવામાં આવેલી નોકરી માટે વગર પૈસે અવરજવર અને વધારી

મુક્ત પગાર આપીને વિદેશીઓને વધારે એશઆરામથી રહેવાની મદદ કરવામા વપરાય છે એ વાત તરફ દુર્લક્ષ કરવુ જોઇતુ નથી '

આ રીતે હિંદમા કરનો બોજો એ સત્ય વસ્તુ છે, અને બીજા સ્વતંત્ર દેશો કરતા પ્રમાણમા ઘણો વધારે છે

અને જણાવવાનુ કે આ સરકારી અમલદારો આ લેખ વાચી એમ ધારશે કે આ બધુ અર્થશાસ્ત્રના બહાના નીચે રાજકીય ઘાંઘલ છે, પણ જો કોઈ ઉપરની બાબતો ધ્યાનમા રાખી એમ પુરવાર કરી આપે કે હિંદ દુનીઆમા ઓછામા ઓછો કર ભરે છે તો તે જાણી હુ તેનો જરૂર ઉપકાર માનીશ *

ચુનીભાઈ ધ. પટેલ.

---

## સરલ જીવન

તાવથી પીડાતો દરદી અર્ધજાગ્રત અવસ્થામા નિર્મળ ઠડા ઝરામા સ્નાન કરવાની લાલસા રાખે નિર્મળ ઝરણામાથી જલપાન કરવાની તૃષ્ણા રાખે, તેટલે જ અંશે આધુનિક જીવનના ગુચવાયેલા કોયડામા ક્ષોભિત આત્મા જીવનની સરલતાની વાંછના રાખે છે

પેરીસના પચરંગી જીવનમા સ્મૃતિહીન થયેલા યુવકને જીવનની સરલતા શી વસ્તુ છે તે વિષે પૂછીશુ તો જવાબ મળશે કે એ તો કવિઓની જુના જમાનાના કલ્પિત જીવનની કલ્પિત સ્થિતિ છે પણ હાલના સુધરેલા જમાનામા એ જીવનને સ્થાન નથી હાલની સસ્કૃતિએ આપણને એટલા આગળ લઈ જઈ શક્યા છે કે એ જીવનને સજીવન કરવુ એ પ્રગતિ અટકાવવા સમાન છે

સરલજીવન રાગરાની વાસના રાખવી એ તો સર્વોત્કૃષ્ટ મનુષ્યજીવન માગવા સમાન છે હાલના વખતમા એ જીવનનુ અસ્તિત્વ નાશ પામ્યુ નથી સરલ જીવન એ કાઈ અશક્ય આદર્શ નથી સરલ જીવનના આદર્શો જુની સસ્કૃતિ જોડે દટાઈ ગયા છે એવી અફસોસની લાગણીથી જગતનુ નિરીક્ષણ કરવાને બદલે આપણા સકલ્પોનો ઉદ્દેશ બનાવીએ, આપણી શક્તિઓનુ લક્ષ્ય બનાવીએ, તો જીવનના અનેક ભેદો અને ઉદ્દેશો સાધી શકાય સમાજની દરેક પ્રવૃત્તિ ખરી રીતે જોતા જીવનની સરલતા સાધવાની જ પ્રવૃત્તિ હોવી જોઇએ

સરલતા એ કાઈ આર્થિક કે સસાજિક સ્થિતિ ઉપર આધાર નથી રાખતી એ નિર્મળ જીવનસ્ત્રપ્રવાહ તો કાળેથી હેતો ચાલ્યો જ આવ્યો છે પુનિત આત્માઓ ઉપર તેની અમૃતધારા તો વર્ષી જ રહી છે આપણા પૂર્વજોના આચારવિચાર, કલાની ભાવનાઓ સાહિત્યની અને જીવનની પ્રાણપ્રિય સરલતા હજી પે તેના અમૂલ્ય કીમત જણાવી રહી છે તેનુ મુખ્ય કારણ તો એ જ છે કે જીવનના સ્થાયી તત્વ સત્યો તેમના જીવનમા ઓતપ્રોત થઈ ગયા હતા અત્યારે તો સરલતાને સભારીને જ નિશ્વાસની લાગણી દર્શાવવાની રહી છે

* ૧૯૨૬ જાન્યુઆરીના મૉડર્ન રિવ્યુમા આવેલ 'Is India highly taxed' લેખને આધારે

પણ જો કોઈ એમ માનતો હોય કે સરલતા બાહ્ય સ્વરૂપમાં જ સમાયેલી છે તો આ તેની મોટી ભૂલ છે.

અત્યારે આપણી સ્થિતિ શું છે ? પારણામાંથી માંડીને મૃત્યુ સુધી, જીવનની જરૂરીઆતોમાં, જીવનના આનંદોમાં, જાતની અને જગતની કલ્પનામાં વગેરે અસંખ્ય ગુંચવણોમાં આપણે તરફડીયાં મારીએ છીએ. કશું યે સરલ લાગતું જ નથી. વિચારમાં, વર્તનમાં, આનંદમાં, અને મૃત્યુમાં પણ સરલતા રહી નથી. આપણે આપણા જ હાથ વડે અનેક પ્રકારની ગુંચવણોનો ઢગ ઉભો કરી જીવનના રસઆનંદ ઉપર પ્રહાર કર્યો છે. વ્યાવહારિક જરૂરીઆતો ઘણી જ વધારી દીધી છે. આપણા પૂર્વજોને જો એવી ભવિષ્યવાણી કહેવામાં આવી હોત કે ભવિષ્યની પ્રજાને પોષવાને અને રક્ષણ કરવાને આટલી બધી સગવડો રહેશે તો એમણે તો એમ જ અનુમાન કર્યું હોત કે આપણે વધારે સ્વતંત્ર અને સ્વયંપોષી બની માલમીલ્કતની ભાંજગડોમાંથી મન ઉઠાવી લઇશું. વળી એ લોકોએ એમ પણ ધાર્યું હોત કે આટલી બધી સંપૂર્ણતાવાળી સવડોનું પરિણામ સરલ જીવન ઉત્પન્ન કરવામાં આવશે અને આપણી નૈતિક સ્થિતિ સુધરશે. પણ આવું તો કશું યે બન્યું નથી. સુખ નહિ. જીવનમાં શાંતિ નહિ. સુકર્મ કરવાની શક્તિ પણ મેળવી નથી. એને બદલે જ્યારથી ખાવા, પીવા, રહેવા માટે વધારે સવડો મળવા માંડી છે ,ત્યારથી આપણે વધારે અસંતોષી બની જીવન એવું સંકુચિત બનાવી નાખ્યું છે કે અત્યારે જીવનના સવાલોએ જેવું ગંભીર સ્વરૂપ પકડયું છે તેવું ગંભીર સ્વરૂપ આગળના જમાનામાં જોવામાં નહિ આવ્યું હોય. અત્યારે તો આપણાં જીવન જોતાં તો એમ જ લાગે છે કે આપણે બધાં આપણી સ્થિતિથી અસંતુષ્ટ છીએ. એટલું નહિ પણ વ્યાવહારિક જરૂરીઆતોમાં એટલા બધા લીન હોઇએ છીએ કે જીવનના ગૂઢ સવાલો તરફ નજર પણ કરી શકતા નથી. શું ખાઇશું, શું પીશું, કયાંથી કપડાં મેળવીશું—આ બધા સવાલો રોટી અને ઝુપડાં વગરના ફરતા અને કાલની ચિંતાગ્રસ્ત થયેલા ગરીબોને જ માથે ઝઝુમે છે, એમ કોઈ માનતું હોય તો તે તેની ભૂલ છે. તેમને તો આ સવાલ કુદરતી રીતે જ ઉદ્‌ભવે છે; અને તેથી તેનો ઉકેલ તેને સરલ લાગે છે. પણ કોઈ પણ વસ્તુનો અભાવ મનુષ્યની શાંતિ અને સંતોષમાં કેટલી ખલેલ કરી મૂકે છે, તેનો ચિતાર કોઇને જોઇતો હોય તો તેણે જેમને થોડા એશઆરામ મળવા લાગ્યા છે તેમનાં જીવન જોવાં. જે સ્ત્રીને આખું એક જ કપડું મળે છે તે એક કપડું કેમ પ્હેરીશ તેનો વિચાર કરતી નથી; અથવા તો જેમને જોઇતું મળતું હોય તે કાલે શું ખાઇશું તેનો વિચાર નથી કરતો. જેમ માણસને વધારે વસ્તુઓ મળે તેમ તેને વધારે વસ્તુઓનો લોભ રહે છે. જેમ ભવિષ્યની માણસને નિરાંત રહે છે, તેમ કેવી રીતે રહીશું, છોકરાઓને કેમ પોષીશું, છોકરાંના છોકરાંને કેમ ઉછેરીશું, એ બધા સવાલોનો વિચાર સતત કર્યા જ કરે છે. આ બધા અસંતોષી વાતાવરણમાંથી આપણી દરેક પ્રકારની સાંસારિક સ્થિતિમાં એક પ્રકારનો વિચિત્ર ખળભળાટ ઉત્પન્ન થયો છે, તેને જો નાના બાળકોના અસંતોષી સ્વભાવ જોડે સરખાવીએ તો ખોટું ન કહેવાય. બાળકોને તો જેમ વધારે મળે તેમ વધારે મેળવવાની ઇચ્છા રાખે; એટલું જ નહિ પણ તેજ પ્રમાણમાં વધારે લઢકણાં બને. પેટને માટે પુરૂષાર્થ કરવો એ તો કુદરતી ન્યાય છે. પણ ક્ષુલ્લક વસ્તુઓ માટે વલખાં મારવાં એ તો જુદી જ વાત છે. નજીવાં સુખને માટે લોભે દુનિયામાં જેટલાં પાપ કરાવ્યાં હશે તેટલાં પાપ ભુખે નહિ કરાવ્યાં હોય.

આપણા જીવનની અનેકતા આપણી વ્યાવહારિક જરૂરીઆતોમા દેખાઈ આવે છે આપણા સાધનો વધ્યા અને તેની જોડે જરૂરીઆતો પણ વધી ખરી રીતે આ વસ્તુસ્થિતિ તપાસવામા આવે તો આ અનિષ્ટ પરિણામ નથી, કારણકે સાધનોની ઉત્પત્તિ અને વિકાસ પ્રગતિની નિશાની છે સારૂં કાપડ પહેરવુ, સુઘડ ઘરમા વાસ કરવો, આરોગ્યવર્ધક ખોરાક લેવો, મનને પ્રફુલ્લિત રાખી કેળવવુ,—એ શુદ્ધ હૃદયની નિશાની છે ખરી, પણ જો કે કેટલીક જરૂરીઆતો ઇચ્છવા યોગ્ય છે અને તે ઉપર આપણો હક છે તો કેટલીક એવી પણ છે કે તેના પરિણામ નાશકારક છે ખુશામતીઆઓની માફક આપણી ઉપર આપણે ભોગે જીવે છે અને જોહુકમી બની આપણને સપૂર્ણ રીતે લીન રાખી તેના ગુલામ બનાવે છે

આપણે વધારે સુખી થયા નથી એટલુ જ નહિ પણ આપણે વધારે શાતિપ્રિય અને પ્રેમી પણ બન્યા નથી જેમ જેમ માણસની ઇચ્છાઓ અને જરૂરીઆતો વધે છે તેમ તેમ તેને સ્વબધુઓ જોડે લઢવાના વધારે અને વધારે પ્રસંગો પ્રાપ્ત થાય છે, અને જેમ જેમ એ લડાઇના કારણો વધારે અન્યાયી હોય છે તેમ તેમ એ લડાઈ વધારે ને વધારે તીવ્ર સ્વરૂપ પકડે છે જીવનની જરૂરીઆતો મેળવવા પુરૂષાર્થ કરવો એ તો ન્યાય છે પણ લોભ, હક, એશઆરામ વગેરે નજીવી વસ્તુઓ માટેનો કલહ તો શોકજનક જ છે આ બધી વસ્તુઓએ માણસને એવો હલકટ બનાવી દીધો છે કે ભાઇઓમા પણ ગતુભાર વધતો જ જાય છે અને આપણા હૃદયો વધારેને વધારે કલહપ્રિય થતા જાય છે

આટલુ થયા પછી આપણે સુધર્યા છીએ એ સવાલ કરવાની જરૂર છે ખરી? જાતને ત્યજીને બીજાને માટે ફીકર રાખવામા આપણા ગુણોનુ સત્વ સમાયેલુ નથી? સામાજિક ચિંતા, કૃત્રિમ જરૂરીઆતો, લોભના સેવનમા જીવન વ્યગ્ર કરીએ તો આપણા પાડોશીનુ શુ સ્થાન? જે માણસ પોતાની જાતને સપૂર્ણ રીતે તૃષ્ણાઓની ગુલામ બનાવે છે તે પોતાની સઘળી વિવેકબુદ્ધિ ગુમાવી બીજાનુ ભલુ કરવાની શક્તિ ખોઈ બેસે છે તેના પરિણામમા લાલસા પોતાની પ્રભાના બળથી અતરનો ખળભળાટ ઉત્પન્ન કરે છે અને જ્યા એક વાર અતરમા ખળભળાટ ઉદ્‌ભવ્યો ત્યા બાહ્ય જગતમા પણ ખળભળાટ થવાનો જ સાધુમય જીવનમા આપણે જાતને દોરવીએ છીએ, અમયમી જીવનમા લાલસાઓ અને તૃષ્ણાઓ આપણી ઉપર સત્તા ભોગવે છે તેથી કરીને શુદ્ધ જીવનની ઇમારતના પાયા હાલવા થાય છે અને અતે ઇમારત બેસી જાય છે જીવનની લાલસાના ગુલામ થયેલા માનવીને તો વસ્તુપ્રાપ્તિ એ જ ઇષ્ટ દેવ છે, અને જીવન સર્વસ્વ છે અને તેના લોભમા એવો સ્વાર્થી બની જાય છે કે લાયકાતવાળા માણસને હક જેવી વસ્તુ પોતાની હોવા છતા પણ તેનો ઇન્કાર કરી છીનવી લેવાનો પ્રયત્ન કરે છે આ તેનુ જીવન છે, વસ્તુપ્રાપ્તિના લોભમા તે કેટલો ગાડો અને ક્ષુલ્લક બની જાય છે તેનો આ ચિતાર છે અતે પરિણામમા તો શૂન્ય છે

કોઇ કહેશે કે આ પ્રમાણે સતોષી જીવન ગાળવામા તમે તો પ્રગતિ અટકાવીને જુનો જમાનો પાછો લાવી જગતને સન્યાસવૃત્તિ ધારણ કરવાની સૂચના કરો છો આવું કહ્યુ છે જ નહિ પાછા ગયેલા જમાનાને સજીવન કરવાની આશા રાખવી એ તો કલ્પિત મનોવૃત્તિ છે સસારમાથી નિવૃત્ત થઈ સન્યાસ લેવામા જ કઇ સાચા જીવનનો સમાવેશ થાય છે એમ નથી કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે જે માનવના અત્યારે

જગતમાં પ્રચલિત થઈ રહી છે કે બાહ્ય જગતની સવડ અને એશઆરામ માણસને વધારે સુખી બનાવે છે તે ભૂલભરેલી અને પ્રગતિને હાનિકર્તા છે. આ ભૂલભરેલા સાંસારિક સૂત્ર કરતાં કંઈ બીજું વધારે અસત્ય હોઇ શકે નહિ. ઉલટું વધારે સત્ય તો એ છે કે સત્ત્વ વગરની સંપત્તિ માણસને ખરૂં સુખ ભોગવવાની શક્તિ ઓછી કરી ચારિત્ર્ય હલકું પાડે છે એ તો હજારો દૃષ્ટાંતો ઉપરથી માલમ પડશે. જગતની સંસ્કૃતિની કીંમત કેન્દ્રસ્થાને રહેલા મનુષ્યની સાત્ત્વિક સ્થિતિના માપ ઉપરથી અંકાય છે. જ્યારે માણસ નીતિ ગુમાવે છે ત્યારે પ્રગતિ અટકે છે. અને જીવનના કોયડા વધારે ને વધારે ગુંચવાઈ ખળભળાટ ઉત્પન્ન કરે છે.

જીવનમાં આવો ખળભળાટ ઉત્પન્ન કરનાર કારણો તપાસવા માંડીએ તો ઘણાંયે માલમ પડી આવશે. પણ તે બધાનું મૂળ કારણ તપાસીએ તો આ જ છે: આવશ્યક અને ગૌણ વસ્તુ વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ આપણે હજીયે સમજી શકયા જ નથી. સુખચેન, સવડ, મોજશોખ—એ બધી વસ્તુઓ ગૌણ છે; જીવનના શણગારરૂપ છે. સીપાઈની બ્હાદુરી એના પ્હેરવેશમાં નથી, એની જાતમાં છે; સાધુનું સાધુત્વ એના ભગવાં વસ્ત્રમાં નથી, એના આત્મામાં છે; તેમ જ આ બધી ગૌણ વસ્તુઓ જીવન સર્વસ્વ નથી. જીવન સર્વસ્વ તો માણસ પોતે જ છે; તેનું હૃદય છે; તેનું ચારિત્ર્ય છે; તેની ઇચ્છાશક્તિ છે. પણ આ સ્થૂલ શરીરને અલંકારોથી સજાવામાં આપણે અંતરને તો ભૂલી જ ગયા છીએ; અને સ્થૂલ શરીરને બેડોળ બનાવીએ છીએ. આપણે આ ક્ષણભંગુર દેહને સુખચેનના ભારથી સજી દીધું છે ખરૂં, પણ આંતરિક જીવન તો આપણે દરિદ્ર જ રાખ્યું છે. જે બીનજરૂરી વસ્તુઓ છે તે આપણી પાસે પુષ્કળ છે પણ જે આપણું જીવનસર્વસ્વ છે તે જ આપણી પાસે નથી. અને જ્યારે અંદરની જ્વાળા પ્રગટે છે અને માણસે આ જગતમાં શા માટે જન્મ લીધો, કયાં જવાનો છે, શું જીવનહેતુ છે—એ પ્રશ્નો ઉભા થાય છે ત્યારે તેને લાગે છે કે આ બધી ક્ષુલ્લક વસ્તુમાં જ આપણો આત્મા દટાઈ મુઓ છે અને જ્યારે તેને ચૈતન્યરૂપ હવા અને પ્રકાશ મળતાં નથી એ વિચાર આવે છે ત્યારે અફસોસની લાગણી પ્રગટ થાય છે.

તો હવે ઉપાય શું ? હવે તો સત્યનું સંશોધન કરી, સાધુમય જીવન સજીવન કરી દરેક વસ્તુને તેની યોગ્યસ્થિતિ નિર્માણ કરવી જોઇએ અને યાદ રાખવું જોઇએ કે પ્રગતિનું કેન્દ્રસ્થાન નીતિની વૃદ્ધિમાં સમાયેલું છે. સારો દીવો કોને કહેવો ? સારામાં સારી કારીગરીવાળો કે સારામાં સારી ધાતુનો બનાવેલો દીવો કંઈ સારો દીવો ન કહેવાય. જે સારો પ્રકાશ આપે તે જ સારો દીવો કહી શકાય. તેવી જ રીતે આપણે આપણી માલમતાથી, કે આપણાં આનંદપ્રાપ્તિના સાધનોની પરિપૂર્ણતાથી, કે આપણા જ્ઞાનના પ્રચાર કે કળાની સંસ્કૃતિથી, કે આપણા ઇલ્કાબો કે માનચાંદાથી ખરા મનુષ્ય કહાવી શકીએ નહિ. આપણે તો આપણા જીવનની નીતિના તંતુની સંગીનતાથી જ મનુષ્ય કહેવડાવવાનો દાવો કરી શકીશું. આ કંઈ આ સૈકાનું સત્ય નથી; એ તો સનાતન સત્ય છે.

ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર

---

* ચાર્લ્સ વેગ્નરની The Simple Life ઉપરથી

મુસલમાનો માટે જ ચાલતી વિદ્યાપીઠોમાં ઉર્દુ વાહન હોય એમાં કોઇને વાંધો ન હોય પણ પ્રાંતીય વિદ્યાપીઠોમાં તો પ્રાંતીય ભાષાઓ જ વાહન તરીકે આવી શકે. દ.

## નિઝામ શાહી:

સને ૧૮૮૧ ની સાલમાં નિઝામ સરકારની અદાલતમાં એક દાવો નોંધાયો પણ ફરિયાદીની કોર્ટ ફી ભરવાની અશક્તિના કારણે દાવો રદ ગયો. ચાલીસ વર્ષે ફરિયાદીના વારસે મુદત-બંધીનો વિચાર દૂર કરી એ જ દાવેનો ચુકાદો આપવા નામદાર નિઝામને પ્રાર્થના કરી. નિઝામ સરકારે એનો ચુકાદો આપવા ફરમાન કાઢી ખાસ અદાલત નીમી. આ અદાલતે ફરિયાદીના લાભમાં ચુકાદો આપ્યો એટલે નિઝામે બીજું ફરમાન કાઢી એ ચુકાદો બહાલ રાખ્યો.

પણ બચાવ પક્ષનો વારસ મદ્રાસમાં રહેતો હતો એટલે આ ચુકાદાના આધારે એની પાસેથી રૂ. ૫,૪૮,૦૦૦ વસુલ લેવા ફરિયાદીને મદ્રાસ હાઇકોર્ટનો આશરો લેવો પડયો અને એનો નિવેડો ન આવે ત્યાં સુધી બચાવ કરનારને અટકાયતમાં રાખવા કે એની પાસેથી જામીન લેવા મદ્રાસ હાઇકોર્ટને વિનંતિ થઈ. આ કામ મદ્રાસ હાઇકોર્ટના વડા ન્યાયાધીશ સમક્ષ નીકળ્યું. વડા ન્યાયાધીશે ફરિયાદી વિરૂદ્ધ ચુકાદો આપતા, નિઝામ શાહી ન્યાય વિરૂદ્ધ સખ્ત ટીકા કરી. એમણે આ તો ન્યાય નથી પણ ફતવો છે એમ કહ્યું અને આવો ન્યાય જે રાજ્યમાં તોળાય છે ત્યાં પોતે રહેતા નથી માટે પોતાની જાતને ભાગ્યશાળી માની.

વડા ન્યાયાધીશે નિઝામશાહી ન્યાય વિષે કરેલી ટીકાઓ સખ્ત છે, પણ તે સત્ય નથી એમ કોણ કહી શકે? દેશી રાજ્યોમાં વસતા લોકોને આવા અન્યાયોનો ડગલે અને પગલે અનુભવ થાય છે. જે રાજતંત્ર એક હથ્થુ સત્તાને આધારે ચાલે છે અને પ્રજાને કોઈ પણ રીતે જવાબદાર નથી ત્યાં આવા કીસ્સાઓ બનવાનો સંભવ છે. એક-હથ્થુ રાજસત્તાનું નિયંત્રણ એ જ એનો માત્ર ઉપાય છે. દ.

## રાજદ્વારી કેદીઓ:

જેલ કમીશનને પોતાનો હેવાલ રજુ કર્યે લાંબો સમય પસાર થયો છે, છતાંય જેલના વહિવટમાં કાંઈ સુધારણા નથી થઈ એવું અસહકારની ચળવળને અંગે જેલમાં ગયેલા આગેવાનોના અનુભવ ઉપરથી જણાયું છે. પણ કલકત્તાના રોજીંદા પત્ર "ફોર્વર્ડ" જેલ કમીશન પાસે કર્નલ મલવેનીએ આપેલી જુબાની બહાર પાડી રાજદ્વારી કેદીઓ પ્રત્યે ચલાવવામાં આવતા અમાનુષી વર્તાવ સંબંધી ચોંકાવનારી વિગતો જાહેર કરી છે. પોલીસના ખબર ઉપરથી માણસોને વગર તપાસે જેલોમાં ગોંધવામાં આવે છે એટલું જ નહિ પણ જેલોમાં પોલીસની ઇચ્છા અનુસાર એમને રાખવામાં આવે છે. જેલ અધિકારીઓ બનાવટી હેવાલો કેવી રીતે તૈયાર કરે છે, અને એમ રાજતંત્ર સંબંધી ઉદાર વિચારોને અંગે રહેલી માગણીઓ કેવી રીતે સંતોષે છે તે ઠીક જણાય છે. કર્નલ મલવેનીની જુબાની પ્રમાણે સામાન્ય સ્થિતિમાં જે એકાંતવાસ કઠણ લેખાય એથી પણ વધારે સખ્ત એકાંતવાસમાં રાજદ્વારી કેદીઓને રાખવામાં આવે છે જેથી કરી હરકોઈ સહૃદય માણસ ગાંડા બની જાય. કર્નલ મલવેનીને બનાવટી હેવાલ કેમ તૈયાર કરવા પડતા અને સરકારના મોટા મોટા અમલદારોનો હાથ તેમાં કેટલો હતો એ જણાઇ આવે છે. સરકારે જેલ કમીશન પાસે પડેલી જુબાનીનો આ ભાગ અપ્રકટ રાખી આવા અત્યાચારો પર ઢાંકપીછોડો કરવા અફળ પ્રયાસ કર્યો છે.

મૂળમાં તો માણસોને પોલીસ હેવાલ ઉપરથી જ અદાલતો મારફત તપાસ થયા સિવાય કેદમાં મોકલવાની સત્તા અધિકારીઓને

હોય એ સુરાજ્યવ્યવસ્થાના સિદ્ધાન્તથી વિરુદ્ધ છે. પણ આપણે ત્યા વિદેશી સરકાર એ સત્તા ભોગવે છે, અને કેટલીક વાર આપણી નામ માત્રમા જ લોકની પ્રતિનિધિ થઈ ગયેલી ધારાસભાઓ પાસેથી એને સમ્મતિ મળે છે બંગાળામા ૧૯૨૪નાં અકટોબરમા અને પછી આવીજ સત્તાનો ઉપયોગ કરી સરકારે મોટી સખ્યામા યુવાનોને જેલમા પૂર્યા છે અને એવી રીતે કાયદેસર ચાલતી રાજ્પ્રકરણી ચળવળને જકડવા યત્ન કર્યો છે એમની માગણી છતા અદાલતોમા એમના ઉપર કામ ચલાવવામા આવ્યુ નથી એમાના એક શ્રી અનિલ બારણ રાય હમણા જ મુક્ત થયા છે અને એમને બંગાળસરકારના એક મોટા અમલદારે નિર્દોષ જાહેર કર્યા છે એમાના એકબીજા શ્રી સુભાષ ચદ્ર બોઝે આ સબધી 'ઇગ્લીશમેન' ઉપર કામ ચલાવી બદનક્ષી માટે રૂ ૨૦૦૦) મેળવી દુનિયા સમક્ષ પોતાની જાતને નિર્દોષ જાહેર કરી છે પણ તેઓ તેમના સાથીઓ સાથે હજુ જેલમા સડે છે બર્મીની જેલોમા રાજદ્વારી કેદીઓએ હમણા જ કરેલી લાઘણો ઉપરથી માલુમ પડે છે કે કર્નલ સલવેનીના જમાનાથી સરકાર કાઈ આગળ વધી નથી આવી વસ્તુ સ્થિતિમા હિંદી પ્રજાની ફક્ત એકજ માગણી હોઇ શકે કે આવા કેદીઓ ઉપર અદાલતોમા કામ ચલાવી એમને દોષિત ઠરાવવા યા તો છોડી મૂકવા અને એમ ન બને ત્યા સુધી એમના પ્રત્યે યોગ્ય વર્તન રાખવો. હ.

વડોદરા:—

મહારાજા ગાયકવાડ યુરોપથી સ્વદેશ આવી પાછા યુરોપ સીધાવ્યા છે એમના રાજ્યારોહણનો સુવર્ણમહોત્સવ ઉજવી પ્રજાએ એમના રાજ્યના આરભકાળમા કરેલી પ્રજાસેવા પ્રીછી છે યુવાનીમા તેઓ પ્રજાસેવા અને પ્રજોત્કર્ષના કાઇ કાઇ મનોરથો બાધતા અને વિદેશમા ફરી એ મનોરથો સફળ કરવા અનેક યોજનાઓ રચતા અનુભવદ્વારા જ્ઞાનવૃદ્ધિને અર્થે ત્યારે શ્રીમતનુ પરદેશ ગમન થતુ અને એના ફાયદા વડોદરાની પ્રજાને જુદા જુદા પ્રકારે મળતા જ્યારે બ્રિટીશ હિંદુસ્થાન પછાત હતુ ત્યારે ફરજિયાત પ્રાથમિક કેળવણી અને ગ્રામપચાયત જેવી સ્થાનિક સસ્થાઓ દાખલ કરી વડોદરાની પ્રજાને પ્રગતિમાર્ગે કુચ કરાવી હતી પણ ગાયકવાડ હવે વૃદ્ધ થયા છે એમની તબીયત નાદુરસ્ત રહે છે આરોગ્યની શોધમા વૈભવ વિનાસથી તેઓ આજે પરદેશ ભટકે છે કૌટુબિક સુખથી તેઓ વચિત છે આ સર્વની અસર એમની મનોદશા ઉપર થઈ છે રાજતત્રથી થતા કચવાટ અને કનડગતનો દોષ પ્રજા આજ સુધી અધિકારશાહીને શિરે મૂક્તી અને પરદેશ ગમનથી પાછા ફરેલા રાજ્યધણી પાસે એમાથી રાહતની આશા રાખતી પણ ગાયકવાડે તો અધિકારશાહીને પણ પીછે હ'મા પાછળ મૂકી છે અને સુવર્ણમહોત્સવ સમયે પ્રજાએ અનેક રીતે પોષેલી આશાઓને છિન્ન ભિન્ન કરી છે આરભકાળમા જે વૃક્ષ એમણે પાળીપોષીને મોટુ કરેલુ તેનો આજે એમની મનોદશા પલટાતા એમના હાથે જ ઉચ્છેદ થતો દેખાય છે કેળવણીના લવાજમનો દર બમણો કરી સ્થાનિક સંસ્થાઓની સત્તા ઉપર કાપ મારી પ્રગતિના સાધનો ઉપર એમણે પ્રહાર કર્યા છે વડોદરાની પ્રજા આ પ્રહારો કેવી રીતે ઝીલે છે અને પ્રગતિબાધક બળો સામે કેવી રીતે ઝુઝે છે તે જોવાનુ છે સમાજતત્ર માટે કોઇપણ એક વ્યક્તિ ઉપર આધાર રાખવો એ સ્વયસિદ્ધ સત્ય આથી બળવત્તર થાય છે હ.

શેત્રુંજય:—

શેત્રુજય તીર્થ સબધી જૈન કોમના પાલીતાણા દરબાર સાથેના ઝઘડામા જૈન કોમને સર્વ તરફથી સહાનુભૂતિ છે પરધર્મસહિષ્ણુતાના મતનો પ્રચાર જે જમાનામા જોસભેર થાય

છે તેમાં કોઇ એક વ્યક્તિ ધાર્મિક કારણે દુભાતાં સાર્વત્રિક સહાનુભૂતિનું પાત્ર બને એ યોગ્ય જ છે. શેત્રુંજય એ જૈનોનું મોટું તીર્થ છે અને એ તીર્થની પૂજામાં મોગલ શહેનશાહોના સમયમાં પણ જૈનોને કાંઇ બાધા થયેલી નથી. એ તીર્થની માલિકી જૈનો ભોગવતા અને મોગલ શહેનશાહોએ કરી આપેલા હક્કપાત્રો આજે જૈન કોમ મગરૂરીથી બતાવે છે. મોગલ શહેનશાહતની પડતી પછી દેશમાં આવેલી અંધાધુંધીના સમયમાં ગારીઆધરથી પાલીતણા દરબારના વડિલોને જૈન કોમે રખોપા તરીકે બોલાવી પાલીતાણામાં વસાવ્યા. બ્રિટીશ અમલ શરૂ થવા સમયે જૈન કોમ તીર્થના માલિકી પત્રો નહિ બતાવી શકવાથી શેત્રુંજય ઉપર પાલીતાણા દરબારની માલિકી સિદ્ધ થઈ અને ત્યારથી પાલીતાણા દરબારે જૈન કોમની કનડગત શરૂ કરી. જૈન કોમે વણિક્-વૃત્તિથી દરબાર સાથે કામ લીધું અને બ્રિટીશ સરકારની દરમ્યાનગિરિથી પાલીતાણા દરબાર અને જૈન કોમ વચ્ચે કરારો થયા. છેલ્લા કરારની મુદત ૩૧ મી માર્ચે પૂરી થઈ. ૧ લી એપ્રીલથી જઝીયા વેરાને યાદ કરાવે એવો મુંડકા વેરો લેવાનું પાલીતાણા દરબારે ઠરાવ્યું છે. જૈન કોમે દરબાર સામે બ્રિટીશ સરકારની મદદ માગી છે, પણ સરકાર જુના રિવાજ પ્રમાણે વચ્ચે પડવા આ વખતે ના પાડે છે. ખિલાફત અને અકાલી લડતના પ્રસંગે સારાય હિંદુસ્થાને ધાર્મિક યુદ્ધમાં પોતાની સહાનુભૂતિ દાખવી છે. જૈનોએ મુંડકા વેરો ભરી શેત્રુંજય તીર્થે નહિ જવાનો નિશ્ચય કર્યો છે. મુંડકા વેરો ભર્યા સિવાય તીર્થયાત્રા કરવા સંઘ કાઢવાની ચળવળ જૈન યુવાનોએ ઉપાડી લીધી છે અને એમ કરવા જતાં પાલીતાણા દરબાર તરફથી નાખવામાં આવનાર સંકટો સહન કરવા તેઓ તૈયાર છે એ જાણી અમને હર્ષ થાય છે. અમે એમના ધાર્મિક યુદ્ધમાં ફત્તેહ ઇચ્છીએ છીએ અને ગુરૂકા બાગ વિગેરે પ્રસંગોએ અહિંસાપ્રધાન સત્યાગ્રહ આદરી અકાલી શીખોએ મેળવેલા વિજયો તરફ એમનું લક્ષ દોરીએ છીએ. હ.

## હિન્દુસ્થાનના પુરાતન વસ્તુઓ:

હિંદુસ્થાન એની પ્રાચીન સંસ્કૃતિ માટે સુપ્રસિદ્ધ છે. હુન્નર ઉદ્યોગ તેમજ કળામાં પ્રાચીન હિંદુસ્થાને સારી પ્રગતિ કરી હતી. એ પુરાતન કાળની જાહોજલાલીના અવશેષો તથા કળાના નમુનાઓ આજે સારાય હિંદુસ્થાન ઉપર વિખરાયેલા પડ્યા છે. અજ્ઞાનવશ થતા આપણને એમની કિમ્મત નહિ હતી. પણ પુનરુજ્જીવનના આ જમાનામાં આપણે એમનું મૂલ્ય સમજતા થયા છીએ, અને યુરોપનાં સંગ્રહાલયો પ્રાચીન હિંદી અવશેષોથી ભરપૂર છે એ જાણી શરમીંદા અને દિલગીર થઇએ છીએ. પણ હિંદુસ્થાનમાંથી પરદેશ વહેતો પ્રાચીન વસ્તુઓનો પ્રવાહ હજુ બંધ પડ્યો નથી; અને એ માટે વિદેશી રાજસત્તા અમુક અંશે કારણભૂત છે. વિલાયતમાં હમણાંજ પ્રાચીન વસ્તુઓ તેમજ કળાના નમુનાઓ પરદેશ જતાં અટકે એ માટે પાર્લામેન્ટમાં કાયદો રજુ થયો છે. હિંદુસ્થાનમાં એવા કાયદાની સવિશેષ જરૂર છે. મોહન-જો દારો મુકામે પુરાતનવસ્તુસંશોધક ખાતા તરફથી જે ખોદાણ-કામ થાય છે એમાંથી પ્રાચીન અવશેષો મોટા પ્રમાણમાં મળી આવે છે. હિંદી છાપાંઓને એમનાં ચિત્રો સુધાં પૂરા પાડવામાં આવ્યાં નથી જ્યારે વિલાયતી છાપાઓમાં એમના સંબંધી સચિત્ર હકીકત સવિસ્તર બહાર પડી છે. એમાંથી ઘણીખરી વસ્તુઓ બ્રિટીશ મ્યુઝીઅમમાં ઘસડાઈ જશે એવો ભય જુદી જુદી સંસ્થાઓ તરફથી દર્શાવવામાં આવ્યો છે અને સરકાર એ વસ્તુઓ ક્યાં રાખવી એનો છેવટનો નિર્ણય હજુ થયો નથી એવો ધારાસભામાં એક પ્રશ્નનો જવાબ આપી. એ ભય દૂર કરી શકી નથી.

એ વસ્તુઓ ઉપર હિંદુસ્થાનનો જ હક્ક છે અને પુરાતત્ત્વનો અભ્યાસ દિવસે દિવસે હિંદુસ્થાનમાં વધતો જાય છે માટે આવી ઉપયોગી વસ્તુઓ આજ દેશમાં રહે એવો અમારો ખાસ આગ્રહ છે. હ.

રે હિન્દુત્વ !

લંકાવાળા સર રામનાથમ, એમના પત્ની અને પુત્રીને મદુરાના મીનાક્ષી દેવીના મંદિરમા દાખલ કરવામા આવ્યા નહિ હતા કારણ કે લેડી રામનાથમ અમેરિકન બાઈ છે. સર રામનાથમનું આખું કુટુંબ હિંદુ છે અને શૈવ સંપ્રદાયનું ઉપાસક છે. લંકાના હિંદુઓને એમના તરફથી ખુબ મદદ મળે છે. પાછળથી મદ્રાસના ગવર્નરના બાનુ લેડી ગોશેન જ્યારે મંદિર જોવા પધાર્યાં ત્યારે એમની સાથે આવેલ ઉપલા કુટુંબને પણ મંદિરમા દાખલ કરવામા આવ્યુ હતુ. હિંદુજાતિમા જ્યા સુધી ઉપલકિયો વટાળ અને ગુલામી વૃત્તિ ચાલુ છે ત્યાં સુધી હિંદુસમાજ કેમ ઉપર આવી શકશે ? હ.

સ્મીથ પારિતોષિક:

સ્મીથ પારિતોષિક એટલે કેમ્બ્રીજની ગણિત માટે વિશ્વવિખ્યાત થયેલી વિદ્યાપીઠમા ગણિત માટે કોઈ પણ વિદ્યાર્થીને મળતુ મોટામા મોટું માન. આ વર્ષે આ માન એક હિંદી પુનાની ફર્ગ્યુસન કોલેજવાળા શ્રી. ગણેશ સખારામ મહાજનીને મળે છે એ જાણી અમને મગરૂરી થાય છે. અમે શ્રી. મહાજનીને ધન્યવાદ આપીએ છીએ અને ફર્ગ્યુસન કોલેજને પોતાનું જીવન અર્પિત કરી એ સંસ્થા તરફથી આગળ ધરાયેલા લોકસેવાના ઉચ્ચ આદર્શને અખંડિત રાખવા માટે અમે એમને અભિનંદીએ છીએ. હ.

રા. બ. પારસનીસ:

સતારાવાળા રા. બ. પારસનીસના અવસાનની નોંધ લેતાં અમને ખેદ થાય છે. મરાઠા લોકોએ પોતાનું સ્વાતંત્ર્ય થોડાજ સમય ઉપર ગુમાવ્યું છે એટલે એમની રાષ્ટ્રીય અસ્મિતા સતેજ છે, આ કારણે મહારાષ્ટ્રમાં ઇતિહાસ સંશોધનનું કાર્ય જોસભેર આગળ ધપે છે. રા. બ. પારસનીસ આ કાર્યના એક અગ્રણી હતા. એમણે સ્થાપેલું ઐતિહાસિક વસ્તુઓનું સંગ્રહાલય સુપ્રસિદ્ધ છે. હિંદુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ હજુ અંધારામાં છે, અને અર્વાચીન ઇતિહાસ અમુક એક દૃષ્ટિએ લખાયો છે એટલે પૂરતી શોધખોળ કરી સત્ય ઐતિહાસિક જ્ઞાન ફેલાવવા માટે હિંદી ઇતિહાસકારોની મોટા પ્રમાણમાં જરૂર છે. ગૂજરાત તો પોતાના ઇતિહાસથી પણ અજ્ઞાત છે. આવા સમયે રા. બ. પારસનીસનુ જીવન અને એમની ઇતિહાસ પ્રત્યેની ભક્તિ ખાસ શિક્ષારૂપ છે. હ.

અફીણ:

આંતર રાષ્ટ્રીય કારણોને લીધે હિંદી સરકારે અફીણની નિકાસ સંબંધી નવું ધોરણ અખત્યાર કર્યું છે. શરૂઆતમા ચીન માટે અફીણની થતી નિકાસ દરવર્ષે ઘટાડી બંધ કર્યા પછી પાશ્ચાત્ય દેશોની સરકારને અથવા તેમના પરવાનાવાળા વેપારીઓને અફીણ વેચવાની નીતિ હિંદીસરકારે અખત્યાર કરી હતી જ્યારે પૌર્વાત્ય દેશોમા પહેલાની માફકજ અફીણ જતુ. એ દેશોની જીનીવા મુકામે આંતર રાષ્ટ્રીય પરિષદોમા થતી ફરિયાદો સાંભળી હિંદુસ્થાનની સરકારે વર્ષોવર્ષ અફીણની નિકાસ ઘટાડી એને સદંતર બંધ કરવાનુ વલણ હવેથી લીધું છે. અને આમ કરવા જતાં એક વખત અફીણમાંથી થતી ૧૦ કરોડ જેટલી મોટી આમદાની બંધ થશે. હિંદી સરકારના આ પગલાને અમે અભિનંદીએ છીએ અને દુનિયા ભરના લોકોને એક ઝેરી વ્યસનમાંથી છૂટા કરવા હિંદી સરકાર આવડો મોટો ભોગ આપે છે એ જાણી અમે રાજી થઈએ છીએ. પણ દુનિયા માટે હિંદુસ્થાન સરકારે જે કાળજી બતાવી છે તે હિંદ માટે પણ રાખે એમ અમે ઇચ્છીએ

છીએ; અફીણનો વિષય પ્રધાનોદ્દેશ્યુ છે એમ કહી હિંદી સરકારે એ પ્રશ્ન ઉડાવ્યો છે. અફીણનું વ્યસન હિંદી પ્રજામાં ઘર ઘાલી બેઠું છે અને આસામ જેવા પ્રાંતમાં તો આખાય પ્રજાશરીરને ખાઇ રહ્યું છે. એટલે હિંદી સરકારનો ઉડાઉ જવાબ પ્રજાને સાલે એમ છે. દારૂનિષેધ સંબંધી વાત થતાં સરકાર આવકનો વિચાર આગળ ધરી અખાડા કરે છે પણ હિંદી સરકારે અફીણની આવડી મોટી આમદાની જતી કરી "મન હોયતો માળવે જવાય" એ કહેતી સિદ્ધ કરી છે. અમે માગીએ છીએ કે અફીણબંધી તેમજ દારૂનિષેધ સંબંધી પોતાનો આગ્રહ હિંદી પ્રજા ચાલુ રાખશે, અને આવકનાં આગળ કરાતાં બ્હાનાનો યોગ્ય પણ પગલું ભરવા તૈયાર નથી એમ સિદ્ધ થયું હતું. સ્વરાજ પક્ષે ધારાસભા છોડી જવાનો દિવસ આઠમી માર્ચ નક્કી કર્યો અને પ્રાંતિક ધારાસભાના સ્વરાજી સભ્યો માટે એવાજ જાતની વ્યવસ્થા કરી. ધારાસભા છોડી જતા સ્વરાજ પક્ષના નાયક તરીકે પં. મોતીલાલ નેહરૂએ સ્વરાજ પક્ષની સ્થિતિ સમજાવતાં કહ્યું કે ૨॥ વર્ષ પહેલાં અસહકારી હોવા છતાં સરકાર સાથે સહકાર કરવાની ઇચ્છાથી સ્વરાજ પક્ષ ધારાસભામાં દાખલ થયો હતો. માનભંગની લાગણી ગળી જઇને પણ પંડિતજીએ તે સમયે પોતાના પક્ષનો સહકાર આપ્યો હતો, પણ સરકારે તે સ્વીકાર્યો નથી. છેલ્લા ૨॥ વર્ષમાં સરકારે કેવી રીતે લોકમતને

હોય તો તે દેશમાં અસહકારની પ્રવૃત્તિ પ્રખર રૂપે પ્રવર્તી રહી હતી એ કારણને લીધે છે. સરકાર આજે પૂરો સહકાર મળતો નથી એમ ફરિયાદ કરે છે પણ એ તો એમનું બહાનું છે. ધારાસભાઓ છોડી દઈ ધારાસભાઓ કાંઇ પણ મહત્ત્વનું કરવા અશક્ત છે એમ બતાવી સ્વરાજીઓએ લોકમત બરાબર વ્યક્ત કર્યો છે. આવું પગલું પ્રજાકીય ચળવળને અંગે માન્ય લેખાયું છે. અને એના ઉપયોગ બીજા દેશોએ પણ કર્યો છે. એમા ફક્ત નાટકી ભાવ જ જોવો એ લોકમાન્ય પક્ષની નિષ્ઠા ઉપર શંકા ઉઠાવવા જેવું છે. સ્વરાજપક્ષમાં તીવ્ર મતભેદ હોવા છતાં દરેક સ્વરાજીએ ધારાસભા છોડી દઈ પક્ષ પ્રત્યેની ભક્તિ સાબિત કરી છે, અને પક્ષમાં રહેલી ઉચ્ચ પ્રકારની શિસ્તની ખાત્રી આપી છે. આવા શિસ્તની કોઇપણ યુદ્ધમાં ખાસ જરૂર છે અને બીજો કોઇ પક્ષ આટલા પ્રમાણમાં એ બતાવી શક્યો નથી. સ્વરાજીઓ ધારાસભા છોડી જઇ લડત કેવી રીતે રાખે છે એતો ભવિષ્ય જ કહી શકે. ઉ.

**સંયુક્ત રાષ્ટ્ર પક્ષ:—**

સ્વરાજીઓએ અખત્યાર કરેલા ધોરણનો વિરોધ ઘણી દષ્ટિએ થયો છે. સ્વરાજીઓમા જ એક પક્ષ છે જે સરકારી હોદ્દા સ્વીકારવાની જરૂર માને છે અને તેઓ પોતાને પ્રતિસહકારી તરીકે ઓળખાવે છે. પં. માલવીયા અને શ્રી. વિજયરાઘવાચારીઅર સ્વરાજપક્ષનો દોષ કાઢે છે અને મહાસભામા રહી ધારાસભામાં દાખલ થઇ કામ કરવા માગે છે. મહાસભા બહાર વિનીત પક્ષ અસહકાર વૃત્તિને જ અવગણે છે, કાયદેસર ચળવળની વાત કરે છે. અને સવિનય ભંગના નામમાત્રથી ભડકે છે, મી. જીન્નાહ વિગેરે સ્વતંત્રવાદીઓ ધારાસભામાં જઈ કામ કરવા માગે છે. આ સર્વ પક્ષો સ્વરાજ પક્ષની નીતિ વિરૂદ્ધ છે અને એના સાથે લડત ચલાવી રહ્યાં છે. ગઈ ચૂંટણી સમયે વિનીત પક્ષની જે દુર્દશા થઈ તેમાંથી આ સમયે બચી જવા માટે શ્રી. ચિંતામણી આખા હિંદુસ્થાનમાં વિનીત પક્ષનું સમર્થન કરવા બહાર નીકળ્યા છે, અને દેશમાં વિદેશી સરકાર છે, તે હાલની પરિસ્થિતિ માટે કારણભૂત છે એટલું ભૂલી જઈ સ્વરાજ પક્ષ સામે લડત ચલાવી રહ્યા છે. તેમને મન સ્વરાજપક્ષને ટેકો આપવો એટલે નોકરશાહીનાં મૂળ ઉંડા ઘાલવા એમ છે; અને એમ કહેતા તેઓ ભૂલી જાય છે કે વિનીત પક્ષે અસહકારની ઉગ્ર પ્રવૃત્તિ સમયે એ ચળવળ દાબી દેવામાં અને હજારો હિંદીઓને જેલમાં મોકલવામાં નોકરશાહીને મોટી મદદ કરી હતી.

આ સર્વ પક્ષોએ શ્રી. ચિંતામણીના પ્રયાસના કારણે મુંબઇમાં ભેગા મળી એક નવો રાષ્ટ્ર પક્ષ સ્થાપવાને પ્રયાસ કર્યો છે; સ્થાપ્યો છે. એ પક્ષની નીતિ સ્વરાજ પક્ષની એટલે આજે તો મહાસભાની નીતિનો વિરોધ કરવો એટલીજ હોય એમ જણાય છે; એમણે કાર્યક્રમ[illegible] છે પણ એ પક્ષમાં ભેગા થયેલા જુદા વાડાઓનાં મંતવ્યો એટલાં ભિન્ન છે કે એ પક્ષ લાંબો વખત નભી શકે કે કેમ અને સ્વરાજ પક્ષ જેટલી શિસ્ત બતાવી શકે કે કેમ એ શંકા છે. પંડિત માલવીયાજીએ પંજાબમાં ફરી મહાસભામાં જ એક નવો પક્ષ ઉભો કરવાની મોટી ચળવળ ચલાવી હતી તે પણ એમણે આ પક્ષમાં મળી ફોકટ કરી હોય એમ જણાય છે. જુદા જુદા પક્ષો એકમત થઇ નોકરશાહીની અભેદ્ય દિવાલોમાં ગાબડા પાડે એ ઇષ્ટ છે, પણ સાચું કર્તવ્ય ભૂલી જઈ ફક્ત એકબીજા પક્ષોનો વિરોધ કરવાનું જ કામ આદરી બેસે તો વિનીતપક્ષના વિરોધના કારણે અસહકાર નિષ્ફળ જઇ જે પરિણામ આવ્યું એની જ પુનરાવૃત્તિ થવાનો સંભવ છે.

---